વર્ષ ૪ ૧૯૮૫ પુ૦ ૭
અંક ૨ માગશર અંક ૨

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत्पादम् ।



તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ

પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

# અનુક્રમણિકા

પુસ્તક ૭ — માગશર: ૧૯૮૫ — અંક ૨





શુદ્ધિ: પૃ. ૧૦૭ લીટી ૧૫ મી—'શું દયાનંદ કે આયર્ન વીર રક્ષક વિશેષ હતા?' ને બદલે 'શું દયાગમ કે આયર્ન વીર્યરક્ષક વિશેષ હતા?' એમ વાંચો.



## પ્રસ્થાનના એજન્ટો

અમદાવાદ: ગુજરાત સાહિત્ય મંદિર, રીચીરોડ
વડોદરા: મોતીલાલ શામળદાસ શર્મા, કોઠી સામે
ભરૂચ: ગિરધરલાલ ચતુરભાઈ શેઠ, નવચોકી
મુંબાઈ: સી. જમનાદાસની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ
આર. આર. શેઠની કું. કેશવબાગ,
જીવનલાલ એન્ડ સન્સ, કાલબાદેવી રોડ
ગટુલાલ એન્ડ કું. પ્રાર્થના સમાજ પાસે
૨૭૦, ગિરગામ બેકરોડ.

પ્રકાશક: રમણીકલાલ કેશુરભાઈ મોદી પ્રસ્થાન કાર્યાલય. પારસી અગિયારી સામે, ખમાસા ચોકી, અમદા
મુદ્રક: ચન્દનન વિશ્વનાથ પાઠક: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ.

# પ્રસ્થાન

## આ નવા વર્ષની ખાસ નવીનતા

(૧) પ્રેમાનંદનો હાસ્યરસ, સરસ્વતીચંદ્રનું માનસ, વગેરે અધૂરી રહેલી લેખમાળા પૂરી કરવામાં આવશે

(૨) 'શાકુન્તલ' 'રાઇનો પર્વત' વગેરેનો અભ્યાસ વાચકો સમક્ષ તંત્રીશ્રી રજુ કરશે

(૩) બોલ્શેવિઝમ અને જગતના બીજા રાષ્ટ્રોના રાજતંત્રોની ચર્ચા લેખમાળા રૂપે આપવામાં આવશે

(૪) પૂર્વ તેમ જ પશ્ચિમના ઇતિહાસના વીર પુરુષોના જીવનચરિત્રો કે ઇતિહાસના રહસ્યપૂર્ણ બનાવોની ચર્ચા થશે

(૫) અનુકૂળતા મુજબ ત્રણેક ખાસ અંકો આપવામાં આવશે

### આ સિવાય

ટુંકી વાર્તાઓ, નાટકો, સ્વૈરવિહાર, અમેરિકાના પત્રો, જ્ઞાનગોચરી, લોકચર્ચા વગેરે વિભાગો તો હશે જ

## સં. ૧૯૮૫ના ગ્રાહકોને

## રૂપિયા ત્રણનાં પુસ્તકો

# ભેટ

## ભેટ માટેની સુચનાઓ

પુસ્તકો નીચેની રીતે 'પ્રસ્થાન'ના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવશે

(૧) જે ગ્રાહકનું સં. ૧૯૮૫ના કારતકથી આસો સુધીનું લવાજમ મળી ગયું હશે તેમને જ આ લાભ મળી શકશે

(૨) પુસ્તકોના નીચે પ્રમાણે સેટ પાડ્યા છે. જે ગ્રાહકને જે સેટ જોઇતો હોય તે પ્રમાણે લખી જણાવવો. અમુક જ સમયમાં નકલો મળેલી હોવાથી કદાચ એક સેટ ખલાસ થઈ જાય માટે દરેક ગ્રાહકે આ ૧૨ સેટમાંથી ૩ સેટ પસંદ કરી લખી જણાવવા, જેથી એક ખલાસ થયો હોય તો બીજો અથવા ત્રીજો મોકલી શકાય. એકનો નંબર જણાવશો તો પણ ચાલશે. ત્રણે સેટ ખલાસ થયા હશે તો ગમે તે મોકલાશે

(૩) એ પુસ્તકો મોકલવાનો ખર્ચ ગ્રાહકને શિર રહેશે. એટલે એના ટપાલખર્ચના ૦-૮-૦ દરેક ગ્રાહકે લવાજમ સાથે જ મોકલવા.

---

લવાજમ વાર્ષિક રૂ. ૫-૦-૦ ૭ માસના રૂ. ૩-૦-૦ પરદેશના રૂ. ૬-૮-૦

# સેટો

(૧) અસહકાર (ખાદી) — કિં ૩–૦–૦

(૨) અસહકાર (કાર્ડબોર્ડ) — ૨–૮–૦
કેરીઆની લડત — ૦–૪–૦

૩) કારાવાસની કહાણી — ૦ ૧૨ ૦
મંદિરપ્રતાપ (કાચુ) — ૧–૪–૦
કેરીઆની લડત — ૦–૪–૦
રાષ્ટ્રગીત (કાચુ) — ૦ ૧૨ ૦
૩–૦–૦

૪) ખેડાની લડત — ૧–૮–૦
કારાવાસની કહાણી — ૦–૧૨–૦
અનતા (નાટક) — ૦–૮–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

) ચંપારણ્યમા ગાંધીજી — ૧–૮–૦
કારાવાસની કહાણી — ૦–૧૨–૦
અનતા — ૦–૮–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

કાળાપાણીની કથા (કાચુ) — ૧–૪–૦
રાષ્ટ્રગીત — ૦–૧૨–૦
કારાવાસની કહાણી — ૦–૧૨–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૭) કાળાપાણીની કથા (પાકુ) — ૧–૮–૦
કારાવાસની કહાણી — ૦–૧૦–૦
અનતા — ૦–૮–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૮) મંદિરપ્રતાપ (કાચુ) — ૧–૪–૦
કાળાપાણીની કથા (પાકુ) — ૧–૮–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૯) ખેડાની લડત — ૧–૮–૦
કાળાપાણીની કથા — ૧–૪–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૧૦) ચંપારણ્યમા ગાંધીજી — ૧–૮–૦
કાળાપાણીની કથા — ૧–૪–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૧૧) ખેડાની લડત — ૧–૮–૦
મંદિરપ્રતાપ — ૧–૪–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

(૧૨) ચંપારણ્યમા ગાંધીજી — ૧–૮–૦
મંદિરપ્રતાપ — ૧–૪–૦
કેરીઆની લડત — ૦–૪–૦
૩–૦–૦

આ ઉપરાંત 'પ્રસ્થાન'ના ગ્રાહકોની સગવડતા ખાતર

## પ્રસ્થાન પુસ્તક ભંડાર

ના વિચાર ચાલે છે. 'પ્રસ્થાન' તથા 'સસ્તુ સાહિત્ય ગ્રન્થમાળા'ના કામ ઉપરાંત આ પહોંચી વળાય એમ લાગશે તો એકેક માસ પછી એ ચાલુ કરવા ઉમેદ છે. ...ન'ના ગ્રાહકોને એનો ખાસ લાભ મળશે એ માટેની વિશેષ યોજના નક્કી થયે ...ન'મા રજુ કરીશુ

વ્યવસ્થાપક—'પ્રસ્થાન'

## પ્રસ્થાનનો

'પ્રસ્થાન' વિષે મતપ્રદર્શનની જરૂર હોય? ગુજરાત એની કદર કરશે જ..

આચાર્ય આનંદશંકર ધ્રુવ

'પ્રસ્થાન' વિષે મારો ઊંચો મત છે 'પ્રસ્થાન' એક ઉચ્ચ કોટીનું માસિક છે અને તે વાચકવર્ગના આદરને પાત્ર છે

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

'પ્રસ્થાને' અત્યાર સુધીમાં ગુજરાતી ભાષાની સુંદર સેવા કરી છે. અને હવે તો શ્રી રામનારાયણભાઈ અનન્ય નિષ્ઠાથી એને ખીલવવાના છે એટલે 'પ્રસ્થાન' પાસેથી જાહેર સેવાની ઘણી આશા રખાય શ્રી રામનારાયણભાઈના સરકારી અધ્યયનનો નીચોડ 'પ્રસ્થાન' મારફતે પ્રજાને મળવાનો છે. એને વધાવી લેવામાં પ્રજા પોતાનો સ્વાર્થ જ સાધશે

કાકા કાલેલકર

.. ...હાલ ચાલતા માસિકોમાં 'પ્રસ્થાન' ઉચ્ચ અને શુદ્ધ ભાવનાઓ મેવારસિક અને મનનીય રૂપોમાં સમર્પવા માટે પ્રથમ વર્ષમાં જ જાણીતું થઈ ચૂકેલું છે અને એનું કાર્યક્ષેત્ર તેમ એનું વગક્ષેત્ર ઝડપથી વધે એમ અંતઃકરણથી ઇચ્છું છું

પ્રો. બલવંતરાય ક ઠાકોર

અત્યાર લગીના 'પ્રસ્થાન'ના જે જે અંકો મ્હેં દીઠા છે તે ઉપરથી આ પત્રની અનેકદેશીયતા તથા ઉચ્ચ ભૂમિકા એ બન્નેની બહુ સારી છાપ મ્હારા મન ઉપર પડી છે વર્તમાન ગુજરાતમાં એનું સ્થાન મ્હને અનોખું જ લાગે છે, અને નૂતન ગુજરાતને વિદ્વત્તા, રસિકતા, દેશભક્તિ તેમ જ વિશાળ દૃષ્ટિ એ સર્વેનું આસ્વાદન કરાવનાર આવું બીજું ગુજરાતી પત્ર મ્હારા જાણવામાં અત્યારે નથી

મા કાન્તિલાલ છ. પંડ્યા

The 'Prasthan' is, in my opinion, easily the best monthly in Gujarati Most of our magazines are indifferently edited and contents of an average monthly are generally ill-assorted The 'Prasthan' is an exception, primarily on account of the exceptional discrimination exercised by Mr Pathak To him also must be given the credit for introducing a new feature in our periodical literature, of concisely but adequately reviewing new books The 'Prasthan' has undoubtedly set up a new standard for our periodicals

**N. C. Mehta.** I C S

# સરસ્વતી ગ્રન્થમાળા માટેના

# અભિપ્રાયો

ગુજરાતમાં આજસુધીમાં આરંભાએલી અને અસ્તિત્વ ધરાવતી તમામ ગ્રન્થમાળાઓમાં સાહિત્યના પ્રચાર અને સસ્તાપણામાં કદાચ સૌને પાછળ મુકી દેતી આ સરસ્વતી ગ્રન્થમાળાના પ્રથમ પુસ્તક તરીકે મહાદેવ દેસાઈની કલમના પ્રસાદ રૂપ વીર વલ્લભભાઈ મળે છે ઇચ્છીએ કે ગુજરાત આ નવીન ગ્રન્થમાળાનો પૂરેપૂરો લાભ ઉઠાવશે

સૌરાષ્ટ્ર તા ૬-૧૦-૨૮

આ ગ્રન્થમાળાની યોજના પણ અજબ રચી છે દોઢ રૂપિયામાં આશરે ૭૦૦ પૃષ્ઠોના પુસ્તકો એક વર્ષમાં આપવાની તે યોજના છે તે જોતાં તેને સસ્તુ સાહિત્ય પ્રકાશનની જ એક યોજના કહેવામાં બાધ નથી

પ્રજાબંધુ તા ૩૦-૧-૨૮

પ્રથમ પુસ્તક (વીર વલ્લભભાઈ) તો વખાણવા લાયક છે જ, પરંતુ આ ગ્રન્થમાળાની યોજના તેનાથીય વધારે પ્રશંસાપાત્ર છે

[illegible] તા ૬-૧૦-૨૮

બની શકે તેમણે તો આ ગ્રન્થમાળાના જ ગ્રાહક બનીને તેના ઉત્સાહી સંચાલકોને પ્રોત્સાહન આપવું જોઈએ

આર્યપ્રકાશ ૧૪-૧૦-૨૮

પ્રસ્થાનની રૂ ૧-૮-૦ માં વાર્ષિક બાર પુસ્તકો મેળવવાની યોજનાને પણ સૌ સત્કારશે એમ આશા રાખીએ છીએ

પ્રતાપ તા ૧૨-૧૦-૨૮

ગુજરાતમાં સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી સસ્તુ સાહિત્ય બહાર પાડવામાં આવ્યું ત્યારપછી નવજીવન પ્રકાશન મંદિર તરફથી તેવું જ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું અને હવે પ્રસ્થાન કાર્યાલય તરફથી તેવું પણ સસ્તુ સાહિત્ય બહાર પાડવામાં આવે છે તે જોઈ ક્યા સાહિત્યપ્રેમીને આનંદ નહિ થાય?

નૂતન ગુજરાત તા ૨૩-૯-૨૮

## રૂપિયો દોઢ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવો

| બહાર પડેલા પુસ્તકો | | તૈયાર થાય છે |
|---|---|---|
| વીર વલ્લભભાઈ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ | ૦-૭-૬ | પંજાબકેસરી લાલાજી |
| રાજાજીની વાતો | ૦-૩-૦ | બાળવાની વાતો |
| દરેકનો ટપાલખર્ચનો અઢી આનો વધુ | | અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ |

❊ જાહેર ખબર આપો ❊ જાહેર ખબર આપો ❊ જાહેર ખબર આપો ❊

એ વિષે તો હવે બે મત છે જ નહિ

કે

જે માસિક ઉચ્ચ કોટિનું હોવા સાથે ફેલાવો પામ્યું હોય તેમાં જ ધંધાદારીઓએ પોતાની જાહેરખબર આપવી જોઇએ.

# પ્રસ્થાન

એક તેવું જ માસિક છે.

એની સાબિતી માટે 'પ્રજામિત્ર અને કેસરી'એ મેળવેલા મતો જોશો. એણે 'ગુજરાતનું ઉત્તમોત્તમ માસિક કયું?' એવો એક પ્રશ્ન ઇનામી હરિફાઈમા પુછી જાહેર પ્રજાના મતો નિમંત્ર્યા હતા; અને તેમા 'પ્રસ્થાન' ને સર્વથી વધારે મતો મળ્યા હતા.

આમ હકીકત છે તો

તમે તમારી જાહેરખબર પ્રસ્થાનમાં જ આપો.

## આવતા અંકથી.

| ભાવતાલ નીચે પ્રમાણે- | ૧ પાનું | ૦॥ પાનું | ૦। પાનું |
|---|---|---|---|
| આખું વર્ષ | ૮૦ | ૫૦ | ૩૦ |
| છ માસ | ૫૦ | ૩૦ | ૨૦ |
| ત્રણ માસ | ૩૦ | ૨૦ | ૧૨ |
| એક માસ | ૧૨॥ | ૮ | ૫ |

‡ પાનાનું કદ ૮" × ૫" ઇંચ રહેશે

§ જા. ખ. [illegible] કાગળ પર છપાશે.

+ જા. ખ. ના નાણાં અગાઉથી લેવામાં આવશે

જા. ખ. સુંદર અને આકર્ષક કરવામાં ખૂબ કાળજી રાખવામાં આવશે.

❊ જાહેર ખબર આપો ❊ જાહેર ખબર આપો ❊ જાહેર ખબર આપો ❊

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ માગશર : ૧૯૮૫ અંક ૨

# કેટલાંક પંજાબી ગીતો

[ નીચેના પંજાબી ગીતોને મળતા આપણા લોકસાહિત્યમા પણ ગીતો હશે એવી શ્રદ્ધાથી અમે આપણા લોકસાહિત્યના શોધક અને અભ્યાસી બાઠશી ઝવેરચંદ મેઘાણીને તે શોધી આપવા વિનંતિ કરી તેમણે તે પ્રમાણે ગીતો શોધી આપી તથા તે વિષે નોંધો આપી અમને ઉપકૃત કર્યા છે. હિંદુસ્થાનના વિવિધ પ્રાન્તોમા કેટલુ હાર્દિક ઐક્ય છે તે આથી સુવ્યક્ત થાય છે **તંત્રી** ]

દેશનું સાહિત્ય એના પ્રચલિત ગીત, એની લોકોક્તિઓ તથા એની વાતો, એ દેશમા વસતા લોકોના તે સમયના સામાજિક, માનસિક અને આચારવિષયક સ્થિતિનું દિગ્દર્શન કરાવે છે એ દિગ્દર્શનમા આપણે જનતાના માનસરોવરમા ઊઠતા તરંગો, એની પ્રવૃત્તિઓ અને મનોવિકારોની રેખા સ્પષ્ટસ્વરૂપે જોઇ શકીએ છીએ એ ભંડાર તો એવો છે કે તેમા તે જાતિના મનુષ્યપ્રકૃતિ તથા દેશકાળને લગતો અનુભવ ભરેલો જ રહે છે કૃષિ તથા વ્યવસાય સાથે સબંધ ધરાવનાર કહેવતો આ કથનની સાબિતી આપે છે પંજાબમા સામાન્ય કહેવતો અને ગીતો સિવાય બીજી ઘણી યે કહેવતો અને ગીતો મળી આવે છે કે જેનો સબંધ વિશેષત જનસમાજ સાથે સંકળાયેલો છે દાખલા તરીકે કેટલાક ગીતો એવા છે કે જેનો સબંધ વ્યાપાર અગર તો નોકરી કરનાર બ્રાહ્મણો અને ક્ષત્રિયો સાથે છે એ ગીતો બ્રાહ્મણ ક્ષત્રિયોની સ્ત્રીઓજ ગાય છે એમા એમના સમાજનુ ચિત્ર આલેખાયેલુ હોય છે કેટલાક ગીતો એવાયે છે કે જેને ખેડૂત વર્ગની સ્ત્રીઓ જ ગાય છે એમા કૃષક જીવનના દશ્યો અને ઘટનાઓનુ વર્ણન હોય છે

સરકારે ભિન્ન ભિન્ન જીલ્લાના ગેઝેટિયરોમા તે તે જીલ્લામા વસતી જૂદી જૂદી જાતિઓમાથી મળી આવતી કહેવતોનો સગ્રહ કર્યો છે, અને તેનો અનુવાદ પણ સાથે સાથે આપવામા આવ્યો છે પરન્તુ આજદિન સૂધી સ્ત્રીઓના ગીતોનો સગ્રહ જોવામા નથી

આગ્યો, અને તેના અનેક કારણ છે કેટલાક સભ્યતાના અભિમાની લોકોની ફરિયાદ મુજબ સ્ત્રીઓ બીભત્સ ગીતો ગાય છે અને તેથી લગ્ન ઇત્યાદિ પ્રસંગોએ સ્ત્રીઓને એવા ગીતો ગાતા અટકાવે છે. તેઓ એ કાર્ય હારમોનિયમ અને તબલા સાથે ગાનારા ભજનિકો અને ગવૈયાઓ પાસેથી લેવા ઇચ્છે છે, પરન્તુ સાચુ કહીએ તો જે રસ અને પ્રભાવ સ્ત્રીઓના હારમોનિયમ અને તબલાવિહીન સીધા સાદા ગીતોમા હોય છે એનો દશાશ પણ એ ગાયનાચાર્યોના ગાનમા નથી હોતો સાથે સાથે એ પણ કહેવું જોઈએ કે સ્ત્રીઓના બધા યે ગીતો અશ્લીલ અને ગદા અને ગાયનાચાર્યોના બધા યે ગીતો સાગ જ હોય છે એમ પણ નથી સ્ત્રીઓને ગાતા અટકાવવી એ એમને એક જન્મસિદ્ધ અધિકારથી વચિત કરીને મનુષ્ય સમાજને શોક સમાજમા ફેરવી નાખવાની કુચેષ્ટા કરવા બરાબર છે આગળ જે થોડાક પજાબી ગીતો આપવામા આવ્યા છે એ ઉપરથી ખાત્રી થશે કે તે કેટલા નિર્દોષ અને કરુણારસપૂર્ણ છે એ લોકોમા અનેક ગીતો એવા છે કે જે લગ્નપ્રસગે પુત્રીને વિદાય આપતી વેળાએ ગવાય છે. એ સમયે ભાગ્યે જ કોઇ એવું પાષાણહૃદય હશે કે જે સજળ નયન ન બને

પજાબમા ચાર પ્રેમકાવ્ય બહુ પ્રસિદ્ધ છે, અને તે (૧) હીર-રાઝા, (૨) સસ્સી-પુન્નૂ (૩) સોહની-મહિવાલ અને (૪) મીર્ઝા-સાહિબાઁ છે એમા હીર, સસ્સી, સોહની અને સાહિબાઁ પ્રેમિકાઓ અને રાઝા, પુન્નૂ, મહિવાલ અને મીર્ઝા પ્રેમી હતા એમના પ્રેમના પદ્યાત્મક કિસ્સા લાખોની સખ્યામા વેચાય છે ગામડાના લોકો મડળીઓમા બેસીને એ ગાય છે ઘણા ભણેલા લોકો એને અશ્લીલ સમજે છે, પરન્તુ એવા વિદ્વાનોની સખ્યા પણ ઓછી નથી કે જેઓ તેને સુન્દર દષ્ટિએ નિહાળે છે હીર-રાઝાનો તો અગ્રેજીમા પણ અનુવાદ થઇ ગયો છે અને તે એક વિદ્વાન પાદરીએ કર્યો છે, અને તેથી જ આ કિસ્સા પર તો શિષ્ટતાની છાપ વાગી છે

કેટલાક સદાચાર અને શિષ્ટતાના ઠેકેદારો શૃગાર અને અશ્લીલતાનો કાઇ ભેદ નથી પાડતા સ્ત્રીઓના ઘણા ગીતો શૃંગારરસમા તરબોળ હોય છે એ વાત સાચી છે, પરન્તુ એને અશ્લીલ કહેવા એ મૂર્ખાઇ છે જે લોકો 'શાકુન્તલ' અને 'As You Like It' ની પ્રશસા કરતા થાકતા જ નથી તેઓ કયા મુખે સ્ત્રીઓના લગ્ન સંબંધી ગીતોની નિન્દા કરવાનું સાહસ કરે છે એ સમજાતુ નથી.

પંજાબી ગીતો આપતા પહેલા એક વાતનો ખુલાસો આપવો જરૂરનો છે એ ગીતોનો અર્થ પૂરેપૂરો આપવો અશક્ય છે, પરન્તુ જે સજ્જનોને પજાબી ભાષાનું સાધારણ પણ જ્ઞાન હશે, અને જે પજાબના રીતરિવાજોથી કાઇક અંશે પણ પરિચિત હશે તેઓ આ ગીતોનો આનન્દ પૂરેપૂરો માણી શકશે

(૧)

એક યુવતિનો એક ભાઇ છે. એની માતા મરણ પામી છે. પિતાએ ફરીથી-બીજી વારનું લગ્ન કર્યું છે પરણ્યા પછી યુવતી પોતાને સાસરે ગઇ છે ત્યા ભઇયરની મજાઈ કહે છેઃ

ઉડ઼ જા ચિડ઼િયે ની ઉડ઼ બહ જા ખિડ઼કી
મેરી અમ્બડ઼ી બાઝોં ની સબ દેવન ઝિડ઼કી
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે

ઉડ઼ જા ચિડ઼િયે ની ઉડ઼ બહ જા છતની
મેરી અમ્બડ઼ી બાઝોં કૌન ભેજે કતની ?
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે.

ઉડ઼ જા ચિડ઼િયે ની ઉડ બહ જા રેતે
મેરી અમ્બડ઼ી બાઝોં ની કૌન કરદા ચેતે,
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે.

ઉડ઼ જા કાઁમાં, બે તેરિયાઁ લમ્બિયાઁ છાઁમાં
મરણ મતેઇયાઁ જુગ જીવન માઁમાં
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે.

ઉડ઼ જા ચિડ઼િયે ની ઉડ બહ જા રોડ઼ી
મેરી અમ્બડ઼ી બાઝોં કૌન ભેજે ડોરી
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે.

ઉડ઼ જા ચિડ઼િયે ની ઉડ઼ બહ જા કાને
મેરી અમ્બડ઼ી બાઝોં ની સસ દેવે તાને
મેરે બાબલ દિતડ઼ી દૂરે,
દૂરે, બે સુન ધર્મી વીરા, પરદેસન બૈઠી ઝૂરે.*

[ હે ચકલી તું ઊડી જા અને બારણા પર જઈને બેસ. મારી મા નહિ હોવાથી સૌ મને મ્હેંણાં મારે છે. મારા પિતાએ મને દૂર દેશમાં વળાવી છે. હે મારા પ્રિય ધર્મી ભાઈ! હું પ્રવાસિની તને મળવાને કાજે ઝૂરી રહી છું.

હે ચકલી તુ ઊડી જા અને છત પર જઈને બેસ. મારી માતા વિના કોણ મને કતની મોકલશે ? ( કતની એક નાનીશી પેટી હોય છે, જેમાં છોકરીઓ પૂણીઓ રાખે છે. ) હે મારા પ્રિય ધર્મી ભાઈ! હું પ્રવાસિની તને મળવાને કાજે ઝૂરી રહી છું.

હે ચકલી તું ઊડી જા.અને રેતમાં જઇને બેસ. મારી માતા સિવાય મને બીજું કોણ યાદ કરે ? હે મારા પ્રિય ધર્મી ભાઇ ! હું પ્રવાસિની તને મળવાને કાજે ઝૂરી રહી છું.

હે કાગડા તું ઊડી જા. તારી છાયા લાંબી થાઓ; વિમાતાઓ મરી જાય અને માતાઓ યુગ યુગ સુધી જીવતી રહો! હે મારા પ્રિય ધર્મી ભાઈ! હું પ્રવાસિની તને મળવાને કાજે ઝૂરી રહી છું.

હે ચકલી તું ઊડી જા અને રોડી (સ્તૂપ) પર બેસી જા. મારી માતા વિના મારે માટે ડોળા કોણ મોકલે! અર્થાત્ માતાના મૃત્યુ બાદ મારી સંભાળ રાખનાર પિયરમા કોઈ નથી રહ્યું.

હે ચકલી તું ઊડી જા અને ડાળી પર બેસી જા. મારી માતા નથીઃ એટલે સાસુડી મને મ્હેણાં મારી રહી છે.* ]

અમુક દિવસે અને તહેવારોના પ્રસંગે પુત્રીને પિયરથી કાંઇ ચીજ ન આવે તો અનેક ધનલોલુપ કર્કશા સાસુઓ એને અનેક પ્રકારના મ્હેણા ટુણા મારે છે. માતાના મરણ બાદ પિયરથી બીજું કોઇ કાંઈ નથી મોકલતું. આવા વખતે પુત્રીને માતાની યાદી દુઃખ આપે છે અને તે પોતાના પ્રિય સહોદરના દર્શનને કાજે ઉત્સુક બને છે.

માતા અને પુત્રી, અને બ્હેન તથા ભાઈના પવિત્ર પ્રેમનો કેવો નિર્મળ અને કરુણાજનક ચિતાર છે!

## (૨)

દીકરીને વિદાય આપતી વેળાનું ગીતઃ

સઠ સહેલી બાબલ દર ખડ़ી,
મૈનૂ નહીં મિલન દા ચાવ રે, સુન બાપ મેરે,
કિ હુર મન ચાવ રે,
કિ દિલ દરિયા ઓ રે.

---

* પંજાબી ગીત ૧. આપણા લોકસાહિત્યમા માતા મરી ગઈ હોય તેના પર વિલાપનું કોઇ ગીત જાણવામાં નથી. પરંતુ સાસુના સતાપથી પીડાતી દીકરી માવતરને પખી સાથે સંદેશા મોકલતી હોય તેવા ગીતો છે. જેવા કે

દાદા તે દીકરી વઢીઆરે નો દેજો જો!
વઢીઆરી સાસુડી દાદા દોહલી.
દિ'એ દળાવે અને રાતડીએ કતાવે જો,
પાછલે ને પરોઢિયે પાણીડાં મોકલે.

ઈત્યાદિ

અથવા

એક અન્ધર સમળી સમસમે
બેની! મારો સંદેશો લઇ જા!
મારા દાદાને એટલું જઇ કે'જે
તારી દીકરીને પડિયાં દુઃખ.
દીકરી દુઃખ રે હોય તો વેઠીએ
દીકરી સુખ તો વેઠે સૌ.

ઈત્યાદિ

ગલિયૉં તે બાબલ તેરિયૉં પર્વત હોઈયૉં,
અર્ઙ્ગન હોઇયા પરદેસ રે, સુન બાપ મેરે,
કિ હર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે.

સોહ્ના તે ડોલા બાબલ દર ખડ઼ા,
મૈંનૂ નહીં ચઢ્ઢન દા ચાવ રે, સુન બાપ મેરે,
કિ હર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે.

તાકિયૉં ભરિયૉં બાબલ ગુડ઼િયૉં છડ઼િયૉં,
મૈંનૂ નહીં ખેડન દા ચાવ રે, સુન બાપ મેરે,
કિ હર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે.

માઁ રોંદી દી અઁગિયા ભિજ ગઈ,
ભાબો દે મન ચાવ રે, સુન બાપ મેરે,
કિ હર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે.

[ ભાવાર્થઃ પિયરથી સાસરે જતી વખતે પુત્રી કહે છે કે હે પિતા ! સાઠ સાહેલિયો દરવાજે ઊભી છે પરન્તુ મને એમને મળવાની હોશ નથી. હે પિતાજી ! સાંભળો, પ્રત્યેકના મનમાં આ સમયે ઉમંગ હોય છે અને હૃદય નદી સમું વિશાળ બની રહ્યું છે. (બીજો અર્થ એ પણ થઇ શકે છે કે મારા મનમાં પતિમિલનના હોંશ છે, અને મારૂં હૃદય નદીના જેવું ભરપૂર છે.)

હે પિતા ! તમારી ગલીઓ મારે કાજે પર્વત સમાન બની રહી છે અને આંગણું પરદેશ બન્યું છે; કારણ કે લગ્ન પછી પિતાનું ઘર કન્યાને કાજે પરાયું બને છે.

હે પિતા ! સુન્દર પાલખી દ્વાર પર ઊભી છે; પરન્તુ મને એમાં બેસવાનું મન નથી.

હે પિતા ! હું રમકડાં ભરેલાં તાકાં છોડીને જાઉં છું, મને હવે રમવાના કોડ નથી.

રૂદનથી માતાનું અંગ ભીંજાઇ ગયું છે, પરન્તુ ભાભી પ્રસન્ન છે. હે પિતાજી, સાંભળો.×]

આ ગીત સ્ત્રીઓ એવા હૃદયદ્રાવક સૂરે ગાય છે કે વર અને કન્યા બન્ને પક્ષનાં લોકોની આંખમાંથી આંસુ સરી પડે છે.

---

× **પંજાબી ગીત. ૨-૩-૪.** એ ત્રણે પુત્રીને વિદાય દેતી વેળાનાં ગીતો છે. એને મળતાં વિદાય ગીતો આપણે ત્યાં પણ છે. પરંતુ ગીતેગીત મળતું નહિ આવે. સમગ્ર ભાવ બરાબર ઊઠે છે. ચોથા ગીતમાં દીકરીએ પોતાને 'ચિડિયાં'ની ઉપમા આપી છે, તે જ પ્રમાણે આપણે ત્યાં—

( ૩ )

પુત્રીને વિદાય કરતી વેળાનુ બીજુ ગીત

બાબે દી મૈ લાડલી, મૈ નૂ દાહી દિતડા દૂર વે,
લખદાતી દિતડા દૂર.
બાબા ધર્મ કરે દિયા, મૈં નૂ રખ લૈ અજ દી રૈન વે,
મૈં નૂ રખ લે અજ દી રૈન.
બારાઁ બરસાઁ રખ કે, મૈ નૂ ઇક ન રખિયા રૈન.

[ ભાવાર્થ હુ દાદાની લાડકી હતી, પરન્તુ લાખ્ખોનું દાન કરનારા દાદીએ મને દૂર દેશમા વરાવી હે ધર્મીષ્ટ દાદાજી ! મને આજની રાત તમારે ત્યા રાખો મને તમારે ત્યા બાર વર્ષ સુધી રાખી છે તો શુ એક રાત વધુ રહેવા દેવાની કૃપા નહિ કરો ?× ]

જૂના સમયના હિન્દુઓ બાર વર્ષથી મોટી ઉમ્મરની કન્યાને અવિવાહિત રાખવામા પાપ ગણતા હતા

( ૪ )

સાઁડા ચિડિયાઁ દા ચમ્બા વે, બાબલ અસાઁ ઉડ જાના,
સાડી લમ્બી ઉડારી વે, બાબલ કેહડે દેસ જાનાઁ.
તેરા ચૌંકા–ભાણ્ડા વે, બાબલ તેરા કૌન કરૂ ?
તેરે મહલાઁ દે બિચ બિચ વે, બાબલ મેરી માઁ રોવે.
માઁ ફેર મિલા દેઉંગા, ધીએ ઘર જા અપને,
તેરે તાકાઁ દે બિચ બિચ વે, બાબલ સાડિયાઁ ગુડિયાઁ રૂલન

[ભાવાર્થ· "હે પિતા ! અમારો પખીઓનો મેળો છે, અમારે એક દિવસ ઊડી જવાનું છે. અમારૂ ઊડણુ લાબુ હશે અમે ઊડીને કયા દેશમા જઇશુ એ જાણતા નથી. હે પિતા ! મારા ગયા પછી તમારે માટે રસોઇ કોણ કરશે ? તમારા મહેલોમા મારી માતા રૂદન કરી રહી છે " પિતા કહે છે કે "હે પુત્રી ! તારી માતાને ફરી મેળાપી આપીશ, તું હવે તારે ઘેર જા " ' પિતાજી ! તમારા કબાટમા મારા રમકડા છૂટા છવાયા વિખરાયેલા પડયા છે." "એની સાથે તારી ભત્રિજીઓ રમશે, પુત્રી ! તુ હવે તારે ઘેર જા "× ]

જીવનો અસાર સસારની સાથે કેવો મોહ બતાવવામા આવ્યો છે !

---

૧

દાદાને આંગણે આંબલો, આંબલો ઘેર ગંભીર જો !
એક તે પાન મેં ચૂંટયુ, દાદા નો દેજો ગાળ જો !
અમે રે લીલુડા વનની ચરકલડી, ઊડી જાશુ પરદેશ જો !
આજ રે દાદાજીના દેશમાં કાલે જાશું પરદેશ જો !
દાદાને વાલા દીકરા, અમને દીધાં પરદેશ જો, !

સુંદરી (આવૃત્તિ ૨ જી) પૃ. ૮૪.

( ૫ )

રાત અઁધેરી બિજલી કૂકે કૌન લઁઘાવે પાર,—
મૈં પરદેશન દેસ બેગાને કોઇ ન અપનો યાર.
ડૂઁહગી નદિયા બેડી ન પત્તન, મૈં હોઇ લાચાર,
એસ જંગલ બિચ કોઇ ન સુનદા જે કૂકઁા બારમ્બાર.

---

૨

આ દશ આ દશ પીપળો, આ દશ દાદાનાં ખેતર !
ડેલી વળામણ મારો દાદોજી, દીકરી ડાયલાં થાજો !

ઈત્યાદિ ચું. પૃ. ૯૬

આ જ રીતે એની એ પંક્તિઓની આગળ—

શેરી વળામણ મારી સૈયરૂં, એની ડાયલાં થાજો !

*

ઝાંપલા વળામણ મારી માતાજી, એની ડાયલાં થાજો !

*

સીમડા વળામણ મારો વીરોજી, એની ડાયલાં થાજો !

( ચું. પૃ. ૯૬ )

ગૂંથીને ફરી ફરી ગવાય છે. પંજાબી ગીતમાં રમકડાંનો ઉલ્લેખ છે, એ જ રીતે આપણા વિદાય ગીતમાં નીચે મુજબ છે:—

૩

એક આવ્યો'તો પરદેશી પોપટો,
એની રમતાં'તાં માંડવ હેઠ ધૂતારો ધૂતી ગયો !
એની મેલ્યાં ઢીંગલ મેલ્યાં પોતીયાં,
એની મેલ્યો સૈયરીઓનો સાથ ધૂતારો ધૂતી ગયો !

ચું. પૃ. ૯૮

૪

વાળી વાળી દાદા પૂછે વાત,
આજ માંડવ કેમ અણોહરો રે.
દીવડો તે હતો એની બાને હાથ
મેલીને ચાલ્યાં સાસરે રે.

ચું. પૃ. ૯૭

પરંતુ પંજાબી ગીતોની માફક સુવ્યવસ્થિત કલાત્મક શૈલીનો વિકસેલો કરુણરસ આપણાં આ ગીતોમાં નથી. વળી આમાં કન્યાની પોતાની ઉક્તિ ઓછી છે. મને પંજાબી ગીતો ઘણાં ચડિયાતાં લાગે છે.

આના સંબંધમાં આપનું ખાસ લક્ષ્ય હું ગુજરાતનાં 'ખાયણાં' તરફ ખેંચું છું. એ 'ખાયણાં'નો સંગ્રહ સુરતવાળા ભાઈ ઈશ્વરલાલ ઘીમાવાળા તરફથી બહાર પડવાની તૈયારીમાં છે. એની અંદર દીકરીએ માતાને સંબોધીને ગાયેલાં કલ્પાંત આ પંજાબી ગીતોને પણ મળતાં આવે છે. કેટલાંક ખાયણાં તો ખૂબ જ ભાવવાહી છે.

ઐધર તક્કાં ઓધર તક્કાં નજર કોઈ ન આવે,
જો કોઈ અપના હેથ ફડ઼ા કે પાર લંઘાદા જાવે.
ઓહસી કેહડા એલા લૈઠ઼ા જદ છડ કે ઘર મૈં હાય.
ચલ્લી પૈણ્ડે દૂર દુરાડે આઈ દેસ પરાય.
ઠાઠાં મારે પાની નદી દા થર થર કમ્બે જી,
પૈર ન પાવાં ડરદી મારી દૂર ખડ઼ી ડર દી.
રબ્બા કિસ નૂ કૂક સુનાવાં કોઈ ન હમદર્દી,
કિસે નૂ કેહા દોસ મૈં દેવાં લેખ બિચ એહો સી.
રબ્બા મૈં નૂ કૌન બચાવે તૂં હી આન બચા,
જે કોઈ ચેતોં ભુલચુક હોઈ તૂ ઉસ તે પરદા પા.
એક અંધેરી રાત બિચ મૈં નૂ સચ્ચા રાહ દિખા,
જીસ કણ્ઢે મૈં જા કે પહુંચના તૂ ઉસ કણ્ઢે પહુંચા.

[ અર્થ: અન્ધારી રાત છે. વિજળી ચમકી રહી છે ! આવા સમયે મને કોણ પાર ઉતારશે ? હું પરદેશી અજાણ્યા દેશમા છુ, અહિં કોઇ મારો મિત્ર પણ નથી.

નદી ઊંડી છે અને નાવ કે ઘાટ કાઇ નથી એથી હું લાચાર છું. હું ગમે તેટલી વાર પોકાર કર્યો કરૂં; પરન્તુ આ ભવારણ્યમા મારૂ સાભળનારૂ કોઈ નથી.

હું ચારે તરફ નજર ફેરવું છુ પણ કોઇ એવી વ્યક્તિ નથી દેખાતી કે જે મારો હાથ પકડી પાર ઉતારે.

એ કેવો કુસમય હતો જ્યારે મેં ઘર છોડ્યું અને આ દૂર દૂરનો માર્ગ લઈ પરાયા દેશમા આવી પહોચી.

સરિતાનું જળ અટ્ટહાસ્ય કરી રહ્યુ છે મારો જીવ થરથર કંપી રહ્યો છે. ડરને મારો પગ એમાં મૂકતી નથી, દૂર જ ઊભી રહી ડરી રહી છું.

હે ભગવન્ ! રુદન કરી હું કોને સંભળાવું ? મારી સાથે સહાનુભૂતિ ધરાવનાર કોઇ ... હું બીજા કોઇને શા માટે દોષ દઉં ? મારા ભાગ્યમા જ એવું લખ્યું હતુ.

હે પ્રભુ ! મને કોણ બચાવે ? તુ જ આવીને ઉગાર. મારાથી જો કાંઇ ભૂલચૂક થઈ ... તો એના પર તુ પડદો નાખી દે.

અન્ધારી રાત્રિમા મને ખરો માર્ગ બતાવ જે કિનારે મારે પહોચવું છે ત્યા તુ મને પહોંચાડી દે ]

( ૬ )

કદી મિલીં ની માએં લોલિયે,
કિતે મિલે તાં દુઃખ ફરોલિયે.
મારોં મિલન તાં પૈ લૈંદી ઠંડ ની,
( આગળનાં ચરણ મળી શકયાં નથી )

[અર્થઃ કન્યા પોતાનાં સુખદુઃખ જેવાં માતાને કહી શકે છે તેવાં પિતાને કે અન્ય કોઇને કહી શકતી નથી. આથી સાસરે વસતી દુઃખી દીકરી માને યાદ કરી કહે છે કે હે મારી ભોળી માતા, જો કદિ તું મને મળે તો હું મારૂં દુઃખ તને દિલ ખોલીને કહી સંભળાવું. માતાના મિલનથી હૃદયને શાન્તિ પ્રાપ્ત થાય છે. ઈત્યાદિ.]

( ૭ )

ઘોડો

લોક કહે તેરા પુત અંધા, ( બે વાર )
માઁ કહે મેરે કુલ બિચ દીવા, મેરે લાડ લડિકિયા,
તુરિયો પલાના.

લોક કહે તેરા પુત ફૂતી, ( બે વાર )
માઁ કહે મેરે કુલ બીચ બૂટી, મેરે લાડ લડિકિયા,
તુરિયો પલાના.

લોક કહે તેરા પુત કાલા, ( બે વાર )
માઁ કહે મેરા સત–મતવાલા, મેરે લાડ લડિકિયા,
તુરિયો પલાના.

આ ગીત પુત્રજન્મના દિવસે અને લગ્નના કેટલાક દિવસો પહેલાં ગવાય છે.

[ ભાવાર્થઃ લોકો કહે છે કે તારો પુત્ર આંધળો છે, પરન્તુ મા કહે છે કે મારો પુત્ર કુલદીપક છે. હે મારા લાડકવાયા, તું ઘોડાની સ્વારી કર.

લોકો કહે છે કે તારો પુત્ર પરનિન્દક અને આચારભ્રષ્ટ છે, પરન્તુ મા કહે છે કે એ મારા કુળમાં રત્ન છે.

લોકો કહે છે કે તારો પુત્ર કાળો છે; પરન્તુ મા કહે છે કે મારો પુત્ર સાત બુદ્ધિવાળો છે.× ]

( ૮ )

ભાઇને ઘેર પુત્રજન્મ થયો છે. બ્હેન વધામણી દેવા આવે છે. ભાભી એનું સ્વાગત અને સત્કાર કરે છે. પુત્રજન્મના પ્રસંગ નિમિત્તે ભાભી નણંદીને કાંઇક ભેટ આપવા ઇચ્છે છે. નણંદી કોઈ પણ ચીજ ન સ્વીકારતાં "ફૂલઝડિયાઁ" નામનું આભૂષણ લેવાનો આગ્રહ કરે છે. ભાભી કહે છે કે અમે નિર્ધન છીએ, અમારામાં એટલો કિંમતી અલંકાર આપવાનું સામર્થ્ય નથી; પરન્તુ નણંદ એકની બે નથી થતી. તે રિસાઈને પોતાના ઘેર ચાલી જાય છે. ત્યારે ભાઇ એને મનાવીને પાછી તેડી આવે છે અને એને માટે "ફૂલઝડિયાઁ" બનાવરાવે છે. હવે બ્હેન પ્રસન્ન થઇ આશીર્વાદ આપતી ઘેર જાય છે. નીચેના ગીતમાં એ બધાંનું વર્ણન છે, અને તે પુત્રજન્મ વેળાએ ગવાય છે.

× પંજાબી ગીત ૭ મું : હાલરડું લાગે છે. આપણાં કોઈ હાલરડાંમાં આવો ભાવ નથી પરંતુ એક રવીન્દ્રનાથ ઠાકુરના 'શિશુ' નામક સંગ્રહમાં એક ગીત બરાબર આને જ મળતું છે.

 બીરે દે ઘર પુત જન્મિયા, ની બીબી, ચલ બધાઇયાઁ દેઃ
નનદ આઇ સાડે પરોહની કિ [પિયા કૈસા કો બહના દે.
ચન્દન, ચીરૂ, ચૌકિયાઁ કિ પિયા સો મેરી નનદ નૂઁ દેઃ
ચન્દન-ચૌકિયાઁ ઘર રખ, ભાબો, અસીં લૈણિયાઁ ફુલ-ઝડિયાઁ
ફુલઝડિયાઁ બડયાઁ રાજયાઁ, ની બીબી, સાડે ન પુલ-ઝડિયાઁઃ
ગહનયાઁ દે બિચ્ચોં આરસી વે પિયા સો મેરી નનદ નૂઁ દેઃ
આરસી-ઉરસી ઘર રખ ભાબો, ની અસીં લૈણિયાઁ ફુલ-ઝડિયાઁ.
ભાણ્ડયાઁ દે બિચ્ચોં દેગચા વે પિયા સો મેરી નનદ નૂઁ દેઃ
દેગચે-બલટોહિયાઁ ઘર રખ ભાબો, ની, અસીં લૈણિયાઁ ફુલઝડિયાઁ.
ફુલઝડિયાઁ બડયાઁ રાજયાઁ, ની બીબી, સાડે ન ફુલઝડિયાઁ.
રૂસ્સી તાઁ ઉઠી નનદ ઓહ ગઇ રે પિયા લઙ્ઘ ગઇ દરિયા,
બીરે ને ઘોડા બીડિયા ની બીબી ભૈન નૂઁ લઉઁગા મના.
ઘર સુનિયારા બુલાય કે ની બીબી ઘડીયાઁ પુલઝડિયાઁ
થાલ ભરયા સુચ્ચયાઁ મોતિયાઁ દા બીબી ઉપ્પર પુલઝડિયાઁ
પહન તાઁ ઓહ દી ઓહ ગઇ ની બીબી તાઁ મુડ કે દેની અસીસ,
વીર જીવે પુત્તા-પોતયાઁ ની મેરી ભાબો દા અટલ સુહાગ,
દુદ્ધ પીવેં ભર જાઇયે ની અડિયે ગોદી તાઁ બાલ ખિલા.

[ભાવાર્થઃ ભાઇને ઘેર પુત્રજન્મ થયો છે શ્રીમતીજી જઇને વધામણી દઇ આવો.
નણંદ આપણે ઘેર પરોણા થઈને આવ્યા છે. હે પતિ ! એનો આદરસત્કાર કરો.
સ્વામિન્! મારી નણંદને ચન્દન, ચીરૂ અને ચૌકિયાં આપો.
ભાભી, ચન્દન ચીરૂ ને ચૌકિયા તારે ઘેર રાખ, હું તો ફૂલઝડિયાં લઇશ.
નણંદજી, ફૂલઝડિયાઁ તો મોટા મોટા રાજવીઓને ત્યાં હોય, અમારે ત્યાં એ ક્યાંથી હોય ?
પ્રિયતમ, આભૂષણોમાથી આરસી મારા નણદીને આપો.
ભાભી, આરસી તું તારે ઘેર રાખ, હું તો ફૂલઝડિયાઁ લઇશ.
પ્રિયતમ, વાસણોમાથી દેગડા મારાં નણદીને આપો.
ભાભી, દેગડા અને વટલોઈઓ તારે ઘેર જ રાખ. હું તો ફૂલઝડિયાઁ લઇશ.
દેવીજી, ફૂલઝડિયાઁ તો મોટા મોટા રાજવીઓને ત્યાં હોય, અમારે ત્યાં એ ક્યાંથી હોય ?

નણંદ રિસાઇને ઉભી થઇ અને જોતજોતામા તે ક્યાંની ક્યાં ચાલી ગઇ, અને નદીની પાર જઇ પહોંચી.

ભાઈએ ઘોડો તૈયાર કર્યો અને પ્રિય બ્હેનડીને મનાવી પાછો તેડી લાવ્યો.

સોનીને ઘેર બોલાવી ફૂલઝડિયાઁ તૈયાર કરાવી.

પછી મણિમુક્તાથી ભરેલા થાળમાં ફૂલઝડિયાઁ મૂકીને બ્હેનને ભેટ આપી.

બ્હેને એ ફૂલઝડિયાઁ પહેરી અને ઝટપટ ઉભી થઇ ચાલવા માંડી. ભાભીએ કહ્યું: દેવીજી આશીર્વાદ તો આપતાં જાઓ, ત્યારે બ્હેન કહે છે—

મારો ભાઇ પુત્ર પૌત્રાદિક જુવે ત્યાં લગી જીવતો રહે, અને મ્હારી ભાભીનું સૌભાગ્ય અમર રહો !

હે ભાભી ! તારા ઘરમાં સદા યે દધિદૂધની નદીઓ વહેતી રહો અને તારી ગોદ બાળકોથી ભરેલી રહો ! *]

( ૯ )

પહેરામણી આપતી વખતે વરપક્ષવાળાઓને સંબોધીને કન્યાપક્ષની સ્ત્રીઓ નીચે પ્રમાણેનું ઉપદેશાત્મક ગીત ગાય છે. એ સમયે એમનો સ્વર અત્યંત કરુણ હોય છે.

સુનિયો સુનિયો, નમચોં, કુડમોં, અર્જ બન્દી
દી સુનયો વે.
જે અસીં દિત્તે ફટેપુરાને, રેશમ કરકે જાણયો વેઃ
જે સાડી બીબી મન્દા બોલે, અન્દર બડ સમઝાયો વેઃ
જે અસીં દિત્તી ગોલી–બાંદી, રાણી કરકે જાણયો વેઃ
જે સાડી બીબી ઘેઉ રૂઢાવે, પાની કરકે જાણયો વે,
જે સાડી બીબી મોટા કત્તે, રેશમ કરકે જાણયો વેઃ
સુન ઓએ લાડયા, બે મુહારિયા, માઁ દી ગાલી ન દેવીં વે.

[ ભાવાર્થઃ હે અમારા નવીન વેવાઇઓ, અમારી દીનની વિનંતી સાંભળો:
જો અમે ફાટ્યાં તૂટ્યાં કપડાં આપ્યાં હોય તો તમે એને રેશમી સમજી લઇ સ્વીકારજો.
જો અમારી દીકરી કાંઈ સારૂં ખોટું કરે તો એને એકાન્તમાં લઇ જઇ સમજાવજો.
જો અમે એને ગોલી–બાંદી ગણીને આપી છે તો પણ તમે રાણી સમાન સન્માન કરજો.
જો અમારી દીકરી ઘી ઢોળે તો તમે એને પાણી ગણજો.
જો અમારી દીકરી જાડું કાંતે તો પણ તમે એને રેશમના ઝીણા તાર માની લેજો.
હે ઉચ્છૃંખલ જમાઇ, સાંભળ, વહુને કદિયે મા સ્હામી ગાળ ન દઇશ. × ]

---

* પંજાબી ગીત ૮ મું : આને ઘણે અંશે મળતું આવતું આપણું 'લેરીયા'નું ગીત છે. રચનામાં સમાનતા સારી પેઠે છે. 'લેરીયા'માં પુત્ર-જન્મ જેવું કાંઇ નથી. પણ કદાચ એવી કોઈ પંક્તિઓ ખોવાઇ ગઇ હોયઃ

મારા લેરીયામાં લાગી લૂંટાલૂંટ હો......
નણદલ માગે લેરિયું રે બાઇ !
મારા દાદાનું દીધેલ લેરીયું રે બાઇ !
મારી માતાની બાંધેલ લાંક હો......
નણદલ૦

ઇત્યાદિ રઢીઆળી રાત–ભા. ૧. પૃ. ૪૦–૪૧

આ છેલ્લો પ્રસંગ પંજાબી ગીતથી જૂદો પડે છે. આને જ અનુસરતું 'કાપડું ભરતે ભર્યું રે' એવું ગીત ગુજરાતમાં પ્રચલિત છે.

× પંજાબી ગીત ૯ મું :

૧
હયોને રે બેની કચોળડાં ! જમોને વાર બે વાર રે
પછે રે જમશો રે સાસરે, જમશો એઠડાં ધાન રે.
ફર જમશો દીવાલડી, રોટલી આદિત્ત વાર રે.
એક જમશો રે ખપોર કે બીજલું આઝમ રાત રે.

ઇત્યાદિ ચું. પૃ. ૯૪.

( ૧૦ )

હવે શૃંગારરસનું એક ગીત આપી આ લેખ પૂરો કરીશું.

ઉચ્ચી માડી લાલ દી, જીત્થે વગદી હૈ વાય ઠંડીઃ
હત્થ કટોરા દુદ્ધ દા તેરે પલઁગાઁ દે પાસ ખડાઃ
રબ્બા ચીરેવાલે નૂં સુરત નહીં.
કી સુત્તા, કી જાગદા, તેરે પલઁગાઁ દે પાસ ખડીઃ
રબ્બા ચીરે વાલે નૂં ખબર નહીં.
જુત્તી નારોવાલ દી સલમે-સતારે જડીઃ
સુચ્ચે મોતી લોં પયે, ઉન્હાં દુલ્હાયાઁ દી આબ ગઈઃ
રબ્બા ચીરેવાલે નૂં ખબર નહીં,
મોટે મોટે ચુગ લયે છોટયાઁ નૂં રાત પઈઃ
રબ્બા ચીરેવાલે નૂં દર્દ નહીં.

[ ભાવાર્થઃ પ્રિયતમની ઊંચી અટારી છે. જ્યાં શિતલ પવન ફુંકાઈ રહ્યો છે.

હાથમાં દૂધનો કટોરો લઈ હું તારા પલંગ પાસે ઊભી છું. હા ભગવાન્! સુન્દર ફેંટાવાળા વ્હાલમને જરા યે ભાન નથી.

તમે ઉંઘી ગયા છો કે જાગો છો? હું તમારા પલંગ પાસે ઊભી છું. હા પરમેશ્વર! સુન્દર ફેંટાવાળા પ્રિયતમને મારી જરા યે ખબર નથી.

મારી મોજડીઓ મખમલની બનેલી છે, એના પર કસબનું ભરતકામ કરેલું છે.

બહુ મૂલ્ય મોતી ( મારા અદ્વિતીય રૂપયૌવનનાં ) પૃથ્વી પર વિખરાઈ જઇ પડયાં છે ( નિરાદર થઇ રહ્યાં છે ). એનું પાણી ઊતરી ગયું છે. ( કાન્તિ ફીક્કી પડી ગઇ છે. )

મોટાં મોટા બધા વીણી લીધા, નાના વીણતા રાત પડી ગઇ. અર્થાત્ જ્યારે મારૂં યૌવન ઊભરાઈ જતું હતું, શરીરમાં સૌન્દર્ય હતું ત્યારે તમે મારા પર પ્રેમ ધરાવતા હતા. હવે મારૂં યૌવન લુંટી લીધા બાદ તમે મારો ત્યાગ કર્યો છે.

હા પ્રભુ! સુંદર ફેંટાવાળાના દિલમાં જરા યે દયા નથી. * ][1]

રમણિક કીશનલાલ મહેતા

---

પરસાળેથી કેસર ઉડે
પોઠવેલ્યું આવે રે ઉતાવળી,
પોઠવેલ્યે બેસી બેનીબા ચાલ્યાં
દાદા તે... બાઇ વળામણે.
વળો વળો રે મારા સમરથ દાદા,
અમને દીધાં તમે વેગળાં.

સુ. પૃ. ૯૫

* પંજાબી ગીત ૧૦: આવા ભાવનું કોઈ ગીત યાદ નથી આવતું.
પંજાબી ગીતો તો મને ઘણા જ મીઠાં લાગ્યાં છે. આપણાં ગીતો એટલાં બધા કલાત્મક નથી.
ઝવેરચંદ મેઘાણી

1 સંપાદકઃ ભાઇ સન્તરામ. ' હિન્દી સરસ્વતી'માંથી.

# વિમળા અને જ્યોતિ

## ( એકાંકી નાટક )

### પાત્રો

વિમળા  જ્યોતિ  રમણ

[ આ ઉપરાંત રામુ–નોકર, સોનાં–ચાકરડી, મજૂરો, મજૂરસ્ત્રીઓ, પટાવાળા, રીપોર્ટરો, સીપાઈઓ વગેરે વગેરે ]

### પ્રવેશ પહેલો

**સ્થળ:** તદ્દન નવી ઢબે શણગારેલું એક દિવાનખાનું. વચ્ચે ટેબલ ખુરશીઓ છે. ટેબલ પર ન્યૂસ-પેપરો પડયાં છે. એક ઘોડા ઉપર કેટલાએક મોટા મોટા રીપોર્ટો પડયા છે. બાજુના એક કબાટમાં થોડોએક દાક્તરી સામાન પડયો છે.

**સમય:** શિયાળાની સમી સાંઝનો.

( રામુ આવી બત્તી કરે છે. ટેબલ ટીપાઇ વગેરે પરની ચીજો બરોબર ગોઠવે છે. )

**વિમળા** ( બહારથી આવતાં ): કેમ હજી ભાઇ આવ્યા નથી?

**રામુ:** સ્વાબ નથી આવ્યા.

**વિમળા** ( ખાસ રામુને ઉદ્દેશ્યા વગર બોલતી હોય તેમ ): 'સુરતી' મીલમાંથી ઘેર જ આવવાના હતા.

( ટેબલ પરનાં ન્યૂસપેપર આમતેમ ફેરવે છે. હુલાણખુરશીમાં બેસે છે. )

**વિમળા:** સોનાંને કહે ચા બનાવે. ( રામુ જાય છે. )

( વિમળા થોડી વાર અહીં તહીં વાંચે છે. બહારથી મોટરસાઈકલનો અવાજ આવે છે. વિમળા ઉભી થઈ બારીમાંથી બહાર જુએ છે. લમણા પર રૂમાલ રાખી જ્યોતિ દાખલ થાય છે. )

**વિમળા** ( પાછું ફરી જોતાં ): ઓ મી. મહેતા, આવો, આવો. ઘણે દિવસે!

**જ્યોતિ:** માફ કરજો, અત્યારે તો તમારી દાક્તરી મદદ લેવા આવ્યો છું.

( રૂમાલ દૂર કરી પત્થર વાગ્યો છે તે જગ્યા બતાવે છે. )

**વિમળા:** આ શું? જોઉં.

**જ્યોતિ:** તમારા ભાઇ મજૂરોમાં હડતાલ પડાવે છે તે—

**વિમળા** ( જોતાં જોતાં ): કંઇ બહુ નથી વાગ્યું. પત્થર ઘસાઇને જ ચાલ્યો ગયો છે.

**જ્યોતિ:** સેપ્ટીક ન થાય માટે પાટો તો બંધાવવો જોઈએને!

**વિમળા:** હું કયાં ના પાડું છું? ( કબાટમાંથી દવા, થોડું રૂ અને પાટો કાઢે છે. નીચેની વાત દરમીઆન વિમળા પાટો બાંધે છે. )

**વિમળા:** ગવર્મેન્ટ લેબર ઓફીસર કંઈ અમસ્થા થવાય છે?

**જ્યોતિ:** લોકોને એમ જ થાય છે નહિ કે ગવર્મેન્ટ ઓફીસર થયા એટલે એમનામાં સ્વદેશાભિમાનની લાગણી હોય જ નહિ?

**વિમળા** : દેશભક્તિ અને સરકારી નોકરી બે બન્ને સાથે થઇ શકે એ જમાનો હવે ગયો.

**જ્યોતિ** : એ જમાનો ગયો હશે, પણ જેઓ વધારે ક્રાન્તિકારક ઉપાયોમાં માને છે તેઓમાના ઘણા હાલ તો સરકારમાં નોકર છે. તમારી જેમ દૂધ દહીમા પગ રાખી બન્ને બાજુ ઢોલકી વગાડવી એમને પસદ ન પડે તેથી સરકારમા નોકરી કરે છે.

**વિમળા** : એ પોતાની જાતને છેતરવાની વાત તમે કરી. બધું છોડીને સાધુ ન થઇ જવાય એટલે દુનિયામા રહીને પણ સારા થવા પ્રયત્ન ન કરવો એના જેવી વાત તમે બોલ્યા.

**જ્યોતિ** : તમે ગવર્મેન્ટ ઓફીસરોને વગર મફતના વગોવો છો. સરકારી નોકરો કરતા તમારા ભાઇ જેવા દેશભકતો કંઈ ઓછો પગાર નથી લેતા.

**વિમળા** : ઓછો પગાર શા માટે લેવો ?

**જ્યોતિ** : હુ પણ એ જ કહું છું, કે ઓછો પગાર શા માટે લેવો? આજકાલ દેશ-ભક્તિનો પણ એક ધંધો થઈ પડયો છે'

**વિમળા** : એટલે સરકારી નોકરો અને દેશભકતોમા કંઇ જ ફરક નહિ એમ ને ? ( પાટો બાધવાનું પૂરૂ કરતા ) લ્યો, બસ.

**જ્યોતિ** ( ઉભા થઈ સામેના અરીસામા જોતા ) : ઝખમ નાનો અને પાટ્ઠી તમે મોટી બંધાવી. ( અવાજ બદલતા ) ના કંઈ ફરક નહિ. અત્યારે મી. ઠાકોર મજૂરોની ચળ-વળ લઇને બેઠા છે, પણ હમણા જો એમનો પગાર બંધ થાય તો પછી જોવાનું છે કે એમને મજૂરો માટે કેટલી ધગશ રહે છે ? ( અવાજ બદલતા ) પણ વાર હું રજા લઉં.

**વિમળા** : બેસોને હમણા રામુ ચા લઈ આવશે. ( જ્યોતિ બેસે છે. ) ( અવાજ બદલતા ) પગાર માટે એક માણસ સેતાનની નોકરી કરે, અને બીજો ઈશ્વરની કરે તે બેમાં કઇ જ ફરક નહિ એમ ને ?

**જ્યોતિ** : માફ કરજો, અત્યારે મારાથી સાચુ બોલાઇ જવાશે, પણ હું તો એ બેમાં કંઇ ફરક જોતો નથી.

**વિમળા** : આજે આ તમે નથી બોલતા, પણ તમને વાગ્યું છે તે બોલે છે.

**જ્યોતિ** : ના રે, વાગ્યું તો કંઇ નથી. માત્ર આજે પ્રસંગ ઉભો થયો ને હુ મારા અંદરના વિચારો જણાવું છું. મારૂં મગજ તદ્દન ઠંડું છે. જેણે પથ્થર ફેંક્યો તેને હું ઓળખું છું. મારે કરવું હોત તો એને પોલીસને સોંપી શકું—પણ નહિ.

**વિમળા** : ત્યારે તમે ફરક ક્યાં ગણો છો ?

( રોના આવી ટીપાઈ પર ચાની કીટલી વગેરે મૂકી ઉભી રહે છે. નીચેની વાત દરમીઆન ચા દૂધ મેળવી બન્ને પીએ છે. )

**વિમળા** : કેમ બોલોને !

**જ્યોતિ** : આ બાઇને કંઇ કામ છે.

**વિમળા** ( જુદી રીતે સોનાં તરફ જોઇ ) : કેમ ? શું છે ?

**સોનાં** ( નીચી નજર રાખી ) : બા, મારે રજા જોઇએ છીએ.

**વિમળા** : વારૂ, હું ભાઇને કહીશ. જા. ( સોનાં જાય છે. )

**જ્યોતિ** : એમાં ભાઇને શું પૂછવાનું ? બિચારીને પૂરા દહાડા જતા હશે ! એની સ્થિતિ તો જુઓ.

**વિમળા :** એને રજા અપાવીશ.–આપણે આપણી વાત કરોને ! બોલો તમને ફરક શેમાં લાગે છે ?

**જ્યોતિ :** તમારો એ સવાલ વ્યાજબી છે. ( થોડી વારે વિચારમાં ) પોતાનું અંદરનું સ્વાર્પણ ખરેખર છે કે નથી—ત્યાં જ મોટો ફરક છે. ખરા સ્વાર્પણ સિવાય જેટલા લોકો કામ કરે છે તે બધાને હું તો સરખા ગણું છું. જીંદગીમાં સ્વાર્પણ આવવું એ કંઇ જેવી તેવી વાત નથી. માફ કરજો હું મારો અંગત અભિપ્રાય આપું છું પણ શું મીરતર ઠાકોરનું મજૂરો તરફનું વર્તન સહાનુભૂતિવાળું છે ? એ તો એમને ગમે તેમ સમજાવી દઇ હાંકે છે. એમનો પોતાનો સવાલ આવે તો તે પણ એક મીલ એજન્ટ જેવા જ નિર્દય થાય તો નવાઇ નહિ.

**વિમળા :** તમે ભૂલો છો.

**જ્યોતિ :** કોઇ દિવસ વખત આવશે તો બતાવીશ. તમે ( દિવાનખાનું બતાવતાં ) આવી રીતે અહીં રહો તે કદી મજૂરોને સમજી શકવાનાં જ નહિ.

( વિમળા આમતેમ જુએ છે. થોડી વાર કોઈ બોલતું નથી. )

**જ્યોતિ :** તમે ખુશ થાઓ એવી એક ખબર આપું.

**વિમળા** ( ઉદાસીન રીતે ) : શી ?

**જ્યોતિ :** પેલું મજુર સ્ત્રીઓને એમના ભારે દિવસોમા આખા પગારે ત્રણ માસ રજા આપવાનું બીલ સરકારે હાલ અખતરા તરીકે આપણા જીલ્લાની મીલોમાં અજમાવવા ઠરાવ કર્યો છે.

**વિમળા :** કેમ આ બીલથી અમે ખુશ થઇએ અને તમે નહિ થાઓ ?

**જ્યોતિ :** અમારે તો બધું ઠીક છે !

**વિમળા :** એમ કેમ ?

**જ્યોતિ :** જવા દો ને—હું તમારી સાંજની ચા બગાડું છું.

**વિમળા :** ના, તોપણ.

**જ્યોતિ :** હું માનું છું આ કાયદાથી ઉલટાં છોકરાં વધારે પેદા થશે !

**વિમળા :** આજે તમારી મનોવૃત્તિ કેમ આવી થઇ ગઇ છે ?

**જ્યોતિ :** આજ સુધી રવિવારે જ અહીં આવતો એટલે આ બધા વિચારો તાળા-કુંચીમાં મૂકીને આવતો, પણ આજે બધા બહાર નીકળી પડે છે !

**વિમળા :** એટલે બેજીવવાળી સ્ત્રીઓ પાસે પણ મજૂરી કરાવવી એમ તમે માનો છો ?

**જ્યોતિ :** ધારો કે આપણે મજૂરી ન કરાવીએ,—એમને મફત પગાર મળે, ધારો કે એમના મજૂરીના દર એમની માગણી પ્રમાણે વધારવામાં આવ્યા, તેથી શું કંઇ એ લોકો ખરેખર સુખી થઇ જશે કે સારા થઈ જશે ? એ તો બીજાઓને આપણે સુધારી નાંખવાના છીએ એવો આપણો માત્ર અહંકાર છે.

**વિમળા :** ત્યારે તમારા મત પ્રમાણે એમને એ સ્થિતિમાં રહેવા દેવા, ખરું ને !

**જ્યોતિ :** હું માનું છું કે પશ્ચિમના પ્રશ્નોના ચોકઠામાં આપણે આપણા જીવનને ઉતારી નહિ શકીએ. મજૂરોને આપણે બંડ કરાવતાં શીખવીએ ત્યાર પહેલાં સ્ત્રીઓને આપણે બંડ કરતાં શીખવવું જોઇશે. એક મજૂરનું ઘર જૂઓ. ત્રણ ચાર જણ કમાય—સાઠ રૂપિયા લાવે, ઝુંપડામાં રહે. બીજું કંઇ ખર્ચ નહિ—તેમની સ્થિતિ સુધારવા તમે જાઓ

છો, પણ પચીસ રૂપિયાનો બિચારો કારકૂન પોતાનું ઘર કેવી રીતે ચલાવતો હશે તેની તમને સમજ પડે છે? મીલમાલિકો પણ કારકૂનોના પગારો કાપવા ઉભા થાય છે– મજૂરોના કાપે જોઈએ! કારકૂન ભણેલો ગણાય અને તમારા વર્ગનો ગણો એટલે એના તરફ તમે જોતા નથી અને મજૂરોનો ઉદ્ધાર કરવા નીકળો છો! એમ કંઈ એમનો ઉદ્ધાર થઈ શકવાનો નથી સ્ત્રીઓ જો બંડ કરે—

**વિમળા** (પ્યાલો નીચે મૂકતા) માફ કરજો મીસ્તર મહેતા, પણ તમારા જેવા માણસો જ આ પરદેશી રાજ્યને ટકાવી રાખે છે

**જ્યોતિ** (અપમાનિત થયો હોય તેમ) તમે ભૂલો છો બધા શું કંઈ સ્વદેશ ભક્તિનો ધંધો કરી શકે? (થોડી વારે) એટલું જાણજો કે ઘણાખરા સરકારી નોકરો અણીને વખતે તમારી સાથે આવીને ઉભા રહેશે ત્યારે તમને પણ નવાઈ લાગશે અને પોતાને સરકારી નોકરી જરાય પસંદ નથી

**વિમળા** એ અણીનો વખત આવવાનો નથી એટલી તમને ખાત્રી છે એ પણ ઠીક છે

**જ્યોતિ** ગમે તેમ પણ મજૂરો પોતે જેટલું કરી શકશે તેટલું જ થઈ શકશે બહારની દુનિયા એમ કહે છે કે અહીંના મજૂર નેતાઓની મનોદશા મૂડીવાદી છે, અને તેમની સાથે તેમણે સંપ કર્યો છે

**વિમળા** દુનિયા ગમે તેમ કહે તેથી શું?

**જ્યોતિ** ઘણી વાર દુનિયા બહુ ખરું કહી દે છે (ઉભા થતા) વારુ, સાહેબજી, આજે મેં બહુ બોલી નાખ્યું માફ કરજો

**વિમળા** ના રે, તેનું કંઈ નહિ આજે મને નવું જાણવાનું મળ્યું ને! (શિષ્ટાચાર ખાતર ઉભી થતી હોય તેમ–બારણા સુધી મૂકવા જાય છે) વારુ, સાહેબજી, આવજો (જ્યોતિ જાય છે એકલી-) આજે વળી મીસ્તર મહેતાનો કોણ જાણે શું નાડે છેવ હશે! (દવા પાટા રૂ વગેરે કબાટમાં મૂકે છે બહારથી મોટર સાઈકલના જવાનો અવાજ સંભળાય છે) કોણ જાણે? આજે આખો દિવસ કંઈ આવા જ બનાવો થયા કર્યા છે!

(બહારથી રમણ આવે છે)

**રમણ** કેમ જ્યોતિ અહીં આવ્યો હતો શું?

**વિમળા** (વિચારમાં) મજૂરોના એક ટોળામાથી કોઈએ પથ્થર માર્યો હતો તે બેન્ડેજ કરાવવા આવ્યા હતા

**રમણ** સારું થયું, આવો

**વિમળા** આપણે એમ શા માટે બોલીએ?

**રમણ** (ટોપી કાઢતા) બપોરના કંઈ કામજો? રામુ કાગળ હોય તો લાવને (ખુરશી પર બેસી ટેબલ પરના છાપા જૂએ છે)

**વિમળા** ભાઈ, સોનાને આઠમો મહિનો જાય છે તે એને રજા જોઈએ છીએ

**રમણ** (ન્યૂસપેપરમાંથી ડોકું બહાર કાઢતા) એમાં રજા શાની? બૈરાંઓ કામ કરે અને હરે ફરે તો એમની સુવાવડ ઉલટી સુખેથી પસાર થાય!

**વિમળા** એને એના ઘરનું કામ છે જ ને!

**રમણ** (વચમાં વાંચતા) એમ કંઈ રજામજા નહિ મળે

**વિમળા :** પણ—બાઇને પૂરા દહાડા જાય છે.

**રમણ :** એથી કંઈ હું રજા નહિ આપું. એ તો ગમે ત્યારે સુવાવડ લાવીને બેસે! આખા શહેરમાં હડતાલ પડશે તો તારાથી પણ કંઇ ઘરકામ નહિ કરી શકાય.

(રામુ આવીને કાગળ આપે છે.)

**વિમળા** (રામુને): કીટલી લઈ જા. ભાઈ, ચા પીશો ?

**રમણ** (કાગળ વાંચતાં): મેં પીધા છે.

**વિમળા :** કેમ શાનો કાગળ છે ?

**રમણ** (ચાલુ વાત સાથે કંઈ સંબંધ જ ન હોય એવી મુખમુદ્રા રાખીને): જે બીલ માટે આપણે લડત ચલાવી હતી તે બીલ ગવર્મેન્ટે કામચલાઉ અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો છે.

**વિમળા** (વિચારમાં): હં. (ટકોર કરતી હોય તેમ) સ્ત્રીને પ્રસુતિ પહેલાં અને પછી એમ બધી મળીને કુલ ત્રણ માસની ચડતે પગારે રજા આપવી એ જ ને!

**રમણ :** (બહાર જતાં, ટકોર ન સમજ્યો હોય તેમ) હા, એ જ.

**વિમળા :** (એકલી) ત્યારે મીસ્તર મહેતા કહેતા હતા તેવા જ મારા ભાઈ નીકળ્યા! (થોડી વારે)......કોણ જાણે! પુરુષોનાં હૃદય જ કેવાં હોય છે!

(ઓરડામાં આમ તેમ જુએ છે. ઠંડીની ચમકારી લાગી હોય તેમ વિમળા ધ્રૂજી ઉઠે છે. એકલી) બહારથી ઠંડી ઝરવા માંડી! (ઘડિયાળ તરફ જોતાં)—હજી તો આઠે ય નથી વાગ્યા અને આટલી ઠંડી! (આમ તેમ જૂએ છે.)

[પડદો પડે છે.]

## પ્રવેશ બીજો

**સ્થળ :** ગવર્મેન્ટ લેબર ઓફીસ. ખૂણામાં આમ તેમ મોં ફેરવતો બધું જોતો હોય તેમ વીજળીનો પંખો ચાલે છે. વચ્ચે ટેબલ પર થોડાં પુસ્તકો કાગળો વગેરે પડ્યું છે. ટેબલ પાસેની ફરતી ખુરશી ઉપર જ્યોતિ બેઠો બેઠો કંઈ લખે છે. બાજુમાં બે એક ખુરશીઓ પડી છે. સામે બાંક છે. જ્યોતિની પાછળના બારણા આડે એક પડદો છે. **સમય :** સમી સાંજનો.

**જ્યોતિ :** (ઘંટડી મારતાં) છોકરા! (પરબીડીઆ ઉપર સહી કરે છે.)

**પટાવાળો :** (આવતાં) જી સાબ:

**જ્યોતિ :** (ઉચું જોયા વગર) મીસ્તર જોશી કુ બોલો કે (ટેલીફોનની ઘંટડી વાગે છે,) યે ખત અભી ને અભી ભેજ દે.

**પટાવાળો :** (કાગળ લેઇ જતાં) જી સાબ. (જાય છે:)

**જ્યોતિ :** (ખુરશી ફેરવી ફોન હાથમાં લેતો) હેલો, હેલો—નંબર—પ્લીઝ—હા, કોણ ? મીસ્તર પંડયા ? અહીંઆં કયાંથી ?—હં—શું એસોશીએટેડ પ્રેસના ખબરપત્રી તરીકે ?—નારે—તમને કંઇ ભૂલી ગયો નથી:—હા—ખુશીથી.—હું તો બધું જોઇને ધરાઇ રહ્યો છું.—ઠીક છે. (બહારથી અતિશય સાદા પોષાકમાં વિમળા આવી ઉભી રહે છે. પહેલા પ્રવેશ કરતાં અત્યારે એનો વર્ણ જરા શ્યામ લાગે છે.) હં—પણ થોડા જ માણસોનો ચોખ્ખો સ્વાર્થ પરમાર્થની દૃષ્ટિએ ખરો ને સારો છે એ તમે બીજાના મન ઉપર કેવી રીતે ઠસાવી શકો ? મજૂરો એમ કહેશે કે નહિ, મજૂરોનો સ્વાર્થ ઉદ્યોગને વધારે પોષક છે. (વિમળા

ધીમેથી ખુરશી પર બેસે છે.) હ-ગમે તેમ કહો એ આખું તંત્ર, આખી સીસ્ટમ જ એવી છે કે એની મેળે એનો નાશ થાય.—ના-એમ કઇ નહિ. મજૂરોમાય ફાટફૂટ છે. સ્ત્રીઓ પુરુષોના પગાર વધારવાની વિરુદ્ધ છે.—હું જાઉં છું ખરો.—હા. મીસ્તર ઠાકોર ખરા ને-એમના બેન વિમળા તરફથી ઠીક મદદ મળશે એમ મને લાગે છે.—સરકારને તો મીલ માલીકોનો પક્ષ લેવો જ છે—હા, હા, તેથી શું? નોધ કરજો ભવે-ગવર્મેન્ટ લેબર ઓફીસમાથી બોલુ છુ સમજ્યા?—વારૂ, ભલે, કાલે સાત વાગ્યે —સાહેબજી.

જ્યોતિ: (ટેલીફોન પાછો મૂકી, ખુરશી ફેરવી, વિમળાને જોતા) કયારે આવ્યા?

વિમળા: તમે ટેલીફોન કરતા હતા અને હુ આવી તે માફ કરજો.

જ્યોતિ: તમે સાભળ્યુ તો સારૂ થયુ

વિમળા: કોણ જાણે! (થોડી વારે) હું દિલગીર છુ કે તમે મારો પણ માત્ર ઉપયોગજ કરવા માગો છો!

જ્યોતિ: તમે આમ બોલશો અને હુ પણ તણાઇને બોલીશ તેથી કંઈ સારૂ પરિણામ નહિ આવે. તમારા તરફ એ દૃષ્ટિથી હું જોતો જ નથી. કદી નહિ.

વિમળા: ત્યારે તમે ટેલીફોનમા એમ શા માટે કહ્યુ?

જ્યોતિ: મારા મતના તમામ હેતુઓ બને તો તમારી આગળ પાથરૂં, કે ખુલ્લા કરૂ. પણ જીવન એ કંઇ કોટનુ ગજવુ છે કે હું એને ઉથલાવી બધું એકદમ દેખાડી શકું! મારૂં જીવન તદ્દન ખાલી છે એ મેં તમને કહ્યુ હતું અને બીજા કોઇ તરફ મને માન કે લાગણી પણ નથી, અને તેથી જ ગમે તેમ ગમે તેની સાથે આડાઅવળા મારા વિચારોના ટુકડાઓ એમના તરફ ફેંકું છુ. પછી ભલેને એ લોકો ભેગા થાય ત્યારે એમના વિરોધી અભિપ્રાયો મેળવી જુએ!

વિમળા. (ઉદાસીન રીતે) ઠીક!

જ્યોતિ: હજી આપણે સાથે રહી ઘણું કામ કરવાનુ છે, અને તમે એમ થઇ જશો તો ક્યા પાર આવશે? મારે તમને કહેવાનું તો ઘણુ છે પણ અત્યારે તમારા ભાઇ મજૂરોનું ડેપ્યૂટેશન લઇને આવવાના છે સરકાર આ ઝઘડામા વચ્ચે પડવા માગે છે તે વિશે મજૂરોનું કેવું વલણ છે?

વિમળા કોણ જાણે! (થોડી વારે) હું તો જેમ જેમ મજૂરોમા ફરૂં છું તેમ તેમ મને લાગે છે કે આપણુ કોકડું બહુ જ ગુચવાએલુ છે.

જ્યોતિ: હજી તમે રોજ બોલો છો એવી સ્વાભાવિક રીતે નથી બોલતા. મને આથી જ અમગ્યો અમ્મયો થાક લાગે છે!

વિમળા: (પ્રયત્ન પૂર્વક બોલતી હોય તેમ) હવે મને કંઇ નથી.—તમે કહેતા હતા તેમ સ્ત્રીઓ પુરુષોના પગાર વધે અને તેઓ દારૂ પીએ તેની તદ્દન વિરુદ્ધ છે એમને તો કશો વધારો નથી જોઈતો.

જ્યોતિ: ઘણું જ સારૂં જો આની બેચનાબુ થાય તો જ કંઇક સ્થાયી પરિણામ આવી શકે. આપણી ગજદારી પ્રગતિ કે સામાજિક સુધારો કે મજૂરોનો ઉદ્ધાર કે સ્ત્રીઓની ઉન્નતિ એ કશાને આપણે જુદા નહિ જ પાડી શકીએ જ્યા સુધી જુદા રાખીશું ત્યા સુધી આપણો મોક્ષ થવાનો નથી

**વિમળા** : ખરૂં છે. જે માણસ એક ક્ષેત્રમાં કામ કરતો હોય, તેના અભિપ્રાયો બીજાં ક્ષેત્રમાં પણ તેટલા જ આગળ પડતા હોવા જોઇએ.

**જ્યોતિ** : મજૂરોની ઉન્નતિ કરવી અને સ્વરાજ્યની વિરુદ્ધ બોલવું તેટલુંજ સ્વરાજ્ય મેળવીને મજૂરોને વધારે દબાવવાની વૃત્તિ રાખવી એ ખોટું છે.

**વિમળા** : આ બધું સમજીએ છતાં વિચાર કરવા જઇએ છીએ તો વમળમાં જ પડીએ છીએ.

**જ્યોતિ** : કારણ માણસો પોતાનો સ્વાર્થ છોડી નથી શકતા એ જ મુખ્ય વાંધો છે. ઈન્ડીઆ સોસાયટીએ અહીં મજૂર ઓફીસ કાઢી, હવે તમારા ભાઈને કંઇ નહિ તો અઠવાડિયામાં ચાર દિવસ ચમનભાઈ શેઠ સાથે ચા પીવા જોઈએ, પછી કપાસીઆ મીલ રાતે ચાલે અને શેઠ પોતે મજૂરોને દારૂ પાઈને કામ લે તેમાં મીસ્તર કાંકોર કશું નહિ કહી શકવાના! (ઘંટડી મારી) સીપાહી. જો કોઇ મીલનેકું આવે ઉનકો નીચે રખના. (સીપાઇ આવીને સલામ ભરી પાછો જાય છે.) એ તો કેળવણી, સ્વચ્છતા, આરોગ્ય, દારૂ છોડવાનું એ બધું એકી સાથે જ લેવું જોઈએ.

**વિમળા** : આ બધા સવાલોને આપણે એકી સાથે કેવી રીતે પહોંચી શકવાના હતા? હજી મારી સમજ પ્રમાણે કકડે કકડે આપણે કામ કરતા જઇએ અને જોઇતી વસ્તુ આપણે મેળવતા જઇએ એમ જ બની શકે.

**જ્યોતિ** : ના, ના, ના–કકડે કકડે એમ કદી જીવનના પ્રશ્નોનું નિરાકરણ ન જ થઇ શકે. તમે શું માનો છો? મેં જ જો તમને આપણા શાન્ત સંબંધમાં પત્થર પડે એવી રીતે અમુક સંજોગોને લઇને વાત ન કરી હોત, તો આખી જીંદગી મજૂરો વિશે ચર્ચાઓ કરીને આપણે એક બીજાને કકડે કકડે સમજવા પ્રયત્ન કરત, અને કદી ન સમજી શકયાં હોત. (વિમળાના ચહેરા ઉપર આછું સ્મિત ફરકે છે.)

**જ્યોતિ** : તમને લાગશે કે હું આપણા અંગત સંબંધનો દાખલો કેમ આપું છું? હું તો બધે એમ જ જોઉં છું. પહેલાં દૃષ્ટિ ઉગે છે, પછી પ્રશ્ન ઉદ્ભવે છે અને પછી જ એનું નિરાકરણ આવે છે. જો દૃષ્ટિ જ ન હોય તો પ્રશ્ન પણ શી રીતે દેખાવાનો હતો?

**વિમળા** : એમ કંઇ નહિ. સમાજમાં બધા સવાલો ધીમે ધીમે જ ઉગે છે ને!

**જ્યોતિ** : ના, પહેલાં નવું જીવન આવે, અને પછી પ્રશ્નો થાય. કકડે કકડે આપણે પ્રગતિ કરીશું ત્યાં સુધી કંઇ વળવાનું નથી. જુઓ, આપણે ત્યાં ધનવાન લોકો બહુ છે એ એક નડતર જ છે. દક્ષિણમાં એ લોકો ભીખારી છે, તે એમને ફાયદો છે. એમણે મજૂરોમાંથી જ શેર ઉઘરાવી એક મીલ કાઢી!

**વિમળા** : આપણે ત્યાં એવા માણસો કયાં છે?

**જ્યોતિ** : છે તો ખરા પણ એમને પૈસા કમાવા છે, અને ખુશામત કરવી છે. વિદ્વત્તાનો પણ પૈસા કમાવાના સાધન તરીકે જે પ્રાંતમાં ઉપયોગ થાય, એનો ઉદ્ધાર ક્યાંથી થાય? (જરા ભવાં ચડાવીને) પણ મારે કંઇ બોલવાનો હક નથી. હું પોતે બીજું શું કરૂં છું?

**વિમળા** : કોઇ કામ કરવા બહાર ન પડતું હોય તો રહ્યું ત્યારે.

**જ્યોતિ** : મજૂરો અને સ્ત્રીઓ એમનાથી જ એ કાર્ય થઇ શકશે એમ મને લાગે

છે. મજુરો અને સ્ત્રીઓને હું સાથે મૂકું છું એમા કંઇ સ્ત્રીઓનું અપમાન કરવાનો મારો ઇરાદો નથી. એમનામાથી જ નવી દષ્ટિ અને શક્તિ ઉગશે એમ મને લાગે છે. (જરા કડવું મોં કરીને) બાકી અમે તો અમારી જાત દુનિયાને વેચી દીધી છે. એટલા જ માટે આ કામ તમે કરો એમ મેં કહ્યું.

**વિમળા :** હં–સ્ત્રીઓ બહુ જ મક્કમ છે; મને નવાઇ લાગે છે કે નવા વિચારો મજૂર પુરુષો કરતા મજૂર સ્ત્રીઓ બહુ જલદી પકડી લે છે.

**જ્યોતિ :** ખરી જ વાત છે. કેટલાક કહે છે કે સ્ત્રીઓએ એમનાં સ્થિતિશીલ વલણને લઇને હિંદુ ધર્મની સંસ્કૃતિ હજી સાચવી રાખી છે તે હું બિલકુલ નથી માનતો, કારણ મને લાગે છે જ્યારે ત્યારે પણ ત્યાથી જ બંડ ઉઠશે. (વિચારમાં પડે છે,)

**સીપાઇ :** (આવી સલામ ભરી) જીસાબ, ઠાકોર સાહેબ મઝદૂરો કુ લે કે નીચે આયે હૈ.

**જ્યોતિ :** (વિચારમાથી જાગી ઉઠતો હોય તેમ સીપાઈને) તીન ચાર મીનીટ પીછ ઉપર લે કે આવ. (સીપાઈ જાય છે.) વાતમા ને વાતમા મને ખબર જ ન રહી કે તમારા ભાઈ આવવાના છે.

**વિમળા :** હું હમણા સ્ત્રીઓમા જે કામ કરૂં છુ તે રમણભાઇને પસંદ નથી.

**જ્યોતિ :** હું માનતો જ હતો, પણ તમને તો પસદ છે ને! મારે હજી તમારૂં કામ છે તો તમે આ બાજુના ઓરડામા બેસશો ?

**વિમળા :** અહીં જ શા માટે નહિ ? મારા ભાઈ ભલેને આવે ?

**જ્યોતિ :** ના, ના. તમે બેસો તો કદાચ અધીરાઇમા મારાથી કંઇ બીજું બોલાઇ જવાય.

**વિમળા :** હું હાજર હોઉં તો તમારામા અધીરાઇ આવી જાય એમ ?

**જ્યોતિ :** (ડોકું હલાવતાં) મારે કહેવું હોય કંઈ અને ખરૂં કહેવાઇ જાય. (થોડી વારે) કોણ જાણે કેમ, કોઇ વાર હજી તમારો વિચાર આવે છે ત્યારે હું બધી સ્વસ્થતા ખોઈ બેસું છું.

**વિમળા :** એમ કેમ ?

**જ્યોતિ :** એ તો તમને હું પૂરેપૂરા જાણીશ ત્યારે જ એ જશે.

**વિમળા :** (ચાલુ પંખો પહેલી વાર જોતી હોય તેમ) શિયાળો છે તોપણ અહીં કેટલો તાપ છે ? (ઓરડામા એક દષ્ટિ નાખી અંદર જાય છે)

(જ્યોતિ સીગરેટ સળગાવે છે. થોડી વારે રમણ પાચ મજૂરો સાથે અંદર આવે છે.)

**જ્યોતિ :** આવો, મીસ્ટર ઠાકોર (ખુરશી બતાવતા) બેસો (સામેનું બાક બતાવતાં મજૂરોને) બેસોને (રમણને સીગરેટ આપી દીવાસળી સળગાવી ધરે છે.)

**રમણ :** (સીગરેટ સળગાવતાં) થેન્ક યૂ ફોર ધી લાઇટ.

**જ્યોતિ :** મારી પાસે તો એવા ઘણા લાઇટ છે, પણ લોકો એનો પ્રકાશ લેવાની ના પાડે છે. (મજૂરોને સીગરેટનો ડબ્બો આપતા) લ્યોને, આપણે બધા ભાઇઓ છીએ, આપણે મળ્યાનું ભલે કંઇ પરિણામ ન આવે પણ સાથે ધૂમાડા તો કાઢીએ! સરકારી ઓફિસ છે ત્યાં બીજું શું કરશો ?

**રમણ :** બીડી આપી તમારે એમને ઠંડા કરી દેવાના નથી.

**જ્યોતિ :** ના રે, મારે તો ઉલટા એમને ગરમ કરવા છે. ( મજુરોને ) બોલો, ઠાકોર સાહેબે કહ્યું છે ને કે આ ઝઘડામાં સરકાર એક પંચ નીમવા માગે છે ?

**પહેલો મજુર :** હા, સ્યાબ.

**જ્યોતિ :** બે માણસો તમારા, બે મીલ માલેકો તરફથી, અને એક સરકાર તરફથી એમ પાંચ જણ ભેગા થઇ જે ફેંસલો આપે તે બધાએ કબુલ રાખવો. ( મજુરો એક બીજા સામું જુએ છે. )

**બીજો મજુર :** સ્યાબ, સરકાર વચ્ચે પડે એ ખરૂં, પણ પછી અંદર બીજો કાયદો લડાવે એ અમારે નો જોયે. અમારે તો તેતરી ટકા વધારો જોયે.

**જ્યોતિ :** દુનિયામાં આપણે જેટલું ધારીએ એ બધું કંઇ મળી જતું નથી, બજારમાં લેવા જાઓ ત્યાં દુકાનદારનો મોં માગ્યો ભાવ તમે આપો છો ? કંઇક છૂટછાટ તો મૂકવી જ પડે ને ?

**ત્રીજો મજુર :** હા સ્યાબ, એટલા સ્હાટુ તો પહેલેથી તેતરી ટકા માગ્યા છે.

**જ્યોતિ :** તે ખરૂં,

**ચોથો મજૂર :** ( માથે હાથ દઈ દેખાડતાં ) ઈધર આકે અક્કલમેં કમ હો ગયા ?

**જ્યોતિ :** કમ કંઇ નહિ. એ શું ખોટું કહે છે ?

**રમણ :** મજુરોને મોટો ભય એ છે કે આ મોંઘવારીમાં પંચને તમામ મુખત્યારી આપવાથી એમનો કેસ ખરાબ થાય. એમને બીક એ છે કે પહેલાંના જે ટકા કપાએલા છે તે પણ એમને ન મળે.

**ત્રીજો મજૂર :** હા સ્યાબ, ઓજથી ચાર વરહ ઉપર અમોને કંઇ નો આલ્યું ને ઉલટાં અમારાં સોકરાં આખો દહાડો ભરતાતાં તેય બંધ કર્યું.

**પાંચમો મજૂર :** ( ત્રીજાને ) મૂંગો મરને.

**જ્યોતિ :** એમ કર્યું એમાં છોકરાંઓનું ભલું થયું ને ! તમે છોકરાંઓને ભણાવો નહિ અને નાનપણથી ખાતામાં ગોંધી રાખો એથી એમની અરધી જીંદગી લેવાઈ જાય. બીજા દેશોમાં એવો જ કાયદો છે સમજ્યા ?

**પાંચમો :** તે બીજે તો ઓછા કલાકો છે ને બક્ષેઝમ છે.

**રમણ :** મીસતર મહેતા અમે જ એમની સાથે કામ પાડી શકીએ.

**જ્યોતિ :** હું પણ એમની સાથે કામ પાડું છું, પણ મારી અને તમારી રીત જુદી છે. ( મજૂરો ) જુઓ તમારે તેત્રીસ ટકા વધારો જોઈએ છીએ ( સામેનો ચાર્ટ બતાવતાં ) મોંઘવારી માત્ર વીસ ટકા જેટલી વધી છે, અને રૂનો ભાવ જેટલો વધ્યો છે, તેટલો કાપડનો ભાવ વધ્યો નથી. એટલે મીલમાલીકોની એ ખોટનો પણ તમારે વધારો માગતાં પહેલાં વિચાર કરવો જોઇએને ?

**પાંચમો :** સ્યાબ અમે બીજું કોંઇ નો હમજ્યેં, અમારા હાથમાં પૈસા આવે તારે લાગે કે આવ્યા !

**જ્યોતિ :** હું તમારે ઘેર આવું છું ત્યારે તો તમારે શેમાં ખર્ચ થાય છે એ બતાવી શકતા નથી, અને વધારો કેમ માગો છો ?

**રમણ :** ( સાન કરતો હોય તેમ ધીમેથી ) તમે એવો સવાલ ન કરો, એ લોકોને ઉંધો અભિપ્રાય હસી જશે.

જ્યોતિ : ( રમણને ) મને જાણવા તો દો ! ( મજૂરોને ) બોલો.

પહેલો : સ્વાબ, અમારે ખરચ તો ઘણુંય થાય !

જ્યોતિ . પણ શેમા ?

પહેલો . સ્વાબ માહણ્યુ આવે જાય એમા

જ્યોતિ : પીવામાને ?

પહેલો . નારે સ્વાબ !—પણ થાય અમારે, ખરચ તો થાય !

રમણ : એ લોકોને એમનો કેસ મૂકતા આવડતો નથી અહીં મજુર ઓફીસ ન સ્થપાઇ હોત તો એમની સ્થિતિ અતિશય ખરાબ હોત

જ્યોતિ : ( તદ્દન ઠંડી રીતે ) મને ખબર છે કે તમને એમનો કેસ મૂકતા આવડે છે. ( મજુરોને ) તમને કોઈ દિવસ એવો વિચાર નથી આવતો કે તમે પોતે કઈ જાતની જીંદગી ગાળો છો ?

પાંચમો સ્વાબ એ તો પૈસા હોય તો બધુય થાય.

જ્યોતિ : એમ નહિ તમને જેટલો પગાર મળે છે, એટલા પગારમા તમારે છોકરાંઓને ભણાવવા જોઇએ, વાચનાલયો કાઢવા જોઇએ, તમારા લત્તાઓનું આરોગ્ય સુધારવું જોઇએ—

બીજો : સ્વાબ અમે એ કરીએ તો પછે શરકાર સ્યું કરશ્યે ?

જ્યોતિ : તમારે આ પરદેશી સરકાર ઉપર આધાર જ શુ કામ રાખવો ? તમે આ વધારો માગો છો, એના કરતા શેઠીઆઓ પાસેથી સુધારા માગો તમારે કીટી ખાવી ન પડે, તમને બહુ તાપ ન લાગે, શાળખાતામા બહુ ભેજ ન ગમે, તમારા છોકરાઓને ભણાવે !

રમણ : માફ કરજો મીસ્તર મહેતા, અમે આ બધી ચર્ચા કરવા અહીં આવ્યા નહોતા. આનો વિચાર અમે મજૂર સઘમા કરીશુ.

જ્યોતિ : મજૂર સંઘ ચાર વર્ષથી કશો વિચાર નથી કરતો એટલે જ હુ પુછુ છુ.

રમણ અમે અહીંઆ આવ્યા છીએ ત્યારે જ તમારે અમારૂ અપમાન કરવું હોય તો ત્યાર પહેલા અમે ઉઠીને ચાલતા થાઈએ !

જ્યોતિ માફ કરજો મીસ્તર ઠાકોર, તમને એમ લાગ્યુ હોય તો.

પાંચમો . એ તો કોઈ વળવાનુ નથી એની અમને પહેલેથી ખબર હતી. ( ઉઠવા જાય છે. રમણ એને બેસવા સાન કરે છે. )

જ્યોતિ : મીસ્તર ઠાકોર, એમને જવુ હોય તો જવા દો !—તમને જો ઉતાવળ ન હોય તો આપણે બે ત્રણ મીનીટ વાત કરી લઇએ.

રમણ ( મજૂરોને ) તમે નીચે ઉભા રહો હુ હમણા આવું છુ.

જ્યોતિ : ( મજૂરોને ) ઠાકોર સાહેબ જે કરશે તે ઘીગોળ કરશે સમજ્યા ને ?

પહેલો : ( મજૂરો સાથે જતા જતા ) સ્વાબ પચ નેમવું હોય તો નેમો જે કરવુ હોય તે કરો, અમે કોઈ નો હમજ્યેં, અમારે તો તેતરી ટકા જોયેં. ( બધા મજૂરો જાય છે. )

જ્યોતિ : મીસ્તર ઠાકોર, તમે ગમે ત્યા બોલ્શેવીઝમ વિશે બોલો છો, પણ એને અહીં આવવાને હજી ઘણી વાર છે, અને જો આવશે તો તમારે પણ તમારા બે બગલા બંધાવ્યા છે તે આપી દેવા પડશે.

રમણ : મીસ્તર મહેતા, જે મુદ્દા ઉપર વાત કરવાની છે તે ઉપર બોલો તો સારૂં.

જ્યોતિ : હું તે વિશે જ બોલું છું. જુઓ આપણા મજૂરોની હીલચાલ હજી હમણાં જ ઉગી છે. હજી તમારો, અને મજૂરોની હીલચાલ એ બધાનો આધાર સરકાર અને ધનવાનો ઉપર છે.

રમણ : તેથી ?

જ્યોતિ : તેથી તમારે એ લોકોને સમજાવવું જોઈએ કે એમનું ખરૂં હિત શેમાં છે ? હું માનું છું કે તમે પોતે જો મક્કમ રહો તો મજુરો નમતું આપે જ. એમના તરફ તમે દ્રોહ કરો એમ કંઇ હું નથી કહેતો. પણ અત્યારે મામલો એવો છે કે તમે ખેંચી તાણશો અને હડતાલ પડશે, તો જે મહીનો બે મહીના મીલો બંધ રહેશે તેમાં મજુરોની કમબખ્તી થશે; અહીંની તમારી મજુર ઓફીસને સમય સાચવતાં ન આવડયો એમ કહેવાશે, અને સામાન્ય હડતાલ નભી શકે એટલાં નાણાં તમને નહિ મળે !

રમણ : ( વિચારમાં ) હં.

જ્યોતિ : એટલે હું એ વિચારનો છું કે કાલે નહિ તો એક અઠવાડીઆમાં આપણે બધા મજુરોની એક સભા રાખીએ અને તેમાં તમે અને હું બન્ને સરકાર તરફથી પંચની જે દરખાસ્ત આવી છે તેની સમજુત આપીએ, અને જો તે માન્ય ન કરવામાં આવે તો તેમના પર કેટલી હાડમારીઓ પડશે તેનો ખયાલ આપીએ.

રમણ : આ પાંચ જણ નથી માનતા એ બધા કયાંથી માનશે ?

જ્યોતિ : છૂટા છવાયા માણસોને સમજાવવા કરતાં આખા સમૂહને સમજાવવું કોઇ વાર સહેલું પડે છે.

રમણ : એ તો કોઈ વાર !

જ્યોતિ : એ સદા છે જ, પણ મને શ્રદ્ધા છે કે આપણે સમજાવી જ શકીશું.

રમણ : હું થોડા દિવસ પ્રયત્ન કરી જોઉં, અને પછી જો જરૂર લાગે તો આપણે સભા બોલાવીએ ?

જ્યોતિ : નહિ એમ નહિ, એથી મજુરો ઉલટા વહેમાઇ જાય, અને પાછળથી સભામાં માને નહિ ( થોડી વાર વિચાર કરી ) આપણે કાલ ને કાલ જ સભા બોલાવીએ; અને આ લોકો બધે વાત કરે ત્યાર પહેલાં તમારાં પંચની સમજુત આપનારાં હેંડબીલો તમે વધે વહેંચાવી નાખો.

રમણ : કાલે જ ! કેટલા વાગ્યે ?

જ્યોતિ : સભાને ? ( વિચાર કરી) રાતના આઠે રાખીએ તો કેમ ? ધોળી કૂઇના મેદાનમાં

રમણ : ઠંડી બહુ લાગશે.

જ્યોતિ : સાડાસાતે રાખો. એક કલાકમાં ખલાસ કરીશું.

રમણ : પ્રમુખ કોને કરીશું.

જ્યોતિ : તમે અને હું તો નહીં જ ( જરા પાછળ નજર નાખતાં ) તમારાં બેનને પ્રમુખ કરીએ તો કેમ ? એ હમણાં હમણાં બહુ જાણીતાં થયાં છે.

રમણ : મારાં બેન પ્રમુખ હોય અને તમે બોલશો ખરા ?

જ્યોતિ : ઘણી જ ખુશીથી.

રમણ : વારૂ, કાલે નક્કી ત્યારે.

જ્યોતિ : વારૂ સાહેબજી. ( જાય છે. )

( જ્યોતિ વિચારમાં ડૂબેલો બેઠો છે. થોડી વારે વિમળા અંદરથી આવે છે. એનું મુખ પ્રસન્ન લાગે છે.)

જ્યોતિ : ( વિમળાને નમન કરી ટેલીફોન હાથમાં લઇ ) હેલો: હેલો:—ત્રસો બત્રીસ–હેલો હેલો–કોણ મીસ્તર દારાશા? હં–કાલે સાંજે સાડા સાતે ધોળી કૂઇના મેદાનમાં મજૂરોની સભા છે.–એલાવ–હં–સરકારની દરખાસ્ત તેમની પાસે છેવટ મૂકી જોવાની છે, તો જરા પોલીસનો બંદોબસ્ત રાખજો ને! જરૂર હં–વારૂ સાહેબજી (ટેલીફોન બાજુ પર મૂકતાં ) મને કંઇ સમજાતું નથી કે કાલે શું થશે? તમે શું માનો છો એટલાં સ્ત્રી મજૂરોથી મીલ ચલાવી શકાય કે નહિ?

વિમળા : હા ચાલે; એન્જીન અને ફીટીંગ માટે થોડા પુરુષો જોઇએ, પણ ત્યાં પણ ચલાવી લેવાય. પણ આ બધુ તમે શામાટે પૂછો છો?

જ્યોતિ : જો મારૂં બને તો આવતી કાલેજ હું આ બધું ફેંકી દઉં–પણ મને કંઈ સમજ પડતી નથી. જોઇએ હવે કાલે બધું કેમ પાર ઉતરે છે? મેં આ પોલીસનો બંદોબસ્ત કરાવ્યો પણ મને ગમતું નથી.

વિમળા : તો ના પાડી દ્યો.

જ્યોતિ : ના, હવે ના ન કહેવાય. સ્ત્રીઓ બધી મક્કમ છે ખરૂં ને?

વિમળા : બહુ જ. ધણીની સાથે પણ લડે છે, અને રાતે દારૂ પીને મોડો આવ્યો હોય, તો બારણું પણ ઉઘાડતી નથી, પછી માર તો ક્યાંથી જ ખાય?

જ્યોતિ : અને પુરુષોના પગારના વધારા વિરુદ્ધ પણ મક્કમ જ છે ને?

વિમળા : તદ્દન મક્કમ. આ ડેપ્યુટેશન આવી પહોંચ્યું, નહિ તો મારે ઘણું કહેવાનું હતું. સ્ત્રીઓએ તો એક યોજનાનો આખો ખરડો તૈયાર કર્યો છે. પુરુષોના અને સ્ત્રીઓના પગાર સરખા કરવા; એટલે કે અત્યારે જે તફાવત છે તેનો અરધો અરધ પુરુષો જતો કરે અને એ સ્ત્રીઓને મળે. આ ઉપરાંત પગાર ન વધારતાં સેનીટેશન, નિશાળ, દવાખાનું વગેરે તમામ જરૂરી સંસ્થાઓ તેમના હિત માટે ખોલવી, અને દારૂબંધી માટે પણ...

જ્યોતિ : ચાલો આપણે જતાં જતાં વાતો કરીશું.

વિમળા : પગારનો વધારો મેળવવા કરતાં એમને એમનું જીવન બદલવાની જરૂર વધારે લાગે છે.

જ્યોતિ : હું ધારતો જ હતો કે એ સ્ત્રીઓથી જ થઈ શકશે. કાલે સ્ત્રીઓની પૂરેપૂરી હાજરી જોઇશે હં કે! મને તમારી બહુ જરૂર પડશે. ચાલો.

( વિમળા મહેતાને જવા માટે માર્ગ કરે છે.)

જ્યોતિ : તમે આગળ થાઓ. તમારી પાછળ પાછળ.

( આગળ વિમળા અને પાછળ જ્યોતિ એમ બન્ને જાય છે)

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ :ધોળી કૂઈનું મેદાન સમય : સાંજના સાડા સાત

અહીં તહીં થાંભલા પર લટકાવેલી બત્તીઓ બળે છે. અંધારાને આલેખતાં હોય એમ દૂર ઝાડ ઉભા છે. લોકોની ઠઠ એટલી જામી છે કે મેદાન નાનું થઈ ગયેલું લાગે છે. બાજુમાં માચડો છે તેના પર

હાલ કોઈ દેખાતું નથી. સ્ત્રી અને પુરુષોને બેસવાની જગ્યા જુદી છે, અને એમની વચ્ચે આવવા જવાનો માર્ગ છે. 'મજૂર સ્વયંસેવક' એવાં કપડાંનાં બીલ્લાં લગાવીને કેટલાક પુરુષો શ્રોતાઓને બેસી જવા કહે છે. પુરુષોની પાછળ થોડે દૂર એક બત્તી પાસે કેટલાએક લશ્કરી સીપાઇઓ તમાશો જોતા ઉભા છે. સ્ત્રીઓમાં કેટલીક ઉજળીઆત કોમની સ્વયંસેવિકાઓ હાથમાંનાં હેન્ડબીલ મજૂર સ્ત્રીઓને વાંચી સંભળાવે છે. વચ્ચે વચ્ચે ટોળામાંથી "ઓ ધનીયા!" "ઓ રામી" "ઓ અમરીઆ" વગેરે શબ્દો સંભળાય છે.

**એક મજૂર :** ( હેંડબીલ લઇને આવતાં ) તેતરી ટકા વધારો. ( સ્ત્રીઓ ઉપર હેંડ-બીલ ફેંકે છે. એક સ્વયંસેવિકા એ વાંચે છે. )

**સ્ત્રી સ્વયંસેવિકા :** ( માંચડા પર ચડી ) ભાઇઓ, જો તમે મજૂરસંઘના મંત્રી ઠાકોર સાહેબની સહી સિવાયનાં હેંડબીલો વહેંચશો, તો અમારે પણ અમારાં હેંડબીલો વહેંચવાં પડશે.

( પુરુષ મજૂરોમાંથી–"ઓહો બોલવા આવી છે!"–"તો બેન લાવોને તમારાં ય છાપાં" વગેરે વાક્યો સંભળાય છે. )

**બીજી સ્ત્રી સ્વયંસેવિકા :** ( આગળ આવી હેંડબીલો પુરુષો તરફ ફેંકતાં ) મરદ મજૂરોની તેત્રીસ ટકાની માગણી સામે મજૂર સ્ત્રીઓનો સખત વિરોધ !

( મજૂરોમાં કોલાહલ થાય છે. "બૈરાંને બહાર કાઢો" "તેતરી ટકા વધારો" "બંધ કરો" વગેરે અવાજો સંભળાય છે. બાજુમાંથી કેટલીએક સ્ત્રીઓ સાથે વિમળા, જ્યોતિ, રમણ તથા પ્રેસ અને પોલીસના રિપોર્ટરો આવે છે. વિમળા પ્રમુખની ખુરશી લે છે. થોડી વારે બધે શાંતિ પથરાય છે. )

**એક વૃદ્ધ મજાર :** ( આગળ આવી ) મજૂર ભાઇઓ અને બેનો ! આજે આપણાં ધનભાગ્ય છે કે વિમળા બા જેવાં આપણને પ્રમુખ મળ્યાં છે. આ થોડા રોજમાં આપણા એમણે મજૂર ભાઇઓની જે પ્રીતિ મેળવી છે, તે તમારાથી અજાણ નથી. તમે બધા આપણી સભાનું કામ સારી રીતે પાર ઉતારશો એવી મારી અરજ છે.

( પુરુષ મજૂરોમાંથી એક અવાજ : અમારે બૈરી પ્રમુખ નો જોઇએ. )

**વિમળા :** ( ઉભા થઈ પુરુષો તરફ જોઇને ) હું તમારો આભાર માનું છું.. ભાઇઓ અને બહેનો–( રમણના હાથમાં બન્ને હેંડબીલો આવે છે તે વાચે છે. ) તમને સૌને ખબર છે કે આપણે અહીં શા માટે આવ્યા છીએ. મજૂરો જે વધારો માગે છે, તથા હાલ મીલ-ઉદ્યોગની જે સ્થિતિ છે અને સરકાર આપણા ઝઘડામાં જે રીતે વચ્ચે પડવા માંગે છે તે વિશે આપણે સમજુત લેવાની છે. પહેલાં મારા ભાઇ અને પછી સરકારી લેબર ઑફિસર પંચની દરખાસ્તનો ખ્યાલ આપશે. એ દરમીઆન તમે સૌ શાન્તિ રાખશો એમ આશા રાખું છું.

**રમણ :** ( બન્ને હેંડબીલો સાથે ઉભાં થતાં ) મજૂર ભાઇઓ અને બહેનો ! આજે મને લાગે છે કે બીજી કોઈ પણ બાબત ઉપર હું ન બોલું, અને માત્ર આ બે હેંડબીલો ઉપર અને તમારા ઉપર જ બોલું તો બસ થશે. અત્યાર સુધી આપણા મજૂરસંઘનો એવો ધારો પળાતો આવ્યો છે કે મારી સહી વગરનાં હેંડબીલો કોઇથી કાઢી શકાય નહિ. એ ધારાનો આજે પુરુષોએ તેમ જ સ્ત્રીઓએ ભંગ કર્યો છે, અને ચાર ચાર વરસની મહેનત ઉપર તમે આજે પાણી ફેરવવા ઉભા થયા છો. આપણે હજી તો આપણી બધી ફરીઆદો પણ એક રૂપે મૂકી શક્યા નથી; અને આજે જ્યાં એમ કરવા વખત આવ્યો હતો ત્યાં

તમે આવી રીતે અંદર અંદર લડી મરો તો મીલમાલીકો ફાવી જાય તેમાં કંઈ નવાઈ નહિ (પુરુષોમાંથી-અમે હડતાલ પાડીશું) આ લડત જીતવા બધા મજૂર ભાઈબેનોએ એકસંપ રહેવાનું છે જો પહેલેથી જ આવી રીતે પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે ફાટફૂટ કરો, તો આપણે મીલમાલીકો સામે કશું પગલું ભરી શકીશું નહિ તમે હડતાલ પાડવાની વાત કરો છો, પણ એકદિલી મેળવ્યા સિવાય તમે મીલો બંધ પણ કયાંથી કરી શકશો ? સ્ત્રીઓએ એમના હેંડબીલમાં જે સુધારા માગ્યા છે તે એકદમ મળી જાય તેમ નથી, તમે આપણા ધારા વિરુદ્ધના હેંડબીલોમાં જણાવી છે તે માગણી પણ તમને મળે તેમ નથી (પુરુષોમાંથી અમારે વધારો જોઇએ જ સ્ત્રીઓમાંથી અમારે સુધારા સિવાય કંઈ લેવું નથી) સ્ત્રીઓ અને પુરુષો આમ મળે લડશો, જો વરવહુ વચ્ચે જ ઝઘડો કરો, તો બે બીલાડીની વાતની જેમ વાંદરો આખો રોટલો ખાઇ જશે આપણે અંદરની લડવાડ મુલતવી રાખી સ્વાર્થી મીલમાલીકો સામે લડવાનું છે તો હું બીજી કંઇ પણ ભલામણ કરું ત્યાર પહેલાં તમને સૂચના કરું છું કે પુરુષોએ તેમ જ સ્ત્રીઓએ આપણા મજૂર સંઘના ધારા વિરુદ્ધ જે હેંડબીલો કાઢયાં છે તે તેમણે પાછાં ખેંચી લેવાં (પુરુષો તેમ જ સ્ત્રીઓ તરફ જુએ છે) તમારામાંથી કોઇ પણ મજૂર અહીં આવી આ હેંડબીલને રદ જાહેર કરશે તો તેમાં તેને નામોશી નહિ લાગે, પણ તે ઉલટો બહાદૂર ગણાશે (પુરુષોમાંથી-પહેલાં બૈરાં એમનાં છાપાં ખેંચી લે-) તમે મરદ છો તો તમારે વધારે બહાદુરી દેખાડવી જોઇએ

**સ્ત્રીઓમાંથી એક** (આગળ આવી) અમારે મરદોને વધારો લેવા દેવો નથી, તો પછી અમે અમારાં છાપાં કેમ પાછાં ખેંચીએ ?

**પુરુષોમાંથી** બૈરાંઓને બહાર કાઢો-અમે હડતાલ પર જઇશું

**સ્ત્રીઓમાંથી** અમે મીલો ચલાવીશું

**રમણ :** શાંત થાઓ-શાન્ત થાઓ-તમારે જો સભામાં વ્યવસ્થા ન જાળવવી હોય તો બહેતર છે કે આપણે અત્યારે જ છૂટા પડીએ (થોડી વાર સભા શાન્ત થાય છે)

**સ્ત્રીઓમાંથી એક** (ઉભા થઇ રમણને) અમારે વધારા માટે લડવું જ નથી અમે મરદો સામે લડવા આવ્યાં છીએ રાતે દારૂ પીને મરદ ઘેર આવ્યો હોય ત્યારે તમે આડા હાથ દેવા નથી આવતા અમારે પંચ પણ ન જોઇએ ને વધારો પણ ન જોઇએ

(પુરુષોમાંથી "બેસ બેન, રાત ઘેર તો આવજે, ખબર પાડીશ ત્યારે વધારો નથી જોઇતો તે"-' તેનરી ટકા વધારો ') (સભામાં ઘોંઘાટ વધે છે)

**વિમળા :** (ઉભા થઈ સ્વસ્થ રીતે આખી મેદની ઉપર હાથ ફેરવતાં) ભાઇઓ, અને બ્હેનો-શાન્ત થાઓ-શાન્ત થાઓ (લોકો શાન્ત પડે છે) આજે આપણે અહીં લડવા એકઠાં નથી મળ્યાં આપણે બીજાની સામે લડવા જઇએ ત્યાર પહેલાં અંદર અંદર સમજુત કરી લેવી જોઇએ (સ્ત્રીઓમાંથી વિમળા બા અમને બોલવા દો) અત્યારે બોલવાનો મારો વારો છે ભાઇઓ શાન્ત થાઓ (જ્યોતિ એક ચીઠ્ઠી આપે છે તે વાંચતાં) આપણે જે કામ માટે આ સભા બોલાવી છે, એ કામ મુલતવી રાખીએ પણ અંદર અંદર ખરું દુઃખ કયાં છે તે જાણી લઇએ તોપણ આપણે ઘણું કર્યું કહેવાશે

**રમણ** પ્રમુખશ્રી આ તમે મજાનું કયું કાર્ય કરો છો ?

**વિમળા** (રમણને) મેગ્યાની કરી તમે બેસી જાઓ અત્યારે હું પ્રમુખ છું

( સભા તરફ જોઇને ) આપણને દુઃખતું હોય પેટમાં, અને માથું ચંપાવીએ તો કંઇ ફાયદો ન થાય.

**દારૂડીઓ :** ( પુરુષો અને સ્ત્રીઓના માર્ગમાં સામેથી લથડીઆં ખાતાં ખાતાં આવતાં ) ખ રૂં-ક હ્યું-આ-ઘ-ણું ઙ વો-બા !

**વિમળા :** ( સ્વયંસેવકો એને દૂર ખસેડવા જાય છે તેમને ) થોડી વાર એને રહેવા દો કે આ લોકો એને જોઈ શકે. ( પુરુષોને ) તમારે એ ભાઈની સ્થિતિ જોઇને કંઈ હસવાનું નથી. તમારામાંના ઘણા આથી પણ વધારે પીતા હશે. ( દારૂડીઆને ) ભાઈ, જા તને ભાન નથી.

**દારૂડિઓ :** ભા–ન–થી ભા ન કો ને છે ? ભા ન થી ? હેં ભા ન થી ! ( સ્વયંસેવકો એને લઈ જાય છે. )

**વિમળા :** ( થોડી વારે ) આજે આપણે અંદર અંદર બાધછોડ કરી લઇએ તો સારૂં. એ માટે બન્ને પક્ષોના મત આપણે જાણવાની જરૂર છે. ( સ્ત્રીઓ તરફ જોતાં ) તમારામાંથી કોઈ આવીને બોલો ! ( પુરુષોમાં ઘોંઘાટ થાય છે તેમના તરફ જોતાં ) તમારો વારો પણ આવશે. આપણે આપણી સભાઓ જ જો શાન્તિથી નહિ ચલાવી શકીએ, તો છેવટ શાન્તિ જાળવનારા પણે તો ઉભા જ છે !

**એક મજૂર સ્ત્રી :** વિમળાબાએ આજકાલ અમારાં મૂંગાં મોંમાં જીભ આપી છે; તો બૈરાંઓ તરફથી હું જાહેર કરૂં છું કે અમારે મરદો જે પગારનો વધારો માગે છે તે જરાય જોઇતો નથી. અમને મરદો કરતાં પગાર ઓછો મળે છે છતાં છૈયાંછોકરાંના ભરણ-પોષણનો ભાર અમારા ઉપર જ પડે છે.

( પુરુષોમાંથી : " અમારે સાંભળવું નથી " " ઘેર જઈ સંભળાવજે. " )

**મજૂર સ્ત્રી :** મરદો એમનો પગાર...

( પુરુષોમાંથી : બૈરાંને–બોલવા ઉભી થઇ છે તે ! )

દારૂડીઓ : ( દૂરથી ) નાંય–બો લ્છે ઝ મ જો યેં–મા રે બોલ્છેઝમ—!

( પુરુષોમાંથી : અલ્યા ધનકા બલ્છેઝમ–મીલમાલીકો નહિ... )

**વિમળા :** ( જ્યોતિને ) કેમ તમારે બોલવું છે ?

**જ્યોતિ :** આવી તક બીજી વાર નહિ આવે !

**રમણ :** તમારે આવી રીતે સભા ચલાવવી છે ?

**વિમળા :** ( રમણને ) જે થાય છે તે સારા માટે જ થાય છે.

**સ્રીમજૂર :** આટલાં માટે જ અમારૂં કહેવાનું છે કે...( આગળ બોલાતું ન હોય તેમ બોલતું બંધ કરી બેસી જાય છે. )

( સભામાં ઘોંઘાટ વધે છે. પુરુષોનું આખું દળ એક ઘનસમૂહની જેમ બે પગલાં આગળ આવે છે. વિમળા ઉભી થઇ કંઇ બોલે છે. પહેલાં કંઇ સંભળાતું નથી, પણ થોડી જ વારે વિમળાનો અભેદ્ય શાન્તિમય ચહેરો જોઈને સભા શાન્ત થાય છે. )

**વિમળા :** ( પોતાની અડગ શ્રદ્ધાના શિખર પરથી નીચે ઉભેલાને નીહાળતી હોય તેમ ) ભાઇઓ શાન્ત થાઓ, શાન્ત થાઓ. તમારે બોલ્શેવીઝમ જોઇએ છીએ તો મીસ્તર મહેતા તમને આપશે. તમને એ પચે છે કે નહિ એનો આધાર તમારા ઉપર છે.

( જ્યોતિ બોલે છે તે દરમ્યાન મજૂરોનો રોષ વધે છે પહેલા તેઓ સમજતા હોય એમ લાગે છે, પણ પાછળથી પવનની દિશા ફરે અને લીલા મોટા ઘાસના માથા બીજી બાજુ ઢળી પડે એમ તેઓ જાણ્યે અજાણ્યે વિરોધ કરી બેસે છે. )

( જ્યોતિ બોલવા ઉભો થાય છે. નજીક આવેલા પોતાના આદર્શથી જાણે અંગેઅંગ ભરાઈ ગયા હોય એવો એ લાગે છે )

**જ્યોતિ** : ભાઇઓ, અત્યાર સુધી તમે માત્ર અંધારામા જ રહ્યા છો. ( વિમળા દૂર અંધારા આકારા તરફ દૃષ્ટિ નાખી પ્રસન્નમુખે સાભળે છે ) હું આ સરકારી નોકર તરીકે નથી બોલતો હુ મારૂ રાજીનામુ ઘેરથી લખીને જ લાવ્યો છુ ( ખીસામાથી કાગળ કાઢી બતાવે છે. ) હુ તમારી સાથે રહી હવે કામ કરવા માગું છુ ( તાળીઓ પડે છે. ) તમારે બોલ્શેવીઝમ જોઇએ છીએ ? ( 'હા, હા,' ની બૂમો ) તો તમારો આ મજૂરસંઘ એ તમને કદી નહિ આપી શકે. સંઘ આજ સુધી અવળે માર્ગે ગયો છેઃ ( પુરુષોમાથી તેતરી ટકા વધારો ' ) માત્ર તેત્રીસ ટકા જ શા માટે ? તમે આખી મીલના માલીક થાઓ ' ( 'હા, હા, અમારે મીલ જોઇએ' ) જોઇએ એ ખરી વાત, પણ કોઈના પર ધાડ પાડીને તમે મીલમાલીક નહિ થઈ શકો ' જો તમારે મીલ જોઈતી હોય, તો તમારે તેને ચણવી જોઇએ, તમારે શરૂ કરવી જોઇએ ( 'એમ તો બે ચાર વરહ નેકળી જાય !' ) હા, બે વરસ પણ લાગે અને ચાર વરસ પણ લાગે ' ( 'એવી મીલ અમારે નો જોયે' ) તમારે પાચ પાચ દસ દસ રૂપીઆના શેર ભરવા પડે ' ( 'લે આ તો ગજવામાથી પૈશા લેવા આવ્યો છે' મજૂરોમા કોલાહલ વધે છે. )

**રમણ** : મીસ્તર મહેતા ' અમારા મજૂરો સાથે તમારે આવી રીતે વાત કરવાની નથી.

**જ્યોતિ** : ( તિરસ્કારમા ) કોના મજૂરો ? શુ મજૂર સંઘના સભાસદો જેવું એમનુ વર્તન છે ખરૂ ? ( મજૂરો ઉશ્કેરાએલા દેખાય છે. દૂરથી એક પથ્થર આવી બાજુની એક કીટસન લાઈટને ફોડી નાખે છે ) મજૂરો તો તમારાય નથી અને મારાય નથી ! (મજૂરોને) તમારા કહેવાતા નેતાઓ પૈસાદાર લોકો સાથે મળી ગએલા છે તો પછી તમારે જ તમારૂ હિત સાધવાનું છે નહિ તો—

( પુરુષોમાથી · "અમારે એ મીલનું કામ નથી" "સરકારી સી. આઈ ડી. થઈને આવ્યો છે." )

**સ્ત્રીઓમાંથી** એક : ( ઉભા થતા ) અમને એ મીલના શેર આપો '

( પુરુષોમાથી . જો ને મીલ કાઢવવા આવીયુ છે )

**સ્ત્રીઓમાંથી** વિમળાબા ' વિમળાબા ' અમારે પચેય ના જોઇએ ને મીલમાલેકેય ના જોઇએ અમારે મરદોનું કામ નથી

( સભામા ભગાણ પડે છે. સ્ત્રીપુરુષો વચ્ચે ઉભેલા સ્વયસેવકો ઉપર માર પડે છે સ્ત્રીઓમાં નાસભાગ થાય છે. રીપોર્ટરો બાજુમાથી ચાલ્યા જાય છે. બત્તીઓ એક પછી એક ફૂટે છે. )

**રમણ** : આ જોયું, તમે આ લોકોને આડે રસ્તે દોર્યા એનું પરિણામ !

**જ્યોતિ** : અત્યાર સુધી તમે એમને ઉંધે રસ્તે દોરતા હતા એનું આ પરિણામ છે ( વિમળાને ) હું ટોળામા જાઉં છુ, તમે બને તો સ્વયસેવિકાઓ પાસે જાઓ નાહિંમત ન થતા

( જ્યોતિ જાય છે, વિમળા તેની પાછળ ઉતરે છે થોડી વારે રમણ માચડા ઉપરથી બાજુ પર કૂદી પડી ટોળામા અદૃશ્ય થઇ જાય છે. સભામા બધે બૂમરાણ મચી રહે છે. થોડી વારે ભડકતા એકી

સાથે દસેક અવાજ સંભળાય છે. જ્યોતિને વાગ્યું હોય તેમ તે પડે છે, અને સ્ત્રીઓમાંથી એક ચીસ સંભળાય છે. પુરુષો આડા નાસભાગ કરે છે. સ્ત્રીઓના ટોળામાંથી આવી, પોતાના સાળુમાંથી પાટો ફાડી વિમળા જ્યોતિના ઝખમ ઉપર બાંધે છે. બધે શાન્તિ લાગે છે.)

**જ્યોતિ :** ( ક્ષીણ અવાજે ) આજે મજાર સંઘ તૂટ્યો.

**વિમળા :** અને આપણે એક થયાં!

**જ્યોતિ :** મને લાગે છે મારા ઘા તમારે જ રૂઝવવા પડશે!

**વિમળા :** હું તમારી પડખે જ છું.

**જ્યોતિ :** સ્ત્રીઓમાંથી કોઇને વાગ્યું નથી ને! એ ચીસ કોણે પાડી?

**વિમળા :** મને લાગે છે એ ખાલી બારમા એક જ ગોળી હતી અને તમને વાગી!

**જ્યોતિ :** ( વિચારમાં ન સાંભળ્યું હોય તેમ ) બધી બેનો હજી છે ખરૂં? (થોડી વારે) આજે મને સમજાયું!

**વિમળા :** શું?

**જ્યોતિ :** કે સ્ત્રીઓ શક્તિરૂપ છે. (છૂટા છૂટા શબ્દો બોલતો હોય તેમ) મને પહેલાં લાગતું કે મજૂરોમાંથી નવી દૃષ્ટિનો જન્મ થઈ શકશે, પણ નહિ—સ્ત્રીઓ જ માતા થઇ શકે એમાં કંઈ નવાઈ છે! આ થોડા દિવસોમા શું શું બની ગયું?

(પુરુષો બધા નાસી ગયા છે. સીપાઈઓ કે કોઈ દેખાતું નથી. માંચડામાંથી એક પાટીયું કાઢી તેના પર જ્યોતિને સુવાડી સ્ત્રીઓ ઉંચકી લઇ જાય છે. સાથે સાથે વિમળા ચાલે છે. બધા જાય છે. અર્થહીન માંચડો એક હાડપીંજર જેવો ભાસે છે. મેદાન ઉપર જે ગાઢ અંધકાર પથરાય છે તેને દીવો લઈ દેખાડવા જાણે ઉભી હોય તેમ ફક્ત બાજુની એક ફીટસન લાઈટ વાંસડા પર ટીંગાઈ બળે છે! દૂરનાં ઝાડ અંધકારમાં વિલીન થઇ ગયાં છે. મેદાન મોટું લાગે છે. અને સ્મશાનવત્ નિરવ શાન્તિ છે!)

[ પડદો પડે છે ]



# આપણું સાહિત્ય ગરીબ કેમ ?

રાજેશ્રી ડા ના કે માહેબના દસ્ખત નીચે ઉપર દર્શાવેલા વિષય ઉપર ચર્ચા 'પ્રસ્થાન'મા કરવામા આવેલી ને વાતિકકારે હાલની દશા ઉપર ટીકા કરતા ભારી નિરાશા પ્રદર્શિત કરેલી આ નિરાશા દીર્ઘ દૃષ્ટિએ સકારણ નથી એટલુ જ હુ બતલાવવા માગુ છુ ઉપર દર્શાવેલા લેખકનો લેખ એટલો જોરદાર ને સચોટ છે કે તે બાબત કાઇક વિવેચન કરવાની અગત્ય છે ભાઇ માહેબ પોતાના પૂરેપૂરા રૂપમા પ્રકટયા હોત ને માઇન બૉર્ડની પદ્ધતિ ન સ્વીકારી હોત તો કેવુ સારૂ થાત ! નોકરીના અગે હુ ઉત્તર હિંદમા ૨૧ વર્ષ ઉપરાત છુ ને ગુજરાતના સાક્ષર વાતાવરણમા શ્વાસોશ્વાસ લેવાનુ મને સૌભાગ્ય પ્રાપ્ત નથી તેથી આ મૂળાક્ષરથી કયી વ્યક્તિ ગુજરાતમા વિદિત છે તેથી અજ્ઞાત છુ કદાચ આથી નિષ્પક્ષપાતે વાર્તિક લખાય ખરૂ પણ જેમ આનાતોલ ફ્રાન્સે કહ્યુ છે તેમ " Le bon criteque est celui raconte les aventures de son ame au milieu de chefs-d'œuvre એ પ્રમાણે જ્યા લગી વ્યક્તિના પરિચય રૂપ હોકાયત્ર હાથમા ન હોય ત્યા લગી તેના લખાણ રૂપ સાગરમા પ્રયાણ કરવુ મુશ્કિલ છે ને પછી પોતાના આત્માની યાત્રાનુ સહૃદય કથન તે કેમ થઈ શકે ? મનુષ્યકૃતિ ગણિતના વિષયથી આટલી જ જુદી કે એના પ્રકરણમા બે ને બે પાચ થઇ શકે ગણિતમા બે ને બે ચાર જ હોવાના પછી તે બે રવીંદ્રનાથ ને જગદીશચદ્ર હો કે પછી બુધ્ધુ ને બોહુમિયા હો આથી જ 'નાઇન્ટીન્થ સેન્ચરી'ના તત્રી નોલ્સે ઠરાવ ગણ્યા હતો કે પુગ દસ્ખત વિનાના લખનો સ્વીકાર ન કરવો " ધૂમકેતુ, " " રા રા રા એમ એ ' ( નામ ઢગતા પૂછડુ ત્યારે લાગુ ચારે ભાઇ, અમે નામના ભૂખ્યા છીએ યુનિવર્સિટીની દારકા છાપના તરસ્યા નથી ) ' સત્યાનદ " વગેરેના દસ્ખતના લેખો અમને તો વ્યક્તિત્વને અભાવે ( absence of personality , ન મલુણા કે મરમ લાગે છે અસ્તુ '

પાને " ૫૧ " એ એમણે લખ્યુ છે ' આ ઉપરાત ઇંગ્રેજી ભાષાના શિક્ષણે આપણને નિર્બળ બનાવ્યા છે " આ ' શીનફૈન 'ની પરાકાષ્ઠા ' મારૂ માનવુ છે કે આ શિક્ષણથી જ આપણે સજીવન રહ્યા છીએ શુ ઉપનો લખ સાતમા ધોરણ પાસ થયેલો ગુજરાતી પડિત, પછી તે આચાર્ય કે મુક્ષા દાક્તિનની પરીક્ષા ભલે ના ઉત્તીર્ણ હો લખી શકશે ' શુ ગ્યોઇટએ કાલિદાસના વખાણ કર્યાં તેથી એની જર્મન ગિરા પાગળી થઇ ? " Nenne ich Sakontala dich und alles ist gesagt " તારૂ નામ લેતા " શાકુતલ " બધા વાના કહેવાઇ ગયા આ તારીફની પરિસીમા "મક્રોચ " એ આર્ય દૃષ્ટિ નહિ આર્ય તો લુટારો પારકુ લેતા રતો નથી ને તે પોતીકુ કરતા અચકાતો નથી જાતની મતાથી સતુષ્ટ નથી તેને તો સનબાદની માનમી સફર બાદ પણ શાતા નથી વળતી તે ભટકયા જ કરે છે ને મુલક મુલકાતરથી જોહરો લાવે છે મારૂ માનવુ છે કે અગ્રેજી ભાષા શીખ્યા તેથી જ આપણે વિશ્વ સસ્કૃતિનો " ઉપડ તલમન " પ્રાપ્ત થયો છે

દુનિયાની તવારીખમા જોઇશુ તો બે ઉત્ક્રાન્તિની ઉર્મિ ઊછળતી જણાશે એક તો ...રકારમય જીવનની, એક સસ્કૃતિમય પરિસ્થિતિની કોઇક જ એવો અને અનોખો મુલક

હશે કે જ્યાં સંસ્કારમય જીવન (culture) અને સંસ્કૃતિ પરિણત પરિસ્થિતિ (civilisation) એક સાથ પરાકાષ્ઠાએ પહોંચ્યાં હોય ! ગ્રીક પ્રગતિ ને પેરીક્લીઝના સમયની સભ્યતા ઉપર દષ્ટિપાત કરતાં સહેજે કહી શકાશે. તે વેળાની શિષ્ટતા ને શિષ્ટાચાર રાજ્યતંત્ર કે સમાજ-બંધારણમાં પરિણત થયાં ન હતાં. તે વેળાનું આર્થિક જીવન ગુલામતંત્ર પર નિર્ભર હતું. સામાન્યોનો મરો, કચરો.–વ્યક્તિઓની તેમની લાશો ઉપર ઉન્નતિ ને વિકાસ. રોમમાં આ જ હાલત હતી. પણ જ્યારે એના રાજ્યતંત્રની છાયા લંબાઇ, ને સાર્વભૌમ એકછત્ર થવાનો આડંબર કર્યો ત્યારે તેનું સાક્ષર જીવન અસ્ત પામવા લાગ્યું. પાંચમા સૈકા બાદ જસ્ટીનીયનના થવાનો કાયદાનો સંગ્રહ મળશે નહિ કે ઓવિડ કે લુક્રેશીયસની શૃંગારમય પદ્યરચના કે વર્જીલની ગર્જનામય સ્વારી. તે વેળાની જે સંસ્કૃતિમય પરિસ્થિતિ બંધાઇ તેની જ દિવાલ પાર કરી ઉત્તર યુરોપના લુંટારા ઇટાલીમાં આવ્યા તો ખરા પણ જાતે જીતાયા ને દુર્ગેશની પુત્રી જોડે પરણ્યાં સાસરાંની રહેણી સ્વીકારી, પણ "દેવ" જે રીસાયા–રૂઠયા હતા–તેમની દેવ ઉઠી અગ્યારસ તો "કાત્રો ચેંતો" લગી (ચૌદમા સૈકા) મુલ્તવી રહી, ને ડાંટે પેટ્રાર્કેના જ ઉષ:કાળ સંગીતમાં ઉજવાઇ, અત્યાર લગી યુરોપના આત્માનું રક્ષણ કોણે કર્યું ? રોમન કેથોલીક ધર્મગુરુની પ્રભાવશાળી સત્તા નીચે જે પ્રનાલી પ્રવર્તિ તે જ પ્રનાલી રાજ્યતંત્ર ને સમાજ બંધારણમાં આત્મા રૂપ રહી. એક એવી મકડીની જાળમાં તે આત્માને બાંધી રાખ્યો કે તેનો વિકાસ તો ન થયો પણ હ્રાસ થતાં અટકયો. હાલનાં ફ્રાંસનાં જીવનમાં દષ્ટિપાત કરો. ત્યાં શિષ્ટાચાર સભ્યતા ફેલેલી છે. શું કહી શકાશે કે સંસ્કૃતિમય પરિસ્થિતિ પાકે પાયે ચણાઇ છે ? ત્યાંની સુઘરાઈ જુવો ! સમાજ ને વ્યક્તિની સુઘડતા જુવો. રાજતંત્ર જુવો. આમ નિયમ જુવો ! ઈંગ્લાંડ અને અમેરિકાથી કાંઇ દરજ્જે નીચી ઉતરતી. ને છતાં ફ્રાંસ તે રમણી અનેરી છે. તેનું ઉપરણું જ એક નિરૂપમ છે. ને જન સમાજના આત્મિક સેળભેળ ને મેળજોળમાં તે મોહિનીમય નીવડે છે. આ મોહિની આગળ તેનો પડોશી આખલો કે સમુદ્રપારનો પૈસા ગણતો સાહુકાર શા હિસાબનો. તે છતાં ફ્રાંસમાં મુસાફરી કરતાં રખે પૂછ્યા વિના કોઇ વિશીનું પાણી પી લેતા. ટાઇફોઇડના કીડા જ્યાં ત્યાં ડોકિયાં કરે છે. તેથી ઉલટા અમેરિકાનાં શીત પાણીના ફુવારા જેમાંનું જેને મન હો નિર્ચિંત પાણી લઈ તૃષ્ણા તૃપ્ત કરે એ કોણે નથી સાંભળ્યા ! સ્કેન્ડીનેવીઆમાં સંસ્કૃતિમય પરિસ્થિતિ વિશેષ, સંસ્કારમય જીવન કમ નજરે પડે છે. હિંદુસ્તાન તરફ દષ્ટિ કરો. જાપાનીઝ લેખક ઓકાકુરો કાકુઝો લખે છેઃ "એશિયા એક છે પણ તેની બે પુત્રી છે. વ્યક્તિપૂજક હિંદ, ને સમષ્ટિ પરિણત ચીન." બૌદ્ધ માર્ગે, કાંઇક વૈષ્ણવ માર્ગે, સમાજને તારવા માટે પરિસ્થિતિ બદલવાની કોશીશ કરી; પણ એ રામ એના એ જ. મનુસ્મૃતિના લાવામાં જડ થઈ ગયેલી સમાજની બાંધણી, સંસ્કારમય જીવનમાં માત્ર વ્યક્તિગત સ્વર્ગારોહણ સોપાન તરફ જ દષ્ટિ ખેંચે છે. મુસલમાનોનો હુમલો આવ્યો કે તે સનાતન સ્વરૂપ પોતાના કાચબકામાં ઘૂસી ગયું. ને ઇતિહાસવેત્તા કોણ નથી જાણતું કે અલ બરુનીના લેખ પછી ને ઔરંગઝેબ ગદ્દિનશીન થયો ત્યાં લગી હિંદનું સાક્ષર જીવન સમાજના બંધારણમાં, તેને દઢ કરવામાં, તેના ઉપર વાર્તિક લખવામાં જ ગુંથાયલું રહ્યું–શા માટે–કે ભારતવર્ષનો આત્મા જ્યારે દેહ પામે ત્યારે તે દેહ તેના વિકાસમાં, તેના ઉદ્ગમનમાં બાધા રૂપ ન થાય. તે આત્માને સમાજને સ્વર્ગારોહણ ઉપર લઇ જવા વિશેષ

વૃત્તિ ન હતી. લેખકે લખ્યું છે " હાલમાં શૉ કે ઇબ્સન જેવા લેખક નથી." હું યુરોપમાં જ્યારે હતો તે વેળા ઇબ્સન ઉપર ઘેલાઈ હતી. ૧૯૦૪ માં તે જીવતો હતો. પરિશ્રાન્તતાની લાલી તેના લખાણમાં આવી હતી. ગુરુદેવનો ઓપ જ્યારે સારે જારી રહેતો. અસ્ત થનાર સૂર્યનારાયણની ઝળહળતી કીર્તિ બધે પ્રસરેલી હતી પણ એનો ઉષ:કાળ જુવો. જ્યારે તેણે લખવા માંડ્યું ત્યારે નોર્વેની હાલત પડેલી હતી. તેણે પોતાના જાત ભાઈનું નિરુત્સાહીપણું પ્રમાદ ને નિર્માલ્યતાનું પૂતળું " પીયર ગીંટ "ના સ્વરૂપમાં હમેશ માટે ઉભું કર્યું છે. પોતે ખાસ કે ડૉ. સ્ટૉક-મેનના રૂપમાં આલેખાયો. " The Strongest Man is He who stands alone. " પ્રજા સત્તાક રાજ્ય જે વ્યક્તિને પોતાના નબળામાં નબળા અંગના સરખી નિ:સત્વ કરી નાખે છે, જ્યાં રાજશાસન " નાક "ની ગણત્રીથી, નહિ કે બુદ્ધિનાં પ્રાધાન્યથી થાય છે, તે વેળાના રાજકીય જીવનનો દુશ્મન—આ પ્રજા પોષક આદરીગનનો મન્યુ—નીટશે ( Nietzsche ) જે જર્મન લેખક થઇ ગયો તેનું જ અનુકરણ આંડે ડૉ. સ્ટૉકમેનના સરજનારે કર્યું. તે વેળા નોર્વેની સરકારમય જીવન કે સંસ્કૃતિમય પરિસ્થિતિ–બન્નેની હાલત નિર્માલ્ય હતી ત્યાં વ્યક્તિગત જીવન આવ્યું—ચેત્યું. પણ વ્યક્તિ જીવનનું ઓજસ સમષ્ટિકરણ વ્યવસાયમાં ફેલાવવાથી ઝાંખું પડતું, ઉત્સાહહીન બનતું જાય છે. તેમ બન્યું. ને જેવું સત્વ સામાન્ય થયું કે તેની ખાસીયત ઉણી થઇ ગઈ, તેમ હાલમાં નોર્વેની સંસ્કૃતિમય પરિસ્થિતિ ઊંચે પાયે છે, પણ ઇબ્સેન " સાની " બીજો દૃષ્ટિગોચર થાય છે ? જવાબમાં નકાર ' શૉનો પણ આ જ હિસાબ છે. આ લેખક છાંડેલાનું છાંડેલું પીરસી રહ્યો છે. નિટશેમાંથી ઇબ્સેને લીધું ને Quintessence of Ibsenism લખવાથી પોતાની સાક્ષર કારકીર્દી શરૂ કરનાર શૉ, ઇબ્સેનનું ઉચ્છિષ્ટ ઈંગ્લાંડમાં ને ઈંગ્રેજી વાચનાર પ્રજા આગળ પીરસે છે. આમાં આત્મનિષ્ટ, નિજાનંદ જેનગુણને એણે ઘણા ચાબખા માર્યા છે. ભોળા ભગતના ચાબખા ખાઈ ખાઇ જ્યારે મુલક જાગશે ત્યારે શું થશે તે જોવાનું છે. ઈંગ્લાંડમાં સંસ્કૃતિમય પરિસ્થિતિની દશા દિન પ્રતિદિન સુધરતી જાય છે. ત્યાંની સંસ્કૃતિની વૃદ્ધિ સરકારમય જીવનના હ્રાસ સાથે હજુ સુધી જોડાયલી નથી. ત્યાં પથરો કેમ ખારો—કાચા કલેવર કેમ બદલાશે એ કહી ન શકાય. જ્યાં એ વિક્ટોરિયન સૈકાનું સાક્ષરજીવન જેવા હાથનું સાક્ષરજીવન મંદ નથી દેખાતું ? જ્યારથી જ્હોન બર્ન્સ કૅબીનેટમાં આવ્યો, ત્યારથી જ શિયાળો ગયો, વસંત આવી એમ પ્રજાને ત્યાં ભાસવા માંડ્યું છે ને થોડાક મહિના પ્રજાનો ડંકો મેકડૉનલ્ડે ક્યાં નથી વગાડ્યો ? અમેરિકા જુવો ત્યાં સંસ્કૃતિમય પરિસ્થિતિ વધી છે, વધતી જાય છે ને ક્યાં તે અટકશે એ કહી શકાતું નથી—ત્યાં સંસ્કાર નથી તે જાણવા અપ્ટન સીંકલેરની નવલ-કથા વાચવાની અગત્ય નથી. અસ્તુ '

તાત્પર્ય આટલું જ કે ઇંગ્લાંડના ગાઢ આલિંગનમાં આવતા પહેલાં જ એક નવીન સત્વ અહિં જાગ્યું છે. એક નવો સ્રોત હિંદના જીવનસાગરમાં રેડાયો છે. આ સ્રોત સમષ્ટી સ્વરૂપ છે. ને હિંદનાં નીરાળાં પાણીને રંગી નાખ્યું છે. પ્રજાકીય જીવન આ મંથન કાળે, રત્ન ભરેલી વસુંધરાશું, શોધી રહ્યું છે. જ્યાં ત્યાં રાષ્ટ્રીય, ધાર્મિક, સામાજિક સંસ્થાઓમાં વિકાસ થવા મડ્યો છે. સામાન્ય કહેલી છે·

દેવ ગયે ડુંગરે, પીર ગયે મક્કે;
અંગ્રેજના રાજ્યમાં, ઢેડ મારે ધક્કે.

આ "વેદ" જે વહ્યો છે તે ઊંચાં નસકોરાંવાળા મગજના ફાટેલાને મન ગમતો નથી તેથી જ ઉપરનું મ્હેણું મરાયું છે. ઇંગ્રેજના રાજ્યને લીધે-અંગ્રેજી સાહિત્યને લીધે જે નવી પ્રનાલી ચાલી છે તેનું એક જ પરિણામ દેખાય છે! સંસ્કૃતિમય પરિસ્થિતિનું મંડાણ. શું ગાઝી મુસ્તફા કમાલના સમયમાં સાહિત્ય ગરીબ છે કે કેમ એ પ્રશ્ન પૂછાય છે? પરિસ્થિતિ સુધારવામાં દેશના દીપકો જ્વલંત રહ્યા છે. શું સાદ ઝગ્લુલને ત્યાં ઇજિપ્શીયન સાહિત્ય સજીવન છે કે નહિ તે પ્રશ્ન છે? ત્યાં તો પ્રશ્ન છે કે સામાજિક, ધાર્મિક ને રાષ્ટ્રીય જીવનતંત્ર વિકસિત થતો જાય કે હ્રાસ પામતો! સરસ છે કે નિરસ! જો ટર્કીનાં સાક્ષર જીવનનો ખ્યાલ આણવો હોય તો માર્મેડ્યુક પીકથોલની નવલકથા વાંચો. એ જ આપણો હિસાબ છે. ઉષઃકાળમાં કવિઓ ને કોવિદો ગણગણ્યા ને તડૂક્યા. જ્વાળાઓ પ્રકટાવીને દીપ સમાર્યો, સતેજ કર્યા. પણ જ્યારથી જ્વાળામાંથી જ્વાળા પ્રકટવા માંડી છે, જ્યારથી પ્રજાજીવનમાં નવી સેર લાગી છે ત્યારથી શું જુવો છો? નથી જોવા મળતી ધોશાલની ચમકતી આકૃતિ, ન નૉર્ટનનો ફ્રોક, કોટ ને સીલ્ક હેટ, કે ફિરોઝશાહની પ્રફુલ નેકટાઇ કે કૃત્રિમ ઝુલફાં. આનાથી કૉંગ્રેસ દેદિપ્યમાન નથી લાગતી. કે નથી ત્યાંનું વક્તૃત્વ ઇંગ્રેજી વક્તૃત્વનો નિચોડ. તેની જગ્યા શું જુવો છો. ખદ્દરધારી ખડખચડી વ્યક્તિ. કદરૂપાં ને વધારે બેડોળ બનાવની ગાંધીજીની ટોપી પહેરેલી નરરત્નોની હાર-જે વાણી વહે છે તે મસ્તિષ્કમાંથી નહિ, પણ જર્જરિત હૃદયમાંથી—જે સ્થાને જાતિ વાહ વાહની અપેક્ષા રખાતી કે શું ભાષણ થઇ રહ્યું છે! કેટલા ગ્રન્થકારની લૂંટ! શો પટ વણ્યો છે? તે જમાનો ગયો. અહિં તો જે પટ વણાયો છે તે હૃદયના સ્નાયુઓનો. તેમાં જળસિંચન સમાજના રૂધિરનું ને ભાષાપટ જીવનપટની સાથ ઉપમા યોગ્ય છે.

અમે વસુધૈવ કુટુંબકમ્ એ શાસ્ત્રે ન્યાયો દોરીએ છીએઃ ગોવર્ધનભાઇને મનઃસુખરામભાઇની ગિરા સન્મુખ આ ખદ્દરધારી નવજીવન સુંદરી ઉભી છે. વ્યક્તિ સંસ્કાર કમ થયો છે.. સામાન્ય સંસ્કૃતિ વધી છે, ને તે સમાજતંત્ર રાષ્ટતંત્રમાં પરિણુતિ પામતો જાય છે. આ સમય કવિઓના કવણનો દિસતો નથી. વિરાત્માનો કર્મયોગ છે. મુલ્કની પ્રગતિમાં ઘણા યોગો આવે છે પણ અત્યારે "કર્મયોગો વિશિષ્યતે"! તે વાત છે. આ વાત ક્યાંથી આવી! કોણે પ્રેરી! દબાતાંને બુદ્ધ મહાત્મા જેવું અભયદાન કોણે આપ્યું? યુરોપીય સંસ્કૃતિના પઠનથી ને તે પઠનની કુંચી અંગ્રેજી ભાષા' જેવી રીતે મુસ્તફા કમાલે પોતાની સ્ત્રીને તિલાક આપતાં એક જ વેણ કહ્યું કે "સેલોનીયેર" થવું હોત તો મારી જોડે લગ્ન કરવાં ન હતાં. જેમ આદમી ઉપરણું કહાડી ઊંચું મુકે છે ને પ્રસંગોપાત પહેરવાં રાખે છે તેમ કળા-પ્રધાન સર્વ વ્યવસાય અલગ રાખવામાં આવ્યા. કાળે તે પણ કરાશે. હાલ સમય નથી. જેમ આ 'ખાનુમ' પાંજરે નંખાઈ તેમ હિંદુસ્તાનમાં પણ કળાદેવીનું મંદિર બંધ છે. તેના ઉપાસકો હટી ગયા છે. હિંદની બુલબુલ પણ ગાતી મંદ પડી છે ને કર્તવ્યપરાયણ થઈ દેશ દેશ ભટકી, મુસીબત ભેટી, ભાષણો કરે છે. સાક્ષરે પાંગો ખોદ્યો; હવે પાયો ચણાવાનો છે. આ અંગ્રેજી તાલીમથી યુરોપીય સંસ્કૃતિમાં પરિપક્વ પામેલો હાલમાં મોંઘા આગમ પડનો વીર આપણે એક ગણાવીએ તો તે કર્મ-

માટે કાયમ રહેવાની શક્તિ ગણાય છે ? શું તેમનાં 'જીવન પ્રભાત' 'જીવન સંધ્યા' 'માધવી કંકણ' 'તાલપોખર' હાલમાં કોઈ વાંચે છે ? તેમનાં 'હિંદના આર્થિક ઇતિહાસ'ના ઉપાસક કેટલા છે ? કે પ્રાચીન હિંદની તવારીખ કોણ વાંચે છે ? એ તો એમનાં પુસ્તક તે જમાનાના અંધકારને તેજોમય કરવાવાળાં હતાં. હમેશ માટે નહિ. હું તો સાક્ષર પુસ્તકમાં તેમને લેખું નહિ. તે વેળાની એડમિનિસ્ટ્રેશન, રાજ્યશાસનની પદ્ધતિ પણ સરલ ને સહલ હતી. હવે તો જેમ નવી ખાણ મળતાં–ઉપરનાં ચરોમાંથી ઝવેરાત ખલાસ થઈ જતાં ઊંડું ખોદવું પડે છે ને તે માટે કળા વાપરવી પડે છે, તેમ રાજ્યશાસન પણ મુશ્કિલ થયું. એક મનુષ્યનો બધો વખત રોકી પાડનાર બન્યું છે. એસિસ્ટંટ કલેક્ટરનું કામ પણ થતું જાય ને 'હૃદયા વીણા' સાથ સાથ લખાતી જાય એ અઘરૂં થઈ ગયું છે. શાસનશ્રી સપત્નીને ખમી શકતી નથી. વૈરાગ્ય ઓછું થયું તો ઊંડાણ વધ્યું. "સબ જાનતે વાલે" હવે રહ્યા નથી. હવે તો સારો મુત્સદ્દી કે સારો કવિ કે લેખક તે જુદા જુદા નિરાળા થયા છે. ને કવિ કોણમાં ગયો છે. મુત્સદ્દી આગળ આવ્યો છે. ચણતર કરવાનું છે. તે વેળા ,ગાયન પણ ગવાશે તે કોખાવાળાના, ઝીલવાનાં–સર્વ સામાન્ય, સૌની જીહ્વાથી નીકળી શકે એવાં. 'પ્રસ્થાન'ના લેખક લખે છે કે "બ્રહ્મચર્ય નથી તેથી લેખકોના લખાણ નિસ્તેજ થઇ ગયા." શું દયાનંદ કે બાયરન વીર રક્ષક વિશેષ હતા ? રચનાત્મક શક્તિ–બ્રહ્મતેજ Holy ghost નવનવાં રૂપ ધરે છે. હાલમા તે નટ નારી "કડિયા" ના બહુરૂપીયા વેશમાં છે ને પાયો ચણી રહી છે. વસ્તુસ્થિતિ સંસ્કૃતિમય કરી રહી છે.

"રાજકીય પરતંત્રતા આપણી માનસિક ગરીબીને માટે જોખમદાર છે." પરતંત્રતા સારી તો નથી જ એ નિઃસંદેહ પણ એટલું જ કહીશ તો ચાલશે કે જર્મનીમા જ્યારે ગ્યોઇટે ને શીલર, વિલિયમ હમબોલ્ટ ને કાંટ ઉત્પન્ન થયા તે વેળા જર્મનીની રાજ્યતંત્ર શ્રેણી કેવા પ્રકારની હતી ! ફ્રાંસમાં જે વેળા રૂસોએ રસ રેલાવ્યો ત્યારે બુરબોનોના રાજ્યમાં શું અંકુર ફુટાવે એવી સ્વતંત્રતા હતી ? જર્મનીમાં જેને Zeit-geist કહે છે કે જેને આપણે રચનાત્મક વીર્ય કહ્યું છે તે નવન નૂતન રૂપ ધરે છે. તેથી તેની શક્તિ કમ થઇ છે કે વિશેષ તે કહેવા તૈયાર થઈ શકાશે ? આપણે ઉપમા આપીએ તો મોજાંની અપાય–નીચી ઉઠી, ઉપર આવી, પાછી વિરમી, પાછી ઉઠી. "આદેશ "–પ્રત્યાદેશ "સમાવેશ " આ જ જીવનપટ ને આજ સમુદ્રપટની હાલત છે. ને આ જ મનુષ્યના સંસ્કારનો ઇતિહાસ છે. વ્યક્તિગત સંસ્કાર –સામાન્ય થવું. સમાજમાં પરિણીત પામવું–સંસ્કૃતિમય પરિસ્થિતિ ખીલવી—પૂર્ણ કળામાં આવવી–પછી બદ્ધમૂર્ત થવી, પાછી વ્યક્તિ પરિશ્રમથી સજીવન થવી. આમાં કયો સૈકો ઉંચો, કયો નીચો એ કોઈ કહી શકે ?

લોકનું માનવું છે કે યુરોપની સામાન્ય સંસ્કૃતિમય પરિસ્થિતિ દુર્બળ થઈ પડી છે. મનુષ્યના સંસ્કારમય જીવનના આવિષ્કારમાં તે તૂટશે. મહાન યુદ્ધમાં એ જ સાબિત થયું. નીતિ વ્યક્તિગત એક છે, સમાજ માટે જુદી છે એ મત જર્મનીમાં ચાલ્યો તેણે આ મહાન યુદ્ધમાં પરાજ્ય ખાધો. નીતિ તે સંસ્કૃતિમય પરિસ્થિતિમાં પરિણત પામે છે ને રાષ્ટ્રને ટૂંક બધાંને એક ધોરણે ચલવે છે. આ ધોરણ આપણે ત્યાં આવશે ! યુરોપમાં આવવું જોઇએ આવો બોધ "Dawn"ના ફિલ્મ બનાવનારનો છે. નર્સ કેવેલને મારી નાંખવી એ શાસન, રાજતંત્ર ચલાવનારે આપ્યું. નર્સ કેવેલ સંસ્કૃતિમય પરિસ્થિતિને દ્દષ્ટીભૂત કરતી

ભૂતદયાની દેવી હતી. આ પરસ્પર વિરુદ્ધતા ક્યારે મટશે–જ્યારે દેશની ખાસ જે ખાસીયત છે, જેને પોષવા કવિ ને ધર્મગુરુઓ મથી રહ્યા છે તે સાર્વભૌમ ને સાર્વજનિક સંસ્કૃતિમય પરિસ્થિતિને ધોરણે આવશે. પછી થોડા શ્રોતાજનને ખુશ કરનારા કવિ, ખાસ ખાસ બોલીમા બોલનાર વક્તા ક્યા રહેશે ? આવો જમાનો હિંદમાં આવવા લાગ્યો છે. ત્યા "સુંદર ત્હારૂં ગીતડું" ના ગજરાની જરૂરત છે ! કે બીજી તરેહની કંઠમાળાની ? એક નવીન પ્રશ્ન મેં મુક્યો છે; જ્યારે culture સામાન્ય થતું જાય છે ત્યારે culture પોષી કવણ ઘણુખરૂં જોવામા કમ આવશે ? ને પછી તો અખાના શબ્દમા કહીશઃ

અખો કહે અંધારો કૂવો
જ્ઘડો મુકવી કોઈ નવ મૂવો

ઉપરનું ઓખાણુ ઉકેલવામા મેં ભૂલ કરી હોય તો ક્ષમા માગું છું.

વિનાયક નન્દશંકર મહેતા

---

# ચિત્તકંડૂવિનોદો

## ૫૬

સમઝ સમઝ મન ગંડ્‌
બિષય બિષય પર શિદે કર કંડૂ,—સ૦
એક પ્રિયા બસ, નહીં બસ ત્રિય લખ;
લંગોટી બસ, નહીં બસ ગજ લખ;
ભૂશય્યા, નહીં મશરૂ મખલખ:—સ૦
ઓખો કણ, ન મિઠાઇ શાક લખ;
ચપટ્ટી લવણ, ન ખટરસ ખટલખ;
જલ બસ, નહીં બસ પીણું વિધ લખ:—સ૦

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

ગજ : ભાતભાતનાં કાપડ લાખો ગજ.
કણ : જાર બાજરી ઘઉ ચોખા કે કોઈપણ દાણાનો એક ખોબો.
પીણું : ચા શરબત ફલરસ આદિ લાખ વિધ પીણાં.

# કચ્છનું વહાણવટું અને નાવિકો[×]

કચ્છના વહાણવટાનો પણ પ્રાચીન ઇતિહાસ છે. પરંતુ વ્યવસ્થિત રીતે અને શૃંખલાબદ્ધ એ ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી. રાજ્ય પાસે તેને લગતા જુના દસ્તાવેજો હોવાની માન્યતા રહે છે. પરંતુ કચ્છરાજ્યની શાસનપદ્ધતિ બહુ પ્રાચીન અને એકતંત્ર હોવાથી આવા વિષયો તરફ કેવળ ઉદાસીનતા જ સેવાય છે. એટલે આ વસ્તુઓ રાજ્ય પાસેથી ઉપલબ્ધ થઇ શકે તેમ નથી. આથી બહુ પ્રાચીન ઇતિહાસ માટેનાં સાધનો દુર્લભ થઇ પડ્યાં છે. વેપારીઓ પાસે પણ માત્ર ૧૦૦-૧૫૦ વરસનાં પત્રો અથવા નામુંલેખું ભાગ્યવશાત્ જ નીકળી શકે છે; કારણ કે પ્રાચીન વસ્તુઓનો શોખ તેમને વારસામાં ન મળ્યો હોવાથી જુના ચોપડા અને કાગળોનો નાશ કરવામાં આવે છે. પ્રાચીન શિલાલેખો, તામ્રલેખો, સિક્કાઓ અને દાનપત્રો એ પણ આ દેશમાં કોઇ પ્રાચીનવેત્તાએ સંગ્રહ્યા હોય એ અજ્ઞાત જ છે એટલે લગભગ અઢારમા સૈકાથી કચ્છનાં વહાણવટા સંબંધી સાંભળેલી, વાંચેલી અને અનુભવેલી વાતો જ વાચક સમક્ષ મૂકું છું.

પ્રોફેસર રાધા કુમુદ મુકરજી પોતાના પ્રખ્યાત ગ્રંથ "હિંદના વહાણવટા"માં કચ્છનું વહાણવટું અતિ પ્રાચીન હોવાનું જણાવે છે. છઠ્ઠા સૈકામા સિંધ અને કચ્છના "જત" લોકોને સફેદ હુણોએ હાંકી કાઢ્યા જેથી તેઓ બહેરીનના ટાપુઓમાં વસ્યા એ રીતે ઉલ્લેખ છે. આ જત લોકો સાતમા અને આઠમા સૈકામા ચીનાઓનાં વહાણોને દીવ બંદરે લઇ આવ્યા હતા.

કચ્છની પ્રાચીન ભદ્રાવતી નગરી એ એક ભવ્ય બંદર પ્રાચીન કાળમાં ગણાતું હતું. તેનો બહોળો જળવટી વ્યાપાર હતો. એ બંદરમાં ઘણા સાહસિક વેપારીઓ જગતનાં તે વખતનાં જાણીતાં બંદરો સાથે વેપાર ચલાવતા હતા. તેથી એ બંદર બહુ સમૃદ્ધિશાળી બન્યું હતું. સને ૧૩૧૫ ના વરસમાં આખા હિંદમાં મોટો દુકાળ પડયો હતો તે વખતે ભદ્રાવતીના સુપ્રસિદ્ધ વ્યાપારી જગડુ શાહ, જેની દુકાનો હિંદનાં ઘણાંખરાં જાણીતાં બંદરોમાં હતી તેણે સર્વત્ર મોટા જથ્થામાં અનાજ મોકલી, દુકાળીઆઓને ઓછે ભાવે અને મફત પુરૂં પાડયું હતું. માંડવીથી એક ગાઉ છેટે રિયાણ અથવા રાયપુર બંદરની નિશાનીઓના હજી અવશેષ છે. એ પ્રાચીન સમયમાં મોટું બંદર ગણાતું હતું. ત્યાં બે હજાર વરસો ઉપર નૌકા વ્યવહાર ધીકતો ચાલતો હતો.

રાયપુર કે માંડવી, મુંદ્રા, તુણા, ખારી રોહર, કોટેશ્વર, જખૌ, લખપત અને લક્ષ્કેશ્વર એ કચ્છનાં આઠ મુખ્ય બંદરો છે અને હવે કડલા નામનું નવું બંદર વસાવવામાં આવે છે. આમાં મુખ્ય બંદર માંડવી છે તેનો વેપાર કચ્છનાં સર્વે બંદરો કરતાં વધારે ધીકતો હતો.

× મી. સારાભાઈ હાજીનું હિંદી વહાણવટા સંબંધી ધારાસભામાં ખીલ ચાલે છે તે પ્રસંગે 'પ્રસ્થાન'ના વાચકોને આ લેખ ખાસ ઉપયોગનો લાગશે. ગુજરાતના વહાણવટા સંબંધી વધારે માહીતી મેળવવા અમે રા. રત્નમણિરાવનો વિદ્વત્તાપૂર્ણ લેખ જોવા ભલામણ કરીએ છીએ. જુઓ 'વસન્ત-રજતમહોત્સવ પૃ. ૧૮૨-૨૧૯. તંત્રી.

અને હજી પણ છે; કારણ કે આફ્રિકા અને બીજાં બંદરો સાથેનો લગભગ ૧૫૦ વરસો થયાં સારો વેપાર એ બંદરને ચાલે છે. તે પછી તુણા બંદર અગત્યના બંદર તરીકે ગણાય છે. હવે કડવા બંદરને વિશેષ અગત્ય આપવાની કચ્છના નામદાર મહારાવશ્રીની ઇચ્છા છે. તે વિષે હવે પછી વર્ણન થશે.

સેંકડો વર્ષો પહેલાં સેંકડો કોટીયા, બતેલા, નાવડી અને બીજાં ગંજા વહાણો કચ્છના વેપારીઓની માલેકીના દરિયામાં ફરતા હતા. તે વખતે સ્ટીમરોનો જમાનો નહોતો. કચ્છનાં પ્રખ્યાત સાહસિક નાવિકો વહાણોને ઘણાં ઘણાં દૂરનાં બંદરોએ લઇ જતાં હતાં. બધો દરિયાઇ વેપાર મોટે પાયે ચલાવવામાં આવતો હતો અને કચ્છ રાજ્યની પેદાશનો મુખ્ય ભાગ એ દરિયાઇ આવક જાવક ઉપરની જકાતમાંથી પેદા થતો હતો. હજી પણ તેમ જ થાય છે. મુખ્ય વેપાર મુંબઈ, મલબાર, સિંધ, મસ્કત, મકરાન અને પરસીઅન ગલ્ફનાં બંદરો, રાતા સમુદ્રના બંદરો, સીલોન અને આફ્રિકાના બંદરો સાથે હતો.

માડવીથી ઊન, રૂ, હાથીદાંત, ગેંડાના ચામડા વગેરે માલ વહાણોમાં ભરી દર વર્ષે કલીકટ, કોચીન, અલપઇ વગેરે મલબારના બંદરો તરફ ચડાવવામા આવતો હતો. ત્યાંથી લગભગ બે લાખ રૂપિયાનું લાકડું, પચાસ લાખ શ્રીફળ, એક હજાર ખાંડી કાથો, એક હજાર ગુણી ટોપરા, બસો પચાસ લાખ સોપારી, એક હજાર જોટા મુડાના ચોખા તથા બીજા જુદી જુદી જાતના ચોખાની પચાસ હજાર ગુણીઓ, વગેરે માલ લાવવામા આવતો હતો. મદ્રાસના બંદરોથી કાપડ, સેલા, પટકા વગેરે ઘણો માલ આવતો હતો.

તે વખતે માડવી બંદરના વેપારીઓ પાસે દરિયાઇ વેપાર ખેડવા સારૂ ચારસો કોટીયાં, ત્રણસો બતેલાં, સાઠ નાવડી અને બીજા ગંજા વહાણો હતા. ઘણો માલ આફ્રિકાનાં જુદાં જુદાં બંદરો ઉપરથી લાવવામા આવતો હતો અને તે માલ કાઠિયાવાડ અને ગુજરાતનાં જુદાં જુદાં બંદરો ખાતે ચડાવવામા આવતો હતો એ પ્રમાણે દરિયાઇ વેપાર ઘણા મોટાં પ્રમાણમાં ચાલતો હતો અને માડવીમા ઘણા કરોડપતિ વેપારીઓ હતા. તેમનું ચલણ રાજ્યમા અને પરરાજ્યોમા ઘણું ભારે હતુ. કયારેક કયારેક તેઓ રાજ્યદારી વિષયોમા પણ આગેવાની ભરેલો ભાગ લેતા હતા અને મહારાવશ્રીને માડવી, અંજાર, મુદ્રા અને બીજા બંદરોના મોટા વેપારીઓ ઘણી વખતે રાજ્યને પ્રજાનુકુલ રાજ્યનીતિ ગ્રહણ કરવાની ફરજ પાડતા હતા. દેશમા અંધાધુંધી અને લડાઇઓ ચાલતી તે વખતે રાજ્યને નાણાની મોટી રકમો ઉછીની આપતા હતા અને વખત આવ્યે લડવૈયાઓ ભેગા કરી લડાઇઓ પણ કરતા હતા. સોના ઘરોમા હથિયારો રહેતા. સૌ વેપારીઓ હથિયારોનો ઉપયોગ જાણતા, બંડો સમાવતા, લુટારાઓને હટાવતા અને દેશ ઉપર હલ્લો આવ્યે રાજ્યને મદદ કરવા બહાર પડતા હતા. હંસરાજ શાહ, આશકરણ-શાહ એ મોટા વેપારીઓ હતા ઘણી વખતે તેઓએ માડવી બંદર પોતાના કબજામાં લીધું હતું. ફતેહમામદ જમાદાર તેમને સ્વાધીન કરી શકયો નહોતો. તેમણે બ્રિટીશ સરકાર સાથે સીધા તહનામાં કર્યા હતા. શિવરાજ શાહ પણ મોટો વેપારી હતો. તેણે પણ કચ્છી લશ્કરમાં સારી નામના મેળવી હતી.

આશકરણશાહ અડ્ડ પૈસાવાળો વેપારી હતો. તેની પાસે ફતેહમામદ જમાદારે આઠ લાખ કોરી દંડ તરીકે મફતની લીધી હતી. આશકરણ શાહે લાગ જોઈ જમાદાર બીજી તરફ હતા ત્યારે હંસરાજ શાહ સાથે મળી અંજાર ઉપર હુમલો કર્યો. પણ જમાદાર સારો

બંદોબસ્ત કરી ગયા હતા એટલે તેમનું કાંઇ વળ્યું નહિ અને પાછા જવું પડ્યું. પછી આશકરણ શાહે ચીરબંધીને લાંચ આપી પોતાની ઉપરી સત્તા ભુજમાં સ્થાપી. હંસરાજ શાહ પણ માંડવીમાં સ્વતંત્ર થઇ બેઠો હતો. તે જ સમયે શેઠ સુંદરજી શિવજી સોદાગર મોટા વેપારી હતા અને ટીપુ સાથેની લડાઇ વખતે અંગ્રેજોને તેમણે મોટી મદદ આપી હતી. ઘણાં દેશી રાજ્યો ખંડણી ન આપી શકે ત્યારે સુંદરજી શેઠને જામીન આપતાં હતાં. અને દેશી રાજ્યો સાથેની તકરારોની સમાધાની કરાવવામાં તેઓને ફતેહ મળી હતી. અંજારના તેજપાળ શેઠ પણ બહુ ગૌરવશાળી હતા. જમાદાર ફતેહમામદના સાળાએ એક ગાયને મારી તે માટે જમાદારની ઇચ્છા ન હોવા છતાં તેમના સાળાને સખ્ત સજા કરાવવાની તેમણે ફરજ પાડી હતી. તે વખતનાં મહાજનો એવાં વગવાળાં અને શક્તિશાળી હતાં.

તે વખતે મુંબઇ અને સુરતથી કચ્છ માંડવી ખાતે ચારસો ખાંડી પોલાદ અને લોખંડ આવતું. તે સિવાય એક હજાર ખાંટી સાકર, એક હજાર ગુણી જુદાસાર ચોખા આવતા હતા. ઘણો માલ પરબારો સિંધ ખાતે પણ મોકલવામાં આવતો હતો. મલબારનાં બંદરો કલીકોટ,*કોચીન, તેલીચરી, અલપઇ વગેરેથી કચ્છ માંડવીનાં વહાણો સોપારી, બાંધકામનું લાકડું, દશ લાખ શ્રીફળ, કાથલોટ, ચંદન, તમાકુ વગેરે લાવતાં હતાં. બસરાથી હજારો ખાંડી ખજુર, બહીરીનથી ખારેક વગેરે આવતા હતા. આફ્રિકાનાં બંદરોથી ગેંડાના ચામડાં, હાથીદાંત, હાથીના ચામડાની ઢાલો, કાપડ, લોઢુ, લવીંગ વગેરે લાવવામાં આવતાં અને નેપાળમાંથી ઘણો માલ સિંધ અને ગુજરાત ખાતે પાછો ચઢતો હતો. મસ્કતથી ખજુર, ખારેક અને ઘઉંનાં વહાણો આવતાં હતાં. માંડવીથી સાગ, સીસમ, મરી, રંગીન કાપડની પાંચ હજાર ગાંસડીઓ અને ધાતુઓ, મકરાનનાં બંદરો ખાતે ચઢતાં હતાં અને એ બંદરોથી ઘી, સરસ, ઘઉં, મગ ઇત્યાદિ આવતાં હતાં.

માંડવીથી મીઠું, અફીણ, સુનરાઉ કાપડ, કાચની ચીજો, ચામડાનાં પીપો, કટલરી, ખીલા વગેરે માલ જંગબાર તરફ જતો હતો, અને ત્યાંથી નાળીએર, જુવાર, ગેંડાનાં ચામડાં આવતાં હતાં. તે સિવાય રાજાપુરથી પત્રાવળી, ગોળ, ચોખા વગેરે આવતાં. આ વેપાર બહુ મોટા પ્રમાણમાં અરસપરસ ચાલતો હતો અને કચ્છના વેપારીઓ સારી સમૃદ્ધિવાળા અને પૈસે ભરપૂર હતા.

માંડવી, મુદ્રા, જખૌ અને તુણા બંદરોમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો. જાતજાતનાં વહાણો, મછ્વાં, હોડકાં ઉપરાંત પડાવ, નાવડી, હોડીઆ, બગલા, બતેલાં એ વહાણો પણ મોટી સંખ્યામાં બંધાતાં. કચ્છના વેપારીઓ ઉપરાંત બીજા દેશના વેપારીઓને પણ વહાણો કચ્છ જ પુરૂં પાડતું હતું. આફ્રિકાનાં બંદરો જંગબાર, મોસાંબીક, બેરા વગેરે વચ્ચે જે વહાણો ચાલતાં હતાં તે ઘણાંખરાં કચ્છનું વહાણવટું જ પુરૂં પાડતું. સીલોન અને માલદીવના વેપાર માટે પણ કચ્છ જ વહાણો આપતું હતું. એમ કહેવાય છે કે યુરોપિયનો વેપાર અર્થે હિંદમાં પ્રથમ આવ્યા ત્યારે મજબુત સારાં વહાણો જોઇ કેટલાંક વહાણો કચ્છમાંથી જ ખરીદ્યાં હતાં. અત્રે એમ મનાય છે કે તે સમયે એક જર્મન પેઢીએ મોટા જથ્થામાં કચ્છ માંડવી ખાતેથી વહાણો બંધાવી મંગાવ્યાં હતાં.

કચ્છના માંડવી જીલ્લામાં અતિ સુંદર રેશમ બનતું હતું. હજારો સાળો ચાલતી અને ટકાઉ સુંદર રેશમ તૈયાર થતું. હજી સુધી એ રેશમ તૈયાર થાય છે પરંતુ જાપાનીઝ અને

ફ્રેન્ચ રેશમે તે વેપારને મોટો ધક્કો પહોંચાડ્યો છે. હવે સોળેક સાળ માત્ર ચાલે છે. કાપડ પણ મોટા જથ્થામાં બનતું હતું. એ સર્વે માલની હજારો ગાંસડીઓ જંગબાર અને આફ્રિકાનાં બીજા બંદરો ખાતે ચઢતી હતી. કચ્છનું ભરતકામ પણ ઘણું વખણાતું હતું. સેંકડો મોચીનાં કુટુંબો એ આરનું ભરતકામ તૈયાર કરી પરદેશ ખાતે મોકલતા હતા. ટેબલ કવોથો, ટોપીઓ, કોરો, બુટોનું કપડું, પડદાઓ વગેરે માટે એ સુંદર ભરતકામ મોટા જથ્થામાં તૈયાર થતું હતું. હવે રાજ્યની ઉદાસીનતાથી એ હુન્નર પણ મંદ સ્થિતિમાં છે. સોનારૂપા પરની કળામય નકશીએ કચ્છને જગમશહુર બનાવ્યો છે. નાજુક વેલો, બુદ્દાઓ, ફૂલો અને પક્ષીઓની રૂપા અને સોના ઉપર ઉત્તમ કારીગીરી થતી હતી. કળામય ભાવ, વસ્તુની સુંદર ગોઠવણી અને ઘાટવાળી કોતરણીથી એ વસ્તુઓના દર કારીગરીની પરાકાષ્ટારૂપ હતી. રાજ્યની હુંડિયામણની નીતિ અને બ્રિટીશ સરકાર તરફની મોટી જકાતને લીધે આ હુન્નર પણ અધોગતિએ પહોંચ્યો છે

એ કચ્છી વહાણો મહાસાગરમા ખૂબ મોટી સફરો કરતા હતા, ઠેઠ માડાગાસ્કર સુધી વેપાર ખેડતાં હતા. એ વહાણોના કાફલાની મદદથી કચ્છના વેપારીઓએ આફ્રિકા સાથે પોતે વેપાર ચલાવ્યો હતો. ત્યા એટલે મસ્કત અને જંગબાર ખાતે મોટા હક્કો મેળવ્યા હતા અને કચ્છી વેપારી તરીકે મોટી નામના મેળવી હતી. આજે પણ યુરોપિયન તત્ત્વ બાદ કરતા મોટા સાહસિક વેપારીઓ તરીકે બૃહદ્ ગુજરાતના કચ્છી વેપારીઓએ બહુ આગળ પડતો ભાગ લીધો છે. રંગુન, કોલંબો, અકયાબ, મોલમીન, કલકત્તા, મુંબઇ, કરાંચી, મદ્રાસ, મલબાર કિનારાના બંદરો ખાતે કચ્છના હિંદુ, મેમણ, ખોજા, વહોરા વેપારીઓએ બહુ સારો વેપાર જમાવ્યો છે અને પોણોસોથી સો વરસની કચ્છી વેપારીઓની જુની પેઢીઓ ઘણા દૂરના દેશાવરોમા હજી અસ્તિત્વમા છે. બે ત્રણ ગુજરાતી ચોપડીઓ ભણેલા, વેપારમાં પડેલા કચ્છી વેપારીઓ પોતાની સહાસિકતા અને વેપારકુશળતાથી હિંદનાં નાના મોટાં બંદરોમાં આજ પણ ધીકતો વેપાર કરે છે. બેંકોમાં અને વેપારીઓમાં તેમની ભારે શાખ છે. મુબઇના મીલઉદ્યોગની શરૂઆતમા કચ્છીઓનો મોટો હાથ હતો અને હજી છે. કલકત્તામાં જુની એક જ દેશી મીલ બાંધનાર કચ્છી વ્યાપારી હતો. રંગુનનો ચોખાનો મોટો વેપાર મોટે ભાગે કચ્છી વેપારીઓ મારફતે નભે છે. મલબારમા ૧૦૦-૧૨૫ વરસનાં જુનાં કચ્છી વેપારીઓ હજી છે. મોરીસીઅસ, જાવા, મીલોન વગેરે સ્થળે ઘણી જુની કચ્છી પેઢીઓ હજી પણ સારી હાલતમા વેપાર કરે છે.

કચ્છી વહાણોની આગલી જાહોજલાલી હવે રહી નથી. દિનપ્રતિદિન વહાણો ઓછાં થતાં જાય છે. બહુ જ થોડા બંધાય છે અને વેપારીઓને વહાણવટામા સારો લાભ રહ્યો નથી. છેલ્લાં ત્રણ વરસ તો બહુ મંદીના ગયાં છે. સ્ટીમરોની મોટી હરીફાઇને લીધે નૂરોમા ઘટાડો થયો છે, ઘણાખરા બંદરોએ નાની નાની સ્ટીમરોની આવજા શરૂ થઈ ગઇ છે. એવી હરીફાઈમાં વહાણોને બહુ ખમવું પડે છે. પેદાશ ઓછી થઇ ગઈ છે, ખર્ચો વધી ગયા છે, લાકડાના ભાવો ઘણા વધ્યા છે, વહાણ બનાવવાને માટે સુતારોના રોજ ઉંચા થયા છે, ખલાસીઓનાં ભથ્થાં પણ વધ્યાં છે, સાંકળો, દોરડાં, ખીલા વગેરે અનેક વસ્તુઓના ભાવો વધ્યા છે. રાજ્ય તરફથી કશી આર્થિક સહાયતા મળતી નથી અને જગતનું બંધારણ પણ વહાણોના ઉદ્યોગને ઉત્તેજન આપે તેવું નથી જેથી વહાણોનો ધંધો ઘસાતો જાય છે.

યુરોપના મહાન યુદ્ધને સમયે વહાણોનો ધંધો સારી સ્થિતિ ઉપર આવ્યો હતો. ઘણીખરી વેપારી સ્ટીમરો લડાઈ માટે સામગ્રી પહોંચાડવાના કામમાં રોકાઇ હતી તે સમયે વહાણોનો ઉદ્યોગ ઠીક સજીવન થયો હતો. વેપારને સ્ટીમરોનો આધાર ગયો. એટલે આવકજાવક વેપાર ચાલુ રાખવાને માટે વહાણો મળી શકે તેટલી સંખ્યામાં ઉપયોગમાં લેવાયાં. કાચો માલ મોટી સંખ્યામાં બંદરો ઉપર પડયો હતો તેને દેશાવરો ખાતે લઈ જવા માટે. વહાણોની ખૂબ માગણી નીકળી. નૂરો વધવા લાગ્યાં, વહાણોની અછત થઈ પડી, નવાં વહાણો બંધાવા માંડયાં, પરંતુ સાધનોને અભાવે તેની પ્રગતિ બહુ મંદ હતી. નૂરોના ભાવ ૭ ગણા થઇ ગયા અને જે વહાણો રૂપિયા પાંચ હજારમા મળતાં હતાં, તેની કિંમત રૂપિયા પચીસ હજાર સુધી ગઇ. વહાણવટાને છેલ્લાં પચાસ વરસમાં આવો જાહોજલાલીનો મોકો મળ્યો નહોતો. એક વખત વહાણ ઘોષ કરી આવતું હતું કે વહાણની કિંમત મળી જતી હતી. આ તેજી ૧૯૨૦ માં પુરી થઈ.

સને ૧૯૨૧ થી ફરી પાછી મંદી શરૂ થઇ છે. વેપારીઓ પાસે વહાણો ઘટવા લાગ્યાં છે. જુનાં ભાંગી અથવા ડુબી જાય છે એટલે નવાં વહાણો કોઈ કરાવતું નથી. આખા માંડવીના બંદરમાં માત્ર એક બે વહાણ બંધાતાં હોય તો ભલે. તુણા બંદરે એક પણ વહાણ બંધાતું નથી. કચ્છના વેપારીઓએ કેટલાંક વહાણ કલીકોટમાં અને એકાદ વહાણ રંગુનમાં પણ બાંધ્યું હતું, છતાં મોટી મંદી આવવાથી તે દેશાવરો ખાતે પણ હમણાં વહાણો બંધાતાં નથી. કચ્છના મુંબઇના એક સુપ્રસિદ્ધ વેપારીએ વેસાવા ખાતે એક વહાણ બાંધવાનો મોટો વાડો (yard) તૈયાર કરાવ્યો હતો તેમાં અંદર મોટરો મુકીને ત્રણ સ્ટીમરો અને નાનાં વહાણો તેણે બાંધ્યાં હતાં પરંતુ તે વેપારીને મોટી ખોટ જવાથી એ વાડો બંધ કરવો પડયો અને ત્રણ સ્ટીમરો કેટલોક વખત ચાલી હમણાં નિરુદ્યમી થઇ પડી છે. હમણાં નૂરો ઘટી જવાથી વેપારીઓ પાસે ઘણાં વહાણો ઘટી ગયા છે. મારા એક મિત્ર પાસે કરાંચીમાં બાર વહાણોનો કાફલો હતો અને તેમાંથી સારો લાભ તેણે મેળવ્યો હતો. હમણાં માત્ર ચાર વહાણો છે. બીજા મિત્ર પાસે ત્રીસ નાનાં નાનાં વહાણો હતાં પણ હમણાં મંદાં છે. ઘણાખરા વેપારીઓએ વહાણો ઘટાડી નાંખ્યા છે. વેપારીઓ પોતાના હિસાબે અને જોખમે આખું વહાણ માલથી ભરતાં હતાં પરંતુ હમણાં નાના નાના વેપારીઓ પાસેથી દસ દસ અને પંદર ખાંડી નૂર ભાડે આપે છે. અને તેમને હિસાબે માલ મંગાવે છે એવો મંદીનો વખત આવી ગયો છે.

કચ્છના મછવા તથા વહાણ બહુ વખણાય છે. મછવા રૂ. ૫૦ થી ૫૦૦ સુધીની કિંમતના તૈયાર થાય છે. દરિયા કિનારે રેતી ઉપર ખુલ્લામાં એ વહાણો તૈયાર થાય છે. તેના સુતારોને વાઢા કહે છે. તેમનો રોજ રૂા. ૨ થી રૂા. રા દરરોજનો હોય છે. મોટા મીસ્ત્રીને રૂા. ૩) મળે છે. પ્રથમ આખા વહાણના બરડા જેવું નીચેનું મજબુત લાકડું (પઠાણ) મુકે છે, તે પછી તેને પાંસળીઓ જડી આડાં મોટાં વાંસો લાંબા ખીલાઓથી જડે છે. તે પછી આખું ખોખું તૈયાર થાય છે, પાટીઆંઓ જડાય છે અને છેવટે મોટો કુવાથંભ ઉભો કરાય છે. એક વહાણ તૈયાર કરાવતાં હજારો ઝીણી ઝીણી ચીજોની જરૂર પડે છે. ૨૦૦-૨૫૦ ખાંડીના વહાણ બનાવતાં રૂ. ૫૦૦૦) થઇ જાય છે. કચ્છમાં હમણાં મોટી રકમ ગંજા વહાણો જ માલ લઇ જાય છે. ગંજાની કિંમત રૂ. ૪૦૦૦-૭૦૦૦ સેકન્ડ હેન્ડની પડે

છે. વહાણો આવણ માસની શરૂઆતમા હંકારાય છે. પ્રથમ કરાંચીની એક બે સફર કરી બસરા અને બહેરીન તરફ ખજુર અને ખારેક ભરવા સારૂ જાય છે. ત્યાંથી દિવાળી પછી પાછા ફરી આવે છે. અને મલબાર ગોઆ અથવા કોલાપુર તરફ જાય છે. કેટલાંક વહાણો રંગુન, કોલંબો અને જંગબાર પણ જાય છે. આ વહાણો આઠ માસ મુસાફરી કરે છે. નાવિકો સફર કરી આવ્યા બાદ બંદર ઉપર પોતાના કુટુંબને મળે છે. વહાણ ૫૦–૬૦ ફીટ લાંબા, ૧૫ ફીટ પહોળા અને ૧૨–૧૫ ફીટ ઊંડા થાય છે. વહાણોની અંદર એક કેબીન હોય છે તેમા ખલાસીઓના કપડાં અને સરસામાન પડ્યો રહે છે. વહાણના મુખડાના ભાગને સુંદર કોતરકામથી શણગારે છે. વહાણમાં લગભગ ૧૦૦ ઘડા પાણી રહે એવી લાકડાની ટાકી હોય છે તેમા મીઠું પાણી ભરી મુકવામા આવે છે.

દરેક વહાણને રાજ્ય તરફથી પટો અથવા કોલ ( Pass Port ) આપવામાં આવે છે. તેમા વહાણનું નામ અને ખલાસીઓની સંખ્યા તથા વહાણ કેટલો માલ ઉપાડી શકશે તે જણાવેલું હોય છે. આ કોલ દરેક બંદરે કસ્ટમમા અને પૉર્ટઑફીસમાં નોધાવવો પડે છે. મોટાં શહેરોની પૉર્ટઑફીસો અને કસ્ટમવાળા આ દેશી વહાણો તરફ મીઠી નજર રાખતાં જણાતા નથી. સાધારણ ભૂલ માટે પણ પચીસ ત્રીસ રૂપિયા દંડી નાખે છે. એ વિષે દેશી વેપારીઓની મંડળી ઠીક ધ્યાન આપી રહી છે. પરદેશના બંદરો ખાતે માલ ચઢાવવાનું અને વહાણોને કસ્ટમમાંથી છુટા કરવાનું કામ વેપારીના તે બંદરના આડતિયા કરે છે. પરંતુ જે બંદર ઉપર તેવા આડતિયાની સગવડ હોતી નથી, તે બંદરે વહાણનો નાખુદો માલ ખરીદી ચઢાવવાની જોખમદારી લે છે. કોઈ છેટેના દેશાવર ખાતે હુંડીની સગવડ મળતી નથી. તે માટે રોકડા નાણા વહાણનો માણસ પોતાની સાથે લઇ જાય છે. કોઇ કોઈ વખત ચાંચીઆ તેને લુંટી પણ લે છે. તેવા બનાવો પણ બન્યા છે.

કચ્છના ખારવાઓ ઘણા મુસલમાન છે તેમા ભાડેરા, વાઢેર, વાઘેર, મિયાણા, વગેરે જાતો હોય છે ઘણાખરા તદન અભણ હોય છે પરંતુ ઘણા દેશાવરોના અને મનુષ્યોના સહવાસના અનુભવથી માલની જાતો, વજન અને કિંમત સમજે છે. અજાણ્યા દેશમાં પણ ઠગાતા નથી. નાણાનો વ્યવહાર બરાબર ચાચવે છે. વહાણ ઉપર બહુ સાદાઇથી રહે છે, પણ શહેરમા ફરવા નીકળે ત્યારે નવા કપડા પહેરી સોદાગર જેવા બને છે. આ ખારવાઓ બહુ હિંમતબાજ અને સાહસિક હોય છે પોતાના નાના વહાણો મહાસાગરમાં મહિનાના મહિના સુધી સફર કરાવી ઠેઠ માડાગાસ્કર સુધી જાય છે. તેઓની અંદર એક ખારવો માલમી વિદ્યા જાણે છે. એ વિદ્યા વંશપરંપરાથી ઉતરી આવે છે. સૂર્યચંદ્રની ગતિ ઉપરથી સરવાળા બાદબાકી કરી તે વહાણને તેના નિયત બંદરે હંકારી લઇ જાય છે. અગાઉ નકશા અને ઍસ્ટ્રૉનૉમિક નહોતા ત્યારે એ માલમી વિદ્યા ઉપરથી જ વહાણ હંકારતાં હતાં. હાલ માલમો નકશાઓનો ઉપયોગ કરે છે.

માંડવીમા હિંદુ ખારવાઓ વધારે પ્રમાણમા છે. હિંદુ ખારવાઓ વધારે નિમકહલાલ અને સાચ્ચા ગણાય છે *એઓમા ઘણા ભણેલા એટલે અક્ષરજ્ઞાન વાળા હોય છે. માલમી વિદ્યા જાણનાર પણ તેઓમા ઘણા નીકળે છે. તેઓ અરબીસમુદ્ર અને હિંદી મહાસાગરનાં ઘણાંખરાં બંદરોના જાણીતા હોય છે કચ્છના હિંદુ ખારવાઓને ભડાલા કહે છે. તેઓ તાડી પીએ છે, મચ્છી પણ ખાય છે. છતા હિંદુ તહેવારોને દિવસે માછલી પકડના અને ખાતા

નથી. એ લોકોની ભાષામાં તુંકાર જ છે. ગમે એવા પૈસાદાર અને અધિકારીને પણ તુંકારે બોલાવે છે. આ જાત વધારે મહેનતુ અને ઉદ્યોગી છે અને સ્ત્રીઓ પણ નવરી બેસતી નથી. તેઓ સોદા કરવામાં વધારે હોશિયાર છે. અમારી આડતમાં કોલંબો ખાતે માંડવીનાં વહાણો આવતા તેમાં હિંદુ ખારવાઓ વધારે હોશિયાર અને પ્રામાણિક માલમ પડ્યા હતા. મુસલમાન ખારવા કચ્છી ભાષા બોલે છે, હિંદુ ગુજરાતી ભાષા બોલે છે.

આ ખારવાઓને કચ્છમાં નાખવા કહે છે. તેઓ શરીરે બહુ કદાવર, સશક્ત અને નિમકહલાલ હોય છે. મુસલમાન ખારવાઓમાં જીવતા ધણીએ સ્ત્રી બીજાની સાથે ચાલી જાય છે તેથી તેમનામાં ઘણા ઝગડા થાય છે. ભાગ્યે કોઇક જ અક્ષરજ્ઞાનવાળું નીકળે છે. વહાણમાં નાની નાની ચોરીઓ માલની કરે છે. પણ વ્યવહારમાં પ્રામાણિક રહે છે. સ્ત્રીઓ ધણીની ગેરહાજરીમાં ઘર સંભાળે છે. સીંદરી વગેરે વણે છે. જાત બહુ સશક્ત અને મહેનતુ છે. ફકીરો અને મુલ્લાઓના બહોળા લાગવગ હેઠળ મુસલમાન ખલાસીઓ રહે છે.

એ નાખવાઓના કેટલાક પારિભાષિક શબ્દો વહાણવટાની બહાર અજ્ઞાત છે. તે નીચે મુજબ છેઃ–૧ સથો–તુતક. ૨ નીરમ–વહાણો સમતોલ રાખવા રેતી અથવા કાંકરા ભરે છે તે. ૩ ફનો–લંગરના દોરડા વગેરે રાખવાનું સ્થળ. ૪ કુઓ–વહાણની વચ્ચેનો મોટો થંભ. (૫) પઠાણ–વહાણના બરડનું લાકડું. (૬) મહોરો–ઓઢું. (૭) પરમાણ–સઢને બાંધવાનું લાકડું. (૮) જાળી–વાંકનું લાકડું. (૯) ધામત–સાંધોમાંથી નીચે પાણી ભરાય તે. (૧૦) છત્રી–ભંડાર ઉપરનું છાપરું. (૧૧) વીણો–સુકાન ફેરવવાનો દાંડો. (૧૨) ડબર–દોરડાં ખેંચવાનું સાધન. (૧૩) ગાયમ–વહાણના પાછલા ભાગમાં છેડો બાંધવાનું સાધન. (૧૪) કાવરાન–વહાણમાં વધારે ભરતી કરવી. (૧૫) મરદ–શીશાનો કટકો પાણી માપવાનો. (૧૬) ગુડ–સાંધો રૂ તથા તેલથી પુરવી. (૧૭) ગોસરાબ–ચાલતા વહાણને ધીમું પાડવું. (૧૮) હેરીયો–સઢને પવન ફરે તે મુજબ ફેરવવું. (૧૯) હાંજાહઠાર–સઢ ચઢાવવો. (૨૦) બારગોસ તાણ–પરમાણ સાથે બાંધેલ દોરડાને છુટો મુકવો. (૨૧) બારગોસ છોડ–અંદર રેતી કે કાદો વીરમ માટે ભરવો.

ખલાસીઓને કચ્છમાં પગાર સફરના પ્રમાણમાં અપાય છે. સૌ સૌ બંદરોનાં સફર ઉપર એક સામટા પગાર ઠેરવ્યા હોય છે. સફરમાં ગમે તેટલા દિવસો લાગે છતાં પગાર તો સફર ઉપર જ મળે છે. તેને ખલાસ કહે છે. દાખલા તરીકે બસરાની સફરની ખલાસ દરેક ખારવાની લગભગ રૂા. ૨૪ હોય છે. નાખુદાને બમણો ખલાસ એટલે રૂા. ૪૮ મળે છે. બસરાથી ફરી આવતાં બે માસ લાગે છે તેનો આ બાંધેલો સફરનો પગાર છે. તે ઉપરાંત ભથ્થાનું અનાજ દર માણસ દીઠ એક પાયલી આપવું પડે છે. અને ૦॥ પાયલી અનાજ ખલાસીઓની ગેરહાજરી દરમ્યાન તેમનાં કુટુંબને મફત પહોંચતું કરવું પડે છે. તે સિવાય નાખુદા અને ખલાસીઓ પોતાના હિસાબે થોડો માલ વેપાર માટે લાવે તો તેનું નૂર વહાણ ધણી લેતો નથી. આ ખલાસીઓ પાસે પૈસો નથી પણ આબરૂથી ગુજરાન કરી શકે છે. છોકરાઓને અડધો ખલાસ મળે છે.

વહાણના સઢો અને ખીલા તથા દોરડાં વગેરે અહિંના કારીગરો તૈયાર કરે છે. વહાણ ઉપર દર સફરે ચોપડ એટલે માછલીનું તેલ અને રંગ લગાડવામાં આવે છે. દરેક વહાણમાં દળવાની ઘંટી રહે છે. જેથી ખલાસીઓ રોટલા બનાવી શકે છે. તોફાનના વખતે ખલાસી-

ઓને બહુ સાવચેત રહેવુ પડે છે વહાણનો અને માલનો વીમો જેને "આવગ" શબ્દથી ઓળખવામા આવે છે તે લાબા કાળથી જ ચાલુ છે વેપારીને વહાણની ભરતી થયાની ખબર આવતા જ તે માડવી ખાતે દલાલને બોલાવી વહાણ તથા માલનો આવગ ઉતારવા માટે તેને કહે છે દલાલ પોતાના નિયમિત વેપારીઓ પાસે જઇ એક વહાણનો વીમો દશ બાર વેપારીઓ વચ્ચે જોખમ વહેચી આપે છે વીમો ઉતરાવનાર બાના તરીકે ૩૦-૪૦ ટકા રકમ અગાઉથી લે છે અને વહાણ પાછુ આવ્યે છ થી આઠ આનાના વ્યાજ સહિત નાણા પાછા આપે છે વીમાનો ભાવ બદર અને ઋતુ પ્રમાણે દલાલો મળીને ભિન્ન ભિન્ન કાઢે છે વહાણ નબળુ અથવા વેપારી આબરૂદાર ન હોય તો પણ ભાવ વધારે આપવો પડે છે માલને નુકશાન થાય તો બે વેપારીઓ પાસે માલની ખરી કિંમત કરાવી તે રકમના ૭૫-૮૦ ટકા વેપારીને ચુકવાય છે વેપારીઓ મળીને બે થી ચાર વેપારી નીમી પચથી વધા વાધાઓનો નીકાલ લાવવામા આવે છે વાધા પણ ઘણા ઉઠે છે સાધારણ રીતે એ એ વીમાની પોતાની ગણાય છે પણ વાધાની પતાવટ મજબૂત નિયમે થાય છે ઘણા વેપારીઓ સારી ઋતુમા વીમાનું જોખમ પોતાના જ ઉપર રાખે છે

એક વહાણમા ઘણા વેપારીઓનો માલ ચઢે છે વહાણને નુકશાન થાય છે તો માલ ધણીઓ પાસેથી ખરચ પેટે અમુક ટકા એક લેનાર (રીસીવર) વેપારી વસુલ કરે છે અને પછી બનતા પ્રયત્ને જેટલો માલ બચ્યો હોય તે બજાર ભાવે વેચી નાખે છે અને ઉપજેના નાણા માલધણીઓને ખર્ચ બાદ કરી માલના પ્રમાણમા વહેચી આપે છે કોઇના માલને વધુ નુકશાન થયુ હોય, કોઇને ઓછુ નુકશાન થયુ હોય છતા સરખે પ્રમાણે નાણા વહેંચાય છે આને "વરાડ" શબ્દથી સૌ વેપારીઓ ઓળખે છે

રાજ્યની જકાતનીતિ અને હુડિયામણનીતિ ઘણી ગુચવાડા ભરેલી અને વહાણવટાના ધધાને નુકશાન પહોચાડનારી છે હમણા રૂપિયા એકની કોરી ૧॥-૨ થાય છે છતા કેટલાક માલની જકાત એક રૂપિયાની ૪-૫-૬-૭-૮-૧૦ કોરી ગણીને પણ લેવાય છે લાકડા વગેરે માલ ઉપર રૂ ૧૦૦ ની કો ૧૮૨ ને બદલે કો ૧૦૦૦ ગણી તે ઉપર જકાત લે છે સાધારણ માલની પણ રૂ ૧૦૦ ની કો ૧૮૨ બદલે કો ૪૦૦ થી ૪૫૦ ગણી જકાત લેવાય છે જકાતનું ધોરણ સેકડે આઠ ટકાનું છે પણ આ હુડિયામણને લીધે રાજ્ય ત્રણગણી જકાત વસુલ કરે છે બદર ઉપર જકાત ચુકવ્યા પછી કોઈ પણ કચ્છના શહેર અથવા ગામમા લઇ જવાથી ત્રણગણી જકાત જુદી આપવી પડે છે જેટના ગામડાઓમા માલ ફરે તે સૌની જુદીજુદી જકાત લેવાય છે રાજ્યને આમદાની વધે છે પણ પ્રજા ભીંસાય છે દેશના હુનર ઉદ્યોગના રક્ષણ માટે જકાતમા યોગ્ય લક્ષણ પણ મળતુ નથી ધાર્મિક અને વાચનના પુસ્તકો, મૂર્તિઓ અને માળાઓ વગેરે ચીજો પણ જકાતમાથી મુક્ત નથી બદર ઉપર ઉતરતા ઉતારૂઓની પેટીઓ પણ બારીકાઇથી જકાત માટે તપાસાય છે કચ્છમા ચલણના સીક્કા "પાયીઆ" મોટી સખ્યામા બનાવવી આવતા હોવાથી વેપારીને બહુ જ ત્રાસ થાય છે

ઘણાખરા દેશી રાજ્યોના બદરોનો સારો વિકાસ થયો નથી જેથી જેટી, ડૉક વગેરેના અભાવે સ્ટીમરોને ફાવતુ નથી તેમ તેમાથી માલ ઉતારવા ગાડવા જોઇએ એટલે વહાણોનો વેપાર સગવડ ભરેલો થઇ પડયો છે તે સિવાય વહાણોનું નૂર ઓછુ હોય છે ખર્ચ અને

મુદ્દી પણ ઓછી રોકાય છે. થોડો માલ લાવે છે, એટલે બજારમાં ઢગલો પણ થતો નથી. સ્ટીમરોનાં સાંચાકામ ખોટાં થઇ જતાં, મોટું ખરચ કરી મુંબાઈ સુધારવા મુકવા પડે છે, વહાણમાં તે કડાકુટ નથી. ગમે ત્યારે ભરો, ગમે ત્યારે હંકારો એ સ્વતંત્રતા વહાણો જ આપી શકે છે. સ્ટીમરોનાં માણસોને નિયમિત અને વધારે પગાર આપવો પડે છે. વહાણોમાં ખરચ ઓછો આવે છે. તરત ન બગડે અને ઠંડા બરનો માલ વહાણમાં મંગાવવો સગવડ ભરેલો થઈ પડે છે. એટલે વહાણોનો ઉદ્યોગ હિંદમાંથી નાશ પામે તેમ નથી.

વહાણવટાનો ધંધો સહકારથી ઘણો જ સુધરી શકે તેમ છે. જો વેપારીઓ વહાણો બાંધવામાં, નીભાવવામાં, માલ ખરીદ કરવામા, માલ વેચવામાં અને બજારોને હાથમાં રાખવામાં પરસ્પર સંપ રાખે તો વહાણનો ઉદ્યોગ ઘણો ફાલે-ફૂલે. મારા જાત અનુભવથી જણાયું છે કે નાની સ્ટીમરો ઘણી ખર્ચાળ માલુમ પડે છે. જર્મનીના વેપારીઓની પેઠે મોટે પાયે સહકાર કરવાથી વેપારીઓ વહાણનાં ઉદ્યોગને વધુ સુધારી શકશે. જર્મનીમા નાનાં નાનાં ગામડાં, મોટાં ગામો, શહેરો, મોટાં શહેરો, જીલ્લાઓ અને આખા દેશના જુદા જુદા વેપારીઓએ સહકાર કર્યો છે. એક ધંધાના વેપારીઓ સહકારથી કામ કરી છેવટે એક મોટા વેપારીના હાથમાં લગામ આપે છે. એવા ઘણા મોટા વેપારીઓ મળી કેટલાક અનુભવી ડાયરેકટરો નીમી તેમના હાથમાં લગામ સોંપે છે. આવા વિભાગી ડાયરેકટરો પોતાના પ્રાંતનો સર્વે વેપાર પોતામાંથી કેટલાકને ચુંટીને સોંપે છે. આ પ્રાંતીય ડાયરેકટરો આખા દેશના વેપારનાં નિયંત્રણ માટે મંડળ ચુંટે છે. આવી રીતે સહકારથી જુદા જુદા અનેક વેપારો એક તંત્ર નીચે આવે છે. આપણા દેશમાં પણ એવા સહકારની અગત્ય છે.

ડુંગરશી ધરમશી સંપટ

---

# કલકત્તા

## ૪૩ મી રાષ્ટ્રીય મહાસભાનું સ્થળ

આખા ભારતવર્ષમાં વિસ્તારમાં અને વસ્તીમા મોટામાં મોટું શહેર તે કલકત્તા. ભૂગોળની દૃષ્ટિએ કલકત્તા સહુથી મોટું શહેર છે એટલું જ એનું મહત્વ નથી, પરંતુ અનેક રીતે, આખા દેશનાં બધાં શહેરોમાં એ પ્રથમ સ્થાન ભોગવવાને યોગ્ય છે. અનેક સુવિખ્યાત નરરત્નોની જન્મભૂમિ હોવાનું સુભાગ્ય કલકત્તાએ પ્રાપ્ત કર્યું છે. હિંદના મહાન કવિ શ્રીયુત ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને પોતાના શહેરી કહેવડાવવાનું માન કલકત્તાને છે; હિંદુસ્તાનના મોટામાં મોટા વિજ્ઞાનશાસ્ત્રી શ્રીયુત જગદીશચંદ્ર બોઝ કલકત્તાનિવાસી છે. હિંદની સ્ત્રીઓના રાજકીય નેતા શ્રીમતી સરોજિની નાયડુ તે પણ મૂળ વતની કલકત્તાનાં. તે ઉપરાંત શ્રીયુત પી. સી. રૉય, શ્રીયુત અરવિન્દ ઘોષ, શ્રીયુત સુભાષ બોઝ, અને શ્રીયુત રામાનંદ ચૅટરજી

એ સહુને પોતાના કહેવડાવવાનું ગૌરવ કલકત્તા ધરાવે છે. વર્તમાનકાળની આ જીવન્ત મહાન વ્યક્તિઓ ઉપરાત અનેક સુપ્રસિદ્ધ વ્યક્તિઓ ભુતકાળમાં કલકત્તામાં થઇ ગઇ છે.

ઇ. સ. ૧૬૯૦ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ કલકત્તાને પોતાના વેપારના મથક તરીકે પસંદ કર્યું ત્યારથી અંગ્રેજ પ્રજાની સત્તાનો આ દેશમાં આરંભ થયો. દિનપ્રતિદિન તેમની સત્તા વધતી જ ગઈ. ઈ. સ. ૧૭૬૪ માં બકસરના યુદ્ધમાં બંગાળાના નવાબ સુરાજ-ઉદ્દૌલાને હરાવીને, બંગાળ બિહાર અને ઓરિસ્સાની દિવાની અંગ્રેજોએ પ્રાપ્ત કરી ત્યારથી કલકત્તા ઉપર અંગ્રેજનું રાજ્ય ખરેખરી રીતે શરૂ થયું. ઈ. સ. ૧૭૭૩માં વૉરન હેસ્ટીંગ્સ પહેલા ગવર્નર જનરલ તરીકે આવ્યો ત્યારથી તે ૧૯૧૧ સુધી કલકત્તા હિંદુસ્તાનની રાજ્યધાની રહ્યું. તે દરમિયાન અંગ્રેજ લોકોએ એવી પ્રબલ સત્તા આ શહેરમા જમાવી દીધી છે કે આખા હિંદમા બીજે કોઈ સ્થળે અંગ્રેજ લોકો એટલી સત્તા નહિ ભોગવતા હોય. જે લક્ષાધિપતિ અંગ્રેજ વેપારીઓ કલકત્તામા વસે છે તેમને સત્તાનો અને પૈસાનો જેવો મદ છે તેવો ભાગ્યે જ હિંદમા બીજે કોઇ સ્થળે વસતા અંગ્રેજોને હશે. કલકત્તામાં સારામા સારા બંગલા અને સારામાં સારી મોટરો અંગ્રેજોની જ હોય છે. કલકત્તા અતિ ધનવાન શહેર છે પરંતુ પોણા ભાગનુ ધન અંગ્રેજોના હાથમા છે.

હુગલી નદીને કિનારે બાંધેલા કલકત્તા શહેરની લબાઇ એની પહોળાઇ કરતાં ઘણી જ વધારે છે. કલકત્તામા દાખલ થવા માટે હાઉરા (કલકત્તાની નજીકનું ગામ) સ્ટેશને ઉતરવું પડે છે. સ્ટેશનની સામે જ હાઉરા બ્રીજ (હુગલી નદી ઉપર બાંધેલો) છે. એ પૂલ દ્વારા કલકત્તામાં પ્રવેશ કરાય છે હાઉરા પૂલ ઉપરથી કલકત્તાનું એક રમણીય ચિત્ર દૃષ્ટિગોચર થાય છે. જમણી બાજુએ નદીમા ઉભેલી અસંખ્ય નાની મોટી સ્ટીમરો, સ્ટીમ લોચો, વહાણો અને નાની ડીંગીઓ નજરે પડે છે. એ સ્ટીમરોનાં ઉચાં ભૂંગળાની પાછળની ભૂમિકામા જનરલ પોસ્ટ ઑફિસનુ મકાન, બ્રિટીશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કંપનીનું મકાન તથા હાઇ કૉર્ટનું મકાન દેખાય છે. હાઉરા પૂલની ડાબી બાજુએ પશ્ચિમ તરફના કિનારા ઉપર હુન્નર ઉદ્યોગના જાતજાતના કારખાના બાંધેલા છે અને પૂર્વના કિનારા ઉપર ઘાટ બાંધેલા નજરે પડે છે. અને ત્યા જ્યારે જોઇએ ત્યારે સંખ્યાબંધ સ્ત્રી પુરુષો ગંગાજીમા પવિત્ર થવાની આશાએ સ્નાન કરતા જણાય છે. હાઉરાના પૂલ ઉપર ગમે તે ભાગમા જાવ, પુષ્કળ ભીડ જોવામા આવે છે. મોટરો, ગાડીઓ, રીક્ષા, ટેક્સી, બળદના ગાડાઓ, ઘેલા ગાડીઓ, મોટરબસ અને લોરીઓ મળીને શોરબકોર મચાવી મૂકે છે. કલકત્તામા નવા આવનાર માણસને આ ભીડ જોઇને શહેરની ઔદ્યોગિક પ્રવૃત્તિઓનો ખ્યાલ આવી શકે છે. પૂલ મૂકયા પછી જમણે હાથે સ્ટ્રૅન્ડ રોડ આવે છે. એ રસ્તામા થઇને શહેરના મધ્ય ભાગમા દાખલ થવાય છે. ત્યાથી જરાક આગળ ચાલતા કલાઇવ સ્ટ્રીટ આવે છે. આ રસ્તા ઉપર ઑફિસો તથા બેંકોના ગંજાવર મકાનો આવેલા છે. આ શોભા વિનાનાં વિશાળ મકાનો જોઇને કંટાળેલી આંખોને, જરાક આગળ ચાલતાં, ડલહાઉસી સ્કવેરનું લીલુંછમ મેદાન, તેની અંદરનો બગીચો અને બગીચાની મધ્યમાં આવેલું સુંદર તળાવ આનંદ આપે છે. સ્કવેરની આજુબાજુ આવેલું સેન્ટ એન્ડ્રુઝનું ચર્ચ તથા જનરલ પોસ્ટ ઑફિસનું ભવ્ય મકાન સ્કવેરની શોભામા વૃદ્ધિ કરે છે. ત્યાંથી જરા દૂર બંગાળાના ગવર્નરને રહેવાનું ભવ્ય અને વિશાળ ગવર્મેન્ટ હાઉસ આવેલું છે. તેના મુખ્ય દરવાજાની સામે એક

રેડ રે નામનો બહુ જ સુંદર રસ્તો છે. રસ્તાની બન્ને બાજુએ કઠેરા ચણેલા છે અને કઠેરાની પેલી તરફ થોડે થોડે અંતરે પૂતળાં ગોઠવેલાં છે. કલકત્તા શહેર મેદાનો, બાગબગીચા અને તળાવોથી ભરપૂર છે. લગભગ દરેક રસ્તાને એક નાનકડું ખુલ્લું મેદાન, અથવા એક બાગ અને તેની વચ્ચે નાનું સરખું તળાવ નજરે પડે જ છે. આ બગીચાનો લાભ શહેરનાં બાળકો ખૂબ લે છે. રોજ સાંજે મેદાનો અને બગીચાઓમાં પુષ્કળ નાનાં બાળકો કલ્લોલ કરતાં હોય છે અને મોટાં મોટાં બાળકો રમતો રમતાં હોય છે તે દૃશ્ય જોઈ ને કોને આનંદ થયા વગર રહે? ઉપર કહેલી રેડ રોની સમાંતરે ચૌરંગીનો જાણીતો રસ્તો આવેલો છે. ચૌરંગીની એક બાજુએ મોટાં મોટાં મેદાનો આવેલાં છે અને બીજી બાજુએ ગંજાવર મકાનોની સીધી હાર છે. એ મકાનોનાં નીચેનાં ભાગમાં સુંદર રીતે શણગારેલી અસંખ્ય અંગ્રેજી દુકાનો છે અને ઉપરના ભાગમાં અંગ્રેજ લોકોને રહેવાનાં માળાઓ છે. કલકત્તાની બધી પ્રખ્યાત હોટલો, રેસ્ટોરાં, સીનેમા વગેરે બધાં મોજમઝાનાં સાધનો ચૌરંગી ઉપર આવેલા છે. કલકત્તાના બે વિભાગ પાડી નાંખેલા છે. ઉત્તર કલકત્તા અને દક્ષિણ કલકત્તા. ગવર્મેન્ટ હાઉસ આ બે વિભાગની વચ્ચોવચ આવેલું છે એમ કહીએ તો ચાલે. ઉત્તર કલકત્તા એટલે જુનું શહેર અને દક્ષિણ કલકત્તા એટલે અંગ્રેજ લોકોએ વસાવેલું નવું ફેશનેબલ અને સ્વચ્છ શહેર. ઉત્તર કલકત્તામાં દસ લાખ માણસો વસે છે. ત્યાંના રસ્તા સાંકડા અને અસ્વચ્છ હોય છે, અને ત્યાં ઘીચોઘીચ મકાનો બાંધેલાં હોય છે. કેટલીક ગલીઓ તો એટલી સાંકડી અને અંધારી હોય છે કે એમાં જતાં ત્રાસ થઈ જાય છે. આપણા ગુજરાતી ભાઈઓ લગભગ બધા જ ઉત્તર કલકત્તામાં વસે છે. દક્ષિણ કલકત્તાની રચના સુંદર છે. બંગલા છૂટા છૂટા અને મોટા બાગ વાળા, બાંધેલા છે. રસ્તા ખૂબ પહોળા અને સરસ બાંધેલા છે. દક્ષિણ ભાગમાં મોટે ભાગે અંગ્રેજો રહે છે પણ તે ઉપરાંત પૈસાદાર બંગાળીઓ તેમ જ બીજા પરદેશીઓ પણ રહે છે. શહેરના એક દક્ષિણ ભાગમાં ભવાનીપૂર આવેલું છે. તેમાં મધ્યમ વર્ગના બંગાળીઓ, ઘણા મદ્રાસીઓ તથા પંજાબીઓ અને કેટલાક ગુજરાતીઓ રહે છે.

હિંદુસ્તાનના બીજા કોઈ પણ બે પ્રાન્તના લોકો કરતાં ગુજરાતીઓ અને બંગાળીઓ વચ્ચે વધારે સામ્ય છે. સહુથી પહેલાં તો દેખાવમાં, કદમાં અને રૂપરંગમાં ગુજરાતીઓ અને બંગાળીઓ મળતા હોય છે. ગુજરાત અને બંગાળ બંને ફળદ્રૂપ સપાટ જમીનમાં આવેલા પ્રાન્તો છે તેથી એ બે પ્રાન્તના લોકોના સ્વભાવ તથા તેમની રહેણીકરણીમાં ઘણું સરખાપણું છે. તે છતાં આપણી અને બંગાળી લોકો વચ્ચે ભેદ પણ ઓછો નથી. ગુજરાતીઓ જેવા બંગાળીઓ વેપારમાં કુશળ હોતા નથી અને પૈસા મેળવવા કરતાં વાપરવામાં તેઓ વધારે ચતુર હોય છે. એકંદરે બંગાળી લોકો સ્વભાવથી આળસુ હોય છે અને મોજમઝાના શોખીન હોય છે; વળી તે સાથે અભિલાષની બેદરકારીનો અંશ તેમનામાં હોય છે. એ લોકોનો મુખ્ય ખોરાક ભાત અને માછલી છે. શાકભાજી પણ તેઓ ખાય છે ખરા. મીઠાઈના તેઓ જબરા શોખીન હોય છે અને દરરોજનું જમણ મીઠાઈથી જ સમાપ્ત કરે છે. રસગુલ્લા અને સંદેશ એ બંગાળની પ્રખ્યાત મીઠાઈ ગણાય છે. બંગાળી લોકોને પાન ખાવાનો ખૂબ શોખ હોય છે. હિંદુસ્તાનના બીજા કોઈ પણ લોકો કરતાં બંગાળીઓ વધારે કલામય હોય છે એ તો નિઃસંશય છે. બંગાળીઓને સંગીત ઘણું પ્રિય છે અને

એ કલામા ખૂબ પ્રવીણતા એ લોકોએ મેળવી છે. કલકત્તામા બીજા કોઈ શહેર કરતા સગીતના ઉસ્તાદો વધારે હશે કે નહિ તેની ખાત્રી નથી, પરન્તુ એટલુ તો ચોક્કસ કહી શકાય કે બીજા કોઈ ગામ કરતા અહિં ઘણા વધારે સામાન્ય કોટિના સ્ત્રી પુરુષો એવા મળી આવે કે જેમને ઉંચા પ્રકારનું સગીત સારી રીતે આવડતુ હોય. સંધ્યાકાળે બંગાળી મહોલ્લામા ફરવા નીકળીએ તો ઘણા ઘરોની ઉંચી અટારીઓમાથી વાજીંત્રના સુયોગ સાથે ઉત્તમ પ્રકારના સગીતનો ધ્વનિ કાને પડ્યા વગર રહેતો નથી કલકત્તામા હમણા થોડા સમયથી નૃત્યકલાનો શોખ શિષ્ટ જનસમાજમા ઉદ્ભવ્યો છે ઉચ્ચ કુટુબની સંસ્કારી બાલાઓ જાહેરમા રગભૂમિ ઉપર નૃત્ય કરતા એક બે વાર જોયુ છે ચિત્રકલામા પણ બંગાલી લોકો ખૂબ આગળ વધેલા છે. પરન્તુ સગીતની પેઠે ચિત્રકલાનો સામાન્ય વર્ગના લોકોમા બહોળો પ્રચાર થયેલો નથી, પણ પ્રખ્યાત ચિત્રકારો ઘણા છે.

કલકત્તાની એક વિશેષતા એ છે કે સુશિક્ષિત અને સંસ્કારી (cultured) સ્ત્રીઓની સખ્યા આપણા દેશના બીજા કોઈ પણ મોટા શહેર કરતા અહિં વધારે છે. અંગ્રેજી કેળવણીનો પ્રચાર બીજા પ્રાન્તો કરતા અહિં વહેલો શરૂ થએલો તેથી સાઠ કે સીત્તેર વર્ષની અંગ્રેજી કેળવણી લીધેલી સ્ત્રીઓ પણ અહિં હોય છે બગાળી સાહિત્યનો ઉંડો અભ્યાસ કર્યો હોય એવી વિદુષી સ્ત્રીઓ, તેમ જ સ્ત્રી લેખકો અને કવિઓ પણ કલકત્તામા સુલભ છે. સ્ત્રીઓની સામાજિક ઉન્નતિ માટે સતત પ્રયાસ કરતી બંગાળી બ્હેનોની પણ ખોટ નથી અનેક સ્ત્રીઉપયોગી સસ્થાઓ પરોપકારી બ્હેનો ભગીરથ શ્રમ લઇને ચલાવે છે તેમની મુખ્ય સસ્થાઓ નીચે પ્રમાણે છે –વિદ્યાસાગર બેનીભુવન વિધવા આશ્રમ, સરોજ નલિની દત્ત મેમોરિયલ એસોસિયેશન, સારનામોદ અનાથ આશ્રમ, આનદમયી દારિદ્ર ભંડાર, Woman's Friendly Society, બગાળ હિતસાધક સભા, બ્રહ્મો કન્યાશાળા, Industrial Home for Women and Children, ગોખલે મેમોરિયલ ગર્લ્સ હાઇસ્કૂલ, રામકૃષ્ણ સોસાઈટીનો સ્ત્રી વિભાગ, અને નારી જાતિ સેવક સમિતિ

કલકત્તાની પ્રજા અને તેના વર્તમાનપત્રો કલકત્તા યુનિવર્સિટીમા જેટલો રસ લે છે તેના અડધા ભાગનો રસ આપણે આપણી યુનિવર્સિટીમા લેતા નથી. યુનિવર્સિટી કેળવણી લેતા વિદ્યાર્થીઓ કલકત્તાની જનસમાજમા ઉંચું સ્થાન ભોગવે છે. એમની રાજકીય ચળવળોમા પ્રજાની હમેશ સહાનુભૂતિ હોય છે. અહિંના વિદ્યાર્થીઓ ઉત્સાહી અને સ્વદેશપ્રેમી હોય છે. પરન્તુ ઘણી વાર વિદ્યાર્થીઓ લાગણીના પ્રબળથી દોરાઇ એટલા ઉશ્કેરાઈ જાય છે કે પોતાની વિવેકશક્તિ ઉપરનો કાબુ જાળવવાને અસમર્થ બને છે અને પરિણામે અયોગ્ય વર્તન કૉલેજમા ચલાવે છે.

કલકત્તાની બગાળી રગભૂમિની સ્થિતિ ગુજરાતી રંગભૂમિ કરતા ઘણે દરજ્જે ચઢીઆતી છે. બંગાળી નાટકોમા સ્ત્રી પાત્રોનો ભાગ સ્ત્રીઓ લે છે તેથી ગુજરાતી નાટકોનાં કૃત્રિમ સ્ત્રી પાત્રો જેવી અનાકર્ષક વસ્તુ તેમા નથી હોતી. વળી બગાળી નાટકકારોએ અભિનયનો અભ્યાસ કરેલો હોય છે તેથી ગુજરાતી નાટક ભજવનારાઓ પેઠે તેઓ અભિનય કલાને રસહીન નથી બનાવતા એકદરે બંગાળી નાટકો બહુ જ સ્તુતિપાત્ર હોય છે એ તો નિર્વિવાદ છે.

કલકત્તામા જોવા લાયક સ્થળો ઘણા છે. કલકત્તાની શિષ્ટ જનસમાજનું ફરવા જવાનું

પ્રિય ધામ વિક્ટોરિયા મેમોરિયલ ખરેખર જોવા લાયક છે. એનું ધોળું, ભવ્ય અને વિશાળ મકાન ચાંદનીમાં બહુ સુંદર લાગે છે. મકાનની આજુબાજુનો મોટો ભાગ અને તેની અંદરનાં નાનાં તળાવો બહુ જ રમણિય લાગે છે. વિક્ટોરિયા મેમોરિયલની અંદરનું ચિત્રોનું તેમ જ જુનાં હથિયારો, રાજવંશી પહેરવેશો વગેરેનું સંગ્રહસ્થાન પણ જોવા લાયક છે. કલકત્તાનું મ્યુઝીયમ ઘણું જ મોટું છે એટલું જ નહિ પણ હિંદુસ્તાનનાં મ્યુઝીયમોમાં પ્રથમ પંક્તિમાં આવે એવું છે. ઝુઓલોજીકલ ગાર્ડન (જેને અહિંની ગ્રામ્ય ભાષામાં લોકો ચીડીયાખાતું કહે છે) બહુ જ સરસ છે. કલકત્તાના ઝુની સરખામણીમાં આવે એવું આખા દેશમાં બીજું ઝુ ભાગ્યે જ હશે. કલકત્તાનો બૅાટેનીકલ ગાર્ડન પણ ઘણો પ્રખ્યાત છે. એનું જાણીતું વિશાળ વટવૃક્ષ હજી હયાત છે. જો કે મૂળ થડનો હવે નાશ થયો છે પણ એની વડવાઇઓ જોવા જેવી છે. સર જગદીશચન્દ્ર બૅાઝની સાયન્સ ઇન્સ્ટીટ્યુટ અને તેને લગતો બગીચો બહુ જોવા લાયક છે. ડૅા. પી. સી. રૅાયની બેંગાલ ફાર્મૅાસુટીકલ વર્કસ અને ડૅા. સી. વી. રામનની લેબોરેટરી વિજ્ઞાનમાં રસ લેનારાઓ માટે જોવા જેવા સ્થળો છે. જૈન લોકોનું પારસનાથનું મંદિર સૌંદર્યથી ભરપૂર છે. જેવું સુંદર છે તેવું જ સ્વચ્છ છે. અહિં એક માર્બલ પેલેસ પણ જોવા લાયક સ્થાન છે. કલકત્તાની ન્યુ મારકેટ કલાની કે સૌંદર્યની દષ્ટિએ નહિ, પરન્તુ પરદેશી અને સ્વદેશી વિધવિધ પ્રકારની ચીજોના અખૂટ ભંડાર તરીકે જોવા લાયક છે. તેમ જ સંધ્યાકાળે મારકેટના ઝળકતા દીવાની રોશની સાથે, મારકેટના પચરંગી વેપારીઓનો અને બંગાળી, અંગ્રેજ, મારવાડી, ગુજરાતી, પંજાબી, સિંધી, મુલતાની અને મદ્રાસી ઘરાકોનો જે મેળો ત્યાં ભરાય છે તે એકવાર જોવાલાયક દૃશ્ય તો ગણાય જ.

કલકત્તાને છેક દક્ષિણ ખૂણે ઢાકુરીયા લેક નામનું નવું તળાવ હમણાં થયું છે તે ફરવા જવાના સ્થળ તરીકે સારું છે, બાકી તેમા ખાસ સુંદરતા કંઇ નથી.

કલકત્તામાં ગુજરાતીઓની (હિંદુ, મુસલમાન અને પારસી મળીને) લગભગ પંદર હજારની વસ્તી છે. આજથી પચ્ચાસ વર્ષ ઉપર માંગરોળ અને પોરબંદરના સોરઠી વાણિયાઓએ વેપાર અર્થે કલકત્તા આવવાનું સાહસ ખેડયું હતું. તળ ગુજરાત કરતાં કચ્છ અને કાઠિયાવાડના લોકોની વસ્તી અહિં ઘણી વધારે છે. ગુજરાતીઓ ખાસ કરીને ચોખાનો, કોલસાનો અને મ્હાનો વેપાર કલકત્તામાં કરે છે. કેટલાક ગુજરાતીઓ ઝવેરીનો ધંધો પણ કરે છે ખરા. તે ઉપરાંત અનેક જાતના નાના વેપાર ગુજરાતીઓ કરે છે. ગુજરાતીઓની આટલી બધી વસ્તી હોવા છતાં તેઓ કલકત્તાની રાજકીય કે સામાજિક જાહેર પ્રવૃત્તિઓમાં બિલકુલ ભાગ લેતા નથી એ ખરેખર શોચનીય છે. ગુજરાતી શ્રીમંતોને મળવાની એક જોગે કલબ છે પણ તે હાલ છેક નિર્જીવ અવસ્થામાં છે. એક ગુજરાતી યુવક મંડળ છે તે કોઇ વાર ઝબકીને જાગી ઉઠે છે ત્યારે કંઇક સામાજિક પ્રવૃત્તિ ઉત્સાહથી ચલાવે છે પણ ટૂંક મુદતમાં તેનો ઉત્સાહ શમી જાય છે. એક ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ કહાડવાની ચળવળ હાલ ચાલે છે. બાકી તે સિવાય ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ અત્યંત ખેદજનક છે. એક સાધારણ સારી છોકરાઓની હાઇસ્કૂલ અને એક કન્યાશાળા ગુજરાતીઓ સફળતાથી ચલાવે છે એટલું કબૂલ કરવું જોઇએ. "નવરોઝ" નામનું એક અઠવાડિક પત્ર એક પારસી ગૃહસ્થ ચલાવે છે પરન્તુ તે વર્તમાનપત્રની દૃષ્ટિએ તેમ જ સાહિત્યની દૃષ્ટિએ છેક નિર્માલ્ય ગણાય એવું છે. કલકત્તામાંથી નીકળતું 'નવચેતન' ગુજરાતમાં જાણીતું છે એટલે તે વિશે વધુ

લખવાની જરૂર નથી. એક ખેદકારક વાત એ છે કે ગુજરાતીઓ આટલા લાંબા સમયથી અને આટલી મોટી સંખ્યામાં કલકત્તામાં રહે છે છતાં બંગાળી લોકો સાથે હળતા મળતા નથી. તેઓ એમ કહે છે કે બંગાળીઓ સ્વભાવે અતડા અને પ્રાન્તિક લાગણીવાળા હોઇ ગુજરાતીઓ સાથે મળતા નથી. બીજી બાજુએ બંગાળી લોકોની માન્યતા એવી હોય છે કે ગુજરાતીઓ માત્ર ધન પ્રાપ્તિ માટે કલકત્તા આવે છે અને પોતાનો સ્વાર્થ સાધવા સિવાય બીજા કશાની તેમને પરવા હોતી નથી. બન્ને પક્ષની દલીલમાં કંઇક સત્ય છે ખરૂં. કલકત્તામાં ગુજરાતીઓ ઉપરાંત મારવાડી, પંજાબી તથા મદ્રાસીઓની ભારે વસ્તી છે.

કલકત્તા જોવા આવનાર મુસાફર કાલીમાતાનું મંદિર જોવાનું ક્વચિત જ ચુકે છે. જે ગામમાં કાલીમાતાનો અનહદ મહિમા છે તે ગામમાં એ માતાનું મંદિર કેવું યે ભવ્ય અને સુંદર હશે એમ અજાણ્યો માણસ ખ્યાલ બાંધે છે. પરન્તુ જ્યારે એ માતાના સાક્ષાત દર્શન કરવા જાય છે ત્યારે એ બધા ઉચ્ચ ખ્યાલો એક ક્ષણમા નષ્ટ થઈ જાય છે. કાલી માતાનુ મંદિર બહુ જ નાનું, અંધારિયું અને અસ્વચ્છ છે. તે ઉપરાંત માતાની મૂર્તિ ભયંકર અને કલાહીન છે. મંદિરના પૂજારીઓ દર્શન કરવા જનારને એટલો ત્રાસ આપે છે અને એમની પાસેથી એટલું ધન લૂંટે છે કે એ જોઇને આપણા ધર્મમંદિરની સ્થિતિ માટે ખરેખર દયા અને દુઃખની લાગણી થાય છે. ટુંકાણમા, કાલીમાતાના મંદિરમાં ઇશ્વરના દિવ્ય સ્વરૂપનું ભાન કરાવે એવું કંઈ જ નથી. શ્રદ્ધાપરાયણ ભક્તિપૂર્ણ આત્માને માતાનાં દર્શનથી સંતોષ થતો હોય તો કોણ જાણે, બાકી પામર મનુષ્ય પાપિતાથી છૂટી જગદંબાનું દિવ્ય દર્શન કરવા અથવા તેની પ્રેમમય દૃષ્ટિ અનુભવવા ત્યા જાય તો એનો ફેરો તો સમૂળગો વ્યર્થ જ જાય.

સૌદામિની ગગનવિહારી મહેતા

# અમેરિકાના પત્રો

## પત્રાંક ૧૪ મો

કેમ્બ્રીજ માસ,

તા. ૧૪-૧૦-૨૮.

[ આજે આપણા આખા દેશમાં અને ખાસ કરીને સુરત જીલ્લા તથા નવસારી પ્રાંતમાં દારૂનિષેધની પ્રવૃત્તિ જોરથી ચાલી રહી છે એવા વખતે ભાઈ નંદલાલે વર્ણન કરેલી અમેરિકાની વસ્તુસ્થિતિ વિશેષ ઉપયોગી થઈ પડશે. અમેરિકામાં દારૂનિષેધની ચળવળ લાખો સ્ત્રીઓએ ઉપાડી લીધી હતી અને ઘણાં યે વર્ષો સુધી લડત ચાલ્યા પછી દારૂનિષેધનો કાયદો પસાર થયો હતો. કોઈ પણ બાબત પર સંગીન પ્રજામત બંધાય ત્યાર પછી જ તેના અમલને ટેકો આપવા માટે તથા તેના ભંગાણને અટકાવવા માટે કાયદાની જરૂર હોય છે. આપણા દેશમા હાલની સરકારના રાજ્યકારભારમાં પ્રજામત તથા કાયદા ઘડવાને આ પ્રકારનો ગાઢો સંબંધ નથી, ઘણા યે કાયદા પ્રજામતને ઠોકરે મારીને પસાર કરવામાં આવે છે, તેથી તેવા કાયદાઓનો અમલ થતો નથી અને તેને તોડવા પડે છે. અમેરિકામાં પ્યુરીટન લોકો એટલે આત્મશુદ્ધિનો આગ્રહ ધરાવનારાનું જોર હજી નરમ પડ્યું નથી પણ એ વિશાળ દેશમાં આખા યૂરોપખંડનો કચરો વસવા માટે જાય છે, અને આ નીચવૃત્તિવાળા નવા વસાવા તથા તેમનાં કુટુંબોમાં દારૂના વ્યસન તરફ વિશેષ પ્રેમ અને આગ્રહ છે. ભાઈ નંદલાલે જે ચિતાર રજુ કર્યો છે તે માત્ર દારૂનિષેધના કાયદાનો ભંગ કેવી રીતે અને કેટલો થાય છે તે બતાવવા પુરતો છે. સાથે સાથે દારૂનિષેધને ફત્તેહમંદ કરવા માટે કેટલું ભગીરથ કામ થઈ રહ્યું છે અને નિષેધથી પ્રજાને કેટલો ફાયદો થયો છે એ ચિત્ર મૂક્યું હોય તો આખા પ્રશ્નનો પુરો સાચો ખ્યાલ આવે.

જે પ્રજામાં કે કોમમા દારૂનો વિશેષ ઉપયોગ થાય છે તેમનામાં માનસિક નબળાઈ પણ હોય છે. દાખલા તરીકે અહીંના દુબળાઓમાં માનસિક દુબળાઈ પણ હોય છે એટલે ઉપદેશ તથા સત્સંગથી દારૂ પીવાનો છોડી દીધો હોય તે છતાં પીઠામાં જાય તો રહેલાઈથી લપસી પડે. માટે દારૂની દુકાનોનું લીલામ ઓછું થવું જ જોઇએ, અને શિક્ષણ તથા ઉપદેશ ઉપરાંત કાયદાથી દારૂબંદીનો અમલ ધીમેધીમે થવો જોઇએ.

સરભણ આશ્રમ } સુમન્ત મહેતા ]

પૂજ્ય ડૉકટર સાહેબ,

આપનો પત્ર મળ્યો વાંચી આનંદ થયો. આખરે સરકાર સામેની લડતમાં લોકપક્ષનો વિજય થયો છે અને હવે 'સરદાર સાહેબે' લોકોના દુર્ગુણોની સામે લડત માંડી છે. પાટીદાર કોમના દરાવો અને દારૂતાડીનો નાશ કરવા માટે સ્થપાયેલું નવું મંડળ આ નવી લડતનો આરંભ સૂચવે છે. સરકાર સામેની લડતમાં જે આકર્ષણ રહેલું છે તે આ નવી લડતમાં નહિ હોય, તેને ટેકવવા માટે ગુજરાતના જીલ્લે જીલ્લે અને તાલુકે તાલુકે ન તો પરિષદો ભરાશે, ન તો યુવકસંઘની સભાઓ થશે, તેને માટે ન તો છાપાંઓના ખાસ અંકો પ્રગટ થશે કે ન તો સરઘસો કઢાશે છતાંય આ નવી લડત એ જૂની લડત કરતાં વધારે ફલદાયી નીવડશે, કારણ કે

એ કુંચીથી જ આપણું સ્વરાજનું દ્વાર ઉઘડવાનું છે. એ કુંચી સરકાર આપણા હાથમાં મૂકી શકે તેમ નથી, એ તો આપણા પોતાના જ હાથમાં છે. માત્ર તેના પર ચઢી ગયેલા કાટને આત્મશુદ્ધિની કાનસથી ઘસી, સાફ કરી તાળામાં બેસાડવાની છે એટલે દ્વાર આપોઆપ ખુલી જશે.

આ દેશની નિર્બળ બાજુ મેં જોઈ છે પણ અત્યાર સુધી જાણી જોઈને જ મેં તે વિષે મૌન સેવ્યું છે. એક તો પરદેશીને પ્રથમ દૃષ્ટિએ સંપૂર્ણ સત્ય નજરે જ પડતું નથી અને સપાટી પર જે નજરે પડે છે તે ઊંડાણમાં વહેતા જળનો ખ્યાલ આપી શકે તેમ નથી. પણ આ મેસાચ્યુસેટ્સ સ્ટેટમાં એક વર્ષના વસવાટ પછી એક વિષયની બાબતમાં મારા નિશ્ચયની દોરી જરા ઢીલી કરવાની મને ઈચ્છા થઈ આવી છે અને તે માત્ર એક જ હેતુથી કે આપ સૌને આપના ભગીરથ કાર્યમાં અહીંના અનુભવોનો લાભ મળે.

દારૂ, તાડી અને કેફી પીણાંઓનો ત્યાગ કરાવવાની ચળવળ આપણા દેશમાં ઘણી જૂની છે. ભૂતકાળમાં આપણો દેશ આજે છે તેટલો ઉદ્યોગપ્રધાન નહતો અને તેથી દારૂ તાડીનું આપણા કારીગર વર્ગ પર આજે છે એટલું જોર નહતું. પણ પછી તો મિલો અને કારખાનાં વધ્યાં, કારીગરો વધ્યા અને સરકારે વધતી જતી માગને પૂરી પાડવા માટે પીઠાં પણ વધાર્યાં. કેટલીક જગ્યાએ જ્યાં માગ નહતી ત્યાં પીઠે ઉઘાડી માગ પેદા કરી અને હિંદુધર્મ તેમ જ ઈસ્લામધર્મ બન્નેનો વિરોધ છતાં યે આ બદીએ પ્રજાના શરીરમાં ધીરે ધીરે પ્રવેશ કરવા માંડ્યો. મહાત્માજીએ સરકારની આ અધમ નીતિ આપના પત્રકારમાં જોઈ લીધી અને એની સામે સત્યાગ્રહી જુવાનોનો ચોકી પહેરો શરુ કર્યો. એમાં કેટલી સફળતા મળી એ તો કોઈ ભવિષ્યનો ઈતિહાસકાર નોંધશે, પણ એના ખાટા રૂપે કાળી પરજ કોમમાં 'દેવી'નો વા વાયો અને પછી 'દેવી' જેવી રીતે પ્રગટ થઈ હતી તેવી જ રીતે અંતર્ધ્યાન થઈ ગઈ

આજે જ્યારે ફરીથી એ ચળવળ આપણે શરૂ કરી છે ત્યારે દુનિયાના બીજા દેશોનો એ વિષયનો અનુભવ આપણને માર્ગદર્શક થઈ પડે તેમ છે. સાચી કે ખોટી રીતે શરાબ એ પાશ્ચાત્ય સુધારાનું એક અંગ ગણાય છે. અમેરિકાએ એ અંગનો સડો પારખ્યો અને એની સામે લડત જાહેર કરી. આખરે એ લડતનો વિજય થયો અને કાયદાની એક જ કલમથી દારૂનાં પીઠાં આ દેશમાં એકાએક બંધ થઈ ગયાં.

પણ એથી લોકોની શરાબ પીવાની ટેવ બંધ થઈ નહિ. પીનારાઓએ ઘેર બેઠે દારૂ ગાળવો શરૂ કર્યો અથવા તો ખાનગી રીતે વેચતી દુકાનોએથી બમણાં-ત્રમણાં દામ આપી પોતાની સુરાઈ જની ગુજનને બીની કરવા માંડી. આ દેશમાં જેને bootleggers કહે છે એવી એક જાત હસ્તીમાં આવી અને એમણે કેનેડા અને દરિયાપારના મુલકોમાંથી ચોરીછૂપીથી દારૂ આણવો શરૂ કરી દીધો. સરકારે આવી પ્રવૃત્તિ પર જાપ્તો મૂક્યો ત્યારે ચોરી કરનારા તો ચોરી કર્યે જ ગયા અને એમની મોટી કમાણી જોઈ મોટા મોટા મૂડીદારો એ ધંધામાં આકર્ષાયા. આ મૂડીદારોએ આવી મોટા પાયા (scale) પર એ ધંધો શરૂ કરી દીધો, કારણ કે તેમને મોટા પાયા વિનાનો ધંધો પસંદ જ હોતો નથી. એમની તાકાતથી એમણે જમાનો દોર ઢીલો કરી નાખ્યો અને આજે આ દેશમાં એવી સ્થિતિ થઈ ગઈ છે કે ભાગ્યે જ કોઈ પીનારને દારૂ વિના તરસ્યા રહેવું પડે. ખિસામાં

પૂરા પૈસા હોય તો સારો, મજેનો દારૂ ત્રણગણા દામ આપી તે ખરીદી શકે છે–સ્કૉચ વિસ્કી અને ફ્રેન્ચ શેમ્પેયન પણ એને માગે તેટલો મળી શકે છે, માત્ર ગરીબ કારીગરવર્ગને પૈસાને અભાવે દારૂને બદલે કોઈ પાંદડાંમાંથી નીચોવેલા ઝેરી રસને કે ભેળસેળ કરેલા આલ્કોહૉલને પેટમાં નાંખવો પડે છે. આની આ લોકો ઠેર ઠેર ફરિયાદ કરે છે ,અને આથી પ્રમુખપદના એક ઉમેદવાર આલ્ફ્રેડ સ્મિથે જે સ્ટેટની ઇચ્છા હોય તે સ્ટેટને ખાત્રીદાર દારૂ લોકોને માફકસર આપવાની છૂટ આપવાની જે local option ની નીતિ જાહેર કરી છે તેને તેઓ વધાવી લે છે. આ નીતિ જાહેર થયાથી અહીંનાં દારૂનિષેધક મંડળો અર્લ સ્મિથની સામે છેડાઇ પડયાં છે અને ખાસ કરીને સ્ત્રીઓએ તેની સામે મોરચો માંડયો છે. તેઓ હાલની નીતિમાં જરા યે ઢીલઢાલ મૂકવાનું પસંદ કરતી નથી, કારણ કે ગયેલાં પીઠાં કોઇ પણ સ્વરૂપમાં તે જોવા ઇચ્છતી નથી. અર્લ સ્મિથ પ્રામાણિકપણે એમ માને છે કે સરકારની હાલની નીતિથી Bootleggers–હરામખોરો–લાભ ઉઠાવે છે, માટે એમનો એ ધંધો તોડી પાડવા તેણે આ વચલો માર્ગ બતાવ્યો છે. સાધારણ રીતે Republicans અને Democrats ના મૂળભૂત સિદ્ધાંતો વચ્ચે બહુ જ ઓછું અંતર છે; બન્ને લોકપક્ષના હોવાનો દાવો કરે છે અને તે સત્ય છે. બન્ને કારીગર વર્ગ અને ખેડૂતવર્ગની ઉન્નતિ સાધવાનું બીડું ઝડપે છે, અને તે યોગ્ય છે; બન્ને સ્ત્રીઓની દશા સુધારવાનું પણ લે છે, કારણકે મતદારોમાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ છે અને એમ મનાય છે કે પુરુષોના મત પર, સ્ત્રીઓનો કાબુ વિશેષ છે. આથી આ દારૂનિષેધનું ૧૮મું પોઇન્ટ વિશિષ્ટ મતભેદનો વિષય થઈ પડયું છે અને અહીં ઘણી જગ્યાએ મિ. હુવરના અનુયાયીઓ હાથમાં દારૂનો પ્યાલો છતાં અર્લ સ્મિથ "દારૂના પીઠાની તરફેણમાં" છે માટે એને મત નહિ આપીએ એમ જાહેર કરે છે. એક પેપરવાળાએ તો એમ લખી માર્યું કે અર્લ સ્મિથ એના એક ભાષણ વેળા દારૂના ઘેનમાં એટલો ચકચૂર બની ગયો હતો કે એની જીભ લથડી ગઇ અને એને દોરીને હૉલની બહાર લઇ જવો પડયો ! આ માત્ર એક જુઠાણું જ હતું અને અર્લ સ્મિથે બીજે જ દિવસે તેનો મ્હોંતોડ જવાબ આપ્યો, છતાં આ વિષય પરની લોકોની મૃદુ લાગણીઓને ઉશ્કેરવાના પ્રયાસો ચાલુ જ છે અને પ્રોટેસ્ટન્ટ પાદરીઓ અને પાદરિયાણીઓ પણ, રખેને અર્લ સ્મિથ ચૂંટાઇ જાય એ બ્હીકથી, પોતાનાં નામ મતદારોની યાદીમાં રજીષ્ટર કરાવવા લાગ્યા છે.

અહીંના બોસ્ટન શહેરની ૭ લાખની વસ્તિમાં ૨ લાખ ને ૭૫ હજાર મતદારોએ આજ દિન સુધીમાં પોતાનાં નામ રજીષ્ટર કરાવ્યાં છે અને હજુ નોંધાવ્યે જાય છે. કારણ કે બન્ને પક્ષો તરફથી માણસો ઘેરેઘેર ફરી મતદારોને સીટી હૉલમાં લઇ જાય છે. અહીંના વિદ્યાર્થીઓ પણ હુવર કે અર્લ સ્મિથની 'પિનો' ઘાલી ફરે છે અને મોટરો પણ એ નામનું પાટિયું લગાવી દોડાદોડ કરે છે. આપણા દેશમાં વિદ્યાર્થીઓ માટે રાજકીય વિષય નિષિદ્ધ મનાય છે ત્યારે અહીંઆ ખુદ કૉલેજના પ્રિન્સિપાલો જ Vote for the Engineer as President, Enroll your name as a worker, એવી મોટી જાહેરાતો કૉલેજનાં પાટિયાં પર ચોઢે છે અને વિદ્યાર્થીઓને–active part–સક્રિય ભાગ લેવા પ્રેરે છે. ટૂંકામાં, આજે એ ચૂંટણીની ધમાલ ખૂબ જ ચાલી રહી છે અને સીનેમામાં કે રેડીઓમાં, છાપાઓમાં કે ચિત્રોમાં અર્લ સ્મિથ અને હુવર દંપતિનાં જ ચિત્રો અને ભાષણો

સરકાર તેમની સાથે ભળે અને તેમને દારૂ ગાળવાની અને વેચવાની પરવાનગી (license) આપે એથી તેમનો પ્રજા સામેનો ગુન્હો મટી જતો નથી. તેમને સમજાવવા અને લોકોને સમજાવવા ( કારણ કે સરકારને તો આ બાબતમાં સમજાવી શકાય તેમ જ નથી ) એ બન્ને કામ કરવાનાં છે અને પીનારાઓ પ્રતિજ્ઞા લઈ ખાનગી મેળે કે ઘર મેળે પીતા ન થઈ જાય એ સમાલવાનું છે. " માત્ર કાયદાની એક કલમથી આપણે આ બધું અટકાવી શકીશું અને નાહક ગાંધીજી આ દારૂનિષેધની અને આત્મશુદ્ધિની વાત લઇ બેઠા છે " એમ માનનારાઓને માટે જ હું અનિચ્છા છતાં યે આ દેશનો ચિતાર આપવા પ્રેરાયો છું અને તેઓની જો ખાત્રી થાય કે કાયદો બીચારો લોકમત વિના અપંગ છે અને દારૂનિષેધની કે સંમતિવયની કે એવી બીજી કોઇ પણ બાબતમાં લોકમતના પીઠબળ વિના કંઇ પણ પ્રગતિ સાધી શકાય તેમ નથી અને તે માટે લોકમતને કેળવવો એ જ એક સાચો ઉપાય છે તો મારો આ પ્રયાસ હું સફળ થયો સમજીશ. જેમની હજી એ બાબતમાં ખાત્રી ન થઇ હોય તેમને આ દેશમાં મોકલી આપવા હું આપને વિનંતિ કરૂં છું.

માટે આ દારૂનિષેધનું કે બાળલગ્નનું કે બીજા કુરિવાજો દૂર કરવાનું આપે જે કામ ઉપાડ્યું છે તે મારે મન તો આપણી સ્વરાજની કટાઇ ગયેલી કુંચીનો કાટ ઉતારવાનું જ કામ છે અને જો બારડોલીનું જોઇ આપણા દેશના બીજા તાલુકાઓ એમ કાટ ઉતારવા લાગી જશે તો સ્વરાજ દૂર નથી, હાથમાં જ છે.

બાકી કાટ તો કયાં નથી ? દરેક દેશમાં થોડો ઘણો કાટ છે. પણ ચાલુ વપરાશની કુંચીઓને એ કાટ નડતો નથી, ઘણા વર્ષની નહિ વપરાયેલી જુની કુંચીઓને જ તે નડે છે અને તે દૂર કર્યા વિના કળ બેસે તેમ નથી.

આપ સૌના કાર્યની ધીરી પણ અતિ પરિણામજનક પ્રગતિને શ્રદ્ધાથી નિરખનાર

લે. નંદલાલના પ્રણામ.

# બારડોલીનો પત્ર

ભાઇશ્રી,

માસિક પણ માસિક પત્ર કહેવાય છે, છતાં માસિકમાં બધું પત્રરૂપે લખાય એમ તો કોઇએ નહિ જ ધાર્યું હોય. 'પ્રસ્થાન'માં અમેરિકાના પત્રો આવે છે, જર્મનીનો આ વખતે આવ્યો, બારડોલીના પત્રો આ પહેલાં આવી ગયા છે છતાં બારડોલીની હકીકત હું આ પત્રરૂપે લખું છું તેનું એક જ કારણ છે કે કેટલીક હકીકતને પત્રરૂપ જ વધારે અનુકૂળ છે. હું બારડોલી સંબંધી સંપૂર્ણ અભ્યાસ કરીને આ લખતો નથી, હજી મને જે છૂટક છૂટક વિચારો આવ્યા તેજ લખું છું; જેના પર મારી અંગત લાગણીઓનો રંગ લાગેલો હોય,. જે કાંઈ જોયું હોય તે મારા દૃષ્ટિબિન્દુથી જ જોયેલું હોય, અને છૂટા છવાયા વિચારો હોય તેને પત્રરૂપ જ વધારે અનુકૂળ છે માટે એમ લખું છું.

બારડોલી તપાસ સમિતિને અંગે ચાલતા કામમાં સૌથી વધારે ધ્યાન ખેંચે એવું તો

એ લાગ્યુ કે આપણા દેશમા ખેતી કરનારને ચોખ્ખો નફો કે ચોખ્ખી ઉપજ રહેતી જ નથી 'નવજીવન'મા આ સબધી આકડા આવેલા છે તે ઉપરથી એ સમજાય તેમ છે તે હિસાબ કરવાની રીત પણ શાસ્ત્રીય છે હું ધારું છુ દરેક ગામે અને દરેક ખેડુતે આ રીતે હિસાબ કરી જોવો જોઇએ પ્રથમ આખા ગામમા કુલ કેટલા હળો છે તેની સખ્યા કાઢવી પછી એ હળ જે જે જમીન ખેડે છે તેનો કુલ સરવાળો કાઢી હળે ભાગી સરેરાશ કાઢવી એટલી જમીન દર હળને ખેડવાની મળે છે એવો અર્થ થયો પછી એ જ રીતે હિસાબ કરતા તે જ જમીનમા કેટલામા કયારી, કેટલામા કપાસ કે જુવાર કે બીજુ શું થાય છે તેનો હિસાબ કરવો અને તેની ઉપજ કાઢવી બીજી બાજુ ખાતર, બળદ, બળદનો ઘસારો, તેની કિંમતનુ વ્યાજ, ખેતીના સાધનો તેનો ઘસારો તેનું સમરામણ તેનું વ્યાજ, ખેતીની મજૂરી એ બધાને ખેતીનું ખરચ ગણવુ એ ખર્ચ ખેતીની પેદાશ કરતા હમેશા વધારે થાય છે ખેડુતને ફાયદો માત્ર એટલો કે પોતાને ઘેર બેઠા પોતાની મિલકત ઉપર પ્રતિષ્ઠા સાથે મજૂરી કરવાનુ મળી રહે છે ઘરના માણસો મજૂરી કરે, ઘરની ભેંશોનું છાણ વગેરે, ખાતરમા કામ આવે એટલે તેનો નિભાવ ચાલે છે પણ લગભગ દરેકને માથે દેવુ છે, દેવા વધતા જાય છે, અને આફ્રિકાની કમાણીથી એ દેવા ભળાય છે આ પ્રમાણે ખેતીમા ખોટ હોવા છતા લોકો તેને વળગી રહે છે, અને જમીનદારની જ પ્રતિષ્ઠા હોવાથી આફ્રિકાની કમાણીથી પાછી જમીન ગાંડી ઘેલી કિંમતે વેચાતી લેવાય છે બહારથી જોનારને એમ જ લાગે કે જમીન માટે આટઆટલી કિંમત અપાય છે માટે જમીનમા નફો ઘણો હોવો જોઈએ, અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે નફો ન હોય તો કોઇ જમીન ન લે, પણ સસાર બધો અર્થશાસ્ત્ર પ્રમાણે કે કોઇ પણ શાસ્ત્ર પ્રમાણે નથી ચાલતો જમીનદારની પ્રતિષ્ઠા છે અને તે સકારણ છે મિલમજૂરી જેવી મજૂરી, કે નોકરી કરનારની સ્ત્રી વિધવા થાય ત્યારે તેને પારકી મજૂરી કરવી પડે જમીનદારની સ્ત્રી પોતાની જમીન ઉપર મજૂરી કરી ખાય તે વધારે પ્રતિષ્ઠિત છે

હજી પ્રશ્ન તો રહે છે જ અહીંના લોકો ખેતીની ખોટ આફ્રિકાથી પૂરી કરે છે પણ બીજે શુ થતુ હશે ? જો ખેતીમા ખોટ જ હોય તો ખેડુત પોતાનો ચાલુ નિર્વાહ કેવી રીતે કરે છે ? જવાબ એ છે, અને છે તદ્દન ખરો સાચો છે, કે દેવુ કરીને પણ એ રીતે ખેડુત શા માટે દેવુ કરીને ખેતી જ કરે છે ? કારણ કે તેને બીજો ધધો નથી, તેણે કંઇ પણ ધધો કરવો જ જોઇએ, વશપરપરાથી તે આ જ ધધો કરે છે, અને ધધો કરે તો તેને ધીરનાર પણ મળી શકે પણ તેને ખોટ જ આવતી હોય તો તેને ધીરનાર કેમ મળી રહે છે ? ધીરનાર પણ શુ કરે ? તેના પૈસા ખેડુતોમા જ પથરાયા હોય, તે ધીરતો રહે તો જ વ્યાજ આવે, તેને જ્યા સુધી પૈસા પાછા મળવાની જરા પણ આશા હોય ત્યા સુધી ધીર્યા કરે, અને ધીરધારની અનિશ્ચિતતાનો દોષ તે વ્યાજમા કાઢે જેમ ખેડુત ખેતી સાથે ભેંશ રાખે અને બન્ને ધધા પરસ્પર પોષાય તેમ ધીરનાર ધીરધાર સાથે કપાસ વગેરેનો વેપાર કરે, ખેતીનુ ઉત્પન્ન ઘી વગેરે પોતાના ઘરાકો પાસેથી ઓછે ભાવે ખરીદે, અને વેપાર કરે, પાછો પોતાના ઘરાકોને જ માલ વેચે, તેમા તેનું કામ ચાલ્યા કરે આવી રીતે ખેતી, પશુપાલન, ધીરધાર, અને વેપાર બધુ અંદર અંદર ગૂચાયા કરે, એકાદ વાર કપાસનો સારો ભાવ આવી જાય તો વળી ખેડુત અને ધીરનાર થોડી વાર ઊંચા આવે, નહિતર તો બધાને ભૂખમરાની ખાઈ ઉપર, જીવનની કગારને તોછડે રસ્તે જ ચાલવાનું જરા ધક્કો લાગે તો નીચે

ખાધમાં. તેમાં પણ ખેડુત અભણ, અને ધીરનાર કાબેલ, તે ખેડુતને, કરોળિયો માખીની આસપાસ જાળ બાંધી તેને ગૂંચવે, તેવી રીતે હિસાબના ગોટાળામાં ગૂંચવતો જ રહે, કરોળિયાની પેઠે વચમાં વચમાં ચૂસતો રહે, ફેર માત્ર એટલો કે ખેડુત તદ્દન મરી ન જાય એટલી સાવચેતી રાખે. એવા અનેક દાખલા જોવામાં આવે છે કે શાહુકારો પ્રથમ ખેડુતને જમીન લેવા લલચાવે, તેને, નાણાં ધીરી જમીન લેવરાવે પછી તે દેવાની આડમાં એ જ જમીન પોતાના નામ પર કરી લઇ ખેડુતને ગણોતે આપે અને વ્યાજ જેટલી રકમનું ગણોત ઠરાવે. આ ગણોત ખેડુત ભરી શકે નહિ એટલે તેના પર દેવું વધતું જાય અને ખેડુતની બીજી જમીન હોય તે પણ શાહુકારને ત્યાં પાછી વેચાય. સને ૧૯૨૨-૨૩ માં કપાસના ભાવ ઘણા વધી ગયા તેથી ઘણા ખેડુતો આવી રીતે જમીન લેવા લલચાયા, અને અત્યારે તે બધા ઘરની જમીન પણ ખોઈ બેઠા છે. રૂના ભાવથી તત્કાળ ઘણાને ફાયદો થયો પણ એકંદર આ અભણ ખેડુતોને તેથી નુકશાન જ થયું છે. કપાસના ભાવો એકલા ગુજરાતના જ કે હિન્દના જ રૂ પર આધાર રાખતા નથી પણ પરદેશના રૂ પર આધાર રાખે છે, એ સમજવા જેટલી આપણા ખેડુતને બુદ્ધિ કે માહીતી હોતી નથી. કપાસના ભાવ ઘણા સારા હોય ત્યારે પણ તેનો લાભ ખેડુત ઓછામાં ઓછો લઈ શકે છે, અને બીજાને કપાસથી પૈસાદાર થતા જોઈ તે જ્યારે નવી જમીન લે છે કે કપાસ વાવે છે ત્યારે તેને નુકસાન જ જાય છે. કપાસના સારા ભાવ વખતે અનેક ખેડુતોએ મોટા ગણોતના લાંબી મુદ્દતના પટ્ટા કરી જમીન લીધી, અથવા મોટી કિંમત આપીને જમીન ખરીદી તે સર્વે અત્યારે પાયમાલ થયા છે. ગુજરાતની ખેતીને આ ત્રીસીમાં બેવડો માર વાગ્યો છે. પહેલાં સારી જમીનમાં ગુજરાતમાં શેરડી થતી પણ જ્યારથી રેલવેને લીધે દક્ષિણનો ગોળ અહીં આવવા લાગ્યો ત્યારથી દેશી ગોળ પોસાવો બંધ થયો. શેરડી અત્યારે ઘણી ખરી ખાવાના ઉપયોગની જ થાય છે. શેરડીને બદલે આપણો ખેડુત કોઇ બીજું તુલ્ય ઉત્પન્ન કરી શકયો નહિ. ૫૬ ના દુકાળ પછી કુવાનાં પાણી ઊંડા ગયાં. ખેડુતે ભાવ દેખી કપાસ વધારે વાવ્યો તેમાં ભાવની ચડ-ઉતર બન્નેનો ગેરફાયદો જ માત્ર તેને મળ્યો. અને કપાસને લીધે તેને અને તેના બળદને ખોરાકને માટે જુવાર વગેરે જે કાંઇ થતું તે બંધ થયું. આવી રીતે ખેતી, જે એક જ ધંધો આપણા દેશમાં ખરેખરો ઉત્પાદક છે, અને જેના ઉપર જ બધા દેશની આબાદીનો આધાર છે તે અતિ દીન અવસ્થામાં છે.

આની આ સ્થિતિ જો કાયમ રહે તો ખેડુતોની જમીન શાહુકારોના હાથમાં છેવટ જવાની. ખેડુતોમાંથી ચઢી શકે તેટલા બીજી મજુરીએ ચઢી જવાના અર્થાત્ વસ્તી શહેર તરફ ખેંચાવાની. જેઓ ખેતી સિવાય બીજું નહિ કરી શકે તેઓ શાહુકારોની જમીન ગણોતે રાખશે, શાહુકાર ગણોતના હિસાબમાં ખેડુતને દેવાદાર કરી નાંખવાનો, તેથી ખેડુતને ખેતીમાં રસ નહિ રહે, તે આળસુ કામનો ચોર અને અવિચારી બનવાનો, અને ખેતી બગડવાની. અને આ સ્થિતિ બારડોલીમાં ઘણાં ગામોમાં છે; ગુજરાતનાં ઘણાં ગામોમાં છે.

પણ સમાજમાં બધાં બળો એક જ દિશામાં કામ કરતાં નથી. તેની વિરુદ્ધનાં બળો પણ છે. વધારે બુદ્ધિથી, વધારે સારા અવેરથી કરકસરથી ખેતી કરનારો વર્ગ પણ છે. શાહુકારની ખેતી કદી સારી નહિ થવાની અને આમની ખેતી સરખામણીમાં સારી રહેવાની. પરિણામે જમીન સાચા ખેડુત પાસે જ આવવાની. આ જાતનું વલણ પણ સ્પષ્ટ દેખાય છે. અહીંના શાહુકારો અને અનાવિલ ગૃહસ્થો જેઓ જાતે ખેતી કરતા નથી પણ દુબળા કે

નોકરો રાખી કરાવે છે, જેમના ઘરના માણુસો ખેતરનું કામ કરી શકતા નથી, જેમની રહેણુ કરણી ખરચાળ છે, તેમને જતે દહાડે જમીન વેચવી પડશે અને તેમની જમીન ખરા ખેડુતોના હાથમા આવશે આમ સમાજમા એક સારી અને બીજી ખરાબ બન્ને દિશાએ બળો કામ કરે છે તેમા સારા બળોને ઉત્તેજન આપવુ એ આપણુ કામ છે.

આનો ઉપાય શાહુકારને સારા થવાની શિખામણ આપવી એ નથી, પણ ખેડુતને ભણાવવો, તે શાહુકારની જાળમા ન સપડાય તેમ કરવું, તે ઉપજ ખરચનો હિસાબ સમજે અને ખેતીમા કરકસર કરતા શીખે એમ કરવુ એ છે. ખેડુતો વધારે શાસ્ત્રીય પદ્ધતિથી ખેતીનો અભ્યાસ કરશે, તો જ આ સ્થિતિમાથી બચશે ખેડુતોના હિત સાચવવા માટે ખેડુતોથી જ ચાલતા મંડળો થવા જોઇએ અને અનુભવી અને વિચારશીલ માણસોથી તે ચાલવા જોઇએ. લોકલબોર્ડમા કે ડિસ્ટ્રિક્ટ બોર્ડમા ચૂંટાઈ જવા આવા મડળોને પોતાનુ યંત્ર બનાવવાના લોભથી પર રહે તેવા માણુસોએ આમા કામ કરવું જોઇએ. અને તેવા માણસો મળી રહે તો કરવાનું ઘણુ છે. સરકારના દફતરો જ ઘણીવાર ખોટા હોય છે અને તે ઉપર આધાર રાખી સરકાર પછી આકડા ભેગા કરે છે અને તે ઉપર સેટલમેન્ટો થાય છે. સર્વેની અને રેવન્યૂની ક્રિયાદોમા કઈક ગોટાળા ચાલે છે તેવી સાર્વત્રિક ફરિયાદ છે. ખેતીનુ અને રેવન્યૂના કાયદાનુ—ખરી રીતે રેવન્યૂનો કાયદો જ નથી પણ રેવન્યૂના સાહિત્યનું—સર્વ જ્ઞાન ધરાવે તેવા લોકપક્ષના સલાહકારો વડે આ મડળ ચાલવું જોઇએ લોકોની છૂટી જમીનને એકત્રિત કરવાનું બિલ નથી આવ્યુ અને કદાચ ફરી આવતા પસાર ન થાય પણ એ જાતનું કામ ખેડુતોએ અંદર અંદર સમજીને કરવુ જોઇએ. આ સઘળુ મડળો મારફત જ થઈ શકે.

પૂ. ગાધીજી જે હૃદયપલટો થવાની જરૂર કહે છે તે ગામડામાં પણ થવાની જરૂર છે. માત્ર ફીસના સવાલથી અહીં અટકવાનુ નથી ધારો કે આપણી વાત માનીને સરકાર બધી ફીસ માફ કરી દે તો પણ જો ખેડુતો અભણુ હશે, તેમના ખરચો અવિચારી હશે તો તેમની સ્થિતિ સુધરવાની નથી માત્ર નાતજાતમા પ્રતિષ્ઠા વધારવા મોટા ઘરો કરાવવા, છોકરા છોકરીના લગ્ન પ્રસગે કરજે કાઢીને પણ ખરચ કરી વાહવા કહેવરાવવી, અને છોકરાને ખવરાવવામા અને ભણાવવામા કરકસર કરવી એ રીતે ખેડુત કદી ઊચો નહિ આવે તેની જીવનની દૃષ્ટિ જ ફરી જવાની જરૂર છે. પૈસો એ ધ્યેય નથી. ફીસ ઓછી થઇને કે કોઇ પણ બીજી રીતે પૈસો બચ્યા પછી મુખ્ય પ્રશ્ન તે કેવી રીતે ખરચાય છે એ છે, અને તેમા મોટા સુધારાની જરૂર છે આ સુધારણાનુ કામ વધારે અઘરૂ છે પૈસો પેદા કરવાની કે બચાવવાની તો દરેકમા ઇચ્છા હોય છે, પણ તેને અમુક રસ્તે ખરચાવવાની તો વૃત્તિ જ નથી પેદા કરવાની છે. માણસનુ બન્ને ભાગે એક ઉપર ધ્યાન હોય છે, બીજા ઉપર નથી હોતુ

દરમિયાન ગામડા તો પૈસાનો એક જ ઉપયોગ જાણે છે—શહેરના જેવા મોજશોખો માણવાનો. ગામડાના લોકો ઘરો શહેરના જેવા કરે છે, ચાહ, કોફી, કોકો, સ્ટવ રકાબી પ્યાલા વગેરે સાધનો સ્ટેશનથી વીસ વીસ માઇલ સુધી અંદર પેઠેલા છે દૂરના દૂર ગામમા પણ કાંડા ઘડિયાળ, માથામા તેલ, અને ફાઉન્ટન પેન પેઠેલા છે... ..

આ લખતા લખતા પણ મને વિચાર થાય છે કે ગામડાનો માણસ આવી ચીજો વાપરે તે મારી કે કોઈની નજરે શા માટે ચડવી જોઇએ ? શહેરના માણસને ગામડાના

માણુસ કરતાં આ ચીજો વાપરવાનો શો વધારે હક છે ? શહેરનો માણસ વાપરે તો ગામડાનો કેમ ન વાપરે ?

મારે અહીં કહેવાનું એ છે કે બન્ને જગાએ નહિ જોઈતી ચીજો વાપરવી એ મૂર્ખતા છે. કોઈ પણ ચીજ ઉપયોગ વિના માત્ર દેખાવને માટે વાપરવી એ મૂર્ખતા છે. પણ શહેરમાં આવી ચીજો કોઇક સ્થળે પણ સાર્થક હોય છે, ગામડામાં તો તે નિરર્થક, દેખાદેખી, વધારે ઉતરતા પ્રકારની, હલકી રસવૃત્તિની, અને વધારે ખર્ચાળ હોય છે. હમણાં વાલોડમાં ત્રણ ચાર લગ્નો હતાં. લગભગ દરેક લગ્નમાં બૅન્ડવાળા આવેલા હતા. ગામમાં નાનામાં નાની ચીજ કે વાત પણ ગામની પૉલીટીક્સમાં ગૂંચાય છે તેમ બૅન્ડવાળા લાવવા કે ન લાવવા તે ઉપર ગામમાં પુષ્કળ ખટપટ ચાલેલી હતી. અને છેવટે બમણા ખરચે હિંદુ બૅન્ડવાળા આવેલા હતા—કદાચ સુરતના મુસલમાન બહિષ્કારનું એ પરિણામ હશે—તે ભૂંડું ભૂખ જેવું વગાડતા હતા. તેને બદલે જૂના રિવાજ પ્રમાણે જે સરણાઈ અને નગારાં વાગતાં હતાં તે ઘણાં જ ઉત્કૃષ્ટ પ્રકારનાં, મંગળ અને અભિજાત લાગતાં હતાં. પણ આપણો સમાજ અત્યારે કલા કે સૌંદર્ય પારખી શકતો નથી, તેથી પોતાની ખરી કલા ગુમાવતો જાય છે અને પારકાનું અનુકરણ કરી જીવન બગાડે છે. શહેરની વસ્તી જેમ ઈંગ્લંડનો ઉતરેલો માલ વાપરે છે, ઇંગ્લંડની ઉતરેલી ફેશનો ભોગવે છે, તેમ ગામડાની વસ્તી શહેરની ઉતરેલી ફેશનોનું અનુકરણ કરે છે. શહેરની વસ્તી હવે જ્યારે એલ્યુમિનમને ધિક્કારી પાછી તાંબા-પીતળનાં વાસણ પર આવી છે ત્યારે ગામડામાં ઘી તાવવાની તાવણી અને હાંલ્લાં પણ એલ્યુમિનમનાં આવવા માંડયાં છે. આ ઠામ તરત ચીકટાય છે, તેને ધોવા એકદમ પડે છે, અને બેડોળ થાય છે છતાં અત્યારે તો વપરાય છે. વળી આ પતરાં તો ગામમાં કેર જ કરે છે. દેશી નળિયાંની હારોવાળાં છાપરાં કેટલાં સુંદર દેખાય છે ! તેથી ઘરની અંદર કેટલી ઠંડી રહે છે ! તેને બદલે લોકો પતરાં જ વાપરે છે. તેમાં પણ આ રેલસંકટ પછી તો ગુજરાત આખું લગભગ પતરાંનાં છાપરાંવાળું થયું છે. ઘરની અંદર બેસાય નહિ, બેસાય તો જરા પણ સ્વસ્થ ન રહી શકાય એટલો તાપ તેથી પડે છે પણ લોકો પતરાં જ વાપરે છે !

આપણે આ રીતે આપણી રહેણીકરણી બદલાવીએ છીએ તેથી આપણા ધંધા એક પછી એક નષ્ટ થાય છે તેનો કોઇને વિચાર પણ આવતો નથી. ઘરમાં દાણા ભરવાને આપણે ઘાસલેટના ટિનના ડબા વાપરવા માંડયા. તે તો ઠીક કે ડબા ઉપયોગમાં આવ્યા. પણ દાણા ભરવાની માટીની કોઠીઓને બદલે લોઢાનાં પીપો તો કોઇ રીતે સારાં નથી. બારડોલી તપાસ સમિતિમાં કુંભારો કેમ પોતાનો ધંધો છોડતા જાય છે તે પ્રશ્ન સહેજ ચર્ચાતાં મિ. મૅક્સવેલે કહ્યું કે પીપો તો દાણાને માટે સારાં પણ નથી કારણ કે માટીનાં વાસણોમાં હવાની આવજા રહે તે પતરાંમાં ન રહે. વળી પીપ ગરમ થઇ જાય તેથી દાણો પણ સડે. પણ આપણે વિચાર નથી કરવો. પતરાં કેમ વાપરો છો એમ પૂછતાં એક જ જવાબ મળે છે ' વાંદરાંનો ઉપદ્રવ ' ! પતરાંથી કુંભારોનો ધંધો ભાંગી પડ્યો છે, ઘણા સુતારો થયા છે, અને તે કામ પણ ન મળવાથી પરદેશમાં કે શહેરોમાં ગયા છે. કુંભારની રોજી ભાંગે અને તેમને દેશ છોડવો પડે તે હક્ક, પણ વાંદરાંને ગામ ન છોડાવાય, કુંભારો ભૂખ્યા મરે તે હક્ક પણ વાંદરાંને ખવરાવવું જોઇએ ! એ આપણો ધરમ !

આવી જ ધરમ ઘેલછાને લીધે આપણામાંથી બળદ બનાવવાનો ધંધો નષ્ટ થયો છે

ગુજરાતના બીજા ભાગના લોકોને તે પચતો નથી, તે સ્વાદમાં પણ સારો નથી એવી ફરિયાદ છે. સવારે તે ભાત અને કઢી, અને સાંજે જુવારના રોટલા એ અહીંનો સામાન્ય ખોરાક છે. તે કરતાં તો લોકો બળદને ઘી તેલ ગોળ વગેરે કદાચ વધારે સારું ખવરાવતા હશે. કાળીપરજના લોકો તો આથી પણ હલકો ખોરાક ખાઇને રહે છે. તેઓ ભાત કે જુવારની માત્ર મીઠું નાંખેલી પાતળી રાબડી ખાય છે. કાળીપરજના એક માણસ સાથે વાત કરતાં તે કહેતો હતો કે તેની બૈરી છાની રીતે ભાત કરીને ખાઇ જતી હતી માટે તેણે તેને કાઢી મૂકી.—તેમને મન આખા ભાત કે જુવારના રોટલા એ તો પકવાન સમાન છે ! પણ આ કાળી કે રાનીપરજ વિશે હું જુદા પત્રમાં લખવાનો છું. અસહકારનાં બીજો પૂરેપૂરાં ઊગી નીકળ્યાં અહીં ગણાય. મહાત્માજીનો રેંટિયાનો સંદેશો અહીં ઝીલાયો છે અને તેની અસર અહીં બરાબર સમજાય છે. તે પ્રજામાં અદ્દ્ભુત જાગૃતિ આવી છે.

આનો અર્થ એવો નથી કે ઉજળી પરજમા જાગૃતિ નથી. જો કે ગોલ્ડસ્મિથે કહેલું હું કંઈક માનું છું કે સુધારો ઉત્તમ ગણાતા વર્ગોથી નહિ પણ તેથી ઉતરતા લોકોમાંથી પ્રસરે છે. રાનીપરજ જેટલે મોટે પગલે સુધારા કરે છે તેટલે પગલે પાટીદારો નથી કરતા અને પાટીદારો કરે છે તેટલે પગલે અનાવલા નથી કરતા. પાટીદારોએ પણ પોતાની નાતમાં ઘણા સુધારા દાખલ કર્યા છે તે ડૉ. સુમન્ત મહેતાના લેખોમાં આવી ગયું છે. પણ જે ખરી જાગૃતિ તે તો હવે પછીના જમાનામાં દેખાશે. નાના બાળકો ઉપર આની અદ્દ્ભુત અસર થાય છે. અમારી મોટર નીકળે ત્યારે રસ્તા પર સરલ ઉત્સુકતાથી ઊભેલાં છોકરાં **वन्दे मातरम्** ઝીલે છે અથવા ઝીલાવે છે, ત્યારે મને યાદ આવે છે કે હું બી. એ. કલાસમાં હતો ત્યારે એક વિદ્યાર્થીએ પોતાની નોટબુક પર એ શબ્દો લખ્યા માટે પ્રોફેસરે તેને ઠપકો આપેલો હતો. એટલે દૂર પણ શા માટે, થોડા માસ પર ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓ પોતાના વાર્ષિક ઉત્સવમા એ ગાઈ નહોતા શક્યા ! અને બારડોલીમાં બીજા પ્રાન્તો કરતાં કેટલાક ખાસ ફાયદા છે. અહીં સ્ત્રીઓએ જરા પણ આડંબર વિના સ્વતંત્રતા લીધી છે. અને આ પ્રાન્તમાં પહેલેથી જ કેટલાક સામાજિક સદ્દ્ગુણો છે. ચોરી વગેરે ગુન્હાઓ બારડોલીમાં આજ સુધી કદી થયા જ નથી. માણસોના વર્તનમાં એક પ્રકારની સરલતા દેખાય છે જે ગુજરાતમાં મેં બીજે નથી જોઇ. અને અહીંના કેટલાક કાર્યકર્તાઓમાં સત્યાગ્રહે પૂરેલો ઉત્સાહ હમેશને માટે રહેશે એમ સ્પષ્ટ દેખાય છે. અહીંના કેટલાય કાર્યકર્તાઓ, બહારના તેમ જ સ્થાનિક, સ્ત્રીઓ તેમ જ પુરુષો, કેવળ નિ:સ્વાર્થ રીતે આ સર્વ કામ જાણે પોતાના ઘરનો ઉત્સવ હોય એવા ઉત્સાહથી કરે છે. પ્રજા જાણે આજ સુધી નહિ લીધેલો એવો, કોઇ નવા ઉત્સાહનો અનુભવ લે છે. એક નવી જ વૃત્તિ અને દૃષ્ટિવાળો વર્ગ ઉત્પન્ન થાય છે, સામાજિક કામને માટે આદર ઉત્પન્ન થયો છે, અને નવા જમાના ઉપર તેની સચોટ અસર થશે એવી મને આશા રહે છે. ખરૂં પૂછો તો નવા જમાના પર થશે એમ કહેવું એ પણ એક મંદ આશા છે. આ જમાનો જ હજી આગળ ચાલી ઘણું કામ કરશે.

રામનારાયણ વિ. પાઠક

તા. ક. હવે બારડોલી તપાસ સમિતિ નાતાલની રજાઓ પાળશે. સમિતિના રેવન્યૂ સભ્ય મિ. મૅક્સવેલ, તહેવારના થોડા દિવસો ડાંગના જંગલમાં ગાળશે. તેઓ માંખીઓના ખાસ અભ્યાસી છે અને એ જંગલમાં ઘણી જાતની માંખીઓ થાય છે માટે તેઓ ત્યાં જશે. અંગ્રેજ લોકોની વિદ્યાપ્રિયતાને માટે જેટલું માન ન થાય તેટલું ઓછું ! રા. વિ.

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું
તંત્રી ]

## બારડોલી અને કાશી

હાલમાં હિંદુ ધર્માચારમાં જબરા ફેરફારો થાય છે ન્યાતનું બંધન ઢીલું પડી ગયું છે, ચાતુર્વર્ણ્ય જન્મસિદ્ધ હોઇ તે ઉપરાંત કર્મસિદ્ધ છે એવું થોડા વગદાર લોકો માનતા થયા છે અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરવા માટે ખૂબ આગ્રહ થવા માંડ્યો છે, ઘણી ન્યાતોમાં વિધવાવિવાહની સંખ્યા વધતી જાય છે, કન્યાઓ ૧૪-૧૬-૧૮-૨૦ વર્ષ સુધી કુંવારી રહે છે, ભ્રષ્ટ થએલા હિંદુઓ અને પરધર્મી મુસલમાન, ખ્રીસ્તીઓને હિંદુ ધર્મમાં દાખલ કરાય છે, એક બે જગતગુરુ કહેવાતા શંકરાચાર્યો સુધારાના પક્ષમાં ભળી ગયા છે અને વેદ, શ્રુતિ, સ્મૃતિઓ અને પુરાણોને પ્રમાણરૂપ ગણવા વિષે શંકા ઉઠાવવામાં આવે છે તેથી સમસ્ત હિંદના બ્રાહ્મણોનું એક સંમેલન કાશીમાં ભેગું થયું હતું અને આઠ દિવસ સુધી શાસ્ત્રાર્થ કરીને કેટલાક મહત્ત્વના ઠરાવો પસાર કર્યા હતા

ગયા અંકમાં બારડોલીના પાટીદારોમાં જે સામાજિક સુધારા થઇ રહ્યા છે તેનું ટુંક વર્ણન કરવામાં આવ્યું હતું ત્યારપછી મરોલી વિભાગના લેઉઆ પાટીદાર પંચે પણ ભક્તા અને મતિયા પાટીદારોના જેવા ઠરાવ પસાર કર્યા છે, અને તેમાં કોઈ પણ કન્યાને ૧૪ વર્ષ પહેલાં પરણાવવી નહિ એવું નક્કી કર્યું છે આ સુરત જીલ્લાના પાટીદારોના સુધારાઓની અસર આખા ગુજરાતમાં થવા માંડી છે કાશીમાં ભેગા થએલા પંડિતો તો ચોકખું માને છે કે જે કન્યાનું લગ્ન રજોદર્શનના પહેલાં ન થઇ જાય તો તે 'વૃષલી' કહેવાય છે અને એવી કન્યાનું પાપ કોઈ પણ જાતના પ્રાયશ્ચિત્તથી ધોઇ શકાતું નથી એમ પ્રસિદ્ધ થયું છે કે એક દક્ષિણી બ્રાહ્મણે ઘણી દલીલ કરી કે પ્રાયશ્ચિત્તથી દોષ દૂર થવો જોઇએ, અને જો ન થાય તો એવી કન્યાને શું કરવું ? બંગાળી પંડિતોએ કહ્યું કે એવી કન્યાને જંગલમાં મુકી આવવી'

એ પરિષદમાં જે નિર્ણયો થયા છે તે નીચે પ્રમાણે છ —

(૧) કન્યાનો વિવાહકાળ ૮ વર્ષ સુધીનો મુખ્ય, ૮-૧૦ વર્ષનો મધ્યમ તે પછીનો રજોદર્શન સુધીનો ગૌણ અને ત્યારપછીનો સર્વથા નિષિદ્ધ છે (૨) તેથી સાગતમ પ્રતિબંધનો પ્રયોગ થાય તે સર્વથા અયોગ્ય છે (૩) રજોદર્શન પછી કન્યા વૃષલી (શૂદ્ર) કહેવાય છે, જેને માટે પ્રાયશ્ચિત્ત નથી અને તેને માટે 'ધર્મનાર્યો' અયોગ્ય છે (૪) અનાગ શ્રેણી-નાખામાં વિવાહ નિષિદ્ધ છે (૫) મન્વાદિ સ્મૃતિકાર જે ધર્મજ્ઞ હતા, તે પણ સ્વાતંત્ર્યથી ધર્મ પરિવર્તન કરી શકતા નહિ (૬) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યમાં વિધવાવિવાહ અને છુટાછેડા

સર્વથા નિષિદ્ધ છે. (૭) મ્લેચ્છ ચાંડાલાદિની અસ્પૃશ્યતા જાતિ છે, માત્ર કર્મથી નહિ. (૮) માટે દેવાલયોમાં, સભાઓમાં જવાની અને જાહેર કુવાઓમાંથી પાણી ભરવાની છૂટ ન હોવી જોઇએ. (૯) મંત્રગ્રહણાદિ પ્રકારથી લીધેલી ભાગવતધર્મદીક્ષાથી આ જન્મમાં ઉત્કૃષ્ટ જાતિની પ્રાપ્તિ થતી નથી. (૧૦) યવનાદિ જાતિ જન્મસિદ્ધ જાણવી. (૧૧) ઓંકાર સિવાયના કેટલાક નામમંત્રોનો અધિકાર સર્વ જાતિને આપી શકાય છે ( તેમાં તેલંગી આચાર્યો પુરેપુરા સંમત નથી. ) (૧૨) શૂલપાણિની વ્યવસ્થા પ્રમાણે દેવલસ્મૃતિનું પ્રામાણ્ય માનવામાં હરકત નથી. (૧૩) બળાત્કારે વટલેલાને ત્રણ વર્ષ જો મ્લેચ્છાદિનો સંસર્ગ થયો હોય તો મન્વાદિએ કહ્યા મુજબ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઈ શકે. (૧૪) સ્વેચ્છાથી મ્લેચ્છ સ્ત્રીનું ગમન એકવાર કરવાથી, એક જ પાત્રમા ૨૪ કરતાં વધુ વાર મ્લેચ્છાદિની સાથે ભોજન કરવાથી, એક પંક્તિએ એક વર્ષ સુધી જમવાથી પતિત થવાય છે. (૧૫) ઉપર દર્શાવ્યા મુજબ પતિત થયેલા મનુષ્યો પ્રાયશ્ચિત્ત કરવાથી લૌકિક વ્યવહારને પાત્ર થતા નથી. પરદેશથી આવેલા વ્યવહારને યોગ્ય થઈ શકે નહિ. (૧૬) જેમનામાં યજ્ઞોપવિત ધારણ કરવાની રૂઢિનો લોપ થયો હોય તેમને ફરીથી તે ધારણ કરવાનો ( વ્રાત્ય ) સંસ્કાર ત્રણ પેઢી સુધી પ્રશસ્ત છે. (૧૭) ચાતુર્વર્ણ્ય જન્મસિદ્ધ છે, કર્મથી ઉચ્ચ વર્ણમાં જઇ શકાય નહિ.

આ ઠરાવો વિષે એટલી જ ટીકા કરવાની આવશ્યકતા છે કે જો કોઇ પણ અણધાર્યા પ્રસંગને લઇને આ દેશનું નેતૃત્વ આવા પંડિતોના હાથમાં આવી જાય તો દેશની કેવી સ્થિતિ થાય તે દરેક વાચકે વિચારી લેવું.

સુમન્ત મહેતા

## ગામ નટાવદ ( પશ્ચિમ ખાનદેશ )ના ગાળાના ભીલ સમાજનું સામાજિક કાર્ય

[ શ્રી. બાપુભાઇ મહેતાએ દાહોદના ભીલસેવા મંડળની એક વખત મુલાકાત લીધી છે. તેમને ખાદી અને રેંટિયામાં ઘણી શ્રદ્ધા છે. પોતે અસલ ગુજરાતી છે, પણ બે ત્રણ કે વધારે પેઢીઓથી ખાનદેશમાં તેમના વડવાઓએ વાસ કર્યો હોવાથી હવે તે મહારાષ્ટ્રી બની ગયા છે. તેમણે ગામસુધારણા અને ભીલસેવા માટે નટાવદ ગામ પસંદ કર્યું છે. તેઓ સુશિક્ષીત વકીલ અને મહાસભાના સારા કાર્યકર્તા છે. તેમના ૭ માસની સેવાનું ફળ તેમના એક ખાનગી પત્ર(તા. ૬-૯-૨૮ નો)માંથી ઉતારી ' પ્રસ્થાન 'ના વાચકો માટે મોકલું છું. અ. વિ. ઠક્કરગુ

પશ્ચિમ ખાનદેશમાં ૨ા લાખ ભીલોની વસ્તી છે. તેમાં 'નટાવદ', 'કોસંદા' તથા 'ચિંચપાડા' એ ત્રણ ગામો સહેજ સુધરેલા અને ભણેલા ગણાય છે. એ ત્રણેમાં નટાવદ અગ્રસ્થાને છે. તેથી આ સ્થળ જ મારા કાર્ય માટે મેં પસંદ કર્યું છે. અહીં બે નદીઓનાં સંગમ ઉપર એક બસો વર્ષનું જુનું મહાદેવનું મંદિર છે. તેની પાસે એક ઝુંપડી બાંધી હું રહો છું.

'૧૯૮૪ ના ચૈત્ર સુદ ૧ થી અહીં આવી રહ્યો છું. અહીં આવ્યા પછી સમાજનું મેં જે કાંઇ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું તેનો સાર નીચે મુજબ છે.

૧ સમાજના દોષો—

(૧) સમાજની નીતિમત્તા ઘણી જ બગડેલી છે વિશેષત આર્થિક વ્યવહારમા તો ખરૂ બોલવુ એ લોકો જાણતા જ નથી અમુક કામ મનથી ન કરવું હોય છતા પણ ઉપર ઉપરથી, કરીશ કહી પાછળથી ન કરે એવુ વારંવાર બને છે બીજાના ખેતરોમા પોતાના ઢોર ચરવા છોડી દે, પણ પોતાના ખેતરમા કોઈ ઢોર આવે તો એનો ક્રોધાગ્નિ ભડકી ઉઠે છે શાહુકારના પૈસા વખતસર પાછા આપવાની વૃત્તિ જ નથી

(૨) અહીંઆ આપણી સ્મૃતિઓમા વર્ણવેલ 'રાક્ષસ' અને 'પૈશાચ' લગ્નના પ્રકારો પ્રચલિત છે ગમે તે યુવાન કોઈ છોકરીને તેની ખુશીથી, અગર જબરદસ્તીથી, પોતાને ઘેર લઈ આવે છે, અને તેને પોતાની સ્ત્રી તરીકે રાખે છે પછી છોકરીનો બાપ છોકરાના બાપ પાસે ફરિયાદ લાવે છે અને રૂ ૪૦૦–૫૦૦) લઇને ચુપચુપ બેસી જાય છે

(૩) 'અનેક પત્નીત્વ' (Poligamy) તો અહીં સામાન્ય થઇ પડ્યુ છે સામાન્ય માણસને પણ સાધારણ રીતે બે સ્ત્રીઓ હોય જ વળી જો તે વધારે શ્રીમન્ત હોય તો તે ત્રણ ચાર સ્ત્રીઓ પરણે છે અને બધીને એક જ સાથે ઘરમા રાખે છે

(૪) લગ્નનો વિધિ ખાસ આવશ્યક નથી અને જે છે તેમા પણ ધર્મ, શાસ્ત્ર, પુરાણ વગેરેના કાઈ સુસસ્કાર પડે તેવુ કાઇ નથી

(૫) સમાજમા દારૂનો સડો પૂર જોસમા છે દારૂ પીવામાથી લાવીને અને વિશેષ તો છાનોમાનો ગાળીને પીવાનો ઠીક પ્રચાર છે સામાન્યત પ્રાણીઓની હિંસા કરીને માસ ભક્ષણની પ્રથા જારૂ છે

(૬) કો-ઓપરેટિવ સોસાઇટીઓથી તેમને ફાયદાને સ્થાને ઉલટુ નુકસાન થયુ છે એમનુ દેવુ ઓછુ ન થતા ઉલટુ વધ્યુ છે સોસાઇટીઓથી તેમની આર્થિક, નૈતિક કે આરોગ્ય વિષયક સ્થિતિ કાઈ સુધરી નથી

(૭) ખેતીનુ પૂરેપૂરૂ ભાન ન હોવાથી કયો પાક ક્યારે લેવો, જમીનને વિશેષ ફળ દ્રુપ કેમ કરવી તે જાણતા નથી છાણમૂત્રનો ખાતર તરીકે ઉપયોગ કરવાનું તો સમજ વામા જ આવ્યુ નથી

(૮) ઢોરની સારવાર બરાબર કરતા નથી પેટપૂરતો ચારા નહિ આપવાથી કામની અણી પર ઢોર માદા પડે છે અગર તો મરી જાય છે

(૯) ખેતીનું કામ હોતુ નથી ત્યારે આ ભીલો નવરા બેસી વખત ગાળે છે તેમને બીજા એક ઘરગથ્થુ ધધાની જરૂર છે

૨ સમાજના ગુણો —

આ સમાજમા "સ્વાવલબી" વૃત્તિ ઠેકઠેકાણે દૃગ્ગોચર થાય છે (૧) સુતારીકામ (૨) લુહારીકામ (૩) ઇટો પાડવી (૪) દોરડા તૈયાર કરવા (૫) તેલી અનાજમાથી તેલ કાઢવુ (૬) ઘર ચાળવા (૭) દ્રપામની સોટીઓ ગુથવી (૮) દળામણ કરવી વગેરે બાબતોમા બીજા ઉપર અવલબીને રહેતા નથી

૩ નવી સસ્થાઓની આવશ્યકતા —

(૧) લોકોમા સુતારી અને લુહારી કામની પ્રવૃત્તિ તો ઘણી જ દેખાય છે. તેમના છોકરા-ઓમા પણ આ પ્રવૃત્તિ નૈસર્ગિક છે એમ જણાય છે તો અહીં એક 'Technical school'

હુન્નર ઉદ્યોગની કેળવણીની સંસ્થા હોય તો લોકોની તથા છોકરાંઓની જે સ્વાભાવિક પ્રવૃત્તિ છે તેનો વિકાસ થવા માટે સારૂં ક્ષેત્ર પ્રાપ્ત થાય. અને તેઓ ઉદ્યમી અને વ્યવહાર કુશળ બને.

(૨) અહીંનાં જંગલોમાં દરેક જાતની વનસ્પતિ છે તેનું સંશોધન થાય તો અહીં એક મોટું "Pharmaceutical work" ચાલે એવી કુદરતી પરિસ્થિતિ છે.

હવે લગભગ છ મહિનાથી હું જે અલ્પમતિથી અહીં અલ્પ સેવા કરી રહ્યો છું તેનો ખ્યાલ આપું.

(૧) **ખાતરના ખાડાઃ**—ખાતરનું મહત્ત્વ એ લોકો બરાબર સમજ્યા નથી. તેથી ૧૦×૧૦ હાથનો ખાડો ખોદી તેમાં ખાતર નાંખવું એવો સરકારી ખેતીવાડીખાતા તરફથી પ્રયત્ન થાય છે, તેને અનુસરીને મેં લોકોને વિનવ્યા અને લગભગ ૧૦ ખાડાઓ ખોદાવ્યા. 'નવજીવન'માં શ્રી વાલજીભાઈના 'ગોરક્ષણ'ના લેખોમાં આવા ખાડાઓમાં ખાતર નાંખવાનું મહત્ત્વ વર્ણવેલું છે.

(૨) **પુસ્તકાલયઃ**—જે લોકો થોડું ઘણું ભણેલા છે તે લોકોની વાંચવાની પ્રવૃત્તિ વધારવી એ ઉદ્દેશથી ગામના એક ગૃહસ્થની મદદથી એક નાનું સરખુ પુસ્તકાલય શરૂ કરવામાં આવ્યું છે.

(૩) **રાત્રિશાળાઃ**—જે લોકો દિવસના ખેતીનું અને ઢોર ચારવાનું કામ કરે છે તેમને ભણવાને માટે રાત્રે જ વખત મળી શકે છે. તેમના માટે એક રાત્રિશાળા ખોલી છે. લગભગ ૧૦–૧૨ મોટા વિદ્યાર્થીઓ આવે છે.

(૪) **અનાજની વખાર :** અહીંના ગરીબ લોકો પાસે અનાજ જ્યારે ખલાસ થાય છે ત્યારે તેઓ શાહુકારના પાસેથી 'દોઢું' અનાજ પાછું આપવાની શરતે અનાજ લાવે છે. આથી તેમને ઘણું નુકશાન થાય છે. માટે સાર્વજનિક ફાળો કરી તેમાંથી ગરજુ–ગરીબ–લોકોને "સવાયા" હિસાબે અનાજ આપવાની વ્યવસ્થા થઈ છે.

(૫) **ગામનું સાર્વજનિક ફંડ :** ગામની કાંઈ પણ સુધારણા કરવી હોય તો પૈસાની જરૂર લાગે જ છે. એ દૃષ્ટિએ ગામમાંથી, લગ્ન કે એવા પ્રસંગોએ ફંડ ભેગું કરવાની પ્રથા શરૂ કરી છે. અત્યાર સુધી રૂ. ૮૬) ભેગા થયા છે.

(૬) **નિંદણીના કામમાં સહકાર :** ખેતરોમાં જ્યારે કંઇ પણ વાવેતર થયેલું હોય અને વરસાદ તો પડતો હોય ત્યારે ઘણું અનાવશ્યક ઘાસ અથવા તો નિરર્થક લીલોતરી ઉત્પન્ન થાય છે. તે કાઢી ન નાંખવામાં આવે તો મુખ્ય પાકને પૂરતું પોષણ મળતું નથી અને તેને વિકસવાનો માર્ગ અટકી પડે છે. તે ઘાસને નિંદી નાંખવું જરૂરનું છે. એ નિંદણીનું કામ સામાન્ય ખેડુતને બહુ ભારે થઈ પડે છે. આ માટે એવી યોજના કરવામાં આવી છે કે દરેક ઘર દીઠ એક એક માણસ જોડાય અને વારાફરતી નિંદણી કરવી. આમાં ૨૮ ખેડૂતો જોડાયા છે અને એનો અનુભવ સારો આવ્યો છે. ખેડુતોનું કામ જલદી પતી જાય છે અને તેનો ખર્ચ પણ બહુ બચે છે.

(૭) **પ્રવચન :** લોકોને નીતિશિક્ષણ આપવા માટે હું રોજ ધાર્મિક પ્રવચન કરૂં છું.

## હવે પછી કરવા ધારેલું કાર્ય

**(૧) ખેતીના કામમાં સહકાર** - જે પ્રમાણે નિંદણના કાર્યમા સહકારી પદ્ધતિએ કામ લેવાથી લોકોને ફાયદો થયો, તેમ આવતી સાલમા જો બધા ખેતીના કામોમાં ખેડુતોમા સહકાર થાય તો ઘણુ ઉપયોગી નીવડશે.

**(૨) ગો-સેવા:** ઢોરોની ઉછેર સારી થાય માટે એક સારી ઓલાદનો ખુંટ ખરીદ કરવો અને ગાયોનુ સારૂ પોષણ થાય એવી વ્યવસ્થા કરી એક દુગ્ધાલય શરૂ કરવુ.

**(૩) અનાજ વેચાણ:** ખેડુતોનાં અનાજના વેચાણના સારા ભાવ ઉપજે તે માટે એક સારી યોજના કરી તેનો અમલ કરવો

**(૪) જોડીઆ ધંધા તરીકે રેંટિયો દાખલ કરવો** - લોકોની સ્વાવલંબી પ્રકૃતિ તો છે જ. અનાજ પોતાના ખેતરનુ જ વાપરે છે. અહીં 'ખાનદેશી' અને 'ગુજરાતી' બન્ને જાતનો કપાસ પેદા થાય છે માટે ભીલોના નવરાશના વખતનો સદુપયોગ રેંટિયા ઉપર સુતર કાતવામા કરવો

બાલુભાઇ મહેતા

---

# નોંધ

### દેશી રાજ્યોનું ઘડતર

આર્યમિન કમિશનની નીમણુક થઇ ત્યાર પહેલાથી કેટલાક ચકોર પણ સ્વાર્થી રાજાઓએ પોતાને થતા આર્થિક અન્યાયો સામે લડત શરૂ કરી હતી અને જકાત, પોસ્ટ, તાર વગેરેની આવકમાંથી થોડો ટુકડો માગ્યો હતો. ધીમે ધીમે નવા વિચારોએ પગપેસારો કર્યો અને એવુ ધતિંગ ઉભુ કર્યું કે રાજાઓનો સંબંધ હિન્દી સરકાર સાથે નથી પણ બ્રિટિશ તાજની સાથે છે રાજાઓને વધારે સ્વતંત્રતા મળે અને હિન્દી સરકારનો કાબુ ઓછો થઇ જાય તો દેશી પ્રજા કચડાઇ જાય એવી દલીલ મોડે મોડેથી ઉપાડવામાં આવી હિંદી પ્રજાએ કે હિંદી સરકારે રાજાઓના કારભારમા હાથ નાખવો નહિ એ બુમરાણ કરવામા કાંઇ વળે એવું નહોતુ પણ હિંદી સરકારમા ધીમે ધીમે પ્રજાકીય પક્ષ વધતો જાય છે એટલે દેશી રાજાઓનો એવો મત થયો કે અંગ્રેજ લુંટારા સારા, પણ ગાંધી, નહેરૂ, માલવીયા, શાસ્ત્રી જેવા હિન્દી લોકો એમનુ નિકંદન કરી નાખશે જ્યારે રાજાઓ પર એવો આક્ષેપ આવ્યો કે તેમની ઇચ્છા હિન્દી પ્રજાને સુધારા મળે તેની વિરુદ્ધ છે ત્યારે તેમણે થોડા સમય પછી ઇન્કાર કર્યો

આવી રીતે બાજી પલટાયા કરે છે પણ આપણે જોઇ શકીએ છીએ કે ધીમે ધીમે પણ મક્કમ રીતે રાજાઓનું સ્થાન ઊંચું થતું જાય છે, તેમની પ્રજાનુ સ્થાન પણ ઊંચું થતું જાય છે અને હિન્દી રાજાઓ તથા હિન્દી પ્રજા અને સંસ્થાનિક પ્રજા એ ત્રણે પક્ષે એકત્ર થઇને આ ગુંચવાયેલા પ્રશ્નનો ઉકેલ કરવો પડશે. થોડા જ દિવસ પહેલા સંયુક્ત

પ્રાંતના ગવર્નરે જાહેર ભાષણમાં કહ્યું હતું કે રાજ્યોનું સ્થાન કયું છે તેનો નિર્ણય જુના કોલકરારો, સનદો વગેરેથી ભાગ્યે જ થાય; પણ ત્યાંની પ્રજા તથા રાજા કેટલી પ્રગતિ કરી શકે છે અને પ્રગતિવાન હિન્દી પ્રજા સાથે કેટલે અંશે આગળ વધી શકે છે તેનાથી નક્કી થતો જશે.

આવા મહત્ત્વના ફેરફારોમા એ પણ લક્ષમાં રાખવાનું છે કે કોઈ વાર એક પક્ષ તો બીજી વાર બીજો પક્ષ વધારે બળવાન થશે, પણ એકંદરે તો આખી હિન્દી પ્રજા, આજે બ્રિટિશના હાથમાં છે તે તથા જે દેશી રાજ્યોમાં છે તે, એ બધી સ્વરાજ્ય ભોગવતી થઇ જશે. આત્મનિર્ણયનો સિદ્ધાંત આખા જગતમાં ફેલાઇ રહેવાનો છે અને સ્વાશ્રય, આત્મનિર્ણય, સ્વતંત્રતા, સંયમ, સેવા અને ઉદારતા એ તત્વોને લીધે જ સ્વરાજ્યની સ્થિતિ પ્રાપ્ત થાય છે. દેશી રાજ્યોની પ્રજાએ આવી શ્રદ્ધા રાખીને પોતાનાં કાર્યક્રમ અને વ્યૂહરચના કરવાં જોઇએ. શુ૦ મ૦

* * *

## લાઠી કમીશનની અનર્થ પરંપરા

'પ્રસ્થાન'ના કોઇ પણ વાંચકને ઉપરનું મથાળું સમજાવવાની જરૂર ન હોય. છતાં સ્પષ્ટતા ખાતર જણાવીએ છીએ કે એ, સાયમન કમીશનને લખનૌમાં મળેલું માન છે. 'તમે અમને જો એમને એમ માન નહિ લેવા દો તો અમે તમને લાઠીઓ મારી આવા રાખી માન લઇશું;' 'અમને હિન્દુસ્થાન માન આપે છે એમ જાહેર કરવામાં કોઈ પણ વિઘ્ન આવશે તો અમે એને ગમે તેમ દૂર કરી શકીશું–એમ એ બીરુદ સરકારનો અને સાયમન કમીશનનો નિશ્ચય જાહેર કરે છે.

વાત આટલેથી અટકતી હોત તો સુપ્રસિદ્ધ સંસ્કૃત ઉક્તિ **घटं भित्त्वा पटं छित्त्वा कृत्वा वा रासभरोहणम् । येन केन प्रकारेण प्रसिद्धः पुरुषो भवेत् ॥** યાદ કરી આપણે હસત. પણ વાત એટલેથી અટકતી નથી. તે હસવાની બાબત રહેતી નથી. તે દેશમાં અતિ ગંભીર સ્થિતિ ઉત્પન્ન કરે છે. સાયમન કમીશનના આવકારનો દેખાવ બગડી ગયો એટલે લાલાજીને માર ખાવો પડ્યો. લાલાજીના દાક્તરો કહે છે એ માર—એ આઘાત—શારીરિક અને માનસિક તેમના મૃત્યુની કારણપરંપરામાં નજીકનો હતો. લાલાજીના મૃત્યુથી આખો હિન્દુસ્થાન ખળભળી ઉઠયો છે. સરકારને એની કાંઇ જ પડી નથી. પોતે જ ગુન્હેગાર અને પોતે જ ન્યાયાધીશ. એ સર્વ આપખુદી સત્તાધારીઓના ન્યાયે ન્યાય થયો પોલીસનું કાર્ય વ્યાજબી ગણાયું. એમ ન થયું હોત તો શું ને શું એ થઈ જાત એવો મોટા સરકારી અમલદારો મોટા સ્થાનેથી ભય બતાવે છે. સાયમન કમીશન સ્વસ્થ ચિત્તે પોતાનો 'વરઘોડો' આગળ ધપાવે રાખે છે. લખનૌમાં વળી એના આવકારના દેખાવમાં સબળ વિઘ્ન આવતું દેખાય છે. પોલીસ તુરત જ લાઠીઓનો છૂટથી ઉપયોગ કરે છે. લોકો ઉપર ઘોડાં દોડાવે છે, પં. જવાહીરલાલ નેહરૂને પણ સારી પેઠે લાઠીઓ ખાવી પડે છે. લાલાજીના મૃત્યુની આગ હજી દેશમાં ધુંધવાતી હતી ત્યાં આ બનાવથી બળતામાં ઘી હોમાય છે.

આ તંગ વાતાવરણમા ખબર આવે છે કે લાહોરમાં આસીસ્ટન્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ સૉન્ડર્સનું ખૂન થયું. આ ખૂન કોણે કર્યું, શા માટે કર્યું એની હજી તપાસ ચાલે છે. પણ આ ખૂનને રાજકીય રૂપ આપવાનાં ચિન્હો જણાય છે. અને જો ખરેખર એમ જ સાબીત થાય કે સાયમન કમીશનના લાહોર અને લખનૌમાં આગમન પ્રસંગે બનેલી ઘટનાઓના બદલા રૂપ આ બનાવ બન્યો છે તો સાયમન કમીશને, આપણી જૂની રીતે બોલીએ તો, આ બીજો ભોગ

લીધો કહેવાય; પણ આપણને દેશના હિતની દૃષ્ટિએ એમા કાંઈ પણ ખુશી થવા જેવુ ન ગણાય; રાષ્ટ્રની પ્રગતિમા એ બાધક બનાવ ગણાય; અને ગાંધીજીએ છેવટના 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ'મા 'ફેલાયેલી જાળ' વિષે આપેલી ચેતવણી વ્યર્થ ગઈ ગણાય.

ઉપર જે છેવટના પાચ સાત અઠવાડિયામા સાયમન કમીશનના અંગે ઉત્પન્ન થએલી પરિસ્થિતિનો ટુકામા ઉલ્લેખ કર્યો છે, એવી પરિસ્થિતિ બીજા કોઇ સ્વતન્ત્ર દેશમા ઉત્પન્ન થઇ હોત તો કેટલી અધાધુધી થાત તેની કલ્પના કરવી કઠણ નથી. પણ આપણે આપણી રાજનીતિ અહિંસાના સાધનથી અંકિત કરી છે. એવા પ્રસંગે આ ખૂનનો બનાવ અતિશય દુ:ખજનક કહેવાય આથી રાષ્ટ્રહિત કાંઈ પણ સધાવાનુ નથી, એટલુ જ નહિ પણ મહાસભાએ સ્વીકારેલી અહિંસાની નીતિ વિરુદ્ધ હોવાથી ઉલટો તે રાષ્ટ્રહિતનો બાધક ગણાય સરકાર એના સ્વભાવ પ્રમાણે કદાપિ લોકોમા ઉશ્કેરણી અને ત્રાસ ઉત્પન્ન કરવા આ બનાવનો યથેચ્છ ઉપયોગ કરશે. પણ લોકની અને લોકનાયકોની ફરજ છે કે ઉશ્કેરાયા વિના, બ્હીન્યા વિના, સ્વસ્થ ચિત્તે પોતે નક્કી કરેલા અહિંસાના માર્ગે પોતાનુ યુદ્ધ ચાલુ રાખવું.

ર૦

## તરુણીના તરંગ ઉર્ફે કોલેજની કન્યા

કોઇ વાર નાના બનાવો એક અથવા બાજી જનના આકસ્મિક સબધથી મોટુ રૂપ પકડે છે. ગુજરાતમા અનેક નાટક મંડળીઓ અનેક નાટકો ભજવે છે, એની ભાગ્યે જ કોઇ જવાબદાર માણસ કે છાપુ નોંધ લે છે. (આ સ્થિતિ કોઈ પણ રીતે ઇષ્ટ નથી; પણ વસ્તુસ્થિતિ આવી ઉપેક્ષાની છે એટલુ જ સૂચન કરીએ છીએ.) ત્યા ઓચિંતે આ એક ખેલ જે અમદાવાદમા 'તરુણીના તરંગ' નામે ભજવાયો હતો તે મુમ્બાઇ 'કોલેજની કન્યા' એ નામ ધારણ કરી ભજવાતા ગુજરાતી છાપામા અને સંસારી જનતામા ઉત્પાત મચાવે છે. અમે આ ખેલ અમદાવાદમા જોયો ત્યારે તે વિષે કાંઇ લખવાની ઇચ્છા છતા એમા કાંઈ લખવા જેવુ ન લાગવાથી અમે એની નોંધ લીધી ન હતી પણ જ્યારે એને આટલી બધી યોગ્ય કે અયોગ્ય પ્રસિદ્ધિ મળી ત્યારે—શ્રી. નરસિંહરાવ પણ એના ઉપર 'વસંત'મા વિવેચન કરે છે—અમને પણ કાંઇક લખવાનુ પ્રાપ્ત થાય છે

આ ખેલ આટલી બધી ચર્ચાનો વિષય બન્યો છે તેનું કારણ અમને તેનુ 'કોલેજની કન્યા' એવુ નામ લાગે છે. એ ઉપરથી એવો આભાસ થાય છે કે નાટકકારે એ નાટકમા કોલેજમા શિક્ષણ લેતી કન્યાઓનો પ્રશ્ન ચર્ચ્યો છે,—અથવા એ નાટકના ટીકાકારો, અને ત્યાર પછી નાટકકાર પોતે, માને છે એ પ્રમાણે છોકરા છોકરીઓના સહશિક્ષણનો પ્રશ્ન ચર્ચ્યો છે, અને નાટકકાર પોતે અને પછી છાપાઓમા ખબર આવે છે તે પ્રમાણે કંપનીના માલીક અને મુખ્ય નટ શ્રી. બાપુલાલ પણ, સહશિક્ષણની વિરુદ્ધ છે એમ એમાથી ફલિત થાય છે. હવે જો એમાથી એ ખરેખર ફલિત થતુ હોય તો એ પ્રશ્ન ચર્ચાને યોગ્ય છે પણ એ અભિપ્રાય ધારવા માટે નાટકકારને ઠપકો આપવાની જરૂર ન હોય. પણ અમને એમ લાગે છે કે જ્યારે કોઇ પણ સાહિત્ય કે કલાની કૃતિ તપાસવી હોય ત્યારે પ્રથમ તો તે કલા તરીકે સફળ છે કે નહિ એ તપાસવુ જોઇએ એ તપાસ્યા પછી તેનું તાત્પર્ય કેટલુ સાચુ છે, સમાજને કેટલું હિતાવહ છે આદિ પ્રશ્નોની ચર્ચા કરવાનો પ્રસંગ આવે છે.

અમે શરૂઆતમાં કહ્યું તેમ અમને આ નાટક નાટક તરીકે એટલું બધું હલકી પંક્તિનું લાગે છે કે એમાંથી કાંઈ પણ એક બાબત ફલિત થાય છે એમ અમે માની શકતા નથી. નાટકમાંથી કોઇ પણ એક તાત્પર્ય નીકળે એ માટે નાટકના સંવિધાનમાં જે ઐક્ય જોઇએ તેની આ નાટકમાં ગંધ સરખી યે નથી. નથી એમાં વસ્તુસંકલનાનું ઠેકાણું, કે નથી એમાં પાત્રનિરૂપણનું ઠેકાણું. સ્વાભાવિકતાની આવી કૃતિમાં આશા રાખવી જ વ્યર્થ ગણાય. નાટકકારે સવિતાનું પાત્ર સારૂં ચીતર્યું છે એમ માનવામાં આવે છે. સવિતા ગ્રેજ્યુએટ થયેલી છે એમ નાટકકાર આપણને ખબર આપે છે, પણ સવિતાના પહેરવેશ સિવાય એનામાં કેળવણીના બીજા કોઇ સંસ્કાર હોય એમ જણાતું નથી. સવિતાના દીવાનખાનામાં—કે તેના ઘરના ગમે તે ભાગમાં—કેતકી એના લોફર મિત્રોનું ટોળું લઈ આવે છે, તે બધા પાંચ દશ મીનીટ સુધી એનું અપમાન કર્યા કરે છે–અને સવિતા બોથડની માફક આ પ્રમાણે પોતાના ઘરમાં ચાલવા દે છે. આને કઈ સંસ્કારિતાનો નમુનો ગણવો ? સવિતા જો શુદ્ધ ચારિત્ર્યના સંસ્કારવાળી કેળવાએલી બાઇ હોય તો પ્રથમ તો આવા ટોળાને પોતાના ઘરમાં જ દાખલ ન થવા દે, અથવા થવા દે તો એ લોકો બે ચાર શબ્દો બોલતાં એમને ભૈયા પાસે ધક્કો મરાવી ઘરની બ્હાર કઢાવી મુકે. આ તો એક ઊડતો દાખલો છે. પણ એક સામાન્ય પ્રશ્ન વિચારીએ. આ નાટકનું મુખ્ય કાર્ય કયું ? નાટકનું મુખ્ય કાર્ય એ કહેવાય કે જે પ્રેક્ષકોના મન ઉપર પોતાની બહુતાથી અસર કરે. આ નાટકમાં કિશોરી-રેશમીઆના ફારસ સિવાય બીજું શું ધ્યાન ખેંચે છે ? અમદાવાદમાં તરુણીના તરંગ રૂપે આ નાટક મુકાયું ત્યારે એમાં અનેક તરુણીઓના તરંગો આવે છે એ રીતે ઐક્ય કલ્પેલું હતું. કૉલેજની કન્યા નામ ધારણ કરતાં કેતકીનું જીવન જ આ નાટકનો પ્રધાન અંશ બનવો જોઇએ એમ ફલિત થાય છે. પણ આખી વસ્તુસંકલનામાં એ ભાગ પ્રધાન પદે તરી આવે છે ? નાટકનું આખું રૂપ જ એવું હોય—જો રૂપના અભાવને રૂપ કહેવાય તો—કે એમાંથી કાંઇ એક તાત્પર્ય જ ન નીકળતું હોય તો પછી તાત્પર્ય ચર્ચવાનો શો અર્થ છે ?

પણ નાટક આવું બેહુદુ દેખાય છે તે માટે દોષ કોનો કાઢવો ? શ્રી. ગજેન્દ્રશંકર પંડયા એમ. એ. થએલા છે, અંગ્રેજી સંસ્કૃત નાટકોના અભ્યાસી છે, એમને નાટક કોને કહે એની ખબર ન હોય એમ માનવું યોગ્ય નથી. ખરી રીતે જોતાં આ નાટક એમણે પોતે કેવું લખ્યું હશે એ એમનું મૂળ લખાણ પ્રકટ કરે ત્યારે જણાય —અથવા કંપનીના માલીક અને બીજા મુખ્ય નટોને વશ થઈ એમણે કેટલા ફેરફાર કર્યા છે એ જણાવે ત્યારે થાય. નાટક રચનાતત્ત્વમાં એટલું બધું હીન છે કે અમારે આવો કોઈ તર્ક કરવો પડે છે. નટો અને કંપનીના માલીકો આવું કરે છે એમ અમે સાંભળીએ છીએ. આ વિષે રા. ગજેન્દ્રશંકર પંડયા ખુલાસો કરશે તો નાટકકારોની એમણે ભારે સેવા કરી ગણાશે. અને એમણે પોતે જ એવું લખ્યું હોય તો **मौनं सर्वार्थसाधनम्.**

આ નાટકમાં કુશળ નટોની કારીગીરી છે. શ્રી. બાપુલાલ અને શ્રી જયશંકર સુપ્રસિદ્ધ કારીગરો છે. પણ એ કારીગરી ઊંચી કલા ત્યારે જ કહેવાશે કે જ્યારે તેઓ કોઇ સૌષ્ઠવયુક્ત નાટક ભજવી બતાવશે. જીંદગીના અત્યારના ભાગમાં જ્યારે તેઓ સ્વતંત્ર છે—કોઇ શેઠીઆને અનુસરી નાટકો ભજવવાના નથી—ત્યારે તેઓ યોગ્ય કૃતિઓ રંગભૂમિ ઉપર રજુ કરશે એવી આશા વ્યર્થ ન ગણાય.

## અંત્યજ સેવામંડળ

આ મંડળના પાંચમા વર્ષ (૧૯૮૩)નો હેવાલ હમણાં જ પ્રગટ થયો છે જે પ્રજા ઘણી અજ્ઞાન અને પછાત રહી ગઇ છે તેની ઉન્નતિ કરવા માટે ખાસ સેવા મંડળો કાઢવાની જરૂર હોય છે અંત્યજોદ્ધાર અને અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને મ ગાંધીજીએ મહત્વનું સ્થાન આપ્યું હતું પણ હાલમાં તો સાઇમન કમિશને એવી બાજી ખેલવા માંડી છે કે એ પ્રશ્નનો નીકાલ આપણે ધારતા હતા તેના કરતા ઘણો ઝડપથી આવી જશે અંત્યજ ગણાતા વર્ગમાં પણ એવી જાગૃતિ અને સ્વમાન આવ્યાં છે કે તેમને સમાન હક્ક સિવાય બીજા કશાથી સંતોષ થવાનો નથી, એટલે એમને માટે જુદી શાળા સ્થપાય તેમાં એ વર્ગ પોતાનું અપમાન થયું છે એમ માને છે અનત્યજ એવા છેને પાટલે બેસનાર, લખી અને બોલી શકે એવા ભાઇઓની સંખ્યા અત્યંત જુજ છે તેમને બધી સાર્વજનિક શાળાઓ, ધર્મશાળાઓ, કુવા, ઘાટ, તળાવ, ધર્મમંદિરો, જાહેર રસ્તા, જાહેર બાગ, જાહેર મકાનોનો ઉપયોગ કરવો એ એ હક્ક એમને મળવો જોઇએ અને મળશે એમાં જરાયે શક નથી કોઇ પણ ખાનગી સંસ્થામાં પેસવાનો આગ્રહ હોઇ શકે જ નહિ હમણાં જ થોડા બ્રાહ્મણ કહેવાતા ભદ્રભદ્રો દરભંગા મહારાજના પ્રમુખપદ નીચે કાશીમાં મળ્યા હતા અને તેમણે પણ અંત્યજોદ્ધાર કરવાની આવશ્યકતા જણાવી હતી અંત્યજ કહેવાતો વર્ગ અસ્પૃશ્યતા કઢાવી નાખવા ઇચ્છે છે તે પ્રશ્નને ઢાંકી દેવા માટે આટલી ઉદારતા બતાવવામાં આવી હતી એવું અનુમાન થાય છે પણ હવે તો, એવો વખત આવી લાગ્યો છે કે 'સરકારી' માણસોની માફક અસ્પૃશ્યતામાં માનનારા માણસોને જનતાથી દૂર બેસવું પડશે

અંત્યજની સેવા કરવા માટે માત્ર શાળાઓ કાઢવાથી જોઇએ તેવો ફાયદો થતો નથી એ સત્ય વડોદરા રાજ્યના અનુભવ પરથી જણાઇ આવે છે એક વખત એ રાજ્યમાં ૧૮,૦૦૦ અંત્યજના છોકરા શાળાઓમાં ભણતા હતા પણ અયોગ્ય શિક્ષણ અને સારા સંસ્કારોની ખામીને લીધે એ કેળવણીથી બહુ જ થોડો લાભ અંત્યજોને થયો છે વસતિગૃહ અથવા આશ્રમમાં સારા સંસ્કારી શિક્ષકો હોય તો ત્યાં જ સારા વિચાર અને સારી રહેણીકરણીની છાપ પાડી શકાય

અંત્યજ સેવામંડળમાં નવ સભાસદો છે તેમાં ઘણા ભાઇઓ ઉચ્ચ ચારિત્રના સારી કેળવણી લીધેલા છે નાગર, બ્રહ્મક્ષત્રિ અને કાયસ્થ જેવી ન્યાતોના જુવાનિયા અંત્યજની સેવા કરવા માટે પોતાનું જીવન અર્પણ કરે એ નવા જમાનાની બલિહારી છે નવસારી તથા બોદાલમાં આશ્રમો સ્થપાયા છે અને તે ઉપરાંત નડિઆદ, માણસા, વરસોડા, રખતર, વાસણા, પામોલ, અને નવસારીમાં શાળાઓ સ્થાપવામાં આવી છે આ સંસ્થાઓનો લાભ ૩૦૬ છોકરા લે છે અને તેનો વાર્ષિક ખર્ચ લગભગ રૂ ૭,૭૬૦ થયો છે સેવામંડળના પ્રમુખ શ્રી અમૃતલાલ ઠક્કર છે

અંત્યજ સર્વસંગ્રહનું કામ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડયું છે અંત્યજ વર્ગની ઉન્નતિ તરફ હિન્દુ સમાજનું દુર્લક્ષ છે અને તેમને કેળવણી, પાણી વગેરેની જે ભયંકર અગવડો પડે છે તે વિષે લોકમત પ્રબળ કેળવવાની ખાસ આવશ્યકતા છે તે કામ માત્ર અંત્યજ સેવામંડળનું નથી અને તેમાં રાજકીય તથા સામાજિક કાર્યકર્તાઓ ખુશીથી ભાગ લેશે પણ તે બાબતની આગેવાની અને વ્યવસ્થા અંત્યજ સેવા મંડળથી થવી જોઇએ જ્યાં સુધી અંત્યજ વર્ગને નાગરિક લાભ તથા હક્કોની બક્ષીસ મળશે નહિ ત્યાં સુધી સેવામંડળના કાર્યમાં તેજ અને ઉમંગ આવશે નહિ

## મુક્તિફોજ

લંડનના કંગાલ તથા પતિત દુઃખી જનોના ઉદ્ધાર માટે તનતોડ શ્રમ લેનાર "જનરલ" બુથે એક લશ્કર ઉભું કર્યું. તેના કાર્યકર્તાઓએ દુઃખીને દિલાસો આપવાનું, પતિતને પાવન કરવાનું, ભૂખ્યાને ખવડાવવાનું, માંદાની સારવાર કરવાનું,-થાકેલાને આરામ આપવાનું, દર્દીને દવા આપવાનું, બેકારને કામ શોધી આપવાનું, ગુન્હેગારોને સુધારવાનું, અશ્રદ્ધાવાનને શ્રદ્ધા આપવાનું કામ ઉપાડયું. આજે આ લશ્કર આખી દુનિયાના દશે ખુણામાં કામ કરી રહ્યું છે અને તેની મારફત લાખો માણસોને ફરીથી જીવનદાન મળ્યું છે એમ કહીએ તો અતિશયોક્તિ થઇ ન કહેવાય. આ લશ્કરની શાખા આપણા દેશમાં પણ છે અને બીજા ખ્રિસ્તી મિશનરીઓ કરતાં તેમની રહેણી કરણી વધારે સાદી અને આત્મભોગી હોય છે. જે દેશમાં જાય તેમના જેવો પહેરવેશ ધારણ કરે છે અને જે લોકોમાં કામ કરે છે તેમના જેવું જીવન ગાળે છે. ટૉલસ્ટૉયે ઠોકર ખાઇને જોઇ લીધું હતું કે જે માણસને જનસેવા કરવાની ઇચ્છા છે તેણે લોકોમાં ભળી જવું જોઇએ, અને જેમના શ્રેયને માટે કામ કરવું છે તેમના જેવું જીવન ગાળવું જોઇએ. "જનરલ બુથ" ખ્રિસ્તી હોઇને એ ધર્મનો આશ્રમ શોધે અને બીજાને અપાવે એ સહજ સમજાય એવું છે. પીડિત કે પતિત વર્ગને ધર્મ શિખવવા પહેલાં તેનાં દુઃખનું નિવારણ થવું જોઇએ એ મુક્તિ ફોજનું સૂત્ર છે. માનસિક કે શારીરિક વ્યથા થઇ હોય તેને મટાડયા પછી આધ્યાત્મિક ટેકો આપવો એ ડહાપણભર્યું જણાયું છે. મનુષ્ય માત્ર તરફ પ્રેમભાવ રાખવો અને આપણા કરતાં વધારે ગરીબ કે દુઃખી હોય તેને સુખી કરવો તેને ખ્રિસ્તી અહિંસા (Christian Charity) કહે છે, અને આ ધર્મને અમલમાં મુકવાનો રસ્તો જનરલ બૂથે શોધી કાઢયો.

મુક્તિ ફોજના સિપાઇઓ ગોરી ચામડીવાળા હોય છે પણ કપડાંમાં ગેરૂઆ રંગનું ધોતિયું, ડગલો, ખેસ અને ફાળિયું વાપરે છે, અને સ્ત્રીઓ એ જ રંગની સાડી ઓઢે છે. આ દેશમાં તેમની ચાર શાખા છે અને તેમના તરફથી કેવા પ્રકારનું કામ થાય છે તેનો ખ્યાલ આપવા માટે નીચેની હકીકત ટાંકવામાં આવે છે. આપણાં ૫૦ લાખ સાધુ સન્યાસીઓમાંથી થોડા (બહુ થોડા) સારા છે, બાકી તો જેમનાં હાડકાં સુંવાળાં હોઇ કામ કરવાની દાનત નથી તે સાધુ બનીને આ જાતનું સંતોષી જીવન ગાળે છે. તે જીવન હમેશાં સંયમી કે પવિત્ર હોય છે એમ માનવાને કારણ નથી. જો આ સાધુ સન્યાસીઓ, (હિંદુ, જૈન કે મુસલમાન) ધર્મોપદેશ તથા જનસેવાનું કામ ઉપાડી લે તો આપણી ઉન્નતિ થતાં બહુ વાર ન લાગે. મુક્તિ ફોજના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે અને તેમનાં કાર્યનો ટુંકો અહેવાલ નીચે પ્રમાણે છેઃ—

**ઉત્તર વિભાગ**-પંજાબ અને સંયુક્ત પ્રાંતનો સમાવેશ થાય છે. ભામટા જેવા ગુન્હા કરનાર કોમોને સુધારવા માટે અનેક આશ્રમો બન્ને પ્રાંતમાં સ્થાપ્યા છે. પંજાબમાં એક આશ્રમ છે તેમાં ૧૮૦૦ માણસોને ખેતીએ લગાડયા છે અને ૨૦૦૦ એકર જમીન રાખી છે. તે ઉપરાંત ઘણી વણાટશાળાઓ, ખેતી, ડેરી (દૂધ, માખણનાં કારખાનાં) શાકફળની વાડીઓ, સામાન્ય તથા બોર્ડિંગ શાળાઓ, રખડેલ અંગ્રેજો તથા સિપાહીઓ માટે આશ્રમ, ઇસ્પીતાલ અને દવાખાનાં ચલાવે છે. એમના કાર્યપ્રદેશનો વિસ્તાર મોટો છે, એકંદરે ૧૭૭૮ ગામડાંઓમાં કામ થાય છે, ૩૫૯ ઑફિસરો તે કાર્યમાં રોકાયલા છે, ૩૬૪ મદદગાર નોકરો છે અને ૨૩ સંસ્થાઓ છે.

**પશ્ચિમ વિભાગ**-ગુજરાત, મુંબાઇ અને મહારાષ્ટ્રના પ્રદેશને માટે છે. એમાં પણ દવા-

ખાના, એક મોટી ઇસ્પીતાલ, ૨૪૦ શાળા અને બોર્ડિંગ સ્કૂલો, ભીલ છોકરા માટે એક આશ્રમ, બાળક ગુન્હેગારો માટે એક આશ્રમ સ્ત્રીઓ માટે ઉદ્યોગાલય, બ્રિટિશ સિપાઇ તથા ખલાસીઓ માટે આશ્રમ, વણાટ તથા રેશમની શાળાઓ, અને "વિશ્વાસુ"ને માટે એક ગામડું વસાવ્યું છે આ કામ માટે ૭૪ ઑફિસરો છે અને બધું મળીને ૧૫ સંસ્થાઓ છે

મદ્રાસ અને તેલુગુ વિભાગમાં ૧૦૩ પ્રાથમિક શાળાઓ, ગુન્હેગાર કોમ માટે ૪ આશ્રમો જેમાં ૩૫૬૮ માણસોને આશ્રય આપવામાં આવે છે એક પતિત સ્ત્રીઓ માટે આશ્રમ, રેશમનું ખેતર અને કારખાનું (જેમાં ૭૫ છોકરાને શિક્ષણ અપાય છે) ઑફિસરોને કેળવવા માટે બે સંસ્થાઓ, ૧ કન્યાઓ માટે બોર્ડિંગ સ્કૂલ

દક્ષિણ વિભાગમાં ૧૨૦૭ ગામડાઓમાં કામ ચાલે છે આશરે ૧૦૦૦ સ્ત્રીઓને લેઇસ અને શિવણકામ શિખવ્યું છે, એક મોટી અને પાંચ નાની ઇસ્પીતાલો છે અહિં ૧૦૦૯ ઑફિસરો અને શિક્ષકો કામ કરે છે, ૨૯૯ શાળાઓ ચાલે છે, ૨ બોર્ડિંગ સ્કૂલો તથા ૪ કાર્યકર્તાને કેળવવાની શાળા છે

આ બધા કાર્યની સાથે ધર્મોપદેશનું કામ તો થાય છે જ

થોડા સમય પહેલાં મુક્તિફોજે રક્તપીતીઆ માટે આશ્રમો કાઢવાનું માથે લીધું છે અને તે કામ માટે સરકાર તરફથી એમને દરેક પ્રકારની મદદ મળે છે આપણા રક્તપીતીઆ માટે પરદેશી લોકો જીવ બાળે છે પણ આપણી "ધર્મભૂમિ"માં રહેનાર હિંદુઓ શું કરે છે ?

ડફરીન ફંડ ૧૮૮૬ માં શરૂઆત થઇ હતી એનો ઉદ્દેશ સ્ત્રીઓ માટે દવાખાના કાઢવા, સામાન્ય દવાખાનાઓમાં સ્ત્રી ઉપયોગી વૉર્ડ કઢાવવા, સ્ત્રી દાક્તર, નર્સ તથા દાયણોને યોગ્ય શિક્ષણ આપવા માટે વ્યવસ્થા કરવી, અને યુરોપમાંથી એવા દાક્તર, નર્સ, દાયણોને જરૂર પડે તો લઇ આવવા આ ફંડના ૭ લાખ રૂપિયા છે અને તેના વ્યાજમાંથી આ સંસ્થાની શાખાને આર્થિક મદદ કરવામાં આવે છે સરકાર તરફથી આ ફંડને વાર્ષિક રૂ ૩,૭૦,૦૦૦ મળે છે, તેમાંથી ખાનગી સ્ત્રી દાક્તરો તથા ચાર આસીસ્ટંટ દાક્તરોને રોકવામાં આવ્યા છે

લેડી કર્ઝન વિક્ટોરિયા સ્મારક ફંડમાંથી શિષ્યવૃત્તિ આપવાની ગોઠવણ થઇ છે એ ફંડ રૂ ૬,૫૦,૦૦૦ હજારનું છે દાયણો તૈયાર કરવી અને ગામમાં જે અશિક્ષિત કામ કરે છે તેમને વ્યવહાર શિક્ષણ આપવું આ ફંડમાંથી ૨૦૦૦ દાયણો તૈયાર થઇ છે અને અસંખ્ય દેશી ભાઈઓને વ્યવહાર શિક્ષણ અપાયું છે, તે ઉપરાંત પ્રચારકામ થયું છે

**સેંટ જૉન એમ્બ્યુલન્સ એસોસિયેશન**ના ઉદ્દેશ નીચે પ્રમાણે છે

(૧) કોઇને અકસ્માત થયો હોય તો તેને તાત્કાલિક મદદ કેવી રીતે કરવી, કોઇ અચાનક માંદું પડ્યું હોય તો તેની સારવાર કેવી રીતે કરવી, અને અકસ્માત થયેલા અગર બિમાર માણસને કેવી રીતે ઉપાડી જવું એ બાબતોનો પ્રચાર કરવો

(૨) માંદાની સારવારનું પ્રાથમિક શિક્ષણ આપવું અને આરોગ્ય અને સ્વચ્છતાની કેળવણી આપવી

(૩) એમ્બ્યુલન્સમાં વપરાતી ચીજો બનાવવી, અને તેને વેચવા તથા વહેંચવા માટે સંઘરી રાખવી

(૪) ઉપર જણાવેલ કામ કરી શકે એવા સ્ત્રી પુરુષોના મંડળો કરવાં.

આપણા દેશમાં આ સંસ્થા ૧૯૧૦ માં સ્થપાઇ છે અને ૧૯૨૪ સુધીમાં એક લાખ માણસોને તૈયાર કર્યા છે

ગુ. મ.

# બહાર પડ્યું છે:

## ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ—

### નું પુસ્તક

ગુજરાત વિદ્યાપીઠના એક સ્નાતકને સતત ત્રણ વર્ષ સુધી રોકી વડોદરા સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટનાં સર્વ પુસ્તકોની અને અન્ય સાધનોની અનુકૂળતા કરી આપી અને રા. નાનાસાહ દીવાનજીએ આ કામ ખાતે પૂરેપૂરી મદદ આપી વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાની સીધી દેખરેખ નીચે આ નામાવલિ તૈયાર કરવામાં આવી છે; અને આજ સુધીમાં ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં લગભગ બધા પુસ્તકોનો સમાવેશ આ નામાવલિમાં કરવા બનતા બધા પ્રયત્ન કર્યા છે. પુસ્તકોનું વર્ગીકરણ સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટે નક્કી કરેલા ધોરણે કરવામાં આવ્યું છે; અને દરેક પુસ્તકનો વિષય, ગ્રંથકર્તાનું નામ, પુસ્તકનું નામ, અને કિંમત આપવામાં આવી છે. નામાવલિ ત્રણ ભાગમાં વહેંચાઈ છે—વિષયવારી, કર્તાવારી, અને નામવારી, જેથી એક ગ્રંથકર્તાના એક વિષયના બધાં પુસ્તકો એક સાથે આવી શક્યાં છે, અને દરેક પુસ્તકને મુકરર નંબર આપી શકાયો છે. પરિણામે આ પદ્ધતિ સ્વીકારનાર ગુજરાતના બધા જ પુસ્તકાલયો માટે આ નામાવલિમાં પુસ્તકોને આપેલા નંબરો ચાલી શકે છે; અને તેથી પુસ્તકાલયમાં જે પુસ્તકો હોય તે પુસ્તકોનાં નામ ઉપર નામાવલિમાં ચિહ્ન કરવાથી જે તે પુસ્તકાલયનાં પુસ્તકોની છાપેલી યાદીની ગરજ સારે છે. હસ્તલિખિત નામાવલિ બનાવનારને પુસ્તકોનું વર્ગીકરણ કરતાં વિષય મુકરર કરવાની અને નંબર આપવાની બધી મહેનત ઉગારી જાય છે. વળી કોઈ પણ પુસ્તક ફક્ત એનો વિષય, કર્તા, કે નામ ઉપરથી તુરત જ શોધી શકાય છે. આ નામાવલિમાંથી પુસ્તકની માહિતી મેળવવી એ કોષમાંથી કોઈ શબ્દ શોધી કાઢવા જેટલું સરળ થયું છે. અમુક વિષયનાં ગુજરાતી, આરાસ્યં, [illegible], અમુક 'કર્તાનાં' કેટલાં અને 'કયાં' પુસ્તકો છે, અમુક મહાપુરુષનાં ચરિત્રો કેટલા અને કયાં કયાં છે એમાંની કોઈ પણ પ્રકારથી માહિતી આ પુસ્તકમાંથી એકદમ મળી શકે છે. ઉપરાંત ગુજરાતી પ્રેસ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ગુજરાત વિદ્યાપીઠ, નવજીવન પ્રકાશન મંદિર, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, શ્રીહરિહરસ્મૃતિ પ્રકાશન મંદિર, ગાંડીવ સાહિત્ય મંદિર, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, જ્ઞાનવર્ધક ગ્રંથમાળા, શ્રી સયાજી સાહિત્યમાળા તથા શ્રી સયાજી બાળજ્ઞાનમાળા, પ્રાચીન કાવ્યમાળા ( ૩૫ ગ્રંથો ), પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિક, વગેરે પ્રકાશન મંદિરોની પૂરેપૂરી યાદીઓ ઉપરની પદ્ધતિએ જ વર્ગીકરણ કરીને આ નામાવલિમાં છેવટે ઉમેરાયેલી પ્રસિદ્ધ કરી છે. ઉપરાંત ગુજરાતી ભાષાનાં પુસ્તકોની

વર્ગીકરણની પદ્ધતિનું સૂચનાવિધાન આપેલું પુસ્તક આ નામાવલિમાં ભેગું બાંધવામાં આવ્યું છે.

પુસ્તકનાં એકંદર પૃષ્ઠ રૉયલ આઠપેજી લગભગ ૬૦૦ છે. બાંધણી કપડાની પાકી છે. પુસ્તકની કિંમત રૂ. ૮) રાખી છે. વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોને રૂ. ૬) માં, અને કસ્બા પુસ્તકાલયોને રૂ. ૭) માં મળે છે. વડોદરા રાજ્ય બહારના પુસ્તકાલયોને પણ આ પુસ્તક રૂ. ૭) માં મળી શકે છે.

આ પુસ્તકની પ્રસિદ્ધિનું કામ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.ને સોંપ્યું છે; પરંતુ ખર્ચેલાં નાણાં પૂરેપૂરાં વસૂલ થતાં જે કંઈ રકમ વધે તે મંડળે ટ્રસ્ટ ફંડ તરીકે રાખવી અને આ નામાવલિમાં જે પુસ્તકોનાં નામ પ્રસિદ્ધ થવાં રહી ગયાં હોય તેને પુરવણીમાં દાખલ કરી આ નામાવલિનો બીજો ભાગ પ્રસિદ્ધ કરવો એવી યોજના થઈ છે. વળી નવીન પ્રસિદ્ધ થતા પુસ્તકોની નામાવલિ આ જ ધોરણે જાન્યુઆરી માસના અંકથી 'પુસ્તકાલય' માસિકમાં પ્રસિદ્ધ થશે. એટલે નામાવલિનું કામ સતત ચાલુ રહેશે; અને કોઈ પણ પુસ્તકની જોઈતી માહિતી આ નામાવલિઓમાંથી મળી શકશે. આ પુસ્તકની ફક્ત ૧૦૦૦ નકલો પ્રસિદ્ધ થઈ છે, અને આવતાં દસ વર્ષ સુધીમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ નીકળવાનો સંભવ નથી; એટલે પુસ્તક વેચાઈ ગયા પછી બમણી કિંમતે પણ આ પુસ્તક મળવું મુશ્કેલ થશે માટે પુસ્તક ખરીદવા ઇચ્છા રાખનારે નીચેને સિરનામે કિંમત મોકલવી.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
વડોદરા

---

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા તરફથી પ્રસિદ્ધ થયેલાં કેટલાંક પુસ્તકો

| | |
|---|---|
| બે. ક્લા. ડિ. ના સરક્યુલરો, સૂચનાઓ જાહેરનામા વગેરેનું એકીકરણ | ૧-૬-૦ |
| વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ ( આર્ટ પેપર ઉપર ૭૮ ચિત્રો સાથે ) | ૯-૦-૦ |
| શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર ( કિશનસિંહ ચાવડા ) | ૩-૦-૦ |
| રાજપૂત જીવનસંધ્યા ( નરસિંહભાઈ ઈ. પટેલ ) | ૧-૦-૦ |
| મહારાષ્ટ્ર જીવનપ્રભાત ,, ,, | ૧-૮-૦ |
| કુમારનાં સ્ત્રીરત્નો ( ચંદ્રવદન ક. યાજ્ઞિક ) પાકું પૂઠું ૧-૪- કાચું ૧) | ૧-૦-૦ |

### ખાસ એજન્સી તરીકે રાખેલાં પુસ્તકો

| | |
|---|---|
| ત્રિસ્કેમ ટેર ( નરસિંહભાઈ ઈ. પટેલ ) | ૨-૦-૦ |
| કાઠિયાવાડી દુહા ( ગોકુળદાસ દ. રાયચુરા ) | ૧-૦-૦ |
| રાસમંદિર | ૧-૪-૦ |

# પ્રસ્થાનના ગ્રાહકોને

૧ (અ) તમે જો સં ૧૯૮૫ ના લવાજમના રૂપિયા પાંચ મોકલ્યા હોય, તો ભેટના ટપાલ ખર્ચના ૦-૮-૦ મોકલી તમારે કયો સેટ જોઇએ છે તે લખી જણાવશો. ટપાલ ખર્ચ નહિ મળ્યું હોય તેમને ભેટ રવાના થશે નહિ.

(બ) તમે રૂા ૫-૮-૦ મોકલ્યા હોય પણ કયો સેટ જોઇએ છે તે ન લખ્યું હોય, તો હવે તરતજ લખી જણાવશો જેથી જોઇતો સેટ મોકલી શકાય.

૨ તમે જો સં ૧૯૮૫ ના ચૈત્ર સુધીના ગ્રાહક હો, તો બાકીના છ માસના લવાજમના રૂા ૨-૮-૦ તથા ભેટના ટપાલખર્ચના ૦-૮-૦ મોકલી તમારે જોઇતો સેટ મંગાવી લેશો, નહિતર પાછળથી મનપસંદ સેટ નહિ મળે અને જે બાકી હશે તેમાંથી જ મળશે

૩ અમદાવાદના ગ્રાહકોએ પોતાનું લવાજમ કાર્યાલયમાં ભરી જઇ ભેટનો સેટ લઇ જવો.

આ વર્ષથી ગ્રાહક નંબર બદલાયા છે અને તે ત્રણ વર્ષ સુધી ચાલુ રહેશે. માટે એ નંબર નોંધી રાખશો અને પત્રવ્યવહાર કરો ત્યારે અચૂક ગ્રાહક નંબર જણાવશો

વ્યવસ્થાપક, **'પ્રસ્થાન'**

---



---

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ પોષ: ૧૯૮૫ અંક ૩


## ખરેલો તારો ?

( પૃથ્વી )

(૧)

સુરમ્ય રજની તણી મધુર, કોમળી ગોદમાં
પ્રશાન્ત ઉર શાં બધાં પ્રકૃતિ-બાલ પ્હોઢી રહ્યાં !
સતેજ સ્મિતપુષ્પ શાં રજનિ-આસ્યથી વર્ષતાં;
સુહાગી જગકુંજને સભર આજ ફોરી રહ્યાં !
અશાન્ત ઉર શું અરે પ્રકૃતિભિન્ન હું માનવી ?
ન કેમ રજની મ્હને સદય સ્હોડમાં હૂંફતી ?
મહા અનલ કોઇ આ હૃદયકુંજને બાળતો;
અસહ્ય પરિતાપ કો હૃદયવારિ શોષી રહ્યો.

(૨)

રુડા પ્રકૃતિ-અર્ભકો, વિમલ, તેજીલા તારકો !
હસો મધુર સ્વપ્નમાં, જનની-અંકમાંહિ લસો;
મ્હને કહિંય શું ત્હમેં વિરલ હર્ષ કેરા કણો,
ગણી વ્યથિત બંધુ, ને, હૃદયલેર ના અર્પશો ?
ખરેલ શું હઇશ હું ગહનવ્યોમથી તારલો ?
નિહાળું ત્હમને હું ત્યાં હૃદયવેગ કાં આટલો ?
ઊડી કદિક હું ખરે જગપિતા દીધી પાંખથી,
વિહાર તમ સંગ, હા, કરીશ હું મહામોદથી.

સુંદરજી ગો. બેટાઇ

# ગ્રામસુધારણા વિષે કેટલીક સૂચનાઓ

ભાઈ શંકરલાલ બેંકરે સત્યાગ્રહ આશ્રમની મને જ્યારે વ્યવસ્થા સમજાવી ત્યારે મને ભાન થયું કે આપણા ગ્રામજીવનની સુધારણા માટે હજી ઘણા સંશોધનની જરૂર છે ગાંધીજીના રેંટિયામાંથી રાજકીય અંશ બાદ કરવાનો વખત તો ઘણા વખતથી આવી ચૂક્યો છે, પરન્તુ એ રેંટિયા સંબંધી જે ઝીણી વિગત અને સમજની આવશ્યકતા છે તેનું ભાન હજી આપણા શિક્ષિત વર્ગને, ખાસ કરીને ગ્રામસુધારકોને થયું નથી ગૂર્ગાંવ (પંજાબ) જીલ્લામાં મિ બ્રેઈને જે જે સુધારાની યોજનાઓ ઘડી છે તે હિંદુસ્તાનમાં સર્વત્ર પ્રખ્યાત થઈ છે એના અનુકરણો પણ બીજે સ્થળે થયાં છે, પરન્તુ આપણા ગ્રામજીવનનો જે ખાસ પ્રશ્ન છે અને એ પ્રશ્ન હલ કરવા માટે જે ખંત અને જે ગાઢ સમજણની જરૂર છે તે હજી નજરે પડતી નથી ગરીબાઈ એ આપણો મુખ્ય પ્રશ્ન છે પણ ગરીબોને મદદ કરવી એ બહુ સહેલું નથી કારણ કે સારામાં સારી શોધ, સારામાં સારી વસ્તુ, જ્યાં સુધી આપણા ગ્રામ નિવાસીઓ સમજી શકે નહિ અને એને ગ્રહણ કરીને ફાયદો ઉઠાવી શકે નહિ, ત્યાં સુધી એ ઉન્નતિમાર્ગમાં સહાયક થઈ શકે નહિ જેમ સત્યાગ્રહ આશ્રમમાં રૂ કાંતવા પાછળ બારીક સંશોધન થાય છે એ જ પ્રમાણે ગ્રામજીવનના પ્રત્યેક અંગમાં ઝીણી સમજ અને ઝીણું સંશોધન આવશ્યક છે. દા ત ગામડાઓમાં ઉજાસ અને સફાઈ, સ્વચ્છ પાણી અને ખેડુતની ખેતી કેમ સુધરે એની યુક્તિઓ શહેર નિવાસીઓ ગમે તે કરે પણ તે યુક્તિઓ ગામડામાં બહુ સહાયક થતી નથી. આપણા ગ્રામ અને શહેરની વચ્ચે એટલું બધું અંતર પડી ગયું છે કે ગામડાના વિચારો, એમના વહેમો, એમની રહેણીકરણીનો પુરો ચિતાર આપણને સહજ આવતો નથી ગામડાઓનું સ્થાન રાષ્ટ્રીય ઉન્નતિમાં પ્રથમ છે એ તો સૌ સ્વીકારે છે પણ ગ્રામ નિવાસીઓને સમર્થ નાગરિક બનાવવા તે માત્ર દયાથી કે જેને આપણે આજકાલ હિંદુસ્તાનમાં રામબાણ ઉપાય માનીએ છીએ તે કેળવણીથી થઈ શકે તેમ નથી જ્યાં સુધી ગ્રામ જનોની વિચારસૃષ્ટિમાં આપણે ઓતપ્રોત ન થઈએ ત્યાં સુધી એમની ત્રુટિઓનો ઇલાજ આપણે ન કરી શકીએ હું ઘણા વર્ષથી આપણા આર્થિક પ્રશ્નોનો અભ્યાસી છું. સરકારી કર્મચારી તરીકે હજારો ગામડામાં ભમ્યો છું, પણ જ્યાં સુધી મેં મારા બંગલામાં જ ખેતી ન કરી ત્યાં સુધી ખેડુતની મુશ્કેલીનો મને ખ્યાલ નો'તો આવ્યો આપણા ગ્રામજીવનને અત્યારે એક જાતનો અસાધ્ય પક્ષાઘાત લાગ્યો છે. ગામડામાં બધાને મેળવીને કોઈ પણ કાર્ય સાધવું એ જેવી તેવી વાત નથી ગામડાની જીંદગીના જે તાર એક સૂરે વાગતા તે અત્યારે બેસૂરા થઈ ગયા છે તેથી અનેક મુશ્કેલીઓ નડે છે વળી ગ્રામસુધારણા એ એટલો ભારી અને ગહન પ્રશ્ન છે કે જ્યાં સુધી સરકારની તમામ શક્તિ એ જીવનને ઉન્નત કરવામાં ન વપરાય ત્યાં સુધી એમાં આપણને બહુ સફળતા પ્રાપ્ત ન થાય એમ લાગે છે ગ્રામસંશોધન યુનિવર્સિટીના વિજ્ઞાનવેત્તાઓ પુસ્તકાલયમાં કે વિજ્ઞાનભવનમાં કે પ્રયોગભવનમાં કરી શકે તેમ નથી, કારણ એ સંશોધન તો એક ખાસ વિષયનું છે, જે પરિસ્થિતિ છે એ જ પરિસ્થિતિને માની લઈને આપણે કામ

આગળ ધપાવવાનું છે. દા. ત. સફાઇના પ્રશ્ન સંબંધે ગામડાંઓમાં—મળજરૂતી શી યોજના કરવી તે—પ્રશ્ન હજી સુધી હલ થયો નથી. ઘરથી થોડે દૂર ખાડા ખોદવા એ પણ બને તેમ નથી. ગામની આસપાસ જુવાર કે બીજા ઊંચા પાક વાવીએ તેથી ગંદકી વધે એ તો આપણે જાણીએ છીએ; પણ એ સિવાય આપણી ટેવોને અનુસરીને શો ઉપાય છે એ પણ સમજમાં આવતું નથી. ગાંધીજીના આશ્રમમાં જે પ્રથા ચાલે છે એ પ્રથા એક રીતે આદર્શ છે પણ આપણા ગામડાંના લોકો એને અનુસરવા હજી તૈયાર નથી અને કદાચ તૈયાર ન પણ થાય.

બીજો સવાલ ઘરમાં પૂરતા અજવાળાનો છે. આપણાં ગામડાંની યોજના જ એવી છે અને ત્યાં ગરીબાઇ પણ એટલી છે કે બારીઓ મૂકવી કે એની ભલામણ કરવી એ એક હાસ્યજનક ધૃષ્ટતા જ કહેવાય.

ખેતીમાં નવી જાતનાં બીજ વાવવાં એ એક બહુ જ સહજ માર્ગ છે અને તેથી ફાયદો પણ બહુ જલદી થાય તેમ છે. એને માટે પૈસાની અને ખૂબ પ્રયત્નની પણ જરૂર છે. પણ સરકારી ખાતાંઓથી એ કામ બહુ સુગમ નથી. કારણ કે પ્રાચીન કાળથી—ચન્દ્રગુપ્તના જમાનાથી કહીએ તો પણ ચાલે—આપણે ત્યાં નીચી નોકરીના માણસો લોકોના મિત્રો તરીકે બહુ પ્રખ્યાત નથી: તેથી જે કાંઈ કામ હજારો કારકુનોથી અને નાના પગારદાર કર્મચારીઓથી ચલાતું હોય તેમાં અનેક ત્રુટિઓ અને અનેક મુશ્કેલીઓ ઊભી થવાની જ. કાગળ ઉપર એ કામનો હિસાબ ખરેખરી સ્થિતિ કરતાં વધારે સારો દેખાવાનો. તેથી જ્યાં જ્યાં કલેક્ટરો તરફથી ગ્રામસુધારણાની યોજના ચાલે છે ત્યાં બને ત્યાં સુધી પંચાયતો દ્વારા સારાં બીજો વહેંચાય છે. એ બીજોની સાથે છાપેલી પત્રિકાઓ પણ વહેંચીએ છીએ કે જેથી લોકોને એ બીજો કેવી રીતે વાવવાં એની પૂરેપૂરી માહિતી મળે. અનુભવ ઉપરથી એટલું તો સિદ્ધ થયું છે કે આપણાં ગામડાંઓમાં જેટલી સામગ્રી મોજુદ છે એનો પણ આપણે પુરેપુરો ઉપયોગ કરીએ તો આપણી આર્થિક સ્થિતિ ઘણે અંશે સુધરે. અને જ્યાં સુધી આર્થિક સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી સામાજિક કે રાજકીય પરિવર્તન બહુ જલદી થઇ શકે નહિ. અત્યારે આપણા ગ્રામજીવનમાં સભ્યતાનો અથવા જ્ઞાનાકાંક્ષાનો અભાવ જ છે એમ કહીએ તો ચાલે. એનું કારણ પણ સ્પષ્ટ છે. જીવનસંગ્રામ એટલો કઠિન થઇ પડ્યો છે કે સંસ્કારમય જીવનની ઊર્મિઓ ઉદ્ભવવા જ પામતી નથી. આપણી સ્ત્રીઓની સ્થિતિ હજી એવી કરુણાજનક છે કે જે ફાળો રાષ્ટ્રીય જીવનમાં એમના તરફથી મળવો જોઇએ એનો શતાંશ ભાગ પણ આપણને મળતો નથી. પરિણામ એ આવે છે કે જે કાર્ય અત્યારે આપણી સ્ત્રીઓ કરે છે તેમાં પણ સમજણ કે વિવેકશક્તિનો બહુ માત્રા નથી.

આપણા ખોરાકનો પ્રશ્ન લઇએ. શાકાહારી ખોરાકમાં પણ દિવસે દિવસે જે કાંઇ ફેરફાર થતો જાય છે તે લાભપ્રદ જણાતો નથી. અને ધનને અંગે જે બળનો વિકાસ થવો જોઇએ એને બદલે આપણે આપણા નવા ફેરફારથી એનો હ્રાસ કરતાં જઇએ છીએ એમ લાગે છે. તેથી આપણા નગર નિવાસીઓનાં કદ જોઇને જ કોઇ પણ અજાણ્યો માણસ આપણું જ્વલંત ભવિષ્ય ભાખી ન શકે. આપણી ગરીબાઇના વિષયને એક બાજુ મૂકીએ તો એક બીજો મહાન પ્રશ્ન—ગરીબાઇનું તેમ જ અધોગતિનું ખાસ કારણ—ઊભો થાય છે અને

એ સવાલ તે અધિક સતતિનો છે આપણે ત્યાં તો કહેવત જ છે કે દરિદ્રને ત્યા વધારે સતાન હોય સનતિ નિયમન સબધી અત્યારે હિંદુસ્તાનમા ઘણી ચર્ચા ચાલી રહી છે અને ખાસ કરીને મધ્યમ વર્ગના લોકો એમા વિશેષ રસ લે છે હું ગયે વર્ષે સ્વિટ્ઝર્લૅન્ડમા હતો ત્યારે તપાસ કરતા ખબર પડી કે ૧૦-૧૫ વર્ષ પહેલા એક સાધારણ સ્વિસ કુટુબમા સરેરાશ ૬-૭ છોકરા જન્મતા, અત્યારે એ જ સરેરાશ બેની કે ત્રણની છે જ્યા સુધી માબાપ પોતાની સતતિને પોતાના જેટલી જ જીવનસગ્રામમા સહ્યતા ન મેળવી શકે ત્યા સુધી એ સતતિને અસ્તિત્વમા લાવવાનો જ એમને અધિકાર નથી આપણે ત્યા નીતિ અને અનીતિના પ્રશ્નો સ્ત્રીપુરુષના સબધ ઉપર વિશેષ ધ્યાન દઈને ચર્ચાય છે તેથી એક તો જે સનાતન નીતિના મૂળતત્ત્વો હશે એના બધા અશોને ઉપયુક્ત સ્થાન મળતું નથી વળી સ્ત્રીને ખાસ કરીને સૌથી વિશેષ અન્યાય થાય છે સતતિ નિયમન વિષે હું લાબી ચર્ચામા ઉતરવા માગતો નથી પણ હું એટલું તો કહીશ કે જ્યા સુધી હિંદુસ્તાનના સમાજમા સ્ત્રીને પોતાને કેટલા છોકરા હોવા જોઇએ અને પોતે જેટલા છોકરા સભાળવા તૈયાર છે એટલા જ એને અસ્તિત્વમા લાવવાનો અધિકાર નહિ મળે, ત્યા સુધી આપણી ઉન્નતિ બહુ ત્વરાથી થઇ શકે તેમ નથી અત્યારે અસખ્ય કુટુબો અને કરોડો મનુષ્યો અધિક સતતિથી, એમના અકાળ મૃત્યુથી અને એને અગે જે શ્રમ અને જે વ્યય—માનસિક, આર્થિક—થાય છે તેથી પીડાય છે નેતાઓને અને સુધારકોને માત્ર આદર્શ સૃષ્ટિથી સબધ નથી, એમનો તો અનેક સાધારણ વ્યક્તિઓને સન્માર્ગે પ્રવર્તાવવાનો મુખ્ય ધર્મ છે સાધારણ જન સમાજ તો એક દર્દીની સ્થિતિમા છે દર્દ જરૂર એમની ભૂલથી થાય છે, પણ એ દર્દને મટાડે જ છૂટકો તેવી જ રીતે અત્યારે આપણા સુધારકોને આ સતતિ નિયમનનો પ્રશ્ન વિચારવાની આવશ્યકતા છે અને એનું સશોધન કરવાની ખાસ જરૂર છે કારણ કે એની સાથે આપણી ગરીબાઇનો પ્રશ્ન પણ સકળાયેલો છે ગ્રામસુધારણાનો સવાલ આપણે બધી તરફથી વિચારવાનો છે અને એને માટે આપણે બધી સસ્થાઓને તૈયાર કરવાની છે—સરકારી તેમ જ ખાનગી

સતતિ નિયમનની આવશ્યકતા સ્વીકારીએ તો પણ એના સાધનો વિષે હજી ઝીણવટથી તપાસ કરવાનુ બાકી છે કારણ કે જે સાધનો યુરોપમા વપરાય છે, તે હિંદુસ્તાનની આર્થિક સ્થિતિમા આમ વર્ગને માટે શકય નથી આપણા વૈદો અને હકીમોએ આ વિષય ઉપર શતાબ્દિઓથી વિચાર કર્યો હોય એમ જણાય છે, અને મને ખાત્રી છે કે આધુનિક પ્રશ્નો ઉકેલવામા એમના જ્ઞાનની આપણે મદદ લઈએ તો ઘણો જ ફાયદો થાય ડૉ મેરી સ્ટોપ્સે સૂચવેલી સામગ્રીઓ શ્રીમત અને મધ્યમ શ્રેણિના લોકો માટે શકય છે અને મારા જાણવા પ્રમાણે એ વસ્તુઓ આપણા ગૂજરાતમા વપરાય છે પણ ખરી પણ આપણી સામે જે પ્રશ્નો ઉપસ્થિત છે તેના ઉકેલ માટે, જેમ સત્યાગ્રહ આશ્રમ ચરખા સબધી ઝીણવટથી શોધ કરે છે તેમ, અત્યન્ત ઝીણવટથી શોધ થવી જોઇએ

ગામડાની સફાઇનો પ્રશ્ન લો મારા અનુભવ પ્રમાણે ગદા પાણીનો નિકાસ બહુ જ સહેલથી થઇ શકે છે અને એ ઉપાય આપણા જુના ખાળ અને ખાળકુવાઓની એક સશોધિત આવૃત્તિરૂપે છે સાધારણ ખાળ માટે ખાળકુડીની જગ્યાએ ચાર પાચ ફુટ ઊંડો અને ત્રણ ચાર ફુટ પહોળો ખાડો ખોદી એમા રોડા, કાકરા, ઈંટોના ટુકડા અને ભાગી ભેળવી

ભરી દઈએ અને એમાં જ પાણીનો નિકાસ કરીએ તો તેથી આપણાં ઘરોની ઘણીખરી ગંદકીનો નાશ થાય. આને સોકેજ–પિટ (Soakage–pit) કહે છે. અને એમાં કાંઈ જ ખર્ચ નથી. 'સોકેજ પિટ' ઉપર ચોમાસાના વરસાદ પછી થોડી ઘણી માટી નાંખવાની જરૂર રહે છે. એક તો 'સોકેજ પિટ' એક ફિલ્ટર તરીકે કામ કરે છે અને બીજું એથી મચ્છર બીલકુલ ઉદ્‌ભવતા નથી.

આવી જાતનો આપણે એક બીજો પ્રશ્ન તપાસીએ. ગામડાંમાં આપણે ડાકટરી મદદ કેવી રીતે પહોંચાડવી એ બહુ જ વિકટ પ્રશ્ન છે. એને માટે ગાંધીજીએ ચંપારણ્યમાં એક નાની સરખી પહેલ કરી હતી. એના કરતાં યે એક નવીન યોજના અમે હમણાં જ કાયમ કરી છે જેથી કદાચ લોકોને વધારે ફાયદો થાય. ગામડાંનાં સામાન્ય દર્દો માટે દશ કે પંદર દવાઓ અમે તૈયાર કરીએ છીએ અને તે એક દેવદારની પેટીમાં બંધ કરી દરેક પંચાયતના ગામને સોંપી દઈએ છીએ. જે ઇલાજો અમે સૂચવ્યા છે તે બધા ઘરગથ્થૂ છે અને ઘણા તો એવા છે કે તે દરેક સ્કૂલના વિદ્યાર્થી અને શિક્ષકે જાણવા જોઈએ. દા. ત. દાંતમાં દર્દ થતું હોય તો કાળા મરીના એકબે દાણા દાંતની વચ્ચે ચાવીને દબાવી દઈએ તો દર્દ તરત હલકું પડી જાય છે. આવા બીજા ઉપાયો પણ છે. એક દવાની પેટી માટે લગભગ ત્રણ રૂપિયા ખર્ચ આવે છે. આ પ્રમાણે સાધારણ રોગોનું સહેલાઈથી નિવારણ થઇ શકે અને લોકોને પોતાના આરોગ્યની સંભાળ કેમ રાખી શકાય એ શીખવી શકીએ. દરેક ગામમાં એક નાનો સરખો જમીનનો ટુકડો રમવા માટે અમે જુદો રાખીએ છીએ, અને ઉત્તર હિંદુસ્તાનમાં જ્યાં કુસ્તીની પ્રથા હજી કાયમ છે ત્યાં છોકરાંઓ નાનપણથી કુસ્તી શીખે છે.

આપણાં જીવનની અત્યારે એક મુખ્ય ખામી એ છે કે આપણે આપણી હંમેશની ટેવોના ઔચિત્ય–અનૌચિત્ય વિષે બહુ જ થોડો વિચાર કરીએ છીએ. દા. ત. આપણે ત્યાં વાસણ માટીથી માંજવાની પ્રથા બધે છે તે છતાં આપણે ભાગ્યે જ કોઇના ઘરમાં માંજવા માટે સાફ માટીનો ઢગલો રાખેલો જોઇશું. શહેરોમાં શણિયા પહેરીને જમવા જતાં માણસો હું જોઉં છું ત્યારે મને લાગે છે કે આપણી હાસ્યવૃત્તિ બીલકુલ સુકાઇ ગઇ છે—નહિ તો બજારોમાં થઈ સુંદર શણિયું પહેરી માણસ કેમ જમવા જઈ શકે? જુનો ઉદ્દેશ તો કદાચ એમ જ હશે કે જમતી વખત સ્વચ્છ અને બને તો રેશમી વસ્ત્ર પહેરવું. આ તો એક નજીવી વાત છે પણ એવી અનેક નજીવી વાતોથી સામાજિક જીવન બને છે.

હવે આપણે ગામડાના સાંસ્કારિક જીવન તરફ નજર નાંખીએ. અત્યારે ત્યાં આર્થિક પ્રશ્ન એટલો વિકટ છે કે ત્યાં રાજકારણ કે સાહિત્યના વિષયનો છાંટો પણ પડી શકે તેમ નથી. તે છતાં આપણી જુની સંસ્કૃતિની અસર એટલી ગાઢ છે કે જરા બારીકીથી જોનારને આપણું ભવિષ્ય ઉજ્વળ જ ભાસે. ગૂજરાતી સાહિત્યમાં શ્રી મેઘાણીએ જે કામ કર્યું છે તે ઘણું જ મહત્ત્વનું છે. અને અત્યારે બારડોલીના જીવનની જે ઝીણી વિગતો 'નવજીવન' માં આવે છે એ કદાચ ભવિષ્યને માટે માર્ગસૂચક થઈ પડે. મનુષ્યજીવન હજી આપણે ત્યાં સસ્તું છે અને એને આપણે મોંઘું કરવાનું છે. એટલું તો કહેવું જ પડશે કે આપણા શહેરનિવાસીઓ અત્યારે ગામડાંને બહુ શિખવી શકે એમ નથી કારણ કે શહેરોમાં આચાર અને વિચાર વચ્ચે જેટલું અંતર છે એનો દશાંશ પણ તફાવત ગ્રામજીવનના

આચારવિચારમા જડશે નહિ. આપણી સૌથી મોટી અગત્ય આચાર વિચારને એકરસ બનાવવાની છે. શહેરોનું જીવન રાજકીય લડત માટે કદાચ વધારે ઉપયોગી હશે પણ દેશના સ્થાયી ઉદ્ધાર માટે તો આપણે આપણા ગામોનો પુનરુદ્ધાર કરવો જ પડશે; અને એને માટે આપણે અત્યારે તો પાયેથી જ ચણતર કરવાનું છે. જેમ મેં ઉપર કહ્યું તેમ ખેતીના અંગે બીજા ગૌણ ધંધાઓ–ગામની સફાઈ, ગામનું પાણી, લોકોનું આરોગ્ય, લોકરમતો, સામાજિક રૂઢિઓ–આ બધા વિષયોમા આપણે ઝીણવટથી તપાસ કરી વ્યવસ્થાપૂર્વક કામ કરવાનું છે. એને માટે વિચારકોની તેમ જ સ્વયંસેવકોની જરૂર છે. એમા ગૂજરાત અગ્રણી થાય એ તો સ્વાભાવિક છે કારણ કે હિંદુસ્તાનનો તપસ્વી સાબરમતીને કિનારે ઘણા વર્ષોથી એ જ વિષયનું ચિંતન અને એને માટે જ તપશ્ચર્યા કર્યા કરે છે.

નાનાલાલ ચમનલાલ મહેતા
આઈ. સી. એસ

---

# ચન્દ બરદાઈનો પૃથ્વીરાજ રાસો

( અનુસંધાન પૃ. ૨૭ )

જામિઉલહિકાયત, તાજુલમ આસિર, તબકાત એ નાસિરી, તારિખ ફરિસ્તા વગેરે ઇસ્લામી ઇતિહાસો કહે છે કે બીજીવારની લડાઇમા પૃથ્વીરાજ હારી જતાં બાદશાહે એને કેદ કરી લીધો, અમુક વખત પછી એનું માથુ કપાવી નાખ્યું અને એના પુત્રને અજમેરની ગાદી સોંપી.[૮] પણ પૃથ્વીરાજ રાસામા લખ્યું છે કે શાહબુદ્દીનગોરી પૃથ્વીરાજને કેદ કરી ગજની લઇ ગયો અને ત્યા એની આંખો ફોડાવી કેદ કરી રાખ્યો. અમુક વખત પછી ચન્દ બરદાઇ ત્યા પહોંચ્યા અને એના કહેવા પ્રમાણે પૃથ્વીરાજે શબ્દવેધી બાણ મારી સુલતાનને મારી નાખ્યો. અને પછી ચન્દ અને પૃથ્વીરાજે એક બીજાના ગળાં કાપી નાખ્યા.

પણ મુસલમાન તવારિખો પ્રમાણે ઈ. સ. ૧૧૯૩ ( વિ. સં. ૧૨૪૯ ) માં પૃથ્વીરાજ કેદ થયા અને શાહબુદ્દીન તો છેક ઇ. સ ૧૨૦૬ ( વિ. સં. ૧૨૬૩ ) માં લાહોરથી ગજની જતા માર્ગમા ગખ્ખરોને હાથે માર્યો ગયો. અર્થાત્ રાસાની વાત માનવા યોગ્ય નથી. હમ્મીર મહાકાવ્ય પ્રમાણે પણ સુલતાને પૃથ્વીરાજને કેદ કરી લીધો અને દિલ્હીમા કેદમા જ પૃથ્વીરાજનું મરણ થયુ અને એના નાનાભાઇ હરિરાજે એની છેલ્લી ક્રિયા કરી. વળી પૃથ્વીરાજના તાંબાના કેટલાક પૈસા મળી આવ્યા છે, જેમા એક તરફ પૃથ્વીરાજ

૮ જુઓ Elliot's 'History of India' Vol II.
भारतके प्राचीन राजवंश भा. १ પા. ૨૫૫ થી ૨૫૮

અને બીજી તરફ મુહમ્મદ સામ એ રીતે અક્ષરો કોતરેલ છે. આ પૈસા ઉપરથી પૃથ્વીરાજે હાર્યા પછી અમુક વખત સુધી સુલતાનનું સામંતપણું સ્વીકાર્યું હોય એવી કલ્પના શ્રી. અમૃતલાલ શીલ કરે છે. પણ એવો સંભવ ઓછો જ છે. પૃથ્વીરાજના ચાલતા સીક્કાઓ ઉપર સુલતાને પોતાની છાપ પડાવી હોય એમ પણ સંભવે. ગમે તેમ હો, પણ રાસાની કથા તો રસિક પણ તદ્દન કલ્પિત લાગે છે.

આ રીતે પૃથ્વીરાજના પૂર્વજો સંબંધી તથા પૃથ્વીરાજના જીવન સંબંધી પૃથ્વીરાજ રાસામાં આપેલી વાતો બીલકુલ વિશ્વસનીય નથી લાગતી.

क ૧૦ પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજના સમકાલીન બીજા રાજાઓ સંબંધી જે વાતો લખી છે તેનો ઘણો ભાગ બીજાં ઐતિહાસિક પ્રમાણોથી ખોટો ઠરે છે. ગુજરાતના ઇતિહાસનો જ દાખલો જોઇએ. રાસા પ્રમાણે પૃથ્વીરાજની જ્યારે બાર વર્ષની ઉમ્મર હતી ત્યારે ગુજરાતમાં ભોળાભીમનું અને આબૂમાં સલખ પરમારનું રાજ્ય હતું. હવે આબૂના આ રાજાને બે પુત્રીઓ હતીઃ એમાંથી મોટી મંદોદરીનો ભીમદેવ સાથે વિવાહ થયો હતો અને નાની ઇચ્છિનીની પૃથ્વીરાજ સાથે સગાઈ થઇ હતી; પણ વિવાહ નહોતો થયો, ત્યાં ભીમે ઇચ્છિનીની સુન્દરતાની ખ્યાતિ સાંભળીને આબૂના રાજાને ઇચ્છિની પોતાને આપવા કહેવરાવ્યું. આબૂના રાજાએ પૃથ્વીરાજને સંદેશો મોકલ્યો અને ભીમને ના કહી. પરિણામે ભીમે એકદમ આબૂ ઉપર ચઢાઈ કરી સલખને મારી નાંખ્યો, પણ અંતઃપુરની સ્ત્રીઓ એના હાથમાં ન આવી. પાછા વળતાં ભીમને પૃથ્વીરાજે રસ્તામાં હરાવ્યો અને આબૂ જઇ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો, ઇચ્છિની સાથે વિવાહ કર્યો તથા સલખના પુત્ર જેત પરમારને આબૂનો સામન્ત બનાવ્યો. આ જેત થોડા વખત પછી દિલ્હી જઈ પૃથ્વીરાજનો મન્ત્રી થયો, અને છેલ્લા યુદ્ધમાં માર્યો ગયો. ભીમદેવે આ પરાજયનો બદલો લેવા સોમેશ્વર ઉપર ચઢાઈ કરી અને તેને માર્યો. આ પિતૃવધનો બદલો લેવા પૃથ્વીરાજે ભીમ ઉપર ચઢાઈ કરી, ભીમને મારી નાંખ્યો, એનાં ૮૪ બન્દર લઇ લીધાં અને ભીમના પુત્રને ગાદી ઉપર બેસાડયો. (સમય ૪૪) આ પ્રમાણે રાસામાં કથા છે.

હવે સાચું શું છે તે જોઇએ. સોમેશ્વરને ભીમે માર્યો હોવાની વાત વિશ્વાસ યોગ્ય નથી એ ઉપર કહ્યું જ છે. આબૂના ઉત્કીર્ણ લેખો ઉપરથી પૃથ્વીરાજના જન્મ પહેલાંથી તે મરણ પછીના સમય ( વિ. સં. ૧૧૪૫ થી ૧૧૯૭ ) સુધીમાં આબૂમાં પહેલાં યશોધવલ પરમારનું અને પછી તેના પુત્ર ધારાવર્ષદેવનું રાજ્ય હતું. અને આ પિતાપુત્ર ગુજરાતના રાજાના સામંતો હતા. મતલબ કે સલખ પરમારનો જ પત્તો નથી તો પછી એની દીકરીઓનો પત્તો કયાંથી લાગે ? અને પૃથ્વીરાજે ભીમને માર્યાની વાત તો ટકે એમ જ નથી કારણ કે ઈ. સ. ૧૧૯૩ માં પૃથ્વીરાજનો દેહાન્ત થયો, જ્યારે ભીમ તો ઇ. સ. ૧૨૪૧ સુધી રાજ્ય કરતો હતો. વિ. સં. ૧૨૯૬ ( ઈ. સ. ૧૨૪૦ )નું ભીમનું તામ્રપત્ર મળ્યું છે. ૯

क ૧૧ વળી માળવાના પૃથ્વીરાજના સમકાલીન રાજાનું નામ રાસામાં ભીમદેવ લખ્યું છે અને આ ભીમદેવની કન્યા ઇન્દ્રાવતી સાથે પૃથ્વીરાજનાં લગ્ન કેવી રીતે થયાં તેનું રાસામાં વિસ્તારથી વર્ણન મળે છે ( સમય ૩૩ ). હવે માળવાના રાજાઓનાં જે નામો

૯ જુઓ Ind. Ant. VI. p. 205. Bombay Gazetteer Vol. I part 1 p. 196-197.

તામ્રપત્રો વગેરેમાંથી મળે છે તેમા પૃથ્વીરાજની આસપાસના કાળમા ભીમદેવનું નામ જ નથી. પૃથ્વીરાજનો સમકાલીન માળવાનો રાજા હરિશ્ચન્દ્ર હતો. ૧૦

ક ૧૨ રાસામા રણથંભના યાદવવંશી રાજા ભાનુની કન્યા હંસાવતીને પૃથ્વીરાજ પરણ્યાની કથા મળે છે ( સમય ૩૬ ), પણ રણથંભમા એ વખતે કોઇ સ્વતન્ત્ર રાજા હોવાનો પત્તો લાગતો નથી. અજમેરના ચૌહાણ રાજાઓનો રણથંભોર એક કિલ્લો હતો. પૃથ્વીરાજના મરણ પછી એનો પુત્ર ગોવિન્દરાજ જ રણથંભોરમા પહેલો રાજા થયો.

ક ૧૩ રાસા પ્રમાણે સોમેશ્વરને બે સંતાનો થયાઃ એક પૃથ્વીરાજ અને બીજી પૃથા કુમારી. આ પૃથાનો વિવાહ ચિત્તોડના રાજા સમરસિંહ સાથે થયો હતો. આ સમરસિંહ શાહબુદ્દીન ગોરી સામે પૃથ્વીરાજના પક્ષમા રહીને લડતા માર્યો ગયો, અને એની પછી એનો પુત્ર રત્નસિંહ મેવાડની ગાદીએ બેઠો. રાસાની આ વાત પણ કલ્પિત છે, કારણ કે મેવાડના રાજા સમરસિંહના, એના પુત્ર રત્નસિંહના તથા એના બીજા વંશજોના દાનપત્રો મળ્યાં છે, જે ઉપરથી સમરસિંહ વિ. સં. ૧૩૩૦ થી ૧૩૫૬ મા અને રત્નસિંહ વિ. સં. ૧૩૫૬ થી ૧૩૬૦ મા અર્થાત્ પૃથ્વીરાજ પછી સો વર્ષે થઈ ગયા હોવાનો પુરાવો મળે છે. અલાઉદ્દીન ખીલજીએ ઇ. સ ૧૨૯૯ મા સમરસિંહ ઉપર અને ૧૩૦૩ માં રત્નસિંહ ઉપર ચડાઇ કરી હતી. વળી પૃથ્વીરાજના વખતમા સમરસિંહ નામનો કોઈ રાજા મેવાડના રાજવંશમા થયો હોવાનું પ્રમાણ એ કુળની વંશાવળીમા મળતું નથી ૧૧( જુઓ રાણા સમરસિંહનો અચલેશ્વર પાસેનો વિ. સ. ૧૩૪૩ નો લેખ—ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ )

ક ૧૪ પૃથ્વીરાજ રાસો મહાભારત જેવો એક લાખ શ્લોકનો મોટો ગ્રંથ છે, એમા ખૂબ અતિશયોક્તિવાળી અનેક વાતો છે અને ઘણી અસંભવિત વાતો છે. આ ટુકા લેખમા એ બધી વાતોનો નિર્દેશ કરવો પણ મુશ્કેલ છે. વળી પૃથ્વીરાજ રાસામા અસંભવિત વર્ણન કેટલુ છે એ વિચારવુ અહીં પ્રયોજન નથી પણ ઇતિહાસ માટે એ ગ્રન્થ કેટલો વિશ્વાસપાત્ર છે એ જ આપણે જોવાનું છે. ઉપલા ટુકા વિવરણથી પૃથ્વીરાજના પોતાના ચરિત્ર માટે રાસો વિશ્વસનીય નથી એમ દેખાય છે. માળવા, ગુજરાત, આબૂ, દેવગિરિ વગેરેના રાજવંશો વિષે જે લખેલું છે એ જોતા આ રાજવંશો વિષે ફક્ત નામો જ સાંભળેલા એવા કોઇએ, કોણ કયારે થયો છે એ જાણ્યા વગર, આ ગ્રન્થ લખ્યો લાગે છે. આબૂમા પરમારો રાજ્ય કરતા હતા, ગુજરાતમા સોલંકી કુમારપાલ અને ભીમનુ રાજ્ય હતુ, દેવગિરિમા યાદવોનુ રાજ્ય એક કાળે હતુ એટલી જ રાસોકારને ખબર છે. પણ કોણ ક્યારે થયું એ ખબર નથી. સોમેશ્વર, પૃથ્વીરાજ, ભોળોભીમ અને સમરસિંહ વિષે જે લખેલુ છે, તે જોતા રાસોકાર પૃથ્વીરાજનો સમકાલીન હોવાનો સંભવ જ નથી લાગતો. વળી પૃથ્વીરાજ પછી ઘણે કાળે પૃથ્વીરાજની કીર્તિથી આકર્ષાઇને આ મહાકાવ્ય લખવા પ્રવૃત્ત થનાર કવિ ( ચંદ બરદાઈ! ) ચતુર્વિંશતિ પ્રબન્ધ, પ્રબન્ધ ચિન્તામણી, પ્રબન્ધ કોશ વગેરે પ્રબન્ધોના લેખકો જેટલો જૂનો ઇતિહાસ મેળવવામા કુશળ પણ નથી.

---

૧૦ જુઓ 'ભારત કે પ્રાચીન રાજવંશ' પ્રથમ ભાગ પૃ. ૧૫૪

૧૧ મેવાડના રાજાઓની વિશ્વસનીય વંશાવળી માટે જુઓ ટૉડ રાજસ્થાનના ખડ્ગવિલાસ પ્રેસ વાળા હિન્દી ભાષાન્તર પહેલા ખંડમા પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાની પ્રકરણ ૭ ઉપર ટિપ્પણી ૨૭.

પૃથ્વીરાજ રાસાની હિંદી ભાષા કયા સમયની છે એ કહેવાનો મારે અધિકાર નથી. રાવબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા ચંદ બરદાઇને પૃથ્વીરાજના સમકાલીન કે હિંદીના આદિકવિ માનવાની ના પાડે છે. વળી મૂળ ગ્રન્થ જૂનો, પણ આ ઇતિહાસ વિરુદ્ધ વાતો પાછળથી ઉમેરાયેલી એમ માનવાની પણ તેઓ ના પાડે છે.[૧૨] (જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨ પા. ૧૯૯) મતલબ કે આખો ગ્રન્થ પાછલા સમયનો છે. શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ પૃથ્વીરાજ રાસો વિ૦ સં૦ ૧૬૦૦ની આસપાસમાં લખાયેલો માને છે (ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૨૨૬) અને એમાં ઐતિહાસિક સત્ય બહુ થોડું છે એમ સ્પષ્ટ કહે છે.

આવા સમર્થ હિંદી વિદ્વાનોના અભિપ્રાયો જોયા પછી તથા ઉપર ટુંકામાં આપેલી હકીકતો વિચાર્યા પછી ગુજરાતમાંથી પણ પૃથ્વીરાજ રાસો પૃથ્વીરાજના ઇતિહાસ માટે વિશ્વાસયોગ્ય છે એવો ભ્રમ નીકળી જશે એવી આશા છે.

શાહબુદ્દીન ગોરીને ૧૬ વાર હરાવ્યો અને પકડ્યો છતાં જીવતો જવા દીધો વગેરે, આપણા સ્વાભિમાનને તૃપ્ત કરે એવું પૃથ્વીરાજ રાસામાં ઘણું છે. અને એથી જ એમાં રહેલું અસત્ય આપણી નજરમાં આવતું નથી. ઐતિહાસિક દૃષ્ટિ ઉપર કોઈ પણ પ્રકારનું અભિમાન પડળનું કામ કરે છે. નિરભિમાન, નિઃસ્વાર્થ, શુદ્ધ સત્યલક્ષી દૃષ્ટિ જ ઇતિહાસનું દર્શન કરી શકે છે.

મહાત્મા ગાંધીજીના યુગમાં પણ સત્ય જ જેનો પ્રાણ છે એવા ઇતિહાસના વિષયમાં પણ સ્વકીયતા પ્રેમ કરતાં સત્યનો વધારે આદર શું નહિ થાય?

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

## અનુપૂર્તિ તથા સંદર્ભસૂચી

પૃથ્વીરાજ રાસાને ટૉડ સાહેબે તો રજપૂતોના ઇતિહાસ માટે એક પ્રમાણભૂત ગ્રંથ માન્યો હતો અને ટૉડે પાછળના ઘણાઓને ભૂલાવામાં નાંખ્યા. ફાર્બસ સાહેબ, પ્રીન્સેપ સાહેબ, ડા. હન્ટર વગેરે ટૉડથી દોરવાયા હતા. અરે બુલ્હર જેવા પુરાતત્ત્વ નિષ્ણાત પંડિત પણ હમ્મીર મહાકાવ્યનું સંપાદન કરતાં એ કાવ્યમાં આપેલી ચોહાણોની વંશાવળી સાથે સરખાવવા માટે ટૉડે રાસામાંથી ઉતારેલી વંશાવળી ઉતારે છે (ઈ. સ. ૧૮૭૮). પણ એ અરસામાં કોઇ કોઇને રાસા વિષે શંકા પડવા માંડેલી. ગુજરાતના રાજા ભીમદેવ બીજાને પૃથ્વીરાજે માર્યાની રાસાની કથા રાસમાળામાં ઉતાર્યા પછી ફાર્બસ સાહેબ સ્પષ્ટ કહે છે કે "આ પ્રમાણે ચંદની કથા છે, પણ સાચો ઇતિહાસ જુદો છે." (જુઓ ઈ. સ. ૧૮૭૮ની રાસમાળાની અંગ્રેજી આવૃત્તિ પા. ૧૭૮ અને ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ત્રીજી ભા. ૧ પા. ૩૨૮) વીન્સેન્ટ સ્મિથે પણ ઇ૦ સ૦ ૧૮૮૧માં સ્પષ્ટ કહેલું કે "અત્યારે જે રાસો આપણી પાસે છે તે ખોટે રસ્તે દોરનારો અને ઇતિહાસકારના કામ માટે તદ્દન નકામો છે." (જુઓ J. A. S. B. 1881 Pt. I No. 1 page 29)

૧૨. શ્રી. અમૃતલાલ શીલ મૂળ પૃથ્વીરાજ રાસો ટૂંકો ગ્રંથ, પણ એમાં અકબરના વખત પછી ઘણો ઉમેરો થયો છે, એમ માનતા દેખાય છે. (જુઓ 'સરસ્વતી' ૧૯૨૬ ઓગસ્ટનો અંક).

પણ રાસા વિરુદ્ધ બધા પુરાવાઓ એકઠા કરી સબળ રીતે રજુ કરવાનું કામ પહેલ વહેલું મેવાડની સ્ટેટ કાઉન્સીલના સભ્ય અને રાજકવિ કવિરાજ શ્યામલદાસે હિંદીમાં એક ચોપાનિયું લખીને કર્યું. આ ચોપાનિયાનું અંગ્રેજી ભાષાંતર કરાવી એમણે બંગાળની એશિયાટીક સોસાઇટીના જર્નલમાં છપાવ્યું. ( જુઓ J. A. S. B. 1886 part I ). આ લેખે ઘણાની આંખ ઉઘાડી દીધી. હિંદીનો આદિ કવિ આ રીતે સ્થાનભ્રષ્ટ થતાં હિંદી પંડિતોમાં ખળભળાટ થઈ રહ્યો. મેવાડના જ પં. વિષ્ણુલાલ મોહનલાલ પંડ્યાએ આનંદ સંવતની કલ્પના પ્રગટ કરી તથા બીજી દલીલો કરી રાસાનો જબ્બર બચાવ કર્યો, અને સાચી ઐતિહાસિક દૃષ્ટિ વગરના લોકોમાં એ મનાયો પણ ખરો. ( જુઓ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે છપાવેલ ટૉડ રાજસ્થાનનું ભાષાંતર ).

કવિરાજ શ્યામલદાસે બીજોલ્યાનો લેખ, સમરસિંહના લેખો વગેરે રાસા વિરુદ્ધ પ્રબળ પુરાવાઓ પ્રગટ કર્યાં જ હતા. પણ પછી ચૌહાણ વંશના અને મેવાડના સિસોદિયા વંશના અનેક લેખો હાથ આવ્યા, અને ધીમે ધીમે રાસાવિરુદ્ધ શંકા વધતી ગઈ. અત્યારે રાસા વિષે હિંદી વિદ્વાનોની જે માન્યતા છે તેનો સાર ઉપર આપ્યો જ છે. અને એમાં થોડી વધારે વિગતો નીચે ઉમેરી છે.

૧ રાસામાં આપેલી સાલો ખોટી છે એ ઉપર કવિરાજ શ્યામલદાસે વિસ્તારથી દાખલાઓ આપી ધ્યાન ખેંચેલું. એની વિરુદ્ધ શ્રી. વિષ્ણુલાલ પંડ્યાએ આનંદ સંવતની કલ્પના ગોઠવી—નંદ નવ ગણાય છે એ ઉપરથી અ–નંદ એટલે નેવું કે એકાણું નહિ–વગેરે કલ્પના છે ચમત્કારિક, પણ આનંદ સંવત ક્યાય કોઈ કાળે પ્રચલિત હોવાનો પુરાવો નથી. વળી જૂના લોકોએ તો રાસાના સંવતને વિક્રમ સંવત જ માન્યો હશે એમ લાગે છે. કવિરાજ શ્યામલદાસે બરાબર બતાવ્યું છે કે સમરસિંહને પૃથ્વીરાજનો સમકાલીન એટલે રાસા પ્રમાણે વિ. સં. ૧૧૫૮માં માન્યાથી, જેના સમયની વધારે ચોક્કસ ખબર હતી એવા મેવાડના રાણા મોકલજી ( સં. ૧૪૮૫ ) અને સમરસિંહની વચ્ચે ભાટચારણોને મેવાડની વંશાવળીમાં અનેક કલ્પિત નામો ઉમેરવા પડ્યા છે.

ક્ર. ૨ ચૌહાણોની વંશાવળી સોમેશ્વરના વિ. સં. ૧૨૨૬ના લેખમાં મૂળ પુરુષ ચાહમાનથી સોમેશ્વર સુધી આપી છે. એ લેખ આખો ઉપર કહેલા બંગાળ રૉયલ એશિયાટીક સોસાયટીના જર્નલમાં ( ઇ. સ. ૧૮૮૬ ભા. ૧ ) છપાયો છે.

ક્ર. ૪ તથા ક્ર ૯ પૃથ્વીરાજના સમય માટે મુસલમાન ઇતિહાસકારોના ચાહબુદ્દીન ગોરીએ પૃથ્વીરાજને ઇ. સ. ૧૧૯૩ મા હરાવ્યો વગેરે કથન ઉપર જ આધાર છે એમ કોઇ માનતું હોય તો એ ભૂલ છે. વિ. સં. ૧૨૨૬ થી ૧૨૩૪ ના સોમેશ્વરના ચાર લેખો મળ્યા છે. અને તે પછી પૃથ્વીરાજના પોતાના વિ. સં. ૧૨૩૬ ( ઇ. સ. ૧૧૭૯ )નો એક, ૧૨૩૯ નો બીજો, ૧૨૪૪ નો ત્રીજો અને ૧૨૪૫ ( ઇ. સ. ૧૧૮૮ )નો ચોથો તથા એક વિના સંવતનો એ રીતે પાંચ લેખો મળ્યા છે. એટલે પૃથ્વીરાજનો સમય વિ. સં. ૧૨૩૬ થી ૧૨૪૯ (ઇ. સ. ૧૧૭૯ થી ૧૧૯૩ ) ચોક્કસ છે. (આ લેખો માટે જુઓ Epigraphia Indica Vol. VIII. appendix I. તથા भारत के प्राचीन राजवंश भा. १ पा. २६० )

ક. ૧૪ કવિરાજ શ્યામલદાસે રાસાની સાલો ખોટી છે એમ પુરાવાઓથી સાબીત કર્યા પછી નિર્ણય આપ્યો છે કે રાસો રચનાર પૃથ્વીરાજનો સમકાલીન નહોતો. તેઓ કહે છે કે રાસાની ભાષા વ્રજભાષા નહિ પણ રજપૂતાનાની ભાષા છે. અને રાસામાં પુષ્કળ ફારસી શબ્દો છે. આ પ્રમાણે ફારસી શબ્દોનું મિશ્રણ અકબરના સમય પછી રજપૂતાનાની ભાષામાં થયું છે. અને વધારે ચોક્કસ રીતે કહેતાં કવિરાજ શ્યામલદાસ કહે છે કે વિ. સં. ૧૬૪૦ થી ૧૬૭૦ સુધીમાં પૃથ્વીરાજ રાસો રચાયો છે. કારણકે (૧) હમ્મીર મહાકાવ્ય ઇ. સ. ૧૪૬૦ માં લખાયું છે. આ કાવ્યમાં આપેલું પૃથ્વીરાજ અને શાહબુદ્દીન વચ્ચેનું યુદ્ધનું વર્ણન રાસામાં આપેલા વર્ણનને મળતું નથી. જો રાસો હમ્મીર મહાકાવ્ય પહેલાં લખાયો હોત તો રાસાનું વર્ણન હમ્મીર મહાકાવ્યમાં આવત. (૨) રાવળ સમરસિંહ પછી સો વર્ષ સુધીમાં પણ રાસો લખાયો હોત તો સમરસિંહને પૃથ્વીરાજનો બનેવી કહેવા જેવી ભૂલ એમાં ન આવત. (૩) રાસોકાર મેવાડના રાણાઓની ખૂબ પ્રશંસા કરે છે. પણ એમાં મેવાડના રાણાને આપેલાં કેટલાંક બિરૂદો મેવાડના રાણા સંગ્રામસિંહનાં ખાસ બિરૂદો છે. **सुलतानग्रहण मोखन** જેવું બિરૂદ માળવાના સુલતાનને વિ. સં. ૧૫૭૪ માં સંગ્રામસિંહે હરાવેલો એવું સૂચન કરે છે. રાસામાં આવેલા ફારસી શબ્દો તથા આ બિરૂદો જોતાં એ ગ્રંથ વિ. સં. ૧૬૪૦ પછી લખાયો છે અને છેવટઃ—

सोरे सै सत्तोतर विक्रम साक वदीत ।
दिल्लीधर चित्तोडपत लेखग्गांबलजीत ॥

આ રીતે " વિ. સં. ૧૬૭૭ માં ચિત્તોડના રાણા દિલ્લીને જીતી લેશે " એવી ભવિષ્યવાણી રાસામાં કહી છે. આ ઉપરથી ૧૬૭૭ પહેલાં આ ગ્રન્થ રચાયો હોવો જોઇએ. અને વિ. સં. ૧૬૭૧ માં ચિત્તોડના રાણા અમરસિંહે સુલતાન જહાંગીર સાથે સંધિ કરી છે માટે વિ. સં. ૧૬૭૧ પહેલાં અને પ્રતાપસિંહના વખતમાં દિલ્લી લીધા પછી અમુક વ્રતો છોડવાના મેવાડીઓએ લીધેલા શપથને અનુલક્ષીને આ ગ્રન્થ લખાયો છે.

પણ કવિરાજ શ્યામલદાસનો આ મત હજી સર્વમાન્ય થયો નથી. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ સં. ૧૯૦૯થી ૧૩ સુધીમાં રજપૂતાનામાં ફરીને જૂના ગ્રન્થોની શોધ કરી હતી. તેઓ કહે છે કે ચંદનો એક વંશજ નાનૂરામ ભાટ નામનો જોધપુરમાં રહે છે, એની પાસે છેક ચંદ બરદાઇથી પોતા સુધીના વંશનો આંબો છે અને એ નાનૂરામના કહેવા પ્રમાણે ચંદે ફક્ત ત્રણચાર હજાર શ્લોકપૂર ગ્રંથ રચ્યો હતો અને એમાં પાછળથી આટલો બધો ઉમેરો થયો છે. ( ચંદનો આ આંબો નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૯ અં. ૧ માં છપાયો છે. ) મ. મ. હરપ્રસાદ શાસ્ત્રીએ પોતાનો આ મત બંગાળ એશિયાટીક સોસાઇટીના જર્નલમાં ૧૯૧૧ માં પ્રગટ કર્યો છે. વીન્સેન્ટ સ્મિથ એનો ઉલ્લેખ કરે છે. પણ વિ. સં. ૧૮૦૦ ની આસપાસમાં થયેલા, પોતાને ચંદના વંશજ કહેવરાવતા કવિ જદુનાથના વૃત્તવિલાસ નામના ગ્રંથની નોંધ કરતાં પં. ગૌ. હી. ઓઝા કહે છે કે આ જદુનાથ રાસાને એક લાખ પાંચ હજાર શ્લોકનો ગ્રંથ કહે છે માટે રાસો પહેલાં ચાર પાંચ હજાર શ્લોકનો હતો એ વાત નિર્મૂળ છે અને નાનૂરામ ભાટ (બ્રહ્મભટ્ટ) પાસે જે સંક્ષિપ્ત રાસો હોવાનું મ. મ. હરિપ્રસાદ શાસ્ત્રી કહે છે તે પણ ખોટું છે. કારણ શ્રી ઓઝા કહે છે કે

મેં નાનૂરામને ત્યાંનો રાસો તપાસ્યો છે અને એ અને કાશી નાગરી પ્રચારિણીએ છપાવ્યો છે તે એક જ છે મતલબ કે નાનૂરામ પાસે રાસાનો એક કટકો જ છે જુદો સક્ષિપ્ત રાસો નથી ( જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૫ અ ૨ )

નાગરી પ્રચારિણી પત્રિકાના ભા ૯ અ ૧ મા ‘ હિંદી સાહિત્યકા વીરગાથાકાલ’ નામનો એક લેખ હમણા પ્રસિદ્ધ થયો છે એમા પૃથ્વીરાજ રાસા ઉપર ઠીક સમાલોચના કરેલી છે એ લેખના લેખકના કહેવા પ્રમાણે રાસાની ભાષાનું કાઇ ઠેકાણ નથી એમા જૂના અને નવા બન્ને અશો છે રાસાની જૂનામા જૂની પ્રત વિ સ ૧૬૪૨ ની મળી છે એટલે ગ્રથ તે પહેલાનો તો ખરો જ વળી ચદ કવિ ખરેખર પૃથ્વીરાજના સમયમા થઇ ગયો હોવાનો સભવ પૃથ્વીરાજ વિજય કાવ્યના એક વચનને આધારે એ લેખક માને છે જો કે અત્યારે જે પૃથ્વીરાજ રાસો મળે છે તે પૃથ્વીરાજના સમકાલીન કોઇ કવિનો લખેલો તો નથી જ, એટલુ તો સર્વસમત છે આખો ગ્રથ પૃથ્વીરાજ પછી ત્રણસો ચારસો વર્ષે લખાયેલો કે જૂના મૂળમા પાછળથી મોટો ઉમેરો થયેલો એ વિ૦ બે મત છે

દ્વિતીય શ્રાવણ ૧૯૮૪

દુર્ગાશંકર કે. શાસ્રી

# સ્વામી વિવેકાનન્દ

સ્વામી વિવેકાનન્દ વિષે લખવાનો સુઅવસર મને પ્રાપ્ત થયો છે, તેને હું મારા મહદ્-ભાગ્યનું ચિહ્ન લેખુ છુ, કારણ કે સ્વામીજી અમારા હૃદયમદિરના દેવ છે, અમારી ભાવપ્રેરણાનું મૂળ છે તેમના પવિત્ર જીવનની જાદુઈ અસરને લઇને અમે બધાએ અમારા ઘરબાર છોડયા છે અને આ સન્યાસીની જીદગી ગ્રહણ કરી છે

ગુરુદેવ શ્રીરામકૃષ્ણના જીવનની સહાય લીધા વિના સ્વામીજી વિ૦ લખી શકાય એમ નથી, કારણ આપણે જો એમ કહીએ કે શ્રીરામકૃષ્ણ સમાજની તે વખતની સ્થિતિની અદર સુવ્યવસ્થા લાવવા માટે વ્યક્ત થયેલી ઇશ્વરની તારક શક્તિ હતી, તો સ્વામી વિવેકાનન્દ વિષે એમ કહી શકીએ કે તેઓ એ જ શક્તિનો ચાલુ રહેલો પ્રવાહ હતા, જો ગુરુદેવને મસ્તક કહીએ તો સ્વામીજીને શરીર કહી શકીએ, જો એકને અગ્નિનો ભડકો કહીએ તો બીજાને તે અગ્નિમાથી નીકળતા તણખાની સાથે સરખાવી શકીએ જો ગુરુદેવમા સગ્રાહક શક્તિ ( Concentration ) વિશેષ હતી તો સ્વામીજીમા પ્રચારક શક્તિ વિશેષ હતી એકને સમજ્યા વિના આપણે બીજાને સમજી શકીશુ નહિ એટલા માટે સ્વામીજી સબંધી લખવાની શરૂઆત કરતા પહેલા આપણે પરમહસદેવને ઓળખવાનો પ્રયત્ન કરીએ.

શ્રીરામકૃષ્ણ કોણ હતા ? શ્રીરામકૃષ્ણ ઓગણીસમા સૈકાની સૌથી શ્રેષ્ટ આધ્યાત્મિક

મૂર્તિ હતા. ઇશ્વરી પ્રેમનો નિશો તેમને એટલો બધો ચડયો હતો કે સાક્ષાત્ ઇશ્વરની સાથે તેઓ વાતચીત કરતા અને બીજાઓને પણ એ પ્રમાણે કરાવી શકતા.

સાધારણ લેખન વાંચનમાં જ તેમની સઘળી કેળવણી પૂરી થઇ હતી, છતાં પણ તેમના મુખમાંથી અમૂલ્ય આધ્યાત્મિક બોધથી ભરેલા શબ્દો નીકળ્યા કરતા. તે વખતના અત્યંત બુદ્ધિશાળી ગણાતા પુરુષો પણ સ્તબ્ધ બની એ મહાપુરુષના ચરણારવિંદમાં શિર ઝુકાવતા અને તેમના મુખમાંથી ઝરતા દેવદુર્લભ અમૃતનો આસ્વાદ લેતાં ધરાતા નહિ. કેશવચંદ્ર સેન, પ્રતાપચંદ્ર મઝુમદાર, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, વિજયકૃષ્ણ ગોસ્વામી અને બીજાઓ આ વાતની સાક્ષી પૂરે છે. શ્રીરામકૃષ્ણે હાડમાંસથી ભરેલ દેહ ઉપર પૂરેપૂરો કાબુ મેળવ્યો હતો. જો કે તેમનો જન્મ જૂની રૂઢિ પ્રમાણે ચાલનાર હિન્દુ કુટુમ્બમાં થયો હતો તોપણ તેમના ધર્મવિષયક વિચાર એટલા બધા ઉદાર હતા કે તેઓ સઘળા ધાર્મિક પંથો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી શકતા. તેમને આપણે શૈવ, વૈષ્ણવ કે શાક્ત કહી શકીએ નહિ; તેઓમાં આ બધા મતોનો સમાવેશ થતો હતો એટલું જ નહિ પણ તે ઉપરાંત પણ કંઇક વિશેષતા હતી. શુદ્ધ અદ્વૈતવાદમાં માનતા હોવા છતાં પણ પરમહંસદેવને મૂર્તિપૂજામાં ઘણી શ્રદ્ધા હતી. એક જીંદગીની અંદર તો તેઓશ્રીએ સમગ્ર હિન્દુ જાતિના બધા આધ્યાત્મિક અનુભવોનો સાક્ષાત્કાર કરી લીધો હતો. સ્વામી વિવેકાનન્દના ગુરુદેવ આવી વિશિષ્ટતા-વાળા હતા.



સ્વામીજીની મહત્તાનું માપ કાઢી શકાય એમ નથી; તેમની સરખામણીમાં આપણે બધા ક્ષુદ્ર પામર જીવો છીએ, તેથી મને લાગે છે કે હું તેમના મહાન વ્યક્તિત્વને કે તેમના જીવનને યોગ્ય રીતે પ્રકટ કરી શકીશ નહિ. મહાપુરુષને સમજવા માટે તો મહાપુરુષ જ જોઇએ. તેમના આ સૌથી શ્રેષ્ટ શિષ્યને માટે શ્રીરામકૃષ્ણનો શો અભિપ્રાય હતો તે હું ટુંકામાં કહું છું:

ગુરુદેવ વારંવાર કહેતા કે:—

૧. નરેન્દ્ર (સ્વામીજીનું પૂર્વાશ્રમનું નામ) સો ટચનું સોનું છે, તેનામાં કોઇ પણ જાતનો ભેગ નથી. ઉપલક દૃષ્ટિએ ઉદ્ધત જેવાં દેખાતાં તેના કામો તેની આત્મશ્રદ્ધા અને આત્મસંયમ પ્રકટ કરે છે. આ આન્તરિક પવિત્રતાને લઇને જ તે લોકોની સ્તુતિ કે નિન્દાની દરકાર કરતો નથી.

૨. કમળની સાથે સરખાવીએ તો નરેન્દ્રને અજબ વાસ અને રંગવાળા પૂર્ણ વિકસિત સહસ્રદલ કમળની સાથે સરખાવી શકાય.

૩. નરેન્દ્રના હાથમાં વિવેક તથા વૈરાગ્યની તરવાર છે; એ તરવાર હાથમાં રાખીને નરેન્દ્ર કશી પણ બ્હીક રાખ્યા વિના ફરે છે તેથી માયા તેની નજીક આવી શકતી નથી.

૪. કેશવચંદ્ર સેનમાં જો એક ગુણ એવો છે કે જેને લઇને તે હિંદુસ્તાનમાં તેમ જ બહાર જાણીતા થયેલ છે, તો નરેન્દ્રમાં એવા અઢાર ગુણ છે; અને એ બધા યોગ્ય સમયે પ્રકટ થશે.

૫. કેશવ અને વિજયકૃષ્ણ ગોસ્વામીમાં આધ્યાત્મિક જ્ઞાનનો દીપ માણબત્તીની જ્યોતની જેમ બળી રહ્યો છે, ત્યારે નરેન્દ્રમાં તો એ દીપ અજ્ઞાન તિમિરનું નાશ કરતા તેજોમય સૂર્યની સાથે સરખાવી શકાય તેમ છે.

સમાધિસ્થ અવસ્થામા નરેન્દ્રનાથ સબધી જે હકીકત શ્રીરામકૃષ્ણના જાણવામા આવી હતી તેને પરિણામે નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર આવ્યા ત્યાર પહેલા જ તેમને વિષે ગુરુદેવે અતિ ઉત્તમ અભિપ્રાય બાધ્યો હતો

શ્રીરામકૃષ્ણ કહેતા કે નરેન્દ્રનાથ સાક્ષાત્ નારાયણના અવતાર પ્રાચીન નર ઋષિ પોતે છે એ ઋષિ નિર્વિકલ્પ સમાધિમા જ મગ્ન રહેતા પણ નરેન્દ્રરૂપે જગતનુ હિત સાધવામા પરમહસદેવને મદદ કરવા તેમણે મનુષ્યાવતાર ધારણ કર્યો હતો

હવે હુ સ્વામીજીના જીવનનો ટુક હેવાલ આપીશ તથા તે સાથે તેમનો અને ગુરુદેવનો સબધ કઇ જાતનો હતો તે વિષે પણ ટુકુ વર્ણન કરીશ સ્વામીજીનો જન્મ સને ૧૮૬૩ મા જાણીતા દત્ત કુટુમ્બમા થયો હતો આ દત્ત કુટુમ્બ કલકત્તાના સીમલા નામના પરામા રહેતું હતું અને તે ભાગમા તેની ઉચ્ચ સરકારિતા માટે જાણીતું હતુ સ્વામીજીના દાદાજી દુર્ગા ચરણદત્તે પોતાના પહેલા સતાન વિશ્વનાથના જન્મ પછી સસારનો ત્યાગ કરી સન્યાસ ગ્રહણ કર્યો હતો સ્વામીજીના પિતાશ્રી વિશ્વનાથ દત્ત કલકત્તા હાઇકોર્ટના મુખ્ય એટોર્નિમાના એક હતા, તેમની કમાણી બહુ સારી હતી પણ ખર્ચ પણ તેટલુ જ હતું તેમની દાન વીરતા મશહુર હતી ધર્મ સબધી પણ તેમના મત અતિ ઉદાર હતા, બાઇબલ અને ક્રાઇસ્ટ પ્રત્યે તેઓ ઘણા ભક્તિભાવથી જોતા અને ફારસી કવિ હાફિઝના પુસ્તકો તેમને અતિપ્રિય હતા સ્વામીજીના માતુશ્રી ભુવનેશ્વરી દેવી પણ અત્યમાન્ય કોટિના હતા તેઓ ઘણા જ સહનશીલ હતા તથા ધર્મમા દઢ આસ્થાવાળા હતા

બાળક તરીકે પણ સ્વામીજી તેમના સાથીઓથી જુદા તરી આવતા તેમનું શરીર અતિ દઢ હતું, તેમનુ મન અતિ ચપળ હતું તથા તેમનુ હૈયુ અતિ નરમ હતું સૂક્ષ્મ બુદ્ધિ, અસાધારણ સ્મરણશક્તિ, બળવાન કલ્પનાશક્તિ, ઊંડી વિચારશક્તિ, સત્ય તથા સ્વાર્થત્યાગપ્રિયતા, નિષ્કપટતા અને પવિત્રતા આદિ ઊંચી કોટિના ગુણોને લઇને નાનપણથી જ જણાઇ આવતું કે સ્વામીજી આગળ જતા મહાન વ્યક્તિ થવાને સરજાયેલ છે તેઓ મલ્લવિદ્યા સારી રીતે જાણતા અને સગીતમા ઘણા જ પ્રવીણ હતા આ ઉપરાત તેમને પુસ્તકોનો સહવાસ પણ અતિપ્રિય હતો, ઇતિહાસ અને દર્શનશાસ્ત્ર એ તેમના પ્રિય વિષયો હતા, અને આ વિષયોના સબધમા તેમણે ઘણા પુસ્તકો વાચી નાખ્યા હતા

છેક બાલ્યાવસ્થાથી જ તેમનો ધર્મપ્રિય સ્વભાવ જણાઇ આવતો હતો, ધ્યાનમા નિમગ્ન રહેવુ તેમને બહુ જ ગમતું નાનપણમાથી જ તેઓ દેવદેવીઓની માટીની મૂર્તિઓ ખરીદતા અને તેમની સામે બેસી ધ્યાન ધરવાની રમત રમતા એક દિવસ એવુ બન્યુ કે આ જાતની ધ્યાન ધરવાની રમત રમતા તેમનું બાહ્યભાન ચાલ્યુ ગયુ અને જ્યારે તેમના સગાઓએ ઓરડાની અંદર આવી સારી રીતે ઢઢોળ્યા ત્યારે જ તેમનું મન પાછુ ઠેકાણે આવ્યુ આગળ જતા ધ્યાનમા મગ્ન રહેવુ એ તો તેમનો સાધારણ કાર્યક્રમ થઈ પડયો. રાત્રિનો મોટો ભાગ તેઓ ધ્યાનાવસ્થ દશામા ગાળતા.

જેમ જેમ સ્વામીજીની ઉમ્મર વધતી ગઇ તેમ તેમ ઈશ્વરપ્રાપ્તિ માટે તેમની તાલાવેલી પણ વધારે ને વધારે તીવ્ર થતી ગઇ, અને તેઓ બ્રહ્મસમાજમા ભળ્યા આપણા જગજાહેર કવિરાજ રવીન્દ્રનાથ ટાગોરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર પાસે ધર્મવિષયક શિક્ષણ માટે સ્વામીજી ઘણીવાર જતા નરેન્દ્રનાથમા ઉત્તમ આધ્યાત્મિક શક્તિના ચિહ્નો

મહર્ષિના જોવામાં આવ્યાં. તેમણે એક વખત નરેન્દ્રને કહ્યું હતું કે તમારી આંખ યોગી પુરુષના જેવી છે. મેં આગળ જણાવ્યું છે કે સ્વામીજીને દર્શનશાસ્ત્રનો અભ્યાસ ઘણો જ ગમતો. પશ્ચિમના દર્શનશાસ્ત્રી હર્બર્ટ સ્પેન્સર અને બીજાઓનાં પુસ્તકો તે ઘણા પ્રેમથી વાંચતા. આ દર્શનશાસ્ત્રીઓના નાસ્તિક વિચારોને લઈને નાનપણથી તેમનામાં ઈશ્વર સંબંધી જે દૃઢ શ્રદ્ધા હતી તેને સખત ફટકો પડયો અને તેમની શ્રદ્ધા ડગમગવા લાગી. આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિ માટે તેમણે જુદી જુદી જગ્યાએ જવા માંડયું. તેમણે બ્રહ્મોસમાજનો પણ આશરો લીધો, પણ ઈશ્વરપ્રાપ્તિના પ્રયત્નમાં તેથી તેમને વિશેષ ફાયદો થયો નહિ.

એક દિવસ સ્વામીજી મહર્ષિ દેવેન્દ્રનાથ પાસે ગયા અને તેમને પ્રશ્ન પૂછયો કે આપે પરમેશ્વરને જોયા છે? મહર્ષિના જવાબથી તેમને સંતોષ વળ્યો નહિ. તેમને તો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવા ઈશ્વરની જરૂર હતી, અને આ વિષયમાં તેમને મદદ કરી શકે એવા માણસની શોધમાં તેઓ નીકળ્યા હતા.

આ જાતની માનસિક સ્થિતિમાં ઇ. સ. ૧૮૮૧ માં કલકત્તામાં પરમહંસદેવના ગૃહસ્થ શિષ્ય સુરેન્દ્રનાથ મિત્રને ત્યાં શ્રીરામકૃષ્ણનો અને તેમનો મેળાપ થયો. ગુરુદેવની આજ્ઞાથી નરેન્દ્રનાથે કેટલાંક ભજનો ગાયાં. તેમના શરીરના ઘાટ ઉપરથી જ ગુરુદેવે તેમની ઊંચા પ્રકારની આધ્યાત્મિક શક્તિ પારખી કાઢી, અને તેમણે સ્વામીજીને આગ્રહપૂર્વક કહ્યું કે જેમ બને તેમ જલ્દી દક્ષિણેશ્વર આવી મને મળજો.

આ અરસામાં નરેન્દ્રનાથ 'આર્ટ'ની પહેલા વર્ષની પરીક્ષામાં પાસ થયા; તેમના પિતાશ્રીએ તેમના લગ્નની તૈયારી કરવા માંડી, પણ નરેન્દ્રનાથે તો દૃઢતાપૂર્વક પરણવાની ના પાડી. તેથી લગ્નનો વિચાર માંડી વાળવો પડયો.

એકાદ મહિના પછી નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર ગયા અને ત્યારથી આ બે મનુષ્યદેવો વચ્ચે આધ્યાત્મિક સંબંધ શરૂ થયો. સ્વામીજીની જીંદગીનો આ ભાગ આધ્યાત્મિક ભાવથી ભરેલ પ્રસંગોથી પરિપૂર્ણ છે. આ પ્રસંગો એવા ભાવગંભીર છે કે તે પ્રસંગોનું શબ્દોમાં વર્ણન કરવું લગભગ અશક્ય છે.

અહીં હું એક પ્રસંગનું જ વર્ણન કરીશ. નરેન્દ્રનાથ બીજી વખત દક્ષિણેશ્વર આવી ગયા ત્યાર પછી આ પ્રસંગ બન્યો હતો. નરેન્દ્રનાથ ઓરડામાં આવ્યા કે તરત જ ગુરુદેવે તેમને પોતાની પાસે ખાટલા ઉપર બેસાડયા. એકાએક ભાવમાં આવી જઈ ગુરુદેવે પોતાનો જમણો પગ નરેન્દ્રના શરીર પર મૂકયો. આ સ્પર્શથી નરેન્દ્રને અલૌકિક વાતાવરણનો અનુભવ થવા લાગ્યો. ઓરડાની દિવાલો, છત અને અંદરની બધી ચીજો ચક્કર ચક્કર ફરવા લાગી અને જાણે કે શૂન્યમાં મળી જતી હોય એવો નરેન્દ્રને અનુભવ થવા લાગ્યો. નરેન્દ્રનું પોતાનું વ્યક્તિત્વ પણ જાણે ખોવાઈ જતું હોય એમ તેને લાગવા માંડયું. સ્વામીજી ભયભીત થઈ બોલી ઉઠયાઃ—"અરે! અરે! તમે મને શું કરો છો? મારે ઘેર માબાપ છે." ગુરુદેવે હસીને જવાબ આપ્યોઃ—"બહુ સારૂં, આ અનુભવને ત્યારે આટલેથી જ અટકવા દે, યોગ્ય વખતે બધું થઈ રહેશે." નરેન્દ્રની છાતી ઉપર ગુરુદેવે હાથ ફેરવ્યો, અને તે અસલ સ્થિતિમાં પાછા આવ્યા. આ અનુભવથી નરેન્દ્રના મનમાં જે ગડભાંગ ચાલી રહી હતી તે શાંત પડી અને જીવનના ગૂઢ પ્રશ્નો સંબંધી તેમના વિચારોમાં ઘણો ફેરફાર થઈ ગયો.

શ્રીરામકૃષ્ણ અર્ધ ગાંડપણની અવસ્થામાં છે એવો તેમનો શરૂઆતનો મત હતો તેમાં ધીમે ધીમે ફેરફાર થઇ ગયો, અને પોતાની જાતને તેમણે ગુરુદેવના ચરણકમળમાં સંપૂર્ણ સમર્પી દીધી આદર્શ ગુરુ શ્રીરામકૃષ્ણે નરેન્દ્રની પાસે આધ્યાત્મિક સાધના કરાવી તેમની સુષુપ્ત અદ્‌ભુત શક્તિઓને જાગૃત કરી અને પોતાના મહાન ધાર્મિક કાર્યમાં તેમનો મુખ્ય સાધન તરીકે ઉપયોગ કર્યો, તેમ જ પોતાના યુવાન શિષ્યોમાં તેમને મુખ્ય શિષ્ય બનાવ્યા

ઇ. સ. ૧૮૮૪ માં નરેન્દ્રનાથ કાયદાની છેલ્લી પરીક્ષા માટે તૈયારી કરતા હતા, તે વખતે કુટુમ્બને તદ્દન નિર્ધન અવસ્થામાં છોડી તેમના પિતાએ સ્વર્ગવાસ કર્યો કુટુમ્બી જનોમાં સૌથી વધારે મોટી ઉમ્મરના હોવાથી કુટુમ્બનો બધો ભાર નરેન્દ્ર પર આવી પડ્યો હાથમાં અરજી લઇ તેઓ આમતેમ ઘણી જગ્યાએ આથડ્યા પણ નોકરીનો પત્તો લાગ્યો નહિ અને કુટુમ્બ લગભગ ભૂખમરાની સ્થિતિમાં આવી પડ્યું

તદ્દન નિરાશ થઈ જવાથી નરેન્દ્રનાથ એક દિવસ દક્ષિણેશ્વર આવ્યા અને ગુરુદેવને કહ્યું કે મારી પૈસા સંબંધી મુશ્કેલીઓ દૂર કરવા માતાજીને પ્રાર્થના કરો પરમહંસદેવે જવાબ આપ્યો –"ભાઇ આ જાતની પ્રાર્થનાઓ મારાથી થઇ શકતી નથી માટે તું જાતે માતાજીના મંદિરમાં જા, અને જે જોઇતું હોય તે માતાજી પાસેથી માગી લે માતાજી તારી મનકામના પૂરી કરશે"

નરેન્દ્રનાથ ત્રણ વખત મંદિરમાં ગયા પણ ત્રણે વખત માતાજીની જીવન્ત મૂર્તિ નિહાળી પોતે જે માગણી કરવા આવ્યા હતા તે તદ્દન વિસરી ગયા, અને તેને બદલે ભક્તિ, પવિત્રતા અને વિવેક વૈરાગ્યની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી ગુરુદેવ પોતાના શિષ્યની આવી આધ્યાત્મિકતા તથા આન્તરિક શુદ્ધિ જોઈને ઘણા જ ખુશી થયા અને તેને આશીર્વાદ આપીને કહ્યું –"ભાઈ, તારા કુટુમ્બને સાદા ખોરાક કે કપડાની તંગી કદી પણ પડશે નહિ" આ બનાવ પછી નરેન્દ્રે જગતનું પાલન કરનારી આદ્યશક્તિ તરીકે ઇશ્વરની ઉપાસના તથા પ્રતિમાદ્વારા તેની પૂજા એ બે સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો

તે જ વર્ષમાં શ્રી રામકૃષ્ણને કેન્સર ( Cancer ) ગલક્ષતનો રોગ લાગુ પડ્યો પરમહંસદેવની માંદગી લગભગ બે વર્ષ ચાલી આ માંદગી દરમિયાન શિષ્યોને ગુરુદેવની સેવા કરવાની અને ત્યાગીનું જીવન ગાળવા માટે તૈયારી કરવાની ઘણી તક મળી ગુરુદેવની સેવામાં ન રોકાયેલ હોય ત્યારે આ શિષ્યોના નેતા નરેન્દ્રનાથ બધા શિષ્યોને ભેગા કરી ધ્યાન, અધ્યયન, ધાર્મિક ચર્ચા કે ભજન ગાવામાં વખતનો ઉપયોગ કરતા ગુરુદેવ પ્રત્યેના અગાધ પ્રેમ અને નરેન્દ્રના સમતાગુ સ્વભાવથી ખેંચાઇ આ બાર યુવાન શિષ્યોએ શિષ્ય સંઘની સ્થાપના કરી અને ઈશ્વર તથા ધર્મની ખાતર સંસારનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો શ્રીરામકૃષ્ણ મતાનુયાયી સંન્યાસી સંઘની શરૂઆત આ રીતે થઈ

મહાસમાધિ લેતા પહેલાં થોડા દિવસ અગાઉ શ્રીરામકૃષ્ણે પોતાની અદ્‌ભુત આધ્યાત્મિક શક્તિનો બધાને અનુભવ કરાવ્યો જે વખતે જેઓ તેમની પાસે આવ્યા તેમનામાં તેમણે અલૌકિક જ્ઞાનનો પ્રકાશ પાડ્યો. નિર્વિકલ્પ સમાધિમાં લાંબા વખત સુધી પડ્યા રહેવાની ઇચ્છાથી એક દિવસ નરેન્દ્ર પણ શ્રીરામકૃષ્ણ પાસે ગયા શ્રીરામકૃષ્ણે કહ્યું –"ભાઇ, આવી ઇચ્છા તને શોભતી નથી તારે તો માતાજીએ સોંપેલું કાર્ય કરવાનું છે તારું કર્તવ્ય તો

સારા જગતનું હિત સાધવાનું છે. નિર્વિકલ્પ સમાધિમાં પડયા રહેવાથી શો ફાયદો થશે?"

મહાસમાધિ લેવાને ત્રણચાર દિવસ હતા ત્યારે ગુરુદેવે આખી દુનિયાને હલમલાવી મૂકે એવી પોતાની શક્તિનો નરેન્દ્રમાં સંચાર કર્યો, અને આમ ગુરુ અને શિષ્ય બન્નેની શક્તિ એકત્રિત થઇ, બન્ને એકરૂપ બન્યા.

ઈ. સ. ૧૮૮૬માં શ્રીરામકૃષ્ણે માનુષી દેહનો ત્યાગ કર્યો. તેમના યુવાન શિષ્યોએ એક પછી એક સંન્યાસ ગ્રહણ કર્યો અને બરાનગર મઠમાં એકત્રિત થયા. સને ૧૮૮૬ થી ૧૮૯૩ નાં વર્ષો નરેન્દ્રનાથે હિમાલયથી છેક કેપ્ય કેમોરિન સુધી પરિવ્રાજક સાધુ તરીકે મુસાફરી કરવામાં ગાળ્યાં. એ મુસાફરી દરમિયાન તેમણે સખત નિયમો પાળ્યા. અનાયાસે જે ખાવાનું મળી આવે તેના પર સ્વામીજી ગુજારો કરતા અને બધો વખત સત્ય સ્વરૂપનું પૂર્ણજ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરતા. આ પરિભ્રમણથી અખિલ ભારતવર્ષને લગતા પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કરવાની સ્વામીજીને તક મળી. દેશની ખરી સ્થિતિનો તેમને યથાસ્થિત ખ્યાલ આવ્યો. આપણા સમાજજીવનમાં રહેલાં જીવપ્રદ તત્ત્વો તેમ જ તેમાં પેસી ગયેલા સડાનો સ્વામીજીને પૂરો અનુભવ થયો. પર્યટણ દરમિયાન સ્વામીજી દરેક જાતના માણસો સાથે હળતા મળતા, મોટા મોટા રાજારજવાડાથી માંડીને હલકામાં હલકા ગણાતા ઢેડની સાથે તેઓ છૂટથી વાતચીત કરતા અને આ રીતે જુદા જુદા પ્રાંતોના સામાજિક રીતરિવાજોનો પણ તેમને સારો પરિચય થયો.

સ્વામીજીની જીંદગીનો આ ભાગ અનેક બોધપ્રદ પ્રસંગોથી ભરેલો છે. એ પ્રસંગો ઉપરથી સ્વામીજીની ઈશ્વરમાં અડગ શ્રદ્ધા, તીવ્ર વૈરાગ્યવૃત્તિ તથા દેશની દુઃખી જનતા માટે ગાઢ અનુકમ્પા વ્યક્ત થાય છે. તે સાથે આપણને સ્વામીજીમાં રહેલ અલૌકિક આત્મ-વિશ્વાસ, નિડરતા, સમયસૂચકતા, ધૈર્ય, શાંતિ તથા વક્તૃત્વશક્તિનું ભાન થાય છે. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સ્વામીજીએ જ્ઞાનપ્રકાશથી લોકોનું અજ્ઞાનતિમિર દૂર કર્યું.

અલવરના દેશી રાજ્યમાં બનેલા એક પ્રસંગનું હું અત્રે વર્ણન કરું છું. સ્વામીજીનો ઉતારો સ્ટેટના દિવાન સાહેબને ત્યાં હતો, પણ તેમણે દિવાન સાહેબ સાથે એવી શરત કરી હતી કે મને મળવા આવનાર માણસ, પછી તે ભણેલ હોય કે અભણ, તવંગર હોય કે ગરીબ, દરેકને અહીં આવવાની પૂરેપૂરી છૂટ હોવી જોઇએ. અલવરના તે વખતના મહારાજા સાહેબ મંગળસિંહ રહેણીકરણી તેમ જ આચારવિચારમાં તદ્દન પાશ્ચાત્ય ઢબના થઈ ગયા હતા અને તેમના મનમાં કહેવાતા સાધુઓ માટે પૂરેપૂરો તિરસ્કાર હતો. અંગ્રેજી ભાષાનું તેમ જ આપણાં ધર્મશાસ્ત્રોનું અગાધ જ્ઞાન ધરાવનાર એક સાધુ દિવાન સાહેબને ત્યાં આવેલ છે એમ સાંભળીને મહારાજાને તેમને મળવાની ઇચ્છા થઇ, અને દિવાન સાહેબને ત્યાં પધાર્યા. સાથે અધિકારી વર્ગનો પણ મોટો સમૂહ હતો. સ્વામીજી અને મહારાજા સાહેબ વચ્ચે ઘણી બોધદાયક વાતચીત થઇ. મહારાજા સાહેબે વાતચીત દરમિયાન કહ્યું:—"બાબાજી મહારાજ, મને મૂર્તિપૂજામાં જરા યે શ્રદ્ધા નથી. અજ્ઞાન જન-સમૂહની માફક હું લાકડા, માટી, પથ્થર કે ધાતુની મૂર્તિને કેવી રીતે પૂજી શકું? જો હું મૂર્તિપૂજા નહિ કરું તો શું હું નરકે જઈશ?"

સ્વામીજીએ શાંતિથી જવાબ આપ્યો, "મારા ધારવા પ્રમાણે જેવી જેની શ્રદ્ધા તે પ્રમાણે ફળ મળે છે."

સ્વામીજીનો ભક્તગણ તો આ જવાબથી વિચારમાં પડી ગયો! મહારાજાના ધર્મ શાસ્ત્રથી વિરુદ્ધના મતને સ્વામીજી અનુમોદન કેમ આપી રહ્યા હશે? સ્વામીજીને તો મૂર્તિ પૂજામાં ઘણી શ્રદ્ધા હતી.

પણ એટલામાં તો સ્વામીજીએ અધિકારી મંડળને પોતાની ચતુરાઈથી આશ્ચર્યચકિત કરી દીધું. પાસે ઉભેલા એક માણસને દિવાલ પર લટકતી મહારાજાની છબી લાવવાનું કહ્યુ તે છબીને હાથમા લઈને સ્વામીજીએ દિવાનને તેના પર થુંકવા કહ્યું. અધિકારી વર્ગના મ્હો પર ગભરાટના ચિન્હ દેખાવા લાગ્યાં. ભયભીત અધિકારીઓ સમજી ન શકયા કે સ્વામીજી શું કરવા માગે છે. સિંહગંભીર અવાજે ફરીથી સ્વામીજી ગર્જી ઉઠયા, "થુંકો, આ છબી ઉપર થુંકો. આ તો એક કાગળનો ટુકડો જ છે."

ધ્રુજતા ધ્રુજતા ભયભીત દિવાનજી બોલી ઉઠયા, "આ શું? સ્વામીજી, આપ મને શું કરવાનું કહો છો? આ તો અમારા મહારાજા સાહેબની છબી છે, તેના પર મારાથી કેવી રીતે થુંકાય?"

આ જવાબ સાભળી સ્વામીજી બોલ્યા, "તેમ કરવામા વાંધો શો છે? તમારા મહારાજા સાહેબ એ કાગળના ટુકડામા બેઠેલા નથી. છબી તો માત્ર કાગળનો ટુકડો છે. તેમાં કાંઈ હાડમાંસ નથી. તમે થુંકતા નથી તેનું ખરૂં કારણ તો એ છે કે તેમાં મહારાજા સાહેબની છાયા છે. તેના ઉપર થુંકવાથી તમે તમારા મહારાજા સાહેબનું અપમાન કરો છો એમ તમને લાગે છે."

અધિકારી વર્ગનો જીવ આ સાભળી હેઠો બેઠો. પછી મહારાજા તરફ ફરી સ્વામીજી બોલ્યાઃ–"મહારાજા, જુઓ, એક રીતે કહીએ તો તમે આ છબીમાં નથી, પણ જરા વિચાર કરીશું તો બીજી રીતે તમે આ છબીમા છો, તેથી દિવાન અને તમારો બીજો અધિકારી વર્ગ તેના ઉપર થુંકવાને રાજી નથી, અને તેઓની આ નાખુશી તદન વાજબી છે. મૂર્તિઓ દ્વારા ઈશ્વરની પૂજા કરનાર ભક્તગણની સ્થિતિ પણ આને મળતી જ છે. કોઈ પણ હિન્દુ મૂર્તિને પત્થર કે લાકડાના ટુકડા તરીકે પૂજતો નથી ભક્ત તો એ મૂર્તિદ્વારા એક સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ ઈશ્વરને જ પૂજે છે. મૂર્તિ તો મનને એકાગ્ર કરવાને માટે બાહ્ય સાધનરૂપ જ છે." આ રીતે સ્વામીજીએ મૂર્તિપૂજાનું રહસ્ય સમજાવ્યું. મહારાજાને કબૂલ કરવું પડ્યું કે અત્યાર સુધી હું મૂર્તિપૂજાનો ખરો મર્મ સમજ્યો નહોતો, તમે મારી આખ ઉઘાડી છે.

આ સાત વર્ષના પરિભ્રમણથી સ્વામીજીના ધાર્મિક મત વ્યવસ્થિત તથા સંગઠિત થયા. બીજો ફાયદો એ થયો કે હિન્દુસ્તાનના સામાજિક જીવનમાં તથા ધાર્મિક આદર્શોમા બાહ્ય દૃષ્ટિએ જે વિવિધતા જોવામા આવે છે તેની પાછળ રહેલ આધ્યાત્મિક અનુભવોની એકતા સ્વામીજીના જોવામા આવી. સ્વામીજીની ખાત્રી થઈ કે આધ્યાત્મિકતા એ ભારતવર્ષની પ્રજાની વિશેષતા છે, અને જો ભારતવર્ષને પોતાની અસલની ઉચ્ચ સ્થિતિ પાછી મેળવવી હોય તો એ જ્ઞાનના સાધનોદ્વારા જ ફળીભૂત થઈ શકશે. આ વિચાર તેમના મગજમા દૃઢ થઈ ગયો અને કેવી રીતે દેશની આ સ્થિતિ સુધારવી તે નહિ સુઝવાથી તેમનું મન અશાન્ત બન્યું.

તેમના મનની સ્થિતિ આવી હતી તે વખતે તેમના કેટલાક મિત્રોએ સ્વામીજીને કહ્યું કે ચિકાગોમાં સર્વધર્મ પરિષદ ભરાવાની છે. તેમણે સ્વામીજીને હિન્દુધર્મનું રહસ્ય સમજાવવા માટે ત્યાં જવા આગ્રહ કર્યો. સ્વામીજીને પણ આ સૂચના ઘણી જ પસંદ પડી. તેમને એમ જ લાગ્યું કે આ તક ઈશ્વરે જ તેમને આપી હતી. અમેરિકા જવા માટે તેઓ નીકળ્યા ત્યારે થોડા સાચા મિત્રોની શુભેચ્છા, દેશનું ભલું કરવાની પોતાના હૃદયની પ્રેરકશક્તિ તથા ગુરુદેવના સંરક્ષક આત્માનું અનુમોદન અને આશિષઃ આ સિવાય તેમને બીજું કોઈ મદદ કરે તેમ નહતું. તેમની મુસાફરી, ચિકાગો પરિષદમાં તેમનું પહેલું ભાષણ, અજાણ્યા પ્રદેશમાં અતિ ઠંડી અને પૈસાની તંગીને લઇને વેઠવાં પડેલાં કષ્ટો,—આ બધી વિગતનું અહીં વર્ણન કરવાનો સમય નથી.

આવી મુશ્કેલીઓમાંથી રસ્તો કરી સ્વામીજીએ યોગ્ય સમયે સર્વધર્મપરિષદ જેવી મહાન સભા, જેની અંદર દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મના પ્રતિનિધિઓ એકત્ર થયા હતા, તેની સમક્ષ હિંમતથી પોતાના વિચારો જાહેર કર્યા. તેમણે હિન્દુધર્મની ખૂબી બતાવી ખ્રિસ્તી લોકોએ તેના પર મૂકેલા ખોટા આરોપમાંથી તેનો બચાવ કર્યો. હિન્દુધર્મની વિશાળતા અને સર્વગ્રાહિતા સિદ્ધ કરી બતાવી હિન્દુસ્તાન અને હિન્દુસભ્યતા સંબંધી પશ્ચિમના લોકોમાં જે ખોટા ખ્યાલો પેસી ગયા હતા તે દૂર કર્યા. અમેરિકામાં તેમનો વિજય સાનન્દાશ્ચર્ય પમાડે તેવો હતો. અમેરિકાનાં બધાં વર્તમાનપત્રોએ તેમની અતિ પ્રશંસા કરી અને મહાન ધર્મોપદેશક તરીકે તેમનું નામ આખી દુનિયાંમાં મશહૂર થઈ ગયું. એક અજ્ઞાત સાધુને બદલે હવે દુનિયાની મહાન વ્યક્તિઓમાં તેમની ગણત્રી થવા લાગી. સર્વધર્મપરિષદમાં સૌથી શ્રેષ્ઠ વ્યક્તિ તરીકે તેમનાં યશોગાન ગવાયાં. અમેરિકન પ્રજા તેમની પાછળ ગાંડી બની, રાજાઓને પણ દુર્લભ માન તેમને આપવામાં આવ્યું. જ્યાં આવા ધર્મોપદેશકો હોય ત્યાં ખ્રિસ્તી પાદરીઓને ધર્મપ્રચાર માટે મોકલવા એ મૂર્ખાઈ છે એમ અમેરિકાના બુદ્ધિવાન પુરુષોની ખાત્રી થઈ.

પણ હવે સ્વામીજી માટે ખરેખરી પ્રવૃત્તિમય જીંદગીની શરૂઆત થઈ. પરિવ્રાજક સાધુ તરીકે ભારતવર્ષમાં ઠેરઠેર જગ્યાએ સ્વામીજીએ જે શાંતિ ભોગવી હતી તેનો અંત આવ્યો. વ્યાખ્યાન આપવા માટે એટલાં બધાં આમંત્રણ આવવા માંડયાં કે એ બધાંને પહોંચી વળવા સ્વામીજીને અથાગ માનસિક તેમ જ શારીરિક પરિશ્રમ સહન કરવો પડયો. પહેલાં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં અને પાછળથી યૂરોપ ખંડમાં સ્વામીજીએ પવનવેગે જુદાં જુદાં સ્થળોની મુલાકાત લીધી. તે સઘળે ઠેકાણે સ્વામીજીએ નિડરતાથી પોતાનો ધર્મ-સંદેશ જાહેર કર્યો, અને પાશ્ચાત્ય શિષ્યોને કેળવી વેદાન્તની ચર્ચા અને ઉપદેશને માટે કાયમની સંસ્થાઓ સ્થાપી.

સ્વામીજી પોતાનાં ભાષણોમાં અને વાતચીતમાં અત્યંત નિડર તથા સત્યવક્તા હતા અને જનસમૂહને પોતાનું કહેલું પસંદ પડશે કે નહિ તેની જરા પણ દરકાર રાખતા નહિ. ઉપદેશક તરીકે જુદી જુદી જગ્યાઓની મુસાફરી દરમિયાન તેમને ઘણા સુપ્રસિદ્ધ માણસોનો પરિચય થયો હતો. સુપ્રસિદ્ધ વક્તા અને અજ્ઞેયવાદી ( Agnostic ) રોબર્ટ ઇંગરસોલ તેમાંના એક હતા. સ્વામીજીને તેમની સાથે તત્ત્વજ્ઞાન અને ધાર્મિક પ્રશ્નો સંબંધી લાંબી ચર્ચા થયેલી. તેમની નિડરતા અને સત્યવક્તાપણું જોઇને એક વખત વાતચીત કરતાં

મિ. ઇંગરસોલે તેમને કહ્યું કે "સ્વામીજી, આપ અમેરિકન લોકોના આચારવિચાર વિરુદ્ધ મંતવ્ય પ્રકાશ કરતાં ઘણી સાવચેતી રાખજો." "શા માટે તમે એમ કહો છો?" એ પ્રશ્નના ઉત્તરમાં એ સુપ્રસિદ્ધ અજ્ઞેયવાદીએ જવાબ આપ્યોઃ "આજથી ૪૦ વર્ષ પહેલાં જો તમે આ દેશમાં ઉપદેશક તરીકે આવ્યા હોત તો તમને ફાંસીની શિક્ષા થાત. ત્યાર પછી લાંબે સમયે તમે આવ્યા હોત તો પણ તમને ગામડાંઓમાં રહેનારી વસ્તીએ જીવતા બાળી મૂક્યા હોત અથવા તો પત્થરનો વરસાદ વરસાવી નસાડી મૂક્યા હોત."

સર્વધર્મ પરિષદમાં પણ સ્વામીજીના સ્વભાવની તેજસ્વિતા અને જનસમાજની પ્રશંસા માટેની તેમની તદ્દન બેદરકારી દર્શાવનારો એક પ્રસંગ બન્યો હતો. એ પરિષદની સમક્ષ ભાષણ આપતાં સ્વામીજી એક વખત વચમાં અટકી ગયા અને શ્રોતાઓને કહેવા લાગ્યા "તમારામાંથી જેમણે હિંદુ ધર્મશાસ્ત્રો વાંચી એ વિષયમાં સ્વાનુભવથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેઓ હાથ ઊંચા કરો." જો કે આખી દુનિયાના મુખ્ય મુખ્ય ગણાતા ધર્મવેત્તાઓ આ પરિષદમાં ભાગ લેવા આવ્યા હતા તો પણ હાથ ઊંચા કરનારા ફક્ત ત્રણ કે ચાર જ હતા. પછી તરત જ સ્વામીજીએ ટટ્ટાર થઈને અને શ્રોતાઓ તરફ જાણે કે દયાની દૃષ્ટિએ જોતા હોય તેમ નજર કરી કહ્યુંઃ "અને છતા તમે ન્યાયાસન પર બિરાજી અમારા ધર્મનો ન્યાય કરવાની હિંમત ધરો છો?!"

એ સભામાં જેટલા બેઠા હતા તે સર્વના મ્હો પર લજ્જાની કાળાશ છવાઈ ગઈ; સ્વામીજીની શક્તિ અને નિડરતાની તેમના સર્વ પર ઊંડી અસર થઇ, અને સર્વને તેમને માટે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ.

હિંદુસ્તાન જગતને જે આધ્યાત્મિક વારસો આપવાનું હતું તે તરફ અમેરિકન લોકોની પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરવામાં સ્વામીજીએ પોતાનું જીવનતત્ત્વ ખરચી નાંખ્યું. તેમનાં સુપ્રસિદ્ધ પુસ્તકો જેવા કે રાજયોગ, ભક્તિયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગ, એ અમેરિકા અને ઇંગ્લાંડમાં એ વિષયો ઉપર તેમણે આપેલા ભાષણોનો સંગ્રહ છે. અને અત્યારે પણ એ પુસ્તકો અનેકને તેમના જીવનસંગ્રામમા અને મૃત્યુ સમયે આશ્વાસન રૂપ થઇ પડે છે.

ઈ. સ. ૧૮૯૭ ની આખરમા સ્વામીજીને માતૃભૂમિમાં પાછા આવવાની અને અહીંનું પોતાનું કાર્ય આગળ વધારવાની તીવ્ર ઇચ્છા થઈ. પોતાના અંગ્રેજ શિષ્યોને તેમણે એ અરસામાં કહેલું કે હવે મને ફક્ત એક જ વિષયનો વિચાર છે અને તે હિંદુસ્તાન સંબંધી છે. મારું મન હવે હિંદુસ્તાન તરફ અને કેવળ હિંદુસ્તાન તરફ જ વળ્યું છે." "ભોગવિલાસ તથા જડશક્તિના પૂજક પાશ્ચાત્ય પ્રદેશના ચાર વર્ષના અનુભવ પછી તમને ભારતવર્ષ તરફ કેવી લાગણી થશે" એ પ્રશ્નના જવાબમા સ્વામીજીએ ઘણો અર્થસૂચક જવાબ આપ્યો હતોઃ "હું આ તરફ આવ્યો ત્યાર પહેલા મને હિંદુસ્તાન માટે પ્રેમ હતો પણ હવે તો હિંદુસ્તાનની ધૂળ અને વાતાવરણ પણ મારે મન અતિ પવિત્ર થઇ પડેલ છે, હવે તો મારે મન એ તીર્થનું ધામ છે."

જ્યારે પશ્ચિમના પ્રદેશોમાં તેઓ પૂરેપૂરી પ્રસિદ્ધિમાં આવી ગયા હતા અને અમેરિકા તથા ઇંગ્લાંડના કરોડાધિપતિઓ તેમનાં મહાલયોમાં તેમનું આતિથ્ય કરવામાં એક બીજાની હરીફાઇ કરતા હતા ત્યારે સ્વામીજી એક ક્ષણભર સુદ્ધાં ભારતવર્ષને ભૂલ્યા ન હતા. પોતાના દેશના લાખ્ખો વતનીઓ, દેવો અને ઋષિમુનિઓનાં સંતાનો તદ્દન કંગાલ હાલતમાં

આવી જડ અજ્ઞાન દશામાં સડતાં હતાં અને પશુથી પણ ખરાબ સ્થિતિ ભોગવતાં હતાં એ વિચારથી તેમનું અંતઃકરણ બહુ ખિન્ન થતું, અને આ માનસિક વ્યથારૂપી રાક્ષસી તેમને એટલું બધું કષ્ટ આપતી કે તેઓ અસ્થિર અને અસ્વસ્થ થઈ જતા અને ઘણી વખત તેમને ઊંઘ પણ આવતી નહિ. તેમણે અનેક વેળા સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે પશ્ચિમના પ્રદેશોમાં આવવામાં મારો હેતુ સર્વધર્મ પરિષદમાં ભાગ લેવા કરતાં મારા દેશના પુનરૂદ્ધારનો રસ્તો શોધી કાઢવાનો છે.

ભારતવર્ષને માટે પોતે જે કામ કરવું ધાર્યું હતું તે સંબંધમાં સફળ થવાની પણ તેમને પૂરેપૂરી આશા હતી. યૂરોપ અમેરિકાના પોતાના શિષ્યો સાથે વાત કરતાં એક વખત તેઓ લાગણીભર્યા અવાજે બોલ્યા હતા: "મારે જે કહેવું છે તે હિંદુસ્તાન અવશ્ય સાંભળશે, હું આખા હિંદુસ્તાનને હચમચાવી મૂકીશ અને તેની પ્રજાકીય નસોમાંથી વિદ્યુતનો પ્રવાહ વહેવડાવીશ."

આધુનિક ભારતવર્ષના ઇતિહાસમા સ્વામીજીનું સ્વદેશાગમન અતિ અગત્યનો બનાવ છે, કારણ કે ત્યારથી ભારતવર્ષની આધ્યાત્મિક જાગૃતિના પ્રભાવની શરૂઆત થાય છે. આવા સ્વદેશભક્ત સાધુનું સ્વાગત કરવા આખું હિન્દુસ્તાન એક પગે ખડું થઇ ગયું. છેક કોલમ્બોથી આલ્મોરા સુધીનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પ્રજાજનોએ શહેરોને શણગારી, સરઘસ કાઢી અને ભાવભર્યાં માનપત્રો આપી સ્વામીજીનું સ્વાગત કર્યું. એ માનપત્રોના જવાબમાં સ્વામીજીએ પોતાના સંદેશા સુણાવ્યા છે અને હિન્દુસ્તાનના આધ્યાત્મિક પુનરુદ્ધારદ્વારા જગત ઉપર આધ્યાત્મિક વિજય કેવી રીતે મેળવવો તેની વ્યૂહરચના પણ બતાવી છે, અને આ અતિ જવાબદારીભર્યા કાર્યમાં પોતાની સાથે સહકાર કરવા પોતાના સ્વદેશબંધુઓને ભારપૂર્વક વિનંતિ કરી છે. હિન્દુસ્તાનમાં તેમણે આપેલાં ભાષણોના સંગ્રહમાં આ બધા સંદેશાઓ આવી જાય છે. એ ભાષણોમાં સ્વામીજી દૃષ્ટાંત શક્તિદ્વારા ભારત વર્ષના પ્રજાજીવનના અસ્તિત્વનું મૂળ કારણ શોધી કાઢે છે, જગતને ભારતવર્ષે આપવાના ધાર્મિક સંદેશા સુણાવે છે અને ભારતવાસીઓને સામાજિક તથા રાજનૈતિક સુધારાનો રસ્તો બતાવે છે.

પશ્ચિમમાંથી આવ્યા પછી સ્વામીજીનું જીવન ૧૮૯૭ થી ૧૯૦૨ સુધી એટલે માત્ર પાંચ વર્ષ ટક્યું; તે મુદત દરમિયાન સ્વામીજીએ બેલુરમાં શ્રીરામકૃષ્ણ મઠ અને મિશનની સ્થાપના કરી અને બીજી કેટલીક જગ્યાએ તેની શાખાઓ સ્થાપિત કરી પોતાના કાર્યને સુદૃઢ બનાવ્યું. પશ્ચિમના પ્રદેશોને પણ ફરીથી થોડા વખત માટે તેમની મુલાકાતનો લાભ મળ્યો હતો. જીંદગીનાં આ વર્ષોમાં સ્વામીજીએ ઘણો પરિશ્રમ ઉઠાવ્યો હતો. એ મુદત દરમિયાન ઘણા અગત્યના બનાવો બનેલા છે. તેમને એટલું બધું કામ કરવું પડયું કે છેવટે તેમનામાં કામ કરવાની શક્તિ રહી નહિ, અને અતિ પરિશ્રમને લઈને તેમનું શરીર લથડી પડયું. જીવનભર તેમને વિશ્રાન્તિ લેવાનો વખત જ મળ્યો નહિ, શસ્ત્રથી સજ્જિત અવસ્થામાં જ એ બહાદુર સૈનિકનું મૃત્યુ આવી પહોંચ્યું. તેમણે આપણે માટે મૂકેલો વારસો અમૂલ્ય છે. શ્રીરામકૃષ્ણ સંન્યાસી સંઘની સ્થાપના કરી તેમણે ભારતવર્ષ પર મહાન ઉપકાર કર્યો છે. વિશ્વપ્રેમ તથા સ્વદેશપ્રેમ એ તેમના દેશવાસીઓને તેમના તરફથી મળેલો વારસો છે.

એક વખત સ્વામીજીએ પોતાના એક શિષ્યને લખ્યું હતું —

"જગતને એવા મનુષ્યોની જરૂર છે કે જેનું સમગ્ર જીવન નિઃસ્વાર્થ પ્રેમની જ્યોતિસ્વરૂપ હોય એ પ્રેમ મેઘગંભીર અવાજે કહેશે, 'મહાત્માઓ, જાગો, જાગો સારો સંસાર દુઃખાગ્નિમાં બળી રહ્યો છે જગતની આવી સ્થિતિમાં તમારાથી ઊંઘાય કે ?'"

સ્વામીજીની ઇચ્છા પ્રમાણે અને સ્વામીજીએ બતાવેલ રસ્તે શ્રી રામકૃષ્ણ મઠે અને સંઘે શિવ અને સેવાનો આદર્શ ઉપાડી લીધો છે બીજાઓની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક જરૂરીઆતો પૂરી પાડી વેદાંતને જીવનમાં ઊતારવું અને બીજાઓને તે પ્રમાણે કરવાનો બોધ આપવો એ શ્રી રામકૃષ્ણ સંઘનો મુખ્ય ઉદ્દેશ છે માંદાઓની માવજત, ગરીબોને ભોજન, દુઃખીઓનું દુઃખનિવારણ, અશિક્ષિતને શિક્ષણ, જિજ્ઞાસુઓને આત્મજ્ઞાનનો બોધ,—આમ અનેક રીતે આપણે ઇશ્વરની સેવા કરી શકીએ છીએ શ્રી રામકૃષ્ણ સંઘ છેલ્લા પચીસ વર્ષથી એ કામ કરી રહેલ છે

મનુષ્યમાત્રની એકતામાં અને પરમાત્મ સ્વરૂપમાં દૃઢ વિશ્વાસ જાહેર કરનાર સર્વજયી વેદાન્તધર્મના સ્વામીજી મુખ્ય પયગમ્બર હતા તેમણે હિન્દુ ધર્મશાસ્ત્રના ઊંડા તત્ત્વજ્ઞાનને પર્વતોની ગુફામાંથી અને શાંત તપોવનમાંથી જાહેર રસ્તાઓ ઉપર આણ્યું, અને તેને મનુષ્યજીવનની દરેક અવસ્થાઓમાં ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ આપ્યું બુદ્ધનું હૃદય, શંકરની બુદ્ધિ, જનકનું અનાસક્ત કર્મમય જીવન અને વાયુપુત્રની શ્રદ્ધા એ બધાનું એકીકરણ તેમનામાં હતું ઋષિ મુનિઓએ ઇશ્વરપ્રાપ્તિ માટે માન્ય કરેલા જ્ઞાન, ભક્તિ, કર્મ અને યોગ એ ચારે માર્ગોનું તેમનામાં સંપૂર્ણ સમ્મીલન થયું હતું

જેઓ સ્વામીજી સાથે ગાઢ પરિચયમાં આવતા તેમને સ્વામીજી શક્તિના અભેદ્ય કિલ્લારૂપ, પ્રેરણાની જ્યોતિરૂપ આત્માને જગાડનારરૂપ લાગતા એમનું વ્યક્તિત્વ જાદુઈ અસર કરનારું હતું તેમને જોતા જ તેમના પ્રત્યે પ્રેમભાવ તથા પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતા

મહાન પુરુષ તરીકે પ્રખ્યાત થયા પછી પણ તેમની ગુરુનિષ્ઠા અજબ હતી પોતાને મળેલો વિજય પોતાની શક્તિને આભારી છે એવું તેમણે કદી પણ કહ્યું નથી કલકત્તાના તરુણો સમક્ષ ભાષણ આપતા ખરા ગુરુભક્ત શિષ્યને શોભે તેવી રીતે તેમણે કહ્યું છે "મારા ગુરુ, મારા આદર્શ પુરુષ, મનુષ્યરૂપમાં મારા પરમેશ્વર, શ્રી રામકૃષ્ણ પરમહંસના નામનો ઉચ્ચાર કરીને તમે મારી હૃદયતંત્રીના તારોને ઝણઝણાવી મૂક્યા છે વિચાર, શબ્દ કે કાર્યદ્વારા જો મેં કંઈ પણ કરી શક્યો હોઉં, જો મારા મુખમાંથી એક પણ શબ્દ એવો નીકળ્યો હોય કે જે સંસારના કોઈ પણ મનુષ્યને માર્ગદર્શક થઈ પડ્યો હોય, તો તે સઘળો પ્રતાપ મારા પૂજ્ય ગુરુદેવનો જ છે, પણ તેથી ઉલટું, જો મારા મ્હોંમાંથી તિરસ્કારસૂચક શબ્દો નીકળ્યા હોય તો તે સઘળાની જવાબદારી મારે શિર છે બધી જાતની નિર્બળતાની જવાબદારી મારે શિર છે અને સઘળા પ્રાણપોષક તત્ત્વો, શક્તિવર્ધક તત્ત્વો, પવિત્રતા, પ્રેમ એ બધું મારા પૂજ્ય ગુરુદેવની પ્રસાદીરૂપ છે, તેમનું પોતાનું જ સ્વરૂપ છે"

સનાતન ધર્મના પ્રચારક, મનુષ્યજાતિના આચાર્ય, તત્ત્વવેત્તા શાસ્ત્રપારંગત પંડિત, મહાન વક્તા અને પ્રજાજીવનને ઘડનાર સ્વદેશપ્રેમી, ભારતવાસીઓના પ્રેમપાત્ર સ્વામીજી હવે કે સ્થૂળ દેહમાં અત્યારે હયાત નથી તો પણ તેમને પગલે ચાલનાર, તેમના તરફ પ્રેમ અને પૂજ્યબુદ્ધિ રાખનાર મનુષ્યોના હૃદયમાં હમેશાં માટે રહેલ છે

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

સ્વામી વિવિદિષાનંદજી

# સરિતા

### શાર્દૂલવિક્રીડિત

ઊંચાં ભવ્ય અને રુડાં પિયરનાં છાંડી ગિરિ શૃંગને,
જો પેલી સરિતા ધસે પ્રણયિની નીચે જતી સાગરે;
એને ના સુખ તુંગ ભવ્ય શિખરે ઊંચાં ભલે એ રહ્યાં,
નીચાં તોય ઘણા ગમે સરિતને મીઠાં ગણે સાસરાં.

ભાળીને જળ સાગરે ઉછળતા ઇચ્છા વરે એ વરી,
ખારો તોય ભલો ગણે ઉદધિને સ્નેહાળ ખાળા સમી;
માતા તો સમજાવતી નવ જવા નીચાં પ્રદેશે ઘણા,
બન્ધુ કંકર રંક દીન રડતા યત્નો કરે રોકવા;

ઊંચા નીચ તણો ન ભેદ ગણતી માતા પિતાને તજી
આવીને પતિને મળે હરખથી હર્ષાશ્રુ વર્ષાવતી;
શાણી સાગરમાં સમાય સરિતા પોતાપણું ભૂલતી,
સ્વામીના પ્રતિબિમ્બ રૂપ બનતી નારી સમી સદ્ગુણી.

ક્રોધી, ઉગ્ર સ્વભાવથી ઉદધિ જો રોષે ભર્યો ઘૂઘવે,
જ્યોત્સ્નાને નિરખી રહે ઉછળતો મીઠી સરિતા છતે;
એના એ વરને વરે પ્રતિભવે તો યે નદી વ્હાલથી;
પેલો વિસ્મય પામીને ગગનમાં ઇન્દુ રહે છે હસી.

ગોવિન્દ

# સ્કુલ માસ્તર

નવાગામ બાળહિંદુ વિધવાના હૃદય જેવું, તદ્દન ઉજ્જડ અને એકલું હતું : ગામની બહાર નીકળો, એટલે ચારે તરફ ગમે ત્યાં નજર કરો, પણ આંખ ઠારે તેવું એક ઝાડ, લીલી ટેકરી, કે સુંદર વાડી કાંઇ જ દેખાય નહિ. ચારે તરફ સુકકું મેદાનઃ મેદાનમાં ઝીણા ઝીણા છોડવાઃ પણ બધા જ છોડવા પાન વિનાના અને સુક્કા. ફક્ત ગામના તુટી ગયેલ જુનવાણી દરવાજા પાસે એક જુનું મંદિર હતું, અને ત્યાં, કારીરવ કેમમાથી વહી ગયેલ ચરાતતનો અંગુલિનિર્દેશ કરતા હોય તેવા, બે ચાર પાળીઆ ઉભા હતાઃ અને તે પણ પડું પડું જ થઇ રહ્યા હતા.

ગામમા નિશાળનું મકાન હતું, તે પણ બરાબર આ સ્થિતિને અનુરૂપ હતું. ત્રણ કે ચાર બારીમાથી બે બારીમા એક એક જ બારી વાસી શકાય તેવું હતું: ઉપર પડાળમા કાકું હતું, ત્યાં કુંભાર પાસેથી માગી લાવેલ ઠીબકું ઢાંકયું હતું. ધાબો ઉખડી ગયેલ હતો, અને થીગડાં પર થીગડા આવવાથી મૂળ ધાબાને અને પાછળના મરામતને એવી ગાઢી મૈત્રી જામી હતી કે એકથી બીજાને જુદું પાડી શકાય તેવું નહતું. બારણા આડે મોટા મોટા પથરા મુકયા હતા કે જેથી આંકડીની ગેરહાજરીનો લાભ લઇને પવનદેવ બારણા સાથે વારંવાર દોસ્તી કરવા દોડે નહિ.

સવારના નવ થયા હશે. નરભેરામ માસ્તર પોતાના એક જ પ્રકારના ઘાટીલા સ્વરે ડીકટેશન લખાવી રહ્યા હતાઃ "અને આપણી સરકાર બહુ દયાળુ ને ઘણી માયાળુ છે." જ્યાં દીર્ઘ 'ઈ' આવે ત્યાં સ્વર વધારે પડતો લંબાવવાથી તે હ્રસ્વ 'ઇ' કે 'ઉ' માં વધારે પડતું ટુંકાણ કરવાથી, નરભેરામ માસ્તર માત્ર ચોપડીમાં જ શોભે તેવું ને વ્યવહારમાં મશ્કરી થાય તેવું બોલી રહ્યા હતા.

એટલામા ઉપર પડાળમાં ઢાંકેલું ઠીબકું કાગડો ચાંચ મારીને ફેરવી રહ્યો હતો તે તરફ એક છોકરાનું લક્ષ ગયું. બીજી તરફ 'સાંબ કોથળી આપો' કહીને નાનો ભરવાડ મોટી ડાંગ લઇને નિશાળમા આવ્યોઃ સામે બારણામાથી, પગમાં રૂપાની કડલી ખખડાવતો, માસ્તરનો છોકરો ગંગારામ આવતો હતો. તેને રમાડવા માટે એક છોકરો દોડયો. પણ ઉપર કાગડાને મારવા માટે એક છોકરે કાંકરી ફેંકેલી તે બરાબર ગંગારામ ઉપર જ પડી, અને તેણે રોવાનું શરુ કર્યું. જે છોકરો રમાડવા માટે દોડતો હતો તેનો જ વાંક લાગવાથી તેના ઉપર, ૧૨૧મ જેવી કરડી આંખથી માસ્તર જોઈ રહ્યા !

નાનો કોથળી લઇને ચાલતો થયો એટલે તેના ઉપર એ કલમ ઉતરવાની તૈયારી હતી, એટલામાં એક છોકરો આવીને એકદમ માસ્તરનું બાવડું ઝાલી 'સાંબ! સાંબ! સાંબ! સાંબ આવ્યા' કરવા લાગ્યો. 'આવ્યા' શબ્દથી ભડકેલું મગજ બારણા તરફ નજર કરે છે, ત્યાં સાંઢ ઉપરથી ઉતરીને પોસ્ટલ ઇન્સપેકટર લાલકાકા, નિશાળના પવિત્ર પગથીઆં ઉપર પોતે અખંડિત રહી શકે માટે સાવચેતીથી નીચી નજર રાખીને આવતા દેખાયા !

સાંજે પાંચ વાગ્યા પછી ફળામાં ખાટલો નાંખીને નરભેરામ માસ્તર અને તેના વહુ મંજરી બેઠાં હતાં. ખાટલા પાસે ગંગારામ રમતો હતો. મંજરીનું મૂળ નામ મણી હતું, પણ આવડા મોટા 'અમલદાર' ની વહુને એવું નામ ખરાબ લાગે, માટે માસ્તરનાં સાસુએ તે નામ બદલીને 'મુકતા' રાખ્યું. અને 'મુકતા' બહુ પ્રચલિત હોવાથી, અને પોતે જરાક સાહિત્યરસિક હોવાથી, નરભેરામ માસ્તરે એનું રૂપાંતર કરીને છેવટે 'મંજરી' નામ નિર્માણ કર્યું હતું !

"હવે આપણો પગાર કઈ તારીખે આવશે"? ગંગારામ હાથમાં કાંકરો લઇને મોઢામાં મુકવાની તૈયારી કરતો હતો તેના હાથમાંથી કાંકરો લઇને ફેંકી દેતાં, મંજરીએ પૂછ્યું. "હવે આપણો પગાર કઇ તારીખે આવશે?"

"કેમ"?

"કહો'તો ખરા. પછી કહું."

"આપણો પગાર, આજ ૨૧મી થઈ નાં, આવતા મહિનાની દસમી તારીખે."

"આ વખતે મારી મોહનમાળા, ને ગંગારામનાં ઝબલાં કરાવી નાંખવા છે. અને મારા ઘાઘરા. અને પોલકાં. અને આ વખતે, પાંચ બ્રાહ્મણ પણ જમાડી નાંખીએ. ગંગારામને બહુ તાવ આવ્યો તે'દીના મેં માનેલા."

નરભેરામ માસ્તર મનમાં ને મનમાં હિસાબ કરી રહ્યા હતા: સાડા તેર લેખે છમાસનો નિશાળનો પગાર એકાશી રૂપિયા. અને સાડા ચાર ટપાલના. કુલ સાડી પંચાશી થયા. તેમાંથી દેવચંદ શેઠ, અમરચંદ શેઠ, અને કાનજીનાં નામાં ચુકવવાનાં. નવાં દાણાં લેવાનાં છે. ઘાસલેટનો ડબો ખૂટયો છે. અને એક હરીકેન લેવું છે. મારાં ધોતીઆં-અને-આ બધું !

"જમીદારની વહુ, વહીવટદારની વહુ, અવલકારકુનની વહુ, બધાએ કરાવી છે નાં, તેવી મોહનમાળા, રૂપાળી ઝીણાદાણાની બહુ સારી લાગે છે હો!"

"અરે પણ કયાં જમીદાર, ક્યાં વહીવટદાર ને કયાં આપણે?-આપણે-શું?"

"-આપણે ય અમલદારોની હારોહાર ઉભવું તો જોઇએ નાં?—આપણે વધુ નહિ કરાવીએ-બંગડીની વાત પછી-એક મોહનમાળા કરાવી લઇએ, અને તે પણ ઘરનું રાચ છેનાં? કેમ કાંઈ બોલતા નથી? કે તેલમાં માખ ડુબી ગઈ?"

"આ વખતે તો મોહનમાળા કેમ કરીને થાય? બધાનાં નામાં ચુકવવાનાં છે-અને-"

"અરે, તમે તો આવા નમાલા છો?-હવે નામાવાળો, બે ચાર મહિના પછી પૈસા લ્યે એમાં શું! ક્યાં ખોટા કરવા છે? પણ બધાં ઓઢી પહેરીને ફરે—અને આ શ્રાવણ મહિનો આવ્યો—કુંતેશ્વર દર્શન કરવા સૌની સાથે જઇએ, ત્યારે ખાલી ડોક તો ભુંડી લાગે બા!"

નરભેરામ માસ્તરે, તે મહિનાના પગારમાંથી જ, મોહનમાળા ઘડાવી છે. કેટલાક વેપારી પૈસા ખમ્યા છે, કેટલાક વ્યાજ ચડાવે છે, પણ કુંતેશ્વર મહાદેવનાં શ્રાવણ માસનાં દર્શન, મંજરીએ, સૌની જેમ, ડોકમાં મોહનમાળા નાંખીને કર્યાં છે. ને વહીવટદારની તથા જમીદારની વહુએ તેની મોહનમાળા વધારે કારીગરીવાળી કહીને વખાણી ત્યારે તેનું હૃદય સંતોષથી ફુલ્યું છે!

નરભેરામ માસ્તરે, એકદમ પૈસાદાર થવાની આશામાં ઘણાં ઘણાં સ્વપ્નાં સેવ્યાં હતાં:

પણ સ્વપ્નને મૂર્તિમાન કરવા માટે જે સાહસ ને ઉદ્યોગ જોઇએ તે તેમનામાં મળે નહિ: તેમણે કેટલીક લોટરીમાં ટીકીટો ભરી, પોતાના નામની, મંજરીના નામની, ગંગારામના નામની, પણ સર્વે ટીકીટો નકામી ગઇ! જ્યારે એક વખત તો પોતાના નંબર પછીના નંબરને જ ઇનામ મળ્યું—અને તે પણ રૂપિયા પાચ હજારનું પહેલું ઇનામ—અધધધ!—ત્યારે તો નરભેરામ માસ્તર આખી રાત સુતા નહિ.

કોઇ વેપારીના મુનીમ તરીકે રહેવા માટે, આફ્રિકામાં જવા માટે, મુબઇની મુળજી જેઠા માર્કેટમાં ગુમાસ્તા થવા માટે, એવા ઘણા ઘણા અર્ધદગ્ધ પ્રયત્નોની નિષ્ફળતા તેમના જીવનમાં ઘર કરીને રહી હતી: મુંબઇનો મુળજી જેઠા માર્કેટમાં કામ કરતો એક પચાસ વરસનો કપોળ વાણિયો નવાગામમાંથી અગિયાર વરસની કન્યાને પરણી ગયો, ત્યારે માસ્તરને રૂપિયા પચીસ ને ગંગારામને ઝબલું તે વાણિયાએ 'ઇનામ' દાખલ આપેલ, પણ તે સિવાય બીજી એક પાઇ પણ માસ્તરને કોઇ દિવસ મળેલી નહિ, એટલે જીવનમાં ઘર કરી બેઠેલો એ ઊંડો અસંતોષ તેમને ચારે તરફથી ઘેરી રહ્યો હતો!

હિમાલયના જંગલોની જળો જેવા, એજન્સિના કારકુનો, રબારી, ખેડુત, વેપારી, લુહાર, સુતાર, કુંભાર, બધાને ઉઘાડે છોગે ચુસતા અને આવી 'સારી કામગીરી' કરવા બદલ સરકારી અમલદારો એમને 'પ્રમોશન' માટે લાયક ગણતા; જ્યારે નરભેરામ માસ્તરનો 'સાહેબ' ઠુંઠા બાવળીઆ જેવો, આવે ત્યારથી કાંટા વાગે અને એની છાયામાં ઉભા રહેવાની પણ આશા નહિ: આવી રીતે, નરભેરામ માસ્તરની, ચારે તરફ, એવું વાતાવરણ ભર્યું હતું કે તેમને જીવનમાં સંતોષ વળે નહિ, અને ભવિષ્યના જીવન માટે હમેશાં ચિંતા થયા કરે. અધુરામાં પુરું 'વ્યવહાર' જાળવવા માટે, એમણે જે ખર્ચ માંડેલો તે હમેશાં એમની ઉધાર બાજુ જ નમતો રહે. એટલે એ બધી ધડમથલોથી કંટાળીને ઘણી વખત 'ધડી ઘેલા છોડી, ધડમથલ તારા જગતની' એ લીટી ગોખતા ગોખતા બારથી બે સુધી માથે ધોતિયું ઓઢીને સુઇ જતા, અને એમના જીવનમાં આ બે કલાક જ ખરો આરામ મળતો. બાકી, પછી તો, કાંઇ ને કાંઇ વગર પૈસાનું લફરું સંભાળવાનું હોય જ.

ગુલામના હૃદય જેવી અંધારી રાત્રિ જામી હતી: આકાશમાં તારા ચળકતા હતા, પરંતુ તે પણ જાણે કે આશાના બિંદુ જેવા નહિ, પણ નિરાશાના સંકેતચિન્હ જેવા લાગતા હતા: ઘાટું અંધારું જોઇને, ગુન્હો કોઈ દિવસ અજવાળું દેખશે જ નહિ, એવા અનુમાન પર આવવાનું સહજ જ મન થાય, એવી રાત્રિ હતી. આવી અંધારી રાતે નરભેરામ માસ્તર પોતાના ખંડમા એકલા બેઠા હતા. મોંમાં દાટેલી પોસ્ટની ટ્રેઝરી ખુલ્લી હતી: પાસે એક ટેબલ પર હરીકેન પડ્યું હતું: અને નરભેરામ માસ્તર, ઊંડી ચિંતાથી, એક રજીસ્ટર કવરને આમથી તેમ ફેરવી રહ્યા હતા. ઉપર "સાડી અગિયારસો રૂપિયાનો વીમો" એ શબ્દ—જાણે સોનાની મૂર્તિ હોય તેવા—તેમના હૃદયને આકર્ષી રહ્યા હતા.

પાસે જ એક સરકારી કાગળ ખુલ્લો પડ્યો હતો: 'શા માટે તમને નોકરી પરથી ઉતારી ન મૂકવા' એ વિષે ખુલાસો માગતા તે કાગળ તરફ નરભેરામ માસ્તરની દૃષ્ટિ પડીને તરત જ પાછી વળતી હતી: અને એક બીજા કવર ઉપર ઠરતી હતી. કવર સાસરાનું હતું. ગંગારામ મંજરી વગેરે સૌ ત્યા ગયાં હતાં. ગંગારામને મરડો થયો હતો. મંજરીને 'ન્યુમોનિયા' લાગુ પડ્યો હતો: અને સાસુ પોતે ખાટલાવશ હતા. 'ડૉક્ટરના બીલના

રૂપિયા પચાસ જલ્દી મોકલજો, જો ફરીવાર મોં જોવું હોય તો,' આવું 'અલ્ટીમેટમ' એમાં લખાઇને આજે જ આવ્યું હતું. હજી તો પોતે પંદર દિવસ પહેલાં જ ત્યાં સાત દિવસ રહી આવ્યા હતા, અને ત્યારે નિશાળનો બંદોબસ્ત કર્યાં છતાં, છોકરાંની સેનાએ કાંઇ હલ્લો કરેલો, તે વિષે તેમનો ખુલાસો માગતો કાગળ તો હજી ખુલ્લો પડ્યો હતો, ત્યાં આ પોતાના ઘરની નવી ઉપાધિ આવેલી જોઇને, નરભેરામ માસ્તર હતાશ બની ગયા. તેમનું મન એ જ ઝંખનાએ ચડી ગયું: 'પૈસા! પૈસા હોય તો આ એકે ઉપાધિ ટકે નહિ. અને એ પૈસા—લગભગ સાડી અગિયારસો રૂપિયા—તેમના હાથમાં આજે જ આવી પડ્યા હતા. નરભેરામ માસ્તરનો લગભગ નવ વર્ષનો પગાર!

પોતે ઊઠ્યા. પડછાયો હમેશ કરતાં વધુ લાંબો લાગ્યો. તે જરાક ભડક્યા. પાસેના ખંડમાં ખપખડાટ થયો. કોઇ આવ્યું કે શું? ઉઘાડા રહેલા ઘઉ ઉપર માત્ર ઉંદર દોડી રહ્યો હતો.

બાર ઉપર બે થયા, ત્યારે નરભેરામ માસ્તરના ખંડમાંથી અચાનક 'દોડો! ચોર! ચોર!' ની બુમો સંભળાઇ: હરીકેન હડફટે ચડી ફુટી ગયું: ઘાસલેટનો ડબો ઢળી ગયો: અને તેનો ભયંકર ભડકો ચારે તરફ પથરાઇ રહ્યો: 'દોડો! દોડો!' ની બૂમ પડી. ચારે તરફથી સિપાઈ સપરાં દોડતાં આવ્યાં: અને સ્વપ્ન જેવો ચોર શોધવા બધી તરફ દોડાદોડ થઇ રહી. સરકારી ટ્રેઝરીમાંથી ચોર બધું ઉપાડી ગયો! પણ સણસણાટી બધે એવી હતી કે કોઇએ ચોરી નથી કરી, પણ માસ્તરને સ્વપ્ન આવ્યું હતું! ગમે તેમ, નરભેરામ માસ્તરે પચાસ રૂપિયા, ગંગારામને તો મોકલી આપ્યા હતા.

બીજે દિવસે સંધ્યાકાળે જ્યારે પોસ્ટલ ઇન્સ્પેક્ટર લાલકાકા સાંઢ પરથી નીચે ઉતર્યા ત્યારે તેમને સામે લેવા આવેલ નરભેરામ પ્રત્યે લાલકાકાએ એક એવી કરડી દૃષ્ટિ ફેંકી કે જીવનમાં ગુન્હો કરવા નહિ ટેવાયેલા, અને હજી વાત રોળીટોળી નંખાતી હોય તો તેમ કરવા તૈયાર થયેલા, માસ્તર તો ઉભા ને ઉભા ધ્રૂજવા લાગ્યા!

"માસ્ટર! આ કાંઈ ફણુબીની ચોરી નથી કે છ મહિના સુધી પત્તો નહિ મળે હો!—જરા ચેતો તો સારૂં વારૂ."

"સા–બ! હું નિર્દોષ માર્યો જાઉં છું!" એટલું કહીને નરભેરામ ચુપ રહ્યા. પણ તેમની હિમ્મત છૂટી ગઇ હતી. હિમ્મતભેર સામે જોઇ શક્યા પણ નહિ.

લાલકાકા તરત પામી ગયા કે આમાં કાંઇ વધુ તપાસની જરુર નથી: "માસ્ટર! ચુપચુપ પૈસા ટ્રેઝરીમાં છોડીને ચાલ્યા જા...વ...તમારા સારા માટે કહું છું. સાત વરસની કેદ—"

માસ્તર ધ્રૂજવા લાગ્યા.

"બસ, એટલામાં સમજી જાઓ."

પ...પ...પ...પ કરતા નરભેરામ બોલી ગયા: "પ...ણ...પણ સા'બ! પચાસ રૂપિયા ઓછા છે."

"પચાસ ઓછા છે! ક્યાં ગયા?"

"સા'બ, મારી પત્નીને ન્યુમોનિયા થયો છે—" નરભેરામ વધારે બોલી શક્યા નહિ. તે ધબ દઇને નીચે બેસી ગયા. લાલકાકાએ દસ દસ રૂપિયાની પાંચ નોટો સામે ધરી: "લ્યો, આ તમારા માટે અને પેલા પચાસ ભલે ઓછા રહ્યા. પણ સમજ્યા કે? રસ્તો માપી લ્યો."

લાલકાકાને બતાવી બધુ ટ્રેઝરીમાં મુકી નરભેરામ અકસ્માત મળેલી શ્રીમંતાઇ ત્યાગી પાછલે બારણેથી કોઈ ન દેખે તેમ રવાના જ થઇ ગયા. મુઠી વાળીને દોડવા જ લાગ્યા. અને અંધારું થતામાં તો આડે અવળે વગડે થઈ કેટલેય દૂર નીકળી ગયા.

માસ્તરનો પહેલો વિચાર તો ગંગારામને જ મળવા જવાનો હતો· પણ લાલકાકાની કરડી આખ, ફોજદારી હાકલ, અને સાત વરસની કેદ· એ બધા દશ્યો જાણે મૂર્તિમાન બનીને માથા વિનાના ખવીસ હોય તેમ તેમની આગળ નાચતાં હતા ! કોઈ દિવસ ગુન્હો કરેલો નહિ, હૃદયની દુર્બળતા પાર વિનાની, આ જ દિવસ સુધી સહન કરેલી ગરીબીએ સઘળી ચપળતા હણી લીધેલી, એટલે નરભેરામ તો ધાકમા ને ધાકમા, જે સ્ટેશન નજીક પડ્યું ત્યા પહોચી ગયા, ને ગમે ત્યાની ટીકીટ લઇને એક વખત તો સહિસલામતી માટે દૂર—દૂર—દૂર થઇ ગયા.

નરભેરામ કયા કયા રખડયો ? નર્મદાની પ્રદક્ષિણા કરી, ત્રણ વખત હિમાલય જઇ આવ્યા. જ્યા જ્યા ઠીક લાગ્યું ત્યા ત્યા સર્વ સ્થળે રખડયા. પણ તેમના હૃદયને કયાય શાંતિ વળી નહિ ! રાત ને દિવસ પોતાનું ઘર, વહુ, બચ્ચું, બધા સાભર્યા કરે: પાછા ફરવાની હિમ્મત મળે નહિ· અને પછી તો, ધીમે ધીમે એ જીવનને ટેવાઇ ગયા. એમ ને એમ એક બે ત્રણ—અને બાર તેર—વર્ષ વીતી ગયા.

એક દિવસ ઉજ્જડ નવાગામની તદ્દન શૂન્યજેવી સાંજ નમતી હતી ગામના દરવાજા બહાર ઉભા રહીને લાબી નજર કરો તો જાણે ચારે તરફ એકલી નિરવ શૂન્યતા ખડકાઈ રહી છે. જાણે કોઇ બોલતું નથી. કોઇનામા જીવ નથી. કયાય પ્રાણ નથી. એવી ધૂમસ જેવી સાજને વિંધીને એક મુસાફર નવાગામ તરફ ચાલ્યો આવે છે. નમી ગયેલા, અકાલ વૃદ્ધ શરીર પર એક ખડીઓ લટકે છે, હાથમાં ડાગ છે, પગમા પહેરવા માટે નહિ પણ ઢસડવા માટે હોય તેવા મારવાડી પગરખા છે.

નિશાળ પાસે આવીને તે એક ખાચામા વળ્યો: જરાક આશ્ચર્યથી થંભ્યો એક ખડકીમા જુવાન છોકરો ઉભો હતો તેને પૂછ્યુ· "નરભેરામ માસ્તરનું ઘર આ ?"

જુવાને ડોકું ધુણાવીને હા પાડી.

"બદલાઈ ગયુ લાગે છે" એમ કહીને મુસાફર આગળ વધ્યો ઘરની ખડકી તદ્દન નવી હતી. ભીંતો સુવ્યવસ્થિત રીતે ધોળ કરેલી હતી મુસાફર જાણે આ નવાઈ જોતો હોય તેમ ખડકીમાં બેઠો.

અંદર ફળીમા ખાટલા પર બેસીને એક આધેડ વયના બાઇ, ને એક ડોસી, બન્ને કાલા ફોલી રહ્યા હતા: ફળીમા દમણુ ધાવીને છૂટુ થયેલુ પાડરડું દોડાદોડ કરી રહ્યું હતું.

"ઓળખો છો ?" એમ મોમાં આવી ગએલો શબ્દ મહા મહેનતે પાછો ગળીને મુસાફર જરાક આગળ વધ્યો : તેની પાછળ જ પેલો જુવાન પણ આવીને ઉભો રહ્યો હતો.

"થોડુંક પાણી પીવું છે !" તેણે કહ્યું. તેના શબ્દોમાં રહેલી લાગણીની ધ્રુજારી એટલી સ્પષ્ટ હતી, કે સૌ તેની તરફ જોઇ રહ્યા.

"કયા રહેવું ? કેવા છો ?" જુવાને પૂછવા માડ્યું. આ જુવાનના ચહેરામાથી જાણે ફરી નાનો ગંગારામ પ્રગટતો હોય તેમ, નરભેરામ માસ્તરને લાગ્યું. તે અનિમેષ નેને તેની સામે જોઈ રહ્યા.

"ગે...ગા...રા...મ !"

આ મુસાફર પોતાને ઓળખે છે, એ જોઇને આશ્ચર્યથી ગંગારામ ચારે તરફ નજર ફેરવી રહ્યો હતો. એટલામાં મંજરી ખાટલા પરથી બેઠી થઇ. મુસાફર સામે થોડી વાર જોઇ રહી. 'આ તો એ જ' તેણે ગાંઠ વાળી. અને તરત પોતાની માને વાત કરી.

માસ્તરનાં વૃદ્ધ સાસુ આગળ આવ્યાં : "હવે ! તમે છો ? આમ તે પાણી માગતું અવાય ? અમે તો કહ્યું કાંઈ ટ્રંકના ટ્રંક ભરીને આવશો—આવો—આવો" અને તેણે માસ્તરને બેસવા માટે ખાટલો પાસે ખેંચ્યો.

કેટલાં દુઃખ વેઠયાં, કેવી કેવી મહેનત કરી, ત્યારે ઘર બચ્યું ને ગંગારામ ભણ્યો. આજે જ એનું પરિણામ આવ્યું હતું. તે મેટ્રિકમાં પાસ થયો હતો. હવે તો સ્થિર મન કરીને રહો. એવી એવી અનેક વાર્તાઓ—બાર વર્ષના ગાળામાં બનેલી સર્વે—ફરી ફરીને નરભેરામ માસ્તર પાસે વર્ણવતાં, બન્ને સ્ત્રીઓ, રડી પડી ! જાણે એના એ પ્રસંગો આજે ફરી વાર બની રહ્યા હોય !

આ પ્રમાણે નરભેરામ માસ્તર ફરી સ્થિર થયા : પણ તેમના હૃદયમાં એક ડંખ રહી ગયો : જે વખતે મારે કુટુંબને રક્ષણ આપવું જોઈતું હતું, તે જ વખતે મેં તેમને છોડયાં, અને તેમણે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈ જમાવેલી ઘરની શાંતિ હું ભોગવી રહ્યો છું ! આ ડંખે હવે પછી થતી એમની દરેકે દરેક પ્રવૃત્તિની કડક પરીક્ષા લેવરાવી : કોળીઓ અનાજ મોંમાં મુકતા ઘડી વાર થંભી જાય : 'આજે આ અનાજ મેળવવા મેં શું કર્યું ?—અને પોતે, ઘરમાં ઝીણો ઝીણો ઉદ્યોગ કર્યા જ કરે. ક્યારેક પેલી સાંજ સાંભરે છે ત્યારે ગંગારામને પાસે બોલાવીને બેસારે છે :

"જો ભાઇ ! આવી સાંજે મે તમને છોડયા. આજે એ વાતનું મૂળ મેં શોધ્યું છે. નાના નાના ઉદ્યોગનો ઘરમાંથી નાશ થાય તેથી જે ફાલતુ સમય રહે એ ફાલતુ સમય અશાંતિ ને ખોટાં સ્વપ્નાં જન્માવે છે, તેમાંથી ઉત્પન્ન થયેલો ભ્રમ જીવનને નિરસ કરી મૂકે છે."

* * *

નરભેરામ પોતાની શક્તિ પ્રમાણે, પરન્તુ બમણા ઉત્સાહથી, કુટુંબને પોષી રહ્યો છે : ઝીણું ઝીણું કામ આખો દિવસ કર્યા કરે છે : પોતે કાંઇક થોડું ઘણું જાણે છે તેવું વૈદું કરે છે : સાંજે વેપારીનાં નામાંઠામાં માંડી આવે છે : કણબીનાં દાણાદુણી વેચી આવે છે : રાંધવાં તૈયાર કરે છે : ખાટલા ભરે છે : વણે છે : ચોમાસામાં વાડા કરે છે : અને એ ઉપરાંત ગરીબગરીબાંને મદદ કરે છે. એવા એવા નાના નાના ગૃહઉદ્યોગમાં એનું જીવન એવું ઓતપ્રોત થઇ ગયું છે કે વ્યર્થ સ્વપ્ન માટે, કે ખોટી સ્પર્ધા માટે તેના જીવનમાં અવકાશ જ નથી. અને બાર વરસની રખડપાટને અંતે જે સત્ય પોતાને મળ્યું છે તે વારંવાર સૌને સંભળાવે છે.

ધૂ મ કે તુ

# બારડોલીનો પત્ર

૧

ભાઈશ્રી,

ગયા પત્રમા લખ્યા મુજબ આમા હું બારડોલીની કાળીપરજ અને બીજી અસલ વતની કોમો વિશે લખું છું.

એક રીતે કહીએ તો આ કાળીપરજ લોકોની શોધ મહાત્માજીએ જ કરી ગણાય. જેમ હિંદુસ્તાન પરાધીન છે અને તેને સ્વતંત્ર કરવા કંઇક કરવું જોઇએ એ એમની શોધ છે, તેમ બારડોલીમા અને આસપાસ વસતી કાળીપરજને સુધારવાની આપણી ફરજ છે એ પણ એમની જ પહેલી શોધ છે. અતિવિસ્તૃત અને અતિપરિચિત વસ્તુ વિશે વિરલ પુરુષો જ વિચાર કરી શકે છે.

૧૯૨૧મા બારડોલીએ સત્યાગ્રહ કરવાનુ બીડું ઝડપ્યું અને ગાંધીજી સત્યાગ્રહની છાવણી નાખવા પ્રથમ આવ્યા. તેમણે પૂછ્યું " તાલુકાની વસ્તી કેટલી ? " કોઇએ કહ્યું. " ૪૦ હજાર કાળીપરજ અને ૪૪ હજાર ઉજળીપરજ. " આગળ વાતચીત ચાલતાં ગાંધીજીએ કહ્યું કે ત્યારે તો આપણે તેમની સેવા કરવી જોઇએ. બારડોલીનો તે વખતનો સત્યાગ્રહ તો ન ચાલ્યો. છેલ્લા કિસ ભરવાના સત્યાગ્રહને '૨૧ ના સત્યાગ્રહનું પ્રકરણ ન કહેવાય, પ્રસ્તાવના તો પછીના બનાવો એવા બને ત્યારે કહેવાય. પણ તે કરવા ધારેલા સત્યાગ્રહનું પરિણામ કાળીપરજની જાગૃતિ ગણાય અને એ હિલચાલ દહાડે દિવસે વધતી જાય છે. ગાંધીજીની એક પ્રવૃત્તિનું પુરેપૂરું પ્રફુલ્લ થયેલું રૂપ અહીં જોઈ શકાય છે.

બારડોલીનો ભાગ ખરી રીતે કોંકણનુ મુખ ગણી શકાય. દરિયા અને પર્વત વચ્ચે લાંબી દક્ષિણ તરફ સાંકડી થતી જતી પટ્ટીનું પહોળું મુખ અહીંથી શરૂ થાય છે. બારડોલીમા કૂંકણા નામની અસલ વતની કોમ છે, તે મરાઠી મિશ્રિત ગુજરાતી બોલે છે એ પણ આ પ્રાંતનું દક્ષિણપણું સાબીત કરે છે. ગુજરાતની ' સંસ્કૃતિ 'ને હિંદમાં અગ્રગ કે વિશિષ્ટ માનનાર જરૂર અભિમાન લઈ શકે કે આ પ્રાંતમા તેમ જ ખાનદેશ સુધી દક્ષિણ ઉપર ગુજરાતની સંસ્કૃતિએ વિજય મેળવ્યો છે. અહીંના કાળીપરજના લોકોના મોઢાં મને દક્ષિણીઓને મળતાં લાગે છે. પણ આ મોઢા ઉપરથી કાંઈ પણ અનુમાન કરવું અતિસાહસ છે. અહીંના અનાવલા પાટીદારો વગેરે પોતાના જે છોકરાઓને કાંગડી ગુરુકુલમાં મોકલે છે તેઓ ત્યાંથી પાછા ફરે છે ત્યારે જરા પણ ગુજરાતી દેખાતા નથી. તેમના મોંનો ચહેરો સુદ્ધા ઉત્તર હિંદના જેવો લાગે છે, તેમની રીતભાત અને વિચાર કરવાની રીત પણ હિંદી–આર્યસમાજી થઇ જાય છે. તેમનું શરીર સારું પંજાબી જેવું થઈ જાય છે એ તો ગમે છે પણ તેઓ ગુજરાતી ભાષા પણ જાણતા નથી હોતા એ મને તેમના શિક્ષણની મોટી ખામી લાગે છે અહીં સૂપા ગુરુકુળમાં કુમળી વયના વિદ્યાર્થીઓને પણ ગુજરાતી શીખવાતું નથી. એમનું શિક્ષણ દાળીને માલુમ બનાવવાનું સમજે છે, પટીને બતાવવાનું સમજતું નથી.

જરા વિષયાંતર થયો પણ બારડોલી પત્રમાં મારે આ વાત પણ કહેવી હતી માટે કહી: મુખની આકૃતિ કરતાં હું ધારું છું રીતરિવાજ અને પહેરવેષ એ જાતિનાં વધારે લાક્ષણિક ચિહ્નો ગણાય. હવે કાળીપરજની બધી સ્ત્રીઓ દક્ષિણી રીતે જ પહેરવેષ પહેરે છે. તેમની સાડીનો રંગ, તેમનો કછોટો વાળવાની રીત, અને કસને બદલે ચોળાને ગાંઠ વાળવાની રીત પણ દક્ષિણીપણું જ સૂચવે છે. ખરી રીતે કચ્છો મારવાની રીત તો અહીંના ઉજળીપરજના વર્ગે પણ ગ્રહણ કરી છે. ખેતી અને ઘરકામમાં એ રીત ઘણી સગવડ ભરેલી છે. ઊંચી અનાવલા જેવી કોમોમાં સ્ત્રીઓ ગુજરાતી રીતે પહેરવેષ પહેરે છે પણ તેમનામાં સધવા અને વિધવા સ્ત્રીઓ જે કપડાં પહેરે છે તેના રંગો દક્ષિણી રૂઢિના છે. હું ધારું છું અનાવલા જેવી કોમોની સ્ત્રીઓ થોડાં વરસોમાં રૂઢિ છોડી રંગવૈવિધ્યની છૂટ લેશે, તેમ જ બીજી ઉજળીપરજની સ્ત્રીઓ પણ જેમ જેમ ખેતી છોડશે તેમ તેમ પહેરવેષ અને રંગ બન્નેની છૂટ લેશે. કાળીપરજમાં જ્યાં જ્યાં ખાદી સ્વીકારાઈ છે ત્યાં ત્યાં સ્ત્રીઓ સફેદ ખાદી પહેરે છે પણ પહેરવામાં પોતાની જૂની રીત રાખે છે. પણ હમણાં જે ઝડપથી સર્વતોમુખી પરિવર્તન સર્વત્ર થવા લાગ્યું છે તે જોતાં થોડાં જ વર્ષોમાં ગુજરાત આવાં રૂઢિનાં બંધનો છોડી સગવડ સિદ્ધાન્ત અને સુરુચિને પ્રાધાન્ય આપશે એમ લાગે છે.

કાળીપરજની આટલી નાની વસ્તીમાં કાંઈ નહિ તો પણ, ચોધરા, ગામીત, ઢૂંડિયા, કૂંકણા, કોટવાળિયા, નાયકા અને ભીલવસાવા એટલી જુદી જુદી જાતો છે. દરેકના પહેરવેષ, અલંકાર, ભાષા, રીતરિવાજ અને સંસ્કારોમાં ઝીણા તથા મોટા અનેકવિધ ફરક છે. ચોધરા અને ગામીત સૌથી ઊંચા ગણાય છે બીજાને ત્યાં ખાતા નથી; તેમાં પણ ચોધરો વધારે ઊંચો ગણાય છે, કુંવારો ચોધરો ગામીતને ત્યાં ખાય, પણ પરણેલો ન ખાય. કોટવાળિયા અસ્પૃશ્ય ગણાય છે, તેઓ સૂંડલા ટોપલી વગેરે બનાવવાનું કામ સારૂં કરે છે. ચોધરો બીજી કોમો કરતાં દેખાવમાં વધારે સારો છે. તેમની સ્ત્રીઓનો પોષાક પણ વિચિત્ર હોય છે. વળી કોઈક ( કઇ તે હું જાણતો નથી ) જાતમાં સ્ત્રીઓ જમણી તરફ નાક વીંધાવે છે, કોઈમાં પત્થરનાં ઘરેણાં આખું ગળું ભરાઇ જાય એટલાં પહેરે છે. બધાની ભાષામાં થોડો થોડો પણ ધ્યાન ખેંચે એવો ફરક છે. હું થોડા દાખલા નીચે આપું છું:

| ગુજરાતી | ચોધરી | ગામેતી | નાયકા | ઢડિયા |
|---|---|---|---|---|
| મા | આથા | આયો | મા | આઇડી |
| બાપ | આતો | આબો | બા: | બા: |
| બહેન | બાઇ | બોહીં | બાઈ | બાઈ |
| વહુ | વવનીહી | વોવડીહી | વહુ | વહુ |
| બળદ | બલજો | બોઇલ | ગોધા | ગોધા |
| ભેંસ | ફેસુડો | બેસુડો | ભેંસુડાં | ભેંસુડાં* |
| છે | હા | હેય | આહે | આહે |
| કહે | કોઅ | આખ | આખ | આખ |
| સાંભળ | ઊતા | વતા | આયક | આયક |
| નાંખ | નાંખ | ટાક | નાંખ | લાખ |

* ' સ ' એ સુરતી હકારને મળતો ' સ ' નો ઉચ્ચાર છે.

આ બોલીઓના ઉચ્ચારોમા કેટલુક જાણવા જેવુ છે ચોધરાઓ 'અ' ઉચ્ચાર 'ઓ' જેવો કરે છે જે લગભગ બગાળીને મળતો આવે છે 'પડે છે' નો ઉચ્ચાર લગભગ 'પોડે છે' જેવો કરે છે, બગાળી અને ગુજરાતી ભાષા ઘણી રીતે મળતી આવે છે તેમા આ એક વિશેષ મળતાપણું છે પણ આ પહોંચો કે વિવૃત 'ઓ' માત્ર ચોધરાઓ જ બોલે છે એમ નથી ગુજરાતના બીજા ભાગોમા પણ 'અ' નો 'ઓ' બોલાય છે જેમકે મહીકાઠા અને તેની આસપાસના ભાગના લોકો દૂધની 'તર' ને 'તોર' અને માટીના 'થર' ને 'થોર' કહે છે અને એ 'અ' ના ઉપરના સ્વરભારનું પરિણામ લાગે છે 'ખાય છે' અને 'જાય છે' 'ખોયસેં' અને જોયસેં' થાય છે, એ વિવૃત ઉચ્ચારો પણ એ જ જાતના છે વળી 'અ' કે 'ઇ' નો 'એ' પણ એ જ રીતે થતો લાગે છે જેમકે નદીના 'તટ' ને 'તેડ' કહે છે ચરોતરના 'લીમડો' 'પેપળો' પણ એવા જ ઉચ્ચારો છે અને તે કોઇ દેશ્ય વિધાન જ લાગે છે, ફારસીની અસરથી આવેના ગણવાની આવશ્યકતા લાગતી નથી પણ આ બાબત હજી વધારે દાખલા પુરાવા મેળવવા જોઇએ

વળી અહીં એક 'ખણુ' નો પ્રયોગ છે જે બગાળી 'ખાનિ' ને મળતો છે જેમકે 'પાયખણુ મણુ કપાસ થાય' એટલે 'પાયેક' 'પાયની આસપાસ'

નાયકાની બોનીમા એક વિસર્ગ અને 'હ્' ને મળતો ઉચ્ચાર છે જે મેં 'બા' મા વિસર્ગથી બતાવેલો છે

આ બધી બોલીઓ ઝપાટાબધ લુપ્ત થતી જાય છે વેડછી આશ્રમમા ચોધરા નાયકા દૂબિયા વગેરેને મેં તેમની બોલીમા બોલવા કહ્યુ પણ તેઓ તે ભૂલી ગયા છે જરા પણ ભણતા કે ગુજરાતના શિષ્ટ વર્ગોમા ભળવાનુ થતા આ લોકો પોતાની બોલી ભૂલી જાય છે મારા એક મિત્ર જેઓ વેડછી આશ્રમમા કામ કરે છે અને સાહિત્યનો શોખ ધરાવે છે, તેઓ આ લોપ ન થવો જોઇએ એમ માને છે પણ સમસ્ત ગુજરાતના સગઠન સાથે આવા નાના ભેદો નાશ પામશે જ. આ નાની જાતોના પહેરવેષનું વૈવિધ્ય અને વૈચિત્ર્ય ભભકાદાર કે ચમત્કારક લાગે પણ તે જવાનું જ છે તેવી રીતે કોઇ ભાષાભક્તને આ નાની નાની બોલીઓનું ગમે તેટલુ મમત્વ થાય,—ચોધરાની બોલી તો ઘણી જ મીઠી લાગે છે–પણ તે ભેદો જવાના જ અને એક જ વાત લાગે છે કે કોઈ માનવવશશાસ્ત્રીએ આ લોકોનો પૂરેપૂરો અભ્યાસ કરી તેમની બધી વિવિધતા ચિત્રો સાથે નોધી લેવી જોઇએ, અને કોઇ ભાષાશાસ્ત્રીએ તેમની ભાષાના કોશો, વ્યાકરણો વગેરે લખી નાખવા જોઈએ અને હવે તેની વાર કરવા જેવુ નથી પદર વરસ પછી આમાનું કશુ ભાગ્યે જ જડશે. એક ભાષાપ્રેમીએ આમનું વ્યાકરણ તો બનાવ્યુ છે

આ કાળીપરજ તરફ સૌથી પહેલુ ધ્યાન આપવાનુ માન આપણા ગાયકવાડ સરકારને છે તેમણે વરસો પહેલા કાળીપરજને માટે નિશાળો અને બોર્ડિંગો કાઢી હતી. ગુજરાતમા આવી ઘણી યે નવી પ્રવૃત્તિઓના પિતા ગાયકવાડ સરકાર છે પણ કોણ જાણે કયા દુર્ભાગ્યે હવે આગળ ચાલવાને બદલે તેઓ પાછા હઠે છે તેમની પ્રજા કે અમલદાર વર્ગ તેમના સુધારા ઝીલવાને અસમર્થ નીકળ્યો એવી નિરાશા તેમને થઈ હોય કે ગમે તે કારણે, પણ એ પ્રારમ્ભ જેવો યશસ્વી અને ઉજ્જ્વલ હતો તેવુ કશુ પરિણામ અત્યારે દેખાતું નથી પણ કાળીપરજમા આ શાળાઓથી કાળીપરજના જ શિક્ષકો

અત્યારે થયા છે. ગાંધીજીની પ્રેરણાથી આ આખા સમાજનું અત્યારે પરિવર્તન થવા લાગ્યું છે ત્યારે આ જૂનાં ખળો પણ કામ આવે છે. આખી કાળીપરજ અત્યારે પોતાની સૈકાઓની પામરતામાંથી ઊભી થઈ સમાજમાં માનભર્યું સ્થાન લેવાને પ્રબલ પ્રયત્નો કરે છે.

બે ત્રણ વરસ ઉપર કાળીપરજની સ્થિતિ જાણવાને માટે એક સમિતિ નીમાઇ હતી તેમાં શ્રી નરહરિભાઈ પણ હતા. તેમણે આમની સ્થિતિ વિશે પુરાવા લઈ પુષ્કળ નોંધો કરી રાખી છે પણ હજી નિવેદન તૈયાર થયું નથી. દરમિયાન એમને માથે નવાં નવાં કામો પડયે જ જાય છે. તેમણે કાળીપરજની દીન સ્થિતિ વિશે કોઇ કોઇ વખત વાત કરી છે તે ખરેખર મર્મભેદક છે. પુરુષ દિવસ આખો દાસત્વનું કામ કરી રાત્રે દારૂ તાડી પીને ઘેર આવે. ત્યારે છોકરાં ભૂખ્યાં ઊંઘી ગયાં હોય. એક વાર તો એક ઘરમાં રાત્રે છોકરાં ખાવાનું માગતાં હતાં અને મા તેમને ઊંઘી જવાનું કહેતી હતી; તેમનો બાપ આવશે ત્યારે પોતે જગાડીને જમાડશે એમ સાન્ત્વન આપતી હતી. છોકરાંએ કહ્યું: "તું હમેશ એમ ઊંઘાડી દે છે અને કદી પણ જગાડીને જમાડતી નથી. આજ તો નહિ ઊંઘિયે." છતાં નાનાં છોકરાં તો રડી રડીને થાકીને ઊંઘી ગયાં અને બે મોટાં જાગતાં રહ્યાં. તેમને તેમનો બાપ પીને આવ્યો ત્યારે માત્ર ગાળો કે માર ખાવાનું મળ્યું! આ સ્થિતિ લગભગ દરેક ઘેર છે. કાળાં, ચામડીના દર્દવાળાં, પેટ વધી ગયેલાં, જરા પણ બાળકની સ્ફુર્તિ વિનાનાં છોકરાંને બપોરના બાર સુધી કાંઈ પણ ખાધા વિના ઘર આંગણે તડકે બેસી રહેલાં મેં ઘણી જગાએ જોયાં છે. મહાત્માજી વારંવાર કહે છે કે હિંદમાં કેટલાંકને બે વેળા ખાવાનું નથી મળતું, એ કાસું સોનું પાકતી ગુજરાતમાં જોવું હોય તો અહીં આવવું. આખી જીંદગીમાં તેમને ઘી કે તેલ જોવા મળતું નથી તેથી તેમની ચામડી ઘણી જ ખડબચડી કાળી પડી ગયેલી હોય છે. તેથી તથા નિયમિત ન્હાતાં નહિ હોવાથી ચામડીનાં દર્દો તેમને બહુ થાય છે.

દાંતા તરફ અસલવતની ભીલની કોમો એ જોઇ છે. તે અને આમનામાં મુખ્ય ફરક એ છે કે દાંતા તરફના ભીલો ચોર લૂંટારા અને ખૂની પણ હોય છે. શિકાર, ચોરી, લૂંટ, ખૂન એ બધું તેમને મન 'રમણું,' રમત છે. આ તરફના લોકો ઘણા જ બીકણ છે. કોઈ પણ પોલિસ કે સામાન્ય માણસ પણ તેમને ડરાવીને તેમની ગમે તે ચીજ લઇ જઇ શકે. કાંઈ પણ હક વિના જંગલના કૉન્ટ્રેક્ટરો કે દારૂના પીઠાવાળાઓ માર મારીને આમની પાસે વેઠે કામ કરાવે છે, બળાત્કારે દારૂ પણ પાય છે, એમ સાંભળ્યું છે. હમણાં દારૂની બંધી થઇ છે એટલે આ લોકો ઉપર, અને તેમનામાં રહી કામ કરનારા માણસો ઉપર, ખોટા કેસો થવા લાગ્યાં છે. પણ આમનામાં નવું બળ હવે આવવા લાગ્યું છે. પહેલાંની પેઠે હવે તેઓ મૂંગે મોઢે માર નહિ ખાઈ લે. જેમ ઘણી લાંબી બિમારીમાંથી ઊઠેલા માણસની ભૂખ ઊઘડે તેમ આમને જ્ઞાનની અને સ્વમાન અને બલપ્રાપ્તિની ભૂખ ઊઘડી છે. ગયા માસમાં મારે તેમની એક સભામાં જવાનું થયું હતું. બારડોલીથી વીસ પચીસ માઈલ દૂર એક ધમોડી ગામે કાળીપરજના લોકોએ સભા ભરવાનું નક્કી કર્યું, અને પછી શ્રીયુત વલ્લભભાઈને આમંત્રણ આપ્યું. તેમને તે સ્વીકારવું જ પડયું. જતાં પાંચેક માઇલ દૂર તેમના સ્વયંસેવકો રસ્તો બતાવવા સામે આવ્યા હતા. દક્ષિણમાં જેમ કોઇ મંદિર જતાં તેનાં ગોપુરો આવવા લાગે તેમ ચાર ચાર માઈલ આગળ તેમણે તોરણો બાંધેલાં હતાં અને ઝાડના થડ ઉપર સભાનાં જાહેર આમંત્રણો ચોડેલાં હતાં. સડક નહોતી પણ આમણે રસ્તાઓ પણ મોટરને માટે સારા કર્યા

હતા. સભા પહેલાં ગામના આગેવાનો શ્રીયુત વલ્લભભાઈને મળ્યા અને તેમને બધી હકીકત સમજાવી. તે ઘરના બધા માણસો હાથે કાંતેલી વણેલી ખાદી પહેરતા હતા. દારૂ તાડી "વર્જેલા"ઓ પાછા ભયથી કે ખટપટથી દારૂ તરફ વળતા હતા તે મુખ્ય વાત હતી. કેણુ જાણે શા કારણથી, પણ રેંટિયો કાંતતા અને ખાદી પહેરતા માણસો ઉપર બીજાઓ જુલમ નથી કરી શકતા એ હકીકત ત્યાં પ્રત્યક્ષ થઈ. એટલે કાળીપરજમાં રેંટિયો લઈ કાંતવાની અને જાતે વણવાની પણ એક તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ છે. ત્યાં અમે ગયા તો લગભગ ત્રણ ચાર હજાર માણસો તોરણો બાંધેલા એક મોટા મંડપમાં શાંત બેઠાં હતાં. જેટલા પુરુષો તેટલી જ સ્ત્રીઓ હતી. વ્યાખ્યાનનો એકેએક શબ્દ જાણે તેઓ કોઈ આંતર તૃષાથી પીતાં હતા. આટલી જિજ્ઞાસા મેં અમદાવાદના કોઈ શ્રોતાવર્ગમાં દીઠી નથી. તેઓ જાણે માત્ર વિનોદ કે જ્ઞાનને માટે સાંભળતા નહોતા પણ પોતાના જીવનને માટે સાંભળતા હતાં. વ્યાખ્યાનમા એક જ વાત હતી કે નિર્ભય થાઓ, દારૂ તાડી છોડો, કાતો વણો અને પોતાનાં જ કપડા પહેરો.

સભામા મને એમ પણ લાગ્યું કે આ વર્ગમાથી પણ ભાષણખોરો અને કૂટનેતાઓ (demagogues) ઊભા થશે અને કામ કરવા કરતાં ભાષણો અને કવિતાઓ કરવાનો શોખ કેટલાકને થશે. વળી મને એમ પણ લાગ્યું છે કે સાચી સ્વતંત્રતા આવ્યા પહેલાં ધમક, અમર્યાદિત હકની માગણીઓ, શક્તિ વગરની સમાનતાનો દાવો વગેરે જે જે અત્યારે આપણા મંડળોમા અને વ્યક્તિઓમા ક્યાક ક્યાક દેખાય છે તે તેમનામાં પણ દેખાશે. પણ બહુ થોડાં વરસોમાં તેઓ આપણામા ભળી જશે અને સાચી પ્રગતિ સાધશે.

આ લોકોની રહેવાની રીતભાતો બીજી રીતે દાતા તરફના ભીલો જેવી જ મને લાગી છે. ત્યા ભીલોને આપણા લોકો કાળી વિલાયત કહે છે, અને અર્ધ મશ્કરીમાં ગોરી વિલાયત એટલે અંગ્રેજો અને આ કાળી વિલાયતના રીતરિવાજોની સરખામણી કરે છે. વિલાયતની પેઠે આ લોકો એક જથામા વસવું પસંદ નથી કરતા પણ દરેક છૂટા છૂટા પોતપોતાનાં ખેતરોમા દૂર દૂર ઝૂંપડીઓ બાંધીને રહે છે. લગ્નો મોટી ઉંમરે થાય છે, જો કે આ લોકો ઉજળીપરજની દેખાદેખીએ દીકરીને નાની ઉંમરે પરણાવવામાં મોટાઈ સમજવા માંડયા છે. સ્ત્રી પુરુષ પોતાની ઇચ્છાથી લગ્ન સંબંધમા જોડાય છે અને અણબનાવ થતા છૂટાછેડા પણ એટલી જ સહેલાઈથી કરે છે. લગ્ન પહેલાં પણ સ્ત્રીપુરુષો પતિપત્ની તરીકે એક બીજાના સંસર્ગમા આવે તેમા કશો પ્રત્યવાય ગણાતો નથી. તેવા સંબંધથી સંતાન થાય તેમા પણ કશું ખોટું ગણાતું નથી. લગ્ન તો એક માત્ર વિધિ છે જે ગમે ત્યારે કરી લેવાય છે. વળી અહીં એક ખંધાડિયો રાખવાનો રિવાજ છે. આપણે જેને ઘરજમાઈ રાખવો કહીએ છીએ તેને મળતો તે રિવાજ છે. કોઈ માણસને માત્ર છોકરીઓનો વસ્તાર હોય, ખેતી હોય અને કામ કરનાર માણસની તાણ હોય, તો તે પોતાને ઘેર જમાઈને રાખે, તેને ખંધાડિયો કહે છે. એમનું લગ્નબંધન શિથિલ છે. ઘણીવાર તો નાતના પંચાતિયાઓ દારૂ પીવાને માટે જ, વધૂ વરને આડુંઅવળું સમજાવી છૂટાછેડા કરાવે છે, રૂપિયા ખાય છે અને દારૂ પીએ છે. પણ જેમ જેમ આ લોકો સંસ્કાર પામતા જાય છે તેમ તેમ લગ્નનું ગૌરવ સમજતા જાય છે.

એક વખત ફરવા જતા એ.શિના એક વિવાહ જોવાનો પ્રસંગ મળ્યો. માર્ગ કરનાર

પોતાનાં સગાંને લઈને સાસરાને ત્યાં આવ્યો હતો અને ઘર સામે ખાટલો નાંખીને બેઠો હતો. તેને મળ્યા પહેલાં અમે કન્યાના બાપને મળ્યા હતા અને તેણે જણાવ્યું હતું કે છોકરી પણ રાજી હતી. પછી કન્યાના બાપે રીતસર વરપક્ષને પૂછ્યું: "કેમ ભાઈઓ, તમને છોકરી ગમે છે? તમે બધા રાજી છો?" પેલાઓએ બધાએ હા કહી. પછી વરપક્ષના લોકો કન્યાને પૂછવા ગયા. ઘણી વાર થઈ. પછી એક માણસે આવીને કહ્યું કે કન્યાની પણ હા છે. થોડી વાર વાતો ચાલી. પછી બીજા માણસોએ આવીને કહ્યું કન્યા...ભાઈને મળવા માગે છે. મારે કહેવું જોઈતું હતું કે બન્ને પક્ષો સંસ્કારી અને ખાદીધારી હતા. કન્યાનો પિતા તો ભક્તજન હતો અને કન્યા આશ્રમમાં જતી આવતી ભણેલી હતી. ...ભાઈ અને હું પણ કન્યાને મળવા ગયા. ...ભાઈએ પૂછ્યું: "તું એને ઓળખે છે ને?" કન્યાએ હા કહી. "તને પસંદ છે ને?" "તમને પસંદ હોય તો મારી હા છે." થોડી વાત થઈ રહી ત્યાં વરપક્ષના માણસો અને વર પોતે ત્યાં આવ્યાંઃ તેમને કન્યાની ભલામણ કરી. આ લગ્ન સુધરેલું થવું જોઈએ એટલે તેમાં રિવાજ મુજબ કન્યાનાં માબાપને આપવાના રૂ. ૪૧) લેવાની કન્યાના પિતાએ ના પાડી અને સમજાવ્યું કે તમે પણ બધા ખાદી પહેરીને આવજો અને જાનમાં પણ આઠ કે દસ માણસો જ લાવજો. વરને આ સુધારો બહુ રૂચતો નહોતો, તેણે કાંઈક કાચી કાચી હા પાડી. અમે એ થઈ રહ્યા પછી આશ્રમે ગયા. ત્યાં આશ્રમમાં...બહેનને મેં આ વાત કરી. તેમણે પૂછ્યું: "કન્યાએ હા પાડી?" મેં કહ્યું: "હા, કેમ?" વાતચીત થતાં જણાયું કે કન્યાની હા સાચી નહોતી. તેને કોઈએ સમજાવ્યું હતું કે આ વરના પિતાને કોઢનો એટલે રક્તપિત્તનો રોગ હતો અને તે રોગ વારસામાં ઊતરે કે નહિ તે એ વારંવાર પૂછતી હતી. આશ્રમમાં એ પ્રમાણે પૂછવાથી એ વાત...ભાઈ જાણતા હશે એમ તે માનતી હતી અને એ ...ભાઈએ સંમતિ આપી તેનો અર્થ એ રોગ વારસામાં ન ઊતરે એમ તેણે માન્યું. મને આ પંદર સોળ વરસની છોકરીની સમજશક્તિને માટે ઘણું માન થયું. આપણી ઊજળીપરજ તો લગ્નમાં કદી આવો વિચાર કરતી જ નથી. પણ તે વખતે માન કરતાં આઘાત મને અને એ ... ભાઈને બન્નેને વધારે લાગ્યો. તેમણે તરત કન્યાપક્ષનાં માણસોને બોલાવ્યાં અને આ વાત કહી. ત્યાં વળી બીજી જ વાત નીકળી. વરના બાપને રક્તપિત્તનું દરદ હતું એ વાત આ વરને પરણવા ઇચ્છતી એક બીજી હરીફ છોકરીએ ઉડાડેલી છે! મને આશ્ચર્ય થયું. આ લોકોમાં ઇચ્છાવરનો રિવાજ તો છે પણ એ રિવાજને અંગે ખટપટ પણ છે. અસ્તુ, છેવટે એમ ઠર્યું કે વરે પોતાનું શરીર કોઈ ડાક્તર પાસે તપાસાવવું અને નીરોગી નીકળે તો પછી લગ્ન કરવું. પછી શું થયું તે મને ચોક્કસ ખબર નથી. જો વિવાહ ફોક કરવો પડે તો પાંચેક રૂપિયા કન્યાપક્ષે વરપક્ષને આપવા પડે છે એમ સાંભળ્યું છે.

આ લોકોના લગ્ન રિવાજ વિશે પણ મેં સાંભળ્યું છે. વર કોઈ માણસને ખાંધે બેસી કન્યાને ઘેર આવે છે. તે વખતે તેના મોં પર કપડું ઢાંકેલું હોય છે. કન્યા ક્યાંક સંતાઈ જાય છે અને વરે તેને શોધી કાઢવાની હોય છે. એ પછી બન્નેનાં લગ્ન થાય છે. કન્યા સાસરે જતી વખતે ઘરમાં ખાણિયા ઉપર બેસીને ખૂબ રડે છે. જો ન રડે તો તેને ભૂત હેરાન કરે એવી માન્યતા છે એમ પણ સાંભળ્યું છે. ખરી રીતે સાસરે જતી વખતે રડવાનો રિવાજ ગુજરાતના કેટલાક ભાગોમાં મેં જોયો છે. ઘણી જગાએ તો ઊંચી નાતોમાં

પણ કન્યા બજાર વચ્ચોવચ્ચ લાંબે રાગે અમુક જ રીતે રડે છે. તમે મનુષ્ય જાતના લગ્નનો ઇતિહાસ વાંચ્યો છે એટલે જાણો છો કે એ રડવું એ પણ એક ખાસ મનોવૃત્તિ છે. હશે, ગમે તે હોય. લગ્નોમાં ખાવાનું કાંઈ ખાસ હોતું નથી પણ દિવસોના દિવસો દારૂ પીને નાચવાનું હોય છે. અલબત સુધરેલાઓ હવે વધારે વિધિસર લગ્નો કરે છે.

આ લોકોનાં ઘરો નાનાં અને સુઘડ હોય છે. જમીનથી બે અઢી ફૂટની તેની ઊભણી હોય છે. ઘર ઘણે ભાગે તંબુ આકારનું અને નાનું લીંપી ગુંપીને સાફ રાખેલું હોય છે. એક બાજુ ઢોર બાધેલાં હોય છે. સાદી ચીજોમાંથી તેઓ ઠીક પોતાનું રાચરચીલું ઊભું કરે છે. એક ખજૂરીનું થડિયું ઊભું ચીરી તેને અંદરથી કોતરી સાફ કરી તેનો અર્ધ નળાકાર બનાવે છે અને તેને ઘરમા ઢળતું રાખી નીચો છેડો ઘર બહાર કાઢે છે. તેના ઉપર ગોળા મૂકે છે એટલે પાણી બધું એની મેળે એ ખાળિયા વાટે બહાર ચાલ્યું જાય. ગોળામાંથી પાણી કાઢવા એક તૂંબડીનો ઉપયોગ કરે છે. આ તુંબડીનો એક ભાગ પાતળો લાંબો હાથી જેવો હોય છે અને બીજો છેડો લોટા જેવો હોય છે તેમાં કાણું પાડે છે. તેનાથી આપણી માફક ગોળામાંથી પાણી કાઢે છે. આવી તૂંબડીઓના વેલા તેઓ ઝૂંપડી ઉપર જ ચડાવે છે. પાણી કાઢવાને માટે આ સારી યુક્તિ છે પણ ઘેશ હલાવવામાં પણ આનો ઉપયોગ કરે છે તે સારૂં નથી કારણ કે આ અંદરથી સાફ થઇ શકે તેવું નથી.

કાળીપરજના લોકો એક ડોબરૂં નામનું વાજિંત્ર વગાડે છે. તે તાડનાં પાંદડાનું બનાવેલું હોય છે. લગભગ ત્રણ ચાર હાથ લાંબું હોય છે. આકારમાં બેડોળ દેખાય છે. તેમાંથી ત્રણ ચાર જ સૂર કંઇક મોરલીની પેઠે તેઓ વગાડે છે પણ આ સૂરોમા મોરલીનું વૈવિધ્ય કે મીઠાશ હોતી નથી. કાળીપરજને આ વાજું ઘણું જ પ્રિય છે. ગામ જતાં તેઓ રસ્તામા એના એ સૂરો વારંવાર વગાડયા જ કરે છે અને તેની ધૂનમાં ચાલ્યા જાય છે. કહે છે કે કાળીપરજના લોકો આથી ઘણા જ ઉન્મત્ત થાય છે. તેમના નૃત્યમાં પણ આ જ વાગતું હોય છે. અહીં મઢીમા એના એ સૂરોનો નિયમિત ઘોષ થતો મેં મોડી રાત સુધી સાંભળ્યો છે. હજી તેમનું નૃત્ય જોયું નથી. મેં દુબળાનો નાચ જોયો છે. તેઓ નાચમાં થાળી વગાડે છે. દારૂ પીને રાતોની રાતો સ્ત્રી પુરુષ એક બીજાને કેડે હાથ દઈ જોડાંમાં નાચે છે. કુંડાળાના મધ્ય તરફ જતાં અને પાછાં આવતાં તેઓ ગોળ ફરે છે. આપણા રાસ જેટલી તેમાં કલા નથી, રાસ જેટલો તેમાં અંગવિક્ષેપ નથી, પણ તેમની ચાલની ગતિ આપણાથી વિલક્ષણ અને વધારે ચમત્કારક છે. એ દક્ષિણના નૃત્યનું લક્ષણ મને લાગે છે. મુંબઇમાં ઘાટી લોકોના નૃત્યમાં પણ મને એ ગતિની વિલક્ષણતા જણાઈ છે. પણ આમાં તો હું સૌથી ઓછું સમજું છું. દુબળાઓ નાચતાં સ્ત્રી પુરુષો બન્ને ગાય છે. બીજી કોમોમાં પુરુષો ગાવામાં હલકાઇ માને છે. દુબળાઓનું એક ગીત 'સેલિયાં' મને તૂટક મળ્યું છે. સેલિયો એ 'ઉંદર' એમ હું સમજું છું.

તારી મારી માયા સેલિયા
તારી મારી માયા રે
તાંથી જોબન લાગ્યું સેલિયા (૨)
જોબન ઝમડો લાગ્યો સેલિયા (૨)
ઊંડી ઊંડી કુવાડીમા જલાલ મીઠાં પાણીડાં
જાની સેલિયા પાણી પીતો જાની રે

માત્ર નમૂના તરીકે ઉપરની લીટીઓ ટાંકું છું. જુદા જુદા પાડો સરખાવી લખવાની મને તક મળી નથી. ખરૂં પૂછો તો અભ્યાસની દૃષ્ટિએ કશું કરવાનો વખત નથી. અમેરિકનો જેમ ઘણી વાર આપણા દેશની ઊડતી મુલાકાત લઈ લખી નાંખે છે એના જેવું આ છે. પણ લોકોનો આપણા તરફ સદ્ભાવ હોવાથી આપણે વધારે નિકટ રહી વસ્તુદર્શન કરી શકીએ એટલું જ.

આ દુબળાઓ કાળીપરજમાં ગણાતા નથી. તેમની સ્થિતિ અધમમાં અધમ છે. આખું જીવન તેઓ ગુલામીમાં ગાળે છે. તેમને માણસાઇની કશી ખબર નથી. તેમનામાં સ્વમાન કે જીવનની જવાબદારી જેવું કાંઈ છે જ નહિ. પણ હવે ધીમે ધીમે તેમનામાં પણ જાગૃતિ આવે છે. આ લખું છું ત્યારે બે દુબળાઓ જેઓ 'વજેલા' એટલે જેમણે દારૂ તાડી છોડયાં છે તેઓ પત્રિકા વાંચવા-સાંભળવા આવ્યા છે. નવા ભાવ અને ગંભીરતાથી તેઓ પત્રિકાઓ માગે છે. કુટેવો છોડવામાં તેમને સૌથી વધારે મુશ્કેલી તેમના પોતાના જ માણસો તરફથી નડે છે. બીજા દુબળાઓ તેમની 'ભામણા થઈ ગયા,' એમ કહી મશ્કરી કરે છે. ગુલામોને સ્વતંત્ર થતાં સૌથી મોટો વિરોધ ગુલામો તરફથી જ નડે છે અને એ સત્ય આખા હિન્દ વિશે પણ ખરૂં છે. તેમને વિશે વધારે લખવાની જરુર નથી; કારણકે હવે આખું ગુજરાત આ દુબળાઓની ગુલામસંસ્થાથી વાકેફ છે. અત્યારે તો એ સંસ્થા ઊજળી અને કાળી બન્ને પરજનો નાશ કરે છે અને હવે એ પોસાવાની પણ નથી. કારણકે દુબળાઓ ધણિયામાનું દેવું મૂકી નાશી જતાં શીખ્યા છે. ઘણાં ગામોમાં દુબળાઓની વસ્તી ઘટી છે. તેઓ ચરોતર અને મુંબઇ તરફ સ્વતન્ત્ર મજુરી કરવા ચાલ્યા જાય છે. ત્યાં તેમનું શું થતું હશે તેની કોઈને ખબર કે દરકાર નથી. આ દુબળા અસલવતની કોમ જ જણાય છે પણ તેઓ કાળીપરજ ગણાતા નથી.

આટલું લખ્યા પછી ઘણે દિવસે કાગળ લખવાનો વખત મળે છે. કકડે કકડે કાગળ લખવાના સઘળા દોષો આ પત્રમાં દેખાશે, પણ તેમાં એક ફાયદો છે. નહિ જોયેલું જોઈ લેવાય છે અને એ રીતે અધૂરી હકીકત પૂરી થાય છે. આ દરમિયાન મને ચોધરાઓનું નૃત્ય જોવાના બે પ્રસંગો મળ્યા. સ્ત્રીઓ પુરુષો એકઠાં મળી નાચે છે. નાચતી વખતે દરેક માણસ પોતાના પાડોશીની પછવાડે થઈ ગાંઠી રેતી પછીતમાં હાથ ભરાવીને નાચે છે, ને સ્ત્રીઓના હાથના લાંબા ચૂડાને લીધે જાણે નાચનારાંની કેડે એક પીતળનો પટ્ટો બાંધ્યો હોય એમ દેખાય છે. પુરુષો કરતા સ્ત્રીઓનો નાચ વધારે સુંદર દેખાય છે. એક મારો પ્રિય તર્ક છે કે માણસો કપડાં પહેરે છે તેનો આકાર નૃત્યને અનુકૂળ હમેશાં કરેલો હોય છે. આપણી સ્ત્રીઓનાં કપડાં આપણી હીચ રાસ વગેરેને અનુકૂળ હોય છે. આપણાં પુરુષોનાં જૂનાં કેડિયાં કે ચીણવાળી બંડી પણ રાસને અનુકૂળ હોય છે. તેમ જ આ ચોધરી સ્ત્રીઓનાં ઓઢણાં ઉપરના સફેદ પટ્ટા અને તેમના હાથના ચૂડા સર્વ આ નૃત્યમાં સાર્થક દેખાવા લાગ્યાં. નૃત્યની એક રીતને તેઓ 'ચાળો' કહે છે. ચાળો એટલે ચાલવાની રીત એમ હું સમજું છું.* અને તેમનું નૃત્ય બીજું કાંઇ જ નથી પણ ચાલવાની જુદી

* ચાળાનો અર્થ નૃત્યની રીતિ થાય છે, તેમ સંગીતની સ્વરરચના પણ થાય છે. તે ઉપરાંત આપણે સાધારણ રીતે 'અડપલું' કે 'અટકચાળું' ના અર્થમાં ચાળો વાપરીએ છીએ એ અર્થ પણ થાય છે.

છે. તેમાં આપણા રાસના જેવું વ્યક્તિસ્વાતંત્ર્ય તો છે જ નહિ. બધાં જકડાયલા હોય એટલે કેડ ઉપરનું અંગ તો અક્કડ જ રહે છે. માત્ર જુદા દિશામાં પગલાં ભરે છે તે જ તેમનો નાચ. એક સાદામાં સાદો ચાળો એ કે આખી હાર પાંચ ડગલાં આગળ એટલે જમણી બાજુ ચાલે અને ત્રણ ડગલાં પાછળ એટલે ડાબી બાજુ ચાલે. વળી એક બીજા ચાળામા પાંચ ડગલા જમણી બાજુ ચાલી, પછી બે પગનો ઠમકો કરી વળી બીજાં પગલાં ભરવાનું છે; અને પછી પાછાં પગલાં ભરવાનું છે. આ સર્વ વર્ણનથી સમજાય એવું નથી પણ જોતાં ચમત્કાર લાગે છે. પણ સાથે સાથે કહેવું જોઇએ કે તે નૃત્ય કરતા લશ્કરી ડ્રિલને વધારે મળતું છે. કોઇ બહુપદી પ્રાણી જાણે એક સાથે પગ ઉપાડીને જુદી જુદી દિશાએ ચાલતું હોય એમ લાગે છે. નાચના ચાળાના જુદાં જુદાં નામો છે: (૧) બેડો ચાળો (૨) ઘોન ટાંટો (૩) ઘોવાજ ઘોસ્ચ (૪) દોવાજ તીરાહો (૫) ઝારો વીહીરી (૬) ડોઠી ટાટો (૭) દાહાલી હેરો (૮) ફાજ ઘગદ (૯) તાડા માજ (૧૦) ઢેંચ્યા વાહાણી. મને ખબર આપનાર ચૌધરા ગૃહસ્થ આનો અર્થ કાંઈ થાય છે કે કેમ તે જણાવી શકયા નથી. 'ટાટો' તે 'ટાટિયો' ન હોય?

આ નૃત્ય ડોબરા અને ટાલપીના સૂર ઉપર થાય છે. ડોબરૂં એક વાંસનું પાંચ છિદ્ર વાળું વાદ્ય છે. સૂરનો ઘોષ થવા તે વાસ ઉપર એક મોટી લાબી તૂંબડી હોય છે અને તેના પર મોરના પીછા ખોસેલા હોય છે. તૂંબડીના ડીંટાવાળા વળેલા ભાગથી અને તેના પરના પીંછાથી જાણે કોઈ પક્ષી ત્યા બેઠેલુ હોય તેવું દેખાય છે. તેવી જ રીતે નીચે પણ એક બીજી વળેલી તૂંબડી ખોસેલી હોય છે. અને તેના વળેલા ભાગને તાડનાં પાદડાં વીંટી વીંટીને એક શંકુ આકારનો નળાકાર બનાવેલો હોય છે. એટલે ડોબરૂં માણસના માથાથી નીચે ઢીંચણ સુધી લાબું હોય છે અને નીચલે છેડે પેલો નળાકાર કાટખૂણે ગયેલો હોય છે. તે નળાકાર નાચનારા તરફ રાખી વગાડનાર ફરતો ફરતો ઝૂલતો ઝૂલતો એના એ સૂરો જુદા જુદા ક્રમે વગાડે છે અને તેના સૂર પ્રમાણે નાચનારા નાચે છે. ટાલપી તાડપત્રનુ લાબું પપૂડું છે, તે પણ ભેગુ ભેગુ વાગે છે. નાચનારાનું કુંડાળું નથી હોતું પણ જુદી જુદી હારો હોય છે. જુદી જુદી હારો એક જ વખતે જુદા જુદા ચાળે નાચતી પણ જોઇ છે.

સૌથી આશ્ચર્યકારક અમને એ લાગ્યું કે આ લોકો ડોબરાદ્વારા વાતચીત કરી શકે છે. તે માત્ર સંકેત છે કે તેઓ ખરેખર શબ્દો બોલે છે તે અમે સમજી શકયા નથી. પણ એટલું ચોક્કસ કે આખા ને આખા વાક્યો તેઓ એક બીજાને સમજાવી શકે છે. આ ડોબરાથી તેઓ એકબીજાને ભયનું સૂચન કરી શકે છે, પ્રેમનો સંદેશો મોકલી શકે છે, મળવાનો સંકેત કરી શકે છે, નાચતા મશ્કરી કરી શકે છે, અને નાચનારાને સૂચના પણ કરી શકે છે. ડોબરામા વગડાયેલા અને વગડાવેલા વાક્યોના થોડા નમૂના: "નાગી (=લાડી = નવી પરણેલી) પોરી, તું મારે ડોબરે નહિ નાચે?" "ફલાણા તું મરી જા." "ફલાણા તું દૂર રહીને નાચ નહિતર ડોબરૂં મારીશ" (શબ્દો બરાબર યાદ નથી) તેઓ કહે છે કે તેઓ માત્ર પોતાની બોલી ડોબરામા બોલી શકે, આપણી નહિ.

સુધરેલા ચોધરા નાચવું પસંદ કરતા નથી. ઘણે ભાગે દારૂ પીને નાચતા હોવાથી, અને સાંભળવા પ્રમાણે મોટી રાતના નાચ પછી જુવાન નાચનારાંમાં સ્વચ્છંદી અનાચાર

થતો હોવાથી, નાચવાની સામે તેમનો જબરો વિરોધ છે અને એ વિરુદ્ધ મતનો જબરો પ્રચાર ચાલે છે. થોડાં વરસો ઉપર કાળીપરજમાં એક માતા આવી હતી, તે માણસમાં પ્રવેશ કરી, દારૂ ન પીવો, વગેરે ઉપદેશ કરતી હતી ત્યારથી તેમનામાં સુધારણા દાખલ થઇ છે. તેમના સુધારકોએ આ સંબંધી કેટલાંક ભજનો કર્યાં છે તેમાંનાં કેટલાંક ચોધરાની બોલીનાં અને રાગનાં છે. પણ મુખ્યત્વે તેઓ ગુજરાતી ભાષા અને રાગ વધારે પસંદ કરે છે. તેઓ બહુ જ વેગમાં હાથથી તાળીઓ પાડતા ગાય છે અને કલાકોના કલાકો સુધી ભજનની ધૂન ચલાવે છે. આખાં ને આખાં ફળીઓ સાંજે ભેગાં થઈ આ પ્રમાણે મંડળીમાં ભજનો કરે છે.

આ નવા સુધારામાં કેટલાક ક્રિશ્ચન થઇ ગયેલા પણ પાછા હિન્દુ થાય છે. હું માનું છું જો હિન્દુઓ સમાજનાં સાંકડાં બંધનોને સમજણથી ઉદાર કરે તો ગમે તેને શાન્તિથી જીતી પોતામાં સમાવી દેવાનું તેનું બળ પાછું આવે.

સત્યાગ્રહના આશ્રમો આ લોકોમાં કાંતવાનો અને વણવાનો પ્રચાર કરે છે. વેડછી આશ્રમમાં છોકરાઓને કાંતતાં વણતાં શીખવે છે—તેમાંના ઘણાખરા તો ગાયકવાડી શાળામાં ભણીને આવેલા હોય છે—અને પછી તેઓ જ પોતામાં એ હુન્નરનો પ્રચાર કરે છે. દારૂ તાડી વર્જ્ય અને કાંતવા વણવાનું કામ કરતા ચોધરાને કોઇ સતાવતું નથી એમ હવે ચોધરા સમજી શક્યા છે. દૂર દૂરથી તેઓ રેંટિયા લેવા આવે છે અને પંદર પંદર ગાઉ ચાલીને વણવાને સૂતર આપવા આવે છે. ખાદીપ્રચારની આ સફળતા આશ્રમના બે ત્રણ અડગ નિશ્ચયવાળા કાર્યકર્તાઓને આભારી છે. તેમણે આને માટે પુષ્કળ દુઃખ સહ્યું છે અને હાડમારી વેઠી છે, શરુઆતમાં અપમાનો પણ સહ્યાં છે. આવા કાર્યકર્તાઓ આપણા દેશમાં છે, એ પણ અસહકારમાં જ શોધાયું અને તેવાઓને કાર્ય કરવાની વિશાળ યોજના પણ અસહકારમાં જ થઈ. યોગ્ય કહ્યું છે કે સામગ્રી તો હોય છે પણ **योजकस्तत्र दुर्लभः ।** યોજક નથી હોતો.

પણ અત્યારે તો મહાસભાની વાતો થાય છે, કોઇ પણ કાર્યક્રમનો વિચાર કર્યા વિના, સર્વને એકદમ સંપૂર્ણ સ્વાતંત્ર્ય જોઇએ છીએ અને યુવાનોને આવાં શાંતવિજયનાં કામોને બદલે કાર્ય સુધી નહિ પહોંચતાં પણ ભાષામાં આકર્ષક લાગતાં ધ્યેયો જોઇએ છીએ !

રામનારાયણ વિ. પાઠક

# ચર્ચાપત્રો

૧

**રો. પ્રસ્થાનના અધિપતિ સાહેબ,**

આપના 'માગશર' અંકમાં ભાઇ વિનાયક નંદશંકરે મને ઉદ્દેશી આ વાક્ય લખ્યું છે: "રા. રા. ઠા. એમ. એ. (નામ કરતાં પૂછડું વધારે લાંબું. અરે ભાઇ, અમે નામના ભૂખ્યા છીએ, યુનિવર્સિટીની ઠારકા છાપના તરસ્યા નથી)" વગેરે. એ વિશે કાંઇ ટીકા મારે નથી કરવી, પણ ખુલાસો એટલો કરું છું કે મેં કદી મારા નામ 'ઠા' પાછળ એમ. એ. નું પૂછડું લગાડ્યું નથી. 'વસંત'ના વિદ્વાન અધિપતિએ અનુક્રમણિકામાં મારી મરજી વિરુદ્ધ એ પૂછડું લગાડ્યું હતું. જેમ આજે 'ઠા'ની આગળ શીંગડું—કે જે કહો તે 'રા. રા.' રૂપે—ભાઇ વિનાયક લગાડવા નીકળ્યા છે, તેમ પાછળ એમ. એ. લગાડેલું. કોઈ પણ જાતની તપાસ કર્યા વગર ટીકા કરનાર વિષે વિશેષ કાંઈ લખવું નથી.

સેવક,
ઠા

૨

## ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસિયેશન: કરાંચી

'પ્રસ્થાન'ના કારતક માસના અંકમાં "લોકચર્ચા"ના મથાળા નીચે આ મંડળ સંબંધી જે માહિતી આપવામાં આવી છે તેથી વાચક વર્ગના મનમાં મંડળ સંબંધી ગેરસમજુતી ઉત્પન્ન થવાનો સંભવ છે. મંડળ સંબંધી નીચેની વિગત ઉપરથી વાંચકને યોગ્ય ખ્યાલ આવશે.

૧ મંડળનો મુખ્ય હેતુ–કરાચીના ગુજરાતી ગ્રેજ્યુએટો એક બીજાના નિકટ પરિચયમાં આવે અને વિચારની પરસ્પર આપ લે કરે એ પ્રમાણે છે. તે ઉપરાંત કેળવણી અને અન્ય વિષય સંબંધી મંડળદ્વારા કાંઈક જાહેર પ્રવૃત્તિ થાય એ હેતુ પણ લક્ષમાં રાખવામાં આવ્યો છે.

૨ "ગુજરાતી ભાષાએ દેવાળુ કાઢ્યું હોવાથી" નહિ પણ માત્ર સરળતા માટે મંડળના ધારાધોરણ તથા નામ અંગ્રેજીમા રાખવામાં આવ્યા છે. મંડળને રજીસ્ટર કરવું હોય અથવા અન્ય સંસ્થાઓ સાથે પત્રવ્યવહાર કરવો હોય તો સુગમતા થાય એ જ હેતુ છે.

૩. ગુજરાતી બોલી, લખી, વાચી શકે એવા બિનગુજરાતી ગ્રેજ્યુએટો પણ મંડળના સભાસદ થઈ શકે છે.

૪ મંડળનું સઘળું કામ "અંગ્રેજીમાં જ ચાલે છે" એ વાત બરાબર નથી. મંડળની પ્રવૃત્તિમાં "નૃત્યકળા" "વિનોદશાસ્ત્ર" વગેરે ભાષણોના નામ લેખક જણાવે છે તે ઉપરથી પણ સમજી શકાશે કે આ પ્રસંગોએ ગુજરાતીમાં જ ભાષણ આપવામાં આવ્યાં

હશે. ડૉ. રાણીના તથા ડૉ. નાયકનો સત્કાર કરવામાં આવ્યો ત્યારે પણ સઘળું કાર્ય ગુજરાતીમાં જ ચાલ્યું હતું અને અહીંના એન્યુકેશનલ ઇન્સ્પેકટર મી. કોન્ટ્રાકટર તથા ડૉ. રાણીના અને ડૉ. નાયકે પણ ગુજરાતીમાં જ ભાષણો આપ્યાં હતાં.

૫ સામાન્ય રીતે મંડળની ઘણીખરી પ્રવૃત્તિ સભ્યોના હિતમાં યોજવામાં આવે છે. દરેક પંદર દિવસે અમુક વિષય ઉપર ભાષણ અથવા લેખના વાંચનની યોજના રાખવામાં આવે છે. આ પ્રસંગે કોઇ સભ્ય અંગ્રેજીમાં બોલવાનું પસંદ કરે તો તે "ગુજરાતી ભાષા રંડાઇ હોય" અથવા મરણીયા થઇને પણ અંગ્રેજીમાં બોલવું એ પ્રમાણે સભ્યોનો નિશ્ચય છે તેથી નહિ, પરંતુ અંગ્રેજીમાં વિચાર આપ-લે કરવાની શક્તિનો વિકાસ થાય-એવા હેતુથી હોય છે. "ભાષણ અથવા લેખ" અંગ્રેજીમાં હોય પરંતુ તેના ઉપર ચર્ચા તો ગુજરાતીમાં જ ચાલે છે.

આજથી સવાબે વર્ષ ઉપર મંડળની સ્થાપના ડૉ. પરાંજપેના શુભ હાથે કરવામાં આવી હતી. દરેક વર્ષમાં આઠથી દશ ભાષણ ઉપરાંત વાર્ષિક મેળાવડા વખતે સ્નેહ સંમેલન હોય છે. તે ઉપરાંત ડૉ. પરાંજપે, પ્રો. કર્વે, પ્રિન્સિપાલ ભાટે, મી. મુન્શી, ડૉ. રાણીના, ડૉ. નાયક તથા પ્રો. અ. ક. ત્રિવેદી વગેરે વિદ્વાનોનો સત્કાર મંડળ તરફથી કરવામાં આવ્યો હતો.

૬ મંડળ તરફથી ખાસ જાહેર પ્રવૃત્તિ હજી કાંઇ થઈ નથી. સરકાર તરફથી નીમાએલી "પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સમિતિ" સમક્ષ મંડળદ્વારા લિખિત જુબાની મોકલી આપવામાં આવી છે.

છેવટે વિદ્વાનોના આવા મંડળ અન્ય સ્થળે ભાગ્યે જ જોવામાં આવે છે, અને તેનું મુખ્ય કારણ વિરુદ્ધ વર્ગની ઉદાસીનતા હોય છે એ આપણું કમનસીબ છે.

ત્રિ. પી. ત્રિવેદી
(પ્રમુખ, ગ્રે. એ. એ. કરાંચી)

૩

## વિવેચન અને સત્ય

ન લખવું છતા લખવું પડે છે. "કૉલેજની કન્યા" નામક નાટકમાં સ્પષ્ટ દેખાઈ આવતા મારા મૂળ હેતુને વિપરીત સમજવાના અને સમજાવવાના થતા પ્રયાસોને લીધે. તેમ જ જ્યારે ઉપલાં "નાટકી" નામાભિધાનથી સાક્ષર વર્ગની પણ કોઇ કોઇ વ્યક્તિઓ દોરાઇ ગઈ અને નાટકના મુખ્ય સૂત્રની ઉપેક્ષા કરી રહી, ત્યારે ન છૂટકે આટલું જાહેર કરવું પડે છે.

મારી સમજ પ્રમાણે વિવેચનના બે હેતુ હોઇ શકે. વિવેચનીય વિષયનું સત્ય સ્વરૂપ જોવાનો અને તે પાર પાડવામાં કેટલે અંશે લેખક સફળ થાય છે તે જોવાનો એક, અને અસંભવિત વિષયોનો લેખકે કેટલો સમાવેશ કર્યો છે તે જોવાનો બીજો. આવા વિવેચનમાં વિવેચકે તટસ્થ રહીને વિવેચનીય વસ્તુ પરત્વે જે જે નિયમો ઘડાયા હોય તે તે નિયમોને અનુસરીને વિવેચન કરવું જોઇએ. સ્વમતે કે પરમતે રંગાયલી દૃષ્ટિથી નહિ. તેમ જ આવેશથી ઉભરાતા હૃદયથી નહિ. વિવેચનમાં આવેશને સ્થાન નથી.

આ નિયમ ધ્યાનમાં રાખી જોઇએ.* પ્રથમ આખા નાટકનું મુખ્ય સૂત્ર કયું ? "કૉલેજની કન્યા" એ સૂત્ર રૂપે નથી. કેમકે આખા નાટકમા ત્રણ વસ્તુઓ અરસપરસ ગુંથાઇ છે: (૧) કેતકીનાં વર્ણસંકર લગ્ન (૨) કમલિનીનો પદ્મકુમાર માટે પ્રેમ (૩) કિશોરીનો સ્વયંવર. એટલે "કૉલેજની કન્યા" ને બદલે "તરૂણીના તરંગ" એ નામથી આ ત્રણે તરૂણીના તરંગો નાટકનું સૂત્ર થઇ શકે છે. પરન્તુ વધુ સ્પષ્ટ દેખાય એવા એ તરંગ "લગ્ન" શબ્દથી દેખાય છે. આખા નાટકમાં દરેકે દરેક દશ્ય "લગ્ન" અને તેને માટે "પ્રેમ" એ સૂત્ર ઉપર બંધાયું છે. એ સૂત્ર ધ્યાનમાં રાખી પ્રેક્ષક વર્ગને અનુકૂળ વિવિધતા વાળા પ્રસંગો યોજાયા છે. દરેક દશ્યમા "લગ્ન" નો વિષય નીચે પ્રમાણે સ્પષ્ટ છે:—

## અંક ૧ લો

દશ્ય ૧ લું—સોલોમન કમલિની સાથે લગ્નની માગણી કરવાનો હેતુ ધ્યાનમાં રાખી, તેના પિતાને જુગારમાં હરાવી ઉપલી માગણી કરે છે. આ માગણી વગર આ દશ્ય ટકી શકતું નથી.

„ ૨ જું—કમલિની પોતે જ સોલોમનને પરણવા માગતી નથી એ વાતથી લગ્નનો હેતુ સ્પષ્ટ તરે છે. અને એ જ લગ્ન અટકાવવાથી સોલોમનનું વેર પદ્મકુમાર સાથે બંધાય છે. અહિં પણ 'લગ્ન' એ જ બીજ રૂપે છે.

„ ૩ જું—કેતકીની પ્રેમની પ્રીલ્સુરી–સોલોમન સાથે થનારાં લગ્નનું બીજ છે. ચંદ્રકુમાર સાથેના લગ્નની પણ ચર્ચા છે. આ લગ્નની વાત ન હોય તો પણ આ દશ્ય ટકે નહિ.

„ ૪ થું—"કૉમીક." કિશોરી અને રૈમીયોનાં લગ્નનું બીજ સ્પષ્ટ છે.

„ ૫ મું—કમલિની પદ્મકુમારને પરણેલો દેખે છે ને લગ્નની આશામાં નિરાશ થાય છે. તથા કેતકી સોલોમન સાથે લગ્ન કરવા ગઈ છે એ વાત થાય છે. અહિં પણ 'લગ્ન' એ જ વિષય છે.

„ ૬ ઠું–છેલ્લું. લગ્ન થાય છે. એવું સમજાય છે. અને ચર્ચા છે.

## અંક ૨ જો

દશ્ય ૧ લું—સોલોમન અને કેતકીનાં લગ્નથી કેતકીને થયેલો અનુભવ. લગ્નના લ્હાવા—

„ ૨ જું—ઉપલા લગ્નથી સમાજમાં ખળભળાટ એટલે લગ્નની અસર બતાવાઇ છે.

„ ૩ જું—કમલિની પદ્મકુમાર પાસે લગ્નની માગણી કરે છે. અને પદ્મકુમાર—એક પત્નીવ્રતમા દઢ રહેતો–તેને ચંદ્રકુમાર સાથે પરણાવવા મથે છે. આપણા લગ્નનો વિષય.

„ ૪ થું—કિશોરીનો સ્વયંવર.

„ ૫ મું—છેલ્લું. કમલિની સાથે પિશાચ વિવાહ કરવા તત્પર થયેલો સોલોમન. એ પણ લગ્ન—પણ અધમ લગ્ન.

---

* પ્રથમ જણાવવું જોઇએ કે ઉહાપોહ કરી રહેલું "કૉલેજની કન્યા" એ નામ મારૂં નથી. રાચીમાં એ નામ આપવા માટે મે સખત વાંધો ઉઠાવેલો. અમદાવાદમા પણ કંપની એ સ્થળે આ નાટક "તરૂણીના તરંગ" એ નામે ભજવાયું. કોપી રાઈટ વેચાયા પછી માલીકે નામ ફેરવ્યુ. મારે કમને તે કબૂલવું પડ્યું. એમની ધણીયાતી ધ્યાનમા લઇને. તેમ જ કંપનીઓની હાલની નાણાભીડ ધ્યાનમાં રાખીને. બાકી એ નામ વિષયગત નથી જ એ હું સમજુ છું. કૉલેજના વિષય પર મારૂં નાટક તૈયાર થયું છે. તક મળતાં છપાશે.

## અંક ૩ જો

દશ્ય ૧ લું—ગાયન. લોકો શાંત થાય માટે.
" ૨ જું—કમલિનીનાં લગ્નના લ્હાવા.
" ૩ જું—કિશોરીના લગ્નના લ્હાવા.
" ૪ થું—કેતકીના પુનર્લગ્ન કરવા જતાં લગ્નના વિચાર બદલે છે.
" ૫ મું—કેતકીની હૃદયશુદ્ધિ.

સાક્ષર વિવેચકોએ પણ આ સૂત્રની ઉપેક્ષા કરી તે મને લાગે છે કે કંપનીના માલીકે આપેલાં નામાભિધાનથી દોરાઇ જઇને. એઓ ઉપેક્ષા તો ન કરે કેમકે એઓ સર્વે તત્ત્વાર્થ જોનારા છે એટલે ઉપલાં નામથી અને ઉહાપોહથી દોરાઈ એઓ તત્વાર્થ જોવાનું ભૂલી જ ગયા હશે એમ માનવું થાય છે. અથવા તો મેં એ નામ ગમે તેમ પણ કબૂલ્યું માટે મને ઉધડો લેવો અને મુખ્ય સૂત્ર તરફ દુર્લક્ષ કરવું એમ પણ બન્યું હોય. ફુટનોટમાં અને પાત્રત્રિપુટીમાં શ્રી નરસિંહરાવે કંઇક જોયું એટલું માન મને ઓછું નથી. અને 'પ્રસ્થાન'ના તંત્રીશ્રીએએ "તરૂણીના તરંગ" નામમાં પણ કંઇક જોયું એટલું મને શોભાસ્પદ માનું છું.

એક બીજો હેતુ કોઇ કોઈ સાક્ષર વ્યક્તિ સમજી શકી નથી. પાત્રાલેખન આદર્શરૂપ છાપ પડે એવું જ હોવું જોઈએ એમ એમની માન્યતા દેખાય છે. એમ હોવું જોઇએ એમ હું પણ માનું છું. છતાં કોઇક વખત સંસારમાં દેખાતાં મળી આવતાં કેટલાંક પાત્રોમાં માનસિક નબળાઈ હોય છે. કોઇ કોઇ વિચિત્ર ભૂલો ભણેલા પણ કરે છે. સાક્ષરો પણ રાક્ષસ વિગ્રહ કરે છે, તેવી રીતે સવિતા અને પદ્મકુમારનાં પાત્રો મેં કલ્પ્યાં છે. કબૂલ કરૂં છું કે છાપ પાડનારૂં પાત્રાલેખન નથી. પણ તેવું કરવાની પ્રથમથી જ મારી ઇચ્છા ન હતી. કેટલીક સ્વાભાવિકતા આણવા માટે. ભલે વિવેચકો એમાં કલાદોષ જોય. આવાં પાત્રો મેં જોયાં છે. માનસિક નબળાઈમાં કે આવેશમાં જે કામ આ પાત્રો કરે છે તેવું સંસારમાં સુલભ છે. આદર્શરૂપ પાત્રોમાં નહિ.

### આ નાટકમાં મારૂં કેટલું ?

આ પ્રશ્ન પૂછાય છે. સીમા દોરવી મુશ્કેલ છે. નાટકને મેં નામ આપ્યું હતું: "લગ્નના લ્હાવા". આ જ નામ ઉપર "લગ્નના લ્હાવા"નું ગાયન મૂકાયું છે. એ નામ આકર્ષક ન હોવાથી બીજાં નામો ઉપરાંત 'તરૂણીના તરંગ' સૂચવાયું. એ કબૂલાયું. અને છેવટે અતિ આકર્ષક નામ "કોલેજની કન્યા" રખાયું અને વર્તમાનપત્રોને ખોરાક મળ્યો. ચાર પાંચ ગાયનો મારાં નથી. આ વાત સર્વ જાણે છે, મને પૂછે છે તેને કહું છું. સાક્ષરોનો અમુક વર્ગ આમ દુભાશે એમ ખબર હોત તો ચિહ્ન કરી જણાવી દેવાત કે અમુક ગાયનો મારાં નથી. છતાં "કાશ્મીરનાં પ્રભાત" નાં ગાયનો જોતાં સર્વ કોઈ સમજી શકશે કે મારાં ગાયનોમાં કોમીકમાં પણ શું લખાય છે. ગદ્ય ભાગમાં નાટક પડતી વખતે મારી ગેરહાજરી હોવાથી રંગભૂમિને અનુકૂળ કરવા ઘણા ફેરફારો થયા છે. અમુક અમુક દશ્યોમાં અમુક ભાગો, વાક્યો, શબ્દો બદલાય છે તે બધા બતાવવાને માટે તો માસિક કે વર્તમાનપત્રોમાં મોટી જગા રોકવી પડે. "કાશ્મીરના પ્રભાત"થી મેં નાટકની કોપી રાખવા માંડી છે. પણ તે છપાવી શકાય નહિ. છપાવવા જતાં કંપનીને નુકસાન પહોંચે એવી દલીલ આગળ નિરાશ થવું પડે છે. જે ફેરફારો થયા છે તેમાં પણ પ્રેક્ષકોને શું આકર્ષી શકશે એ હેતુ માલીકે ધ્યાનમાં રાખ્યો છે અને કંપની મારે લીધે ખોટમાં આવે એ હું ઇચ્છતો નથી. કોઈ પણ મહત્ત્વનો ફેરફાર મારી

રજા વિના માલીક કરી ન શકે એ સ્થિતિ મને રંગભૂમિનો અનુભવ મળે ત્યારે ઉભી થાય. "કાશ્મીરના પ્રભાત" માં તેમજ હવે પડનારાં નાટકમાં માલીકે જૂજ ફેરફાર કરાવ્યો છે. તે પણ અમુક અમુક ભાગ પર મારૂં ધ્યાન ખેંચીને, પ્રમાણે અને દલીલો આપીને. બાકી એકદમ સાક્ષરી વૃત્તિનું નાટક મૂકવા જતાં "રાઇનો પર્વત;" "અજબ કુમારી;" "નૂરજહાં" વગેરેના દૃષ્ટાંતથી મારે પાછા હઠવું પડે છે. એટલે ઉચ્ચવૃત્તિનું કેટલું અને કેવી રીતે પ્રેક્ષક વર્ગ આગળ મૂકવું એ વિચારવાની બાબત છે. તેમ જ સૌષ્ઠવયુક્ત એક જ મુદ્દાના નાટકો પ્રેક્ષકો શાંતિથી જોય એમ કરવાને હજી સમય જોઇશે એમ પ્રેક્ષકવૃત્તિનો અભ્યાસ કરનારને સ્પષ્ટ દેખાશે. પ્રેક્ષકવર્ગમાં બધા 'શૉ' 'ઇબ્સન,' 'શેરીડન,' 'શીલર,' 'કાલિદાસ,' 'ભાસ' વાંચી આવનારા આવે તો આવતી કાલે એવાં નાટકો લખાય અને ભજવાય અને 'જયા જયન્ત' પણ રંગભૂમિ જોય. બાકી મારાં બે બીજાં નાટકો નવાં લખાયલાં છે તે પહેલી તકે સાક્ષરવર્ગ સન્મુખ મૂકવામાં આવશે. જેમ ઘણા કાળથી ચાલતાં અમુક ખાતામાં એકાએક ફેરફારો કરવા એ માનસશાસ્ત્રના સિદ્ધાંતોની વિરુદ્ધ છે તેવું આ ખાતામાં પણ છે. છતાં 'રાઇનો પર્વત' કે 'જયા જયન્ત,' કે "રોષદર્શિકા સત્યભામાખ્યાન" હમણા જ રંગભૂમિ પર આણવાં હોય તો મારા સ્નેહી ભાઇઓને મારી વિનતિ છે કે મારી પેઠે નાટકનું મૂલ્ય કેટલું મળે છે એ જોયા વિના નાટકો આપ્યા જાઓ અને કંપની માટે એટલાં નાણાંની સહાય મેળવો, અથવા નિસ્પૃહી રસિક નરો મળી આવતાં ઠામ ઠામ કલોત્તેજક મંડળી સ્થાપી લોકવૃત્તિ કેળવો. હું પર્યુત્ક્રમ(?) કરવા તમારી સાથે તૈયાર છું.

મારી ધારણા પ્રમાણે ઉપલી વાત એકદમ પાર પડે એમ નથી. છતાં **સાધ્યે નિશ્ચિતમન્વયેન ઘટितम्॰** એ શ્લોકનું તાત્પર્ય આધુનિક રંગભૂમિને અનુકૂળ નાટકો લખવામાં નહિ વિસ્મરે એ મારા મિત્રો ધ્યાનમાં રાખવું. વિવેચન કરવું તો ન્યાયબુદ્ધિથી કરવું, આવેશથી ઉભરાઇને કે છંછેડાઇને નહિ, એમ કહેવાનો મારો અધિકાર નથી કેમકે હું લખું છું. મારે તો એ વિવેચનોમાંથી સૂચનાઓ તારવી લેવાની ને તેનો ઉપયોગ કરવાનો. વિદ્વાન, અવિદ્વાન, અને પથરા ફેંકનારા એવા દરેક ટીકાકારને જવાબ આપવો એ મને યોગ્ય લાગતું નથી.

આશા છે કે આ લેખથી મારી વૃત્તિ સમજાશે. એ સમજવામાં પણ જો કોઇ વિપરીત અર્થ જોય કે વિકૃત કે વક્ર ચિત્ર જોય, અથવા તો હલકી રુચ દેખે તો મારે **कर्मण्येवाधिकारस्ते** એ સૂત્રમાંથી ઉત્તેજન મેળવી લેવાનું. કોઇ પણ કારણથી કોઇ કાંઇ લખી નાખે તે વાંચીને કે જાણીને કાર્યમાં મચી રહેવાનું.

ગજેન્દ્રશંકર પંડ્યા

***

નોંધ—રા. ગજેન્દ્રશંકર પંડ્યાએ અમારી નોંધમાંની સૂચનાને સ્વીકારી આ ખુલાસો મોકલ્યો છે તે અમે સહર્ષ છાપીએ છીએ. પણ આ ખુલાસાથી કાંઇ ખુલાસો થતો નથી પણ નવા પ્રશ્નો ઉત્પન્ન થાય છે. પણ એનાથી એક વાત સ્પષ્ટ થાય છે કે નાટકકારનો હેતુ કૉલેજની સહકેળવણી ચર્ચવાનો નથી; પણ વિવિધ પ્રકારનાં લગ્ન ચર્ચવાનો છે. આ હેતુ સ્તુત્ય છે; અને નાટકકારના મનમાં હશે પણ ખરો. પણ નાટક જે રીતે ભજવાય છે તે ઉપરથી તો એમાંથી કોઇ સળંગ અર્થ નીકળતો હોય એમ અમને લાગતું નથી.

અમારી દૃષ્ટિએ તો એ જ મોટામાં મોટો દોષ છે. દરેક કળાકૃતિના પ્રથમ નિયમનો જ એમાં ભંગ થાય છે.

આદર્શપાત્રાલેખન સંબંધી એમણે જે લખ્યું છે એવું કોઈ માનતું હોય એમ અમે જાણતા નથી. નાટકમાં આદર્શ પાત્રો જ આવવાં જોઇએ એવો કોઇને આગ્રહ નથી. પણ જે ભૂમિકાનું પાત્ર નાટકકાર ચિતરતો હોય તે ભૂમિકાની દૃષ્ટિએ તેમાં અવિરોધ હોવો જોઇએ. આ દૃષ્ટિએ આ નાટકમાં સ્વભાવનિરૂપણ અમને તદ્દન અસંબદ્ધ લાગ્યું છે-મોટે ભાગે અસ્વાભાવિક' લાગ્યું છે.

કાશ્મીરના પ્રભાતના ગાયનો સંબંધી શ્રી. પંડ્યાએ જે ઉલ્લેખ કર્યો છે તે અમે બરાબર સમજી શકતા નથી. અમદાવાદમાં એ નાટકના કોમીક ગાયનો અમને અતિશય શરમ ઉપજાવનારાં અને જુગુપ્સા ઉત્પન્ન કરે એવાં લાગેલાં. શ્રી. પંડયાએ એ ગાયનો નહિ જ લખ્યાં હોય એમ અમે આશ્વાસન લઈએ છીએ.

નાટકકાર પોતાની કૃતિને આ રીતે કોઇને વેચે એ કોઈ પણ સાહિત્યના અભિમાનીને કેટલું શરમ ઉપજાવે એવું છે એ લખવાની જરૂર નથી. નાટકકાર નટો સાથે મળી પોતાની કૃતિને અનુકૂળ કરી આપવા પ્રયત્ન કરે એ સમજાય એવું છે, પણ પોતાને જે કહેવાનું ન હોય એવું નાટકમાંથી નીકળે ત્યાં સુધી ફેરફારો કરી આપે એ તો અમને કલ્પનાતીત લાગે છે. આ સિવાય ઉચ્ચ વૃત્તિનાં નાટકો આદિ સંબંધી શ્રી. પંડયાએ જે લખ્યું છે તે વિષે પણ અમે તેમની સાથે એકમત થઇ શકતા નથી. પણ સ્થળસંકોચના લીધે એ પ્રશ્નો અહીં ચર્ચતા નથી.'

આ વિષે અમે અમારા વાંચકોનું ધ્યાન પ્રો. બ. ક. ઠાકોરના તા. ૬-૧-૨૯ ના 'ગુજરાતી' માં આવેલા લેખ ઉપર ખેંચીએ છીએ. પ્રો. ઠાકોરની સૂચનાને અનુસરી આ ચર્ચા હવે બંધ કરીએ છીએ.

તંત્રી

---

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**લિરિક**—કર્તાઃ બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર. મૂલ્ય રૂ. ૧-૮-૦

આધુનિક ગુજરાતી ગદ્ય લેખકોમાં પોતાનું વ્યક્તવ્ય બરાબર હસ્તામલકવત્ સમજે અને તેને યોગ્ય બલિષ્ઠ સ્પષ્ટ સચોટ અર્થગર્ભ ભાષામાં કહી શકે એવા થોડાક લેખકો છે તેમાં પ્રો. ઠાકોરનું સ્થાન ઊંચું અને અગત્યનું છે. પ્રસ્તુત પુસ્તક કે નિબંધ તેમના પરિપક્વ અભ્યાસનું ફળ છે, અને અનેક અંગ્રેજી અવતરણો અને અંગ્રેજીના તરજુમા આંતરે આંતરે આવતાં છતાં, તેમના ગદ્યનો એક લાક્ષણિક નમૂનો છે.

આ પુસ્તકમાં પ્રવેશ કરીએ તે પહેલાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. લિરિક પશ્ચિમના કાવ્યશાસ્ત્રે સ્વીકારેલી એક કાવ્યજાતિ છે. એવા વર્ગીકરણને આધારે વિષયને ચર્ચવો તે કરતાં આપણા કાવ્યશાસ્ત્રે જે વર્ગો કે જાતિઓ સ્વીકારી હોય તેને અવલંબીને ચર્ચા કરવી તે વધારે ઉચિત કે ફલપ્રદ ન ગણાય ? વર્ગીકરણ વસ્તુનિષ્ઠ, અને વસ્તુ અહીં છે તેમ નિત્યવિકાસી હોય ત્યાં, ઈતિહાસનિષ્ઠ હોવું જોઈએ. લિરિકનું જ બીજ, કર્તાએ બતાવ્યું છે તેમ, છેક પ્રાચીન ગ્રીક સમયમાં જડે છે. તો ગુજરાતી કાવ્યચર્ચા પણ આપણા

ઇતિહાસ ઉપર રચાવી ન જોઈએ ? એ પ્રશ્ન દૂર મૂકતાં એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કાવ્યનું વર્ગીકરણ કાવ્યના કોઈ પણ બાહ્યરૂપ ઉપર થવું જોઇએ કે કાવ્યના વિષય ઉપર થવું જોઇએ કે તેની રીતિ ઉપર કે કોઇ બીજા બાહ્ય કે આંતર તત્ત્વ ઉપર થવું જોઈએ ? પશ્ચિમનું વર્ગીકરણ સ્વીકારતાં પહેલાં આ સંબંધી ચર્ચા પણ થવી જોઇએ કે નહિ ?

પણ હરકોઈ પુસ્તક કર્તાની દૃષ્ટિએ જોવું અને સમજવું જોઇએ. આપણે ત્યાં ઉચ્ચ શિક્ષણમાં આપણા કાવ્યશાસ્ત્રનો જીવન્ત અભ્યાસ નથી થતો અને તેથી ચાલુ વિવેચના ઘણે ભાગે પશ્ચિમની વિવેચનાના પગલે ચાલે છે અને પશ્ચિમનાં વર્ગીકરણનો ગમે તેવો તરજુમો કરી ચલાવે છે તેથી આપણી વિવેચનામા એ લિરિક શબ્દ પેસી ગયો. સદ્‌ગત સર રમણભાઈ અને તેમના પક્ષે આ પ્રકારના કાવ્યનો મહિમા ગાયો-વધાર્યો—તે પણ પશ્ચિમની વિવેચનાનો જ પડઘો હતો-અને તેથી આપણી ચર્ચામા કેટલાક ભ્રમો, વિવાદો થયા અને તેને અંગે આ પુસ્તક લખાયું છે. પ્રો. ઠાકોર આ વિચારપક્ષને માટે લખે છે : "મ્હેતો જો ગુજરાતના આદિ કવિ, તો ગુજરાતી કવિતા ભક્તિ અને જ્ઞાન ભક્તિના પદોથી જન્મી, અને આ કવિતાઓ લિરિક જાતિની જ એક પેટા જાતિમાં ગણાય, એટલી પણ આ બહુશ્રુતોને ગમ નહીં ?" અને પોતે જ ઉત્તર આપે છે. "ના." પણ આ વિચિત્ર પરિણામનું કારણ પણ આપણી સાહિત્યચર્ચા ઇતિહાસનિષ્ઠ નહોતી એ જ છે. આપણા શિક્ષણ અને વિકાસનું એ બેહુદુ પણ સ્વાભાવિક પરિણામ હતું. અને હજી આપણે સ્વતંત્ર અભ્યાસ નહિ કરીએ ત્યા સુધી આપણી ચર્ચામા આવા અનેક વિષયની અવ્યવસ્થાઓ થવાની.

અસ્તુ : પણ સારા કે નઠારા કારણોએ એકવાર પ્રશ્ન ઉત્પન્ન થયો એટલે તેને છેવટનો છણી જ કાઢવો જોઇએ. અને એ રીતે આ પ્રયાસ આવશ્યક છે. આ પુસ્તક એક ચાલુ વિવાદ ઉપર લખાયેલું છે છતાં તેનુ નિરૂપણ શાસ્ત્રીય અને તેના વિષય પૂરતું સર્વાંગી છે. ખંડનાત્મક કે વ્યક્તિને લગતી હકીકત, કે વિષયને સંપૂર્ણ પ્રસ્તુત નહિ એવી હકીકત નીચે ટીપમા કે છેવટની પૂરવણીમા આપી છે અને ગૌરવશાળી ગદ્યમા વિષયનું એકલક્ષી નિરૂપણ કરેલું છે.

કાવ્યના તેઓ નીચે પ્રમાણે વિભાગો કરે છે:

- કાવ્ય
  - દૃશ્ય
    - ટ્રેજડી
    - કોમિડી
  - શ્રાવ્ય
    - વર્ણનકાવ્યો ( જેમાં મહાકાવ્યનો સમાવેશ થાય )
    - ઊર્મિકાવ્યો ( લિરિક )
      - આત્મલક્ષી
      - અન્યલક્ષી કે પાત્રલક્ષી

અર્થાત્ Lyric, Narrative, Dramatic એ પશ્ચિમનું પરંપરાગત વર્ગીકરણ તેમણે સ્વીકાર્યું નથી. દૃશ્ય અને શ્રાવ્ય એ આપણા કાવ્યશાસ્ત્રનું વર્ગીકરણ લીધું છે અને તેના પેટામાં બીજાંનો સમાવેશ કર્યો છે.

લિરિક સંબંધી જે આજ સુધી એક મત પ્રચલિત હતો કે લિરિક હોય તે જ ઉત્તમ કાવ્ય એ મતનું તેમણે સચોટ શબ્દમાં નિરસન કર્યું છે. આ મતમાં હેતુદોષ કેવી રીતે પેસી ગયો છે તે પણ તેમણે સૂક્ષ્મ રીતે દર્શાવ્યું છે. લિરિક ઊર્મિપ્રધાન કાવ્ય છે. હવે કાવ્ય માત્રમાં ઊર્મિ એટલે લાગણી તો હોવી જ જોઇએ. તે ઉપરથી એવો મત થયો, કે ઊર્મિપ્રધાન કાવ્ય એજ ઉત્તમ કાવ્ય. પણ ઊર્મિપ્રધાન ન હોય તો પણ કાવ્ય, વર્ણન-પ્રૌઢિથી કે કાવ્યના બીજા અંશોથી ઉત્તમ હોઇ શકે. ઉદાહરણમાં કર્તા

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः

થી. हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकाऽपि वा

સુધીના રઘુવંશના શ્લોકો આપે છે. આમાં ઊર્મિ છે પ્રણ તે પ્રધાન નથી. વર્ણન-પ્રૌઢિથી કાવ્ય થયું છે. "રઘુઓના લોકોત્તર જેવા ગુણો—ઉદાત્ત આર્યત્વની ભાવનાના એ ઉજ્જ્વલ આદર્શો—માટે કવિનો ભક્તિભાવ...એ વડે આ શ્લોકો ઊર્મિવત્ છે..."

આખા પુસ્તકમાં સંસ્કૃતનાં આવાં ત્રણ કે ચાર જ ઉદાહરણો આવે છે. ગુજરાતી કવિતાનું એકકેય ઉદાહરણ નથી. કર્તા પૃ. ૨૯-૩૦ ઉપરની ટીપમાં જણાવે છે કે ગુજરાતી કવિતાના દાખલા જેમ બને તેમ ઓછા આપવા એવી જ એમની યોજના છે. આત્મ-પક્ષપાતથી મુક્ત રીતે વાચકની રસવૃત્તિ કેળવવા અન્ય દેશકાલના ઊંચા નમૂનાઓ વારંવાર પુષ્કળ જોવા એ ઉપાય ખરો છે. પણ સંસ્કૃત સાહિત્યના દાખલા વધારે હોત તો તેમાં આત્મ-પક્ષપાતનો ભય એવો નહોતો. પણ આ વિવાદ લિરિકના સ્વરૂપ સંબંધી છે, એ કાવ્યજાતિનો સ્વીકાર પશ્ચિમમાં થયો છે એટલે તેનો વિકાસ દર્શાવવાનાં ઉદાહરણો પશ્ચિમનાં જ મળી આવે એ સ્વાભાવિક છે. *

છતાં કોઈ કોઈ જગાએ આપણા કવિઓ વિશે મિતાક્ષરમાં કંઇક લખેલું છે ત્યાં પ્રો. ઠાકોરની રસિકતા અભ્યાસ મનન દેખાઈ આવે છે. રઘુવંશની પ્રેરણા માટે એટલા ઓછા શબ્દમાં એટલું સારી રીતે બહુ ઓછા કહી શકે. વળી જુઓ.

નરસિંહ મહેતા અને મીરાંનાં કોઈ કોઈ ઊર્મિકાવ્યો વિશે આપણે ગુજરાતીઓ એક અવાજે સ્વીકારીશું કે એ 'ઇન્સ્પાયર્ડ' 'ત્રીજા નેત્રની પ્રસાદી' છે. અખાની ટીકાની ધગધગતી શિખાઓ વિશે પણ આપણે કેટલેક ઠેકાણે સંમત થઈ શકીશું કે એ અલૌકિક. (આવો 'પ્રોફેટિક' સેટાયર બાઈબલમાં છે, કુરાનમાં છે, ભાગવતમાં પણ આરંભે કલિયુગનાં લક્ષણોના વર્ણનમાં છે.) પૃ. ૧૨૪

---

* અહીં એક સૂચના કરવી પ્રાપ્ત થાય છે. એનસાયક્લોપીડિયા બ્રિટાનિકામાં કાવ્ય (poetry) એ વિષય ઉપરના લેખમાં એવું વિધાન છે કે સાચાં ઉન્નત ભાવવાળાં જગતનાં અદ્વિતીય. લિરિકો માત્ર હિબ્રૂ ભાષામાં છે, ફારસી લિરિકોમાં કવિ પોતાનો અહંકાર નથી ભૂલી શકતો એ દોષ અને હિન્દનાં લિરિકોમાં લાલિત્ય નથી એ દોષ તે દેખાડે છે. પ્રો. ઠાકોરે અગમનિગમનાં કાવ્યરત્નોમાં હિન્દનો સાહિત્ય ભંડાર માતબર કહ્યો છે. વળી માત્ર ગુજરાતી જાણનારને તો વિષયનો સ્પષ્ટ બોધ આપણાં કાવ્યોથી જ થઈ શકે. તો વૈદિક અને સંસ્કૃત સાહિત્યથી લઈને સામાન્ય વાંચનાર સમજી શકે તેવાં આખા હિન્દનાં સાહિત્યનાં લિરિકોનાં દૃષ્ટાન્તોથી આ વિષયનું નિરૂપણ થાય તો સારૂં નહિ ? પણ બીજી બાજુ એ પણ વિચાર આવે છે કે આ સંગ્રહકાર્ય કર્તાને 'બાજી સંકેલવાના આરંભ જેવું જ લાગે છે.' એવી સ્થિતિમાં જે મળે તે મમતાથી સ્વીકારી કર્તાને પોતાની પ્રયોગ-માળા યથેચ્છ રીતે લંબાવવાને સ્વસ્થતા અને અવકાશ ઈચ્છી, સાહિત્યકારોનું આ તરફ ધ્યાન ખેંચી સંતોષ માનીશું.

નરસિંહ મીરાની પ્રશંસા તો ઘણી જગાએ સાંભળીએ છીએ પણ અખાનું આ ગુણદર્શન આટલું સ્પષ્ટ ભાગ્યે જ બીજે મળશે

"વિષયનિરૂપણ જેટલું શાસ્ત્રીય તેટલું જ રસિક છે પ્રાચીન ગ્રીક સાહિત્યમા આ કાવ્યજાતિનું બીજ બતાવી તેનો વિકાસ તેમણે બતાવ્યો છે આ કાવ્યજાતિમા કયા કયા, કેવા કેવા વિષયો ઉપર લખાયેલ થયા છે તે અનેક દૃષ્ટાંતોથી બતાવ્યુ છે દૃષ્ટાતો ઘણા જ રસિક, વૈવિધ્યવાળા, પ્રૌઢ, ગૌરવશાળી, પ્રસાદમય અને હૃદયસ્પર્શી છે કોઇ જગાએ માત્ર અંગ્રેજી મૂળ છે, ક્યાક માત્ર ગદ્ય કે પદ્ય અનુવાદ છે, ક્યાક બન્ને આપેલા છે ઘણી જગાએ અનુવાદ માત્ર ભાવપુષ્ટિને ધ્યાનમા રાખી છૂટથી કરેલો છે અને તેમા વાક્છટાથી ભાવની સૂક્ષ્મ છાયાઓ પણ પાડેલી છે કાવ્યોનું રસસ્ફોટન માર્મિક છે અંગ્રેજી કાવ્યોનું આવુ માર્મિક વિવેચન વધારે થવાની જરૂર છે સ્થલસંકોચને લઇને અમે અવતરણો આપી શકતા નથી "ઘણી બ્હેનો ઘણા ભાઇઓને" ( Many sisters to many brothers ) પૃ ૬૩, ૬૪ The Soldier પૃ ૭૩ થી ૭૭ "જેનીની રિબનો ( Jenny's Ribbons )" પૃ ૭૯, "યુલીસિસ" પૃ ૮૩ ,થી ૮૬ અને "સ્વર્ગનો શીકારી શ્વાન" પૃ ૯૩ થી ૧૦૪ આટલા દાખલાથી અમારા કથનની યથાર્થતા જણાશે.

વાચક વર્ગમા કેટલાકને પ્રો ઠાકોરનુ ગદ્ય ક્લિષ્ટ લાગે છે તેનું કારણ તેમના લાંબા અને અટપટી રચનાના વાક્યો છે અંગ્રેજીમા જેમ મુખ્યાર્થનો વાચક શબ્દ કે વાક્ય આવી, પછી તે અર્થને પુષ્ટ કરનારા, તેમા છાયા પૂરનારા બીજા શબ્દો અને વાક્યો આવે છે, અથવા એક સામાન્ય કથનને મર્યાદિત કરનારા બીજા સબધક વાક્યો આવે છે, તેમ તેમના ગદ્યમા પણ બને છે સૂક્ષ્મ વિષયોનો ગુજરાતી દ્વારા અભ્યાસ નહિ થવાથી, અને એવા વિષયો ઉપર ઝાઝુ સાહિત્ય લખાતું નહિ હોવાથી, આવી શૈલી સામાન્ય વાચકને અને ખાસ કરીને અંગ્રેજી નહિ જાણનારને અપરિચિત લાગે. અનેક વિરામ ચિન્હોની નિશાનીઓ પ્રમાણે જાળવી જાળવીને અર્થને અનુસરીને નહિ ચાલી શકનાર તેમના ગદ્યમા ગૂચવાઇ જવા સભવ છે પણ શાસ્ત્રીય ચર્ચામા જ્યા વિચાર જ જટિલ અને વિસ્તારી હોય ત્યા આવા વાક્યો ન આવે તો શૈલી દીર્ઘસૂત્રી બની જાય. અને આ સઘળુ છતા પ્રો ઠાકોરનું ગદ્ય ગુજરાતી જ, શુદ્ધ ગુજરાતી રૂઢિ અનુસાર જ છે એક વાર ટેવ પડયા પછી તેમનું ગદ્ય ઓજસ્વી, અર્થઘન, ગભીર, લક્ષ્યવેધી અને પ્રભાવશીલ લાગ્યા વિના રહેશે નહિ એટલુ જ નહિ તેમા એક પ્રકારની મીઠાશ પણ અનુભવાશે.

શૈલીના આ સર્વ ગુણો ખરુ કહીએ તો તેમના વિચારના જ ગુણો છે પ્રો. ઠાકોર જે કોઈ વિષયનો અભ્યાસ કરે છે તેમા ઊંડું મનન અને ઇતિહાસના અભ્યાસથી સિદ્ધ થયેલી વસ્તુનિષ્ઠ વિશાલ કલ્પના દેખાય છે એ સર્વ ગુણો, તેમના મનનના જ તેમજ શૈલીના, આ નિબધમા દેખાય છે તે માત્ર કાવ્યની ચર્ચામા જ નહિ પણ જ્યા જ્યા બીજા વિષયોને તેઓ સ્પર્શ કરે છે ત્યા પણ સર્વત્ર. તેમના વિચારો દર્શાવવા તેમ જ તેમના ગદ્યના નમૂના તરીકે અમે કેટલાક અવતરણો ખાસ આપીએ છીએ

રીતરિવાજે ગુજરાતના શહેરોમા દક્ષણીઓની માફક, વિવેચનાના આકાશમા સામસામી દિશામા અતિશયોક્તિઓ વધુ ૨૧૫ ૪ કરે છે જેમ શ્રી ૧૯૦૦-૧૯૨૦ વચ્ચેના વખત ના હોય

એમ હું નથી કહેતો, પણ અકબરને માટે પણ વધુ પડતાં થાય એવાં વખાણ રણજીતનાં કરવામાં આવે, એનું નામ બાટાઈ......બાટાઇના વાતાવરણમાં શ્વાસોચ્છ્વાસ માટે જોઈતી હવા નથી મળતી. બાટાઈના વાતાવરણમાં કાવ્ય વિવેચનાને પણ દમનો આજાર થઈ જાય છે.........સાધારણ જંતુને મહા પુરુષ ગણનારી પ્રજામાં મહાપુરુષો પાકતા ઘટી જાય......સાધારણ કવિતાને શ્રેષ્ઠ ગણનારી પ્રજા કવિતાને પણ ગુમાવે.

× × × ×

પરંતુ લાંબો ઉદ્ગાર હોય તો વિષયનું–ઊર્મિછાયાનું–ઐક્ય જાળવીને લંબાઈ અને વૈવિધ્ય સધાયાં હોય તે જ કૃતિ સારો નમૂનો ગણાય......અને આ જાતિ વિશેષમાં આવશ્યક છે તે ઊર્મિ ઊર્મિરંગનું ઐક્ય કલામાત્રથી સાધ્ય જ નથી;......" દિલ દરિયામાં ડુબકી દીધી "—એ પ્રમાણે તે તે ઊર્મિના તાનમાં એકરસ થઈ જાય એવી નિખાલસતા ( sincerity સિન્સેરિટી ) વડે જ એ સાધ્ય છે. વળી ઐક્ય હોય અને બધું ઝાંખું હોય તે પણ સારી કવિતા ન ગણાય. અને ઘણાં ગાયનો અને લોકગીતોમાં હોય છે તેમ—બંગેરીની માફક—તે ભાવને માત્ર ઘુંટ્યા કરેલો હોય, એ પણ દોષ જ ગણાય......ઊર્મિરંગનું ઐક્ય જાળવવામાં સંગીતનો ફરી ફરીને આવતો એકતાન લયપ્રવાહ સારી મદદ કરી શકે છે......

અમે ઉમેરીશું કે આપણાં સંગીત કાવ્યોમાં આવતી ટેક પણ એ જ અસર કરે છે. કબીર અને રવીન્દ્રનાથ ઠાકુરની ઘણી કવિતામાં એ અનુભવી શકાશે.

પ્રેમનાં જે રૂપો એવા લોહીઉછાળા વગરનાં છે, તેમાં હૃદયની મદદે બુદ્ધિ આવે છે તેટલે દરજ્જે સ્નિગ્ધતા સ્થાયી થાય છે, અને બેશક લોહી તે લોહી અને બુદ્ધિ તે બુદ્ધિ, તથાપિ બુદ્ધિની સાત્ત્વિકતાનો ચમત્કાર લોહીના કુદરતી બળથી યે કેટલીક વાર મ્હોટી જાય છે, અને અનુપમ મૈત્રી અને ભક્તિમાં પરિણમે છે, કવિતાસોતનું આ ઝરણ ન્હાનું છે, વિરલ છે, પણ જ્યાં જ્યાં એ મળે છે, ત્યાં ત્યાં કૃતિમાં નન્દનવનના પ્રાસાદો ઉપરનો સૌમ્ય જ્યોતિ ઝગઝગે છે.

× × × ×

સમુત્ક્રાન્તિ પોષે એવી કવિતા જ આપણને સહાયક માટે આપણી સાચી કવિતા.

× × × ×

......વિદ્યાનો, ખાસ કરીને ઉપયોગી વિદ્યાઓનો ફેલાવો વધે; ખંડનાત્મક અને નિઃસાર અને વ્યામોહક વાદવિવાદ અને છાપાછાપિ પણ વધી જાય; આગળ કરતાં ખૂંચે પણ વધારે. સત્ય–ભક્તિ વધે; ઈશ્વરભક્તિ અને આત્મભક્તિ—જૂનાં રૂઢ રૂપોમાં કંઈ ને કંઈ અસત્ય અપૂર્તિ અસાત્ત્વિકતા અસન્તોષકારણ લાગતાં—ઘટે; નવાં—ઘણા માણસને વિશુદ્ધ પ્રોત્સાહક મુક્તિદાયક લાગે એવાં—રૂપ રચવા અને સ્થાપવાની મુશ્કેલીઓ વધી જાય. અનુભવ અને ઊર્મિ વચ્ચે, ઊર્મિ અને રુચિ વચ્ચે, રુચિ અને આદત વચ્ચે, આદત અને પ્રતીતિ વચ્ચે, પ્રતીતિ અને કર્તવ્યબુદ્ધિ વચ્ચે, તથા એ અને આચરણ વચ્ચેનાં છેટાં વધી જાય. માણસોનાં ચારિત્રમાં કલિકાલ આવેલો લાગે, અને આવા દુર્લક્ષતાજનક વાતાવરણનો બધો ય દોષ બુદ્ધિના અતિચાપલ્યને દેવાય.

× × × ×

પૃ. ૧૨૨–૨૩ ઉપરનું પ્રણાનું વિવેચન સ્થલસંકોચને લીધે છોડી દેવું પડે છે તો આપણા સાહિત્યમાં પ્રણા–વિડંબી કાવ્યો વિશેની ચેતવણી તો ચેતવણી તરીકે પણ આપવી જ જોઇએ.

અને એક ચેતવણી. આ અગમનિગમ સાહિત્યમાં (૧) નહીં કવિતા ને નહીં ગદ્ય એવું, નહીં પ્રતિભાસિદ્ધ કે નહીં સામાન્ય સમજનું એવું, (૨) અર્થ છેક ઓછો, મોટે ભાગે આડમ્બર જેવું, દર્શન છેક વિકાસ્વરા, ઉક્તિ છેક પ્રમત્તની લવરી એવું, અને (૩) આ વર્ગમાંનાં ઉત્કૃષ્ટ કાવ્યો

બીજાનો આદિનું ચર્વિત ચર્વણ, અનુકરણ, જેના લખનાર મૂળ વસ્તુના અનુભવ રહિત, એવું એવું ઘણુ છે. એ ઢગલાને હાથ લગાડવો પણ ઈષ્ટ નથી, પગ વડે જ હસેટી દઈને પગ ધોઈ લેવા ઘટે છે. સૂગમનિગમની વિદ્યુચ્છટા જેમા સ્પષ્ટ નહીં, તેવી કૃતિઓ કેટલી તો વિપથગામી અને ગદ્દી હોઈ શકે, તે ઉપલા સંક્ષિપ્ત વિવેચનમાં પણ સૂચવાઇ ગયુ છે.

વિચારનો ભાર અને વિચારનું બલ તેમના પ્રહારમા પણ સ્પષ્ટ દેખાય છે. બીજા દાખલા સ્થલસંકોચને લીધે છોડી દેવા પડે છે.

કર્તાએ આ માલાનું નામ પ્રયોગમાલા રાખેલું છે. તેનું મુખ્ય કારણ પોતે આપે છે કે લેખકનું દરેક લખાણ નવતર પ્રયોગ જેવું હોય છે " કલમ કંઇક નવીન રમત નવું નવુ સાહસ મચવે છે, એમ લખતા લખતા હરકોઇ કલમસવારને વખતોવખત થઇ આવે છે. " સાહિત્યને તેઓ જગતની કોઇ અદ્વિતીય પ્રાગતિક શુદ્ધિસાધક પ્રયોગશાળા કહે છે અને ખરેખર નવા નવા શબ્દકુલો શબ્દગુચ્છો વાકય રચનાઓ, 'અથચ' 'ન જાને' જેવા પ્રયોગો, અંગ્રેજી શબ્દોના સમાનાર્થે નવા શબ્દઘડતરોથી માંડીને, નવી વિચારપ્રણાલીઓ, સૂચનો, અટકળો અને નવીન શાસ્ત્રીય વ્યવસ્થા સુધીના અનેક પ્રયોગો આ નાના પુસ્તકમા આવે છે. તે બધાની સાથે દરેક માણસ સમત ન થઈ શકે એ સ્વાભાવિક છે. પણ વાચનારમા આ વિષયનો જરા પણ રસ હોય, વિચાર કરવાની શકિત હોય, તો તેને વિચાર કરવા ફરજ પાડે એવી સચોટ શૈલીમા આ નિબંધ લખાયો છે ગુર્જર વાંઙ્મયમા 'સત્યાન્વેશી નીડર નમ્ર સહૃદય શાસ્ત્રીય અને જવાબદાર બુદ્ધિ વ્યાપારનો ફાળો' આપવાની કર્તાની ઉમેદ સકારણ છે, ભવિષ્યનો વિવેચક આ જરૂર વાચશે, આમાથી ઘણું શીખશે અને આમાથી ઘણું સ્વીકારશે.

**ઝરણાં, ઠાઠાં ને ઊન્હાં**—કર્તા જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ એ કિં. રૂ. ૧–૪–૦

કવિઓ બે પ્રકારના હોય છે કેટલાક નવું જ દર્શન કરી પોતાની કૃતિઓ દ્વારા તેને સમાજ આગળ ગાઇ બતાવે છે. સમાજ નવુ દર્શન તરત સમજતો નથી પણ રહેતે રહેતે તેની કદર કરે છે અને તે દ્રષ્ટા કવિ પોતાની કૃતિઓથી અમર થાય છે. આવા કવિઓ તો સૈકામા એકાદ, એકાદ દેશમા અવતરે છે એથી ઉતરતો બીજો પ્રકાર છે જે પોતાના જમાનાના માનસિક વળણો રસવૃત્તિઓ, પોતે પણ તે જમાનાનો હોવાથી અનાયાસે સમજે છે, અને તેને અનુકૂળ, તે વૃત્તિઓને ઉત્તેજતી પંપાળતી ખુશામત કરતી ગલગલી કરતી પંક્તિઓ લખે છે, તે તરત લોકપ્રિય થાય છે, કવિમા ખપે છે, પણ ભાગ્યે જ પોતાની જિંદગીથી વધારે લાબુ કવિ તરીકે આયુષ્ય ભોગવે છે. ઘણી વાર તો પોતાના એક વાર ખૂબ વખણાયેલા કાવ્યોની નિન્દા સાભળવાનું તેને નસીબે લખેલું હોય છે

પહેલા વર્ગના કવિને તેનો જમાનો ભાગ્યે જ કવિ તરીકે તરત ઓળખી શકે છે. અને બીજા વર્ગનાની ભાગ્યે જ કવિ તરીકેની તુલના કરી શકે છે પહેલાને કાલ અમર કરે છે, બીજો ખોટો હોય છે તો તેને કાલ ખાય છે, નહિતર તેની યોગ્ય તુલના થઇ તેને યોગ્ય સ્થાન કયાક મળે છે

પ્રસ્તુત લેખક પહેલા વર્ગમા મૂકી શકાયે એમ નથી એમા તો સર્વ સંમત થશે. પણ બીજા વર્ગમા પણ મૂકાય એવી અમને આશા નથી પ્રસ્તાવનામા તેઓ પોતે લખે છે કે

તેમનાં ' સ્વદેશ ગીત ' ઘણાંને ગમશે. અને શૃંગાર કાવ્યને તો ભલામણની જરૂર નહિ જ પડે. પણ પ્રો. દુરકાળ અનેક વિદ્યાર્થીઓના એટલે બહોળા વાંચનાર યુવક વર્ગના સંસર્ગમાં આવ્યા છતાં એ વર્ગની રસવૃત્તિ સમજતા હોય એમ લાગતું નથી. જે જે સ્વદેશ ગીતો અત્યારે લોકપ્રિય છે તેના જેવો તેમનાં સ્વદેશ ગીતોમાં જુસ્સો જરા પણ નથી, તેજુસ્સો ક્ષારૂપ પામ્યો છે-કે નહિ તે તો તે પછીનો પ્રશ્ન છે. અને તેમનાં શૃંગારનાં ઝરણાં પણ ' ટાઢાં ' અતિશય ટાઢાં છે. તેમાં ગતિ નથી વેગ નથી ભાવનો ઉભરો નથી કે મનોહર લાલિત્ય નથી. પ્રો. દુરકાળની દૃષ્ટિ વસ્તુનો પ્રત્યક્ષ સ્પર્શ કરતી જણાતી નથી, તેમનાં પુસ્તકો અને તેમની પુરાણપ્રિયતા તેમાં વ્યવધાનરૂપ થતી લાગે છે. આટલાં બધાં કાવ્યો તેમની વિવેચના શક્તિએ ' પાસ ' કેમ કર્યાં એ જ અમને આશ્ચર્ય લાગે છે.

બધાં કાવ્યોમાં એ ખ્યાતિ કાવ્યો અમને ભલામણ કરવા યોગ્ય લાગ્યાં છે. એ કાવ્યો જોતાં જણાય છે કે કર્તા સંસ્કૃત સાહિત્યમાંથી ઉત્તમ સાહિત્યનો અનુવાદ કરે તો તેથી ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો થાય.

કર્તાએ પુસ્તકના પ્રારંભમાં ' કવિ અને કવિતા ' ઉપર લાંબો લેખ લખેલો છે. પણ તેમાં પણ તુલના કે વિવેચન કરતાં અભિપ્રાયોનો સંગ્રહ વિશેષ છે. જુદા જુદા અભિપ્રાયો વચ્ચે સંબંધ બતાવ્યો નથી તેમ તેમનો સમન્વય કરવા પણ પ્રયત્ન કર્યો નથી. ઉદાહરણ તરીકે પૃ. ૨૧ ઉપરનો પારિગ્રાફ ' રસાત્મક વાક્ય એ કાવ્ય ' એવા અવતરણથી શરૂ થાય છે. તે પછી તરત કહે છે " તથાપિ...રસ એ ભોક્તાની રસવૃત્તિની અપેક્ષા રાખે છે. " અહીં કર્તા બે મત વચ્ચે વિરોધ જોતા જણાય છે પણ તે વિરોધ સ્પષ્ટ કરતા નથી, તેમ તેનો પરિહાર પણ કરતા નથી. એ ચર્ચા અધૂરી રાખી " વળી બીજી દૃષ્ટિએ " જોઈને કહે છે કે " રસનું પરમતત્ત્વ આત્મા અથવા ' સર્વાધિનિવાસ ' બ્રહ્મ છે. " આ સત્યમાં વિરોધ શમાવવાનો પ્રયત્ન કરવાને બદલે આગળ કહે છે " રસ એ સાપેક્ષ છે એટલું જ નહિ પણ ગદ્યમાં પણ રસ હોઈ શકે. " એટલે રસનું પરમ તત્ત્વ આત્મા ગણ્યા પછી રસ સાપેક્ષ શી રીતે રહ્યો એ નથી સમજાતું. પણ રસ સાપેક્ષ હોવાને 'રસ ગદ્યમાં પણ હોઈ શકે' એ હકીકત સાથે શો સંબંધ છે ? અને એ બેમાં ' પણ 'થી દર્શાવવા જેવું શું છે ? આ એક જ પારિગ્રાફમાં કેટલાય મતોનો ખીચડો કહો કે ' ચેવડો ' કરેલો છે અને જરા પણ વિવેચક દૃષ્ટિથી પરીક્ષા કે સમન્વય કરવા પ્રયત્ન કર્યો નથી.

ગુજરાતીના અધ્યાપક પાસેથી અમે વધારે સારી કૃતિની આશા રાખીએ છીએ.

સીતા:—કર્તા: અમૃતલાલ ના. ભટ્ટ, ઉમરેઠ. કિંમત રૂ. ૧-૦-૦

આ કાવ્યનું વસ્તુ કર્તા પોતે ટૂંકમાં આપે છે. રામે કરેલા ત્યાગ પછી સીતા ગંગાના પવિત્ર પ્રવાહમાં શયન કરવાનો વિચાર કરે છે પણ આશ્રમે આવેલા મૃગના બચ્ચાને જોઈ તેમ કરતાં અટકે છે. તેમને પૂર્વ જીવનના ઘણા પ્રસંગો યાદ આવે છે. મનમાંથી પતિએ કરેલો ત્યાગ ખસતો નથી છતાં તે પોતાના કર્તવ્યનો વિચાર કરે છે અને છેવટે યોગ્ય માર્ગ શોધી કાઢે છે.

આખું કાવ્ય સીતાજીની ઉક્તિરૂપે છે. છંદ ખંડ હરિગીત રાખેલ છે તે સર્વત્ર ભાવને અનુકૂળ લાગતો નથી. આટલા લાંબા કાવ્યમાં વૈવિધ્યને માટે પણ છંદ બદલાવવાની જરૂર હતી. કર્તાનાં બીજાં કાવ્યો જેવી આમાં પણ સાદાઈ છે. પણ વાણીમાં ભાવ જોઈએ તેવો

પ્રતીત થતો નથી. આખા કાવ્યમાં એકદમ સ્મૃતિને બાઝે એવી કોઇ પંક્તિઓ નથી. ઘણી જગાએ પ્રસાદ પણ ઓછો છે. સારા કવિઓ પણ પોતાનાં કાવ્યોનો વારંવાર પરામર્શ કરી તેના આકારને રમણીય બનાવે છે. તેવા અભ્યાસને માટે આ કર્તાને આદર નથી તે તેનું કારણ લાગે છે.

**શાંતિસુધા અથવા રઘુવીર સુકન્યાઃ**—કર્તા છોટાલાલ નરભેરામ ભટ્ટ. પ્રસિદ્ધ કર્તા મણિશંકર ઉમયાશંકર ભટ્ટ. કીંમત રૂ. ૨–૦–૦

પ્રાચીન મહાકાવ્યોના અનુકરણમાં લખાયેલું આ એક લાંબું કાવ્ય છે. કર્તાને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ છે, વૃત્તો ઉપર પ્રભુત્વ છે, અને અનુપ્રાસોનો શોખ છે તે પુસ્તકમાં સ્પષ્ટ દેખાય છે. પણ વાર્તાનું વસ્તુ ઘણું અટપટું છે. આ કાવ્ય પ્રાચીન ઉદાત્ત વાગ્વૈભવશાળી મહાકાવ્યો સાથે સરખાવાય એવું નથી અને કલા અને કાવ્ય સંબંધી આધુનિક વિવેચનથી ઘડાયેલી રસવૃત્તિને આમાં બહુ રસ પડવા સંભવ નથી.

**હરિલાલ દેસાઇનાં સંસ્મરણો**—પ્રકાશકોઃ કલ્યાણરાય નથુભાઈ જોષી, શંકરલાલ માણેકલાલ દેસાઈ.

સદ્‌ગતના અવસાન પછી તેમના મિત્રો પ્રશંસકો શિષ્યો અને પરિચિતોએ લખેલાં સંસ્મરણોનો આ સંગ્રહ છે. આ સંસ્મરણોથી સદ્‌ગતની અનેક શુભ પ્રવૃત્તિઓ અને તેના ગર્ભમાં રહેલું તેમનું મીઠું ધાર્મિક અને જગતના હિતને માટે કાર્ય કરવા તલસતું જીવન પ્રત્યક્ષ થાય છે. મિત્રોના સંસ્મરણોમાં અતિશયોક્તિ હોય, પણ આમાં બહુ અતિશયોક્તિ દેખાતી નથી અને કેટલાક મિત્રોએ સદ્‌ગતની નિર્બળતા પણ જ્યાં દીઠી ત્યાં સ્પષ્ટ દર્શાવી છે. ગુજરાતે પોતાના એક વહાલા અને અનાડંબરી કાર્યકર્તાને આ સ્મરણાંજલિ આપીને સંસ્મરણસાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. આખું પુસ્તક અનેક લેખકોએ લખ્યા છતાં સુવાચ્ય છે. દરેક લાઇબ્રેરીએ રાખવા યોગ્ય પુસ્તક છે.

રા.

**નવલિકા સંગ્રહ**—સંયોજકઃ રામચન્દ્ર દામોદર શુકલ. પ્રકાશકઃ એમ. સી. કોઠારી, કિંમત રૂ. ૨–૦–૦

જનતાનો સાહિત્યરસ કેળવવાનું સંગ્રહો એ ઉપયોગી સાધન છે. ગુજરાતી જનતાની શુદ્ધ સાહિત્ય પ્રત્યેની અભિરુચિ હજુ મન્દ જ છે, તેથી એને આપણા શિષ્ટ સાહિત્યકારોની પિછાન કરાવી તેમની કૃતિઓ પ્રતિ અભિમુખ બનાવે એવા સુસંપાદિત સંગ્રહગ્રન્થોની ઘણી જરૂર છે. એટલે રા. શુકલે એ દિશામાં કરેલો આ યત્ન આવકારપાત્ર છે. આમાં એમણે ગુજરાતી ભાષામાં એકાદ વીશીથી વિકસવા માંડેલું નવલિકા સાહિત્ય લઈ તેમાંથી એકંદર અઢાર લેખકોની પચીસ વાર્તાઓ રજુ કરી છે. વાર્તાઓની પસંદગી રસિકતા સૂચક છે, પણ કંઇક શિથિલ ધોરણે કરાયેલી હોવાથી ખરેખર અધિકારી ગણાય તેથી વિશેષ લેખકોનો સમાવેશ થઈ ગયો છે. આવા સંગ્રહમાં નમૂના માત્ર ઉત્તમ આવે એટલું જ આવશ્યક નથી, પણ નમૂના માત્ર ઉત્તમ લેખકના જ આવે એ પણ આવશ્યક છે, એટલે થોડા પણ નિર્વિવાદ શક્તિવાળા વાર્તાકારોને જ સ્થાન આપ્યું હોત તો સંગ્રહ વધુ સફળ નીવડત. વાર્તાઓની ગોઠવણીમાં પણ એક બાજુથી વિષયાનુસારી અને બીજી બાજુથી કાલાનુસારી એવાં બે જુદાં જુદાં ધોરણો વચ્ચે સંયોજક ગૂંચવાયા છે એટલે યથાર્થ ક્રમ સાચવી શક્યા નથી.

પણ સંગ્રહની સૌથી મોટી ખામી તો એમાં પ્રારમ્ભે આપેલા 'નવલિકા વિકાસ' નામે લેખમાં તથા વચ્ચે વચ્ચે આપેલી લેખકવાર નોંધોમાં રહેલી છે. એમાં સંયોજકે કેટલીક ઉપયોગી માહિતી એકઠી કરવા પ્રયાસ કર્યો છે ખરો, પણ એકંદરે એમાંની ચર્ચા ('વિવેચન' તો એને કેમ કહેવાય ?) એટલી છીછરી, બાલિશ અને વ્યક્તિત્વવિહીન છે, તેમ જ એની લખાવટ એવી કાચી છે કે સંપાદકે ઉત્સાહપૂર્વક શ્રમ લીધેલો હોવા છતાં એ લખાણને કારણે એમનું આ પુસ્તક ગુજરાતી સાહિત્યના શિષ્ટ સંગ્રહોમાં સ્થાન મેળવી શકશે નહિ.

વિ.

**વાયોલિન શિક્ષક**:—અધ્યાપક શંકર દત્તાત્રય પાઠક, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય ૦-૧૨-૦.

સંગીતના અભ્યાસનાં ક્રમિક પુસ્તકો આજ સુધીમાં મુખ્યત્વે શ્રી. ભાતખંડે તરફથી તથા ગાંધર્વ મહાવિદ્યાલય તરફથી બહાર પડેલાં છે. તેમાં પ્રસ્તુત પુસ્તકની વિશિષ્ટતાથી એક મહત્ત્વનો ઉમેરો થાય છે. વાયોલિન શીખનારાઓ માટે અત્યાર સુધી કોઇ સરલ પુસ્તક હતું નહિ, અધ્યાપક પાઠકે પોતાના સમૃદ્ધ અનુભવદ્વારા સંગીત શીખનારને જે સામાન્ય મુશ્કેલીઓ પડે તે આપોઆપ દૂર થાય તેની રીતે આ પુસ્તક લખેલું છે.

પદ્ધતિ ગાંધર્વ મહાવિદ્યાલયની જ છે, પણ ગાંધર્વ મહાવિદ્યાલયના ક્રમિક પુસ્તકોમાં તાર, મધ્ય, અને મન્દ્ર સૂરો સૂચવવા જે ત્રણ ખાનાં રાખવામાં આવે છે તેને બદલે ઉપર ચિન્હો મૂકીને ભાતખંડેના પુસ્તકોમાં છે તે રીત અહીં રાખવામાં આવી છે. આથી જગ્યા ઓછી રોકાય છે, અને છાપકામ પણ વધારે સુંદર લાગે છે, તે પુસ્તકને જોવાથી હરકોઇ જોઇ શકશે.

શરૂઆતમાં વાયોલિન વિષે સામાન્ય વિગત આપી છે. યુરોપીય પદ્ધતિ પ્રમાણે વાયોલિન રાખવાથી ગળાની નસો (Vocal cords) બગડે છે, અને કંઠસ્થ સંગીત માટે તે નકામી થાય છે એ એમનો અભિપ્રાય અહીં નોંધવા યોગ્ય છે. પુસ્તકમાં કોમળ, કે તીવ્રનાં જે ચિન્હો છે તે ગાંધર્વ મહાવિદ્યાલયનાં જ છે. શરૂઆતમાં આંગળીઓને ટેવ પડે એટલા પુરતી જ સારીગમ આપીને વિદ્યાર્થી સમક્ષ આઠ પાઠોમાં આઠ રાગ મૂકેલા છે, તે એવી રીતે પસંદ કર્યા છે કે કોમળ તીવ્ર અને શુદ્ધ તમામ સ્વરોની માહીતી તે આપી દે છે. દરેક પાઠની શરૂઆતમાં તાલ, લય, માત્રા, સ્વરપરિચય, આરોહ અવરોહ આપ્યાં છે. આ ખાસ સ્પષ્ટીકરણો ઉપરાંત, પુસ્તકની વિશિષ્ટતા અમને એ લાગે છે કે રાગના અંતરાની નીચે જે આલાપો આપ્યા છે તે કઇ માત્રાથી શરૂ કરવા તે પણ આપેલું છે. આ વિગત અભ્યાસીને અત્યંત ઉપયોગી થઈ પડશે. એમ અમારૂં માનવું છે, કારણ શરૂઆતમાં વિદ્યાર્થીને આલાપ વગેરે આવડતું હોય, પણ અમુક આલાપને ક્યાંથી શરૂ કરવો કે ક્યાં મૂકવો તેની ખબર હોતી નથી.

પુસ્તક દરેક સંગીતના અભ્યાસ કરનારાએ પોતાની પાસે રાખવા જેવું છે. શુદ્ધ રાગો આપેલા હોવાથી તેને હારમોનિયમમાં પણ ઉતારી શકાય તેમ છે.

મા.

## બાલસાહિત્ય ×

કેટલાંક વર્ષ પ્હેલાં આપણા સાહિત્યની અપૂર્ણતાઓ ઉપર ટીકા કરતાં એક ગૂજરાતી વિદુષીએ કહ્યું હતું કે આપણી ભાષામાં બાલસાહિત્યની મોટી ખોટ છે. ગાંધીજીએ ગૂજરાતીના જીવનમાં જે ચેતન પૂર્યું–જે મહત્ત્વાકાક્ષાઓ ઉત્પન્ન કરી, જે કાર્યપરિણામી અસંતોષ પ્રગટાવ્યો, તેથી ગૂજરાતમાં અનેક પ્રવૃત્તિઓ હયાતીમાં આવી–અનેક–પોષાઈ અનેક સમૃદ્ધ થઈ. એ સર્વતોમુખી મનના ઉઘાડમા આપણે આપણા બાળકોના સંસ્કાર તરફ પણ ધ્યાન આપવા માડયું. અનેક ચાલુ ખોડો, ઊણપો આપણને સાલવા લાગી. એ ખોટ પૂરી કરવાનાં સાધનો માટે લોકમા માગણી જનમવા લાગી. આ પૂરવા માટે આપણે ત્યાં બાલમંદિરો હયાતીમાં આવ્યા, અને બાલસાહિત્યનું નિર્માણ થવા લાગ્યું.

બાલમંદિર અને બાલસાહિત્યનો વિચાર કરીએ છીએ ત્યારે સૌથી પ્રથમ ભાવનગરનું દક્ષિણામૂર્તિભવન અને તેનું બાલમંદિર અને તેના બાલમંદિરના બાલદેવતાના–બટુક ભૈરવના–ઉપાસક શ્રી. ગિજુભાઈ બધેકા યાદ આવે છે. દક્ષિણામૂર્તિએ આપણા પ્રાન્તની કેળવણીમાં નવો પ્રાણ પૂરવા, આધુનિક પદ્ધતિઓ પ્રમાણે શાસ્ત્રીયતા દાખલ કરવા, દેશનું ધ્યેય સમજી તે પદ્ધતિઓને અનુકૂળ બનાવવા અનેક ક્ષેત્રમા સમર્થ પ્રયત્ન કર્યો છે. પણ એમાં સૌથી વધારે ધ્યાન, એનું બાલમંદિર એની અપૂર્વતાથી ખેંચે છે. આ બાલમંદિર તો ભાવનગરના ક્ષેત્રથી મર્યાદિત છે એને જાણે સમગ્ર પ્રાન્તવ્યાપી કરવાના મનોરથથી તે સંસ્થાએ એની શિક્ષણપત્રિકાઓ અને બાલસાહિત્ય પ્રકાશિત કરી ફેલાવવા માંડયું છે. અને એના અનુકરણમા અને અનુસરણમા, અને એનાથી પ્રેરાઈ અનેક સંસ્થાઓએ અને પ્રકાશકોએ બાલ સાહિત્ય પ્રકટ કરવા માડયું છે. આ શુભ ચિન્હ છે. કારણ પ્રજા બાલકોનો વિચાર કરે છે એનો અર્થ એ છે કે પ્રજા પોતાના ભાવીનો વિચાર કરે છે.

નવા ઉત્સાહમા કામ બહુ થાય છે. પણ એની નવીનતાના કારણથી–બિન અનુભવથી–અને અભ્યાસની ઊણપના કારણે આમાનું બધું કામ સરખી કોટિનું કે સરખા ઉપયોગનું નથી હોતું.

---

× શ્રી. દક્ષિણામૂર્તિ બાલ સાહિત્યમાળા. સપાદકો: ગિજુભાઈ અને તારાબ્હેન, ૧. ગણપતિ બાપા, ૨. ચેવૈયો, ૩. ઉંદુ હઉ ઉંદુ હઉ, ૪. હજામડી, ૫. કબાટ, ૬. બાળકોનો બીરબલ, ૭. ગોપીચંદ, ૮. બાળ નાટકો, ૯. હસ અને હસા, ૧૦. તિરદાજ, ૧૧. ગામડામા મળજો, ૧૨. બાળ પ્રવાસો. ગોપીચંદના લખનાર લીલાવતીબ્હેન. બાકીનાના લેખક ગિજુભાઈ.

૧. સતી–મહિમા યાને પાચ સતીઓની વાર્તા, ૨. બાલ પચતત્ર, ૩. બાલ ભાગવત, ત્રણના સયોજક: પ્રસન્નવદન છબિલરામ દીક્ષિત. પ્રકાશક: મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત

ડાહ્યુ કોણ ? લે. જે છ. ચૌધરી. રાજસૂય યજ્ઞ, સીતાહરણ. લે. જે. છ. ચૌધરી અને હિ. ત્ર પચોળી.

કેમ કચાઓ. લે. હિ. સુ. શાહ.

બાલ ભાગવત. શ્રીમતી મંજુદેવી પડયા. પ્ર. શ્રી સયાજી બાળ જ્ઞાનમાળા.

બેરૂ: લે. ગિજુભાઈ અને જુગતરામ સુંદર વાતો. લે. ગિજુભાઇ. પરધા. લે. ધૂમકેતુ. દેવકયાએ લે. ચન્દ્રશંકર મ. ભટ્ટ. પ્ર. ગૂજરાત સાહિત્ય મદિર અમદાવાદ.

બાળ વાર્તાવલિ. સંપાદક તથા પ્રકાશક સૌ. હસા મહેતા. બી. એ.

બાલસાહિત્ય કેવું હોવું જોઇએ ઇત્યાદિ ચર્ચા કરવાનું આ સ્થાન નથી. પણ આ પુસ્તિકાઓ જોઈ એક વિચાર રજુ કરવાની ઈચ્છા થાય છે. **બાલ સાહિત્ય એ બાલિશ સાહિત્ય હોવાની જરૂર નથી.** દીલગીરી સાથે કહેવું પડે છે કે આમાંનાં કેટલાંક પુસ્તકો 'બજારમાં ખપ થાય છે માટે આપણે પણ લખાવો' એવી ચોપડીઓના વેપારીઓની મનોવૃત્તિનાં સૂચક છે.

બાલસાહિત્ય તૈયાર કરવામાં બીજી એક વાત ધ્યાનમાં રાખવાની જરૂર જણાય છેઃ એ સાહિત્ય કેટલી ઉમ્મરનાં બાળકો માટે તૈયાર થાય છે. માણસના આયુષમાં કોઈ પણ યુગ એવો હોય કે જેમાં પ્રત્યેક નવું વર્ષ માણસને નવો બનાવે છે તો તે બાલપણનો યુગ છે. પાંચ વર્ષનાં બાળક અને ૭ વર્ષનાં બાળકની જરૂરીઆતો સરખી નથી; જો કે આપણે એમ કહી શકીએ કે પચ્ચીશ વર્ષના-છવીશ વર્ષના માણસની જરૂરીઆતો સરખી છે. આ દૃષ્ટિએ એમ પ્રશ્ન પુછી શકાય કે કેટલા વર્ષની ઉમ્મરે બાળકના હાથમાં ચોપડી મુકવી. બધાં બાળકો માટે એક સરખું વિધાન કરવું એ પ્રત્યેક બાલમાનસની વિશિષ્ટતા અને વિવિધતા ન સમજ્યા બરોબર છે, પણ આ સિદ્ધાંતનો ભંગ જ્યારે આપણે સંસ્થાઓ સ્થાપીએ છીએ ત્યારે જ કેટલેક અંશે કરી લઇએ છીએ; અને કેળવણીકાર-સામાન્ય વિચારોને અમુકને માટે કેવી રીતે વાપરવાં એના વિવેક વાળો હોય છે એમ માનીને જ સામાન્ય વિધાનો આપણે કરીએ છીએ. એ રીતે વિચારતાં આ પ્રશ્નનો શો ઉત્તર આપવો? અમને લાગે છે કે બાળક આઠ વર્ષનો થાય એ પ્હેલાં એનાં માટે પુસ્તકો હોવાની જરૂર નથી. એના શિક્ષક માટે અથવા માબાપ માટે ઘણાં પુસ્તકો હોવાની જરૂર છે એની સાથે આ પ્રશ્નને ગુંચવવો ન જોઇએ. નથી. આઠ વર્ષ સુધીમાં બાળક પોતાનાં જ્ઞાનનાં સાધનો-પ્રાચીન શબ્દ વાપરીએ તો-પ્રમાણો ઠીક ઠીક કેળવી લે છે. પ્રાચીન શૈલીને અનુસરી ગણાવીએ તો આ સાધનો પ્રત્યક્ષ, ઉપમાન, શબ્દ અનુમાન આદિ છે. આ ક્રમ પણ; પ્રધાન ગૌણની દૃષ્ટિએ વ્યવહાર કરીએ તો, બાલ માનસનો ક્રમ છે. ઇન્દ્રિયપ્રત્યક્ષોને ઉપમાન દ્વારા સરખાવી બાળક 'અર્થસંકલન' કરે છે-અને તે દ્વારા મનોવ્યાપારોને શબ્દથી અંકિત કરી અનુમાનો કરવા માંડે છે. આનો વધારે વિસ્તાર કરવાનું આ સ્થળ નથી. બાળકનું ચિત્ત લગભગ આઠ વર્ષની ઉમ્મરે આ બધી ક્રિયાઓમાં અભ્યાસવાળું થયું હોય છે. તે પ્રસંગે પુસ્તકો કામમાં આવે એમ અમને લાગે છે. આ દૃષ્ટિથી વિચારતાં અમને લાગે છે કે આમાંનાં ઘણાખરાં પુસ્તકોની છપાતી નિરર્થક છે.

આ પ્રશ્નને મતભેદનો વિષય ગણી બાજુ ઉપર મુકી બીજી રીતે વિચાર કરીએ. બાલસાહિત્યમાં કેવી ભાષા અને શૈલી, અને કેવી જાતનાં ભાવાર્થ હોવા જોઇએ. દરેક બાળક પોતે જે ભાગમાં રહેતું હોય તે ભાગની ભાષા સ્વાભાવિક રીતે બોલે છે. તે સમજે માટે એ જાતની તળપદી ભાષામાં બાલ સાહિત્ય લખાવવું જોઇએ એમ એમાંથી ફલિત થાય. પણ આ સિદ્ધાંતને વ્યવહારમાં મુકતાં કેટલી 'અનવસ્થા' થઈ જાય એનો પણ વિચાર કરવો જોઇએ. દક્ષિણામૂર્તિ ભવનના બાલસાહિત્યને અમદાવાદ, વડોદરા કે સુરત-અને તે તે શહેરથી સંકળાતા તે તે ભાગોમાં-મુશ્કેલ સ્થાન ન હોવું જોઇએ. અને દક્ષિણામૂર્તિની આ પુસ્તિકાઓ જે જે માબાપો કે શિક્ષકોએ પોતાના બાળકને આપ્યા પ્હેલા વાંચી હશે તેમને શું એમ નથી લાગ્યું કે ગિજુભાઇ ગમે તેટલા કુશળ બાલમાનસશાસ્ત્રી હશે પણ ગુજરાતનાં

બાળકો માટે કેવી ભાષામાં પુસ્તિકાઓ લખવી જોઇએ તેનો તેમને ખ્યાલ નથી ? બાળકો સમજી શકે એવી સરલ ભાષાનો અર્થ 'ગ્રામ્ય ભાષા' નથી ! વિચારશૈલી સરલ હોય, બાલક-ગ્રાહ્ય હોય એ અમને બાલ સાહિત્યનું ખાસ લક્ષણ લાગે છે; એની ભાષા આખા ગૂજરાતમાં સંસ્કારી ગણાતી ભાષા હોવી જોઈએ એવો અમારો નમ્ર અભિપ્રાય છે. દક્ષિણામૂર્તિના સાહિત્યમાં પ્હેલું લક્ષણ વધના ઓછા પ્રમાણમાં છે. બીજી બાબતમાં એમનો ભારે દોષ થયો હોય એમ અમને લાગે છે. પણ અમારે કબુલ કરવું જોઈએ કે અપેક્ષાએ આ બીજી બાબત ગૌણ છે–અને દક્ષિણામૂર્તિ જે આ વિષયમાં આગળ પડતું છે તે રહેજે, જો અમારી વાત સાચી લાગે તો, સુધારો કરી શકશે.

આ જ વિષયમાં આનાથી વિરુદ્ધ જાતનો બીજો દોષ છેઃ લેખકની વિચારશૈલી બાલક-ગ્રાહ્ય નથી હોતી. વિચારશૈલી જ્યાં આવી નથી હોતી ત્યાં ભાષાનો પ્રશ્ન ચર્ચવો વ્યર્થ છે. સંસ્કૃત શબ્દો હોય કે તળપદા હોય, એ આખું વાચન નિરર્થક લાગે છે. અને બાળકને એવું વંચાવવાથી કાંઇ લાભ થાય એમ અમને લાગતું નથી. સારી રીતે કેળવાએલા બાળકને ખોટું લખાણ કોને કહે એનું ભાન થાય એ જ એનો એક ફાયદો છે ! અમારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે આ ગ્રંથોમાં પ્રસન્નવદન છ. મહેતાના ગ્રંથોમાં આ દોષ અમને જણાયો છે. બાળકો માટે લખવાને, દરેકને શ્રી. ગિજુભાઇ જેટલી નિષ્ણાતતા મેળવવાનો સમય ન હોય તો પણ દરેકને બાળકોની માનસિક ક્રિયા કેમ ચાલે છે તે થોડે ઘણે અંશે સમજવાની જરૂર છે.

બાલસાહિત્યમા વળી એક પ્રશ્ન થાય છે. ભાષા અને વિચારશૈલી બાલકની દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનાં હોય ! પણ તેનો વાચ્યાર્થથી કે વ્યંગ્યાર્થથી નિષ્પન્ન થતો ભાવાર્થ ઇષ્ટ છે કે અનિષ્ટ એ પ્રશ્ન ઊભો રહે છે. આ વિષે સૌથી વધારેમાં વધારે મતભેદને અવકાશ છે. કારણ કયો ભાવાર્થ ઇષ્ટ છે કે અનિષ્ટ એનો નિર્ણય દરેકની જીવનદૃષ્ટિ ઉપર આધાર રાખે છે. આ વિષે અમારૂં એવું માનવું છે કે બાળકોમાં રાષ્ટ્રમમતા પોષાય એ અમને આજના જમાનામા ઇષ્ટ લાગે છે, પણ ધાર્મિક સાંપ્રદાયિકતા અથવા હું અમુક ધાર્મિક સંપ્રદાયનો છું એવી મમતા પોષાય એ અમને ઇષ્ટ નથી લાગતું. આનો એવો અર્થ નથી કે વૈદિક, જૈન અને બૌદ્ધ સાહિત્યના કથાગ્રંથોમાં બાળકોને અનુકૂળ સામગ્રી હોય તેનો ઉપયોગ ન કરવો. પણ એ ઉપયોગ કરતાં લેખકે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે એમાંથી સાર્વજનિક દૃષ્ટિ પ્રતીત થાય છે કે નહિ. આ ઉપરાંત ધાર્મિક કથાઓમાં કેટલીક કથાઓ એવી હોય છે કે તે સામાન્ય રીતે જુગુપ્સાવહ હોય છે અને તેને સમજવા અમુક ધાર્મિક દૃષ્ટિના આગ્રહની જરૂર પડે છે. આવી કથાઓને બાલસાહિત્યમાં સ્થાન ન હોય એમ અમારૂં માનવું છે. ચેલૈયાની કથા અમને એવી લાગે છે. એ જાતનું 'સત' ખરેખરૂં 'સત' છે કે નહિ એ પ્રશ્નને બાજુ ઉપર મુકીએ તો પણ એ બાળકને મારી ખાવા આપવાની વાત અમને જુગુપ્સાવહ લાગે છે, અને અંગ્રેજીમાં જેને 'morbidity' કહે છે એવા ભાવની પોષક લાગે છે. ગિજુભાઇ સૌથી વધારે પ્રશંસાપાત્ર છે માટે જ એમની સૌથી વધારે ટીકા કરવી જોઇએ એમ ધારી અમે આ લખીએ છીએ કે ચેલૈયો અને એવી બીજી કથાઓ એમણે ન આપી હોત તો સારૂં. આ ઉપરાંત અમે એ પણ ઉમેરીએ છીએ કે જુદી જુદી નાતોને વિષે રહેલી ઉંચનીચની ભાવનાને પણ આ સાહિત્યદ્વારા પોષણ ન મળવું જોઈએ.

બાળકોનું સાહિત્ય બાળકોને આંખે ઉઠીને બાઝે એવી મનોહર રીતે છપાવવું જોઇએ એ કહેવાની જરૂર ન હોય, પણ છે. આ બાબતમાં સૌથી વધારે આકર્ષક ગૂજરાત સાહિત્ય મંદિરનાં પ્રકાશનો, દક્ષિણામૂર્તિનાં પ્રકાશનો અને સૌ. હંસા મહેતાની બાળવાર્તાવલી છે. આ બાળવાર્તાવલી જેટલી બહારથી આકર્ષક છે તેટલું તેનું વાચન બાળકોને આકર્ષક થઇ પડે કે નહિ એવી અમને શંકા છે. બાળકોને વાંચવાનું કહેવું ન પડે અને વાંચે એવી તો ગિજુભાઇની કૃતિઓ છે. ગૂ. સા. મં. નાં પ્રકાશનોમાં ગિજુભાઇકૃત સુંદર વાતો, અને ગિજુભાઇ–જુગતરામકૃત સેર એ અમને સૌથી સારાં લાગ્યાં છે. દેવકથાઓ લખનાર શ્રી. ચંદ્રશંકર મ. ભટ્ટને બાળકો માટે કેમ લખવું એનો વધારે વિચાર અને કાંઇક અભ્યાસ કરવાની જરૂર છે.

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, જેઓ પાઠ્ય પુસ્તકો પ્રકટ કરનાર તરીકે ગૂજરાતમાં જાણીતા છે તેઓએ પણ શ્રી. પ્રસન્નવદન છ. દીક્ષિત પાસે અનેક ગ્રંથો તૈયાર કરાવ્યા છે. બાહ્ય આકર્ષણમાં તેમ જ અંદરના ઔચિત્યમાં અમને એ હલકી પંક્તિના લાગે છે. લેખક અને પ્રકાશકો જાણે બાળકોને ધાર્મિક બનાવવા ઉતાવળા થઈ ગયા હોય એમ દેખાય છે. તેમાં એ 'સતી–મહિમા યાને પાંચ સતીઓની વાર્તા' જોઇને અમને એમ થાય છે કે લેખકે દ્વિરેફની 'સરકારી નોકરીની સફળતાનો ભેદ' નામની વાત વાંચી હોત તો તે આમ સતીઓની પાછળ પડત નહિ! આ લેખકે અને આ પ્રકાશકે બાલ-ભાગવત પ્રકટ કર્યું છે એ ઉપરાંત એ જ નામનું બીજું પુસ્તક શ્રી. સયાજી બાળજ્ઞાન-માળામાં શ્રીમતી મંજુદેવીનું રચેલું બ્હાર પડ્યું છે. શ્રીમદ્ભાગવત વિષે અમને ખૂબ આદર છે પણ આ બે પુસ્તકો, જૂની રીતે બાળકોને ભાગવતનો જે પરિચય થાય છે, તે કરતાં વધારે સારો કરાવી શકશે કે કેમ એ વિષે શંકા છે.

શ્રી. હિંમતલાલ સુ. શાહ, 'કેમ કથાઓ' ની કથનીમાં કહે છે 'બાળકોના 'કેમ' એ પ્રશ્નના જવાબ સમી ઉત્પત્તિની વાતો.' અમને આ વાતો 'કેમ' પ્રશ્નના ઉત્તર સમી લાગતી નથી. લેખકના મનમાં, બાળક કાંઇ સમજે એ ધ્યેય કેટલે અંશે આ વાર્તાઓ લખતાં રહ્યું હશે તે વિષે અમને શંકા છે. બાળક માટે લખતી વખતે 'માપ'ની બુદ્ધિ લેખકે ખાસ રાખવી જોઈએ. વિચાર મુકવાની શૈલી બાળ માનસને માટે સરલ છે કે નહિ તે વિષે પણ સંદેહ રહે છે. ફુલેનો વિષય આકર્ષક છે અને વાર્તાદ્વારા ઘણું વિજ્ઞાન બાળકોને આપી શકાય. આ સ્થળે વિજ્ઞાનના બાલસાહિત્યની મોટી ઊણપ ઉપર અમે તે વિષયના અભ્યાસીઓ અને લેખકોનું ધ્યાન ખેંચીએ છીએ.

નાની ઉમ્મરનાં બાળકોને માટે વાંચવાની સામગ્રી જોઇએ તેના કરતાં તેઓ ભજવી શકે એવી સામગ્રીની વધારે જરૂર છે. નાટક રૂપી સંઘટિત કાર્યનો કેળવણીમાં કેટલો ઉપ-યોગ છે એ આજના જમાનામાં કહેવાની જરૂર નથી. એટલે બાળકો માટે વાર્તાઓ કરતાં નાટકો કેળવણીના સાધનની દૃષ્ટિએ વધારે આવકારને પાત્ર છે. ગિજુભાઈનાં બાળ નાટકો આમાં અગ્રણી છે એ કહેવાની જરૂર નથી. પણ આઠ વર્ષનાં અને તેની આજુબાજુની ઉમ્મરનાં બાળકો માટે શ્રી. જે. છ. ચૌધરીનું 'ડાહ્યું દેણુ' અને ચૌધરી અને હિ. જે. પંચોળીનાં 'સીતા હરણ' અને 'રાજસૂય યજ્ઞ' અંક ૧ લો, જરાસંધ વધ, બાળકોમાં ખૂબ આવકાર પામશે. આ લેખકોમાં નાટક લખવાની સૂઝ હોય એમ અમને

ભાસે છે, અને સાથે સાથે બાળકોને અભિનયો માટે સુગ્રાહ્ય થાય એ રીતે વસ્તુને સુંદર સવાદદ્વારા રજુ કરી છે નાટકની કલાના નમુના તરીકે પણ અમને એ આદરયોગ્ય લાગે છે 'ડાહ્યુ કોણ' એ નાટક હાસ્યરસ સારી રીતે જમાવી શકે છે, જો કે કણબીઓ એટલા અણસમજુ હોય છે એમ હવે આજના જમાનામા બાળકો માને એમ નથી નાતોની કુટેવો બતાવી હાસ્યરસ ઉત્પન્ન કરવાની રીત આપણી ભવાઇને જાણીતી છે એમા કળા બહુ હોય છે. પણ એનું તાત્પર્ય દૂષિત છે સીતાહરણના સવિધાન અને સવાદ સરલ અને સુંદર છે રામ અને સીતાનું સ્વભાવનિરૂપણ આજના ગૂજરાતના સામાન્ય દપતીના સ્વભાવને અનુસરતુ થયુ છે, એ ઠીક છે પણ પૃ ૪૨ ઉપરના સવાદમા રામ–સીતા 'અતિપ્રાકૃત' દેખાય છે. આમ છતા સીતાહરણ એક સુંદર કૃતિ છે એમ અમને લાગે છે જરાસધ વધ કદાપિ બાળકોને ભજવવામા સૌથી વધારે કામમા આવે એવુ છે અમે આશા રાખીએ છીએ કે બાળકો તુટક સવાદો ભજવવાને બદલે આમાનું એકાદ નાટક ભજવવા પ્રયત્ન કરશે

૨. છો. પ.

---

# રાષ્ટ્રીય સપ્તાહ

જ્યા સુધી મતભેદ, ટીકા અને બચાવનું ગરમાગરમ વાતાવરણ શમ્યુ નથી ત્યા સુધી કલકત્તામા મહાસભા અને બીજી અનેક પરિષદોમા થયેલા કામ વિષે અભિપ્રાય આપવો એ સ્હેલુ નથી "કપાળે કપાળે જુદી મતિ" એ કહેણી મહાસભાના કાર્ય વિષે વિશેષ પ્રમાણમા લાગુ પડે છે. હું મહાસભાનો સભ્ય થયો નથી, એટલે મારા જેવા તટસ્થ માણસના મન ઉપર કેવી છાપ પડી છે તે જણાવુ છુ જુદા જુદા મતના અનેક પેપરો મારે ત્યા આવે છે અને 'ટાઇમ્સ' અને 'હેરલ્ડ', 'ક્રોનિકલ' તથા 'હિંદુસ્તાન' જેવા પરસ્પર વિરોધી પેપરોમાથી સાર કાઢવો એ બહુ મુશ્કીલ છે

એમ કહેવાય છે કે મહાસભાએ સસ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો કારણ કે દેશના વધારેમા વધારે કાર્યકર્તાઓ નહેરૂના નિવેદનને સ્વીકારી શકે એવુ હતું પણ ખરી હકીકત શી હતી ? મુસલમાનોમાથી માત્ર મહમદઅલી ઝીણાના પંથ સિવાય બધા મુસલમાનોએ દીલ્હીમા એક નવી સસ્થા સ્થાપીને આ નિવેદનની અવગણના કરી બધા મુસલમાનો એટલે કોણ ? સર આગાખાન અને તેમના જેવા અનેક માણસોએ આ દેશની પ્રગતિમા કેવો ભાગ ભજવ્યો છે તે વિષે ઊંડી ચર્ચામા પડતો નથી શબ્દો અને વર્ણન કરતા તેમના કર્તવ્ય ખરી સાક્ષી પુરે છે.

આ એકસપીના ઠરાવનું પરિણામ 'હેરલ્ડે' નીચે પ્રમાણે વર્ણવ્યુ છે (૧) મહાસભામા ફાટફુટ થઇ ગઇ, (૨) સ્વતંત્ર પક્ષમા બે ભાગ પડયા, (૩) અલીભાઇઓ દીલ્હી જઇને રીસીને બેઠા, (૪) ઝીણા સર્વપક્ષીય સભામાથી નાસી છુટયા, (૫) વિનીત પક્ષ

રીસાઇને દૂર બેઠા, (૬) બીસેંટબાઇએ સ્પષ્ટ કહી દીધું કે મહાસભાના રચનાત્મક કાર્ય સાથે એને કાંઇ લેવાદેવા નથી.

આપણા દેશની પ્રગતિમાં મતભેદોથી જરા યે ગભરાવાનું કારણ નથી. આપણો દેશ એટલે પૃથ્વીની વસ્તીનો પાંચમો ભાગ. જ્યારે ૩૨ કરોડ માણસના સંપ તથા સંગઠનની યોજના થતી હોય ત્યાં સેંકડો મતભેદ થાય તેમાં નવાઈ શી ? આજ પહેલાંની કોઈ પણ રાજકીય પ્રવૃત્તિમાં કોઈ પણ દેશ, પ્રજા કે રાષ્ટ્રમાં આટલી મોટી સંખ્યાનું ઐક્ય થયું હોય એમ જાણ્યું નથી. એક અપવાદ રૂપે ચીન દેશ છે. આપણા દેશમાં કોમી ભિન્ન ભાવ છે તે વિષે સ્વાર્થી સરકાર અને તેનાં ખાંધીઆ મ્હેણાં મારે છે. હમણાં જ આપણા વાંચવામાં આવ્યું કે રાજા જ્યૉર્જની સારવાર કરવા માટે ચાર પરિચારિકા છે. તેમાંની એક ઇન્ગ્લીશ, એક સ્કૉચ, એક વેલ્શ અને એક આઇરીશ છે. અંગ્રેજીમાં કહેવત છે કે જે લોકો કાચના ઘરમાં રહેતા હોય તેમણે બીજાના ઘર ઉપર પથરા ફેંકવા નહિ. મને બરાબર સાંભરે છે કે કેટલાંક વર્ષો પહેલાં રોમન કેથોલિક સંપ્રદાયના લોકો લંડનના રાજમાર્ગે અમુક જાતનું સરઘસ લઇ જવા ઇચ્છતા હતા તે વખતે બીજા સંપ્રદાયના લોકોએ સખત વાંધો ઉઠાવ્યો હતો, અને આજે પણ કોઈ અંગ્રેજી રાજાથી રોમન કેથોલિક ધર્મ પાળી શકાય નહિ. આપણા દેશમાં જે સંગઠન અને સમન્વય થઈ રહ્યાં છે તેને લીધે તો આખી દુનિયાનું વાતાવરણ બદલાઈ જશે.

સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ ૧૩૫૦ વિરુદ્ધ ૯૭૩ મતથી પસાર થયો એમ કહેવાય છે. આ આંકડા પરથી સિદ્ધ થયું કહેવાય છે કે સ્વતંત્રતાનો પક્ષ ખુબ જોરમાં છે. આવા ઠરાવોમાં લોકો લાગણીથી દોરવાઇ જાય છે તે ભૂલવું ન જોઇએ. અડધા છુટા થવા કરતાં પુરેપુરા છુટા થવાનું કોણ પસંદ ન કરે ? પણ સ્વતંત્ર પક્ષનું જોર વધતું જશે એ નક્કી છે. ગાંધીજી, પંડિત મોતીલાલનો પક્ષ નરમ થઇ ગયેલો ગણાય છે, તેમને માત્ર રચનાત્મક કામ કરવું છે. જે પક્ષ વિનીત કહેવાય છે તેની કામ કરવાની પદ્ધતિ જુદા પ્રકારની હતી, તેમના કાર્યક્રમમાં ઉચ્ચ ધ્યેયનો ઉજાસ નહોતો, તેથી તેમને મહાસભામાંથી છુટા થવું પડયું. જે પક્ષ અસહકારી કહેવાય છે તેનું રચનાત્મક કાર્ય જબરૂં છે. "આખા દેશને બારડોલી જેવો બનાવો ". એ પોકારમાં અસહકારીઓના કામની પ્રશંસા થાય છે અને તેમના કામની નકલ કરવાની સલાહ છે. તે છતાં યુવાન પક્ષને એમ લાગે છે કે સરકારને ચોકખું ચેલેંજ આપવા ઉપરાંત ઉચ્ચ ધ્યેયને લીધે જે ધગશ આવશે તે આખા દેશમાં નવો ઉત્સાહ રેડશે. ગાંધીજી અને મોતીલાલજી આ દલીલ સમજી શક્યા નથી અને તેથી જુના પક્ષના થઇ ગયા છે. આવતા વર્ષની મહાસભામાં એ પક્ષ લઘુમતિમાં આવી જશે એવું અનુમાન સ્હેલાઇથી થઈ શકે.

પણ નવા સ્વતંત્ર પક્ષે નવો અને ઉંચો, સંસ્થાનિક સ્વરાજના કરતાં વધારે ઉંચો ધ્યેય બતાવીને સ્વતંત્રતા મેળવવા માટેનો વિશિષ્ટ કાર્યક્રમ પ્રગટ કર્યો નથી. જો ગયા વર્ષની કાર્યસિદ્ધિનો હિસાબ તપાસીએ તો જણાઈ આવે છે કે બે મોટાં કામ થયાં છેઃ (૧) બારડોલીનો સત્યાગ્રહ, અને (૨) કામદારોની હડતાલ. કામદારોની હડતાલમાં મુંબઇની લડત ખુબ લાંબી અને વ્યવસ્થાવાળી હતી અને તેનો જશ નવા પક્ષના માણસોને આપી શકાય; પણ નવા પક્ષના ત્રણ મુખ્ય આગેવાનોઃ શ્રીનિવાસ આયંગર, જવાહિરલાલ નહેરૂ અને

સુભાષ બોઝ. એ ત્રણમાંથી કોઇએ તેમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો નથી. તે સિવાય બીજી પણ હડતાળો પડી હતી, તેમાં સમાધાની કરવા માટે નવા પક્ષના સુભાષ બોઝે કાંઈ મદદ કરેલી. પણ આપણે જરૂર પુછી શકીએ કે આજ. સુધી એ ત્રણે આગેવાનોએ શી ધાડ મારી છે ? સુભાષ બોઝ સારું બોલે છે પણ કાંઇ કરી બતાવશે ખરા કે નહિ ! આ સંબંધમા એટલું પણ કહેવાની આવશ્યકતા છે કે કલકત્તાએ જે માન પંડિતજીને આપ્યું તેથી આપણે ઉશ્કેરાઈ કે ભોળવાઈ જવાનું જરા યે કારણ નથી. ૩૪ ઘોડાની ગાડીને બદલે ૧૩૪ હોત તો પણ શું ? ૨૦૦૦ સ્વયંસેવકો લશ્કરી ડ્રેસમાં હતા પણ તેમનામાં આવડગતા કેટલી હતી તેનું માપ કાઢ્યું ? અને ૧૦૧ તોપો ફોડવામાં તો માત્ર છોકરવાદી કરી છે એમ હું માનું છું કારણ કે આજે એક પણ કારતુસ આપણે બનાવી કે મેળવી શકતા નથી. એક લશ્કરી મિત્ર કહે છે કે જે દેશી રાજ્યોમાં ઇમ્પિરિયલ એટલે શાહી લશ્કર છે ત્યાં જો એક પણ કારતુસ કે ફુટેલી કારતુસની ખોલી ખોવાઈ જાય છે તો તેના પર તપાસ સમિતિ બેસાડીને ખોવાઈ જવાનું કારણ અથવા પ્રસંગોની ખબર કાઢીને તારથી સીમલામા ખબર આપવી પડે છે, એવી ભયંકર વસ્તુસ્થિતિ છે ત્યાં જુઠા જુઠા ૧૦૧ ભડાકા કર્યા તેમાં શું દી' વળ્યો ?

સુભાષ બોઝે સાબરમતી આશ્રમ તથા પોંડેચેરીની ગુફાની અક્રિયતા તથા જુની પુરાણી મનોવૃત્તિ વિષે જે ટીકા કરી છે તે વિષે એક જુદો લેખ લખી શકાય એમ છે. સાબરમતીના સાધુનું નૈતિક બળ અને પોંડેચેરીના સાધુનું આધ્યાત્મિક બળ આપણા સંસ્કારોની પુનઃરચનામાં શું ભાગ ભજવે છે અને ભજવશે તે આ લેખમાં નહિ ચર્ચીએ. આજે તેમના ઉપદેશનો સ્વીકાર બહુ નહિ થાય. આજે આપણે પાશ્ચાત્ય વિચારો, માર્ગો અને સાધનો તરફ દોરાઇ જઇશું. ચોર ચોરને પકડી શકે એ સલાહનો સ્વીકાર થતો જાય છે. પાશ્ચાત્ય હથિયારોથી પાશ્ચાત્ય પ્રજાને હઠાવવી એવો મત મજબુત થતો જાય છે અને જ્યારે આપણી પ્રજા સ્વરાજ્ય મેળવીને શાંતિ ભોગવતી થશે ત્યારે નવી સંસ્કૃતિ જન્મ પામશે, જેમા ગાંધી અને ઘોષ અથવા તેમનાથી કોઇ અધિક મહાન ગુરુ નવો માર્ગ દેખાડશે. આ ભવિષ્ય ભાખવાની વાત પડતી મુકીએ.

સ્વાતંત્ર્યવાદીઓમાં પણ ઘણા પક્ષ આજથી પડી ગયા છે. શ્રીનિવાસ આયંગરે ગાંધીજીને ટેકો આપ્યો એટલે એમનો એકડો નીકળી જાય એ સ્વાભાવિક હતું. ત્યારપછી જવાહિરલાલ નહેરૂ પર એવો આક્ષેપ મુકાય છે કે એનામા જોઇએ તેટલી મક્કમતા નથી અને સુભાષ બોઝ અને બંગાળાના પ્રતિનિધિઓ છેક ડાબી તરફના લગભગ લાલ રંગના પક્ષ તરફ છે. ( " ડાબી " બાજુ અને " લાલ રંગ " એ બન્ને પાશ્ચાત્ય દેશોની લડતની સંજ્ઞાઓ છે. ) એટલે આ નવા પક્ષના ઘણા આગેવાનો જન્મ્યા ત્યારથી ઘરડા, નવાને બદલે જુના થઇ ગયા છે. આશરે ૫૦,૦૦૦ કામદારો, રેલ્વેવાળા, જ્યુટની મિલોવાળા, ટ્રામ્વેવાળા, ગોદીવાળા ( પોર્ટ ટ્રસ્ટ ) એમણે મહાસભાના મંડપનો કબજો લીધો અને ત્યાં સ્વતંત્રતા માટે તીખ્ખાં ભાષણો કર્યા, અને જ્યારે કૉમ્યુનિસ્ટોએ પરિષદ ભરી અને ત્યાં કામદારવર્ગના ધ્યેય અને માગણીઓ રજુ કર્યા ત્યારે એમ જ જણાયું કે હવે મહાસભાના બધા સભ્યોને રજા લેવી પડશે. જે માણસ આંધળો નથી તે જોઈ શકશે કે સફેદપોશી, મુત્સદ્દી, ભદ્રિક અને ફેસ કાર્યકર્તાને માટે મહાસભામાં લાંબા વખતને માટે સ્થાન નથી.

કામદારપક્ષની પરિષદ ઝરિયામાં મળી. અખિલ ભારત કામદાર સંઘ (ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન)માં થયેલાં ભાષણો પરથી પણ અનુમાન કરી શકાય છે કે કામદાર પક્ષ એટલે શ્રમજીવી મનુષ્યો સત્તા કબ્જે કરવા ઇચ્છે.છે. એ પક્ષને તો બારડોલીની લડત પછી થયેલી સમાધાની તરફ ભારે અસંતોષ છે. એ પક્ષ માત્ર દમ ભીડાવામાં માનતો નથી પણ લડી લેવા માગે છે. એ પક્ષને સરકારી સખ્તાઈની પરવાહ નથી.

સામી તરફથી એ પણ દીવા જેવું ચોક્ખું છે, કે સરકાર હવે દમનનીતિ અખત્યાર કરશે. કામદાર પક્ષને નરમ પાડવાનો પ્રયત્ન થશે. સ્વતંત્રતા પક્ષના માણસો પર કડવી નજર રહેશે. ફ્રાન્સનો જનરલ ગુરો હિન્દની રહેલગાહે ભાગ્યે જ આવ્યો હોય. લોકવાયકા એવી છે કે રૂશિયાના પગપેસારાને કેવી રીતે ડામવો તેની પેરવી થઈ રહી છે, એ બાબતની પણ વધારે ચર્ચા કરવી નકામી છે.

ત્યારે હવે કરીશું શું? વિનીત પક્ષ તો ખાલી દમ મારીને ઠંડોગાર થઇ ગયો છે. એની દૃષ્ટિ તો રૂ. ૨૦૦૦ થી ૫૦૦૦ સુધીના પગારો તરફ ચોંટી રહી છે. એ પક્ષમાં હવે સ્વરાજીસ્ટ જોડાઈ જશે અને કાઉન્સિલોમાં ભાષણો કરશે. જે પક્ષ અસહકારી કહેવાતો હતો તેમાંનો ચુસ્ત ભાગ ગામડાંઓમાં જઇને આશ્રમો નાખશે અને વખતો વખત અહિંસાત્મક બળવો ઉઠાવશે અને કાયદાઓનો સવિનય ભંગ કરશે. મહાસભાની લગામ જુવાન વર્ગના હાથમાં સરતી જાય છે, અને જુવાનવર્ગ સ્વતંત્રતા માગે છે. પણ માગવાથી શું વળે? જો ગાંધીજીના મંત્રોથી કે ધોયબાબુની સમાધિથી સ્વતંત્રતા મળવાની નથી તો સુભાષબાબુની તોપના ધડાકાથી પણ મળવાની નથી. અંતે તો સાત લાખ ગામડાંઓમાં જઇને ખેડુત તથા મજુર વર્ગને તૈયાર કરવાથી જ પ્રજાનું બળ વધવાનું છે. આત્મભોગ વિના બીજો કોઇ પણ રાજમાર્ગ નથી. એક પણ હિંદી બ્રિટિશ લશ્કરમાં જોડાય નહિ એ સ્થિતિ એક બે વર્ષમાં આવવાની નથી. અંતે તો બોરીબંદરના 'ટાઇમ્સ' અને બીજા અનેક દુશ્મનો આપણને જે મ્હેણાં મારે છે તેનો જ સ્વીકાર કરવો પડશે કે "વાતો પડતી મુકો અને કામ કરો." કામના ડુંગરો પડ્યા છે, સુધારવાના માર્ગો અનેક છે, પણ જ્યાં સુધી સમાજને શરીરે બાઝેલી જળો જે દિવસ ને રાત લોહી ચુસ્યા કરે છે તેને દૂર ન કરીએ ત્યાં સુધી બીજા બધા સુધારા અશક્ય અથવા ગૌણ છે.

ગાંધી મોતીલાલના સંસ્થાનિક સ્વરાજના ઠરાવથી અસંતોષ પામેલી પ્રજા, જુવાનીમાં થનથનાટ કરતી પ્રજા, હવે શું કરે છે તે જોવાનું રહ્યું. "સાઇમન પાછા જાઓ" નું એક દિવસનું ધીંગાણું કરવું છે કે પ્રાણ પાથરવો છે એ જ મુખ્ય પ્રશ્ન છે.

સુમન્ત મહેતા

# સ્વૈ ર વિ હા ર

## આપણા નરેન્દ્રો અને બટલર કમિટિને એક સૂચના

મને જરા પણ પોલિટિક્સનું જ્ઞાન અને આવડત નથી. પણ જેમ નળરાજાએ દાન આપી આપીને ભિખારીને ભૂપ કર્યા હતા તેમ આપણી સરકાર પણ રાજકારણની એટલી બધી બક્ષિસો આપે છે કે મારા જેવાને પણ જરા જરા રાજકારણમા કંઇક દેખાવા માડે. તો મને જે દેખાય તે બટલર કમિટિને અને આપણા નરેન્દ્રોને સમજાવવુ એ મારી ફરજ છે.

હાલનુ અંગ્રેજ સરકારનું રાજ્ય પહેલાના મુગલાઈ કે બીજા કોઈ પણ મુસલમાની રાજ્ય કરતા ઘણુ સારૂ છે એ તો અંગ્રેજ ઇતિહાસકારોએ વારવાર કહ્યુ છે. જુઓને મુસલમાનો અહીં આવીને આપણી ભૂમિમા વસતા, ત્યારે અંગ્રેજ સરકાર હજારો માઇલથી લાંબી થઇને પણ અહીં આપણી ખાતર રાજ્ય ચલાવે છે, અહીં વસવાનુ કરતી નથી. મુસલમાની રાજ્યમા રાજ્યનુ ઘણુ કામ રૈયતના માણસોને કરવુ પડતું, તેમને લડવુ પડતું, રાજ્યની મોટી મોટી જોખમવાળી જવાબદારીવાળી નોકરીઓ કરવી પડતી, અત્યારે આપણે એવી કશી પણ ચિંતા છે ? આપણે માટે લડે સરકાર, વેપાર સરકાર કરે, ભણે સરકાર, અને ખાય પણ સરકાર. આપણે માત્ર વેદાન્તના આત્માની પેઠે દ્રષ્ટા રહેવુ અને પોતાનો ધર્મ પાળીને મોક્ષ મેળવવો ! વળી મુસલમાનો બીજાને પોતાનો ધર્મ પળાવવાને આગ્રહ રાખતા, આ સરકાર તો ધર્મની બાબતમા કેવળ તટસ્થ ! તમે અધર્મી થઈ જાઓ તેનુ એ કાઇ નહિ. અરે, પોતે અધર્મી થઇ જાય તેનું પણ તેને કાઇ નહિ ! કેવળ તટસ્થ !

વળી મુસલમાન બાદશાહો તો અહીંના દેશી રાજાઓ પાસેથી દીકરીઓ લઇ પરણતા, અને રજપૂતો પણ બાદશાહ સાથે સબંધ કરવા દીકરીઓ આપતા. અંગ્રેજ સરકારને એવુ જરા ય નથી. કદાચ દેશી રાજાઓ દીકરી આપે, તો પણ અંગ્રેજનો કોઈ પણ અમલદાર લે જ નહિ ! ઉલટુ, અહીંના રાજા કે રૈયત ઇંગ્લાડની દીકરીઓને પરણે તેમા તેને જરા પણ વાંધો નથી.

ત્યારે મને એક વિચાર આવે છે. દેશી રાજાઓની ઇચ્છા ઇંગ્લાડ સાથેનો સામ્રાજ્ય સંબધ જારી રાખવાની છે. હિંદને સંસ્થાન હક મળે તો એવા હિંદ સાથે રહેવાની તેની ઇચ્છા નથી. તો હવે બટલર કમિટિ એમ કરે: દેશી રાજ્યોનો સંબંધ હિંદના અધિકારીઓ સાથે ન રાખતા ઇંગ્લાડ સાથે જ રાખે. તેથી રાજાઓ તો ઘણા જ રાજી થશે તેનુ બીજું પરિણામ એ આવશે કે રાજાઓ બધા ઇંગ્લાડ રહેવા આવશે, છેવટ ઇંગ્લાડમા મહેલો તો ચણાવશે જ, તે પણ નહિ તો વધારે વાર ઇંગ્લાડની મુલાકાત તો લેશે જ. કાઠિયાવાડના રાજાઓને જ્યા સુધી રાજકોટ પોલિટિકલ એજન્ટ સાથે સંબધ હતો ત્યા સુધીમા રાજકોટમા દરેક રાજ્યના ઉતારા થયા જેને આબુના એજન્ટ સાહેબ સાથે સંબંધ છે તેમણે આબુમા મહેલો કરાવ્યા છે. હવે

દિલ્હીમાં સંબંધ થયો ત્યારે નવા દિલ્હીમાં બધા બંગલા કરાવવા માંડયા છે. તેમ જો ઇંગ્લાંડ સાથે સંબંધ થાય તો ઇંગ્લાંડમાં મહેલો કરાવાય, અને ઇંગ્લાંડના જે જે કારીગરો હજી પૂરા ન કમાયા હોય તેમને ત્યાં ઘેર બેઠાં જ કમાવાને તક મળે. ઇંગ્લાંડ આટલો હજારો માઇલથી હિંદનું ભલું કરવા આવે તો હિંદના રાજાઓને લાઝિમ નથી કે તેઓ ઇંગ્લાંડ માટે કાંઇક તો કરે.

હવે જો રાજાઓ ઇંગ્લાંડમાં રહેશે તો એક બીજું પરિણામ એ આવશે કે તેઓ ઇંગ્લિશ સ્ત્રીઓને પરણશે. ઇંગ્લાંડમાં સ્ત્રીઓની સંખ્યાને તેથી ખાસ વાંધો આવવા સંભવ નથી. બિચારી હજારોને કેનેડામાં ખેડુતોની સ્ત્રીઓ થવું પડે તેના કરતાં હિંદના રાજાની રાણીઓ થવું શું ખોટું છે ? અને રાજાઓને વધારે પરણવામાં વાંધો નથી. રાજાઓને સુધારવાનો, તેમનામાં પશ્ચિમની સંસ્કૃતિ દાખલ કરવાનો આ જ ખરો ઉપાય છે, અને હજી સુધી જે જે રાજાઓ ગયા છે તેમાંથી પશ્ચિમની સંસ્કૃતિની આવી કદર કરનારા રાજાઓના જે દાખલા બહાર પડયા છે—તે સિવાયના છાના તો કેટલા હશે તે કોણ કહી શકે—તે ખરેખર આશાપ્રદ છે. અને પશ્ચિમમાં દેશની ખાતર, દેશના વિસ્તારની ખાતર, દેશની સંસ્કૃતિના વિસ્તારની ખાતર, સ્ત્રીઓ ગમે તેને પરણે એવી પ્રથા છે એમ અનેક સ્ત્રીજાસુસોનાં લગ્નો ઉપરથી જણાય છે. એટલે આવાં લગ્નોમાં કશો પણ વાંધો આવે એમ અમને દેખાતું નથી. ઇંગ્લાંડમાંથી કન્યા લઈ આવ્યા એ રાજાઓને માટે તો મોટો વિજય ગણાશે, અને રાજાના અમલદારો અને રૈયત તો હરખઘેલી થઈ જશે. એવાં લગ્નો મુસલમાની શરેહ પ્રમાણે ખોટાં ગણાવા સંભવ નથી. હિંદુ ધર્મશાસ્ત્રના પંડિતો તેને અનુલોમ લગ્ન ગણશે એટલે તે કાયદેસર ગણાશે. અંગ્રેજો મનમાં તો તેને પ્રતિલોમ જ ગણશે, પરણનારી પણ પ્રતિલોમ ગણશે પણ તેમને દેશની ખાતર એવાં લગ્નનો વાંધો ન હોય શકે.

પછી સરકારને એટલું જ કરવાનું બાકી રહેશે કે એ અંગ્રેજ બાઇથી જન્મેલ ફરજંદને જ ગાદી આપવી જેથી બ્રિટિશ શાન્તિ Pax Britannica નો લાભ દેશી રાજ્યોને અને તેની દ્વારા આખા હિંદને મળે. પછી તો અંગ્રેજી રીતભાત અત્યારે છે તે કરતાં પણ વધારે હિંદમાં પહોંચી જવાની. અત્યારે પણ રાજાઓ દારૂ વિલાયતી પીએ છે, પહેરવેશ વિલાયતી પહેરે છે, બીડીઓ વિલાયતી ફુંકે છે, શાકપાંદડું વિલાયતી ખાય છે, માત્ર બગીચામાં ઉગાડીને નહિ પણ વિલાયતથી ટીનના ડબ્બા મંગાવીને—ચિત્રો વિલાયતી રાખે છે, સંગીત વિલાયતી વગડાવે છે, બંગલાનાં સાજ ફર્નીચર બધાં વિલાયતી વસાવે છે, બંદુકો વિલાયતી રાખે છે ( માત્ર શિકાર હિંદનાં જાનવરોનો અને માણસોનો કરે છે, તે જાનવરોનું ગમે તે થાય પણ માણસ પૂરતો તો શિકાર દેશી જ રહે એટલું સ્વદેશીઝમ સરકાર રહેવા દેશે એવી આશા છે ), પણ પછી તો દેશી શોધ્યું જડે નહિ એમ થઈ જશે. અત્યારનો રાજા શહેરથી દૂર રહેવાનું પસંદ કરે છે, દરેક પેઢીએ રાજા એકેક માઇલ વધારે દૂર બંગલો બંધાવતો જાય છે, તે પછી તો પોતે ઇંગ્લાંડ જ રહેશે. સરકારને કોઈ કોઈવાર હવાફેર કરવા રાજ્ય છોડી જવાની કે ઇંગ્લાંડ જવાની ફરજરૂપ ભલામણ કરવી પડે છે તે નહિ પડે; અંગ્રેજોને જ કારભારી રાખશે, અત્યારે સરકારને કોઇ કોઈવાર અંગ્રેજ અમલદારને દિવાન કરવાની ફરજરૂપ ભલામણ કરવી પડે છે તે નહિ પડે, અને થોડી જ પેઢીમાં આખો સુધારો બદલાઈ જશે.

અને આ કરવું જરા પણ અઘરૂં કે બિનકાયદેસર નથી. ઘણા રાજાઓને ગાદીએ બેસારતી વખતે તેની પછી કોને ગાદીએ બેસારવો એ સરકાર પોતાના હાથમાં રાખે છે. નૃહિતર પણ સમ્રાટ તરીકે એ સત્તા હમેશાં સરકારના હાથમાં જ હોય છે. રાજાઓને ત્યાં ઘણી રાણીઓ હોય છે, રાજદરબારમાં ઘણી ખટપટ હોય છે; માટે રાજ્યમાં ઓછામાં ઓછી ખટપટ થાય એટલા માટે એ સત્તા સરકારે રાખવી જ ઠીક છે. એટલે માત્ર બે જ નિયમો કરવાથી બધાં દેશી રાજ્યો સુધરી જશે. એક તો, બધાં દેશી રાજ્યોનો—એટલે કે મોટાં મોટાંનો—સંબંધ ઇગ્લાંડ સાથે જ રાખવો અને બીજું દરેક વખત ગાદીનો વારસો સરકાર જ નક્કી કરે એમ રાખવું.

સામ્રાજ્ય સ્થિર કરવાના અનેક ઉપાયો છે. અકબરે રજપૂતોની દીકરીઓ લેવાનો ઉપાય અજમાવ્યો. પોર્ટુગીઝોએ દેશીઓને વટલાવવાનો ઉપાય અજમાવ્યો. અંગ્રેજોએ સામ્રાજ્ય સ્થાપ્યું છે પણ કોઇ નવીન અપૂર્વ original ઉપાય હજી સુધી બતાવ્યો નથી. માત્ર રોમન સામ્રાજ્યની નકલ કરી છે, પણ જો ઉપરનો ઉપાય અજમાવે તો તેના સામ્રાજ્યની ખૂબી અત્યાર કરતાં વધી જાય.

* * *

સરકારનાં બધાં કૃત્યો એટલાં બધાં ન્યાયી છે કે તે ન્યાયી છે એમ સિદ્ધ કરવાની સરકારને જરૂર રહેતી નથી, અને તમે તેને કદી અન્યાયી ઠરાવી શકવાના નથી.

સાઇમન કમિશનનો બહિષ્કાર કરવા લાહોર લખનૌમાં જે માણસોએ સરઘસ કાઢ્યાં તેમને લાકડીથી મારવાની જરૂર હતી, તેમને મારવા એ ન્યાયી હતું; એ પ્રમાણે બધાને લાકડીથી ન માર્યા હોત તો સુલેહનો ભંગ થાત, લોકોમાં બળવો થાત, જાનમાલને નુકસાન થાત, આમ થાત, ને તેમ થાત, માટે સરકારી નોકરોએ લોકોને માર્યા, લાલાજીને માર્યા તે ન્યાયી હતું. સરકારી અમલદારોએ લોકોને માર્યા, અને સુલેહભંગ નથી થયો, બળવો નથી થયો, જાનમાલને નુકસાન નથી થયું એ તો સિદ્ધ વાત છે, સરકારને એ સાબીત કરવાનું રહેતું નથી; સરકારનો ન્યાય સિદ્ધ છે, અને તમે સરકારી કાર્ય અન્યાયી છે એમ સિદ્ધ કરી શકવાના નથી. લોકોને ન માર્યા હોત તો પણ સુલેહશાન્તિ જળવાત એ તમે હવે શી રીતે સિદ્ધ કરી શકવાના હતા ? !

એવી જ રીતે ડાયરે જે ડાયરશાહી ચલાવી તે પણ ન્યાયી હતી. તેણે ડાયરશાહી ન ચલાવી હોત તો હિંદમાં બળવો ઊઠત, બ્રિટિશ રાજ્ય બધું ઉધ્ધ્વસ્ત થઈ જાત, જગતની સંસ્કૃતિ નાશ પામી જાત માટે તેણે માણસોને ઠાર માર્યા, અને તેથી અંગ્રેજી રાજ્ય રહ્યું, જગતની સંસ્કૃતિ જળવાઇ રહી. હવે તમે કદી એમ સાબીત નથી કરી શકવાના કે ડાયરે એમ ન કર્યું હોત તો પણ બ્રિટિશ રાજ્ય ઊંધું ન વળી ગયું હોત.

એવી જ રીતે બ્રિટિશ રાજ્ય છે તો જ તમે બધા જીવી શકો છો, ટુકડો રોટલો ખાઇ શકો છો, અને જગતની સંસ્કૃતિ નભી શકે છે એ સિદ્ધ છે. તમે એમ કદી સાબીત નહિ કરી શકો કે બ્રિટિશ રાજ્ય ન હોત તોપણ તમે જીવી શકત, અને જગતની સંસ્કૃતિ નભી શકત !

માટે જ્યાં સુધી બ્રિટિશ રાજ્ય છે ત્યાં સુધી તે જે જે કરે છે તે સર્વ સિદ્ધ છે, તેનું ન્યાયીપણું સિદ્ધ છે, તે અન્યાયી હોવું અશક્ય છે !

* * *

બધા કહે છે કે સુરત શહેર હાસ્યરસિક છે. શ્રીયુત મુનશીજીએ પણ એક વાર એમ કહેલું છે, પણ મને એક પ્રસંગથી સુરતની હાસ્યરસિકતા વિશે જરા વિચાર થાય છે.

સદ્દગત સાક્ષર શ્રી કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાલાને અંગે 'મીરાંબાઇ' ઉપર વ્યાખ્યાન છે એમ સાંભળી નગીનદાસ હોલમાં ગયો. ત્યાં એક ગૃહસ્થ વ્યાસપીઠ ઉપર હાથમાં કરતાલ લઈ ઊભા હતા. તેમણે—હવે મારે વર્ણન આદરવું છે. સંપ્રદાય એવો છે કે માનવનું વર્ણન માથાથી આદરી નીચે ઉતરવું જોઇએ અને દેવોનું વર્ણન પગથી આદરી ઉપર ચઢવું જોઇએ. આ વ્યાખ્યાતાને એ સમયને માટે દેવ ગણવા કે માનવ તે નક્કી ન હોવાથી વર્ણનમાં ક્રમ ન સચવાય તો વાચકો માફ કરશે—તેમણે પીળું પીતાંબર અને ઉપર લાલ રૂપેરી જરીનો કોટ કે કેડિયું કે અંગરખું કાંઇક પહેરેલું હતું. મને એટલે દૂરથી એ બરાબર ન ઓળખાયું. નજીક હોત તો પણ એમની અપૂર્વ કલાને વર્ગીકરણમાં નાખવી અશક્ય હતી. સર્વ ઉત્તમ પ્રકારની કલાને જેમ ભાષ્યની જરૂર હોય છે તેમ આ પહેરવેષના ઔચિત્ય ઉપર પણ ભાષ્યની જરૂર છે. વ્યાખ્યાતા પોતાના વિષયમાં ઘણા જ તલ્લીન થઇ ગયા હતા. આ તલ્લીનતા બેવડી હતી. તેઓ પ્રથમ મીરાંબાઇ સાથે તલ્લીન થયા હતા અને તેથી કરતાલ લઇને ગાતા હતા. પણ મીરાં પોતે કૃષ્ણમાં તલ્લીન હતી અને તેથી આ વ્યાખ્યાતા પણ કૃષ્ણમય થઇ ગયા હતા. અને એ એમના વેષનું ઔચિત્ય હતું. મીરાંબાઇએ કૃષ્ણ વિશે નથી ગાયું ?—

પીળાં પીતાંબર જરકશી જામા !

પણ હિંદુ ધર્મની ખૂબી એ છે કે તે વ્યવહારજીવનને ભૂલતો નથી. વ્યાખ્યાતામાં જેમ એક તરફ ભક્ત મીરાં અને કૃષ્ણનું અદ્વૈત પ્રત્યક્ષ થતું હતું તેમ જ તેમના વેષમાં ધર્મ અને વ્યવહારનું અદ્વૈત હતું. તેનું સૂચન, ઉપર તેમના માથા પરની કાળી બદામી કે વહાણ આકારની ટોપીથી થતું હતું; મધ્યમાં તેમના જામાની નીચે ડોકિયાં કરતા કાળા હાફ કોટથી થતું હતું, પગમાં એ અદ્વૈત કેવી રીતે સાધ્યું હતું તે જણાયું નથી કારણ શ્રોતાવર્ગની એટલી ભીડ હતી કે તેમના પગનાં દર્શન થઈ શકયાં નથી. આપણી આ બેસવાની આધુનિક પદ્ધતિ તેને માટે જવાબદાર છે.

એમનું વ્યાખ્યાન પણ વર્ગીકરણને હંફાવે એવું હતું. એ નિબંધ નહોતો નિબંધનું કબંધ હતું. નહિ વ્યાખ્યાન, નહિ હરિકીર્તન, નહિ આખ્યાન એવું કંઇક હતું. તેમનો વેષ, કરતાલના અવાજો, સંગીત વગેરેમાંથી મને માત્ર એક જ, નહિ રે, અધો જ વાક્યનો લાભ મળ્યો. પણ એ અર્ધું વાક્ય પણ સાહિત્યમાં અમરતા પામે એવું હતું. "સાચું હોય કે ખોટું હોય, તમે સાચું માનો કે ખોટું માનો, પણ ઐતિહાસિક હકીકત છે કે..." અમુક હકીકત સાચી હોય કે ખોટી હોય છતાં ઐતિહાસિક હોય એ ભવ્ય સત્ય કે કલ્પનાના ભાવાતરંગમાં હું એટલો બધો ગુમ થઇ ગયો કે પછીનો ભાગ હું સાંભળી શકયો નહિ, સાંભળ્યો હોય તો યાદ રહ્યો નથી. હું પણ એ જ્ઞાનપ્રકાશ વર્ષતા હૉલમાંથી નીકળી વ્યવહારના અંધકારમાં ગુમ થઇ ગયો પણ એ ભવ્ય દર્શન કદી વીસરાશે નહિ. આખો શ્રોતાવર્ગ એ દર્શનમાં વિલીન થઇ ગયો હતો કારણ કે કોઈ પણ જરા પણ હસતું નહોતું.

—અને બધા કહે છે કે સુરત હાસ્યરસિક છે !

* *

ગુજરાત કૉલેજના પ્રિન્સિપલ શિરાઝ ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી જશે. લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા કરીને દેશના ઉપર જે ઉપકાર કર્યો તેવો જ ઉપકાર તેઓ વિદ્યાર્થી આલમ ઉપર કરી જવાના જણાય છે.

સરકારે બોરસદ અને બારડોલીમાં જે જે વ્યૂહરચનાઓ કરી હતી તેવી વ્યૂહરચનાઓ મિ. શિરાઝે એકલાએ વિદ્યાર્થીઓના શાસનમાં કરી છે. બોરસદમાં કેટલાક લોકો ચોરી કરતા હતા માટે સરકારે તે તાલુકા પર વધારાનો હૈડિયાવેરો નાંખ્યો. તો મિ. શિરાઝે ત્રેવડો નાંખ્યોઃ–(૧) ત્રણ રૂપિયા દંડ. (૨) વધારાની પરીક્ષા. (૩) નાપાસ થાય તો વાર્ષિક પરીક્ષામાં પણ નાપાસ કરી વિદ્યાર્થીને એને એ જ કલાસમાં રાખવો તે. મિ. શિરાઝે એક જ વખતે અદ્ભુત રીતે બતાવી આપ્યું કે સરકારી કેળવણીમા પરીક્ષા એ એકાંત કેદ છે, અને વિદ્યાર્થીને નાપાસ કરવો તે સખત મજુરી સાથેની કેદ છે. તે ઉપરાંત તેમણે બારડોલીની રીત પણ રાખી છે. વિદ્યાર્થીઓને ફોડવાને કેટલાક પ્રયત્નો કર્યા છે. સરકારે જેમ શ્રીયુત વલ્લભભાઇ વગેરેને બહારના ધાધલિયા કહ્યા હતા તેમ પ્રિ. શિરાઝના પક્ષે પણ વિદ્યાર્થીઓને કહ્યું છે કે તમે આપણી લડવાડમાં બહારના માણસોને શા માટે પેસવા દો છો. સુલેહના સંદેશા પણ બારડોલીની રીતે ચલાવ્યા છે. પ્રથમ તો પરીક્ષાનું ખરચ વિદ્યાર્થીઓ આપે. તેની ના થઈ ત્યારે પરીક્ષાનુ ખર્ચ, કોઈ ત્રાહિત 'રામચંદ્ર ભટ્ટ' આપે. તેથી આગળ જઈ પરીક્ષાનું ખર્ચ પોતે આપે પણ તે વિદ્યાર્થીઓએ આપ્યું ગણાય એમ કરવું. પછી વિદ્યાર્થીઓ બારડોલીની માફક પત્રિકાઓ કાં ન કાઢે–કઢાવે ?

પણ બારડોલીમાં અને આ હડતાલમા જરા ફરક પણ છે. બારડોલીના ખેડુતો અભણ હતા; વિદ્યાર્થીઓ ભણેલા અને ભણનારા છે. બારડોલીમાં સરકારના માણસો બહાર ફરતાં અને રૈયત દિવસે ઘરમા પૂરાઈ રહેતી, રાત્રે બહાર નીકળતી. અહિંયાં વિદ્યાર્થીઓ દિવસે બહાર ફરે છે, અને પ્રિ. શિરાઝ દિવસે ઘરમા છુપાઇ રહે છે, રાત્રે બહાર નીકળતા હોય તો ખબર નથી. બારડોલીમા સરકારના ગોટાળા તો હજી હવે રિપોર્ટ ઘડાશે ત્યારે ખરેખરા બહાર પડશે, અહીં પ્રિ. શિરાઝના ગોટાળા પહેલેથી જ બહાર પડેલા છે.

પ્રિ. શિરાઝ જો સમાધાન પણ બારડોલી પેઠે કરતા શીખી જાય તો ઘણું સારૂં. સરકારે જેમ રૈયતે માગેલા હકો મહેરબાનીની રાહે આપ્યા તેમ પ્રિ. શિરાઝે પણ વિદ્યાર્થીઓ જે માગે તે મહેરબાનીની રાહે આપવું. હમણા ફીસ સંબંધી સરકારે એવો ઠરાવ કર્યો છે કે જેમને નવી ફીસ ભરવી હોય તે નવી ભરે, જેમને જૂની ભરવી હોય તે જૂની ભરે, તેમ પ્રિ. શિરાઝે પણ એવી નોટિસ બહાર મૂકવી કે, વિદ્યાર્થીઓમાંથી જેમને દંડ ભરી પરીક્ષા આપવી હોય તે આપે, ન આપવી હોય તે ન આપે, જેમને પાસ ગણાવું હોય તે પાસ ગણાય, જેમને નાપાસ ગણાવું હોય તે નાપાસ ગણાય. એટલે પ્રિ. શિરાઝની બધી કલમો, બધી સજાઓ, દફ્તરે કાયમ રહેશે, પોતાનું કર્યું કશું અકર્યું કરવું નહિ પડે, પોતાનું માન સચવાશે અને કૉલેજ પાછી ચાલવા માંડશે. એ પોતે અર્થશાસ્ત્રના પ્રોફેસર છે, પણ તેમના પ્રોફેસરોમાં કોઇ પણ પોલિટિક્સનો એવો અભ્યાસી નથી જે તેમને આટલી યુક્તિ બતાવી શકે, કે છેવટે મારા જેવા અપોલિટિકલ માણસને આવી યુક્તિઓ બતાવવાનો વારો આવે છે ?

સ્વૈરવિહારી

# નોંધ

## ગાંધીજીકી જે

ડૉ. એસન્ટે સીઝરના વિષે સુપ્રસિદ્ધ થએલી ઉક્તિનો ગાંધીજી માટે ઉપયોગ કરી કટાક્ષ કર્યો કે ગાંધીજી રાષ્ટ્રિય મહાસભામાં 'ગયા, જોયું અને જિત્યા.' મહાસભામાં ગાંધીજીનો ઠરાવ સ્વીકારાયા પછી એમનો અસંતોષ વ્યક્ત કરતાં તે વિદુષી બાઇએ એક છાપાવાળા સામે આ ઉદ્‌ગાર કાઢ્યા. એમનો ભાવાર્થ એવો હશે કે મહાસભા કાંઈ વિચાર કરી શકતી નથી, ગાંધી કહે છે એમ વગર વિચારે કર્યે જાય છે. આ અભિપ્રાય મહાસભાની કોઈ પણ બેઠક માટે વધારેમાં વધારે ખોટો હોય તો તે આ બેઠક માટે છે. મહાસભાએ પોતાના વિચારો વ્યક્ત કરવા અને તે માટે લડવામાં ગાંધીજીની જરા પણ દરકાર નથી. અને છતાં ગાંધીજીનો ઠરાવ એમના માટે ખોટું ન કહેવાય એવી બહુમતિથી સ્વીકારાયો છે.

આમ થાય એ અનિવાર્ય હતું. હિન્દુસ્થાનનું ધ્યેય સાંસ્થાનિક સ્વરાજ્ય હોવું જોઇએ કે બ્રીટીશ સલ્તનતની બ્હાર સ્વાશ્રયી સ્વાતંત્ર્ય હોવું જોઇએ એ એક રીતે મતભેદનો પ્રશ્ન નથી; અને એક રીતે છે. દરેક હિંદી જે વ્યક્તિગત સ્વાર્થને ઘડીભર બાજુ ઉપર મુકી મુક્ત મને વિચાર કરી શકે છે તેને એ સમજાય છે કે રાષ્ટ્રનું સ્વમાન સ્વાય રહેવામાં જ છે. દુનીઆના બીજા દેશોને બ્રીટનની સત્તા વિના ચાલે છે તો હિન્દુસ્થાનને કેમ ન ચાલે? ઇતિહાસે આપણને બ્રીટનનો સંબંધ આપ્યો છે માટે આપણે તે એક 'ન બદલાય' એવી ઘટના તરીકે સ્વીકારી લેવો જોઇએ એ ઇતિહાસમાં ઘણીએ 'ન બદલાય' એવી ગણાતી ઘટનાઓ બદલાય છે એ સ્થિતિનું હાસ્યાસ્પદ અજ્ઞાન સૂચવે છે. અને અંગ્રેજોએ હિન્દુસ્થાનમાં સત્તા કેવી રીતે જમાવી એનો ઇતિહાસ જાણ્યા પછી શું કોઈ પણ નવજુવાન જે સરકારી નોકરીનો અભિલાષી નહિ હોય એ એમ માનશે કે તે એક ઇશ્વરદત્ત સંબંધ છે? તરુણ ભારત જેને હિન્દુસ્થાનનું ભાવી ઘડવાનું છે અને ભોગવવાનું છે તેને તો હિન્દુસ્થાનના ધ્યેય વિષે શંકા જ નથી. પણ સિદ્ધ કરવાના ધ્યેયના કારણથી મતભેદો ઉભા કરી લડવું એ તો મૂર્ખાઇ લાગે છે. રાષ્ટ્રીય મહાસભાને વિચારવાનો ખરેખરો પ્રશ્ન તો આપણું ધ્યેય કેવી રીતે સિદ્ધ કરવું—એનાં સાધનો કયાં—એ વિચારવાનો છે. અને આ વિચાર પરિસ્થિતિ જોઇ શક્યાશક્યતાની દૃષ્ટિએ કરવાનો છે. રાષ્ટ્રોને સ્વતન્ત્ર થવાનો અત્યાર સુધી ઇતિહાસમાં જાણીતો માર્ગ તો હિંસાત્મક યુદ્ધનો છે, અને આ માર્ગ અધર્મ્ય છે એમ હજી સુધી કોઈ ધર્મે પણ કહ્યું નથી. પણ આપણી પરિસ્થિતિ આ માર્ગ અત્યારે આપણા માટે અશક્ય બનાવી દે છે એટલે એનો વિચાર કરવામાં કોઇ પણ જાતનું ડહાપણ નથી. આ માર્ગ બાદ કરતાં આપણે માટે બે સ્થિતિ રહે છેઃ એક અંગ્રેજોની દયા ઉપર આધાર રાખવાનો અને બીજો એમની સામે અહિંસાત્મક યુદ્ધ કરી આપણું છે તે આપણે લઈ લેવાનો. પ્હેલા માર્ગમાંથી કાંઈ પણ ફળે એમ હોય તો પણ, અને અંગ્રેજોને પર પ્રજાનો વિચાર કરતી વખતે કોઈ પણ ધર્મ કે નીતિનો વિચાર આવે છે એમ આપણે માની લઇએ તો પણ, તરુણ ભારત ભિક્ષાનો રોટલો ખાવાનું પસંદ નહિ જ કરે એની ખાત્રી છે. બાકી એ માર્ગ કેટલો હિતસાધક છે એનો અખતરો

લીબરલ નામે ઓળખાતા આપણા દેશવત્સલોએ લાંબા સમય સુધી કર્યો છે, અને પરિણામે હિન્દુસ્થાન ઉત્તરોત્તર દીન—આર્થિક અને આધ્યાત્મિક બન્ને રીતે—થતો જાય છે. છેવટે અહિંસાત્મક યુદ્ધનો માર્ગ છે. આ માર્ગ વ્હેવ્હાર છે કે નહિ એ પ્રશ્ન ઘણાને થાય છે. અહિંસાત્મક અસહકાર નિષ્ફળ ગયો એમ કહેવાય છે. અસહકારની ચળવળથી ધાર્યા પ્રમાણે સ્વરાજ્ય ન મળી ગયું, અને આજે પણ અંગ્રેજો આપણા ઉપર ધારે તે રીતે અમલ ચલાવી શકે છે એ દેખીતી વાત છે. પણ અત્યારે સ્વરાજ્ય મેળવવાની જે ધગશ છે, જે તૈયારી છે, તે ૧૯૨૦ પ્હેલા હતી? આગળ વિચારીએ: યુદ્ધમા જયનો આધાર યુદ્ધ કરનારનાં સ્વાર્પણ શૌર્ય અને બુદ્ધિબળ ઉપર હોય છે. દરેક અણસમજુ માણસ પણ સમજી શકે એવી બાબત છે કે બ્રીટીશ સરકારને કર ન ભરીએ એટલે તે આપોઆપ બંધ થઇ જવાની; એમનું કાપડ ન પ્હેરીએ એટલે એમના વેપારીસ્વાર્થનો મોટો ભાગ આપોઆપ જતો રહેવાનો. હવે, આપણે કર ન આપીએ અને પરદેશી કાપડ ન પ્હેરીએ ત્યારે એ કર ભરાવવા અને એ કાપડ પ્હેરાવવા આપણા ઉપર સરકાર જે કાંઇ ગુજારે તે, સરકારી માણસોને શારીરિક ઇજા કર્યા વિના સહન કરી લેવું, અને કર ન ભરવો અને પરદેશી કાપડ ન પ્હેરવું-આ, આ અહિંસાત્મક યુદ્ધનો ભાવાર્થ છે. અને શું આ અવ્હેવ્હાર છે? આપણી તૈયારી નથી અથવા ઓછી છે એટલા માટે તે માર્ગ અવ્હેવ્હાર નહિ કહેવાય. એ રીતે જો માણસ વિચાર કરે તો વ્યક્તિ તરીકે કે સમાજ તરીકે કાંઇ જ નવું ન કરી શકે. એટલે સવાલ ફક્ત પૂરતી તૈયારી કરવાનો રહે છે. બારડોલીની પ્રયોગશાળામા આ પ્રયોગ સિદ્ધ થયા પછી તૈયારી એ જ આપણો મહાન પ્રશ્ન છે, અને એમાં જો સાંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વાતન્ત્ર્યના ધ્યેયોની તકરાર અંતરાયરૂપ થતી હોય તો આ પ્રશ્ન ન ઉઠાવી એ તકરારને શમાવી દેવી એ આપણું કર્તવ્ય છે. મહાસભાનો મોટો ભાગ આ વસ્તુસ્થિતિ સમજે છે તેથી, અને ગાંધીજી આ માર્ગના સંસ્થાપક અને નેતા—તીર્થંકર—છે તેથી, તે 'ગયા, જોયું અને જીત્યા.' લોકો કહે છે કે ગાંધીજીમાં કામણ છે; પણ તે 'જેણે કામ કર્યું, તેણે કામણ કર્યું'—એ જાતનું કામણ છે.

ર૰

* * *

## પંડિત મોતીલાલ નહેરૂનું ભાષણ

મહાસભાના અધ્યક્ષોના અત્યાર સુધીનાં ભાષણોને એકઠા કરી વિદ્યાર્થીઓના અભ્યાસ ક્રમમા મુકવા જોઇએ. ભારતવર્ષના સ્વાતન્ત્ર્યના પ્રયત્નનો ઇતિહાસ શીખવાનું એનાથી વધારે સચોટ અને સુંદર સાધન ભાગ્યે જ બીજું હોઇ શકે. એ અભ્યાસમા જ્યારે પંડિતજીનું ભાષણ વંચાશે ત્યારે એક મોટું પ્રકરણ સમાપ્ત થયું અને જેનુ ભાવી અત્યારે અજ્ઞાત છે એવું એક નવું પ્રકરણ શરૂ થયું એમ લાગશે. સાદાઈ, સચોટતા, ધાર્મિક કે એવી બીજી લાગણીઓનો અભાવ, અને દેશને આજે છુટો થાય તો કાલની રાહ ન જોવી એ ધગશથી નિષ્પન્ન થએલું વ્હેવ્હારૂપણું જે એમાં દેખાય છે તે બીજે કદાપિ વિરલ હશે; અને એટલા માટે જ એ જૂનું પ્રકરણ બંધ કરી નવું પ્રકરણ ઉઘાડતું દેખાય છે. એમણે ભાષણના પ્રારંભમા જે કહ્યું છે કે એમનું ભાષણ 'એક સાદા વ્હેવ્હાર માણસ તરફથી રજુ થતો દુનીઆ જેવી છે તેવો સાદો અને વ્હેવ્હાર અહેવાલ છે,' એ યથાર્થ છે. કારણ દુનીઆ જેવી છે તેવી જે તેને સમજે છે તે જ તેને આગળ લઇ જઇ શકે છે; અને મોતીલાલજીનો પ્રયત્ન આપણે અત્યારે જે સ્થિતિમાં છીએ તે

બરાબર આપણને સમજાવી આગળ લઇ જવાનો છે. તેઓ પોતાના ભાષણમાં ત્રણ મુદ્દા ચર્ચે છે. '(૧) હાલ આપણે ક્યાં છીએ? (૨) આપણે ક્યાં જવાનું છે? (૩) અને આપણે ક્યાં સાધનોથી આપણા મુકામે પ્હોંચવાનું છે?' વિષય ચર્ચવાની આ રીત જેટલી શાસ્ત્રીય છે તેટલી જ વ્હેવારૂ છે; અને એ આપણા જૂના દર્શનકારોનું સ્મરણ કરાવે છે. (તેઓ પોતાની દાર્શનિક ચર્ચામાં મોક્ષ રૂપી ધ્યેયની, તેનાં સાધનોની અને તેને માટે યોગ્ય તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતા.)

હાલ આપણે ક્યાં છીએ એ પ્રશ્નને બે બાજુઓ છે, એક સરકાર તરફની અને બીજી પોતા તરફની. એમાં પહેલી બાજુનો વિચાર કરતાં એક બાબત સ્પષ્ટ જણાઈ આવે છે, અને તે એ છે કે આપણે સરકારની દયા ઉપર જીવીએ છીએ. "આપણી પાસે અત્યારે જે રાજકીય કે સામાજિક હક્કો છે તે ફક્ત આપણા રાજ્યકર્તાઓ જ્યાં સુધી આપણા ઉપર રાજી હોય ત્યાં સુધી જ ભોગવાય એવા છે, એમની પાસે જે જોહુકમી સત્તા છે તેના બળે તેઓ સહેતુક કે અહેતુક રીતે ધારે ત્યારે તે પાછા પડાવી લઈ શકે છે—અને અનેકવાર હજારોના એવા હક પડાવી પણ લીધા છે."

સાયમન કમીશનના ધતિંગનો ઉલ્લેખ કરતાં આપણે કેવા નિરાધાર અને સરકાર [illegible]વી શાન્ત રીતે ઘાતકી બની શકે છે એ [illegible]ઓ સમજાવે છે, અને વાઈસરોય સાહેબના [illegible]ને સર જ્યોર્જ ગોડફ્રેનાં છેવટનાં ભાષણો [illegible]પરથી આપણને હમેશાં બાંધી રાખવા કેવી [illegible]જબુત સાંકળો ઘડાય છે તેનો તેઓ ખ્યાલ [illegible]પે છે.

આપણી સ્થિતિની બીજી બાજુ આપણે [illegible]તે છીએ; અને એનો ઉલ્લેખ કરતાં પંડિત [illegible]તીલાલજી આપણે ધર્મને બહાને કેવો કુસંપ અને ઝઘડા કરીએ છીએ તેનું સ્મરણ કરાવે છે.

આ ઉપરથી આપણે અત્યારે કેવી વિકટ સ્થિતિમાં છીએ તેનું તેઓ ભાન કરાવે છે. જ્યાં સુધી આ 'વિષમય ચક્ર' ભેદી આપણે એક થઇ શત્રુ સામે નહિ ઝૂઝીએ ત્યાં સુધી કાંઇ વળવાનું નથી એ એમના ભાષણના આ ભાગનો સારાંશ છે.

બીજો મુદ્દો આપણા ધ્યેય સંબંધી છે, અને એમાં તેઓ, સાંસ્થાનિક સ્વરાજ્યમાં ઇચ્છા હોય તો સંપૂર્ણ સ્વતન્ત્ર થવાનો માર્ગ છે એ ન્યાયે સાંસ્થાનિક સ્વરાજ્યને તાત્કાલિક ધ્યેય તરીકે રજુ કરે છે. આ ધ્યેયનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરી મતભેદ કરવાની અમે જરૂર જોતા નથી. બધા પક્ષોને સંતોષવા આ ધ્યેય સ્વીકારી કામ કરવામાં કાંઈ પણ નામોશી નથી. ફક્ત પ્રશ્ન એ છે કે જેઓને સંતોષવા આ ધ્યેય મહાસભાએ સ્વીકાર્યું છે તેઓ મહાસભાને એના કાર્યક્રમમાં સાથ દેશે કે નહિ? પાર્લામેન્ટને અરજીઓ કરવામાં કે એવા બીજા કોઇ સાધનમાં આજે તરુણ ભારતને વિશ્વાસ નથી; અને તેથી આ સર્વ પક્ષને સંતોષવાનો પ્રયત્ન કેટલો કાર્યકર થશે એ વિષે અમને શંકા છે; અસહકાર વખતે એ પક્ષે વિરોધ કરી શત્રુના પક્ષને સબળ કર્યો એમ તે આ સમયે ન કરે તો પણ તરુણ ભારત સંતોષ માનશે.

આપણું ધ્યેય સાધવા આખા દેશનું સંગઠન થવાની જરૂર છે એ ઉપર પંડિતજી યોગ્ય ભાર મુકે છે અને આ સાધવા માટે એમણે જે નવાંગી માર્ગ સૂચવ્યો છે તે નીચે પ્રમાણે છે.

૧. સર્વપક્ષપરિષદે સ્વીકારેલા કોમી પ્રશ્નના નીકાલને આખા દેશમાં ગામેગામ ભાષણો અને છાપાઓદ્વારા ખૂબ પ્રસરાવી લોકપ્રિય કરવો.

૨. આ જ વિષયમાં આ જ રીતે દિલ્હી યુનીટી કોન્ફરન્સ અને મદ્રાસ કોન્ગ્રેસના ઠરાવો, આ મહાસભા કરે એ સુધારા સાથે લોકપ્રિય કરવા.

૩. અસ્પૃશ્ય અને દલિત કોમના ઉદ્ધાર માટે કામ કરવું.

૪. ખેતી અને બીજા ઉદ્યોગના મજૂરોને સંગઠિત કરવા.

૫. ગામડાંઓનું આ ઉપરાંત બીજું સંગઠન કરવું.

૬. ખાદીને લોકપ્રિય બનાવવી અને પરદેશી કાપડનો બહિષ્કાર કરવો.

૭. જે સામાજિક રિવાજો રાષ્ટ્રિય વિકાસમા આડે આવતા હોય તેની સામે થવું, ખાસ કરીને પડદાના રિવાજ અને સ્ત્રીઓની અગવડોની સામે થવું.

૮. દારૂ અને અફીણના વ્યસન સામે ઝુંબેશ ઉઠાવવી.

૯. પ્રસિદ્ધિ કાર્ય.

આમાં ૧–૨ નો એકમાં સમાવેશ કરી શકાય; એ રીતે, હિન્દુસ્થાનને પરરાજ્યની ધુંસરીમાંથી મુક્તિ અપાવવા માટે, આ 'આર્ય આષ્ટાંગિક માર્ગ' છે.

૨.

* * *

## સર્વપક્ષપરિષદ

ડૉ. અનસારીના કુશળ રાષ્ટ્રપ્રેમને લઇને આ પરિષદ પોતાના કાર્યમાં ઘણે અંશે સફળ થઈ છે. નેહરૂ રીપોર્ટ એમાં સ્વીકારાઈ ગયો એ ઘણા આનંદની વાત છે. આ સંપ, સર્વ પક્ષો, રાષ્ટ્રિય કાર્યક્રમમાં પણ દાખવે તો 'દીલ્હીનું તખ્ત' બહુ દૂર ન રહે. દીલગીરીની વાત એ છે કે કોમી સવાલનો ઇસ્લામી ભાઇઓને સંતોષ થાય એ રીતે નિકાલ નથી આવ્યો. આ વિષયમાં અમને એમ લાગે છે કે મી. ઝીણા વગેરે નાના હિસાબોમાં ન પડ્યા હોત તો ઠીક પણ એમનો જ્યારે એ વિષે આગ્રહ હતો તો બીજાઓએ એ સ્વીકાર્યું હોત તો એમાં કાંઇ ઊંધું વળી ન જાત. આ આખો પ્રશ્ન અમને સુપ્રસિદ્ધ ગૂજરાતી કહેવતનું સ્મરણ કરાવે છે: 'ભેંશ ભાગોળે અને ઘેર ધમાધમ;' જો કે સ્વરાજ્યની ભેંશ તો હજી ભાગોળે પણ દેખાતી નથી!

૨.

* * *

## વિનીત પરિષદ

લીબરલ ફેડરેશન અલ્હાબાદમાં સર ચીમનલાલ સેતલવાડના પ્રમુખપદ નીચે મળ્યું. આ પરિષદે 'સાંસ્થાનિક સ્વરાજ્ય' નું ધ્યેય સ્વીકારી પોતાની હયાતી કૃતાર્થ કરી છે.

એ પરિષદના પ્રમુખના ભાષણમાં મહાસભ્યના સભ્યોની નિન્દા ઓછી હોત તો એ ભાષણની કાંઈક કિંમત આંકી શકાત, પણ દીલગીરી સાથે જણાવવું પડે છે કે સર ચીમનલાલ ઉદાર મતવાદી હોવા છતાં, જેમનું ધ્યેય રાષ્ટ્રહિત છે એવા મહાસભાના સભ્યો સાથે, ઉદાર થઇ શક્યા નથી. એમની પદ્ધતિ સાથે એમને મતભેદ હોય પણ એ ઉપરથી એ એમ શા માટે ફલિત કરે કે મહાસભાના કાર્યકર્તાઓ લોકોની વાહવાહ મેળવવાની દૃષ્ટિએ પોતાના વિચારો અને કાર્યક્રમો ગોઠવે છે? સર સેતલવાડ અને એમની ટોળીના માણસો માટે શું એમ નહિ કહી શકાય કે તેઓ સરકારની ખુશામત કરવા, અને એક્ઝીક્યુટીવ કાઉન્સીલના મેમ્બર થવા રૂપ આત્મભોગ આપવા, પોતાના વિચારો અને કાર્યક્રમ (જો કોઇ કાર્યક્રમ હોય તો!) ગોઠવે છે? સાયમન કમીશનમાં એમને લીધા નહિ માટે હવે તેઓ તેની સામે અસહકાર કરે છે, ઇત્યાદિ? આમ એક પક્ષ બીજાની સચ્ચાઇમાં અણવિશ્વાસ લાવી ગમે તે કહી શકે છે. પણ શું તે આવી પરિષદના અધ્યક્ષના ભાષણમાં છાજે છે? અમારે

દિલગીરી સાથે કહેવું પડે છે કે આ ભાષણ અમને વ્યાખ્યાતાના મનની લઘુતાનું સૂચક લાગે છે.

સર ચીમનલાલને સાંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વાતન્ત્ર્યના ધ્યેયો વચ્ચે ન શમાવી શકાય એવો વિરોધ લાગે છે. સર ચીમનલાલ બાહોશ ધારાશાસ્ત્રી હોઈ પ્રખર તાર્કિક છે. એમને આ વિરોધનું સમાધાન કરવું અશક્ય લાગે છે એથી અમને જરા આશ્ચર્ય થાય છે. સાંસ્થાનિક સ્વરાજ્યની એક શરત શું એવી નથી કે સંસ્થાનની મરજી થાય તો તે છૂટું થઇ શકે છે? અને એવું સ્વરાજ્ય મળ્યા પછી પણ અંગ્રેજો આપણને ડરામણી બતાવે તો શું આપણે છૂટા ન થવું જોઈએ? પંડિત મોતીલાલ અને ગાંધીજી આ જ કહે છે. જો બધું સીધેસીધું અને પરસ્પર ઉપકારક રીતે તન્ત્ર ચાલે તો એમને તો બ્રીટીશ પ્રજાસત્ત્વમાં રહેવાને વાંધો નથી, એમ ન થાય તો તેઓ છૂટા થવાની છૂટ રાખે છે. આ વિચારસરણીમાં શો તાર્કિક દોષ છે એ અમને સમજાતું નથી.

પણ એક રીતે, સર ચીમનલાલ આ વિચારવિરોધ (?) કેમ શમાવી શક્યા નથી એ સમજાય છે. સર ચીમનલાલ અને તેમનો વર્ગ બ્રીટીશ સંબંધને ઇશ્વરદત્ત માને છે; બદલાઇ ન શકે—બદલવી ન જોઇએ એવી ઐતિહાસિક ઘટના માને છે; તેને એક ત્રિકાલાબાધિત તત્ત્વ માને છે. આ દૃષ્ટિએ વિચારીએ તો જરૂર સાંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય વચ્ચે ન શમાવી શકાય એવો વિચારવિરોધ છે; કારણકે સાંસ્થાનિક સ્વરાજ્યમાં એ ત્રિકાલાબાધિત તત્ત્વ ટકી રહે છે, સંપૂર્ણ સ્વાતન્ત્ર્યના વિચારમાં એ તત્ત્વ ખંડિત થાય છે. પણ સુભાગ્યે કે દુર્ભાગ્યે બીજા વિચારકો એ બ્રીટીશ સંબંધને ઇશ્વરદત્ત કે ત્રિકાલાબાધિત ગણતા નથી!

બ્રીટીશ રાજ્યના અમુક અમુક કાર્યોથી કેવી રીતે રાષ્ટ્રિય વિચારોની પ્રગતિ થઇ તે એમણે સુરેખ રીતે બતાવ્યું છે. એમને મન એ અફસોસની વાત છે અને સરકારને એવું ન કરવાની ચેતવણી–સલાહ આપે છે. બીજાઓ પારકી સરકારના જુલમને સ્વાગત કરે છે. કારણ રાષ્ટ્રને પોતાની સ્થિતિનું ભાન કરાવનાર એ એક મોટું સાધન છે.

ર.

* * *

## અફઘાનિસ્તાન

અમાનુલ્લા જ્યારે પ્રવલવેગે પોતાના દેશને સુધારવા મથતા હતા ત્યારે ઘણાને શંકા થતી હતી કે આનું શું પરિણામ આવશે! કેટલાકને એમ લાગતું હતું કે અમાનુલ્લા સુધારા કરવામાં બહુ ઉતાવળ કરે છે, કેટલાકને એમ લાગતું કે તેઓ સુધારો કરવામાં વિવેક વાપરતા નથી; ખાસ કરીને પહેરવેશની બાબતમાં. પણ રાજકીય પરિસ્થિતિના વધારે ઊંડા અભ્યાસીઓ કહેતા કે અફઘાનીસ્તાનને આમ એકદમ પ્રગતિ કરતું જોઈ તેના 'સહજ શત્રુ'ઓ જરૂર તેને નિષ્ફળ કરવા પ્રયત્ન કરવાના. આમાંનાં કયાં કારણથી અમાનુલ્લાને ગાદી છોડવી પડી એ કહેવું કઠણ છે. કદાપિ આ બધાં કારણો ભેગાં મળી એ પરિણામ લાવ્યાં હોય. બર્લીનથી જે તારો આ બાબતમાં આવ્યા છે તેમનું સૂચન એવું છે કે અફઘાનીસ્તાન એ લંડન અને મોસ્કોની બાજીનું સોગઠું છે અને અમાનુલ્લા જતાં લંડન જીત્યું છે અને મોસ્કો હાર્યું છે. રાજ ખટપટ ગહન છે. ત્રણ દિવસના રાજ્ય પછી નવા રાજા ઇનાયતુલ્લા ગાદી છોડે છે, અને અત્યાર સુધી બળવાખોર ગણાતા બાચા ઇ સાકો, હબિબુલ્લા ધાઝીનું નામ ધારણ કરી રાજા બને છે. આગળ શું થાય છે તે જોવાનું છે.

## ગુજરાત કોલેજમાં હડતાલ

આજથી લગભગ અઢી વર્ષ પહેલાં મી. ફીન્ડ્લે શીરાઝની ગુજરાત કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના "વધારાના પ્રોફેસર"[1] તરીકે નીમણુક થઈ. અને આ ઉપરાંત તેમને પ્રીન્સીપાલનું કામ પણ સોંપવામાં આવ્યું, ત્યારથી જ એમણે "વધારા" ની મુશ્કેલીઓ અને ભાંજગડ ઉભી કરવા માંડી. શરૂઆતમાં કોલેજમાં ભણતી બાળાઓને યુરોપીય રીત-ભાત—manners—શીખવાડવા એમણે મીસ હડસન નામની એક અમેરિકન મીશનરી બાઇને રોકી હતી. મી. શીરાઝ અહીં આવ્યા ત્યારે એમને ખબર હશે કે ડીરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન પાસે જેટલા ફંડ નથી તેટલાં ફંડ એમના હાથ પર છે. પરંતુ તેઓ મોટા અર્થશાસ્ત્રી છે છતાં ભૂલી ગયા કે જે ફંડ જેને માટે હોય તેને માટે જ તેનો ઉપયોગ થઇ શકે–બીજાને માટે નહિ. મીસ હડસનનો પગાર એમણે લાયબ્રેરી ફંડમાંથી આપ્યો હોય તો તે ફંડ માત્ર કોલેજની લાયબ્રેરીનું જ છે, તેથી તે પાછું મેળવવા વિદ્યાર્થીઓએ કાયદેસર પગલાં લેવાં જોઈએ.

આ ઉપરાંત ધરમપુરના કુંવર પાસેથી રહેવાના તથા ખાવાના રૂ. ૪૫૦) દર માસે તેઓ લેતા હતા, આ વિશે ૧૯૨૮ના ફેબ્રુઆરીની કૉંસિલની બેઠકમાં સવાલો પૂછાએલા ત્યારે સરકાર તેનો બરોબર જવાબ આપી શકી નહોતી. વળી હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓ પાસેથી દર ટર્મના પાંચ રૂપીઆ તેમની હોસ્ટેલમાંની સગવડો જળવાય તે માટે લેવામાં આવે છે. આ રૂપીઆમાંથી શીરાઝ સાહેબે પોતાની ઓફીસ માટે લગભગ રૂ ૧૫૦)ની એક ગોતરેજ કે ગાલીચો અને પોતાની અને કલાર્કોની ઓફીસ વચ્ચે ટેલીફોન ગોઠવવા લગભગ રૂ. ૧૦૦)ની સારી રકમ વાપરી છે એમ કહેવાય છે. જો આમ હોય તો પબ્લીક ફંડનો આ એક જાતને ગેરઉપયોગ કહેવાય. આ ભૂલો માટે ગુજરાત કોલેજના વિદ્યાર્થીઓ એમના "વધારાના પ્રોફેસર" સાહેબને કાયદેસર નોટીસ આપવાનો વિચાર કરે છે. કોલેજના કોમેમોરેશન માટે એમણે જે રૂ. ૧૩૦૦) કોઈની પણ પરવાનગી સિવાય[2] વિદ્યાર્થીઓ પાસેથી લીધા હતા, તેમાંથી રૂ. ૨) જેટલો પોતાનો હિસ્સો પાછો મેળવવા એમને નોટીસો પણ અપાઈ ચુકી છે.

આજે હડતાલનો ૧૯ મો દિવસ છે. ગુજરાત કોલેજમાં આ હડતાલ કેમ પડી તે જાણવા જેવું છે. કોલેજની છમાસિક પરીક્ષા વખતે સાઇમન કમિશન આવ્યું અને તેનો બહિષ્કાર દર્શાવવા વિદ્યાર્થીઓએ હડતાલ પાડી. છમાસિક પરીક્ષામાં દરેક વિદ્યાર્થીએ

---

૧. ઇતિહાસ અને અર્થશાસ્ત્રના Supernumarary Professor તરીકે મી. શીરાઝની અહીં નીમણુક થઈ. ઓક્સફર્ડ કન્સાઇઝ ડીક્શનરીમાં Supernumarary નો અર્થ extra person engaged for odd jobs એવો આપેલો છે, અહીં આવી Odd jobs ઉભી કરીને મી. શીરાઝે પોતાની નીમણુકની તમામ ફરજો અદા કરી છે એ વાત હવે સરકાર પણ સમજી શકશે એમ અમે માનીએ છીએ.

૨ ડીરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનને કદાચ શીરાઝ મહાશય એમ સમજાવે કે તેમની રજાથી એમણે છાપખાનાની ફીમાં વધારો કરી એક વર્ષમાં રૂ. ૨) વિદ્યાર્થીઓ પાસેથી લીધા હતા, તો પણ અમને ખાત્રી છે કે મી. સેઠી એમ જાહેર કરવા મી. શીરાઝને પરવાનગી આપશે નહિ. કારણ મી. શીરાઝ કરતાં મી. સેઠી વધારે સારી રીતે સમજી શકશે કે છાપખાનાની ફી એ કંઈ સરકારી રેવન્યુ નથી, અને વિદ્યાર્થીઓને પૂછ્યા સિવાય છાપખાનાની ફી કદી કોઈથી વધારી શકાય નહિ.

# 卐 પ્રસ્થાન 卐

મહા : ૧૯૮૫

## ગૂજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન

ભારતની જ્ઞાનસમૃદ્ધિ બહુ જૂના વખતથી જાણીતી છે અને અપાર છે. તે અનેક જાતની છે. એ જ્ઞાનસમૃદ્ધિની અનેક શાખાઓમા એક જ શાખા આ વિદ્યાના અભ્યુદય કાળમાં હજુ પણ એવી રહી છે કે જેની બાબતમા પશ્ચિમીય વિચારકોની દૃષ્ટિ પણ ભારત તરફ વળે છે. એ શાખા તે દાર્શનિક વિદ્યાની શાખા.

ભારતીય દર્શનવિદ્યાની ત્રણ પ્રધાન શાખાઓમાં વૈદિક શાખા લઈએ અને તેના પહેલેથી ઠેઠ સુધીના સાહિત્યની રચનાના પ્રદેશો તરફ નજર ફેંકીએ તો આપણને જણાશે કે વૈદિક દર્શનસાહિત્યની રચનામાં ગૂજરાતનો ફાળો પહેલેથી આજ સુધી નથી જ. વેદો, ઉપનિષદો, સૂત્રો, ભાષ્યો, ટીકાઓ અને પ્રકરણગ્રંથો કે ક્રોડપત્રો એ બધાંની રચનામા પંજાબ, બ્રહ્માવર્ત, કાશી, મિથિલા, દક્ષિણ, બંગાળ, અને કાશ્મીર જનપદ વગેરેનો હિસ્સો છે, પણ એકાદ સંદિગ્ધ અપવાદને બાદ કરીએ તો એ રચનાઓમા ગૂજરાતનો ફાળો નજરે નથી જ પડતો.

બૌદ્ધ પિટકોનો ઉદ્ભવ તો મગધમાં થયો, એનું સંસ્કૃત સંસ્કરણ અને પછીનું દાર્શનિક સાહિત્ય હિંદુસ્તાનના બધા ભાગોમાં જન્મ્યુ. ગૂજરાતમા જન્મેલું બૌદ્ધ સાહિત્ય કયુ અને કેટલું છે એનો સ્પષ્ટ નિર્ણય કરવો અત્યારે કઠણ છે છતાં એમા જરા યે શંકા નથી કે સાતમા સૈકા પહેલાં અને ત્યાં સુધીના જે મોટામોટા બૌદ્ધ મઠોમાં ગુણમતિ, સ્થિરમતિ જેવા અસાધારણ વિદ્વાન ભિક્ષુકો રહેતા અને ભણાવતા ત્યાં બૌદ્ધ સાહિત્ય અવશ્ય રચાયું હતું. બોધિચર્યાવતાર જેવા વિશિષ્ટ ગ્રંથની રચના કાઠિયાવાડમાં જ થયાનું કલ્પાય છે.

આવી સ્થિતિ છતાં ગૂજરાતને શરમાવા કે સંકોચાવા જેવું કશું જ નથી. તેનું કારણ એ છે કે તેણે જૈન દાર્શનિક સાહિત્યની રચનામા મોટામાં મોટો ફાળો આપ્યો છે. આપણે જાણીએ છીએ કે મૂળમા તો જૈન દર્શનનું સાહિત્ય બૌદ્ધ દર્શનના સાહિત્યની પેઠે મગધમાં જ જન્મ પામેલું પણ પછીના કાળમા તેની રચના દક્ષિણ અને ઉત્તર હિંદુસ્તાનમાં થતી ગઈ અને છેલ્લા પંદરસો વર્ષનો ઇતિહાસ તો સ્પષ્ટ કહે છે કે જૈન દર્શનના પ્રધાનતમ

સાહિત્યની રચના, તેની પુરવણી અને તેના વિકાસ એ બધું ગૂજરાતમા જ થયું છે. ગૂજરાતે માત્ર જૈન દર્શનના સાહિત્યને જન્માવી કે વિકસાવીને જ સંતોષ નથી માન્યો પણ એણે તો પોતાના ખોળામાં જુદા જુદા પ્રાંતમા જન્મેલા અને ઉછરેલા કિંમતી સાહિત્યને બહુ કાળજીથી સંભાળી રાખ્યુ છે અને તેથી જ કેટલા યે અપૂર્વ અને દુર્લભ ગ્રન્થરત્નો એક માત્ર ગૂજરાતના ખૂણેખાચેથી જ અત્યારે પણ જડી આવે છે.

દર્શન સાહિત્યને ઉત્પન્ન કરવાની, વધારવાની અને સાચવવાની ગૂજરાતની ગૌરવગાથા ટુંકમા આટલી જ છે. પણ એ સાહિત્ય એટલે પ્રાકૃત, પાલી અને સસ્કૃત ભાષામા લખાયેલુ સાહિત્ય, એટલુ જ જ્યારથી ઉક્ત ભાષાઓ બોલચાલમાથી લોપ પામી અને વિદ્વાનોના પઠનપાઠનની જ ભાષા રહી, માત્ર શાસ્ત્રીય ભાષા તરીકે જ એનો ઉપયોગ રહ્યો અને એ ભાષાઓમા વસ્તુ વિચારવાનો પ્રઘાત ઓછો જ થઈ ગયો અને તેની જગોએ તેની બીજી લોકભાષારૂપ પુત્રીઓ આવી એટલે કે ભાષાયુગ શરૂ થયો ત્યારથી એ લોકભાષાઓમા દર્શન સાહિત્ય કેટલું ગૂજરાતમા રચાયું છે અગર તો સંસ્કૃત આદિમા પ્રથમ રચાયેલ દર્શન સાહિત્યને ગૂજરાતે પોતાની ચાલુ ભાષામા કેટલુ ઉતાર્યું છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. બૌદ્ધ સંપ્રદાય તો ક્યારનોય લોપ પામેલો હોવાથી માત્ર ગૂજરાતમા જ નહિ પણ અન્ય પ્રાંતોમા સુદ્ધા તેના સાહિત્યની લોકભાષામા રચના થાય એવી શક્યતા જ રહી ન હતી. પણ જાગતા અને ચોમેર પથરાયેલા વૈદિક સંપ્રદાયના દાર્શનિક સાહિત્ય વિષે પણ ગૂજરાતનો લોકભાષામા ફાળો તદ્દન સાધારણ જ ગણાય. નરસિંહ મહેતા, મીરાંબાઈ, દાદુ, અખો કે સ્વામીનારાયણ સંપ્રદાયના કેટલાક સાધુઓ વગેરે જેઓ મુખ્યપણે ભક્ત જ હતા તેમણે પોતાની ભક્તિની અજબ ધૂનમા પ્રસંગવશ જે તાત્ત્વિક વિચારો લોકભાષામા મૂક્યા છે તેને બાદ કરીએ તો ગૂજરાતમા લખાયેલો સંગીન અને વ્યવસ્થિત વૈદિક તત્ત્વજ્ઞાનનો ગ્રંથ આપણે ભાગ્યે જ મેળવી શકીશું. જૈનોની જાહોજલાલી ગૂજરાતમા ઘણા લાંબા કાળથી ચાલી આવે છે. તે સંપ્રદાયના ત્યાગીઓ પણ સેંકડોની સંખ્યામા ગૂજરાતમા પહેલેથી જ રહેતા અને રહેતા આવ્યા છે. તેમણે નવીનવી કૃતિઓથી જ્ઞાનભંડારો ભરી કાઢ્યા છે. તેમ છતા તે તે સમયની ચાલુ ગૂજરાતી ભાષામા તેઓએ તત્ત્વજ્ઞાનના પ્રકાણ્ડ અને ઊંડા ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત ભાષાની પેઠે લોકભાષામા રચ્યા હોય એમ ભાગ્યે જ કહી શકાય. બેચાર અપવાદભૂત કર્તાઓને બાદ કરીએ તો બધા લેખકોની મુખ્ય પ્રવૃત્તિ ભાષાયુગમા પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષા તરફ જ રહી છે. લોકો ઉપર શાસ્ત્રીય ભાષાઓનો પ્રભાવ અને પ્રતિષ્ઠા એટલાં બધા પડેલાં અને જામી ગયેલા કે તે જ ભાષાઓમા લખનાર અને બોલનાર તેઓની દૃષ્ટિમા વિદ્વાન ગણાતા અને તેથી જ લેખકો જાણે અજાણે પ્રચલિત લોકભાષા છોડી શાસ્ત્રીય ભાષાઓમા લખવા પ્રેરાતા. આનાં ઇષ્ટ કરતા અનિષ્ટ પરિણામો વધારે આવ્યાં છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની સાચવણી અને પોષવણીને ઇષ્ટ પરિણામમા ગણીએ તો પણ અનિષ્ટનું પલ્લું ભારે જ રહે છે એ વાત નીચેના મુદ્દાઓ સમજનાર કબુલ્યા વિના નહિ રહે.

(ક) માતૃભાષા અને બોલચાલની ભાષામાં જ કરાતો વિચાર ઊંડો, વ્યાપક અને સ્ફુટ હોઈ શકે એ સિદ્ધાંત પ્રમાણે વિચાર એક ભાષામા અને લખવું બીજી ભાષામા હોવાથી વિચાર અને લેખન વચ્ચે અસામંજસ્ય.

(ख) શાસ્ત્રીય ભાષાઓમાં વિચારો લખવાથી સાધારણ લોકોમાં તેની બહુ જ ઓછી પહોંચ અને જે થોડો ઘણો પ્રવેશ થાય તે પણ સંદિગ્ધ અને પાંગળો. જે લોકો શાસ્ત્રીય ભાષા ન જાણવા છતાં પ્રતિભાશીલ અને જીજ્ઞાસુ હોય તેવા વિચારકો તરફથી તત્ત્વજ્ઞાનના વિકાસમાં ઓછામાં ઓછો ફાળો અને તેટલા જ પ્રમાણમાં લોકભાષાની ઓછામાં ઓછી ખીલવણી. પરિણામે તત્ત્વજ્ઞાન અને ચાલુ ભાષામાં જીવન્તપણું ઓછું, નવનવાપણું ઓછું અને જૂના વારસા ઉપર નભવાપણું ઘણું.

વર્તમાન સમયનો વિચાર કરીએ તે પહેલાં તે વિચારની પોષક ભૂમિકા ટુંકામાં વિચારી જઈએ. અને તે માટે માત્ર કેટલાક મુદ્દાઓ પ્રશ્નરૂપમાં જ પહેલા મૂકી દઈએ.

(क) જીવનમાં તત્ત્વજ્ઞાનને લગતા વિચારોનું સ્થાન છે કે નહિ? મનુષ્યવૃત્તિ સ્વાભાવિક રીતે જ તત્ત્વજ્ઞાનના પ્રદેશ તરફ ઢળે છે કે નહિ? તત્ત્વજ્ઞાન મેળવવાની તક તે શોધે છે કે નહિ? અને સરળ રીતે પ્રાપ્ત થઈ હોય તો તેને તે પસંદ કરે છે કે નહિ?

(ख) માત્ર પુરુષવર્ગ અને તેમાં યે માત્ર સાક્ષરવર્ગ જ તત્ત્વજ્ઞાનમાં રસ લે છે કે સ્ત્રીવર્ગ અને બીજા સાધારણ કોટિના દરેક જણ તત્ત્વજ્ઞાનને સમજવાના અધિકારી હોય છે અને તેઓ પણ તે બાબતમાં રસ લે છે?

(ग) વિદેશીય ભાષા, શાસ્ત્રીય ભાષા અને પર પ્રાંતની ભાષામાં ગુંથાયેલા વિચારો સમજવા અને તેને પચાવવા એ સહજ છે કે માતૃભાષામાં મૂકાયેલા વિચારો અને તે મારફત મળતું જ્ઞાન સમજવું અને જીવનમાં ઉતારવું સહજ છે?

(घ) ખાસ વિશિષ્ટ વર્ગ જ અને તેમાં યે બહુ ઉચ્ચ કેળવણી પામેલ વિવિધ ભાષાના અભ્યાસીઓ જ તત્ત્વજ્ઞાન વિષે વિચાર કરી શકે અને નવાનવા પ્રશ્નો ઉપર પોતાના વિચારો મૂકી શકે તેમ જ તેનો વિકાસ કરી શકે કે અનેક ભાષાઓ ન જાણનાર અને માત્ર માતૃભાષામાં બોલનાર માણસોમાં પણ એવી પ્રતિભા સંભવે ખરી કે જેથી વિશિષ્ટ વિદ્વાનો જેટલો જ તેઓ વિચારમાં નવો ફાળો આપી શકે?

ચાલુ ભાષાની ભૂમિકામાં તત્ત્વજ્ઞાનના વિચારોનું ખેડાણ અને ફેલાવો થવાથી ભાષા-સમૃદ્ધિ અને તેનું સામર્થ્ય વધે કે નહિ અને જ્ઞાનની બધી શાખાઓને વિશેષવ્યાપી બનાવવા એવી ભાષાની સમૃદ્ધિ તથા શક્તિ જરૂરનાં છે કે નહિ?

ઉપરના બધા અસ્તિનાસ્તિરૂપ પ્રશ્નોનો ઉત્તર હામાં જ આવતો હોય અને ઉભય પક્ષ રૂપ પ્રશ્નનો ઉત્તર, બીજા પક્ષના સ્વીકારમાં જ આવતો હોય, તો એમ સ્વીકાર્યા સિવાય કદા ચાલી જ નહિ શકે કે ગૂજરાતી ભાષામાં બીજી જ્ઞાનશાખાઓની પેઠે તત્ત્વજ્ઞાનની શાખાને ખૂબ ખેડવી. હવે જોઇએ કે એ શાખાને ગૂજરાતી ભાષામાં ખેડવી એટલે શું? અને ત્યાર પછી આપણે જોશું કે આ શાખા વર્તમાન ગૂજરાતી ભાષામાં કેટલી ખેડાઈ છે, એટલે આપણું કર્તવ્ય સ્પષ્ટ થઈ જશે.

(૧) હજારો વર્ષના તપ અને ચિંતનને પરિણામે આપણા પૂર્વજ ઋષિઓ વિદ્વાનોએ જે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં અનેકવિધ અને અનેક ભાષાઓમાં આપણને વારસો આપ્યો છે તે સમગ્ર વારસો સરળ અને શુદ્ધ ગૂજરાતી ભાષામાં યથાર્થપણે ઊતારવો. અને મૂળ પારિભાષિક શબ્દોની સ્પષ્ટ વ્યાખ્યા આપી તે શબ્દો ચાલુ ભાષામાં સુગમ અને સુબોધ કરી મૂકવા.

(૨) પ્રાચીન તત્ત્વજ્ઞાનના મહત્ત્વપૂર્ણ ગ્રંથોના પ્રામાણિક અનુવાદ અને સંદોહન ઉપરાંત તેના સારભૂત ટુંક મનનીય નિબંધો ગૂજરાતીમાં લખવા જેમાં વિવેચક દૃષ્ટિ અને તુલના દૃષ્ટિ નિષ્પક્ષપણે કામ કરતી હોય.

(૩) ભારતીય સમગ્ર તત્ત્વજ્ઞાનની શાખાઓનો પહેલેથી ઠેઠ સુધી ઇતિહાસ ગૂજરાતીમાં તૈયાર કરવો અને તેની જ રીતે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં થયેલા વિશિષ્ટ વિદ્વાનોના પ્રામાણિક જીવનો આલેખવા.

(૪) ભારતીય તત્ત્વજ્ઞાનમા મુખ્યપણે કેટલા વિષયો સ્પર્શાયેલા છે અને એક એક વિષયને અંગે બીજા ઉપવિષયો કેટકેટલા છે તેની નોંધ કરી પ્રત્યેક વિષય પરત્વે તત્ત્વજ્ઞાનની બધી શાખાઓ શું શું માન્યતા ધરાવે છે તેનો તુલનાત્મક અભ્યાસ ગૂજરાતીમાં ઊતારવો.

(૫) ભારત બહારના પ્રદેશમા પહેલેથી અત્યાર સુધી તત્ત્વજ્ઞાન વિષે જે જે ચિંતનો થયા હોય તેમાથી મહત્ત્વપૂર્ણ ભાગ સ્વરૂપ, તુલના અને ઈતિહાસરૂપે શુદ્ધ અને સરળ ગૂજરાતીમા ઊતારવો અને એ રીતે એ ભારતીય તત્ત્વજ્ઞાનને ઇતર દેશના એવા વિચારો સાથે સરખાવવાનો માર્ગ સરળ કરી મૂકવો

(૬) જે વિષયો ભારતીય તત્ત્વજ્ઞાનમા આવ્યા ન હોય અથવા ઓછા ચર્ચાયા હોય અથવા તો અસ્પષ્ટ ચર્ચાયા હોય અને પશ્ચિમીય તત્ત્વજ્ઞોએ એનો વિચાર ઊંડો તેમ જ સ્પષ્ટ કર્યો હોય તો તેવા વિષયોની યાદી કરી તે દરેક વિષય પરત્વે જે જે ઇતર દેશોમા લખાયું હોય તે યથાર્થપણે ગૂજરાતીમા ઊતારવું. જેથી આપણો વારસો વધારે સમૃદ્ધ કરવાની સગવડ મળે.

(૭) ભિન્ન ભિન્ન કક્ષાના અભ્યાસીઓ માટે સંપૂર્ણ માહિતીવાળી પ્રસ્તુત વિષયક ચોપડીઓ તૈયાર કરવી.

ઉપર જે સાત કાર્યો બતાવવામા આવ્યા છે તેને ટૂંકમા તત્ત્વજ્ઞાનનું ખેડાણ કહી શકાય. હવે જો આ ખેડાણ આવશ્યક હોય અને ભાવી વિશાળ ખેડાણ માટે ખાસ જરૂરનું હોય, તો હવે જોવુ પ્રાપ્ત થાય છે કે આપણી ચાલુ ગૂજરાતી ભાષામાં આવું ખેડાણ કેટલું થયેલું છે.

પહેલું બૌદ્ધ તત્ત્વજ્ઞાન લઇએ. અધ્યાપક કૌશામ્બીજીના નાનાં નાનાં બે ત્રણ પુસ્તકો બાદ કરીએ તો તે સંપ્રદાયનું ગૂજરાતી સાહિત્ય કશું જ નથી. જ્યારે એ સંપ્રદાયનું પ્રાચીન સાહિત્ય પણ અગત્યનું અને વિશાળ છે જૈન સંપ્રદાયના તત્ત્વજ્ઞાનવિષયક સર્વસ્પર્શી ગ્રન્થો તો ગૂજરાતીમા નથી જ. જૂની ગૂજરાતીમા એ સંપ્રદાયના મૂળ આગમોના ટબા થયો છે જે આજે કાર્યસાધક નથી. ચાલુ જમાનાની વિકસિત ભાષામાં થયેલા એ સંપ્રદાયના આગમાનુવાદો માત્ર ગણ્યાગાંઠ્યા છે. જૂની ગૂજરાતીમાં લખાયેલા કેટલાક મહત્ત્વપૂર્ણ તત્ત્વજ્ઞાનના જૈન ગ્રન્થો છે તે પણ પદ્ધતિસર ચાલુ ગૂજરાતીમાં તૈયાર થયેલા નથી એટલે એકંદર ગૂજરાતી મારફત જૈન તત્ત્વજ્ઞાનનો વિશાળ અભ્યાસ કરવા ઇચ્છનારને કશી જ પૂર્ણ સગવડ નથી એમ કહી શકાય. વૈદિક સંપ્રદાયના સ્થૂલ રીતે ૭ અને વિસ્તારથી જોતાં તેથી ય વધારે દર્શનો છે. એમાના ઘણાખરા દર્શનો ઉપર તો અપાર અને ગંભીર સાહિત્ય લખાયેલું છે એ જોતા માત્ર યોગ કે સાખ્ય દર્શનના થયેલા ગૂજરાતી અનુવાદો એ તદ્દન અપૂર્ણ છે. વેદાંત દર્શનના ત્રણ ભાષ્યોના અનુવાદો છે પણ વૈદિક બધાં દર્શનોનાં મહત્ત્વપૂર્ણ ગ્રન્થો તો ગૂજરાતીથી અસ્પૃશ્ય જ રહ્યા છે. નિબંધ સાહિત્યમા આચાર્ય ધ્રુવના 'આપણો ધર્મ' નામક પુસ્તકમા જે છૂટા છૂટા લેખો છે તે સિવાય બીજા કોઇએ કશું જ લખ્યું નથી ઇતિહાસની દિશામા ગં. નર્મદાશંકર મહેતાનો પ્રયત્ન ખૂબ પ્રશંસનીય છે, પણ હજી એમા ઘણું કરવાનું બાકી રહી જાય છે. પાઠ્ય પુસ્તકોમાં આચાર્ય ધ્રુવની ત્રણ ચોપડીઓ સિવાય કશું જ નથી. એટલે એકંદર રીતે જોતા ગૂજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાનવિષયક સાહિત્ય જેટલું અને જેવું ઊતરવું જોઇએ તેનો સહસ્રાંશ પણ આજે નથી.

આવી સ્થિતિમાં 'ગૂજરાત સાહિત્ય પરિષદ' અગર બીજી તેવી સંસ્થાઓનું શું કર્તવ્ય છે તે કહેવાની જૂદી જરૂર રહેતી નથી. પણ જ્યારે આજે કેળવણી વધતી જાય છે, તેનો વિસ્તાર અને ઊંડાણ વધારવાના પ્રયત્નો ચોમેરથી ચાલી રહ્યા છે, કેળવણી પામેલાઓ કાર્યક્ષેત્ર શોધી રહ્યા છે ત્યારે તેવા કેળવાયેલા યુવકો અને અનુભવીઓને હવે પદ્ધતિસરનું ઉપર નિર્દેસ્યા પ્રમાણે સાહિત્ય તૈયાર કરાવવું એ એક જ સૂચન કરવું બાકી રહે છે. આ સિવાય બીજો એક માર્ગ વધારે સરળ છે અને તે કઠણ પણ છે. દરેક સંપ્રદાયમાં ઓછા-વત્તા સંતો, ધર્મગુરુઓ અને વિશિષ્ટ રસ ધરાવનારા અનુયાયી ગૃહસ્થો હોય છે. તેઓને આ ઉપયોગી દિશામાં વાળવામાં આવે તો વધારે કામ ઓછે ખર્ચે થાય, અને એક વાર વાસ્તવિક દિશા મળતાં શક્તિનો ઉપયોગ ઝગડાની અને કુપમંડુકતાની દિશામાં થતો અટકે.

જૂના જમાનામાં જ્યારે ચીનને જ્ઞાનની ભૂખ જાગી ત્યારે તેણે અનેક કઠોર સહિષ્ણુ ભિક્ષુઓને મોકલી હિંદુસ્તાનમાંથી સંસ્કૃત અને પ્રાકૃત હજારો ગ્રંથોના અનુવાદો ચીની ભાષામાં કરાવરાવ્યા અને કેટલીક વાર તો એકેએક બ્રાહ્મણ વિદ્વાન પાસે સેંકડો સંસ્કૃત ગ્રંથોના ચીની ભાષામાં અનુવાદ કરાવ્યા. મુસલમાન બાદશાહો અને અમીરોએ પણ પોતાના દેશમાં જ્ઞાનસમૃદ્ધિ વધારવા પોતાના અનેક વિદ્વાનો પાસે અને અનેક પરજાતિના હિંદુસ્તાની વિદ્વાનો પાસે આર્ય સાહિત્યના તરજુમાઓ અરબી, ફારસી અને ઉર્દુ ભાષામાં કરાવ્યા. ટિબેટ વાસીઓએ પણ એ જ કર્યું અને છેલ્લે જોઈએ તો જર્મન, ફ્રેંચ અને અંગ્રેજી ભાષાના વિશિષ્ટ વિદ્વાનોએ પોતપોતાના દેશની જ્ઞાનસમૃદ્ધિ વધારવા તેમ જ લોકોના માનસ અને અભ્યાસને ઊંચા ધોરણ ઉપર મૂકવા દુનિયાના બધા ભાગમાંથી બને તેટલું વધારેમાં વધારે સાહિત્ય અનેકરૂપે પોતપોતાની ભાષામાં ઉતાર્યું. સંસ્કૃત, પ્રાકૃત અને પાલી ભાષાનો જ પારંપરિક વારસો ભોગવનાર આપણે તે ભાષાઓમાં લખાયેલા મૂળ ગ્રંથોને સ્પર્શ પણ કરી શકતા નથી અને ઘણીવાર તો એ ભાષામાં લખાયેલા મૂળ ગ્રંથોને સ્પર્શવા અગર તો તેનું વિવેચન તપાસવા આપણે અંગ્રેજી, ફ્રેંચ કે જર્મન ભાષા તરફ જોવું પડે છે. એકવાર બાળક માને ધાવવું છોડે અને તેના ખોળામાં ખેલવાનો નિર્વ્યાજ આનંદ જતો કરે ત્યારે તેની પરમાતાના હાથે એના ખોળામાં જે વલે સંભવે તે વલે સાહિત્યની બાબતમાં આપણી છે. તેથી જેઓ તત્ત્વજ્ઞાનના વિચારોને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જવા ઈચ્છતા હોય, તેનો ફેલાવો ઈચ્છતા હોય, તેમની ફરજ છે કે તેમણે એ બધું જ્ઞાન વ્યવસ્થિત રીતે માતૃભાષામાં આવે એવો પ્રયત્ન કરવો.

દક્ષિણી, બંગાળી અને હિંદી ભાષામાં આ માટે પ્રયત્નો થઈ રહેલા છે અને કેટલેક અંશે તો તેઓ આપણા કરતાં આગળ વધ્યા છે. ગૂજરાતી ભાષાની ક્ષમતા, બીજી એકે ભાષા કરતાં ઓછી નથી. ઉલટું તેની વિચાર કરવાની તેને વ્યક્ત કરવાની શક્તિ પ્રમાણમાં વધારે છે. સંસ્કૃત અને પ્રાકૃતનો તેને સાથ છે. ફારસી, ઉર્દુ, અંગ્રેજી આદિનો પણ તેને સહયોગ છે એવી સ્થિતિમાં તે ભાષાના સાહિત્યને તત્ત્વજ્ઞાનના ગુલાબી ફૂલના સૌરભથી સુવાસિત કરી મૂકવું અને અન્ય ભાષાભાષીઓ માટે અનુકરણીય દ્વાર તૈયાર કરવું એ એક જ ઋષિઋણ, દેશઋણ કે સમયઋણ આપણા ઉપર બાકી રહે છે. એને ન ફેડનાર કે ફેડવામાં મંદ ઉત્સાહ રાખનાર પોતાને સાહિત્યસેવી કહે તો એ સાહિત્યનો દ્રોહ જ કરે એમ સત્ય કહેવરાવે છે. *

પંડિત સુખલાલજી

* નવમી ગૂજરાતી સાહિત્યપરિષદમાં આપેલો નિબંધ.

# આપણાં રાચરચીલાં

ગયા મે માસમાં મેં "આપણા સ્થાપત્યના આવશ્યક અંગો" એ વિષય ઉપર ભાષણ આપેલું * તેમાં મેં આપણે માટે આપણું જ સ્થાપત્ય કેમ વધારે બંધ બેસતું છે એ બતાવી આપ્યું હતું અને અત્યારે આપણાં જ રાચરચીલાં આપણને કેવી રીતે વધારે ઉપયોગી અને બંધ બેસતાં છે એ હું બતાવવા માગું છું. હું માત્ર તે ઉપયોગની દૃષ્ટિએ જ કેવાં બન્યાં છે તે જ બતાવવા ઈચ્છું છું. સ્થાપત્યમાં પણ મેં એ જ દૃષ્ટિ રાખી હતી. બાકી સૌન્દર્યની દૃષ્ટિએ આ બન્ને ચીજો કઈ રીતે વધારે સારી છે એ પણ સિદ્ધ કરી શકાય તેમ છે પણ એ તત્ત્વો ઘણાં ગહન હોઈ તેને સ્ફુટ કરતાં સમય લાગે તેમ છે.

બહુ લાંબો વિચાર કરતાં મને સ્થાપત્ય અને રાચરચીલાં એક સિક્કાની બે બાજુ જેવાં જ લાગે છે—એક જ જાતની કલા લાગે છે. એક તો સ્થાપત્ય જેમ એક ઘનાકારની કલા છે તેમ જ રાચરચીલાં પણ ઘનાકારની કલા છે. ઘનાકારની કલા એટલે કે જે કલાકૃતિને લંબાઈ પહોળાઈ અને ઊંચાઈ છે તેવી કલા. ચિત્રકલાને ત્રણ માપો ન હોય, સંગીતને નથી, નૃત્યને નથી. આવી જાતની કલા Non-representative છે. મૂર્તિવિધાન જો કે છે આકારની કલા પરંતુ તે Non-representative નથી, representative છે. સંગીત Non-representative છે તે જ પ્રમાણે આ રાચરચીલાં Non representative છે. અને તે રીતે હું એને સ્થાપત્ય કલાના જેવી જ કલા ગણું છું. વળી બીજી રીતે એ સ્થાપત્યમાં આપોઆપ સમાઈ જાય છે. જેમ સ્થાપત્યમાં 'મૂર્તિવિધાન તથા ચિત્રકળા સમાઈ જાય છે તેમ જ એક આદર્શ સ્થાપત્યમાં તેમાં રહેનાર કે તેને ભોગવનારને ખપનાં રાચરચીલાંઓ એમાં સમાઈ જ જાય છે. જેમ થીએટરોમાં બેઠકોનો સમાવેશ હોવો જ જોઈએ, નિશાળોમાં બાંકડાઓ તથા શિક્ષકનાં બીજાં ઉપકરણોની ગોઠવણીનો વિચાર થવો જ જોઈએ, કે જેમ કાઉન્સીલ હોલમાં કાઉન્સીલરો તથા પ્રમુખની બેઠકોનો વિચાર થવો જ જોઈએ અને જેમ બુદ્ધકાળની ગુફાઓ ભગવાનની બેઠકો વિનાની નથી થઈ, અને જેમ ઘરો અભરાઈ, તાકાં, ગોખલાઓ, પાણીઆરાં, દીવલાઓ તથા ખીંટીઓ વિનાનાં ન હોઈ શકે તેમ. આમાંનાં કેટલાંક મકાન ચણાતાં હોય તે દરમિયાન જ થઈ જાય તેવાં છે, જ્યારે બીજો ઘણો મોટો ભાગ મકાન પૂરું થયે બહાર તૈયાર થઈને મકાનમાં આવે છે. આ બહારથી આવનાર ચીજો રાચરચીલાં કહેવાય છે, અંગ્રેજીમાં તેને ફર્નીચર કહેવાય પણ આપણાં રાચરચીલાંમાં ધાતુની ચીજોનો પણ સમાવેશ થઈ જાય છે, જ્યારે અંગ્રેજીમાં ફર્નીચરોમાં માત્ર લાકડાની ચીજોનો જ સમાવેશ ગણાય છે. આપણો શબ્દ એ રીતે વધારે વ્યાપક અર્થમાં છે.

---

* ટીપ —જુઓ પ્રસ્થાન પુ ૫ અં. ૬

આ રાચરચીલાંઓને હું તેમની ઉપયોગિતા પ્રમાણે વહેંચી નાખું છું. પહેલા વિભાગમાં હું જે રાચોને વારંવાર ફેરવાતાં નથી, પણ જે ઘરમાં જ પડી રહેવાનાં છે તેવાંને ગણું છું. આવાં રાચો પેટી, પટારાઓ, પાણીઆરાં, ડામચીયા, ગોળા, ગોળીઓ, પાટ, હીંચકાઓ, કોઠીઓ, કોઠલાઓ, કપડાં ટાંગવાની ખીંટીઓ તથા વળગણીઓ વગેરે ગણું છું:

પછી બીજા વર્ગમાં હું ઘરમાંથી જરૂર પડયે બહાર ફળીમાં લાવી મૂકાય તેવાંને મૂકું છું, તેમાં ખાટલા, બાજઠો, ઘોડીઆં વગેરે આવે. ત્રીજા વર્ગમાં કંઇ વસ્તુઓ લઈ જવા લાવવાના સાધનરૂપ રાચો જેવાં કે પાણી ભરી લઇ આવવાનાં સાધનો, મુસાફરીનાં સાધનો, દૂધ ઘી છાશ વેચનારાઓનાં સાધનો.

અને પછી ચોથા વર્ગમાં હું હાથમાં ઉપાડીને વાપરવાનાં ગણું છું. આ હાથમાં ઉપાડીને વાપરવાનાં રાચોમાં ખાસ કરીને વાસણો—રાંધવાનાં જમવાનાં કે પીવાનાં છે તે તથા પૂજાનાં વાસણકૂસણો આવી શકે. આ ચીજો ઝીણી ઝીણી હોય ઘણી જ વિપુલ અને વૈવિધ્યવાળી છે.

હવે આ બધી ચીજો આપણી જ; આપણાં જીવનને કેમ વધારે બંધ બેસતી કે ઉપયોગી છે તે મુખ્ય મુખ્ય લઈ ને બતાવું.

સર્વથી પહેલાં ઘરમાં પડી રહેતો પટારો લઉં. આ પટારો ખુશીથી હાલની ગોદરેજની તિજોરી જેવો ગણી શકાય. એની રચના ઘણી જ મજબુત છે, એને ચારે તરફથી પતરાં તથા લોઢાની પટીઓથી જડી દીધામાં આવે છે, એને સહેલાઇથી તોડી શકાય કે ફેરવી શકાય તેવો એ નથી. એ ઘણો ભારે છે માટે તેને પૈડાં જડેલાં હોય છે. એને પાછાં ખાનાંઓ અને હડફાઓ પણ હોય છે અને તેમને ઉઘાડવાની યુક્તિઓ કોઈ રીતે તિજોરીઓ કરતાં ઉતરતી નથી. એનાં ઢાંકણાં વળી અરધા ભાગે ઉઘડે તેવી રીતનાં હોવાને લીધે આપણે તેના બીજા અરધા ભાગ ઉપર કોઇ ચીજ કાયમ મૂકી રાખી શકીએ છીએ. હાલમાં એનું સ્થાન ટ્રંકોએ કે કપાટે અને તિજોરીઓએ લીધું છે. પરંતુ તેની સાથે આપણે પટારાની ઉપયોગિતાની સરખામણી કરો. પટારામાં આપણે એ વિચાર રાખેલો હતો કે તેનું ઢાંકણું ખોલતાં તેમાંની ચીજો દેખાય નહિ, તથા નીચે પડી ન જાય. આમ કપાટનાં બારણાં ખુલતાં બનતું નથી. પરદેશી કપાટ અંદરની ચીજો એકદમ દેખાવા માટે છે, આપણો પટારો ચીજોને સહીસલામત અને અદશ્ય રાખવા માટે છે. હવે આપણે વિચાર કરવો રહ્યો કે આપણે તે ચીજો સહીસલામત અદશ્ય રાખવી છે કે ખુલ્લી રાખવી છે? આપણે પણ ખુલ્લી રાખવાની ચીજો માટે ખુલ્લી અભરાઇઓ કરી છે, આપણી પાસે ઉભાં મૂકી શકાય તેવી રીતનાં પુસ્તકો નહોતાં. હવેના જમાનામાં પુસ્તકોની બાંધણી એવી થઇ છે કે તેને ઉભાં મૂકી શકાય, અને તે દેખાય તેમ રાખવાં એ એક શોભારૂપ મનાય છે—એટલે આપણે ભલે કપાટો કરીએ અને રાખીએ, તોપણ પટારાઓની ઉપયોગિતા જરાય ઓછી થતી નથી—અને તેને કદરૂપા પણ કહી શકાય તેમ નથી.

આ પછી પાણીઆરાં પણ આપણું એક સુંદર અને ઉપયોગી રાચ છે, તેમાં પત્થરનાં મકાન સાથે ચણાઇ જાય છે, પરંતુ ગામડામાં પાણીઆરાં લાકડાનાં થાય છે, અને તે બધી રીતે સુંદર છે. ઓછામાં ઓછું લાકડું તેમાં વપરાઇ એ વજનમાં હલકાં થવા સાથે તેના પર ગોળા તથા આગલી છાજલી ઉપર પીવાના લોટા પવાલાં મૂકવાની વ્યવસ્થા પણ હોય છે,

ઘરમા તમે એને ગમે તે અનુકૂળ સ્થળે મૂકી શકો છો. આવા પાણીઆરાં ઉત્તર હિંદમા બનતા નથી. તેનું એક કારણ એ છે કે ત્યા પત્થર જ મુખ્ય ઇમારતી ચીજ હોઇ આપણે ત્યા છાજલી અભરાઈ વગેરે જે લાકડા બને છે એ ત્યા પત્થરના બને છે. અને પાણીઆરા તો પત્થરનાય બે તરફ તો જોવામા આવતા નથી. એનું કારણ મને એમ જણાયું છે કે ત્યા પાણીનો સંઘરો આપણે ત્યાની જેમ કરાતો જ નથી આપણા અને ત્યાના ગૃહજીવનમા આસમાન જમીન જેટલો ફરક છે. આપણુ ગૃહજીવન એક સંયુક્ત કુટુંબ પૂરતું જ નહિ હોતા મ્હેમાન પરોણાનો પણ પોતામા સમાવેશ કરે છે. જ્યારે એ તરફ જમાનાની રૂઢીને લીધે ગૃહજીવન ઘણું જ સકુચિત છે. આને લીધે એમને ત્યા, આપણા ઘરોમા વાસણકુસણો જે પ્રમાણમા મળે છે તે પ્રમાણમા ઘણા જ ઓછા હોય છે એટલું જ નહિ પણ આપણે ત્યા ઘરમાથી જેવડા મોટા વાસણો મળી શકે છે તેવડા ત્યાના ઘરોમાથી મળતા નથી આપણે ત્યાનો પાણી ભરવાનો ગોળો ઉત્તર હિંદમા નથી છે તો આપણા જેવડા બનતા નથી. માટે જ આ ગોળાઓના ઘાટ ગુજરાતના ઘણા સારા હોય છે. બાથમા પણ ન આવી શકે તેવડા ગોળાઓ અહીં બને છે અને વળી તેના પર ચીતરામણો કરે છે. તેવા ગોળા ઉપર જ્યારે સુંદર ભુગ્રાઈ આવી રહેલુ હોય છે ત્યારે કેટલુ સુદર લાગે છે. કુભારનું કાર્યક્ષેત્ર આપણે ત્યા એટલું બધુ વિપુલ અને વૈવિધ્યવાળુ છે કે આપણે તેને "પ્રજાપતિ"નો ઇ'કાબ બક્ષ્યો છે. કુંભારોની કલાથી અગ્રેજો ઘણા જ ચકિત થાય છે. થાય જ ને ? કેમકે એમને ત્યા તો આ ધધો નાબુદ જ થયો છે. એમને ત્યાનુ માટીકામ સંચા વડે કે ઢાળાથી થાય છે આપણે ત્યા જો કોઇ આ કુભારકામ્ સંચાવડે કરાવા જાય તો આવડા મોટા ગોળા બની શકે કે કેમ તે શકા છે અને તેમા પણ જો ચાકડા ટેબલ જેટલી ઊંચાઈએ મૂકી કુભારને હાથથી વાસણ ઉતારવા કહે તો ગોળા બની જ ન શકે. તેને માટે તો ચાકડા જમીન પર જ સારા, કેમ જે કુભાર તેને ઉતારતા બહાર અને અંદર બધી જગાએ હાથ ફેરવતો ફેરવતો અંદર નજર પણ ફેરવતો જાય છે. આ સઘળી ક્રિયાઓ એ ઉભો ઉભો ન કરી શકે, આવી જ રીતે આપણી ઘણી કૃતિઓ અગ્રેજી ઢબે ઉભા ઉભા કરવા જતા નાશ થઇ જાય કસારાઓ પણ એ ઢબે મોટા વાસણો ન કરી શકે. જે દેશોમા આબોહવાને લીધે કે સામાજિક રૂઢિને લીધે અન્નજળનો સગ્રહ કરવાની જરૂર નથી ત્યા આવડા મોટા વાસણો બને નહિ. આવી રીતે ગોળા તથા પાણીઆરા ઘરમા પડી રહેવાની ચીજો છે.

પાટ પણ એક તેવી જ ચીજ છે. અગ્રેની પોળોમા આવી પાટો ઘરની બહાર પડી રહેલી ઘણીવાર જોવામા આવે છે તેના પર દસ દસ પદર પંદર માણસો બેસી શકે તેવી તે મજબુત હોય છે. રચનામા ધિંગી અને વજનમા ભારે હોય છે. બહાર ફળીમા પડેલી આવી પાટ કુટુબજનો કે બહારના માણસોને માટે ઘણી જ આકર્ષક (inviting) હોય છે ફળીમા ગમ્મતને બેસવા માટે ઘરમાથી ખુરસીઓને બહાર કાઢી કાઢી બેસવું તેના કરતા આવી પાટો જરૂર વધારે મગવડભરી છે

હીંચકો પણ ઘરની અંદર જ રહેવાની ચીજ આપણે ગણી છે. હમણા હમણા બાગી ચામા હીંચકાઓ બાંધવાનો શોખ થયો છે, એ રીતે એ એક ગાર્ડન ફર્નીચર પણ કહેવાય, છતાં એને વારવાર ફેરવણી કરી શકાય તેવુ રાચ ન કહેવાય. આપણું આ રાચ લગભગ દુનિયાભરમા અગ્રસ્થાન લે તેવું છે. તેને સુંદર બનાવવાને આપણા કારીગરોએ જરા પણ

ઉણપ રાખી નથી. સાદાં પાટીઆંથી ને સાદા સળીઆથી માંડીને, કડીઓવાળા સળીઆ, પછી સાંકળો, પછી ત્રણ તરફ કઠેડાવાળા અને હવે બન્ને તરફ પીઠ ફેરવી શકાય તેવા હીંચકા આપણે કર્યાં છે. ત્રણ બાજુ કઠેડાવાળા ને ચોથી બાજુ કાઢઘાલ કરી શકાય તેવો કઠેડો કર્યો હોય તો તે એક સરસ પારણાની ગરજ સારે. પછી તેના સળીયાને મચ્છરદાની બાંધી હોય તો અંગ્રેજી ઘાટના કોઈ પણ પારણા કરતાં વધારે શોભાસ્પદ રાચ બની રહે. અહિં અમદાવાદમાં ત્રણ બાજુ કઠેડાવાળા હીંચકાઓ તૈયાર મળે છે એ બધા કોઇ એક જ Standard માપના છે. મારૂં એમ માનવું છે કે એ માપ આપણાં ઘરોનાં શિલ્પશાસ્ત્ર પ્રમાણેનાં છે. એ બધા અમુક માપની પહોળાઈનાં ઘરો માટે જ છે અને તે પરંપરાગત ચાલુ રહ્યા છે.

હીંચકાના જેવું જ, અને કદાચ તેથી પણ વધારે મૌલિક અને કલામય રાચ તે ગૂજરાતનું ઘોડિયું છે. કેટલાક આકારો એવા છે કે તેને સુંદર કરવા ઘણી જ મુશ્કેલી પડે છે. ઘણીવાર સમસ્ત પ્રજા તેને સુંદર કરતાં હારી જાય છે. આવો આકાર ત્રિકોણ છે. આ ત્રિકોણાકાર સુંદર કરવો મુશ્કેલ છે તેનું કારણ એ છે કે કુદરતમાં એ આકાર છે જ નહિ. કુદરતમાં ગોળ, લંબગોળ, ચોરસ, ષટ્કોણ, અષ્ટકોણ, ને સહસ્ત્રદલ પદ્મો સહસ્ત્ર કોણ થએલ છે, પરંતુ ત્રિકોણ નથી મળી આવતા. મનુષ્ય સૃષ્ટિમાં કોઇવાર આવા ત્રિકોણાકાર અનિવાર્ય કરવા પડેલા છે, અને તેમાં મનુષ્યજાતિ કોઇવાર હાર તો કોઇવાર ફતેહ પામી છે. આવા આકારો સ્થાપત્યમાં છાપરાં તથા દાદરાઓ છે. રાચરચીલાંમાં રેંટિયા, અને ઘોડિયાં છે. છાપરાં સુશોભિત કરવામાં અસલમાં જ ગ્રીક લોકો ફતેહ પામ્યા છે. છાપરાંના ત્રિકોણાકાર છેડાને એમણે શણગારીને એની અંદર પૂતળાંકામ મૂક્યાં; હમણાંનો કલાકાર આવા ત્રિકોણાકારમાં ચિત્રો કે પુતળાંઓ ગોઠવવામાં હજુ પણ મુશ્કેલી અનુભવે છે. ગ્રીક લોકો દાદરાને સુશોભિત નથી કરી શકયા. આપણે પણ દાદરા ઘણા ખરાબ કર્યા છે. આ વાત જૂનાં મકાન જોનારાઓએ અનુભવી હશે. દાદરા સુશોભિત ન થઇ શકયા એટલે આપણે એમને સંતાડી દીધા છેઃ કાં તો મિનારામાં લઇ લીધા કે કાં તો બે ભીંતમાં લઇ લીધા. યુરોપમાં પણ ઠેઠ મધ્યકાળ સુધી દાદરાઓ સંતાએલા જ રહ્યા છે. પરંતુ મધ્યકાળ પછી ૧૬-૧૭ સૈકામાં એ જ દાદરાઓ બહાર આવીને Staircase Hall દાદરાનો જ એક ઓરડો જુદો પડયો અને તેને પુતળાંકામ છબીઓ વગેરે શણગારોથી ખૂબ શણગારવામાં આવ્યો, અને મકાનનું મુખ્ય અંગ ગણવામાં આવ્યો. અત્રે ગૂજરાત કોલેજનો દાદરો સારો છે. બીજી જગાએ સારા દાદરાઓ મારા જોવામાં આવ્યા નથી. મંદિરોમાં ચડવાનાં પગથિયાંને આપણે શણગારવા મહેનત કરી છે, પણ તે પગથિયાં કહેવાય, દાદરા ન કહેવાય. હજુ અમદાવાદમાં કોઈ નવું મકાન દાદરા વડે શોભા પામ્યું હોય તેવું મારા જોવામાં આવ્યું નથી.

તેવું જ રાચ રેંટિયો છે. પંજાબમાં તેવો એક રેંટિયો મારા જોવામાં આવ્યો હતો, પરંતુ આ અસહકારના જમાનામાં રેંટિયાઓ સુંદર થઇ જશે તેની મને આશા છે. અને આવું જ હું ઘોડિયું ગણું છું. ઘોડિયું ઘરમાંથી બહાર લાવવા કરવા માટે છે, ઘરની અંદર પડયું જ રહેવા માટે નથી, એટલા માટે એને જેમ બને તેમ હળવું કરવા કોશેષ થતાં ત્રિકોણાકાર મળી આવ્યો. શરૂઆતમાં ડાબી તરફની આકૃતિ (૧)માં બતાવ્યા પ્રમાણે તેમાં માત્ર દાંડી અને દાંડીને છેડેથી જ પાયા મૂકાયા હશે, પણ એવો ચોકખો ત્રિકોણાકાર આંખને

ભાગ્યે જ ગમે તે વિચારથી પછી જમણી આકૃતિ (૨)માં બતાવ્યા પ્રમાણે તેમાં ભેરવાયા અને ગોળ ઉમેરાયા. આમ થવાથી ચોકખો ત્રિકોણ નજરે ન પડે. અને તેમ છતાં જે કંઈ ત્રિકોણ



૧



૨

જેવું લાગે તેને વધારે લાઘવ આપવા માટે તેનાં બધાં અંગઉપાંગ ગોળ કરી દીધાં. પછી તેના પાયામાં વાટા પાડી કાતળીઓ પાડી તેમાં સજીવતા પેદા કરી, અને પછી તેને પચરંગી કર્યું. આ બધી ક્રિયાઓ કેટલી બધી ઔચિત્યભરી છે તે સહજ સમજાશે. આ રીત સિવાય તેને બીજી કોઈ રીતે સુંદર બનાવી શકાય નહિ. વળી તે ત્રિકોણાકાર હોઇ માત્ર દાંડીથી જ અદ્દર ઉંચકી ખભે નાખી ગમે ત્યાં લઇ જઈ શકાય તેમ છે. એના પાયાઓ ટેબલની જેમ નીચેથી કોઈ પણ ચોકઠાંથી બંધાયા વિનાના હોવાથી તેને ગમે તેવી ઊંચી નીચી જમીન પર ઠેરાવી શકાશે. અને છતાં પણ જરા ત્રાંસું હશે તો પણ તેનું ખોયું લટકતું હોવાથી બાળકને ઊંચા નીચું નહિ લાગે. નીચેથી ચોરસ ચોકઠાંથી બંધાએલું ટેબલ કે પારણું એવી સહેલાઇથી ઠેરાવી શકાશે નહિ. આ બધું હોવાની સાથે એ એટલાં મજબુત હોય છે કે કોઈ કોઇ ઘરોમાં બબ્બે ત્રણત્રણ પેઢીઓ સુધી ટક્યાં છે. ઘોડિયાં ઘરમાં ગમે ત્યા ફરતા રહે છે, જ્યારે નવી શૈલીવાળાં પારણાં ઘરમાં એક જ જગાએ રહે છે. સાંજના ઠંડા પ્હોરે ફળીમાં ઘોડિયું હોય અને ઘરની વૃદ્ધ માતા રેંટિયે કાંતતી બાળકને ગાતી ગાતી હીંચોળતી હોય એ દશ્ય કેટલું સુંદર લાગે છે.

આ તો ઘોડિયાની રચના અને તેના બાહ્યરૂપની વાત થઈ. પણ તેમાં બાળકને સુવાડવાનું ખોયું, વૈદ્યકીય દષ્ટિએ વધારે સારૂં છે. બાળકનાં હાડકાં ઘણાં જ કૂણાં છે, અને જન્મતા પહેલા તેનું શરીર, જે ઘણો સમય ગોળાકારે રહેલું હતું, તેને સપાટી ઉપર સૂવા જેવું અનુકૂળ થતા ઘણીવાર લાગે. વળી તે જન્મ પહેલાં જે હુંફથી ટેવાએલું છે તેવી હુંફ આ ખોયા સિવાય એટલી સહેલાઇથી બીજી કોઇ રીતે આપી શકાય નહિ. માત્ર ખોયું બાળકને માતાની ગોદ જેવું જ લાગી ઘણું જ સુખકારક નીવડે છે. બીજું, બાળક ઘણે ભાગે ચત્તું જ સુવે છે, અને ત્યારે તેના પગ અદ્દર ઊંચા રહે છે તેને પણ આ ખોયાંથી ટેકો મળે છે. આમ બધી રીતે ખોયું અને ઘોડિયું બાળક માટે અનુકૂળ છે. વળી એને હીંચોળવામાં આવે છે ત્યારે તેને મળતી હુંફમા જરાય અંતરાય ન પડે તેવી રીતે તેને પવન પણ મળે છે. એ પવન મળવા સાથે બાળકને એ હીંચકાથી મગજમાં કંઈ અમુક જાતની સુખકર તંદ્રા પેદા થઇ બાળક તુરત નિદ્રાધીન થાય છે. ઉત્તર હિંદમાં જ્યાં ઘોડિયાં

કે આવાં ખોયાં નથી ત્યાં બાળકને માથે ને કૂલે ટપલીઓ વગાડી આવી તંદ્રા ઉત્પન્ન કરી બાળકને ઊંઘાડવામાં આવે છે. આ રીતમાં ઊંઘનાર અને ઊંઘાડનારને જે મુશ્કેલી અને મહેનત પડે છે એ જ્યારે નજરે જોવામાં આવે ત્યારે આપણે ત્યાંનાં ઘોડિયાંનો ફાયદો જરૂર સમજાય. વળી ઘોડિયાં દ્વારા પેદા થતી આ તંદ્રા બાળકના શરીરવિકાસને કોઈ રીતે હરકતકર્તા નથી એમ મેં એક ડોકટર પાસેથી જાણ્યું છે.

હવે આપણે આ ઘોડિયાં સાથે પારણાનો ઉપયોગ અને ફાયદાઓ સરખાવો. પહેલું તો પારણું મોંઘું-ભારે-ઘરમાં જ પડી રહી શકે તેવું છે, એટલે એના વડે બહારની હવા બચ્ચાંને આપી જ ન શકાય. બીજું તેમાં ખોયાંના જેવી હૂંફ બાળકને ન મળે. ત્રીજું એનું સૌંદર્ય કંઈ ઘોડિયાથી ચઢે તેવું નથી. મેં તો એવું ઘણી જગાએ જોયું છે કે નવીન ઢબનાં પારણાં ઘરમાં તદ્દન નિરુપયોગી જ થઈ પડયાં છે, અને એને વસાવનારને પાછાં ઘોડિયાં વસાવવાં જ પડયાં છે

બાળકને સૂવા માટેનું ઘોડિયું આપણે જેમ ઘરની બહાર લવાય તેવું અને તેને સુખરૂપ નીવડે તેવું કર્યું છે, તેવી જ રીતે મોટાંને સુવાના ખાટલા અને ઢોલિયાની રૂપરચનામાં પણ આપણે ઘણો વિચાર કર્યો છે એમ મને સમજાય છે. અત્યાર સુધી મને મનમાં અફસોસ રહેતો કે આપણે કેમ છત્રીપલંગો કર્યાં જ નથી ? પણ એનું કારણ મને ઠેક હમણાં મળી આવ્યું, અને તે એ છે કે આપણે સૂવાનું રાચ એવું જ જોઈતું હતું કે જેને આપણે ઘરની અંદર કે બહાર ગમે ત્યાં ફેરવીને ઢાળી શકીએ. જે દેશમાં અતિશય ટાઢ પડતી હોય ત્યાં ઘરની બહાર ખુલ્લામાં સૂવાનું ન હોય. અને ઘરમાં જ સૂઈ રહેવાનું થતાં મચ્છરાદિ જંતુથી બચવા માટે મચ્છરદાનીની જરૂર પડે જ. જે તે દેશની સભ્યતા તેની આબોહવા ઉપર ઘડાઇ છે. ઠંડા મુલકની સભ્યતા કપડાં પહેરવામાં છે. પોતાનું શરીર ખુલ્લું દેખાડવામાં એમને શરમ લાગે, ગરમ દેશમાં એનાથી ઉલટું હોય. એ તો હવે આપણે પશ્ચિમનું અંધ અનુકરણ કરતા થઈ ગયા છીએ એટલે આપણને પણ ખુલ્લાં રહેતાં શરમ લાગે છે પણ એ ખોટી શરમ છે. તે જ પ્રમાણે ઠંડા મુલકમાં ઘરમાં Bedrooms માં પલંગો પાથર્યા જ રહે તે એક સભ્યતા ગણાય. આપણે ત્યાં એ અસભ્યતા ગણાઇ છે. આપણે તો એમ માનીએ છીએ કે વેશ્યાઓને ત્યાં પલંગો પાથર્યા રહે. નહિ તો એમ કેમ બને કે હિંદુસ્થાનની જાહોજલાલી બતાવતા ખડા રહેલા પ્રાચીન રાજમહેલોમાંનો એક પણ પ્રાચીન ઢબનો પલંગ જોવામાં નથી આવતો ! મ્યુઝીયમોમાં પણ જૂના પલંગો જોવામાં નથી આવતા. એટલે આપણને પલંગોની જરૂર જ જણાઇ નથી. બાદશાહોને પણ ઘડીમાં જસમેન બુરજમાં, તો ઘડીમાં શીળી ચાંદનીમાં ચોક વચ્ચે અથવા તો અગાશીમાં ગગનવિહાર કરવા હોયને ? ત્યાં એ તાબુત જેવા છત્રી પલંગને વારંવાર ઉઠાવતાં કેટલી મુશ્કેલી ? આ મુશ્કેલી પંજાબ તરફ રહેનારા અંગ્રેજો અનુભવે છે. કેટલાક સમજુ અંગ્રેજોએ પલંગો છોડી દીધા છે, ને ખાટલા વાપરવા મંડયા છે.

આ તો ઠીક પણ વિજ્ઞાનની દૃષ્ટિએ પણ આપણા ઢોલીઆની રચના પલંગ કરતાં કેવી રીતે વધારે સારી છે તે હવે બતાવું. આપણા ખાટલાનાં સાલ ગોઠવવાની રીત એવી છે કે તેમાં ઇસો કરતાં ઉપળાં ઉંચા રહે છે. તેથી તે ઓશીકાની ગરજ સારે છે. વળી તેમ હોવાથી ખાટલાનું ભરતર સડકની જેમ બે તરફી ઢાળવાળું બને છે, જેથી પછી વચ્ચે સૂઈએ ત્યારે એ ભરતર શરીરને

અનુકૂળ થવા સાથે જોઇએ તેટલુ જ ઝોળાય છે, ઝોળાય ત્યારે સપાટ થઇ જાય છે અગ્રેજી ઢબના ખાટલાઓ કે પલગોમા ઇસો ઉપળા એક જ સપાટી પર રહે છે, અને તેથી તેનું ભરતર એક સરખુ હોઇ બેસતા જ્યારે ઝોળાય છે ત્યારે સપાટ નહિ રહેતા નવેળી જેવા ખાડો થઇ જાય છે, જે એમને આપણા ખોયાની પેઠે કદાચ હુંફ આપવામા વધારે મદદગાર થતા હશે, જયારે એવા ભરતરમા આપણને બફારો થવાનો સભવ છે વળી આપણા ઇસો ઉપળા ગોળ હોવાથી પાતરને ઘસારો ઓછો લાગે છે અને બેસતા તે જરાય આપણને લાગતા નથી આપણા ઢોલીઆના પાયાના માથા ઇસો ઉપળાથી મોટા રાખવામા આવતા હોવાથી આપણે ખાટલો ઉભો કરીએ છીએ ત્યારે પાંતર જમીનને નહિ અડકતા અદ્ધર રહી જમીનના ઘસારાથી પણ બચે છે એમના પલગમા ઇસો ઉપળાની જાડાઈ જેવડા જ પાયા હોઇ એક જ સપાટીમા ગોઠવાય છે એ લોકો તો એમ જ કરે, કેમ કે એમના પલગ તો પાથરેલા જ પડી રહેવાના હોઈ, ઘરમા હરવા ફરવામા અડચણ ન આપે તેમ એક સપાટીમા જ સનવાવા જોઈએ ને ?

ખાટલાના ભરતરમા પણ આપણે ઘણો વિચાર કર્યો છે તેમા પણ પાટીના ભરતર કરતા વાણનુ ભરતર વધારે અનુકૂળ અને કલામય છે એ ભરતર ખાટલાને કર્ણવત હોવાથી તેમા શકરપારા–Rombus—પડે છે, જેથી એ ઝોળાતા આપણા શરીરને તદ્દન બધ બેસી જાય છે પશ્ચિમના પલગમા જે તારનું ભરતર આવે છે તે આવા શકરપારાના ઘાટનુ જ હોય છે આ ભરતર શરીરને બહુ જ બધબેસતુ છે આપણે ઘણી વાર સાભળીએ છીએ કે સ્ત્રીઓને પાટીના ખાટલા "વાયડા' પડે છે આ વાયડા નથી પડતા પણ વાણનુ ભરતર એમને બધબેસતુ થાય છે, જ્યારે પાટીનુ ભરતર અક્કડ રહેવાથી એમનું શરીર રહી જાય છે ઉપરાત આપણા ભરતરમા જે કલામય જુદી જુદી ભાત પડાય છે તે તારમા નથી આવતી આપણે તો ભરતર કલામા ઘણી જ નિપુણતા દાખવી છે ભરાઓના પખા જુઓ, સૂપડા જુઓ, સુડલા જુઓ, નેતરના ભરતર જુઓ, એવી અનેક ચીજો છે કે જે સચા વડે થવી મુશ્કેલ છે ઉત્તર હિંદમા ખાટલો એ ઘરની મુખ્ય ચીજ જ હોઈ ત્યા ખાટલાના ભરતર અનેક તરેહના થાય છે અગ્રેજોને એ એટલા બધા ગમી ગયા છે કે એમણે ખુરસીઓમા પણ વાણના ભરતર ભરાવ્યા છે આ તુલનાત્મક દૃષ્ટિએ હવે આપણે નક્કી કરી શકીશુ કે આપણે કયુ રાખવુ ? ઘોડિયા ને ઢોલિયા કે અપ ટુ ડેટ પારણા અને પલગ ?

[ અપૂર્ણ ]

ગજાનન વિશ્વનાથ પાઠક

# આધુનિક ગુજરાતી સાહિત્ય વિષે કેટલાક વિચારો

## પદ્ય સાહિત્ય

ગુજરાતી સાહિત્યમાં અત્યારે ગદ્યની જેટલી ઉન્નતિ થઇ છે એટલી ગુજરાતી કાવ્યમાં જણાતી નથી. એનું કારણ કદાચિત એમ પણ હોય કે આપણે ગુજરાતીઓ વિશેષતઃ લક્ષ્મીપૂજક છીએ. આપણી આધુનિક ગુજરાતી કવિતા હિંદુસ્તાનના બીજા ભાગોમાં ઘણી વખત ઉપહાસજન્ય થાય છે. એનું ખાસ કારણ હ્રસ્વને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ કરવાની આપણી કુટેવ છે. બીજા લોકોને તો એમ જ થાય છે કે જે કવિને ભાષા ઉપર એટલું યે પ્રભુત્વ ન હોય કે સામાન્ય શબ્દો તોડયા-મરોડયા વગર પ્રચલિત છંદોમાં ઉપયોગ ન કરી શકે, તો કવિતા લખવાની જરૂર જ શી છે? બે ચાર વર્ષથી એમાં કંઈક થોડો સુધારો થયો છે. પરંતુ 'પ્રસ્થાન' જેવા માસિકમાં અર્ધચંદ્રાકાર અને સીધી રેખાઓના ચિન્હોવાળી કવિતાને સ્થાન જ ન મળવું જોઇએ. આપણી આધુનિક કવિતામાં ન્હાનાલાલની કવિતા જ બીજા પ્રાન્તમાં રુચિકર થાય છે, એમ કહું તો ચાલે. પણ એમના પદ્યમાં જે અસ્ખલિત વાણીપ્રવાહ માઇકેલ મધુસૂદન દત્ત કે મૈથિલિશરણ ગુપ્તના પદ્યમાં, છે તે નથી જ. કવિકલ્પનાના પ્રવાહમાં ઘણી વખત એમની ભાષાની શિથિલતા ખટકે છે. અને પર્યાય શબ્દોની મરમાર તથા એક જ વિચારનું બીજા શબ્દોમાં પિષ્ટપેષણ પણ ઘણી વખત ખુંચે છે. આ બધું છતાં હિંદુસ્તાનના કવિઓની ગણનામાં ગુજરાતનો કોઈ પણ કવિ આવી શકે એમ હોય તો તે ન્હાનાલાલ કવિ જ છે. એમનાં "ચગતાઇનામા" ને "અકબરનામા"ના "કૌમુદી"માં છપાયેલ ખંડો મને ખાસ ગમ્યાં. વાણીમાં પ્રસાદ ને ઓજસનો સુંદર સમન્વય થયો છે. એમનાં "પ્રતિશાદંદ" ને "યોધપર્વણી" આપણા સાહિત્યમાં અનુપમ કાવ્ય છે. "પ્રતિશાદંદ" જીવનના મહાસંગ્રામનું મંગળાચરણ રૂપે જન્મ્યું છે, એમ કહીએ તો યે ચાલે.

" તેજ અને તેજનો
    આજ મહા સંગ્રામ હતો.
લોક લોકનાં મહત્તત્ત્વો તે નિરખતાં.
    આજ સંહારતૃતીયા હતી.
વિશ્વના વિધિલેખ
    વિશ્વાધિનાયક આલેખે છે,
એ વિધાત્રી મુહૂર્ત આભમાં ઉગ્યું હતું.
    ચાંદરણું આથમ્યું હતું,
છતાં સૂર્યોદયને વાર હતી.
    ગહનતાના અંભોનિધિ સમોવડું
ગગન ભાગ્યવર્ણું હતું.

× × ×

બ્રહ્માંડના અંકોલ પરબ્રહ્મ ધરે છે
એ બ્રહ્મમુહૂર્તની પ્રાતઃસંધ્યા પડતી હતી."

ન્હાનાલાલ કવિએ આ પ્રમાણે હિંદના પ્રથમ મહાસમરાગણના વાતાવરણનું કુશળ ચિત્રકારની રસિક સૂક્ષ્મતાથી ને ખરા કવિની સહજ કલ્પનાથી સુંદર ને ગંભીરતાભર્યું આલેખન કર્યું છે.

ન્હાનાલાલ કવિનો સર્જનકાળ હજી ઘણોય બાકી છે. એમનાં નાટકો જો કે રંગભૂમિ ઉપર ભજવાય એમ નથી છતા યે કવિતાગ્રંથો તરીકે આપણા સાહિત્યમાં ઉચ્ચ સ્થાને છે. મુગલ વૈભવના સુદર ચિત્રો તો એમને હાથે ઘડાઇ ચૂક્યાં છે. એ સંબંધી કાઇક સૂચના કરવા જેટલી ધૃષ્ટતા કરૂં તો એટલું જ કહું કે ભાવિ ગુજરાતીમાથી શિથિલતા નીકળી જવી જોઇએ. 'સૃજન', 'સરિખડી', અલબેલડી', 'ચંદ્રી'–આવા શબ્દો કાનમા ખૂચે છે. આપણે ત્યા તો ભાષાનુ ચોકઠું ખૂબ જ સજ્જડ હોવું જોઇએ. કવિને હાથે હર્ષદેવના સમયની વિભૂતિઓનું ને છેલ્લા પાણીપત પછીનું મરાઠા રાજ્યના પુનરુત્થાનનું પણ આલેખન થાય તો કેવુ સુદર?

### ગદ્ય સાહિત્ય

આપણા ગદ્યની હાલત અત્યારે બીલકુલ અદ્વિતીય છે. ગદ્ય લેખકોમા સૌથી પ્રથમ સ્થાન હુ ગાધીજીને આપુ. કારણ એમણે જ આપણને ગૂજરાતીમા સ્વમાન શીખવ્યુ અને સિદ્ધ કરી આપ્યુ કે ભાષાનો વૈભવ એ ભાષાના બોલનારાના સામર્થ્ય ઉપર અવલંબિત છે. 'નવજીવન' ના લેખો હિંદુસ્તાનની બધી ભાષાઓમા અને યુરોપની પણ અનેક ભાષાઓમા અવતરે એ ગાધીજીની જ પ્રતિભાનું પરિણામ છે; જેમ આપણી બેંકના ચેક ઉપર ગુજરાતી અને ઈંગ્રેજીમા છપાયેલ નામ આપણા સાહસિક વાણિયાઓને આભારી છે.

ગાધીજીનું અને મહાદેવભાઈનુ ગુજરાતી બધા જ સમજી શકે. પણ એ ગુજરાતીમા નવી જ પ્રતિભા મૂકનાર અને સુન્દરતા સાથે નવું તેજ પ્રગટાવનાર તો કાકા કાલેલકર છે એ આપણા ઇતિહાસ અને ભૂગોળ રચે તો મને ખાત્રી છે કે ગુજરાતના ભાવિ સંતાનો ગુજરાતના અને હિંદના ઇતિહાસમા નવીન ચેતન જુએ અને પામે. આનંદશંકરભાઈ અને 'પ્રસ્થાન'ના વિદ્વાન તંત્રી એ તો નૈયાયિકોની કક્ષામા મૂકાય. એટલે એમની ભાષા જો સમજવી હોય તો બરાબર ધ્યાન દઇને જ વાચવું જોઇએ; કારણ કે વિચાર અને વાણી એ બન્નેનો એટલો ગાઢ સંબંધ હોય છે કે આપણે આપણી સામાન્ય ટેવ પ્રમાણે ઉપર ઉપરથી જ જોઈ જઇએ તો આનંદશંકરભાઇની અને રામનારાયણભાઈની ભાષા આપણને કલિષ્ટ લાગે. પણ એમની ભાષા તે કઠણમાં કઠણ અને ગૂઢ વિચાર પ્રકટ કરવાનું અનુપમ સાધન છે. વીટીમા જેમ નંગ ઘડાઈને મૂકયા હોય તેમ એમના વાકયોમાથી શબ્દો નકામા તરીકે કાઢી નંખાય નહિ, તેમ જ શિથિલ થઇને સરી પણ ન જાય. "દ્વિરેફની વાતો" ની શૈલી તો તદ્દન નિરાળી જ છે. જીવનના કંઇક ખંડો એમની પ્રાકૃત અવસ્થામા જ ઉભા થાય છે. કનૈયાલાલ મુનશીના પુસ્તકોથી પણ આપણા સાહિત્યમા નવું બળ આવ્યુ છે. પણ એના કરતા પણ મેઘાણીની 'રસધાર'ના પહેલા બે ત્રણ પુસ્તકોએ અધિક જોમ પ્રગટાવ્યું છે. મેઘાણી જ્યારે સોરઠની સામાન્ય ભાષામાં લખે છે ત્યારે જે આબેહુબ ચિત્ર ઉભું થાય છે તે એમના વધારે મહેનતથી લખેલા ગ્રન્થોમાંથી નથી ઉભું થતું. મારા ધારવા પ્રમાણે હિંદુસ્તાનની બીજી ભાષાઓ કરતા આપણે ત્ય ગદ્ય ઘણું જ ઉંચી કોટિનું લખાય છે.

## ટુંકી વાર્તા

ટુંકી વાર્તાઓની પ્રથા આપણે ત્યાં થોડાંએક વર્ષથી ચાલુ થઈ છે. પણ હજી એમાં આપણને બંગાળી સાહિત્યરત્ન શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાયના જેવી સફળતા પ્રાપ્ત થઈ નથી. એનું મુખ્ય કારણ મને એ જ જણાય છે કે આપણા મુખ્ય લેખકો શહેરનિવાસી છે અને ગામડાના પુરા પરિચયમાં આવ્યા નથી. શરત્ચંદ્રનું "દેહાતી સમાજ" વાંચતાં ગ્રામ-જીવન આપણી સામે એક સજીવ વ્યક્તિ થઇ ઉભું રહે છે. એ જીવનની કરુણા, એની નિષ્ફળતા, એનું પ્રાસંગિક હાસ્ય, એનો ક્ષણિક ઉલ્લાસ, એની નજીવી ખટપટો—આ બધું મૂર્તિમંત થાય છે.

## લોકગીત અને નૃત્ય

સુભાગ્યે આપણે ત્યાં સંસ્કૃતમય ગદ્યનો જમાનો વહી ગયો છે. પણ કવિતામાં અંગ્રેજી કાવ્યોના છાયાનુવાદ કરવાની ટેવ હજી ગઇ નથી. દરેક વસ્તુને આપણે અંગ્રેજી ધોરણે તપાસીએ અથવા અંગ્રેજી ચીજો સાથે સરખાવીએ તેથી આપણને કાંઇ લાભ ન થાય. ખરી કળા તો જીવનના અંતર નાદમાંથી જ પ્રગટે અને એ નાદનો રણકો દરેક પ્રજા માટે અને દરેક વ્યક્તિ માટે કાંઇક જુદો જ હોય છે. સારૂં થયું કે આપણે વૈજ્ઞાનિક સંગીતનો મહા-શાસ્ત્રીઓને જ ઇજારો આપ્યો, અને આપણાં લોકગીત અને એમાં યે ખાસ કરીને સ્ત્રી ગીતના વિકાસ તરફ વળ્યા. આ ક્ષેત્રમાં મારા ધારવા પ્રમાણે આપણું આધુનિક સાહિત્ય અદ્વિતીય છે. આપણા લોકગીતનું લાડ, એનું ડોલન અને એનું નૃત્ય એ બધું યે આપણાં જીવનનું ખરૂં પ્રતિબિંબ છે. આપણાં જુનાં ગીતમાં પંક્તિએ પંક્તિએ કેટલું નૃત્ય રહેલું છે તેનો ખ્યાલ હજી આપણને પૂરો થયો નથી. નૃત્ય તો આપણા જીવનનું પ્રધાન અંગ છે. બાળક જન્મે છે ત્યારથી જ નાચે છે. અને ગુજરાતનાં છોકરાંઓ જ્યારે તાલ અને ગતિ સાથે, સંસ્કારી લોકગીતો સાથે નાચતાં શીખશે ત્યારે આપણી સંસ્કૃતિમાં એક નવું જ ચેતન ઉત્પન્ન થશે. પચાસ કે સો વર્ષ પછી ન્હાનાલાલના રાસ–લોકગીતો તરીકે પ્રસિદ્ધિ પામશે, અને મારા ધારવા પ્રમાણે એમની કવિતામાં એમના રાસ વધારે અમરત્વ પણ પામશે.

## નાટક અને અભિનય

નૃત્ય અને લોકગીત તો વિકાસને પંથે ચડ્યાં છે પણ નાટક અને અભિનયનો હજી જન્મસંસ્કાર પણ થયો નથી એમ કહીએ તો ચાલે. એ ત્રુટિનું મુખ્ય કારણ મારા ધારવા પ્રમાણે આપણી નિરંકુશતા છે. નવલકથા અથવા તો કાવ્યરચના કરતાં નાટક લખવામાં વધારે સંયમની, પ્રમાણની અને અંકુશની જરૂર છે. અત્યારે આપણે ત્યાં પ્રથમ કોટિનું કોઈ પણ નાટક નથી એમ કહીએ તો ચાલે. 'રાઈનો પર્વત' **निरस्ते पादपे देशे एरण्डोऽपि द्रुमायते** જેવું છે. નાટકના પ્રધાન અંશો એમાં બહુ લુજ છે. વસ્તુસંકલનાની શિથિલતા, એ આપણો જુનો દોષ છે અને એ દોષમાંથી સંસ્કૃત સાહિત્યમાં પણ મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્ત અને ભાસ સિવાય બીજા મુક્ત રહેવા પામ્યા નથી. શુદ્ધ નાટકકાર તરીકે તો હિંદુસ્તાનના ઇતિહાસમાં હું રવીન્દ્રનાથ ઠાકુરને જ પ્રથમ પદ આપું. કવિ અને વાર્તાના લેખક કરતાં પણ નાટ્યકાર તરીકે એમનું સ્થાન બહુ ઊંચું છે. એમનું 'ચિત્રાંગદા' દુનિયાના ગણ્યા-

ગાંઠયાં નાટકોમાં સ્થાન પામી શકે તેવું છે. એનું હમણાં જ હિંદી ભાષાંતર મુનશી અજમેરીએ કર્યું છે. અને એ અનુવાદ ઉપરથી મૂળના પ્રસાદની કાંઇક ઝાંખી થશે. રવીન્દ્રનાથની કવિતા ગદ્યાનુવાદ તરીકે સફળ થાય તેવી નથી. કારણ એ કવિનો ભાવ એના વાક્યોમાં એવો સળંગ ઉતરે છે કે વાક્યરચનામાં ફેરફાર થતાં જ એના વિચારની વિશિષ્ટતા બદલાઇ જાય છે અને એની પ્રતિભા ઝાંખી પડી જાય છે. દા. ત. ઇંગ્રેજી ચિત્રાંગદામાં મૂળ ચિત્રાંગદાનું શતાંશ સૌંદર્ય નથી. રવીન્દ્રનાથ ઠાકુર એક રીતે આપણા જુના હિંદી કવિ સુરદાસ જેવા છે. એ કવિ છે, ગાયક છે અને એ પોતાનાં ગીતોની સાથે નાચે પણ છે. એમનું સમગ્ર જીવન એમના શબ્દોમાં સ્ફુરે છે, વિકાસ પામે છે અને રશિયન નર્તકી આના પાવલોવાના 'પતંગનાચ'ની પેઠે એમાં જ વિરમે છે.

## હિંદી અને ઉર્દૂભાષા

હિંદી સાહિત્યની મોટામા મોટી ત્રુટિ એની ભાષાશિથિલતા છે. અને એ શિથિલતા એના સંસ્કૃતમય વાતાવરણથી છે. હિંદુસ્તાનીમાં જે જોસ છે તે નથી હિંદીમાં કે નદીથી ઉર્દૂમાં. કારણ કે જેમ વલ્લભભાઇએ આપણે ત્યાં ગુજરાતી ભાષામાં લોકભાષા જ વાપરી વીરરસ ઉપજાવ્યો, તેવી જ રીતે ભાષામા જોમ તો લોકોમાં બોલાતી વાણીમાંથી આવે. અને જેમ સરસ્વતીચંદ્રની ભાષાને આપણી બોલચાલની ભાષા સાથે કાંઈ જ સંબંધ નહતો તેમ હિંદી દૈનિક અને માસિક પત્રોની ભાષાને લોકભાષા સાથે બહુ જ થોડો સંબંધ છે. ઉર્દૂની પણ એવી જ હાલત છે. ઉર્દૂનું સાહિત્ય બહુ ઉંચી કોટિનું નથી. આપણામાંથી બહુ થોડાને ખબર હશે કે દુનિયાની ભાષાઓમા ઉર્દૂ ભાષાની ઉત્પત્તિ અજબ છે. સાધારણ વિકાસક્રમ લોકભાષામાંથી સાહિત્ય એમ હોય છે, પણ ઉર્દૂમાં તો આથી બીલકુલ ઉલટું છે. એ તો બાદશાહી કેમ્પમાં અને કચેરીમા ઉદ્દ્ભવી અને અત્યારે પણ શિક્ષિત લોકોની એ ખાસ સામગ્રી છે. એટલે ઉર્દૂ ભાષામા લોકસાહિત્ય કે લોકગીત એવી તો વસ્તુ જ ન ઉદ્દ્ભવે અને નથી. એટલે એ ભાષા તો જેમ આપણા સંસ્કૃત મહાકાવ્યો થોડા ગણ્યાગાંઠયા શિક્ષિત લોકોની પુજી રહી તેમ જ રહેવાની. એનો વિકાસ જેમ મધ્યકાલીન યુરોપમાં અને ૨૦ મી સદીમાં લેટીન ભાષાનો થયો અને થાય છે તેમ જ થવાનો–ઉર્દૂ આમભાષા તો ન જ બની શકે. આમ ભાષા તો જે અત્યારે ઉત્તર હિંદુસ્તાનમાં બોલાય છે તે જ થઇ શકે. અને એ ભાષામાં લિખિત હિંદી અને ઉર્દૂની બન્નેની ખાસ વિશિષ્ટતા એનું જોશ રહેલું છે. બાકી તો વ્રજ અને અવધિ ભાષાઓનું અનુપમ માર્દવ અને લાલિત્ય આજકાલની લોકભાષાને પરંપરાના વારસામાં ઉતરેલાં છે. ગામડાંઓમાં નિરક્ષર ખેડુતો જે ભાષા બોલે છે એ જ ભાષાને ખીલવવાથી હિંદી અને ઉર્દૂમાં પ્રાણ આવશે. આવી જાતનો અખતરો ગુજરાતમાં મેઘાણીએ શરૂ કર્યો એમ કહીએ તો ચાલે, પણ એને અજબ ઓજસથી ભર્યો એનું માન તો બારડોલીના વીરને જ આપવું જોઇએ. વલ્લભભાઇને દશ વર્ષ પહેલાં કોઇએ ગુજરાતી લેખ લખવા કહ્યું હોત તો એ જરૂર હસત, અને એમના વિષે કોઇએ એમ ભવિષ્યવાણી ભાખી હોત કે એક દિવસ એવો આવશે કે ગુજરાતના સાક્ષરોની ગણનામાં વલ્લભભાઇનું પણ નામ લેવાશે તો વલ્લભભાઈ એમ જ સમજત કે આ મારી નાહક ઠેકડી અને હાંસી થાય છે. પણ વિશ્વનું ચક્રનેમિ જુદી રીતે ફરે છે. એની ગતિ અમાપ છે. ઉત્કૃષ્ટ સાહિત્યનો મુખ્ય ગુણ નિખાલસપણું; જ્યારે એ વાણીમાં ઉતરે ત્યારે અમર સાહિત્ય જન્મે. અને આ

નિખાલસપણું ગાંધીજીના પ્રતાપે ગુજરાતમાં બીજા પ્રાન્તો કરતાં વહેલું જન્મ્યું અને એનો પરિપાક પણ જલદી જ થશે. ગુજરાતી સાહિત્યના ભાવિ ઇતિહાસમાં ગાંધીજીના અને વલ્લભભાઈનાં નામ પણ અમરત્વે અંકાશે એમાં સૌથી વધારે આશ્ચર્ય એ બન્ને મહાપુરુષોને જ થશે.

## લિપિ

સાહિત્યના વિવેચનના પ્રસંગે લિપિ વિષે પણ બે ચાર શબ્દો અસ્થાને ન કહેવાય. ન્યૂસપેપર અને છાપખાનાના જમાનામાં આપણે લિપિને પણ જમાનાને અનુકૂળ બનાવવી જોઇએ. છાપનારની દષ્ટિએ ગુજરાતી અને નાગરી લિપિના મુખ્ય દોષો એની ઉપર અને નીચેની માત્રાઓમાં અને સંયુક્ત અક્ષરોમાં છે. આ બે દોષોને લઈને છપાવવાનો ખર્ચ વધી જાય છે. અને એ દોષો એવા નથી કે જેનો ઇલાજ આપણે સહેલાઈથી ન કરી શકીએ. સંયુક્ત અક્ષરો માટે તો સૌથી સુગમ વાત મને એ જણાય છે કે જે અક્ષર સ્વર વિનાનો હોય તેને ખોડો લખવો. માત્રાનો પ્રશ્ન કંઈક વધારે જટિલ છે: "એ" અને "ઓ"ની માત્રા માટે તો જરા યે મુશ્કેલી નથી; કારણ કે જેમ આપણે મધ્ય-કાલીન વખતમાં લખતા હતા તેવી રીતે લખીએ તો 'કે'ને બદલે 'ાક' અને 'કો' ને બદલે 'ાકા' લખીએ. ઐ અને ઔ ની માત્રા કેવી રીતે લખવી તે વિષે કંઈક વધારે વિચારની જરૂર છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા તરફથી એક નાની સરખી કમિટિ આ વિષય ઉપર વિચાર કરવા નિમાય તો સારું કામ થવા સંભવ છે. એમાં એકાદ છાપખાનાના અનુભવી ગૃહસ્થની પણ જરૂર છે. આ વિષયને અંગે જ ગુજરાતી મિતાક્ષરી લિપિ (Short hand) અને ગુજરાતી ટાઇપ રાઈટીંગનું ભવિષ્ય બંધાયેલું છે. લિપિસુધારણા અત્યારે ખાસ અગત્યનો પ્રશ્ન છે અને સુભાગ્યે એ પ્રશ્ન થોડી મહેનત અને વ્યવહાર કુશળતાથી હલ થાય તેમ છે. અનુસ્વારો લખવાની પદ્ધતિમાં પણ આપણે થોડા વિવેકની જરૂર છે. બિંદુચિન્હથી આપણે જો સંતોષ માનીએ તો છાપખાનાની અનેક મુશ્કેલીઓ નીકળી જાય. ગુજરાતી મિતાક્ષરીની અને ટાઇપ રાઈટીંગની દિવસે દિવસે જરૂર વધે છે; કારણ આપણે ત્યાં અનેક જાતની પ્રવૃત્તિઓ ચાલે છે અને આપણા ગુજરાતના જીવનનું કેન્દ્ર અત્યારે શહેરોમાં છે. વળી આપણા સાહસિક વેપારીઓને પણ વખત અને સફાઇ એ બન્નેની ખાસ જરૂર છે.

## સાહિત્યની સંસ્થાઓ

આપણી સાહિત્ય સભાઓ કાંઈક સુસ્ત બેઠી છે એમ કહીએ તો ચાલે. સૌથી જુની સંસ્થા આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. 'વર્નાક્યુલર' શા માટે? અત્યારના જમાનામાં એ શબ્દથી મને એક જાતનું અપમાન અને કંટાળો લાગે છે. એ જુની સંસ્થાના નામમાં અને એની કાર્યપ્રણાલિમાં ઘણા પરિવર્તનની જરૂર છે. સાધારણ કોટિના ગ્રન્થો અને એમાં યે ભાષાન્તરો આવી જુની સંસ્થાઓ તરફથી છપાય એ ગુજરાતી જનતાને લજ્જાસ્પદ છે. સુભાગ્યે, શેઠી વિદ્યાબેન જેવાં બાહોશ સેક્રેટરી

સભાને મળ્યાં છે તો એમની સ્ત્રીસહજ વ્યવહાર કુશળતાથી નવા જીવનનો સંચાર થશે એમ આપણે આશા રાખીએ તો ખોટું ન કહેવાય. સોસાયટીનું 'બુદ્ધિપ્રકાશ' અત્યારે બુદ્ધિને પ્રકાશનારૂં નથી. લેખો પણ, અપવાદ સિવાય, સાધારણ કોટિના જ આવે છે. મારા જેવા ત્રાહિતે સૂચના કરવી એ અયોગ્ય ન કહેવાય તો હું તો કહું કે સોસાયટીએ હવે માસિક અથવા ત્રિમાસિક પત્ર એવું કાઢવું જોઈએ કે જેમાં ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનોના ફાળાનો નિષ્કર્ષ હોય. જેમ નાગરી પ્રચારિણી પત્રિકા મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝાના સંપાદન નીચે નીકળે છે તેવી રીતે આપણી સાહિત્ય સભા તરફથી પણ કોઈ સરસ સંશોધન પત્રિકા નીકળવી જોઈએ. આપણા નવ યુવકોમાં અત્યારે બે ચાર માણસો એવા છે કે મેં ઉપર સૂચવેલી પત્રિકાને નિભાવી શકે અને હિંદુસ્તાનના સાહિત્યમાં ગુજરાતી સાહિત્ય માટે પણ ઉપયુક્ત સ્થાન મેળવી શકે.

અત્યારે આપણાં બે સર્વશ્રેષ્ઠ માસિકો 'પુરાતત્ત્વ' અને 'જૈન સાહિત્ય સંશોધક' મુનિ જિનવિજયજીના દેશાટનને લઇ અદૃશ્ય થઇ ગયાં છે. સાહિત્ય સભાની ફરજ છે કે એવાં જ પત્રોનો ફરીથી પુનર્જન્મ થાય.

આ પ્રસંગે એક બીજી સૂચના મને યાદ આવે છે. ગુજરાતનું પાટનગર અમદાવાદ છે. તો શા સારૂ આપણી સાહિત્ય સભાને આપણી મ્યુનિસિપાલિટી દશ વીસ હજારની વાર્ષિક મદદ ન કરે ? મારા ધારવા પ્રમાણે બંગીય સાહિત્ય પરિષદને પણ એવી જ રીતે મદદ મળે છે. વળી મદદ માટે સરકારને પણ લખી શકીએ. પણ એ બધામાં પ્રધાન પ્રશ્ન તો ફરીથી જીવન સંચાર કરવાનો છે. જુની પ્રણાલિને તિલાંજલી આપ્યા સિવાય છૂટકો નથી. કારણ કે એથી આપણા અગ્રણી વિદ્વાનોને અન્યાય થાય છે. દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, મુનિ જિનવિજયજી, પં. સુખલાલજી, જેવા વિદ્વાન મનુષ્યોની ગણના અત્યારે દુનિયાના પંડિતોમા નથી એનું કારણ એટલું જ છે કે હજી આપણા ગુજરાતીઓમાં સ્વમાનની જેટલી માત્રા આવવી જોઇએ એટલી નથી. અને ગુર્જર પ્રજાને એના વિદ્વાનો વિષે હજી જોઇએ તેટલું ગૌરવ પણ નથી. આ બધું છતાં સંતોષની એક વાત તો છે કે અત્યારે ગુજરાતમાં જેટલી પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેટલી હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગમાં દેખાતી નથી.

## પાટનગરમાં કીર્તિસંગ્રહાલય

એક બીજી સૂચના સ્ફુરે છે; અને તે એ છે કે ગુજરાતનો અઢળક પૈસો દાન અને બીજા ન્યાતજાતના વરાઓમાં ખરચાય છે. તો શું એ સંભવિત નથી કે ગુજરાતના પાટનગરમાં ગુજરાતનું એક કીર્તિસંગ્રહાલય ઉભું થાય અને ત્યા ગુજરાતની ભૂતકાળની અને હાલની સમૃદ્ધિઓનું ભાન આવે અને એના ભવિષ્યની ઝાંખી થાય એવી વસ્તુઓનો સંગ્રહ થાય. જૈન શ્રીમંતોમાં તો ભંડારો સ્થાપવાની અને જ્ઞાનસંસ્થાઓ નીભાવવાની જુની પરંપરા છે. હજી જૈન સાધુઓમાં જેટલા ધુરંધર પંડિતો નીકળશે તેનાથી દશમા ભાગના પણ બીજા સંપ્રદાયમાંથી નહિ નીકળે. જૈન પ્રજાની આસ્થા હજી સાધુ યતિઓ ઉપર છે. એ બન્નેનું કર્તવ્ય છે કે જૈનસંઘ ની કીર્તિનો ધ્વજ એક સમૃદ્ધ જૈનસંગ્રાહલય ઉપર ફરકે. સાધન તો અનેક મોજુદ છે. એ ભેગાં કરવાની અને એને યોગ્ય મકાનમાં સજાવવાની જ જરૂર છે. જૈન જનતા સામે પૈસાનો સવાલ ઉભો કરીએ એ તો ધાષ્ટતા જ કહેવાય.

મ્યુનિસિપલ સંગ્રહાલયની યોજના વિષે થોડા વખત પહેલાં સંભળાતું હતું અત્યારે એના પડઘા પણ શ્રવણગોચર થતા નથી. બે ચાર વર્ષો પહેલાં અમદાવાદને એની જાહોજલાલીને છાજતું નગરભવન મળશે એવી આશા હતી, પણ હજી યે ઘણાં વર્ષો સુધી આપણે પ્રેમાભાઈ હૉલ અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરીથી જ સંતોષ માનવો પડશે એમ લાગે છે. ગાંધીજી જેવા પૈસા ઉઘરાવનાર અમદાવાદમાં રહે અને આ બે વસ્તુની આપણને ત્રુટી રહ્યા કરે એ આપણા નેતાઓને અને ગુજરાતના શ્રીમંતોને શોભાસ્પદ નથી. સર ચિનુભાઈની ખાલી પડેલી જગ્યા હજી ગુજરાતમાં કોઈએ નથી જ લીધી એમ કહીએ તો એમાં જરા પણ અતિશયોક્તિ નથી. આ દારિદ્રયનું શું કારણ ? પૈસાનાં પૂર તો આવ્યાં ને ગયાં, ફરીથી ભરતીઓટ આવશે, પણ એ અમરત્વના સ્તંભ બાંધનાર શું ફરીથી નહિ જન્મે ? સાંપ્રદાયિક રૂઢિઓને અને ન્યાતના રિવાજોને અંગે જે શહેરમાં લાખ્ખોનો ધુમાડો થાય છે ત્યાં શું સભ્યતાના પ્રથમ અંગ રૂપ વસ્તુઓનો અભાવ ચિરકાળ રહેશે ?

મને ઘણી વખત એમ થાય છે કે આપણા મ્યુનિસિપલ મેમ્બરો મ્યુનિચ, બર્મિંગહામ કે સ્વીટ્ઝર્લૅન્ડનાં મુખ્ય શહેરો જોઈ આવે તો મ્યુનિસિપલ કામ કોને કહેવાય તેની કંઈક ઝાંખી થાય. સંગ્રહાલયનો પ્રશ્ન તો આપણા નવયુવકોના હાથમાં છે. તેમની ફરજ છે કે શ્રીમંતોને અને મ્યુનિસિપાલીટીઓને જગાવી સંગ્રહાલયને અસ્તિત્વમાં લાવે. કારણ કે ગુજરાતના જીવનનાં બધાં અંગો આપણે સમૃદ્ધ કરવાનાં છે. પુનરુજ્જીવનનો ઘંટાનાદ તો શરૂ થઈ ચૂક્યો જ છે. હવે તો આગળ વધે જ છૂટકો.

ન્હાનાલાલ ચી. મહેતા
આઇ. સી. એસ.

---

# આચાર્ય વિજાપુરકર

## મહારાષ્ટ્રના રાષ્ટ્રીય શિક્ષણના પિતા

ગુરુવર્ય વિષ્ણુ ગોવિન્દ વિજાપુરકરનું વ્હાલસોયું નામ આણ્ણા સાહેબ હતું. ગરીબ માતાપિતાને ઘેર કોલ્હાપુરમાં ઇ. સ. ૧૮૬૩ ના ઑગસ્ટની ૧૬ મી તારીખે આણ્ણાએ આ વિશ્વનું પ્રથમ દર્શન કર્યું. મરાઠી શિક્ષણ કોલ્હાપુરમાં જ લઈને એમણે ત્યાંની રાજારામ હાઇસ્કુલમાં મેટ્રીકની પરીક્ષા પાસ કરી. પુનાની ડેક્કન કૉલેજમાંથી ઈ. સ. ૧૮૮૭ માં આણ્ણા બી. એ. થઈને નીકળ્યા. એમના સંસ્કૃત જ્ઞાનની કદર કરીને કૉલેજના સંચાલકોએ એમને "ભાઉદાજી સંસ્કૃત પ્રાઇઝ" આપ્યું. આણ્ણાના સંસ્કૃત જ્ઞાન ઉપર વિદ્દવર ડૉક્ટર ભાંડારકરનો મોહ હતો અને એને લઈને બન્ને વચ્ચે ખૂબ પ્રેમ હતો. ગુરુશિષ્યનો આ પુનિત પ્રેમ અંત સુધી અચલ રહ્યો.

બી. એ. થયા પછી વિજાપુરકરે બે વર્ષ સુધી ડેક્કન કૉલેજમાં અને સાત વર્ષ સુધી અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં ફેલો તરીકે કામ કર્યું. ૧૮૯૦ માં એમ. એ. થઈને એઓ કોલ્હાપુરમાં રાજારામ કૉલેજમાં "ઘેરપડે લેકચરર" નિમાયા. થોડા સમય પછી અધ્યાપક

શિવરામ બાપુજી પરાંજપેનું અવસાન થયું અને એમના સંસ્કૃત તથા અંગ્રેજી અધ્યાપનનું કાર્ય આપણા સાહેબને મળ્યું. ત્યારથી આપણા સાહેબ અધ્યાપક વિજાપુરકર બન્યા. વિદ્યાર્થીઓ સાથેના નિસ્વાર્થ અને સરલ પ્રેમભાવભર્યા વર્તનથી એઓ વિદ્યાર્થી આલમમાં ખુબ પ્રિય થઈ પડયા.

આપણાને પોતાની પ્રિય માતૃભાષા મરાઠી પર બાળકને માતા ઉપર હોય એવો સ્વાભાવિક પ્રેમ હતો. આ પ્રેમબળથી પ્રેરાઈને આપણાએ કોલ્હાપુરમાં સમર્થ છાંપખાનું, 'સમર્થ' પત્ર તથા ગ્રંથમાળા, અને 'વિશ્વવૃત' માસિક પત્રિકા શરૂ કર્યાં. એ સિવાય પ્રાચીન ઐતિહાસિક પત્રો અને લેખો પ્રસિદ્ધ કરીને વિજાપુરકરે મરાઠી ભાષાની બહુમૂલ્ય અને ચિરસ્મરણીય સેવા કરી. ધીરે ધીરે આપણા સાહેબે કોલ્હાપુરના પુસ્તકાલય તરફ ધ્યાન આપીને જનતામા વાચવાનો શોખ જન્માવ્યો. કોલ્હાપુરની રાજા રામીયન કલબના મંત્રી તરીકે આપણાએ સુન્દર સેવાકાર્ય કર્યું છે.

કોલ્હાપુરના રાજ્યશાસનમા થતા અન્યાયોની સામે પોતાના 'સમર્થ' પત્રમાં આપણા તીખી આલોચનાઓ કરતા. એ વખતે કોલ્હાપુર નરેશ તરતના જ આર્યસમાજી બનેલા. પોતાના નવીન વૈદિક વિચારોને કારણે મહારાજા વિજાપુરકરથી અસંતુષ્ટ રહેતા. જ્યારે ઇ. સ. ૧૯૦૫ મા ભારતવર્ષમા સ્વદેશીનો જુવાળ ચઢયો ત્યારે એની અસર કોલ્હાપુર ઉપર પણ પડી એ વખતે આપણા સાહેબ ઉપર કોલ્હાપુર નરેશની ઇતિરાજી ઉતરી. ૧૯૦૫ ના સપ્ટેમ્બરમા કોલ્હાપુરમા 'પ્રલીમિનરી' પરીક્ષા વખતે વિદ્યાર્થીઓએ સ્વદેશી કાગળ ઉપર જ લખવાનો સત્યાગ્રહ કર્યો. જ્યારે વિદ્યાર્થીઓની આ માગણીનો અનાદર કરીને સત્તાવાળાઓએ પરદેશી કાગળો આપ્યાં ત્યારે વિદ્યાર્થીઓએ એ કાગળ ફેંકી દઇને પોતાનો અસંતોષ પ્રકટ કર્યો. આ ઘટનાના મૂળ ઉત્પાદકનો આરોપ અધ્યાપક વિજાપુરકર પર આવ્યો અને ૧૯૦૫ ના ઑકટોબરમાં કૉલેજમાંથી એમને છુટા થવું પડ્યું. ગુલામીની ધુસરી આમ અચાનક અને સુન્દર તકે છૂટી જવાથી આપણાએ એક પ્રકારની મુક્તદશાનો અપૂર્વ આનંદ અનુભવ્યો.

સરકારી સેવામાથી છુટીને આપણાએ પૂર્ણ રીતે હવે દેશસેવામાં ઝુકાવ્યું. ઈ. સ. ૧૯૦૬ મા કોલ્હાપુરમા જ એમણે સમર્થ વિદ્યાલયની સ્થાપના કરી. આધુનિક મહારાષ્ટ્ર શિવાજી મહારાજના મહારાષ્ટ્ર જેવું ફરીવાર 'સમર્થ' બને એ મહાત્વાકાંક્ષાથી પ્રેરિત થઇને આપણાએ રાષ્ટ્રીય શિક્ષણને જીવનધર્મ માન્યો.

ઈ. સ. ૧૯૦૬ ની કલકત્તા કોંગ્રેસમાં સ્વદેશી, સ્વરાજ્ય, રાષ્ટ્રીય શિક્ષણ અને બહિષ્કાર એ રાષ્ટ્રીય પક્ષના ચાર સૂત્રો સ્વીકારાયા, તે સમયે અધ્યાપક વિજાપુરકર એ પક્ષના એક મુખ્ય કાર્યકર્તા મનાવા લાગ્યા. ૧૯૦૭ માં આપણાએ પોતાનું 'સમર્થ વિદ્યાલય' કોલ્હાપુરમાથી ખસેડીને તળેગાંવ દાભાડેમા આણ્યું. લોકમાન્ય તિલક મહારાજની સુજ્ઞ સહાયથી આપણાએ તળેગાવમા વિદ્યાલય માટે એક અનુકૂળ મકાન બંધાવ્યું. આમ રાષ્ટ્રીય શિક્ષણનું આ નાનું શું વૃક્ષ મનમાન્યું ફાલતું હતું ત્યાં સુરતની ઐતિહાસિક કોંગ્રેસ ભરાઈ. આ બેઠકની નીતિરીતિથી સરકાર ચેતાઇ અને એણે દમનનીતિ અખત્યાર કરી. લોકમાન્ય તિલકને રાજદ્રોહના ગુન્હા માટે દંડ મળ્યો અને સરકારની આંખમાં કાંટાની જેમ ખટકતું રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય પણ એની દમનનીતિની ચક્કીમાં પીસાઇ ગયું.

અધ્યાપક વિજાપુરકરના 'વિશ્વવૃત્ત' માં પ્રચલિત વિષયોની ચર્ચા ગંભીર રીતે થતી હતી. મહારાષ્ટ્રમાં એ પત્રિકાનું બહુ માન હતું. એ પત્રિકાના એક અંકમાં તિલક મહારાજે "આશાની નિરાશા અને નિરાશાની આશા" નામનો એક લેખ લખ્યો. આ લેખમાં રાષ્ટ્રીય પક્ષનો ભાવિ કાર્યક્રમ હતો. આ લેખમાં તિલક મહારાજે એવી આશા પણ પ્રકટ કરી હતી કે સુરતની કોંગ્રેસમાં વિનીતો અને ઉદ્દામો વચ્ચે સમાધાન થઈ જશે. એ જ અંકમાં શ્રી સાતવલેકરનો એક લેખ પર કોલ્હાપુર નરેશે એના મુદ્રક અને સમ્પાદક ઉપર ૧૯૦૮ ના ઑક્ટોબરમાં રાજદ્રોહના આરોપનો અભિયોગ ચલાવ્યો. દરબારદ્વારા નિયુક્ત થએલા ક્રિકેડ સાહેબે શ્રી વામન મલ્હાર જોશીને ત્રણ વર્ષની સખ્ત કેદ અને અધ્યાપક વિજાપુરકરને ત્રણે વર્ષની સાદી કેદ ફરમાવી. પત્રિકાના મુદ્રક શ્રી વિનાયકરાવ જોશીને પણ દોઢ વર્ષની સખત સજા મળી. આમ રાષ્ટ્રીય શિક્ષણના આત્માઓને કચડી નાખવાનો સખત છતાં ખુલો પ્રયત્ન થયો. ખુબી તો એ હતી કે લેખના લખનાર શ્રી સાતવલેકરને નિર્દોષ ઠરાવી છોડી મુક્યા.

કારાગારમાં પણ આપણાના નિષ્કલંક જીવનનો અનેક કેદીઓ પર સરસ પ્રભાવ પડયો. જેલની શાંતિનો લાભ લઈને એમણે સંસ્કૃત રામાયણના સાત પારાયણ કરેલા. સમર્થ વિદ્યાલયને, દેસાઈ, કરંદીકર અને ઓક જેવા રાષ્ટ્રીયશિક્ષણના તત્ત્વનિષ્ઠ સેવકો મળ્યા હતા, એટલે પોતાની ગેરહાજરીમાં પણ વિદ્યાલય પહેલાં જેવું જ ચાલશે એવો આપણાને પૂર્ણ વિશ્વાસ હતો. પણ વિધિઘટના કંઈ જુદી જ હતી. સરકારે સમર્થ વિદ્યાલયને પણ રાજ-દ્રોહના કાનુન અનુસાર ૧૯૧૦ ના જુનમાં બંધ કરાવ્યું. આમ રાષ્ટ્રીય શિક્ષણના આ વિકસતા છોડને એની બાલ્યાવસ્થામાં જ ક્રૂર રીતે ઉખેડી નાખવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૧૨ માં વિજાપુરકર જેલમાંથી છુટયા ત્યારે એમણે જોયું કે રાષ્ટ્રીય શિક્ષણ માટે લોકોમાં પહેલા જેવો ઉત્સાહ અને વિશ્વાસ નથી. પરંતુ ધીરજ ન છોડતાં કેવળ પોતાનાં ચારિત્ર્યબળ અને ભગવાન ઉપર શ્રદ્ધા રાખીને સર મહાદેવ ચોબલ, સોલાપુરના રેંગ્લરથ સાઠે અને ગોપાલ કૃષ્ણ દેવધર જેવા પુરુષોની સહાયથી ૧૯૧૮ ના નવેંબરમાં આપણાએ સમર્થ વિદ્યાલયનો પુનરોદ્ધાર કર્યો. વૃદ્ધાવસ્થામાં શરીર જર્જરીત હોવા છતાં તળેગાંવના ક્ષેત્રસંન્યાસી બનીને પોતાનું વહાલું જીવનકાર્ય આગળ ધપાવ્યું. રાષ્ટ્રીય શિક્ષણનું આ અનેક વિદ્યાલય ધારે ધારે છતાં સંગીન પ્રગતિ કરવા લાગ્યું. છેવટના દિવસોમાં પોતાની નબળી તબિયતને કારણે એમની સહાય વિદ્યાલયને ઓછી મળતી પણ કેટલાક ઉત્સાહી, સ્વાર્થત્યાગી અને રાષ્ટ્રીય શિક્ષણને જ પોતાનું જીવનકાર્ય માનનારા શિક્ષકોનું એક 'આજન્મ સેવકમંડળ' સ્થપાયું ને વિદ્યાલયને ખાતર પોતાની જાત નીચોવી નાખીને એને ઉછેરવાનાં બનતા પ્રયત્નો આ મંડળે કરવા માંડયા. ૧૯૨૦ માં પૂનામાં તિલક મહાવિદ્યાલય અને મહારાષ્ટ્ર વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવ્યા. એ સંસ્થાઓ ઉપર પણ આપણાનો અપાર પ્રેમ હતો. એ સંસ્થાઓને આપેલો ઉદ્બોધક સંદેશ આ રહ્યોઃ

"બધા કાર્યમાં પૂર્ણ ઉત્સાહ રાખીને એકતાથી વિવિધ કાર્યો અંગીકાર કરવાથી પ્રતિકૂળ દેખાતી પરિસ્થિતિમાં પણ કોઇને કોઇ રીતે તિલક વિદ્યાપીઠનો ઉત્કર્ષ જ લોકો જુએ છે. રાષ્ટ્રીય શિક્ષણનું આ વટવૃક્ષ ફાલશે એમાં સંદેહ નથી. પાંદડાં ખરી જતાં લાગતાં

# સંગીતની દિવ્યતા*

(૧)

[ વસન્તતિલકા ]

સંગીતના રવ મનોરમ જ્યાં સુણું છું–
સ્વર્ગીયના સકલ સૃષ્ટિ વિષે લહું છું!
પૃથ્વી તણી સહજ સુન્દર વસ્તુમાં યે–
સૌન્દર્ય ભવ્ય તણું દર્શન દિવ્ય થાયે!

(૨)

[ મન્દા–સ્રગ્ધરા ]

વૃક્ષે વૃક્ષે, વિટપ વિટપે, પર્ણ ને પુષ્પવૃન્દે–
દષ્ટિ જાણે નિરખતી પ્રભા–સ્વપ્ન, સૃષ્ટિ સમસ્તે!
શાખાઓ યે ફલ ફૂલ તણા ભારથી જે નમેલી–
હર્ષક્ષોભે વિરામે સ્થિર બની સહસા સ્તબ્ધ સંગીતઘેલી!

(૩)

[ વસન્તતિલકા ]

સંગીતના મધુર જ્યાં રસમાં ડુબું છું–
અદ્‌ભુત, સ્વપ્ન સમ દૃશ્ય વિલોકું છું હું–
ઉદ્‌ભૂત સદ્ય થતું ત્યાં જલદેવીઓનું–
સૌન્દર્યભર્યું નયનો મુજ આંજી દેતું!

(૪)

તેજસ્વી, રમ્ય, રમણીવદનો વિરાજે,
ધ્યાને અગમ્ય, નયનો તણી લીનતા છે!
ગંભીર ગીતરવનો પ્રતિઘોષ થાયે–
આવાસ જે સલિલ સુન્દરીનો ગજાવે!

(૫)

ન્હોતો વિષાદમય મર્ત્યભૂમિ નિવાસી–
ત્યારે હતો પરમ બ્રહ્મ તણો વિલાસી;
આનન્દ એ અનુભવું ફરી નિર્વિકારી–
સંગીતબ્રહ્મનું બને ઉર જ્યાં વિહારી!

(૬)

કાલાટવી—ભ્રમણમાં વધતાં અગાડી
ક્લાન્તિ પ્રવાસ તણી લેશ ઉરે ન જાણી;
સંગીતની ચઢી મનોહર, દિવ્ય પાંખે–
ઉડી જતાં સમયપક્ષી ન વાર લાગે!

"કુંજ"

---

* Walter De La Mare ના એક અમેઘ કાવ્ય ઉપરથી

# અમદાવાદના મીલમજૂરોમાં જાગૃતિ

અમદાવાદના મજૂરોમાં અસંતોષ વિષે 'પ્રસ્થાન' માં ચારેક માસ પર લખ્યા પછી આજે આ મજૂરભાઇઓમાં આવેલી સુંદર જાગૃતિની નોંધ લેતાં સ્વાભાવિક રીતે જ હર્ષ થાય છે. ઉપરોક્ત લેખ પ્રકટ થયો ત્યારે મુંબઇની મીલહડતાળ પુર જોશમાં ચાલતી હતી અને હડતાળ સમિતિને માન્ય કરવા મીલ માલેકો આનાકાની કરતા હતા. ત્યાર બાદ મજૂરોએ ત્રણેક માસ સતત લડત ચલાવી અને ઔદ્યોગિક ઇતિહાસમાં કાયમ રહી જાય એવી હડતાળ ફત્તેહમંદીથી પાર ઉતારી. મજૂરોના આ વિજયની આખા મજૂર આલમ પર ઘણી અસર પડી છે અને અમદાવાદની મજૂરજાગૃતિ એનું એક પરિણામ છે એ શંકા વગરની વાત છે. પરંતુ મુંબઇના મજૂરો વિજયના મદમાં જ્યારે બીનસત્તાવાર એકાએક હડતાળો પાડે છે ત્યારે અમદાવાદનો મજૂર પોતાનું સંઘબળ પાકા પાયા પર જમાવ્યે જાય છે. બન્ને જગ્યાના મજૂરોની કાર્યની રીતમાં આ મોટો ભેદ છે તે ઉપરનો માત્ર નથી પણ બન્નેની આંતરિક નીતિનો છે. અમદાવાદના મજૂરોની જાગૃતિનાં બીજાં પણ કેટલાંક કારણો છે જે ખાસ નોંધવા જેવાં છે.

આજે અમદાવાદના મજૂરો પોતાના હકો માલેકો પાસે કબુલ કરાવવા શક્તિમાન થયા છે તે બરાબર સમજવા માટે આપણે આઠ વર્ષ પહેલાંના કેટલાક બનાવો યાદ કરવા પડશે. ૧૯૧૯–૨૦ માં અમદાવાદની મીલોમાં પ્રોસલ ખાતાના મજૂરોની એક મોટી હડતાળ પડી હતી જેનો વિજયવંત અંત આવતાં અમદાવાદના મજૂરોને, જેને મજૂરોનો Magna Charta કહેવાય પણ જે પંચના ચુકાદાના નાના નામે જાણીતા થએલા છે એવા કેટલાક હકો મળ્યા. આ ચુકાદાઓની કેટલીક બાબતો સામાન્ય મહત્વની છે. મજૂરોને માટે પાણીની યોગ્ય વ્યવસ્થા રાખવા, બપોરે ખાવાને માટે જરૂરી માંડવાઓ (dining sheds) બાંધવાં, જાજરૂની સ્વચ્છ સગવડ કરવા વગેરે માટે આ ચુકાદાઓમાં ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે. એમાંની કેટલીક વસ્તુઓનું પાલન જો કે હજી ય થએલું નથી પણ જે મોટી વિવાદ-ગ્રસ્ત બાબત હમણાં હમણાં થઇ પડી હતી તે મજૂરોના સંઘો બાંધવાના હક સંબંધની હતી. મહાત્મા ગાંધીજી અને શેઠ મંગળદાસના પંચે એક ચુકાદામાં એવું સ્પષ્ટપણે જણાવ્યું હતું કે 'મીલોએ મહાજન બંધાય ત્યાં હરકત કરવી નહિ કિંવા મહાજન બંધાવાના કામમાં મદદ કરવી.' મીલોને ધીકતી કમાણી હતી અને મજૂરોને અસંતોષનું કાંઇ પણ કારણ આપતાં મીલો બીતી હતી ત્યારે તો પંચના આ ચુકાદાના પાલનમાં હરકત ન આવી. પણ વખત બગડતો ગયો અને મજૂરોનું સંઘબળ ઘટવા માંડ્યું એટલે મજૂરોનો આ હક છીનવી લેવા મીલોએ પ્રયાસ કરવો શરૂ કર્યો. છડેચોક કેટલીક મીલોએ પંચના ચુકાદાનો ભંગ કરવા માંડ્યો અને મહાજનના કામમાં સીધી અને આડકતરી રીતે ડખલગીરી કરવા માંડી. મજૂરો પોતાનો સંઘ બાંધવાનો હક હવે કાયમ કરી શક્યા છે અને મહાજન વિરોધી મીલોના હાથ હેઠા પડ્યા છે.

આ વસ્તુ બરાબર સમજવા માટે અમદાવાદના મજૂર મહાજનનું કામકાજ કેવા ધોરણ × પર ચાલે છે તે વિષે અહિં બે શબ્દો કહેવા જરૂરી છે. સંઘમાં જોડાએલા મજૂરોના પ્રતિનિધિઓનું એક મંડળ સંઘનું કામકાજ ચલાવે છે. દરેક મીલવાર સંખ્યાના પ્રમાણમાં સદરહુ મજૂરો પ્રતિનિધિઓ પોતે જ ચુંટી કાઢે છે. તેઓ લવાજમ ઉઘરાવવાનું કામ કરે છે અને મીલમાં જ પગારના દિવસે તેમની મારફતે લવાજમ ઉઘરાવવામાં આવે છે. સંઘનું બીજું કામકાજ પણ મીલની અંદર રહીને જ કરવામાં આવે છે. મજૂરોની તકલીફો તપાસવાનું અને તે ઉપરી અધિકારીઓના ધ્યાન પર લાવવાનું કામ સંઘ તરફથી ત્યાંને ત્યાં કરવામાં આવે છે મંદીના વખત આવ્યા એટલે મીલોએ શરૂઆતમાં મજૂરોની ફરિયાદો તરફ આંખ આડા કાન કરવા માંડયા. કેટલીક જગ્યાએ મહાજનના માણસને અમુક વખતે જ પેસવા દેવા એવા હુકમો નીકળ્યા. વાણિયાશાહી ઢબે ફરિયાદોનો નિકાલ લાવવા અણઘટતી ઢીલ કરી મજૂરોના આગેવાનોને થકવવાનો સહેલો પણ સચોટ ઉપાય કેટલીક મીલોએ લીધો. વળી કેટલીક મીલોએ તો મહાજનના માણસને ઝાંપામાં પેસવા જ ન દેવા એવા છડેચોક હુકમો કાઢયા અને 'મજૂર સંદેશ' પણ બંધ કર્યું. મજૂરોના આગેવાનોને બીક હતી કે જો તેઓ કડક ઉપાયો લેશે તો આ મંદીના સમયમાં મજૂરોનાં દુઃખો ટાળવાનું જે થોડું ઘણું કામ થઈ શકે છે તે થ નહિ થઈ શકે તેથી તેમણે સખત નીતિ ધારણ ન કરી. આ નરમ નીતિ વિષે અમે અમારા આગલા લેખમાં સૂચન કર્યું હતું.

આવી અસંતોષજનક સ્થિતિ પ્રવર્તતી હતી તેવા જ અરસામાં મુંબઇના મજૂરોએ બતાવેલા અપ્રતિમ જોરથી મજૂરોમાં ઉત્સાહ રેડાતો હતો. 'મજૂર સંદેશ' મારફતે પાંચ વરસથી દર અઠવાડિયે સંઘબળની ભાવના કેળવવા જે સતત પ્રયાસ થતો ગયો હતો તેની અસર કેટલાક યુવાન મજૂરો પર ઊંડી હતી. મજૂર મહાજનને રૂા. ૧૨૦૦ જેટલી રકમ દર મહિને મીલ માલેક મંડળની તિલક સ્વરાજ ફંડ સમિતિ તરફથી નિશાળો માટે મળતી હતી તે રકમ આપવી તેમણે બંધ કરી અને જે સમજણ (understanding) માલેકો અને મજૂર મહાજન વચ્ચે આ વિષે હતી તેનો તેમણે ભંગ કર્યો. સખત નીતિ ધારણ કરવામાં આ રકમ બંધ થવાની જે મોટી બીક હતી તે જતી રહી. દરમ્યાન એક બે બનાવો બન્યા જેને લીધે મજૂર આલમમાં રહેલા latent forcesને મૂર્ત સ્વરૂપ મળ્યું. ભરતખંડ કોટન મીલે શાળખાતાના મજૂરોના પગારમા અન્યાયી ઘટાડો કરવાનો પ્રયાસ કરવા માંડયો અને એમા એમને તરત જ હાર મળી. બીજો બનાવ સરસપુર મીલને લગતો હતો. આ મીલમજૂરોમા કેટલાક અભણ પણ સાચા સંઘવાદીઓ છે. એમાંના બેને કાંઇક બહાના હેઠળ કાઢી મૂકવામા આવ્યા. મહાજન બાંધવાના અને ચલાવવાના હક ઉપર આ ચોકખી તરાપ હતી અને મજૂર મહાજન આવા હુમલા હવે લાંબો વખત સહન કરે તો એની હસ્તીને જોખમ આવે એવું હતું એટલે મજૂર મહાજને પોતાની જુની ઢીલી નીતિ છોડી દઈ મીલને 'હડતાળ' પાડવાનું 'અલ્ટીમેટમ' મોકલાવ્યું, મજૂરોની સામાન્ય સભા બોલાવી અને સામાન્ય હડતાળ (general strike) પાડવી ન પડે તેથી મીલને બીજી કોઇ મીલના મજૂરો મદદ ન કરે અને કાળમુખા ન મળે તેથી મજૂરો પાસે પ્રતિજ્ઞાઓ

× 'યુગધર્મ'ના છેલ્લા અંકમાં આ વિષે એક લેખ પ્રગટ થયો છે. જી. ક. ચાં.

લેવડાવવાનો સંકલ્પ કર્યો. અમદાવાદની સર્વે મીલોના થ્રોસલખાતાના મજૂરો પર આની વિજળીક અસર થઈ. સંઘબળની દબાએલી ભાવના ભભુકી ઉઠી.'

પણ એ અહિં નોંધવા જેવું છે કે આવી સ્થિતિ હોવા છતાં પણ અમદાવાદનું મજૂર મહાજન હડતાળનું છેવટનું જલદ પગલું ભરવા નાખુશ હતું. શાંતિથી સમાધાની કરવાના બધા ઉપાયો અજમાવી જોયા પછી જ હડતાળ પડે એવું બંધારણ ગાંધીજીએ એમને '૨૧ ની સાલમાં ઘડી આપેલું હતું. એટલે મીલ માલેક મંડળને વચ્ચે પડી આ, બાબતને પતાવવા એમણે અરજી કરી અને ગાંધીજીની મદદ જે એમને મળતી રહી છે અને જેને લીધે મોટા ભાગે મહાજન સફળ રીતે પ્રગતિ કરી રહ્યું છે તે લેવા ઘટતો પ્રબંધ કર્યો. પંચનું તત્ત્વ સ્વીકારવામાં મુશ્કેલીઓ પડતી હતી તે ગાંધીજીના વ્યક્તિત્વને લીધે મટી ગઈ અને પંચ નીમવામાં આવ્યું. પંચ તરીકે ગાંધીજીએ નિર્ણય આપ્યો કે એક પ્રતિનિધિને તરત જ પાછો કામે લેવો જોઇએ અને બીજાને માટે શેઠ કસ્તુરભાઈના આગમનની વાટ જોવી. મજૂરોની આ જીતથી સ્વાભાવિક રીતે જ મજૂર આલમમાં ચેતન આવ્યું. ત્યાર બાદ સઘળી મીલોમાં મહાજનો બંધાવાં લાગ્યાં.

મજૂરોમાં અદબ ( discipline ) જાળવવી આવે વખતે ખાસ જરૂરી હોવાથી અને પ્રચારનું કામ આગળ ચલાવવું આવશ્યક હોવાથી મજૂર મંડળે એક સેવાદળ સ્થાપ્યું. તેમાં જોડાવા બદલ ગુજરાત જીનીંગ મીલે ૧૮ મજૂરોને કાઢી મૂકયા. આ ઝઘડાનો નિકાલ પણ મજૂરોની તરફેણમાં આવ્યો. હવે જે જે લડતો થઇ તે મજૂરોના મહાજન બાંધવાના હક વિષેની હતી. તેમાં છેલ્લી વિજયવંત લડત ભારત લક્ષ્મી કોટન મીલને લગતી હતી. ખેચરદાસ સ્પીનીંગ મીલમાં આ જ હક પ્રતિપાદન કરવા લડત ચાલે છે.

થોડા વખત પર મીલ માલેક મંડળે મજૂરોની પ્રગતિ અટકાવી દે એવો એક છેલ્લો પાસો નાખ્યો હતો તેમાં તે સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડયું છે. મંડળે '૨૧ ની સાલનો જાણીતો પંચનો ચુકાદો વિસારી દઇ ઠરાવ કર્યો હતો કે મીલની અંદર સંઘનું લવાજમ ઉઘરાવવા દેવામાં નહિ આવે કારણ કે તેથી અવ્યવસ્થા થવાનો ડર છે ! મજૂરો સમજતા હતા કે મહાજન તોડવા માટેનો આ પહેલો દાવ છે. તેથી તેમણે સખત રીતે આ ઠરાવનો વિરોધ જાહેર કર્યો. આ બાબત પણ છેવટે ગાંધીજી અને શેઠ મંગળદાસના પંચ સમક્ષ ગઈ જેમણે ચુકાદો આપ્યો છે કે મીલોએ પોતે જ મહાજનના સભાસદોની યાદી ઉપરથી સંઘને લવાજમ ઉઘરાવી આપવું અને સંઘના કામમાં ડખલગિરી કરવી નહિ. આ ઠરાવ માલેકોનું ડહાપણ અને મજૂર નેતાઓની sweet reasonableness બતાવે છે અને અમદાવાદના મજૂર મહાજનની નીતિની દૃષ્ટિએ સૂચક છે.

આ ઉપરથી વાચકને જણાયું હશે કે મુંબઈમાં જ્યારે મજૂરો સામે થતા અન્યાયો માટે તરત હડતાળો પડે છે અને હડતાળ પછી અન્યાયોની ગણત્રી કરાવવામાં આવે છે તેમ જ તેના નિકાલ માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થએલું ત્યાંના નેતાઓ માને છે, ત્યારે અમદાવાદમાં એવું કશું થતું નથી. એનું મોટું કારણ ગાંધીજીનું વ્યક્તિત્વ અને પંચનું તત્ત્વ છે જેને શરણે માલેકો અને મજૂરો બન્ને છે. અમદાવાદના મજૂર નેતાઓ સ્વભાવે અને અનુભવે ઉદ્યોગને નુકશાન ન થાય તેની ખાસ કાળજી રાખે છે. પરંતુ તેઓ લડાયક

( militant ) નીતિ ધારણ કરતા અચકાતા નથી.[૧] અમદાવાદના માલેકો ડહાપણવાળા અને વચનને પાળનારા છે. મુંબઈના માલેકોને મજૂર-આલમ સાથે અંગત સંબંધ ઓછો રહે છે અને એમની દૃષ્ટિ ટુંકી માલમ પડે છે. સરકાર પર અસર પાડવાના હેતુથી અને રક્ષણનો ટુકડો મેળવવા-માટે તેઓ મજૂરોને હોળીના નાળિયેર કરી દે છે. મુંબઈના ગલ્લૂરો આટલી બધી વિજયવંત હડતાળો પછી પોતાનુ બળ પારખી ગયા છે અને સમજે છે કે હડતાળ પાડ્યા વગર એમના અસંતોષના કારણોનો નિકાલ કરવાની કોઈને પડી નથી. ત્યાના કેટલાક આગેવાનો આ અસંતોષના કારણોનો પુરેપુરો લાભ લેવાની મન:સ્થિતિવાળા છે. શ્રી જોશી અને બીજા ઉદારમતવાદીઓને જેટલુ જોઈએ એટલુ બળ માલેકો ડહાપણ બનાવીને આપતા નથી. એટલે છેવટનો હિસાબ આ ઉદ્દામ વિચારના આગેવાનો- જેમનો પ્રભાવ કાંઇ ઓછો નથી અને જેમાના કેટલાક નિ:સ્વાર્થી અને ઉંચા આદર્શવાળા છે—અને ટુકી દૃષ્ટિના માલેકો બન્ને પોતાનુ બળ અજમાવી કરી લે છે. ૭ માસની મોટી હડતાળ પછી પણ જે છમકલા હજી થયા કરે છે તેનું કારણ અહિં આપણને જડે છે.

અમદાવાદના મજૂર મહાજન અને માલેકમડળ વચ્ચે મીસો મારફતે સઘ ચલાવવાનો જે ચુકાદો થયો છે તે વિષે વિચાર કર્યા વગર આ લેખ અપૂર્ણ જ ગણાય. ગઈ સાલ ટ્રેડ યુનિયન ડેલિગેશન આવ્યુ હતું ત્યારે એના એક જર્મન સભ્યે અભિપ્રાય આપ્યો હતો કે હિંદુસ્તાનના ઘણા સઘો milkfed organisations છે. અમદાવાદના મજૂર મહાજનને 'Yellow union' કહેવાતી એની વૃત્તિ હતી આ તાત્વિક સવાલ અહિં વિચારવા જેવો છે. વળી મીસો મારફતે સઘો ચલાવવાથી સઘ પાગળો થઈ જાય છે અને મજૂરોની rank & file સાથે સબધ જળવાતો નથી એ અનુભવની વાત છે. આ જ કારણને લીધે અમદાવાદ મજૂર મહાજને મજૂર લત્તાઓમા સંઘનું કામકાજ ચલાવવા તૈયારી કરી હતી. અમદાવાદ મજૂર મહાજનની નીતિ ઘડનાર ગાંધીજી છે અને એમના મજૂર માલેકના સબધના વિચારને બધ બેસતી આ નીતિ છે, છતા મજૂર સગઠનની નક્કરતાની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારવા જેવો છે જ. અહિં છેવટે દુ:ખ સાથે ઉમેરવું પડે છે કે મજૂરોમા આ અદ્દર જાગૃતિ આવી છે તેમા શાળાખાતાના ૧૫—૨૦ હજાર હિંદુમુસલમાન કારીગરો ભાગ લેતા નથી એ દુર્ભાગ્ય જ છે. પણ એ પ્રશ્ન નિરાળો હોઈ અહિં તેનો વિચાર કર્યો નથી.

છગનલાલ ચાંપાનેરીઆ

અર્થશાસ્ત્ર વિશારદ

# વાર્તા કળાની થોડીક છુટી છવાઈ રસ–કણીઓ

આપણે ત્યાં નથી તો વાર્તા વિષે કળાનો ધંધો કે નથી વાર્તા વિષે ધંધાની કળા.

*   *   *

પાત્રોની ક્રિયામાં જ જેમને રસ લાગે એ વાર્તાના સાધારણ વાચક. એમનું લક્ષ પાત્રોની ગતિ ઉપર.

ખુદ પાત્રોમાં જ જેને રસ હોય એ વાર્તાના સમજ્દાર વાચક. એમનું લક્ષ પાત્રોના માનસ ઉપર.

*   *   *

દરેક ખરેખરી "ટુંકી વાર્તા" નિયમબદ્ધતા (discipline) ઉપર એક પ્રકારનો નિબંધ છે. ટુંકી વાર્તાની આંકણી તેમાં આવેલ વિધવિધ આકર્ષક નિયમન પરથી થાય–શબ્દોના આંક કે સમયના માપથી નહિ.

*   *   *

કરાંચીના "મહાત્મા ગાંધી ગાર્ડન"ના મુખ્ય દ્વારો પર ચેતવણીનું પાટિયું વંચાય છે:

"Unchained dogs are not allowed"

એની નીચે જ એનું ગુજરાતી કર્યું છેઃ—

"વગર સાંકળવાળા કુતરાઓને દાખલ કરવામાં આવશે નહીં."

ઢગલાબંધ પારસી વાર્તાઓની ગુજરાતી ગાડી બરાબર ઉપર પ્રમાણે અંગ્રેજી પાટા ઉપર જ દોડે છે!

*   *   *

વસ્તુ (plot) 'મૌલિક' હોઇ શકે જ નહિ–તેનો વર્તાવ 'મૌલિક' બનાવી શકાયઃ પુરાણા હીરાને નવા પાસા આપી શકાય.

*   *   *

કેવળ મનને બહેલાવનારી તથા જીવન પર છાપ પાડનારી એવી વાર્તાની બે શાળાઓ છે. જેને ગમે અને ફાવે તે તે શાળાને સ્વીકારે. બન્નેની કિમ્મતમાં ફેર હોય પણ માનવ સૃષ્ટિમાં બન્નેની આવશ્યકતા ઘણી જ. સાહિત્ય સૃષ્ટિમાં બન્ને પોતાનાં સ્થાન અચુક ધરાવે. કળાસુંદરીની વરમાળ બન્ને પર સરખી શોભે.

*   *   *

ટુંકી વાર્તા એટલે કે એકતા (singleness)નું ત્વરિત સુંદર સંગઠન.

લાંબી વાર્તા એટલે કે વિવિધતાનું ધીમું મોહક પ્રદર્શન.

*   *   *

વસ્તુ (plot) એટલે કે વાર્તાની વિગત નહિ પણ વાર્તાનું ખોખું: માત્ર બાહ્ય રૂપરેખા.

વિષય (theme) એટલે કે વાર્તાનું રૂપ નહિ પણ વાર્તાનો મધ્યસ્થ ભાવ: માત્ર સામાન્ય પ્રબોધ.

કળા આમ જ કહે છે કે લેખકે વાર્તાને વાચક આગળ આણવી પણ વાચકને વાર્તામાં આણવો નહિ. અખાડામાં ખેલાડીઓ જ હોય–પ્રેક્ષકો નહિ.

" સજ્જન વાંચક !" " પ્રિય વાંચક !" " સુજ્ઞ વાંચક !" " ચાલો વહાલાં વાચકો, હું તમને હવે મુબઈથી ઉચકી માથેરાનની પેનેરામા પોઇન્ટ ઉપર લઇ જાઉં !" એવું વાચક પ્રત્યે લેખકનું એક પણ પાધરૂં સંબોધન વાર્તામાં આવવું જ ન ઘટે. ગમે એવો પુરાણો રૂઢિપ્રકાર જે કેવળ નકામો અને દેખીતો કળાહીન હોય તેને આજની વાર્તાઓમાં સ્થાન છે જ નહિ. પારસી લેખક ભાઇબ્હેનો એટલું હવે સમજશે ?

* * *

આજની વાર્તાઓમાં સંવાદ ( dialogue ) મહીં પાત્રમુખવચનની જોડાજોડ પાત્ર સ્થિતિ કે ગતિના જે આછા આછા સ્પર્શ વારંવાર અપાય છે તેને કેટલાક ભૂલથી " સંવાદની વિશેષ શોભા " ધારી લે છે. પણ વાસ્તવિક તેમ નથી. એવા આછા આછા સ્પર્શ પ્રકાર ' એવડું પાત્રાલેખન કાર્ય ' કરતા હોઈ ખરેખર તો " પાત્રાલેખનની વિશેષ શોભા " છે.

* * *

ગમે એવી સારી શૈલી ( style )નું પાજરૂં ન બનાવવું–તેને તો પંખેરૂં જ રાખવું.

* * *

દુનિયામા કોઇ એવું ખેતર નથી જ્યા વસ્તુ ( plot )નાં ઝાડ ઊગેલાં જડી આવે; પણ એવા અગણિત ખેતર પડેલાં છે જ્યાં વસ્તુનાં બીજ ( germs ) અહીં તહીં અને બધેબધ વિખરાએલા પ્રયત્નશાલી વાર્તા લેખકને જરૂર જ મળી આવે.

* * *

આપણા વચ્ચે હાલમા શુ વધારે ગંદુ અને ગંધીલું દેખાય છે ? વાર્તા તફડાવતું ચોરખાતું કે તફડાવેલી વાર્તા પકડનારૂં જાસુસખાતું ?

* * *

આછા વસ્તુની ઊણપ અચ્છા પાત્રાલેખનથી પૂરાય છે.

* * *

દરેક વાર્તાકાર પાસેથી તેની વાર્તામાં વાચક પોતાનો અમુકતમુક પ્રધાન સ્વાદ ( predominent taste ) માગે છે: કોઇ કહે છે મને માત્ર રીઝવો, કોઇ માગે છે મને આશ્વાસન આપો. કોઇ નીતિ માગી લે છે, કોઈ ફિલસુફીની અપેક્ષા કરે છે. કોઇ સ્પર્શ માગે છે, કોઈ સ્વપ્નું માગે છે. કોઇ હાસ્ય માગે છે, કોઈ આંસુ ઇચ્છે છે. કોઈ સાહસ માગે છે, કોઈ ભરમ માગે છે. કોઇ પ્રેમની ઝંઝણી માગે છે, કોઇ ભયની ધ્રુજની માગે છે. પણ સાચ્ચો વાર્તાવાચક વાર્તાના કળાકાર પાસેથી બસ આટલું જ માગે છેઃ–" તારી પ્રકૃતિ પ્રમાણે તને સૌથી સરસ ફાવે તે સ્વરૂપમાં તું મને તારી સૌથી સરસ કળા આપ ! "

* * *

" હૈયાનો ઇતિહાસ " અને " ઇતિહાસનું હૈયું " એ બન્ને હાથમાં હાથ પકડી સરખાં ભભકી ઉઠે ત્યારે એક ખરેખરી ઐતિહાસિક નવલકથા બને.

* * *

જે ઉગતો લેખક ફાડી નાખવા માટે વાર્તાઓ લખતો નથી તે છાપી નાખવા જેવી વાર્તાઓ ઉપજાવવાને લાયક બનતો જ નથી.

વાર્તાનાં વર્ણનચિત્રોમાં સત્યની અગત્ય કરતાં પણ સત્યના જેવું દેખાય એની અગત્ય ઘણી જ વિશેષ. જ્યાં રંગની છાયાઓ પૂરવી હોય ત્યાં આબેહુબ ફેટોગ્રાફ ન ચાલે-ત્યાં તો સત્યની ઈંદ્રજાલ જ શોભે. દષ્ટાંત લેખે લેખકે બળતી આગ કે સુંદર સૂર્યાસ્ત વાર્તામાં દેખાડવાં હોય તો પોતાની આંખે તે જેવાં દેખાતાં હોય તેવાં બતાવવાં—જેવાં હોય તેવાં બતાવવાં નહિ.

કથાના શબ્દકોષમાં "સત્ય" અને "સત્યની પ્રતીતિ" એ બે શબ્દો વચ્ચે આકાશ પાતાળનું અંતર છે.

* * *

શૈલીને લેવા ન જશો-એની પાછળ ન દોડશો. એ કોઈ પણ ઉગતા લેખકને આંગણે આપ મેળે આવશે-જો તે પ્રથમથી જ "શબ્દોની કરકસર" તથા "વાક્યોની સાદાઈ"ના દરવાજા અહોનિશ ખુલ્લા મુકશે તો.

* * *

વાર્તાની અસ્વાભાવિક પાત્રમુખવાણીનાં ત્રણ કારણઃ

૧ પાત્ર કેવું છે એ વિષેની લેખકની અણુસમજ.

૨ અથવા સમજ હોય તો યે સંવાદ-ભાષા ઘડતી વેળાએ પાત્રમય થઇ જવાની લેખકની અશક્તિ.

૩ અને કદાચ એવી અશક્તિ ન હોય તો યે પાત્રમુખવાણી ઓચરાવતી વેળાએ પોતાની મુખવાણીનું બળ (ભાષા બળ) બતાવવાની લેખકની લોલુપતા કિંવા ઘેલછા.

* * *

સંખ્યાબંધ પારસી વાર્તાઓની ભાષામાં: "અગર જો કે" "જો કે તો બી" "તો બી તો" "એમ તો ત્યારે" "અને ત્યારે" "તે ત્યારે" "કે જ્યારે" "કયારે કે જ્યારે" "ત્યારે કે જ્યારે" "તે કે જે" "તેવણુ કે જેવણુ" ઇત્યાદિ ઇત્યાદિ સાવ અડબંગ અને હાસ્યાસ્પદ રૂઢિ પ્રકારો, તરજુમિયા યુગના આરંભમાં જન્મેલા તે, હજી સુધી જીવ્યા જ કરે છે! તો યે એવી નાલાયક ભાષાશૈલીને જાહેર પારસી છાપામાં "ઝમકદાર અને રસીલી ભાષા"ની ઉપમા હજી યે અપાય છે!

* * *

જે ટુંકી કે લાંબી વાર્તા છાપામાં આવ્યા પહેલાં તેના ઉગતા લેખકથી અનેકવાર મોટે મોટે વંચાય, તે પ્રકટ થયા પછી તેના આતુર વાચકથી એકી વેળાએ જલ્દી જલ્દી જ વંચાયઃ એવું વાર્તાકળાનું એક શિક્ષણ છે.

* * *

"સંવાદ" એટલે કે વાચક સારૂ વાર્તાકારે તૈયાર બનાવીને રાખેલું (ready-made) પાત્રાલેખન!

* * *

જેમ જગતની બધી ભાષાઓ તેમ આપણી પ્યારી ગુજરાતી ભાષા પણ ગમે એવી ઉત્કૃષ્ટ વાર્તા લખવા કાજે તદન ચોખ્ખી, અર્થવાહી અને પ્રાણવાન છે. જો ત્રુટી હોય તો તે લખનારમાં, ભાષામાં નહિ. પોતાને જે કાંઈ કહેવું છે તેને કળાવંત વાર્તાકાર એક જ શબ્દમાં દાખવી શકે-એક જ ક્રિયાપદમાં વહેવરાવી શકે-એક જ વિશેષણમાં પરખાવી શકે.

# विचार–चंक्रमण

## પૈસો ઝટ મળે ?

કેશવ ૨૫–૨૭ વર્ષનો નવજુવાન હતો બુદ્ધિશાળી અને કુલીન હતો અંગ્રેજી ૫–૬ ચોપડી ભણ્યા બાદ કુટુંબને મદદ કરવા નોકરી લેવી જોઇએ એમ લાગવાથી જયતિલાલ શેઠને ત્યા એ ગુમાસ્તો રહ્યો

જયતિલાલ શેઠ રૂના દલાલ હતા રોજ ૫૦૦–૧૦૦૦ ગાંસડીની દલાલી કરે, અને કેટલીક દલાલી કરે તો પૈસા કમાય પણ શેઠને એટલેથી સંતોષ ન થાય એ અનાગનાર પોતે પણ 'માથાનો રોજગાર' કરે અને તેમા કોઈ વાર ૫–૭ હજાર કમાય, કોઈ વાર એટલા મૂકવા પડે

"માથાનો રોજગાર' એટલે પોતાને જોખમે રૂ ખરીદે અને વેચે એમ નહિ પણ ૫૦૦–૭૦૦ ગાંસડી વેચવાના કે ખરીદવાના સોદા કરે અને ભાવમા વધ–ઘટ થાય ત્યારે વચ્ચેના ફરકના નફા–નુકશાનના રૂપીઆ લઇને કે આપીને સોદા પતાવે શેઠીઆઓને હાથે આ પ્રકારના ધધા થાય તે 'માથાનો રોજગાર' કહેવાય, બીજા એવી જાતના સોદા કરે તે સટ્ટો કહેવાય

કેશવ ધીમે ધીમે શેઠનુ કામ શીખતો ગયો શેઠની વતી એ બજારમા જઇ શેઠના સોદા પાર ઉતારવા લાગ્યો શેઠને તેમ જ એવા બીજા સટોરીઆઓને કોઈ વાર સારો હાથ લાગી જતો તે એ ધ્યાનમા લેતો ગયો પાચ–સાત વર્ષ એ શેઠની વતી રૂના બજારમા ફરી કામથી સારી પેઠે માહીતગાર થયો દરમ્યાનમા એણે કેટલાયે દલાલો અને વેપારીઓને લક્ષાધિપતિ થતા જોયા કેટલાક માણસોને પાયમાલ થતા યે જોયા ખરા, પણ એ નજીવી વાત લાગી કારણ સટ્ટામા જે કમાય તે નશીબ અને બુદ્ધિથી, અને ખુએ તે અતિલોભ અને મૂર્ખતાથી એવુ માનવાનો રિવાજ છે, અને દરેક સટ્ટો કરવાનો સાહસુ પોતે અતિલોભ અને મૂર્ખતા નહિ કરે એવો પોતા માટે અભિપ્રાય ધરાવતો હોય છે આવી ખોનારાઓની ગણતી કરવાની જરૂર નથી મનાતી, કમાનારા પર જ ધ્યાન રાખવુ બસ ગણાય છે

૫–૭ વર્ષ સુધી રૂના બજારમા જનારને શેઠ આપે તેટલા પગારથી જ માત્ર સતોષ માનીને જીવન ચલાવવુ કેમ ગમે ? કેશવ ભર જુવાનીમા હતો, એને હીરાના બટન પહેરવાની, મોટરની મુસાફરી કરવાની, પરણવાની, ઘરડા બાપને જાત્રા કરાવી ખૂબ દાનધર્મ કરાવવાની, માની પાછળ ન્યાત જમાડવાની એવી એવી હોંશ હતી જયતિલાલ પણ વાણીઓ હતો, કેશવ પણ વાણીઓ હતો જયતિલાલ કાંઇ ગર્ભશ્રીમંત નહોતો, એ ગરીબાઇમાથી 'નસીબે યારી આપવાથી' કે 'સત્યનારાયણ ફળવાથી' પૈસાદાર થયો હતો જયતિલાલ 'શેઠ' કહેવાય અને કેશવને 'કેશવલાલ' કહેવાનો યે કોઇ વિવેક ન બતાવે એમા કાંઈ ન્યાય નહોતો

કેશવનું મન હાથ ન રહ્યું. એને પણ રૂ બજારમાં નશીબ અજમાવવાનું પ્રલોભન થયું. અને 'નશીબ અજમાવવું' તો પછી રૂ બજારમાં જ શું કામ? ઘોડાની શરતોમાં અને શેર બજારમાં એથી યે વધારે ઝટ પૈસાદાર થવાની તક મળી આવે છે. કેશવે દરેક જગ્યાએ પાસો ફેંકવાનું મન કર્યું. જયંતિલાલની જેમ એણે પણ દરેક પૂનેમે 'સત્યનારાયણ' ની અને વધારામાં ડાકોરના રણછોડરાયની મદદ નિમંત્રી. જે પાસો સવળો પડે તેમાંથી બરાબર દેવને એનો ભાગ અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી; બ્રાહ્મણો અને જોશીઓ ઉપર પણ એની શ્રદ્ધા વધી ગઈ.

જયંતિલાલ શેઠ શ્રદ્ધાળુ માણસ હતા. કેશવમાંયે શ્રદ્ધાનો વિકાસ થતો જોઇ એ પોતાના ગુમાસ્તા પર રાજી રહેવા લાગ્યા એમનો કેશવ ઉપરનો વિશ્વાસ વધી ગયો. એ કેશવને કેવળ જૂના ગુમાસ્તા તરીકે નહિ પણ પુત્રદષ્ટિથી જોવા લાગ્યા. એને પોતાના હિસાબ-કિતાબ, લેવડ-દેવડનો વ્યવહાર સોંપ્યો. એના હિસાબો તપાસવાની કે એ વિષે કાંઇ પૂછ-પરછ કરવાની યે એમને હવે વૃત્તિ ન રહી. કેશવના હિસાબ છ-છ મહિના સુધી અણતપાસાયેલા રહેવા લાગ્યા. કારણ કેશવ દર પૂનેમે નિયમિત ડાકોર જતો, દર અગીઆરશે સત્યનારાયણ કરાવતો, બ્રાહ્મણોને દક્ષિણા આપતો અને નિત્ય નહાઈ-ધોઇ માળા ફેરવ્યા વિના કાંઇ યે મોઢામાં મૂકતો નહિ. હવે તો એ ગીતાના વર્ગમાં યે જતો થયો હતો, અને રોજ એનો પાઠ પણ કરતો. આ બધું જયંતિલાલની આંખમાં કેશવની કિંમત વધારનારૂં થયું. કેશવ એના પગાર કરતાં વધારે ખર્ચ રાખે છે, વધારે ભપકામાં ફરે છે અને મોજ ઉડાવે છે—આ પણ જયંતિલાલ જોઈ શકે એમ હતું, પણ એ પ્રત્યે એની દૃષ્ટિ જ ન ગઇ.

પણ કેશવે માન્યું તેના કરતાં એ ઓછો નશીબદાર નીવડયો. એની દેવપૂજા એના નશીબને સુધારી શકી નહિ તે નહિ જ. એણે તો સટ્ટામાં ખોવા માંડ્યું. 'હાર્યો જુગારી બમણું રમે' એ ન્યાયે એ વધારે સટ્ટામાં સંડોવાતો ગયો, અને જ્યાં પાસો ફેંકે ત્યાં ખોતો ગયો.

પાઈ વિનાનો નવજુવાન રૂપીઆ કયાંથી ભરે? એ કોની આગળ જઇને પોતાની ઉપર આવી પડેલી મુશ્કેલીની વાત પણ કરે? શેઠ આગળ ન કહેવાય, બાપ આગળ ન બોલાય. એને લાગતું કે જો કમાયો હોત તો શેઠે પીઠ થાબડી હોત અને બાપનો વહાલો બન્યો હોત; પણ ખોયું તે કોને કહેવાય?

રણછોડરાય આગળ જઈ રડયો, સત્યનારાયણ આગળ નાકલીટી તાણી, બ્રાહ્મણ પાસે ગ્રહશાંતિ કરાવી, પણ નુકશાનના ભરવાના રૂપીઆ મેળવવાનો કોઈ માર્ગ મળ્યો નહિ.

ધર્મે માર્ગ ન સૂઝાડયો ત્યારે છેવટે એ અધર્મને શરણે ગયો. શેઠનો પરમ વિશ્વાસપાત્ર થયેલો છે એનો લાભ લેવાનું એને મન થયું. શેઠની વસુલ થતી ઉઘરાણી એણે ઉચાપત કરવા માંડી. રૂપીઆ બેંકમાં ભર્યા છે એમ ચોપડામાં લખતો ગયો, પણ શેઠની બેંકમાં નહિ પણ પોતાના ગજવાની બેંકમાં જ રકમો મૂકતો ગયો.

એક વર્ષ સુધી કેશવનો વિશ્વાસઘાત ચાલ્યો. પંદરેક હજાર રૂપીઆ એ તેટલા વખતમાં સહેલાઈથી ઉચાપત કરી ગયો.

પરંતુ પાપ પણ એક વર્ષથી વધારે છાનું ન રહી શક્યું અને એક રકમની બાબતમાં અચાનક પકડાઇ ગયો, અને એક રકમ પકડાઇ એટલે બીજી રકમો પકડાતાં વાર ન લાગી

પાપ છાનું નહિ રહી શકે એમ કેશવે જોયું, એટલે શેઠ આગળ બધું કબુલ કરી દઇ જે જે કાંઇ પોતે વિશ્વાસઘાત કરેલો તે પોતાની મેળે જ બતાવી દેવામાં એણે ડહાપણ જોયું

જયતિલાલને કેશવના વિશ્વાસઘાતથી સખત આઘાત લાગ્યો કેશવ ઉપર એણે પુત્રવત દૃષ્ટિ રાખવા માંડેલી, એની ધાર્મિકતા જોઈ એના ઉપર વિશ્વાસ મૂકેલો

કેશવને શિક્ષા કરાવવી એ કઠણ નહોતું અનેક મિત્રોની એવી સલાહ પણ પડી કેશવના ગુન્હા માટે જ નહિ પણ બીજા ગુમાસ્તાઓને ધાક બેસે એ માટે પણ એ જ માર્ગ મિત્રોએ સૂચવ્યો

પણ, કેશવને શિક્ષા થાઓ, ન થાઓ એ વાત આપણે માટે મુદ્દાની નથી મુદ્દાનો પ્રશ્ન કેશવને થયેલા મોહનું કારણ એ જ છે. કારણ, દરેક જુવાન આગળ એ મોહ ઉભેલો છે

કેશવની દેવો ઉપરની શ્રદ્ધા શેઠનો વિશ્વાસ સંપાદન કરવા માટે આદરેલો દંભ નહોતો એ બીન અનુભવી જુવાન હતો એણે જોયું કે એનો શેઠ શ્રદ્ધાપૂર્વક દેવોનું અનુષ્ઠાન કરે છે અને સટ્ટો કરે છે, કોઇક વાર કમાય છે, કોઇક વાર ખુએ છે, પણ એકંદર કમાતા લાગે છે શેઠને પેઠે પૈસાદાર થવું છે, ઝટઝટ થવું છે, ઝાઝી મહેનત ન કરવી પડે એવો માર્ગ જોઇએ છે, પુરુષાર્થથી નહિ પણ દેવકૃપા કે દૈવકૃપાથી ધનવાન થવું છે

કેશવે શેઠનું અનુકરણ કરવા લાલચ કરી, એની પર દેવની કે દૈવની કૃપા ન ઉતરી એ ફસાયો અને વિશ્વાસઘાતના મોહમાં પડ્યો

દરેકને વિશ્વાસઘાત કરવાની લાલચ થાય એટલે અંશે તે ફસાતો નથી, અથવા હિંમત કરી શકતો નથી પણ તેમાં કાંઇ એની વિશેષતા નથી, કારણ પુરુષાર્થથી નહિ પરંતુ દેવકૃપા કે દૈવકૃપાથી પૈસો ઝટ ઝટ મળી જાય એ મોહમાં ન પડેલા કેટલા તરુણ કે વૃદ્ધ છે ? વેપારને કે રોજગારને નામે કેટલા માણસો કેવળ જુગાર ખેલવાના વ્યવસાયમાં પડેલા છે-એ મુદ્દાનો પ્રશ્ન છે

વાચક, એ મુદ્દા પર તમારો શો સિદ્ધાન્ત નિશ્ચિત થયેલો છે એ તપાસ્યું છે ?

ध्यानादिलाल्त

# પ્રભુનો દરવાન

દીનતા પાત્રમાં મનમણી મુકીને
ભેટ ભગવંતજીને કરજો રે.

(દયારામ)

૧

બહુ વર્ષ સુધી લક્ષ્મણે પ્રભુ મંદિરની દરવાની કરી હતી. તે દસેક વર્ષનો હતો ત્યારથી તેને મંદિરની દેવડીએ બેસવાનો પ્રસંગ આવતો હતો. કારણ તેનો પિતા પણ દરવાન જ હતો. લક્ષ્મણને લગભગ પિસ્તાલિસ વર્ષ થયાં હતાં. તે પરણ્યો, તેને બાળકો થયાં, એ બધી વારાફેરીમાં એક વાત કાયમ જ રહી હતી: ટુંકા પગાર ઉપર પ્રભુના મંદિરનું દ્વાર તેણે સતત સાચવી રાખ્યું હતું.

મંદિરમાં કંઈક ભાવિકો અને કંઈક શોખીનોને તેણે આવતાં જતાં જોયાં હતાં. આંખમાં આંસુ આણી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરનાર ભક્તોને પણ તેણે નિહાળ્યા હતા, અને દર્શન કરવા માટે કેટલી અને કેવી સ્ત્રીઓ આવે છે તેની માનસિક નોંધ રાખી એ નોંધનો ઉપયોગ કરનાર ભક્તોને પણ તેણે જોયા હતા.

અજ્ઞાન લક્ષ્મણે જેવી બેદરકારીથી પ્રભુનાં દ્વાર ઉઘાડયાં હતાં તેવી જ બેદરકારીથી કોઈ કોઈ સ્નેહીઓના મિલાપ પણ કરાવી આપ્યા હતા. તે ભૂલો કરનારો, દુર્બળ હૃદયનો, અજ્ઞાન માનવી હતો.

પરંતુ પ્રભુનાં મંદિરનાં દ્વાર ઉઘાડવાં અને બંધ કરવાં એ તેનું નિત્યકામ બની ગયું હતું એટલે તે તેના જીવનનું અંગ બની ગયું હતું.

સંસ્કાર રહિત સ્ત્રીપુરુષને પણ જુવાની આવે છે એ ભૂલવું ન જોઈએ. રમતિયાળ અને વિલાસી યૌવન મુકતાં તે સહજ ગંભીર બનવા લાગ્યો હતો.

એ ગાંભીર્યની શરૂઆતમાં તેણે પ્રભુનો વિચાર શરૂ કર્યો. તેણે શરૂ કર્યો એમ કહેવા કરતાં તેને આપોઆપ જ પ્રભુનો વિચાર સ્ફુર્યો એમ કહેવું વાસ્તવિક થશે. દરવાજો ઉઘાડતાં અને બંધ કરતાં તે હરહંમેશ પ્રભુને પગે લાગતો. પરંતુ તે કાર્ય યંત્રવત્ માત્ર તેના શરીર પરત્વે જ થતું હતું. હવે તેને લાગ્યું કે પગે લાગવાના કાર્યમાં તેનું મન પણ રોકાતું હતું.

'હવે ઉમ્મર થઈ' લક્ષ્મણે જરા હસીને પોતાનું સમાધાન કર્યું. પ્રભુભક્તિ એ વૃદ્ધાવસ્થાનું અંગ હોય એમ સામાન્ય ભાવના છે જ, એટલે એમાં લક્ષ્મણનો વાંક કઢાય એમ નહોતું.

મંદિરમાં એક મહા વિદ્વાન અને તપસ્વી પુરુષે ગીતાનું પારાયણ તથા પ્રવચન શરૂ કર્યું. આ વિદ્વાનનું મુખ દીપ્તિમાન અને આકર્ષક હતું. તેની વાણીમાં સાક્ષાત સરસ્વતીનો નિવાસ હતો. આત્મા, પરમાત્મા, જ્ઞાન, અજ્ઞાન, મોક્ષ, બંધન એ બધા કૂટ વિષયોનું એવું સરળ અને અસ્ખલિત વિચારશ્રેણીમાં તે વિવેચન કરતો કે સાંભળવા આવનાર આશ્ચર્ય-

ચકિત થઇ જતા રોજ ને રોજ શ્રોતાઓની સખ્યા વધતી જતી હતી, અને મંદિરમા બેસવાનુ સ્થાન પણ ન મળે એવી ગિરદી થતી. મહાત્માના વચનામૃતનું પાન કરવા સેંકડો સ્ત્રીપુરુષો મદિરમા ઊભરાતા. લોકોના દોષ અને ખામીઓ ઉપર તે એટલા દોક પાડતા કે સાભળનાર પશ્ચાત્તાપમા ડુબી જતા

સઘળા વિવેચનમા તો લક્ષ્મણને સમજ પડતી નહિ, પરતુ જે ઢબે મહાત્મા વિવેચન કરતા તે ઢબ ઉપરથી તેની ખાતરી થઇ કે ખરે આ મહાત્માને પ્રભુ પ્રત્યક્ષ છે. માનવીઓના દોષનુ વર્ણન કરતા લક્ષ્મણને પોતાના દોષ યાદ આવતા, અને પિસ્તાલિસ વર્ષ એમ ગુમાવ્યાની ખાતરી થતા તેને ઘણો જ પસ્તાવો થતો

૨

એક દિવસ મહાત્માના વચને તેનુ હૃદય વિંધી નાખ્યુ

'તમે રોજ પ્રભુના દર્શન કરવા આવો છો કહો, તમારા હૃદયમા એ પ્રભુને કેટલી વાર રાખો છો' મદિરના દેવને મદિરમા જ મુકીને તમે જતા હો તો તમારૂં દેવદર્શને આવવુ નિરર્થક છે '

લક્ષ્મણે પોતાના હૃદયમા દૃષ્ટિ કરી પ્રભુની સામે રોજ બેસી રહેનાર પોતે પ્રભુ વિહોણો છે એમ તેને લાગ્યુ તેનુ હૃદય રડી ઊઠ્યુ

'અરે, મારા કરતા નાની ઉમ્મરના મહાત્મા પ્રભુને ઓળખે છે. અને હું રોજનો દર્શન કરનાર તેને બે કોડી વરસ વીતી ગયા છતા પ્રભુ પ્રસન્ન નહિ ?'

મહાત્માના પ્રવચનમા તેણે પાછુ ધ્યાન આપ્યુ તેને સમજાય એવા વાક્યો સંભળાયા

'પ્રભુને તમે શોધવા માગો છો, ખરૂં ? પ્રભુ ક્યા છે તે જાણો છો ? પ્રભુ આ રહ્યો' અહીંજ છે' તમારો હાથ લબાવો અને ત્યા પ્રભુ છે' તમારી આખ મીંચીને ઉઘાડો અને ત્યા પ્રભુ છે' તમે મનમા વિચાર કરો અને ત્યા પ્રભુ છે''

લક્ષ્મણે હાથ લબાવ્યો, આખ મીંચીને ઉઘાડી અને મનમા વિચાર કર્યો 'પ્રભુ કેમ ન દેખાયા ? કેમ ન ઓળખાયા ? આખા શ્રોતામંડળે પ્રભુને નિરખ્યા અને પોતે જ એકલો રહી ગયો ?' લક્ષ્મણની આખમા આસુ આવ્યા. તેણે દર્દભર્યો માનસિક પોકાર કર્યો

'ભલા ભગવાન ! મને જ દર્શન નહિ ?'

પ્રવચન આગળ ચાલ્યું પ્રભુના સ્વરૂપનુ શ્રોતાઓને પુરૂ ભાન થાય એ અર્થે પેલા વિદ્વાને સત્, ચિત અને આનંદ એ લક્ષણોનું અદ્‌ભુત વિવેચન કર્યું અને શ્રોતાઓની ખાત્રી કરી આપી કે પ્રભુ એ તેમના વચનો પ્રમાણે જ અસ્તિત્વ ભોગવતી સત્તા છે. પ્રભુને આ પ્રમાણે નખશીખ ઓળખનાર વિદ્વાન જાણે પ્રભુ કરતા પણ ચઢી જતો તો નૃહિ હોય એમ સાભળનારાઓ વિમાસણમા પડતા.

લક્ષ્મણને એ બધામા કશી સમજ પડી નહિ. પ્રભુના દર્શન તેને પ્રત્યક્ષ નહોતા થતા એટલી કલેશભરી વાત તે સમજી શકયો પ્રવચન પુરૂં થયે સર્વના નમસ્કાર ઝીલતા કૃતકૃત્ય વિદ્વાન ઊભા થઇ ચાલવા લાગ્યા. ભાવિક જનોનું ટોળું તેમની પાછળ હતું જ. દરવાજા પાસે આવતા જ લક્ષ્મણે તેમના પગ પકડ્યા:

'મહારાજ ! પ્રભુનું દર્શન કરાવો '

તેઓ લક્ષ્મણને ઓળખતા હતા. પોતાના વ્યાખ્યાનની અસર આવા અભણ અને હલકી કોટિના દરવાન ઉપર પણ થઈ છે એ જાણી તેઓ પ્રસન્ન થયા. પૈસા લીધા વગર ટીકીટ આપી મફત ખેલ દેખાડનાર મેનેજર જેવો મહેરબાનીભર્યો ભાવ આંખમાં લાવી તેઓ બોલ્યાઃ

'લક્ષ્મણ, તું તો રોજ પ્રભુનાં દર્શન કરે છે!'

'ના, એમ નહિ. મારે તો હાજરાહજુર જોઇએ.'

'ઘેલો!' મહાત્મા હસ્યા અને બોલ્યાઃ 'એમાં તો અધિકાર જોઇએ.'

'બાપજી, મારે અધિકાર કેવો? હું તો ચાકર રહ્યો! દરવાન છું!' લક્ષ્મણે કહ્યું. અધિકારનો શાસ્ત્રીય અર્થ તે જાણતો નહોતો. તેને તો અધિકાર એટલે 'અમલદારી' એટલું જ સમજાયું. પ્રભુના દર્શન પણ અમલદારી ઉપર આધાર રાખતાં હોય તો નવાઇ નહિ એમ અમલદારોનો દોર સમજનારને ખ્યાલમાં આવશે.

'અધિકાર એટલે લાયકાત!' મહાત્માની પાસેથી તાજું જ ધર્મજ્ઞાન શીખેલા એક અનુયાયીએ લક્ષ્મણને અર્થ કહ્યો.

લક્ષ્મણ એ અર્થ સમજ્યો કે નહિ તે કોણ જાણે. પરંતુ તે ઘેલી આંખ કરી સહુને જોતો ઊભો રહ્યો. મહાત્મા પ્રસન્ન ચિત્તે બહાર ચાલ્યા ગયા. તેમનાં યશોગાન ગાતા ભાવિકો જુદાં જુદાં ટોળાં વળી વિખરાવા લાગ્યા. પોતે ધર્મ વિષયમાં આજે કેટલું નવું જ્ઞાન મેળવ્યું તે વિષે છૂટથી વિવેચન ચાલતું હતું. તત્ત્વજ્ઞાનની મિજબાનીમાં તૃપ્ત બનેલા સહુ કોઈ વાનીઓનાં વખાણ કરતા હોય તેમ યોગ, તપ, શ્રદ્ધા અને ભક્તિ વિષે પોતપોતાના અભિપ્રાયો આપતા હતા.

દેવને શયનનો સમય થઇ ગયો ત્યાં સુધી દેવની મૂર્તિ સામે લક્ષ્મણ જોતો જ બેસી રહ્યો. પુજારીએ દેવશયનનો પડદો પાડયો અને લક્ષ્મણને કહ્યુંઃ

"લક્ષ્મણ, હવે કમાડ મંગળ * કર.'

લક્ષ્મણે તે સાંભળ્યું નહિ. પૂજારી તેની પાસે આવ્યો. લક્ષ્મણની આંખમાંથી આંસુ વહેતાં હતાં.

'અલ્યા, શું થાય છે?' પૂજારીએ પૂછ્યું.

'હું પ્રભુનો દરવાન! દરવાજા ઊઘાડું ત્યારે લોકો દર્શન કરે. અને મને જ પ્રભુનાં દર્શન ન થાય?' લક્ષ્મણે જવાબ દીધો.

પૂજારી હસ્યો.

'લાવ, હું કમાડ બંધ કરું. તને કાંઇ વળગાડ તો નથી ને?'

૩

મંદિર નજીક જ મંદિરની ઓરડીમાં લક્ષ્મણ રહેતો હતો. બીજે દિવસે પ્રભાતમાં મંગળાનો સમય થયા છતાં મંદિર ખુલ્યું નહોતું. લક્ષ્મણ તેની લાંબી નોકરીમાં કદી વખત ચુકયો નહોતો. પૂજારી બૂમાબૂમ કરવા લાગ્યો. દર્શનના નિયમવાળા ભક્તોની બારણા પાસે ગિરદી થઇ. જરાવાર થોભીને ભાવિકો બીજા મંદિરના દર્શનનો સમય પણ વહી જશે એમ

* બંધ કર

ધારી ત્યાંથી ચાલ્યા ગયા પૂજારીની બૂમાબૂમ સાંભળી લક્ષ્મણનો મોટો છોકરો આંખો ચોળતો ઓરડીમાંથી બહાર નીકળ્યો

'ક્યાં મરી ગયો લક્ષ્મણ ?' પૂજારીએ બૂમ મારી છોકરાને પૂછ્યું

'એ તો આખી રાત જાગ્યા ! ઘડીમાં હસે છે અને ઘડીમાં રડે છે ! કોણ જાણે કશું વળગાડ લાગે છે !' છોકરાએ કહ્યું

'મને કાનનો વ્હેમ પડ્યો હતો ઊઘાડ દરવાજો !' પૂજારીએ હુકમ કર્યો છોકરાએ તાળું ઊઘાડ્યું પરંતુ તાળું ઊઘડ્યું નહિ છોકરો ખૂબ મથ્યો પૂજારીએ તાળું ઊઘાડવા પ્રયત્ન કર્યો બીજા બે ચાર માણસોએ પણ મહેનત કરી તથાપિ તાળું ઊઘડ્યું નહિ પૂજારી ખૂબ ચીઢાયો બૂમાબૂમ કરી છોકરાને ગાળો દીધી, લક્ષ્મણને ગાળો દીધી, આખી દુનિયાને પોતે હિંદુ હોવા છતાં જહાનમમાં જવાનો શાપ આપ્યો અને એક બીજી ડોકાબારીનું બારણું તોડી પાડી મંદિરની અંદર તેણે પ્રવેશ કર્યો અંદર જઈ તેણે મોટેથી બૂમ મારી, અને તે પાછો બહાર નીકળી આવ્યો

ઠાકોરજીની મૂર્તિ ચોરાઈ ! બધા શું કરો છો ?

લક્ષ્મણનો છોકરો ગભરાયો પૂજારીને તેમ જ બીજા બધાને વ્હેમ પડ્યો કે લક્ષ્મણે મૂર્તિ ચોરી લીધી હશે ગઈ કાલે તેણે ગેનછાનો દેખાવ કર્યો હતો તેનું કારણ પૂજારીને સમજાયું ઠાકોરજીના ઘરેણાં લેવાની લક્ષ્મણની દાનત થઈ હતી એટલે તેણે વિચિત્ર દેખાવ કરી બધાને થાપ આપી રાતમાં મૂર્તિ ઉઠાવી લીધી ! આમ પૂજારીની ખાત્રી થઈ

'બોલાવ તારા બાપને ! હરામખોરની દાનત આટલે દહાડે ભ્રષ્ટ થઈ' પૂજારીએ છોકરાને કહ્યું

'એ તો ગેના થઈ ગયા છે પૂછીએ એટલે કશુંને બદલે કંઈ જવાબ આપે છે' છોકરાએ કહ્યું

'એ તો બરાબર સમજી ગયો સરકારમાં સોંપીશ એટલે ઠાન બધું ભાગી આવશે'

આસપાસ ભેગા થયેલા માણસમાંથી બે ચાર માણસો લક્ષ્મણની ઓરડીમાં પેસી ગયા, અને આવું ભયંકર કાર્ય કરવા માટે લક્ષ્મણને ધક્કા મારી બહાર ઘસડી લાવ્યા.

'બાપુ આ બધું છે શું ?' લક્ષ્મણ ધક્કા ખાતો પૂછવા લાગ્યો

'હરામખોર, આ તેં શું કર્યું ? કંઈ નહિ ને ઠાકોરજી ચોરી લીધા ?' પૂજારીએ તેનો કાન આમળીને એક લપડાક ચ્હોડી દીધી

લક્ષ્મણ વેલું વેલું હસ્યો તેની આંખ ચમકી ઊઠી ગેનછામાં આંખની ચમક ઘણી વધી જાય છે

ગીતાનું પારાયણ કરનાર વિદ્વાન પણ નાહીધોઈને મંદિરમાં દરરોજ સવારથી બેસતા. પ્રવચન માટે થતું તેઓ નિત્ય નિયમ પ્રમાણે આવી પહોંચ્યા તેમણે પણ મંદિરના દરવાજા બંધ હોવાની અને મૂર્તિ ચોરાયાની હકીકત સાંભળી અને લક્ષ્મણની ઘેલી આંખ નિહાળી ટોળાને ખસેડી તેઓ લક્ષ્મણ પાસે આવ્યા અને તેને કહ્યું

'લક્ષ્મણ !'

'આપજી, બાપજી ! પગે પડું !' કહી લક્ષ્મણે એ તપસ્વીને સાષ્ટાંગ પ્રણામ કર્યા

'લક્ષ્મણ, હજી મંદિર ખોલ્યું નથી?' તપસ્વીએ પૂછ્યું.

'બાપજી, મંદિર ખુલી ગયું!' લક્ષ્મણે કહ્યું.

'જો! જો તો ખરો કમાડ બંધ છે. બધા દર્શન કરવા તલપી રહ્યા છે. ઊઘાડી નાખ.' તપસ્વીએ કહ્યું.

ઊંડું ઊંડું જોતો હોય તેમ લક્ષ્મણે મંદિરના દ્વાર તરફ જોયું અને તપસ્વીને સંબોધી કહ્યું:

'કમાડ ખુલ્લાં છે! જુઓ બાપુજી!'

તેણે કમાડનું તાળું ખોલ્યું અને દ્વાર ઊઘડી ગયાં.

'પણ મૂર્તિ ક્યાં? બદમાશ!' પૂજારીએ પૂછ્યું. લક્ષ્મણની સ્મૃતિમાં તપસ્વીના શબ્દો તરી આવ્યા: 'પ્રભુ આ રહ્યો! અહીં જ છે! તમારો હાથ લંબાવો અને ત્યાં પ્રભુ છે!...'

'બાપુજી, મારો પ્રભુ આ રહ્યો! અહીં જ છે!' લક્ષ્મણે હાથ લાંબો કરી સિંહાસન ભણી નિર્દેશ કર્યો. ક્ષણભર સહુને લાગ્યું કે મૂર્તિ તો ત્યાં નથી જ. પરંતુ ના, ના, કાંઈ ભૂલ થાય છે! લોકોએ આંખો ચોળી; મીંચી અને ઊઘાડી.

શૃંગાર સજેલી પ્રભુની મૂર્તિ બીરાજેલી સહુએ જોઈ! સ્થિર ઊભેલા વિદ્વાન તપસ્વીએ લોકોના કરતાં કાંઈ વધારે જોયું. લક્ષ્મણના હૃદયમાંથી કોઈ પડછાયો નીકળી સિંહાસન ઉપર સ્થિત થઈ મૂર્તિરૂપે ઘટ્ટ થઈ જતો તેણે જોયો. તપસ્વી ક્ષણભર ન હાલ્યા, ન ચાલ્યા. તેમના હૃદયમાં એક પ્રશ્ન ડંખ મારતો ઝબકી ઊઠ્યો:

'પ્રભુની નજીક કોણ? વિદ્વાન? તપસ્વી? કે ભક્ત?'

એકાએક સહુની અજાયબી વચ્ચે તપસ્વીએ લક્ષ્મણના પગમાં માથું મૂક્યું.

'હાય, હાય! બાપજી! તમે તો મારા ગુરુ! આ શું કરો છો?'

તપસ્વીએ પોતે શું કરે છે તે કહ્યું નહિ: પરંતુ તે સાંજથી પ્રવચન કરવું તેણે બંધ કર્યું.

રમણલાલ વસંતલાલ દેસાઈ

# બારડોલીનો પત્ર

ભાઈશ્રી,

ડૉ. સુમન્ત મહેતાના બારડોલી સંબંધી લેખોમાંથી, બારડોલીમાં સમાજ સુધારણાની હીલચાલ કેમ ચાલે છે તે તમારા જાણવામાં આવ્યું હશે. ખરી રીતે આ હીલચાલ માત્ર બારડોલીમાં નહિ, પણ જેમ કાળીપરજની હીલચાલ બારડોલી આસપાસના બીજા ભાગોમાં ચાલતી થઇ છે તેમ, સુરત જિલ્લાના બીજા તાલુકાઓ અને વડોદરા રાજ્યના ભાગોમાં પણ ચાલુ થઈ છે. બારડોલીમાં આ હીલચાલ ખાસ કરીને પાટીદાર કોમમાં ચાલે છે. અહીંના પાટીદારોની કેટલીક પેટા નાતો ગુજરાતના બધા ભાગોમાં જાણીતી નથી. તેમાં એક મતિયા નામની પેટા નાત છે. તેઓ કેટલાક સૈકા પહેલાં મુસલમાન થઇ ગયેલા અને અત્યારે પાછા હિન્દુ થયા છે.

દંતકથા એવી છે કે આ નાતના મૂળ પાટીદારો કાશી તરફ જતા હતા ત્યાં રસ્તામાં તેમને કોઇ મુસલમાન ઓલિયો મળ્યો અને તેણે તેમને કાશી ત્યાં જ દેખાડવાનું કહ્યું. કેટલાકે એ ચમત્કાર જોવા ઇચ્છા બતાવી. ઓલિયાએ એ ચમત્કાર દેખાડયો અને ત્યારથી તેઓ મુસલમાન થયા એમ કહેવાય છે. તેમણે રસ્તામાં જ કાશી જોવાની 'મતિ' કરી માટે તેઓ 'મતિયા' કહેવાયા એમ કહેવાય છે; પણ આ વ્યુત્પત્તિ કપોલકલ્પિત જણાય છે. હિન્દુઓની બીજી નાતોની પણ વ્યુત્પત્તિ ઘણીખરી આવી જ સંદિગ્ધ અને કપોલ-કલ્પિત હોય છે. આ મતિયા કોમે થોડાં વરસોથી સઘળા મુસલમાન રિવાજો છોડી દીધા છે. હાલ હિન્દુઓની બીજી કોમોથી તેઓ જરા પણ જુદા પડે તેવા નથી, જુવાન મતિયાઓ હિન્દુથી ઇતર રિવાજો ભૂલી ગયા છે અને ભૂલી જવા માગે છે. પરધર્મની છૂટી છવાઈ વ્યક્તિને હિન્દુ ધર્મમાં આવવામાં અગવડ છે, કારણ કે એવી વ્યક્તિને કોઇ નાત સંઘરે નહિ, એ મૂળ કોઈ હિન્દુ નાતનો હોય તો તે નાત પણ સંઘરે નહિ, પણ કોઇ આખી નાતને હિન્દુ ધર્મમાં આવતાં આ અગવડ નડતી નથી. તે નાત બીજી નાતોની પેઠે અંદર અંદર પોતાનો વ્યવહાર ચલાવે તો હિન્દુ ધર્મ કોઇને કશું કરે નહિ એવો વિશાળ કે ઉપેક્ષા-વૃત્તિવાળો છે. નવા ધર્મોન્તરને લીધે, કે મૂળ સ્વભાવથી જ, મતિયાઓ એકવચની ગણાય છે. બારડોલી સત્યાગ્રહમાં મતિયાઓના વચનના આગ્રહે જબરી મદદ કરી હતી.

આવી બીજી કોમ ઉદા ભગતના કે ભગતના નામે ઓળખાય છે. તેઓ પણ પાટીદાર છે. એ નાતનો સંપ્રદાય વૈષ્ણવ ભજનિકોનો છે એમ કહીએ તો ચાલે. તેઓ એક બીજાને મળતાં રામકબીર કહે છે. તેઓ મૂર્તિપૂજા નથી કરતા. તેમની પાસે એક ભજનનો ગ્રંથ છે તેને તેઓ પૂજ્ય ગણે છે. તેમના મંદિરમાં તેઓ ભેગા થઇ જુદાં જુદાં ભજનો ગાય છે. ભજનો કોઇ ખાસ સંપ્રદાયનાં નથી પણ કબીર મીરાં નરસિંહ વગેરે સર્વનાં ભજનો તેમાં આવે છે. આ ભજન સાહિત્ય તેમનામાંથી કોઇ ભકતે છપાવ્યું પણ છે. આ કોમની સર્વ વ્યવહાર વિધિઓ પણ સ્વતંત્ર છે. તેઓ લગ્ન વગેરે કાર્યમાં બ્રાહ્મણને

બોલાવતા નથી. તેમના ભજન સાહિત્યમાં લગ્ન વખતનાં મહેમાન પરોણાને સત્કારવાનાં, મૃત્યુ સમયનાં વગેરે ભજનો છે. તેઓ મરણ પ્રસંગે રડતા નથી. તેમનામાં મરણના નાતવરા પણ નથી. તેમના એક ગુરુ છે અને તેમને અમુક અમુક વ્યવહાર કાર્યો ઉપર લાગો છે. આ કોમે હવે પોતાનાં ધારાધોરણો ઘડયાં છે. બાળલગ્ન કાઢી નાખ્યું છે અને વાછડાને બળદ કરવામાં પાપ નથી એમ ઠરાવ્યું છે. તેમનો ઇરાદો ખાસ કરીને ધર્મગુરુનો વિરોધ કરવાનો નથી, પણ ધર્મગુરુ પોતે જ આવા સુધારાનો વિરોધ કરીને, દંડ કરીને, ધર્મક્રિયાને પ્રસંગે હાજર નહિ રહેવાની ધમકી આપીને, પોતાનું પદ ખોશે એમ લાગે છે. સત્ય જ્યારે પ્રવર્તમાન થાય છે ત્યારે અસત્ય પણ જાણે પ્રવર્તમાન થઈને પોતાની મેળે પોતાનો નાશ કરે છે. પૂ. ગાંધીજીના સત્યાગ્રહનો મને એ જ અર્થ લાગે છે કે સત્ય શું છે એ જાણવું એ બસ નથી પણ તે પ્રમાણે ક્રિયા કરવી જોઇએ, જેથી અસત્ય જ્યાં હોય ત્યાંથી ખસી જાય.

આ સિવાય અહીં ચરોતરિયા પાટીદારો અને લેવા અને કડવા પણ છે. સર્વ કોમોમાં જુવાનો સંગઠન કરી નાતનાં અનિષ્ટો કાઢવા પ્રયત્ન કરે છે. લગ્નમાં ખાદી સંબંધી અને લગ્નમાં ઘણા દિવસ જાન રાખીને, ઘણાં માણસો જાનમાં જઇને, અને ઘણી જમણવારો કરીને ફૂલાશમાં પૈસાનો દુર્વ્યય કરે છે તેની સામે આ કોમો નિયમો ઘડે છે. નાતમાં ખાંડને બદલે ગોળનો કંસાર કરવો એટલી વિગતમાં પણ ઉતરે છે. કન્યા ૧૪ વર્ષથી નાની નહિ અને વર ૧૮ વર્ષથી નાનો ન જોઇએ અને તેથી નાનાં હોય તેવાં લગ્નોમાં હાજરી ન આપવા સખ્ત બંધાય છે. મરણ પાછળની ન્યાતોનો પણ આ જ રીતે બહિષ્કાર કર્યો છે.

સમાજ સુધારાએ ગુજરાતમાં નાતની ઉપેક્ષા કરી છે. પ્રથમના સમાજ સુધારકો નાતની સંસ્થાની વિરુદ્ધ હતા એટલે કે એ સંસ્થા જીતી રહેવી જોઇએ એમ માનતા હતા. તેથી નાતના રિવાજો સુધારવા તેમણે પ્રયત્ન કર્યો નથી. એથી નાતો તરફ અને નાતોના રિવાજો તરફ એક પ્રકારની ઉપેક્ષાવૃત્તિ નાતોની અંદરનાં માણસોમાં પણ ઉત્પન્ન થઇ. તેનું સીધું પરિણામ એ આવ્યું કે નાતના રિવાજો હતા તેથી પણ વધારે બગડયા અને એક પ્રકારની અવ્યવસ્થા થઇ. નાત ઉપર શ્રદ્ધા રાખનારા માણસો બહુ બહુ તો કોઇ નાતનું હિતેચ્છુ પત્ર કે નાતની બોર્ડિંગ કાઢી શકયા. પણ નાતની વધતી જતી અવ્યવસ્થા તેથી ઘટી નહિ. નાતને નહિ માનનારા પણ રહ્યા છે તો નાતમાં જ અને તેમને પણ આ અનવસ્થાનું પરિણામ ખમવું પડે છે. તેઓ એમ માને છે કે નાતમાં સુધારા કરવા જતાં એ મરવા પડેલ સંસ્થાનું આયુષ્ય કદાચ લંબાય.

બીજી બાજુથી પ્રશ્ન થાય છે કે હિંદુઓના વ્યવહારનું જે અનિષ્ટ છે તે નાતનાં બાળલગ્ન, કે મરણના વરા કે એવા રિવાજનું જ છે, કે એથી વધારે ઊંડું એ નાતની સંસ્થાનું જ છે? જેમ કે શાસ્ત્રથી કે રૂઢિથી બંધાયા વિના વિચાર કરી શકે છે, તેઓ સર્વ તો એમ જ માને છે કે અનિષ્ટ એ સંસ્થાનું જ છે. એટલું જ નહિ પણ કેટલીક નાતો તો એવી સ્થિતિમાં છે, કે ગમે તેવા સારા સુધારા કરવા છતાં તે ટકી શકે નહિ—જેમ કે કેટલીક નાતોમાં સંખ્યા જ એટલી ઓછી છે કે વિવાહને માટે પસંદગીનું ક્ષેત્ર ન રહેઃ ત્યાં તમે વર કન્યાની ઉમરના નિયમોથી શું કરી શકો?

અને એ પણ સાચું છે કે નાતના ધારાધોરણથી મરવા પડેલી જેવી દેખાતી નાત પાછી સ્ફુર્તિમાં આવે છે. નાતની અંદરની ખટપટો વધે છે. જેમ સરકારની પાસેથી ન્યાય

માગવા જતાં સરકારનું રાજ્ય વધારે મજબુત થાય છે, તેમ નાત પાસે ધારાધોરણો કરાવવા જતાં નાતની સંસ્થા વધારે મજબુત થાય છે.

છતાં જેમને નાતમાં શ્રદ્ધા હોય તેમને માટે તો નહિ નિયમો કરતાં, નાતના નિયમો ઘડવા એ જ સારૂં છે. નિયમો જે સારા હોય, નઠારા ન હોય તેમાં નાતને નહિ માનનારે પણ સંમતિ આપવી જોઈએ. ખોટા વ્યક્તિ સ્વાતંત્ર્યથી નિયમમાં ભેદ કરવો સારો નથી. અને ખરાબ નિયમોની સામે થવું જોઈએ. આ નિયમો ઘડાવાનું એક સારૂં પરિણામ એ આવશે કે, નાતમા ખટપટથી મોટા થઇ બેઠેલા માણસો પોતાની મોટાઈ ખોશે, અને નાતની સંસ્થાને નહિ માનવા છતા અંદર પડી રહેલા અને આડકતરી રીતે નાતની અવ્યવસ્થાને વધારનારા માણસોને, કા તો નાતના નિયમોમા સહકાર આપવો પડશે, અથવા તો તેમને નાત બહાર જવાની ફરજ પડશે. બન્ને રીતે પરિણામ સારૂં જ આવશે. અહીં પણ

**कर्म ज्यायो ह्यकर्मण: ।**

**( અકર્મ કરતા કર્મ સારૂં )**

મતિયા કોમમા એક ગૃહસ્થે પોતાને ઘેર વાછડાને બળદ કરાવેલો, તે સંબંધી તેમના ધર્મગુરુએ તેનો દંડ કરેલો, તેનો વિરોધ કરવા એક સભા સ્યાદલા ગામમાં ભરાયેલી હતી. ત્યા મારે જવાનું થયું. સભામા મેં દૂરથી શ્રીયુત વલ્લભભાઇ, શ્રીયુત અબ્બાસ તૈયબજી અને એક ભગવા લુગડાવાળા સાધુ જોયા. કોઇ સાધુ પણ આવાં કાર્યોમાં ભાગ લે છે જાણી મને આનંદ સાથે આશ્ચર્ય થયું. પણ ખરૂં આશ્ચર્ય તો એ અપરિચિત વ્યક્તિ વિશે વધારે જાણતા થયું. એ કોઇ હિન્દુ ધર્મના સાધુ નહોતા. પણ એક પારસી સાધુ હતા. તેઓ આ બાજુ દરબારી ભિક્ષુના નામે ઓળખાય છે, તેમની રહેણી પહેરવેષ હિન્દુ સાધુ જેવા જ છે. તેમની મુખ્ય પ્રવૃત્તિ અસલ વતની કોમોમાં દારૂની બદી બંધ કરવાની છે. તેમની રીત પણ ઘણી સંગીન છે. તેઓ અનેક ગામમા ફરીને ભાષણો કરવાને બદલે એક ગામમા સ્થિર થઇને બેસે છે, તે ગામમા પૂરેપૂરૂં કામ કર્યા પછી બીજું ગામ લે છે. બહુ જ નિરભિમાની અને સાદા છે. મને ઘણી વાર લાગ્યું છે કે ગુજરાત પોતાના કાર્યકર્તાઓને પૂરેપૂરા ઓળખતું નથી, ઓળખવાનો પ્રયત્ન કરતું નથી. માનવપૂજા કે વીરપૂજાને ઉત્તેજવાને આ હું નથી લખતો. માણસની કિંમત હોય તે કરતાં ઘણી વધારે આંકી દેવી, દેશના પ્રેમને લીધે ગમે તેવા માણસોને વીર ગણવા માંડવા એ ગાંધીજીએ એક વાર આપણી ધાર્મિક ઘેલછા વિશે કહ્યું હતું તે શબ્દોમા કહું તો વેવલાપણું છે. પણ એવા વેવલાપણાથી ડરીને, કે અમારૂં ધ્યેય તો ઘણું જ ઉચ્ચ છે એવા આડંબરથી, જે માણસો ખરૂં કામ કરતાં હોય તેમની કદર ન કરવી, તેમને જાણવાં પણ નહિ, એ પણ બીજી દિશાનું ઓછું વેવલાપણું નથી. મને ઘણી વાર થાય છે કે સાહિત્યમાં થોડું ગમે તેવું લખીને જે કેટલાક માણસો પ્રસિદ્ધિ મેળવે છે તે કરતા ઘણા વધારે જાણવા લાયક માણસો ગુજરાતમા અન્યત્ર કામ કરે છે. પણ સાહિત્યકાર લખતો હોવાથી, તેની ઇચ્છા હોય કે ન હોય પણ તે ટૂંકામાં ટૂંકે રસ્તે પ્રસિદ્ધિને દ્વારે પહોંચે છે અને બીજાનાં કાર્યોને ત્યાં સુધી પહોંચતાં વાર લાગે છે.

એક તરફથી આ દરબારી ભિક્ષુની અને શ્રીમતી મીઠુ બહેન પીટિટ જેવાં ગર્ભશ્રીમંત બાઇની નિઃસ્વાર્થ અને નિઃસ્પૃહ પ્રવૃત્તિ જોતાં અને બીજી તરફથી તે જ પારસી કોમ દારૂનિષેધની

પ્રવૃત્તિમાં વિઘ્નો નાખે છે તે જોતાં, ખરેખર આશ્ચર્ય થાય છે. પણ આ આશ્ચર્ય કોમની દૃષ્ટિથી જોઇએ છીએ માટે થાય છે. ખરી વાત તો એ છે કે કોમ કે નાતનું હવે વાસ્તવિક અસ્તિત્વ રહ્યું નથી. બધી જાતના અને સ્વભાવના માણસો બધી કોમમાંથી નીકળે છે. જે નવું જીવન દેશમાં પ્રવેશ કરે છે તે હિન્દુ, મુસલમાન, પારસી બધામાં પ્રવેશે છે. અને તે જ પ્રમાણે, કાળીપરજ જેવી અજ્ઞાન કોમની પ્રગતિમાં પણ, પોતાનો સ્વાર્થ બગડતાં સામે થવાની વૃત્તિ પણ બધી કોમોમાં છે. આ કાળીપરજમાં ધીરધાર કરી વસ્તુઓ વેચી કમાતા હિન્દુ વેપારીઓ પણ કાળીપરજની આ જાગૃતિની વિરુદ્ધ છે. કાળીપરજના અજ્ઞાન ઉપર અનેક વેપારીઓ પોતાનો વેપાર પાથરી બેઠા છે. કોઈ કોઈ ગામોમાં હાટોડું ભરાય છે ત્યારે તે પ્રત્યક્ષ થાય છે. આ હાટોડા વિશે તમે શ્રી મહાદેવભાઈના લેખોમાં વાંચ્યું હશે. કાળીપરજના ઉપયોગની વસ્તુઓની આ ગુજરી છે. તેમનાં કપડાં, તેમનાં ઘરેણાં, તેમના ઉપયોગનું મીઠું મરચું વગેરે સર્વ અહીં વેચાય છે. આ એક સર્વ વેપારીઓની ધોળા દિવસની લૂંટનું સ્થાન છે. કેટલીક જગાએ તો હાટોડું, કોઈ પારસીએ પોતાનો દારૂ ખપે તે માટે પીઠા પાસે શરૂ કરાવેલું માલુમ પડ્યું છે. બીજા વેપારમાં બીજા વેપારીઓ માલ લેતાં અને દેતાં બન્નેમાં કાળીપરજને છેતરે છે. હાટોડાં દારૂના પીઠાની પાસે હોવાથી કાળીપરજના સુધારકોને હાટોડાં પાસે જ પ્રચારકાર્ય કરવું પડે છે અને પારસીઓ પણ હાટોડામાં જ એમને ડરાવવા પ્રયત્ન કરે છે. પ્રથમ તો આમાંથી વડોદરાના અમલદારો વચમાં પડી આ હીલચાલને ધક્કો લગાડશે એવી દહેશત હતી પણ હવે સર્વ કામ સીધું ચાલે છે. હાલ ત્યાં અચલ ધૈર્યવાળા શ્રી રવિશંકર કામ કરવા ગયા છે. પારસી ભાઇઓ પણ આ બદલાતી સ્થિતિને સમજવા લાગ્યા છે. જો કે તેમનો અંતરનો રોષ તો હજી નહિ ઉતર્યો હોય. વલસાડે શ્રીયુત વલ્લભભાઇને થોડા દિવસ ઉપર માનપત્ર આપ્યું ત્યારે પારસીભાઇઓની હાજરી ઘણી થોડી હતી એમ પ્રમુખને પણ ટીકા કરવી પડી હતી.

* *

એક હકીકત સાંભળી હતી તે અહીં પ્રત્યક્ષ જોઈ. ગામડામાં કામ કરનારા બધા કહે છે કે શહેરની પાસેનું ગામડું દહાડે દિવસે વધારે વધારે ગરીબ થતું જાય છે. એક અનુભવી ગામડાના કાર્યકર્તાએ કહ્યું કે ગામડું જેમ રોકડનો ઓછો ઉપયોગ કરે તેમ તે વધારે સુખી રહે. કપાસ વાવીને તેના પૈસા કરીને જુવાર ઘી વગેરે વેચાતું લે તેના કરતાં કપાસ ઓછો વાવી ખેતીથી જુવાર પેદા કરે, ઢોરમાંથી ઘી કરે તેમાં તેનો નિર્વાહ વધારે સારો થાય. ભાવતાલની ઓછી માહીતીથી, હિસાબની અણસમજથી, વેચતાં અને લેતાં બન્ને વખત છેતરાવાથી ખેડુતને વધારે નુકસાન જતું હશે. તે સિવાય પૈસાની લેવડદેવડ પોતે આને માટે જવાબદાર હોય એમ મને લાગતું નથી. વળી શહેર પાસે હોવાથી શહેરના મોજશોખમાં ગામડાનો માણસ શક્તિ ઉપરાંતનું, વિવેક વગરનું ખરચ કરતો હશે તેથી પણ એમ થતું હશે. પણ સર્વત્ર એમ નથી થતું. શહેરની પાસેના ફળ વેચનારા કે શાક કરનારા સમજુ ખેડુતો, શહેર સાથે નહિ સંબંધ રાખનારાં ગામડાં કરતાં વધારે ખરાબ સ્થિતિમાં નથી હોતા; કોઈ કોઈ વધારે સારી સ્થિતિમાં પણ હોય છે.

પણ એ તો પ્રત્યક્ષ જોયું કે સુરતની આસપાસનાં ૪-૫ માઇલનાં ઘણાંખરાં ગામડાંનાં લોકો નબળા નિસ્તેજ દેવાદાર હતાં. તેમના બળદો પણ એવા જ નિર્બળ. અને

૧૦–૧૨ માઇલ દૂરના ગામડામા તદુરસ્ત બાળકો નજરે પડે છે. એક કારણ તો આ દૂધનો વેપાર છે. શહેરની પાસેના ગામડાના લોકોને રોકડ પૈસો કરવાની લોલુપતા થાય છે, તેથી દૂધ, ઘી, સારૂ અનાજ, વગેરે પોતાને માટે કશુ ન રાખતા બધુ વેચીને તેના નાણા કરે છે અને ખરાબ અનાજ પોતે ખાય છે—જેમ શહેરના માણસો ખરાબ ઘરમા કે ઘરના ખગબ ભાગમા પોતે રહી, સારા ઘરો અને ઘરના સારા ભાગો ભાડે આપી પૈસા કરે છે તેમ ગામડા સારૂ ઘાસ પણ વેચીને નાણા કરી ખરાબ ઘાસ પોતાના ઢોરને ખવરાવતા હશે એમ લાગે છે દૂરના ગામડા દૂધ ન વેચી શકે, ઘીના લોભે દૂધ ન ખાય તો પણ ઘી કરતા છાશ તો ખાવા મળે દૂધ વેચનારને તો છાશ પણ ન મળે. વળી અમદાવાદમા તો નજીકના ગામડેથી છાશ પણ વેચાવા આવે છે અને શહેરોના મોજશોખો જોઇને ગામડા પણ તેવા ખરચ કરતા થઈ જાય, છેવટે દેવામા પડી, જમીન શહેરગા ગીરો મૂકી, સદાનુ દાસત્વ સ્વીકારી જીદગી ગમે તેમ ઢસરડે છે ગામડામા નૂર જ નથી !

શહેર અને ગામડાનો સબધ કેવો હોવો જોઇએ એ પ્રશ્ન બહુ વિકટ છે સ્વાભાવિક તો એ લાગે છે કે એક જગાએ રહીને બળદથી ખેતી થઈ શકે તેટલી જમીન ચારે બાજુ રાખી ગામડા વસ્યા, અને ગામડાની વધારાની પેદાશ બહાર મોકલવા અને બદલામા ગામમા નહિ પેદા થતી ચીજો વેચાતી લેવા વેપારના કેન્દ્રો તરીકે શહેરો થયા. આજ શહેરો પાછા વિદ્યા–કલાના અભ્યાસના અને રાજકારણના કેન્દ્રો થયા ગામડુ વધારાની પેદાશ શહેરને આપી શહેરની વિદ્યાકલા અને જોઇતા સાધનો મેળવવાનો લાભ લે પણ આપણે અહીં તેથી ઉલટુ થાય છે ગામની વધારાની પેદાશ લેવાને બદલે આપણા શહેરો ગામડાનો રસકસ, તેને જોઈતી ચીજો પણ ચૂસી જાય છે, અને ગામડાને વિદ્યાકલા કે શિક્ષણનો લાભ આપવાને બદલે માત્ર હલકી વૃત્તિના મોજશોખોનો છંદ લગાડે છે આ છંદને લીધે ગામડુ સામાન્ય રીતે જે તદુરસ્ત જીવનનો આદર્શ ગણાતું તે હવે તેવુ રહ્યુ નથી વળી પૈસેટકે અને સામાન્ય સરકારિતામા ગામડુ શહેરથી હલકુ પડવાથી ગામડાના આગળ પડતા બધા માણસો અને કુટુમ્બો શહેરો તરફ આકર્ષાય છે. તેનુ પરિણામ એ આવે છે કે ગામડા સામાન્ય ડહાપણ અને નીતિમા પણ ઉતરતા જાય છે. આ છેવટનુ પરિણામ બીજાં બધા પરિણામો કરતા વધારે ભયકર છે ગામડાનું જીવન તદુરસ્તીમા સાદાઈમા સરલતામા નીતિમા વધારે સારૂં હોય એ તો માત્ર કેટલાક કવિઓની કલ્પનામા જ રહ્યુ છે. આપણો જ્ઞાનવાળો અને સરકારી વર્ગ ગામડાને સુધારવાની પોતાની ફરજ નહિ સમજે તો ગામડા અને તેને લીધે આખો દેશ ઉતરતા જશે

તપાસ સમિતિને અગે જેમ જેમ જુદા જુદા ગામો જોતા જઇએ છીએ તેમ તેમ સરકાર કેટલી કેટલી રીતે મહેસુલ લે છે તે સમજાતુ જાય છે. જરાયત એટલે આકાશિયા ખેતરો ઉપર તો જાણે જમીનનો દર લે છે. પણ ક્યારીમા જમીન ઉપર આકાશમાંથી પડતા પાણીનો પણ દર લે છે તે ઉપરાત તે જમીનની પાસે કોઈ હિમાયત તળાવ હોય એટલે કે તળાવમાથી પાણી લઈ શકાય એમ હોય તો તેનો હિમાયત દર લે એટલે કે તળાવનુ પાણી વાપરે કે ન વાપરે તો પણ તે ખેતરો ઉપર હિમાયત દર ચડે જ. સાધારણ સારા વરસાદના વરસમા તો તળાવનુ પાણી લેવાની જરૂર નથી પડતી અને નબળા વરસમા તો ઘણીવાર તળાવનું પણ બધા હિમાયતી ખેતરોને મળી રહે તેટલુ પાણી ભાગ્યે જ હોય

છે. અને કેટલીક વાર તો જબરા માણસો કે પાણી કાઢવાની બારીની પાસેના ખેતરોવાળાઓ જ પાણી લઈ જાય છે અને બીજાઓને હિમાયતી દર ભરવા સિવાય હિમાયતનો કશો લાભ મળતો નથી. એટલું જ નહિ ઘણી જગાએ તળાવ પૂરાઈ ગયાં હોય, તેમાં પાણી રહેતું ન હોય છતાં હિમાયતનો દર ચડ્યે જાય છે. એક જગાએ તો તળાવ ઉપર ઉભા રહ્યા પછી પણ આ તળાવ છે એમ કોઇએ કહ્યું ત્યારે જ તળાવ ઓળખાયું. ઘણી જગાએ ક્યારીની જમીન ઉતરી ગયેલી હોવાથી વરસો થયાં તેમાં ભાત ન થતાં માત્ર જરાયત મોલ જ થતો હોય છતાં તેના ઉપર ક્યારીનો દર ચાલુ રહ્યા કરે છે. ઘણાં ગામોમાં કુવા ન ચાલતા હોય,— '૫૬ પછી કુવાનાં પાણી ઊંડાં ગયાં છે, કુવેનર પોસાતાં નથી, કોઈ જગાએ પાણી ખારાં થઇ ગયાં છે,—છતાં બાગાયત દર ચાલુ રહ્યા કરે છે. લોકો અરજીઓ કરે ત્યારે કહેશે કે આવતા સેટલમેન્ટ વખતે દરનો વિચાર કરવામાં આવશે અને સેટલમેન્ટ વખતે તો એટલું બધું કામ હોય કે આવા પ્રશ્નોનો વિચાર કરવાનો વખત જ ન મળે! કેટલીક જગાએ જમીન ઉપર નદીની રેલ આવતી હોવાથી તેના ઉપર ભાઠા તરીકે ખાસ દર ચડે છે, તે પૂરનો લાભ બંધ થયા પછી પણ વરસો સુધી ચડ્યા કરે છે. અને એક ગામમાં ખેતરો ઉપર પૂર આવે છે, પણ એ પૂરને લીધે જ જમીનમાં ખાડા પડી જવાથી પાણી ભરાઇ રહેવાથી ત્યાં કશું વાવી શકાતું નથી, પણ ભાઠાનો દર તે જમીન ઉપર લેવાયે જાય છે. મહેસુલ સંબંધી આ સર્વ બાબતો અન્યાયી અને રૈયતનું લોહી ચૂસી જનારી છે. પણ આપણા ખેડુતો અત્યાર સુધી મૂગે મોંએ એ ખમી રહ્યા છે. આ સર્વ ઉપરાંત કયાસવારી કરનારાઓ, મોજદીદારો, તલાટીઓ લાંચથી અને લાંચ માટે અન્યાયો કરે તે તો જુદા. ગામડાંનાં, ખેડુતોનાં, સંગઠનો કરી આ સર્વ અન્યાયની સામે ગામડાંએ લડવું જોઇએ. ખેડુતોના હકો અને તેનું રક્ષણ કરવાની રીતો ગામડાની કેળવણીમાં આવી જવી જોઇએ; અને તે માત્ર સરકારના દષ્ટિબિન્દુથી જ નહિ પણ રાષ્ટ્રહિતના દષ્ટિબિન્દુથી શિખવાવી જોઇએ.

આ પત્ર મેં બારડોલીનો જ લખ્યો છે. ખરી રીતે આ પત્ર હું સુરતથી લખું છું અને તેમાંની હકીકત સુરત અને વડોદરાના લાગતા વળગતા ભાગોમાંથી લીધી છે. પણ **प्राधान्येन व्यपदेशा भवन्ति।** પ્રધાન વસ્તુ ઉપરથી નામ પડે છે. અને આ બધી પ્રવૃત્તિમાં બારડોલી પ્રધાન છે જ.

રામનારાયણ વિ. પાઠક

# ચ ર્ચા પ ત્ર

## ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસિયેશનઃ કરાંચી

' પ્રસ્થાન ' ના તંત્રી સાહેબ,

' પ્રસ્થાન ' ના કાર્તિક અંકમાં ગુ. ગ્રે. એસોસિયેશન માટે ગેરસમજુતી થાય એવું મેં કશુ લખ્યું નથી. પોષ અંકમા એ મંડળના વિદ્વાન મંત્રી થોડીક વિગત રજુ કરે છે.

૧ અને ૩ હેતુ કે નેમ માટે મેં કોઇ સવાલ ઉભો કર્યો જ નથી. મંત્રી જાતે જ લખે છે કે ગુજરાતી ભાષા જાણનારા અને ગુજરાતી ભાષા લખી બોલી વાંચી જાણે એવા બિન-ગુજરાતી ગ્રેજ્યુએટસ પણ એના સભ્ય થઈ શકે. ટુંકમાં ફરી કહું તો એના સભ્યો **ગુજરાતીઓ અને ગુજરાતી ભાષા બોલી લખી વાંચી જાણનારા જ થઈ શકે.** આટલું છતાં એ મંડળનું નામ અંગ્રેજી !

૨ સરળતા માટે મંડળના ધારાધોરણ તથા નામ અંગ્રેજીમાં રાખવામાં આવ્યાં છે. સરળતા કોની ? મંડળનું નામ ગુજરાતીમા હોય તો સરળતા ન સચવાય ? જન્મે, જાતે એવા વિદ્વાન ગુજરાતીઓ સરળતાથી **અંગ્રેજીમાં** ધારાધોરણ ઘડી શકે એ સરળતા હોય તો પ્રભુ જાણે ! ગુજરાતી ભાષા ત્યારે એટલી કંગાળ હોવી જોઇએ કે ગુજરાતી વિદ્વાનોને અંગ્રેજીમા બધી કલમો લખવી પડે છે !

રજીસ્ટર કરતી વેળા અને જ્યારે જરૂર પડે ત્યારે અંગ્રેજીમાં પત્રવ્યવહાર ન થઇ શકે એવું તો કશુ જ નથી. અન્ય સંસ્થાઓ તે ગુજરાતી કે અંગ્રેજી ? અંગ્રેજી સંસ્થાઓ સાથે પત્રવ્યવહાર અંગ્રેજીમા થાય એ કુદરતી છે; પણ તેથી આપણાં ગુજરાતી મંડળનું નામ અંગ્રેજી રાખવું અને મંડળનું કામકાજ અંગ્રેજીમા ચલાવવું એ આપણી પ્રિય માતૃ-ભાષા માટે શોભાસ્પદ છે ? અમુક અંગ્રેજી મંડળ સાથે અંગ્રેજીમાં પત્રવ્યવહારની સુગમતા **પડે તેથી ગુજરાતી બોલતી, ગુજરાતી લખતી, ગુજરાતી વાંચતી** એવી આખી ગુજરાતી સંસ્થાને અંગ્રેજી શા માટે બનાવવી ?

૪ મંડળનું સઘળું કામ એટલે કાર્યસમિતિનું અને અહેવાલ રજુ કરવાનું વગેરે એ બધુ અંગ્રેજીમાં જ ચાલે છે. મંડળની પ્રવૃત્તિનો કોઇ સવાલ જ નથી. જાહેર ભાષણ તો અંગ્રેજીમા અપાય, બંગાલીમાંય અપાય અને જર્મનમાં યે અપાય-જેવા જેવા વિદ્વાનો અને જેવી જેવી ભાષાના જાણકારો. પણ આપણા ગુજરાતીઓ વચ્ચે જ અપાતાં ભાષણો તો ગુજરાતીમા જ જોઇએ, તેમજ એ ભાષણને લગતી આમંત્રણ પત્રિકાઓ, કાર્યવાહક સમિતિનું કામકાજ અને વાર્ષિક અહેવાલ એ સઘળું ગુજરાતીમાં જ થવું જોઇએ. એ સઘળું અંગ્રેજીમાં થાય એનો અર્થ જ એ કે ગુજરાતીએ દેવાળુ કાઢ્યું છે અથવા વિદ્વાનોને જેમ સ્વદેશી કાપડ કે ખાદી પહેરવાની સુગ છે તેમ ગુજરાતી ભાષાની પણ સુગ છે.

ડૉ. રાણીનાનો અને ડૉ. નાયકનો સત્કાર થયો ત્યારે સઘળું કામ ગુજરાતીમાં ચાલ્યું એ વાત ખરી; પણ એની પહેલ કોણે કરી ? એ સત્કારને લગતી જાહેરાત તો અંગ્રેજીમાં જ થઈ હતી અને સઘળું કામ અંગ્રેજીમાં જ ચાલત; પણ ગુજરાતી ભાષા માટે અભિમાન ધરાવનાર ડૉ રાણીનાએ અને ડૉ. નાયકે "આપણે તો બધા ગુજરાતીઓ છીએ" કહી ગુજરાતીમાં વિવેચન કર્યું હતું, ત્યારે જ પછીના બોલનારાઓ પણ ગુજરાતીમાં બોલ્યા હતા. ડૉ. નાયકે તો ખુલ્લું કહ્યું હતું કે આપણા છોકરાઓ બધું જ અંગ્રેજીમાં વિચારે અને બોલે એ અસહ્ય છે.

૫ અંગ્રેજીમાં વિચાર આપ-લે કરવાની શક્તિનો વિકાસ થાય તેથી અંગ્રેજીમાં બોલવાનું પસંદ કરાય છે એમ ગુજરાતી ભાષાના વિદ્વાન મંત્રી લખે છે ત્યારે ખરે જ ખેદ થાય છે. અંગ્રેજીનો વિકાસ ! બી.એ. પદવીધારી ગુજરાતી વિદ્વાનો અંગ્રેજીમાં વિચાર આપ-લે કરવાની શક્તિનો વિકાસ શા માટે કરે ? ફ્રાન્સમાં જન્મે, જાતે ફ્રેંચ, એવા અંગ્રેજી જાણનારાઓ પોતાનાં ફ્રેંચ મંડળમાં અંગ્રેજી ભાષાનો વિકાસ કરે છે ખરા ? પોતાનો કાર્યક્રમ અને અહેવાલો શું અંગ્રેજીમાં છપાવે છે ? જર્મનીમાં જન્મે, જાતે જર્મન, એવા અંગ્રેજી જાણનારા પોતાનાં મંડળમાં અંગ્રેજીનો વિકાસ કરે છે ખરા ?

ગુજરાતી ભાષા શું એટલી બધી હીણ છે કે તે બોલતાં અને તેમાં વિચારની આપ-લે કરતાં આપણે લજવાઇએ ? આપણાં દરરોજનાં કાર્યમાં આપણે બેંકમાં અને ઑફિસમાં, અને નિશાળોમાં, અને છાપાદ્વારે અંગ્રેજી અને અંગ્રેજી તો ચાલુ બોલીએ છીએ અને તે પછી **અંગ્રેજી જાણનારા આપણે ગુજરાતીઓ** આપણાં જ ગુજરાતી મંડળમાં અંગ્રેજી બોલીએ, લખીએ અને અંગ્રેજીનો વિકાસ કરીએ તો ગુજરાતીનો ક્યારે કરીશું ?

"ગ્રેજ્યુએટ્ એસોસિયેશન" એવું અંગ્રેજી નામ રાખીને તેનાં દ્વાર નાત જાતના તફાવત વિના ખુલ્લા રખાય ત્યારે તેનું કામ અંગ્રેજીમાં થાય તો ખાસ વાંધો લેવા જેવું નથી. પણ અહીં તો ગ્રેજ્યુએટ એસોસિયેશન આગળ "**ગુજરાતી**" એવું ખાસ બંધન છે. ત્યારે જે મંડળ **ગુજરાતી**, જેનાં સભ્યો જન્મે જાતે **ગુજરાતી**, જેની ભાષા **ગુજરાતી**, જે **ગુજરાતી બોલી** જાણે, જે **ગુજરાતી** લખી જાણે, જે **ગુજરાતી વાંચી** જાણે તેઓ–તેવાં મંડળના કાર્યવાહકો પોતાનું કામ અંગ્રેજીમાં ચલાવે અને અંગ્રેજીના વિકાસની વાત કરે એ અસહ્ય છે.

(કરાંચી) નરીમાન સોરાબજી ગોળવાળા

* * *

આ ચર્ચા હવેથી બંધ થાય છે. તંત્રી

# સ્વૈરવિહાર

ઘણા માણસો ધર્મ અને વિજ્ઞાનની વચ્ચે વિરોધ માને છે. મને તો બન્ને સરખા લાગે છે. પહેલા માણસો જે જે કાર્યો અને જેવાં જેવાં કાર્યો ધર્મને આગળ કરીને કરતાં તે તે અને તેવાં તેવાં કાર્યો હાલ વિજ્ઞાનને આગળ કરીને કરે છે.

પહેલા માણસો સ્ત્રીઓને સતી કરતા. સતીને જીવવું હોય પણ ધર્મમાં કહ્યું હોય કે તેણે બળી મરવું જોઇએ તો તેને બાળ્યા વિના ચાલે કેમ? હાલ તેવું જ કાર્ય હવે લોકો વિજ્ઞાનની ખાતર કરે. ધર્માનંદ કોસંબીજી એક વાત કરે છે. એક પોર્ટુગીઝ વહાણ ગોઆ તરફ આવતું હશે. તેમાં એક ખલાસી માંદો પડ્યો હતો. રાત્રે ખલાસીને તપાસી ડૉક્ટરે કહ્યું કે ખલાસી સવારે મરી જશે અને તેની લાસ પાણીમા નાખી દેવી. સવારે ખારવાઓ પેલા ખલાસીને લેવા લાગ્યા ત્યારે તેણે કહ્યું: " ભાઇ હું તો જીવતો છું. " ખારવાઓએ જવાબ આપ્યો: " અલ્યા તું આપણા ભણેલા ડૉકટર કરતાં વધારે ડાહ્યો ? "

પછી શું થયું તે એ વાતમાં નથી. ટુચકો, તેના આદિ મધ્ય અને અંત, સર્વ ઘણાં જ કલામય હોય છે. હાલ ટૂંકી વાર્તાની કલા વિશે ઘણી ચર્ચા થાય છે; આ ટુચકાની કલા વિશે કોઇ ચર્ચા કરતું નથી. કારણ એ હશે કે ટુચકાની કલા હજી કોઇને હાથ નથી લાગી. બધા ટૂંકી વાર્તાઓ સરજે છે, કોઇ ટુચકા સરજે છે ?

વાર્તાનું ટૂંકામાં ટૂંકું, તીખામાં તીખું, એકાગ્રમાં એકાગ્ર, અણિયાળામાં અણિયાળું, સૂચકમા સૂચક અને માર્મિકમાં માર્મિક સ્વરૂપ તે ટુચકો છે. વળી તે વાર્તા અને મશ્કરી બન્ને વચ્ચેનુ સ્વરૂપ છે.

મશ્કરી એ વ્યવહાર જીવન અને સાહિત્યના સીમાડા ઉપરની ચીજ છે. એ જીવન પણ છે અને સાહિત્ય પણ છે. સાહિત્યસૃષ્ટિમાં જેમ કવિ નવી જ પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે તેમ મશ્કરીમા કોઇ નવી પરિસ્થિતિ ઉપજાવવાની નથી હોતી. મશ્કરી કરનારો, વ્યવહારની પરિસ્થિતિનો અમુક ખંડ એવો ને એવો લે છે, તેને વ્યવહાર જીવનથી અલગ પણ નથી પાડતો, અને તે ખંડ ઉપર તે પોતાની સૃષ્ટિ રચે છે; તે સૃષ્ટિને કોઇ વ્યાવહારિક પ્રયોજન હોતું નથી, માત્ર હાસ્યરસ નિષ્પન્ન કરવો એ જ એનું પ્રયોજન હોય છે. એટલે વાસ્તવિક પરિસ્થિતિ ઉપર નિર્માયેલું એ શુદ્ધ સાહિત્ય સર્જન છે.

અને મશ્કરી એ ખરેખરૂં અલિખિત કે અપત્રારોપિત સાહિત્ય છે. અપત્રારોપિત છે એટલું જ નહિ, તે અપત્રારોપ્ય પણ છે. તમારૂં અલિખિત કંઠસ્થ સાહિત્ય તે શ્રી મેઘાણીએ લખ્યું, અંગ્રેજીમાં જેને unwritten અલિખિત કાયદો કહે છે તે લખાયો છે, પણ મશ્કરી કદી લખાય તેવી વસ્તુ નથી. વાત કરતાં જે મશ્કરીથી તમે ખૂબ હસ્યા હો, તેને ઘેર જઇને લખી જોજો, તેમાં હાસ્ય આવી શકશે નહિ. કારણ એ છે કે તમારા વ્યવહાર જીવનની જે ખરી વાસ્તવિક સ્થિતિ ઉપર તે ઊગેલી છે તે સ્થિતિથી ઉખેડીને તેને લઇ જાઓ તો એ સ્થિતિની ભોય વિના એ શોભે જ નહિ. અને એ આખી સ્થિતિ, તમે શબ્દમાં મૂકી શકો તે કરતાં વધારે સૂક્ષ્મ અને વધારે વિશાળ હોય છે,

તે લખી શકાતી નથી અને છતાં તે સાહિત્ય છે, શુદ્ધમાં શુદ્ધ સાહિત્યનું સ્વરૂપ છે. તે કલામય સર્જન છે. ગાનની માફક એ કલા તેના વિધાતાની પાછળ નાશ પામે છે, સતી થાય છે. એ લખાતી નથી એટલા માટે જ તેના વિધાયકને આપણે સાક્ષર નથી કહેતા. પણ એ કલા છે. ગાન અને મશ્કરી બીજી રીતે પણ મને મળતાં લાગે છે. શેકસપિયરે સંગીત વિશે લખ્યું છે—દરેક અંગ્રેજી ભણતો વિદ્યાર્થી કોઈનાર નિબંધમાં અવતરણ આપવા તે લીટીઓ યાદ રાખે છે—

"The man that hath no music in himself ..."

વગેરે વગેરે. તે આપણે મશ્કરી વિશે પણ કહી શકીએ કે જે માણસમાં મશ્કરી કરવાની બુદ્ધિ ન હોય, તેમ જ જે બીજાની મશ્કરીથી ખડખડ હસી શકતો નથી, તે પાપ દાવપેચ કાવત્રાં અને કાળાં ધોળાં કરવાને કાબેલ છે.

નહિ નહિ. કાવ્યનો અનુવાદ કાવ્યમાં જ થવો જોઈએ.

(પૃથ્વી)

ન મશ્કરીની બુદ્ધિ જેહ જનમાં જરા યે જડે,
હસે ખડખડાટ વા ન સુણી જે અન્યની મશ્કરી,
કુડાં કપટ કાળુ ધોળું કરવા જ કાબેલ તે.

કોઈ કહેશે કે શું દુષ્ટ અને લુચ્ચા માણસો પણ મશ્કરી નથી કરતા? હું પુછું છું, શું લુચ્ચા માણસોને પણ સંગીત નથી આવડતું હોતું? પણ સ્વૈરવિહારમાં આવા કુતર્કોની દરકાર હું કદી કરતો નથી, કદી કરવાનો નથી. જેવું શેકસપિયરનું સત્ય તેવું મારૂં. જે છૂટ શેકસપિયર કાવ્યમાં લે તે હું સ્વૈરવિહારમાં લઉં. કવિઓ નિરંકુશ કહેવાય છે પણ ખરી રીતે કવિનો અર્થ નિરંકુશ થતો નથી. સ્વૈરવિહારનો અર્થ નિરંકુશ ગતિ થાય છે.

પણ કોઇ કહેશે હું વિષયાંતર કરૂં છું. વિષયાંતર કોને ગણવું એ મોટો પ્રશ્ન છે. મારે કોઇ પણ મુખ્ય વિષય હોય તો વિષયાંતર થાય ને! વિષયાંતર ઉપર કોઇ સાક્ષર કંઇક લખે તો ઘણું સારૂં. નહિ તો પછી મારે કોઇ દિવસ વિષયાંતર કરીને પણ તે ઉપર લખવું પડશે.

અસ્તુ. પણ હું શરૂમાં વિજ્ઞાન ઉપર બોલતો હતો. ઉપરના ટુચકામાં ખારવાએ મરવું જોઇતું હતું-વિજ્ઞાનની ખાતર મરવું જોઇતું હતું. મરણ વિના, આત્મભોગ વિના કે કોઈના પણ ભોગ વિના વિજ્ઞાન કે ધર્મ ખીલી શકતો નથી.

હમણાં વિજ્ઞાનનો એક બીજો દાખલો જોયો. એક ગામમાં અમુક જમીન ઉપર ભાડાનો ઘણો મોટો દર ચઢતો હતો. નદીના પૂરથી તે જમીન ખેડી શકાતી નથી માટે દર ઘટાડવા લોકોએ અરજી કરી. સરકારી વર્ગવારી કરનારા અમલદારો આવ્યા, તેમણે તેમના વિજ્ઞાન પ્રમાણે ઠેકઠેકાણે ખાડા ખોદી જોયા, માટીને તપાસી અને નક્કી કર્યું કે જમીન ઉત્તમમાં ઉત્તમ પ્રકારની છે. લોકોએ કહ્યું: "પણ સાહેબ, આ ખેડીજ શકાતી નથી." અમલદારોએ કહ્યું: "પણ જમીન ઉત્તમ છે ને! અમારૂં શાસ્ત્ર, અમારૂં વિજ્ઞાન કહે છે કે જમીન ઉત્તમ પ્રકારની છે." થઇ રહ્યું. વિજ્ઞાનની ખાતર, એ જમીનના માલેકોએ વધારે દર ભરવો જ જોઇએ. નહિતર વિજ્ઞાન અને એ વિજ્ઞાન ઉપર રચાયેલું રેવન્યુ ખાતું ઊંધું વળી જાય!

અંગ્રેજો ઘણીવાર દલીલ કરે છે કે ભાઇ અમે તમારા ઉપર રાજ્ય કરીએ તેમાં તમારે પરદેશીનું રાજ્ય માનવાની જરૂર નથી. આપણે સર્વ હજારો વર્ષ ઉપર એક જ આર્યજાતિના હતા. આપણે તો પિત્રાઇઓ ગણાઇએ. આમાંથી મને એક સાચી વાત જડી છે. અંગ્રેજ વિજ્ઞાનીઓ અને બ્રાહ્મણ શાસ્ત્રકારોમાં એક ઘણું જ મળતાપણું છે. બ્રાહ્મણ શાસ્ત્રકાર શાસ્ત્ર લખે કે ફિલસુફી લખે, કે ઇતિહાસ લખે તે સર્વમાં છેવટે વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા, બ્રાહ્મણનું પૂજનીયત્વ, અને તેને પૈસા આપવાની વાત આવે જ. અને પોતાની મોટાઈ ઉપર આખા સમાજની છે એવી અટપટી વ્યવસ્થા ઝીણવટથી કરી નાખવાનો, કે તેમાંથી કેમ નીકળવું એ પછીથી વિચાર થઈ પડે. અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રી, શરીરશાસ્ત્ર કે ચિત્તશાસ્ત્ર એટલે સાઇકૉલૉજી કે ઇતિહાસ ગમે તેના ઉપર લખે પણ તેમા છેવટે એટલું તો આવે જ કે અંગ્રેજ સર્વ દુનિયામા ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય છે, હિંદી તેના હાથ નીચે અનંતકાલ રહેવાને સરજાયો છે, અને એવી વસ્તુસ્થિતિ કાયમ રહે તેમા જ હિંદનું અને જગતનું કલ્યાણ છે,–બાકી અંગ્રેજો પોતે તો તેમાં ઉદાસીન છે! અને આ ઉચ્ચાવચતા ઉપર તે હિંદના કાયદા અને જગતનું રાજકારણ એવું અટપટું કરી મૂકવાનો કે તે ક્યાંથી તોડવું એ બીજાઓને વિચાર થઈ પડે. તમે જરા પણ અંગ્રેજ સામ્રાજ્ય વિરુદ્ધ બોલો એટલે તેના વિજ્ઞાનશાસ્ત્રીઓ, ઇતિહાસકારો, ચિત્તશાસ્ત્રીઓ બોલી ઊઠવાના કે જગતની સંસ્કૃતિ જોખમમા આવી પડી છે.

અંગ્રેજો કહે છે કે હિંદીઓમાં ઇતિહાસબુદ્ધિ નથી તે ખોટું છે. શું બ્રાહ્મણોએ ઇતિહાસ નથી લખ્યો? તેમણે તો માત્ર ઇતિહાસ લખ્યો છે એટલુ જ નહિ પણ ભવિષ્ય વાણી પણ કહી છે. અંગ્રેજો પણ લગભગ એવું જ કરે છે. બ્રાહ્મણોની પેઠે તેઓ ધર્મ-દૃષ્ટિએ ઇતિહાસ નથી લખી શકતા, તો રાજકારણની દૃષ્ટિએ લખે છે પણ તેમાં પણ બ્રાહ્મણની પેઠે જ લખે છે. છેલ્લા જર્મન યુદ્ધ ઉપરના લેખો વાંચો તો તમને જરૂર લાગશે કે માત્ર કયસર અને જર્મન પ્રજા રાવણ અને તેના રાક્ષસો જેવી જ હતી. હમણા નજર જર્મની ઉપરથી ઉતરીને સોવિયેટ ઉપર ગઈ છે. તો આખા જગતના અનિષ્ટનો ટોપલો તેઓ સોવિયેટ ઉપર જ ઢોળવાના. મુંબઈનાં હાલના હુલ્લડોનું કારણ? મિલ મજુરોની હડતાલ. હડતાલનું કારણ? કૉમ્યુનિસ્ટો,–૧૮ પેન્સના હુંડિયામણનો દર નહિ. અફઘાનિસ્તાનમા અમાનુલ્લા સામે બંડ જાગ્યું તેનું કારણ પણ તેની આસપાસની' સોવિયેટ સંસ્થાઓ. બીજું કાંઈ જ નહિ. અલબત ઇતિહાસ તો'એમને જ આવડે છે. એ કહે તે સાચું. **राजा कालस्य कारणम्।** 'રાજા કાલનું કારણ'છે,' તો રાજકર્તા પ્રજા પોતાને અનુકૂળ ઇતિહાસ ન કરી શકે? કરે જ. અને ભવિષ્ય કથનમાંથી પણ એ જાય એવાં નથી. આમ કરશો તો બોલશેવિઝમ આવશે, એ આવશે તો તમારો ને તમારા ધર્મનો નાશ થઇ જશે. અંગ્રેજોની ઇતિહાસબુદ્ધિ અને આપણા બ્રાહ્મણોની ધર્મબુદ્ધિ એક જ વૃત્તિમાંથી નીકળી છે માટે જ સરકારના પબ્લિક સેફ્ટી બિલની દલીલોએ મિ. આચાર્ય ઉપર એટલી બધી અસર કરી દીધી!

x x

બ્રાહ્મણો અને અંગ્રેજો બન્ને એક મહાન શોધની પાછળ પડયા છે. બ્રાહ્મણો એમ માને છે કે સમાજમા પોતે અનંત કાલ સુધી સર્વોપરી રહી શકે તેવી સમાજવ્યવસ્થા તેમણે

શોધી કાઢી છે. હવે તેને બદલાવે તો તેમનો ધર્મ ખોટો પડે. અંગ્રેજોએ એવી જ રીતે સમાજમાં, જગતમાં અને તે નહિ તો છેવટે હિંદમાં સર્વોપરી રહી શકે તેવી રાજ્યવ્યવસ્થા શોધી કાઢી છે. વિજ્ઞાનમાં પ્રથમ કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ અનંત સમય બહારની શક્તિની મદદ સિવાય ચાલ્યા કરે તેવાં ચક્રો શોધવા પાછળ મંડયા હતા. હવે વિજ્ઞાન નક્કી કરે છે કે એવું ચક્ર અશક્ય છે. પણ આપણા રાજ્યકર્તાઓ એમ માની શકે તેવા નથી. બ્રાહ્મણોનું ચક્ર તે વર્ણવ્યવસ્થા, **वर्णानाम् ब्राह्मणो गुरुः ।** આપણા રાજકર્તાઓનું? હિન્દુ મુસલમાનની ગોઠવણી? વારાફરતી હિન્દુ મુસલમાન ઉપર નીચે ઉપર નીચે ચાલ્યાં કરે અને સરકારનું રાજ્યચક્ર ફર્યા કરે એ કે કેળવણી ખાતું? એકવાર બાપ કેળવાયો એટલે તે પણ છોકરાને એ પ્રમાણે કેળવવાનો જ. ગુજરાત કૉલેજની હડતાલ વખતે સરકારને ભય લાગ્યો કે ક્યાંક આ ચક્ર ફરતું બંધ પડી જશે તો? એટલે તરત નોટિસો રદ કરી, અને

**एवं प्रवर्तितं चक्रम् ।**

એ પ્રમાણે ચક્ર ચાલુ થયું.

સ્વૈરવિહારી

---

# જ્ઞા ન ગો ચૂ રી.

## ૧ અમેરિકાની સમૃદ્ધિ

જનરલ મોટર કંપનીએ આ વર્ષે જગતના ઇતિહાસમાં મોટામાં મોટું એક ડીવીડન્ટ બહાર પાડયું છે. ૭ કરોડ પચાસ લાખ ડૉલર ઉપરાંત શેર માલેકોને તે વહેંચશે. બ્રાઝીલનાં નાણાંને સધ્ધર રાખવાને બ્રાઝીલની સરકારને એક જ દિવસે એક કરોડ દશ લાખ ડૉલરનાં નાણાં ફેડરલ રીઝર્વ બેન્ક મોકલે છે. હડસન ટનલમાંથી ( દુનિયાની લાંબામાં લાંબી મોટરો માટેની ટનલ ) એક દિવસમાં ૫૨,૦૦૦ મોટરો પસાર થાય છે. બે દિવસમાં એ જગ્યાએથી આખા ઇટાલીની બધી મોટરો જેટલી મોટરો ત્યાંથી પસાર થાય છે, અને ચાર દિવસમાં જર્મનીની બધી મોટરો જેટલી મોટરો ત્યાંથી પસાર થાય છે. લગભગ ત્રણ સેકન્ડમાં બે મોટરો ત્યાં થઇને જાય છે. સમૃદ્ધિકલ્પનાનું ક્ષેત્ર આંકડા વિના અનિશ્ચિત છે.

અમેરિકાના લોકોની વાર્ષિક આવક નેવું અબજ ડૉલર છે. સામાન્ય મનુષ્ય માટે સો હજાર કરતાં વધુ આંકડાઓનો ખ્યાલ કરવો એ કઠિણ છે. ઈંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની, ઇટલી, અને બેલ્જિયમ બધાં મળીને લગભગ અમેરિકા કરતાં બમણી વસ્તીવાળાં હોવા છતાં, અમેરિકાથી અડધી કિંમતનો માલ અને મજુરી વર્ષે દહાડે પેદા કરે છે. અમેરિકાની આવક ઇંગ્લેંડ કરતાં પાંચ ઘણી, જર્મની કરતાં નવ ઘણી, ફ્રાન્સ કરતાં તેર ઘણી, ઇટલી કરતાં બાવીસ ઘણી અને હિંદ કરતાં અઠ્ઠાવીશ ઘણી છે.

દરેક મનુષ્ય દીઠ વાર્ષિક આવક અમેરિકામાં ૭૭૨ ડૉલર છે. દરેક અમેરિકનની દરેક ઇટાલિયન કરતાં સાડા ૭ ગણી, દરેક જર્મન કરતાં સાડાચાર ઘણી, દરેક ફ્રેન્ચ કરતાં

ચાર ઘણી અને દરેક અગ્રેજ કરતા બમણી આવક છે. દરેક માણસ દીઠ અમેરિકામા ૭૭૬, ઇટાલીમા ૧૧૯, જર્મનીમા ૧૬૮, ફ્રાન્સમા ૧૯૨, ઇગ્લેંડમા ૪૧૭ અને હિંદમા ૧૦ ડૉલરની આવક છે. પ્રજાની આવક, જે કામ કરતા માણસો વચ્ચે વહેંચવામા આવે તો ૨,૦૧૦ ડૉલર દરેક કામ કરતા માણસની આવક થાય

લડાઈ પહેલા ૧૯૦૯ થી ૧૯૧૪ સુધીમા, આવકમા દશ ટકાનો વધારો થયો હતો ૧૯૧૪–૧૯૧૯ સુધી આવકમા ૨૦ ટકાનો વધારો થયો અમેરિકા મહાયુદ્ધમા પૈસાદાર થયુ એમ માનનાર ભૂલે છે. તેણે લડાઈમા પાત્રીસ અબજ અને બાર કરોડ ડૉલર ખોયા છે ૧૯૧૯ થી ૧૯૨૬ સુધીમા ૪૦ ટકા આવકમા વધારો થયો છે. ૧૯૧૩ પછીથી યુના-ઇટેડ સ્ટેટસની આવક ૬૬ ટકા વધી આ મુદત દરમિયાન ઇગ્લેંડની આવક ચાર ટકા વધી, ફ્રાન્સની એક ટકા કરતા જરાક વધુ વધી, ઇટાલીની ૨૩ ટકા ઘટી, અને જર્મનીની ત્રીશ ટકા ઘટી છે યુરોપમા યુદ્ધને લઇને આમ ઘટ થઈ છે

દરેક કડિયાને અહીં આઠ કલાકમા જેટલુ સોનુ મળે છે, તેટલુ સોનુ મેળવવાને પેરીસના કડિયાને ૮૦ કલાક, બર્લિનમા ૪૦ કલાક અને લડનમા ૨૮ કલાક કામ કરવુ પડે છે પરતુ આ સરખામણીમા જીવનનિર્વાહની કિંમતની ગણત્રી કરી નથી કમાણી અને ખર્ચ બન્નેની સરખામણી કરવી જોઇએ. અમેરિકાનો મજુર એની આવકથી, રોમ, વિયેના અથવા બ્રસેલ્સના મજુર કરતા ચાર ઘણી, અને બર્લિનના મજુર કરતા ત્રણ ઘણી સેવાઓ,–ખોરાક, કપડા, રહેઠાણ વગેરે ખરીદી શકે છે. પગારની સાથે વસ્તુઓની કિંમત પણ ઉંચે ગઇ છે પરતુ અમેરિકન હાલની એની આવકથી ૧૯૧૯ ના કરતા ઘણી વસ્તુઓ ખરીદી શકે છે જે માણસને ૧૯૧૩ મા ૧૯૨૭ ની ખરીદ શક્તિવાળા ૨૫૦૦ ડૉલર મળતા હતા તે જ માણસોને હાલ ૩૩૨૫ ડૉલર મળે છે. આ ૮૨૫ ડૉલરથી એ મોટર ગાડી, રેડિયો, અથવા બીજી કઇ વસ્તુ ખરીદી શકે છે. પ્રોફેસર ડગ્લાસના આકડાઓ પ્રમાણે ૧૮૯૦ થી ૧૯૧૨ સુધી કઈ ખાસ પ્રગતિ થઇ નથી. ૧૯૧૨ થી ૧૯૧૯ સુધી પાચથી બાર ટકા પ્રગતિ થઇ અને ૧૯૧૯ થી તે ૧૯૨૪ સુધી ૨૭ ટકા પ્રગતિ થઈ.

અમેરિકાની સમૃદ્ધિના કારણો શા? ૧૯૧૮મા લગભગ ૨૫ ટકા આવક કારખાનામાં થઇ, ખેતીમાથી ૨૦ ટકા, વાહનમાથી ૮ ટકા અને ખાણોમાથી ૩ ટકા થઈ. ૧૯૦૯ થી ૧૯૧૯ સુધીમા ૧૬૬ ટકાનો વધારો કારખાનાની આવકમા થયો, અને ૧૬૦ ટકાનો ખેતીની આવકમા થયો અમેરિકાએ જાદુ વડે કઇ હવામાથી પૈસા બનાવ્યા નથી પણ સમૃદ્ધિ બનાવી છે ૧૮૯૯ મા જે કારખાનામા જેટલા સમયમા જેટલી મજુરી રોકીને ૧૨૦ ટન માલ પેદા કરતા હતા તે જ કારખાના તેટલા સમયમા અને થોડા મજુરો રોકી ૧૯૨૫ મા ૧૬૫ ટન માલ પેદા કરે છે ૧૯૨૫ મા માણસદીઠ કારખાના ૧૯૧૪ ના કરતા ૫૦ ટકા વધારે સીમેન્ટ અને લોઢું પૈદા કરવા લાગ્યા, અને ૭૯ ટકા વધુ તેલ પેદા કરવા લાગ્યા.

વ્યાપારની વ્યવસ્થામા પણ અમેરિકનોએ વિજ્ઞાન વાપર્યું છે. વિજ્ઞાનીઓએ નવી નવી કુશળતાઓ અને નવા નવા યંત્રો યોજ્યા તેમનો ઉપયોગ રૂઢીઓને તોડી નાખીને, અને લાગણીઓ દૂર મુકીને કર્યો છે. ટ્રસ્ટસ અને જોડાણ, જથ્થાબંધ પેદાશ, એકધારી પેદાશ,

અર્થશાસ્ત્રીય અને ઔદ્યોગિક શોધ, ખર્ચખત, ખાનગી કામ, સામાજિક કુશળતાની યોજનાઓ, શાસ્ત્રીય કેળવણી, ઊંચા પગાર અને હલકી કિંમતઃ આ બધા સિદ્ધાંતો અમેરિકાએ ઘડયા, અને આ સિદ્ધાંતોએ અમેરિકાને ઘડયું છે. ફ્રેડરીક ડબલ્યુ ટાયલર એ વૈજ્ઞાનિક વ્યવસ્થાનો યોજક અને હેનરી ફોર્ડ એનો પ્રયોગ કરનાર, એ વોટસ અને સ્ટીવનસનની માફક બીજી ઔદ્યોગિક ઉત્ક્રાંતિના નેતા છે.

એટલી બધી પ્રગતિ ટુંકા સમયમાં થઈ છે એટલે લોકોના મગજમાં એનો ખ્યાલ આવી શકે એમ નથી. જીવનની સંસ્કૃતિ પૈસાની માફક પ્રજાકીય કરી શકાય કે નહિ? વહેંચણી પણ પેદાશની માફક કરી શકાય કે નહિ? આ પ્રશ્નો જોવાના રહે છે. અમેરિકાએ એની સમૃદ્ધિ વડે જગતનો 'મોર્ટગેજ' લીધો છે, એ મોર્ટગેજ વડે એ શું કરશે એ જોવાનું રહ્યું.

એનીમલ રીસર્ચ ડીપાર્ટમેન્ટ
કીંગ્ઝ બિલ્ડીંગ, એડીનબરો } જશભાઇ શંકરભાઈ પટેલ

## ૨ પ્રજાઓની આવક દશલાખમાં

કુલ આવક

| દેશ | ૧૯૧૩ | ૧૯૨૭ હાલના ડૉલરમાં | ૧૯૨૭ ૧૯૧૩ ના ડૉલરમાં | ટકાફેર |
|---|---|---|---|---|
| અમેરિકા | ૩૨,૦૦૦ | ૮૯,૬૪૨ | ૫૨,૯૦૦ | +૬૬ |
| ગ્રેટબ્રિટન | ૧૦,૯૦૦ | ૧૮,૯૩૧ | ૧૧,૩૩૦ | +૪ |
| જર્મની | ૧૦,૫૦૦ | ૧૦,૬૬૫ | ૭,૨૩૮ | −૩૦ |
| ફ્રાન્સ | ૭,૩૦૦ | ૭,૮૬૦ | ૭,૩૫૨ | +૧ |
| ઈટાલી | ૩,૯૦૦ | ૪,૮૬૦ | ૨,૯૬૪ | −૨૩ |

માણસદીઠ આવક

| દેશ | ૧૯૧૩ | ૧૯૨૭ હાલના ડૉલરમાં | ૧૯૨૭ ૧૯૧૩ ના ડૉલરમાં | ટકાફેર |
|---|---|---|---|---|
| અમેરિકા | ૩૫૧ | ૭૬૬ | ૪૪૨ | +૨૬ |
| ગ્રેટબ્રિટન | ૨૩૭ | ૪૧૭ | ૨૪૯ | +૫ |
| જર્મની | ૧૫૪ | ૧૬૪ | ૧૧૫ | −૨૫ |
| ફ્રાન્સ | ૧૮૨ | ૧૯૨ | ૧૮૦ | −૧ |
| ઇટાલી | ૧૦૮ | ૧૧૯ | ૨૦ | −૩૩ |

(નેશનલ બ્યુરો ઓફ ઇકોનોમિક રીસર્ચ એન્ડ ધી એન્ડર્સ ટ્રસ્ટ કો. ના અંદાજ ઉપરથી)

જ. શં. પ.

## ૩ દુનિયાના વિદ્યાર્થીઓના આંકડા

"વર્લ્ડઝ સ્ટૂડન્ટ ક્રિશ્ચિયન ફેડરેશન" ના "ઈન્ટરનેશનલ સ્ટૂડન્ટ સર્વીસ" તરફથી પ્રકટ કરવામાં આવેલ "વર્લ્ડ સ્ટૂડન્ટ સ્ટેટીસ્ટીક્સ" નામના ચોપાનીઆમાંથી અમે નીચેના આંકડાઓ ઉતાર્યા છે. આંકડાઓ પોતે જ પોતાની કથા કહી શકે એમ છે.

વગેરે પુરુષતન્ત્ર છે જ્ઞાન તો પ્રમાણજન્ય છે અને જે વસ્તુ જેવી હોય તેવી દેખાડે એનુ નામ પ્રમાણ માટે જ્ઞાન અમુક રીતે કરાય, ન કરાય કે બીજી રીતે કરાય એ અશક્ય છે જ્ઞાન તો કેવળ વસ્તુતન્ત્ર છે વિધિનિષેધને વશ નથી કે પુરુષતન્ત્ર નથી માટે જ્ઞાનમા માનસપણુ હોવા છતા મોટી વિલક્ષણતા છે '

બ્ર સૂ અ ૧-૧ સૂ-૪ ઉપરનુ ભાષ્ય

ભામતીકાર વગેરે ટીકાકારોએ શંકરાચાર્યના આ વચનો ઉપર કેવલાદ્વૈત દર્શનની દષ્ટિએ કાંઈક પ્રકાશ નાખ્યો છે ખરો, પણ માનસશાસ્ત્રની દષ્ટિએ કાંઈ વિશેષ કહ્યુ નથી આ માનસશાસ્ત્રીય તત્ત્વ ઉપર ધ્યાન પણ ખેંચ્યુ નથી એટલે ટીકાઓમાથી કાંઇ ઉમેરવાનુ નથી પણ 'Mind'ની ઉપર કહેલી સમાલોચનામા શંકરાચાર્યના આ વચનોનું ઘણુ વિવેચન મળે છે

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી



# પુસ્તકપરિચય

**રસદ્વાર**—પ્રવેશક વિનોદિની રમણભાઇ નીલકંઠ સોલ એજન્ટ' ગૂર્જર એન્ડ કું ગીરગામ બેક રોડ, મુબાઈ ૪ કિં દસ આના પૃ ૮૨

આ નાના પુસ્તકમા શ્રી વિનોદિની બ્હેનના સત્તાવીશ લેખોનો સગ્રહ છે. આ બધા લેખો ' શિશુમડળ ' તરફથી નીકળતા હસ્તલિખિત ' મુકુલ 'મા પ્રકટ થઈ ગયેલા છે તેઓ જણાવે છે કે " કેટલાક લેખો તો છેક તેર વર્ષની વયે લખેલા છે–બાકીના બધા પણ એકત્રીસ વર્ષની ઉમ્મરના લેખકના જ છે, એટલુ દરેક વાચક યાદ રાખે તો સારૂ, નહિ તો આ અધકચરૂ જ્ઞાન દર્શાવતા લેખસગ્રહના લેખકનો ગુન્હો અક્ષમ્ય જ ગણાય ' આ ખબર ન આપી હોત તો પણ કોઇ વિવેકી વાચક આ લેખસગ્રહના લેખકને ગુન્હેગાર ગણત નહિ ' જો કે આ ખબર મળવાથી વાચનારને સાશ્ચર્ય આનદ થાય છે ભવભૂતિએ કહ્યુ છે તે આ સ્થાને પૂરેપૂરૂ લાગુ પડે છે **गुणा पूजास्थान गुणिषु न च लिङ्ग न च वय ।**

આ લેખસગ્રહને ' રસદ્વાર ' નામ આપવામા અનેક જાતનું ઔચિત્ય હશે બધા લેખોને વાર્તા કે નવલિકા કે એવુ કોઈ પ્રચલિત નામ બરાબર લાગુ ન પડે, છતા દરેક લેખના તાત્પર્યમાથી એવો અનુભવ થાય છે કે જેને રસ કહી શકાય, અને પ્રત્યેક લેખમા એટલો બધો કલ્પનાવિહાર છે કે નિબધસગ્રહ કે એવુ બીજુ કોઇ શુષ્ક નામ આપવાથી આ કલાકૃતિઓને ભારે અન્યાય થઈ જાય

જુદી જુદી વયના આ લખાણોમા એક બાબત ખાસ તરી આવે છે, અને તે લેખકની વિશદતા છે આ વિશદતા વિચારોની સ્પષ્ટતામાથી અને સવિધાનની સફાઇમાથી આવતી દેખાય છે અને આ ચાતુર્ય જેવુ સ્થૂલ અને બાહ્ય વિષયો રજુ કરવામા દેખાય છે તેવુ જ સૂક્ષ્મ મનોભાવો રજુ કરવામા પણ દેખાય છે એકંદરે ઉચ્ચ કોટિના કલાકારને આવશ્યક પ્રથમ ગુણ વિનોદિની બ્હેનના આ લખાણોમા દેખાય છે, અને આપણા સાહિત્યમા આ ગુણવાળા લેખકો થોડા છે એમ આપણે કબુલ કરવુ જોઈએ

વિશદતા એ સાહિત્ય સર્જનનો પ્રથમ ગુણ ખરો પણ એમાં સાહિત્યની વિશિષ્ટતા સમાપ્ત થતી નથી. એ વિશદતા જ્યારે કોઇ ભાવના અનુભવમાં કારણભૂત હોય ત્યારે જ એ ઈષ્ટ લાગે છે; આ લેખોમાં પ્રત્યેકમાં એક અથવા બીજા પ્રકારનો ભાવ સાવધાન વાચકને જરૂર પ્રતીત થતો લાગશે. પણ અમને જરા આશ્ચર્ય થાય છે કે આ 'તેરથી એકવીશ' વર્ષ સુધીનાં લખાણોમાં વિષાદની છાયા આટલી બધી કેમ દેખાય છે? બીજા ભાવો ખાસ કરીને હાસ્ય 'વજ્રથી પણ કઠોર' જેવી વાર્તાઓમાં દેખાય છે. પણ લેખકની પ્રતિભા કરુણની નિષ્પત્તિમાં સહજ વિહરતી હોય એમ લાગે છે. આ લેખોમાંથી કલાની દૃષ્ટિએ પસંદગીનાં અમુક નામો આપવા જઇએ તો અમને ભય છે કે કદાપિ બધા કરુણ નિષ્પાદક જ આવી જાય. ઉદાહરણ તરીકે 'બાલકનું હૃદય' 'અર્ધ્ય' (આ બાયરનની એક કલ્પના ઉપરથી સૂચિત છે.) 'વિગતાર્થ એ આશા' 'સંધ્યાકાળ' 'વટવૃક્ષ' 'જીવનનો આનન્દ' 'તુલસીનું કુંડું' અને સૌથી સુંદર 'સ્ત્રીનું હૃદય'—આ બધામાં એક અથવા બીજા પ્રકારની વિષાદછાયા મર્મસ્પર્શ કરે છે. 'પ્રતિધ્વનિ' ને વિષયની દૃષ્ટિએ બીજા લેખો કરતાં કોઇ ઉંચી કક્ષાએ મુકે પણ એમાંએ "ત્યારે જ મને ખબર પડી કે 'ધર્મ'નાં ભિન્ન ભિન્ન સ્વરૂપ વિષે મેં આગળ જે તર્કો કર્યાં હતા, તે તો માત્ર મારા પોતાના હૃદયની ધર્મવિહીનતાના પ્રતિધ્વનિજ હતા" એ ભાનમાં વ્યક્ત થતો ભાવ જ મર્મને સ્પર્શ કરે છે. આમાં હાસ્યનાએ કેટલાક સુંદર નમુના છે. ઉદાહરણ તરીકે 'એક વિચિત્ર અનુભવ' 'એક નજીવો બનાવ' 'વજ્રથી પણ કઠોર' ઇત્યાદિ.

વિનોદિની બ્હેનનું ભાષાસૌષ્ઠવ આહ્‌લાદક છે. આપણા કેટલાક વાર્તાકારોને ઇર્ષ્યા થાય એટલી સહજ રીતે, કોમળ રીતે, સુંદર રીતે તેઓ ગૂજરાતી વાપરે છે. એક બે ઉદાહરણોથી કલ્પના ન આવે. તોપણ વાચકને અમે ખાસ કરી 'પ્રતિધ્વનિ,' 'શું વધારે સુંદર' અને 'સ્ત્રીનું હૃદય' આ દૃષ્ટિએ જોવા સૂચવીએ છીએ.

આ પુસ્તકની ભલામણ કરવાની જરૂર નથી. શ્રી. વિનોદિની બ્હેન આશા રાખે છે કે 'ન્હાના મોટા દરેક વાચકોને આ સંગ્રહમાંથી એકાદ લેખ પોતાને વાંચવા લાયકનો લાગશે.' અમને આશા છે કે વાચકો આમાંથી ઘણા લેખો આનન્દ સાથે વાંચશે. શ્રી. વિનોદિની બ્હેનનો 'રસદ્વાર'માં પ્રવેશ થઈ ચુક્યો છે. આ પ્રવેશ સાર્થક રહેશે એવી આશા રાખીએ છીએ.

૨

વરોદરાનાં પુસ્તકાલયો—કર્તા, ન્યુનટ મોહન દત્ત

આ પુસ્તક દરેકે દરેક સમાજસેવક, કેળવણીમાં રસ લેનાર, તથા પુસ્તકાલયોની સાથે સંબંધ રાખનાર માણસે વાંચવાની જરૂર છે. આપણા આખા હિન્દુસ્તાનમાં કોઇ પણ પ્રાંત કે દેશી રાજ્યમાં વડોદરા રાજ્યે પુસ્તકાલયો તથા વાંચનાલયોની જાળ પાથરી છે તેવો પ્રચાર કર્યો નથી. વરોદરાના મહારાજા, ત્યાંની પ્રજા તથા સમ્પૂર્ણ સહાનુભૂતિવાળા અમલદારો આ ત્રણેની એકદીલીને લીધે આવું સુન્દર પરિણામ આવ્યું છે. રાજકારભારનાં દરેક ખાતામાં આવું સુંદર પરિણામ આવી શકે પણ કમનશીબે બીજાં ખાતાંમાં આવી સંમતિ અને એકદીલી નથી.

રાજ્યમાં પુસ્તકાલયોનો પ્રચાર કેટલો બહોળો થયો છે તે સારી રીતે સમજવાને માટે ત્યાંની વસ્તી તથા વસ્તુસ્થિતિની થોડી વિગતમાં ઉતરવાની આવશ્યકતા છે.

| રાજ્યની વસ્તી | ગામ ગામડાં | તદ્દન નાના ગામડાં | નિશાળવાળા ગામડાં | ભણેલી વસ્તી દર હજારે |
|---|---|---|---|---|
| ૨૧,૦૦,૦૦૦ | ૩,૦૦૦ | ૫૦૦ | ૧,૪૦૦ | ૧૪૭ |

વડોદરા રાજ્યમાં ૨,૮૨,૪૧૮ સ્ત્રીપુરુષો ભણેલા એટલે વાચી લખી જાણે એવા છે, બાકીના ૧૮૩/૪ લાખ માણસો અભણ છે. જ્યારે આખા હિન્દ દેશમાં દર હજારે ૨૨૬ માણસો ભણેલા છે ત્યારે વડોદરામાં ૧૪૭ છે. તે છતાં અભણ વર્ગ ઘણો મોટો છે તે લક્ષમાં રાખવાનું છે. જે ગામડાઓની વસ્તી ઘણી જુજ છે અથવા સોનગઢ, વ્યારા, મહુવા, ધારી, કોડીનાર, તીલકવાડા, સંખેડા, ખાભા, જેવા જંગલવાળા તાલુકાઓમાં છુટક છુટક ઝુપડામાં રહે છે ત્યાં પુસ્તકાલય કે વાચનાલયો કાઢવાનું હાલ તો કેવળ અશક્ય છે.

વડોદરા શહેરમાં ખાનગી પુસ્તકાલયો સિવાય જુદા જુદા ખાતાના પુસ્તકાલયો છે અને ધાર્મિક સસ્થાઓના પુસ્તકાલયો છે, પણ લાયબ્રેરી ખાતા તરફથી જે મુખ્ય પુસ્તકાલય સ્થાપ્યું છે તેમાં ૯૮,૦૦૦ પુસ્તકો છે અને ફરતા પુસ્તકાલયોને માટે ૧૬,૭૦૦ પુસ્તકો છે. ગયે વર્ષે ૯૩,૩૬૭ પુસ્તકો વચાયા હતા, અને તે ઉપરાત બીજાં ૪,૦૦૦ શહેરના ફરતા પુસ્તકાલયો તરફથી વચાયા હતા એકદર ૪૩૧૩ વાચનારા નોંધાય છે, તે ઉપરાત વાચી લેતા હશે તે જુદા. કબાટ ખુલ્લા મુકેલા હોવાને લીધે અને પુસ્તકો જોવાની છુટ હોવાથી સારા યોગ્ય પુસ્તકોની ચુટણી થઈ શકે છે. સ્ત્રીઓ તથા છોકરાઓ માટે જુદી લાયબ્રેરીઓ છે અને તેમાથી ૭૦૯ માણસોએ ૧૫૦૦ પુસ્તકો વાચવા લીધા હતા, અને તે ઉપરાત મુખ્ય પુસ્તકાલયમાથી ૨૪૦૦ પુસ્તકો છોકરાઓ માટે લેવામાં આવેલા. વડોદરા શહેરની બહાર કેટલો પ્રચાર થયો છે તેનો ખ્યાલ ૧૯૨૬–૨૭ ના નીચે ટાંકેલા આંકડા પરથી જણાઈ આવશે —

| | | |
|---|---|---|
| ગ્રામ પુસ્તકાલય | ૪૫ | |
| ગામડા પુસ્તકાલય | ૬૫૫ | |
| વાચનાલયો | ૧૪૪ | |
| પુસ્તકો | ૪,૪૦,૦૦૦ | ૬૫ ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા ઉમેરવાની છે |
| વાચનાર | ૪૯,૫૩૦ | |
| ચોપડી વચાઈ | ૨,૭૩,૮૭૨ | |
| ફરતા પુસ્તકાલયો | ૩,૭૭,૧૪૧ | સેન્ટરોમાં ગયા, તેમાં ૫,૬૭૬ વાચનાર હતા અને ૧૪,૬૩૯ પુસ્તકો વંચાયા. |

૯૦ પુસ્તકાલયોના ખાસ મકાન બંધાયા છે અને આ બધી પ્રગતિ માત્ર ૧૭ વર્ષની અંદર થઈ છે. નવા પુસ્તકાલય અગર વાચનાલય સ્થાપવા માટે અને તેના ખર્ચને માટે ગામ લોકો, પ્રાત પંચાયત અને સરકાર ⅓ ભાગ આપે છે આવી રીતે ૧૭ વર્ષની અંદર દરેકને આજ સુધીમાં પાચ લાખ રૂપીઆનો ખર્ચ થયો છે. ફરતા પુસ્તકાલયો મફત મોકલવામાં આવે છે

પુસ્તકાલય ખાતા સાથે જરા યે સંબંધ નહિ રાખતા બીજાં ઘણા પુસ્તકાલયો વડોદરા શહેર, પાટણ, પેટલાદ, છાણી, નવસારી વગેરે ગામોમાં છે, તેની ગણત્રી થઈ શકી નથી પાટણમાં ૧૩ જગમશહુર જૈનભંડાર છે તેમાં લગભગ ૧૩,૦૦૦ જુના હસ્ત લિખિત પુસ્તકો છે. પણ સરકારી પુસ્તકાલય ખાતામાં જુના પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવે

છે તેમાં આજે ૧૩,૦૦૦ ની ઉપર પુસ્તકો છે. આ ખાતાંને હવે ઓરીએન્ટલ સંસ્થા કહીને જુદું પાડવામાં આવ્યું છે અને તેના તરફથી મહત્વનાં ૪૩ પુસ્તકો પ્રગટ થયાં છે, ૧૫ છપાય છે અને બીજાં ૧૫ તૈયાર થાય છે.

જ્ઞાનના પ્રચારને માટે મેજીક લેન્ટર્ન તથા સીનેમાની શાખા કાઢવામાં આવી છે. તેમાં ગયે વર્ષે ૧૦૪ સ્થળે પ્રદર્શન થયું હતું, ૭૭,૦૦૦ માણસોએ હાજરી આપી હતી અને ૧૪૦ સ્ટીરીઓસ્કોપથી ૧૪,૦૦૦ છબીઓ બતાવી હતી.

આ પુસ્તકાલયની વ્યવસ્થા કરવા માટે વર્ગો કાઢીને યોગ્ય શિક્ષણ આપવાનો પ્રબંધ થાય છે. પુસ્તકાલયો પર સારી દેખરેખ રાખવા માટે તેમ જ નવાં કઢાવવા માટે તાલુકા મંડળોની સ્થાપના થવા માંડી છે. એવાં ૭ મંડળો સ્થપાઈ ગયાં છે. પુસ્તકો સોંઘાં મળી શકે તેટલા માટે સહકારી મંડળ સ્થપાયું છે અને તેના તરફથી "પુસ્તકાલય" નામનું માસિક પ્રગટ થાય છે. આજ સુધીમાં ત્રણ પરિષદો ભરાઇ છે અને તેમાં પ્રચારકામ કેવી રીતે કરવું, મુશ્કેલીઓ કેવી રીતે ટાળવી, સરકાર પાસેથી તેમ જ પ્રજા પાસેથી વધારે મદદ કેવી રીતે મેળવવી એવા વિષયોની ચર્ચા થાય છે. સરકારની ઉન્નત તથા ઉદાર રાજનીતિ, પ્રજાનો ઉત્સાહ તથા જિજ્ઞાસા, અને આ ખાતાના અમલદારોની સહાનુભૂતિ તથા ઉમંગને લીધે આવું સુંદર પરિણામ ટૂંક સમયમાં આવ્યું છે. બ્રિટિશ ગુજરાતમાં તથા ગુજરાતનાં બીજાં દેશી રાજ્યોમાં ઘણાં યે મોટાં ગામગામડાંમાં પુસ્તકાલયો જોવામાં આવતાં નથી. જે છે તેની સારી વ્યવસ્થા નથી. અમદાવાદ જેવા મોટા અને તવંગર શહેરમાં એક પણ મોટી અને સારી વ્યવસ્થાવાળી લાયબ્રેરી નથી. પણ આ દિશામાં જે પ્રગતિ વડોદરાએ કરી છે તે ગુજરાતના બીજા કોઇ પણ ભાગમાં, કોઈ પણ નાના મોટા દેશી રાજ્યમાં જરૂર થઈ શકે.

આ પુસ્તકની છપામણી સુંદર છે અને અંદર સારાં ૩૨ ચિત્રો–પુસ્તકાલયોનાં મકાનનાં તથા વ્યવસ્થાપકોનાં આપ્યાં છે. શ્રી. દત્ત તથા મોતીભાઇ અમીનનો ઉત્સાહ અવર્ણનીય છે અને શ્રી. સયાજીરાવ ગાયકવાડને આ ખાતું સ્થાપવા તથા સતત ઉત્તેજન આપવા માટે ધન્યવાદ ઘટે છે.

સુમન્ત મહેતા

# લો ક ચ ર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રી પુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું.
તંત્રી ]

## ગ્રામસુધારણાનો પ્રશ્ન

ગયા અંકમાં "ગ્રામસુધારણા વિશે કેટલીક સૂચનાઓ" એ નામના લેખમાં ગુર્ગાવ ( પંજાબ ) માં મી. એફ. એલ. બ્રેઇનને હાથે ગ્રામસુધારણાનું જે કામ થઇ રહ્યું છે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મી. બ્રેઇને 'હિન્દમાં ગ્રામસુધારણા'

(Village Up-lift in India) એ નામનુ પુસ્તક લખ્યુ છે તે વિશે કેટલીક માહિતી 'પ્રસ્થાન'ના વાચકો સમક્ષ અહીં રજુ કરી છે.

સાધારણ રીતે એક કલેક્ટર એટલે એક બ્રિટીશ રાજનો ઑફિસર. એ પોતાનું ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટનુ કામ કરે, અને સરકારી નોકરોદ્વારા જમીન મહેસુલ ઉઘરાવે એ મહેસુલ શી રીતે ઉઘરાવાય છે, લોકોનું જીવન ખેતીના ધધામા કેવી રીતે ચૂસાઈ જાય છે તે સાથે તેને કશી લેવા દેવા નથી કોઇ વખત કઇ રોગચાળો ફાટી નીકળે તો તે માત્ર તલાટી કે મામલતદાર મરણના જે આકડા મોકલી આપે તે સ્વીકારી લઇ સરકારમા ઉપર મોકલે છે, અને તે ખરા માનવામા આવે છે પણ મી બ્રેઈન એક પાદરીના પુત્ર છે, અને પોતાને વારસામા મળેલા વલણને લઈને તે પોતે ગામડે ગામડે ફરીને ગ્રામસુધારણા કરવા પ્રયત્ન કરે છે

આપણા ગામડાઓમા એમને મુખ્ય ત્રણ ખામીઓ લાગે છે, જેને લીધે આખુ ગ્રામજીવન નિસ્તેજ અને વિસ્મય બની જાય છે એક તો સસ્કૃતિનો અભાવ, જે સસ્કૃતિનો ફેલાવો ઇગ્લાડમા ગામના પાદરીદ્વારા થાય છે તે બીજું સાહિત્યનો અભાવ સાહિત્ય એટલે લીટરેચર–literature એ અર્થમા જ મી બ્રેઈન એ શબ્દને વાપરે છે, પણ શબ્દનો વિશાળ અર્થ કરીને તમામ જાતના સાહિત્યનો અભાવ એ બીજુ કારણ એમ આપણે કહી શકીએ ત્રીજુ હાલની આપણી કેળવણીની પદ્ધતિ

જો ગ્રામજીવનને આપણે સુધારવુ હોય તો પહેલા તો આપણે આ ત્રણ મુખ્ય ખામીઓને દૂર કરી જોઇએ આ માટે પહેલા તો ગામડામા કામ કરવા ઇચ્છતા હોય તેવા યુવાન સ્રીપુરુષોને ગ્રામજીવનના દરેકે દરેક પ્રશ્નથી વાકેફ કરવા જોઈએ, અને હાલ તરત તેઓ જો કે ગામડાના લોકોને ઉપયોગી થઇ પડે તેવુ નવું સાહિત્ય ઉત્પન્ન ન કરી શકે તો પણ ગામડાના દરેક પ્રશ્નનુ નિરાકરણ તેઓ પોતે કરી શકે એટલું શિક્ષણ તેમને અપાવુ જોઇએ ગામડામા રહેતા લોકોની મુશ્કેલીઓ ખરી રીતે તેઓ જ સમજી શકે, તેવી બહાર શહેરમા રહેતા લોકો, અમારે ગામડામા જઈને કામ કરવુ છે એવા ક્ષણિક ઉભળકાથી જો આવી નિશાળોમા ભણવા આવે, તો શરૂઆતમા તેમ ભલે થાય, પરન્તુ ગામડામા નવુ જીવન લાવવા માટે ત્યાના લોકોને જ આવું શિક્ષણ આપવાની મુખ્યત્વે જરૂર છે

ગ્રામસુધારણા માટે જે રીતે કામ કરવાનુ છે તેના સાત મુદ્દાઓ મી બ્રેઈને આપેલા છે –(૧) ખેતીની સુધારણા, (૨) ગામને સાફ કરવુ, (૩) ઘરોને હવા અજવાળાવાળા બનાવવા, (૪) રોગચાળાના ( માણસો તેમ જ ઢોરોના ) ઉપદ્રવ સામેના ઈલાજો (૫) ખોટો વ્યય જ્યા જ્યા થતો હોય ત્યા ત્યાથી અટકાવવો (૬) સ્ત્રીઓમા માણસાઈ લાવવી ( humanising the women ), (૭) ગૃહજીવનને અને ગ્રામજીવનને સુઘડ બનાવવુ ઉપરના ૭ મુદ્દાઓમા જેટલુ વધારે કાર્ય થાય તેટલે અંશે સાતમો મુદ્દો આપોઆપ ફલિત થશે

આ રીતના ગામડામા કામ કરનારાઓ મેળવવા માટે ગુર્ગાંવમા એક ગામડાનું સપત્તિશાસ્ત્ર ( rural economics ) શીખવવાની નિશાળ ચાલુ કરવામા આવી છે. તેમા મુખ્યત્વે નીચેના વિષયો શીખવવામા આવે છે —સહકાર (કોઓપરેશન), સ્કાઉટીંગ, ખેતી, અકસ્માત વખતે આપવાની તાત્કાલિક મદદ, સેનીટેશન અને હાઇજીન ( ઘરનું અને આખા ગામનું ), ઢોરની જાત સુધારવાનું, ઢોરને તથા માણસને થતા રોગના ઈલાજો, ભાઇ

ફાનસ[1], સંગીત અને ભાષણ કરવાનું. મુખ્યત્વે આમાં બધા વિષયોનો સમાવેશ થઈ જાય છે. અભ્યાસક્રમ માત્ર એક વર્ષમાં પૂરો થાય છે. આવી જ એક બીજી નિશાળ સ્ત્રીઓ માટે ખોલવામાં આવી છે, અને તેમાં ગૃહઉદ્યોગ, સેનીટેશન વગેરે સ્ત્રીઓને ઉપયોગી વિષયો શીખવવામાં આવે છે. વિષયોની નામાવલી જોતાં વાચકને તરત સમજાશે કે રૂ કાંતવું અને વણવું-આ તો માત્ર ગ્રામસુધારણાના મોટા પ્રશ્નોમાંનો માત્ર એક જ છે, અને જેને કાંતતાં વણતાં આવડતું હોય પણ ઢોરનાં અર્થશાસ્ત્ર કે જાત સુધારવાના ( Cattle Economics કે Cattle Breeding ) કે વૈદકીય કે બીજા પ્રશ્નો સાથે કશો પરિચય ન હોય, તેવો સ્વયંસેવક ગામડામાં જઇને કાં તો જુદો પડવાનો, અગર તો એનું કામ એકદેશીય અને સંકુચિત થઇ જવાનું. અલબત્ત મી. બ્રેઇન જે કામ કરે છે તેમાં તેમને સરકાર તરફથી કંઈ ખાસ સહાનુભૂતિ મળતી હોય એમ લાગતું નથી, પરન્તુ એ પોતે ડેપ્યુટી કમીશ્નર છે તેથી પોતાના હાથ નીચેના તમામ માણસોનો સહકાર મેળવી શકે છે. સરકારી માણસો ઉપરાંત તેમણે લોકલબોર્ડ, ડીસ્ટ્રીક્ટબોર્ડ વગેરે સંસ્થાઓનો પણ સહકાર મેળવ્યો છે, અને આ રીતે તેમનું કાર્ય વધારે સરલ થાય છે.

મી. બ્રેઇને પહેલાં તો તદ્દન સાદી રીતે શરૂઆત કરી. પણ પાછળથી તમામ પ્રશ્નોને તેમણે હાથ પર લીધા. ઢોરની જાત સુધારવી, સારાં હળ રાખવાં, કુવામાં રહેંટ દાખલ કરવા, જ્યાં જ્યાં કુવા હોય ત્યાં ત્યાં આખું વર્ષ એક પછી એક પાક આવ્યા જ જાય તેમ જુદા જુદા પાક કરાવવા, ગાયના છાણનો બળતણ માટેનો ઉપયોગ ( જેને વિશે મીસ મેયોએ મોટો કટાક્ષ કર્યો છે ) બંધ કરી, આખા ગામનો એક મોટો સામાન્ય ખાડો કરી તેમાં આખા ગામ માટે ખાતર બનાવવું, ખેતરોની આજુબાજુ પાળ કરી વહી જતા વરસાદના પાણીને અટકાવી ખાતર નાખી જમીનનો કસ વધારવો, ઉંદર વગેરે જાનવરો જે પાકને નુકશાન કરે છે તેવાંનો બને તેટલો નાશ કરવો, ઢોરોને તેમ જ માણસોને રોગને વખતે રસી મુકાવવી, રસ્તાની બન્ને બાજુએ, અને બીજે બને ત્યાં ઝાડ વવરાવવાં, અને સહકારી મંડળીઓ કાઢવી આ એમનું મુખ્ય કાર્ય હતું.

સાત વર્ષના અથાગ પરિશ્રમને અંતે તેમના કાર્યનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું છે. ૧,૬૦૦ લોખંડનાં હળ હાલ વપરાય છે; ૮૦૦ રહેંટ દાખલ થયા છે; ૬,૭૮૦ એકર જમીન ઉપર જંગલ વાવી શકયા છે; ખાતર માટે ૪૦,૦૦૦ કુવા કે ખાડાઓ ખોદવામાં આવ્યા છે; ૧૫૩ થી વધીને ૮૨૨ સહકારી મંડળીઓ થઈ છે, અને એના સભાસદો ૩,૩૦૩ થી વધીને ૧૯,૧૨૬ થયા છે; મૂડી રૂ. ૧,૩૬,૨૨૪ ને બદલે રૂ. ૨૨,૮૮,૦૪૧ થઇ છે; ઈસ્પીતાલો ૧૧ હતી તે ૨૪ થઇ છે; નિશાળમાં ભણતા છોકરાઓ પહેલાં ૧૦,૮૨૯ હતા તે ૨૬,૭૪૪ થયા છે, અને બાળાઓ બિલકુલ ભણતી નહોતી તે ૧,૩૩૪ બાળાઓ આજે નિશાળે જાય છે; ૧૫૨ રાત્રિશાળાઓ ચાલે છે; અને ૯૫ સ્કાઉટની મંડળીઓમાં અત્યારે ૩૦૦૦ સ્કાઉટો છે. આ ઉપરાંત લગ્નો રજીસ્ટર કરાવવાનો ચાલ પણ દાખલ થયો છે, અને ઘણાખરા લોકો નોંધાવે છે.

ઉપર નોંધેલું મી. બ્રેઈનનું કાર્ય આપણને માર્ગસૂચક થઈ પડશે એમ આશા છે.

પ્રા. વિ. પા.

---

૧ બારડોલીની લડત પૂરી થયા પછી એક કાર્યકર્તાએ જાદુઈ ફાનસની માગણી કરી ત્યારે તે વિદેશી છે તે માટે વખોડી કાઢવામાં આવ્યું હતું. આપણી મનોવૃત્તિ જ્યાં સુધી સર્વગ્રાહી નહિ બને ત્યાં સુધી સર્વદેશી પ્રગતિ અશક્ય રહેશે. શ્રી નંદલાલ શાહે તો Movie Pictures કરવાનાં તેમના કાગળમાં કહ્યાં હતાં. પણ હજી અહીં તો મેજીક લેન્ટર્ન પ્લેટસ પણ આવી શકે એમ લાગતું નથી.

# નોંધ

## મુંબઈનું રમખાણ

કેટલાક માસ થયા મુંબઈ અસ્વસ્થ હતું. મીલોમાં હડતાલો લાંબા સમય સુધી ચાલી તે દરમીઆન મુડીદાર માલીકોએ, એ વર્ગને સહજ એવી અનેક રીતોએ કામદારોને દુઃખી કરી નમાવવા અનેક પ્રયત્નો કર્યા. આમાં એક પ્રયત્ન અમુક હડતાલીઆ મજૂરોના બદલે બીજા રોકવા એ હોય છે. નીતિની દૃષ્ટિએ આ પ્રયત્ન યોગ્ય છે કે નહિ તે કહેવું વ્યર્થ છે. જ્યાં, જીવનના સુખ અને સુખના સાધનોમાં માલીકીનો સિદ્ધાન્ત સર્વમાન્ય અથવા બહુ માન્ય છે ત્યાં એ પગલું નીતિવાળું ગણાય. એ સ્થિતિ જેને અસહ્ય છે તેને માટે ચાલુ નીતિમત્તા ઘણું અનીતિમય છે, અને ચાલુ સ્થિતિને કાયમ રાખવા પ્રયત્ન કરનારાઓને અનીતિમય લાગે એવું ઘણું નીતિમય છે. એટલે હવે ઘણા સમય સુધી આપણા આર્થિક વ્યવહારોમાં નીતિની ચર્ચા સાપેક્ષ જ રહી શકશે.

આ ગમે તેમ હોય, પણ આ મુડીદારો અને એ મુડીદારોને સાચવવામાં જ જેની સહીસલામતી છે એવી સરકારે જે કાંઇ કર્યું છે અને જે કાંઇ નથી કર્યું એના ઉપર આ સ્થિતિની જવાબદારી હોય એમ નથી લાગતું? હિંદી મજુરોને અને પઠાણોને રોકવા અને એકનો રોટલો બીજો ઝુંટવી લે એ સ્થિતિના પરિણામો જે આવે તે છેવટની હદ સુધી તટસ્થ રીતે જોયા કરવા—આ પરિસ્થિતિમાંથી બીજું શું પરિણામ આવે?

બ્રીટીશ સામ્રાજ્યના રક્ષણ માટે આપણી પાસે આપણી જરૂરીઆતો કરતાં ઘણું મોટું લશ્કર છે, આખી દુનીઆના દેશો કરતાં આપણે ત્યાં વધારે ખર્ચાળ, 'વ્યવસ્થા' સાચવવા, સરકારી નોકરોની જાળ છે; અને છતાં બીજા દેશોમાં ન કલ્પી શકાય એવી રીતે આપણા દેશમાં હુલ્લડો થાય છે—તેનાં ભયંકર પરિણામો આવે છે તેનું શું કારણ? આપણી સરકાર પાસે છુપી પોલીસની મોટી જાળ નથી? એમને આ બનાવોની કાંઇ આગાહી નહિ થઇ હોય? કે છુપી પોલીસનો ઉપયોગ ફક્ત રાજકારણમાં કામ કરતા હિંદીઓને સતાવવા માટે જ છે? અને એવી જો આગાહી થઇ હોય તો શું આપણી સરકાર પાસે તે અટકાવવાનાં પૂરતાં પોલીસનાં અને લશ્કરનાં સાધન નથી? કે આ પોલીસ અને લશ્કર હિંદીઓના સ્વતંત્રતાના પ્રયત્ન દાબી દેવા માટે જ છે? આપણી સરકારનો આપણને સાચવવાનો મોટો ખટાટોપ, અને આપણા જીવનમાં પ્રત્યક્ષ ક્ષણે અનુભવાતી ગેરસલામતીનો વિચાર કરતાં એમ નથી લાગતું કે આવી 'વ્યવસ્થા' કરતાં 'અવ્યવસ્થા' વધારે સહીસલામત છે? કારણ 'અવ્યવસ્થા'ના રાજ્યમાં તો દરેક માણસ 'હોશીઆર' રહે છે, અને ગાફલ રહે છે એ મૂર્ખ ગણાય છે.'

નામદાર ગવર્નર સાહેબ કારણોની મીમાંસામાં પડી દોષોની વહેંચણી કરવાની ના પાડે છે એ એક રીતે સારી સલાહ છે. કારણ કે હિંદુઓ જવાબદાર છે કે પઠાણો—અને મુસલમાનો તે કદી નક્કી થાય એવી હકીકત જ નથી. અમને લાગે છે બન્નેની સંયુક્ત જવાબદારી છે. પણ એમાં અમને એમથી કોઇનો દોષ નથી લાગતો. કોઈ કુટુંબમાં ભુખ્યાં બાળકો રોટલા માટે લડવાનું શરૂ કરે અને ઘડીભર

રોટલાને ભૂલી જઈ લડવાની ખાતર લડવા માંડે તો બાળકોનો દોષ, પેટ ઉપર હાથ ફેરવતા ફેરવતા ઓટકાર ખાતા શાન્તિપ્રિય સજ્જનો જુએ એમાં નવાઈ ન કહેવાય. પણ એમનાં જેવાં બીજાં ભુખ્યાં બાળકોને એમાં દોષ ન દેખાય—સહાનુભૂતિ થાય–દયા આવે. પણ એ ભુખ્યાં બાળકોમાંથી કેટલાંકને એમ તો લાગે છે કે આપણે ભુખ્યા માણસો આમ પરસ્પર લડીએ એ સહજ છે તો પણ એમાં બુદ્ધિ નથી. કારણ બુદ્ધિનું એક લક્ષણ પ્રયોજન સાધે એવી પ્રવૃત્તિ કરવી એ છે. અને ભુખ્યા માણસો પરસ્પર લડી શી રીતે ભુખ મટાડવાના છે ? અને તેથી આપણે ભુખ્યા માણસો એક બીજાને વિનન્તી કરીએ કે આપણે ગમાર ન થઈ જઈએ, અને આપણી ભુખનાં કારણો શોધીએ—આલંકારિક ભાષા વાપરીએ તો આપણા સાચા શત્રુઓ શોધી કાઢીએ અને તેને નિર્મૂલ કરવા પ્રયત્ન કરીએ. એમ કરી શકીએ તે માટે બધા દલિતોએ સંગઠિત થવાની જરૂર છે–અને દલિતોએ પોતાના સંપ્રદાયોને જહાનમમાં ફેંકી દેવાની જરૂર છે–અને પોતાની પરિસ્થિતિને યોગ્ય સાધનોનો બળપૂર્વક ઉપયોગ કરવાની જરૂર છે. એ સાધનોમાં, સુભાગ્યે કે દુર્ભાગ્યે, મારામારીને સ્થાન નથી એ આપણે અન્વય-વ્યતિરેકથી બરાબર જોઈ લીધું છે. આપણાં સામાન્ય દુઃખો દૂર કરવા જ્યારે પરસ્પર કે શત્રુ સાથે મારામારી કરી છે ત્યારે આપણે નિષ્ફળ થયા છીએ-બારડોલીનો સ્વરાજ્ય માટેનો પ્રયત્ન ચૌરીચૌરા અને મુંબઈના તે સમયના હુલ્લડોએ નિષ્ફળ કર્યો. બારડોલીના ખેડુતોએ પરસ્પર અને પ્રતિસ્પર્ધી સાથે શાન્તિ જાળવી પોતાનો હેતુ સિદ્ધ કર્યો. આ વાત આપણે હિન્દુસ્થાનનાં ભુખ્યાંઓ સમજીએ તો 'દીલ્હીનું તખ્ત બહુ દૂર નહિ રહે.'

ર૦

## લૉર્ડ ઈરવીનનું પ્રવચન

વડી-ધારાસભાની બેઠક ખુલ્લી મૂકતાં નામદાર વાઇસરોયે આપેલું ભાષણ ઘણું મહત્વનું ગણી શકાય કારણકે રાજાના આ પ્રતિનિધિના ભાષણદ્વારા બ્રિટીશ સરકારે હિંદુસ્તાન પ્રત્યેની પોતાની રાજ્યનીતિની જાહેરાત કરી છે. કલકત્તામાં આપણી રાષ્ટ્રીય મહાસભાએ હિંદુસ્તાનનો આત્મનિર્ણયનો હક બ્રિટીશ સરકાર એક વરસમાં ન સ્વીકારે તો સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે અસહકાર શરૂ કરવાનો જે ઠરાવ કર્યો તેની અસર બ્રિટીશ મુત્સદ્દીઓ ઉપર થઈ હોય એમ નામદાર વાઇસરોયના ભાષણ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આજે લૉર્ડ ઇરવીન કહે છે (હિંદની પ્રજા કેટલાંક વરસથી આ કહેતી આવી છે) કે આજનાં ગુંચવાએલાં કોકડાનો ઉકેલ ગ્રેટબ્રિટન અને હિંદુસ્તાન વચ્ચેની અરસપરસની સમજુતથી જ થઈ શકે એમ છે. વળી એમણે એ પણ કબુલ કર્યું છે કે હિંદના રાજદ્વારી વર્ગોની સંમતિ મેળવી શકે એવું નિરાકરણ કરવાની જરૂરિયાત ન સ્વીકારવામાં પાર્લામેંટની ટુંકી નજર ગણાશે. આ વચનની યથાર્થતા ત્યારે જ સિદ્ધ થઇ શકે જ્યારે હિંદની પ્રજાની સંમતિ ન હોય એવી યોજના ઉપર પાર્લામેંટ વિચાર કરવાની ના પાડે અને જે યોજનાને હિંદી પ્રજાનો ટેકો હોય તેનો સ્વીકાર કરે. પણ પોતાનાં વચનની યથાર્થતા સિદ્ધ ન કરવામાં જ બ્રિટીશ મુત્સદ્દીઓની ખાનદાની રહેલી હોવાથી લૉર્ડ ઇરવીન આગળ ચાલતાં જણાવે છે કે બ્રિટીશ પાર્લામેંટના સ્વતંત્ર નિર્ણય કરવાના હકની અવગણના કરવામાં હિંદુસ્તાનને નુકસાન જ થશે અને બ્રિટીશ પાર્લામેંટ એ બીજા માણસોના નિર્ણયની નોંધણી કરનાર મંડળ માત્ર બની રહે એ સ્થિતિનો સ્વીકાર પાર્લામેંટ કદી પણ કરી શકે એમ નથી. લૉર્ડ ઇરવીને એટલું જણાવવું જોઈતું હતું કે હિંદના રાજ્યબંધારણ વિષે હિંદુસ્તાનનો સ્વતંત્ર

ચોથા ભાગ જેટલું પ્રતિનિધિત્વ મળે છે-પણ આ ઉપરાંતની સામાન્ય બેઠકોને માટે પણ મુસલમાનો પોતાની ઉમેદવારી નોંધાવી શકે એમ ઠરાવવામાં આવેલું હોવાથી વ્યવહારમાં નહેરૂ રીપોર્ટ પ્રમાણે પણ મુસલમાનોનું પ્રતિનિધિત્વ લગભગ ત્રીજા ભાગ જેટલું થઇ રહે છે. તો પછી સહેજે પ્રશ્ન થાય છે કે શા માટે સર્વપક્ષી પરિષદે મુસલમાનોની આ માગણી ન સ્વીકારી? અમને લાગે છે કે આ મુદ્દો માત્ર વ્યવહારનો નથી. મુખ્ય મુદ્દો દૃષ્ટિબિંદુનો છે. આપણા રાજકારણમાં દાખલ થયેલા કોમીવાદને સ્વીકારીને એને વિજયી બનાવી આપણે આગળ ચાલવા માગીએ છીએ કે એને જેમ બને તેમ પાછળ રાખી રાષ્ટ્રના દૃષ્ટિબિંદુથી જ રાજ્યબંધારણનો પ્રશ્ન વિચારવા માગીએ છીએ એ મુદ્દો અતિ મહત્વનો છે. દેશમાં રાજકીય પક્ષો ધર્મને કારણે નહિ પણ રાજકારણના પ્રશ્નોને અંગે જ ઉત્પન્ન થાય એવો સિદ્ધાન્ત ગ્રહણ કરીને નહેરૂ રીપોર્ટે જ આપણને ઉપલા પ્રશ્નનો જવાબ આપી દીધો છે. મુસલમાનોને બીક એ રહે છે કે કેંદ્રસ્થ ધારાસભામાં એમનું પ્રતિનિધિત્વ બહુ ઓછું હોય તો એમના હક્કોનું રક્ષણ નહિ થાય. આ બીક દૂર કરવા માટે તો સર્વપક્ષી પરિષદે મુસ્લીમ લીગની ચોથી માગણી સ્વીકારી છે. આ માગણી એ હતી કે રાજ્યબંધારણના ફેરફારો ધારાસભાના બન્ને અંગોની પૃથક્ પૃથક્ બેઠકોમાં તેમ જ બન્ને અંગોની એકત્ર બેઠકમાં $\frac{4}{5}$ બહુમતિથી જ થઇ શકે, એટલે કે જ્યારે જ્યારે બંધારણ મુજબ મળેલા મુસલમાનોના હક્ક ઉપર હિંદુ બહુમતિ આક્રમણ કરે ત્યારે ત્યારે મુસલમાનો પોતાના મતથી તેને નિષ્ફળ બનાવી મૂકી શકે-અને તેથી લઘુમતિને રક્ષણ આપવાનો સુધારો સ્વીકારવાનું અને ત્રીજા ભાગની બેઠક મુસલમાનોને માટે અલાયેદી રાખવાનો સુધારો રદ કરવાનું સર્વપક્ષી પરિષદનું કૃત્ય તદ્દન વ્યાજબી જ ગણી શકાય.

બીજો સુધારો પંજાબ અને બંગાળામાં સાર્વત્રિક મતાધિકાર ન થાય ત્યાં સુધી તે પ્રાંતમાં બહુમતિ ધરાવતા મુસલમાનોને તેમની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ રાખવા સંબંધીનો છે. સાર્વત્રિક મતાધિકાર નહેરૂ રીપોર્ટમાં સ્વીકારવામાં આવેલો હોવાથી સાર્વત્રિક મતાધિકાર બ્રિટીશ પાર્લામેંટ માન્ય નહિ રાખે તો શું કરવું એ વિચાર આજે નિરર્થક છે એમ જણાવીને સર્વપક્ષ પરિષદે આ સુધારો રદ કર્યો તે પણ અમને વ્યાજબી જ લાગે છે.

ત્રીજો સુધારો શેષસત્તાના સંબંધમાં છે. સંયુક્ત બંધારણમાં કેંદ્રસ્થ તથા પ્રાંતિક સરકાર વચ્ચે કાર્યપ્રદેશની વહેંચણી કરી આપ્યા પછી જે સત્તાઓ નિર્દિષ્ટ કર્યા વિનાની રહી જાય છે તેને શેષ સત્તા કહેવામાં આવે છે. આ સત્તા કેંદ્રસ્થ સરકારના હાથમાં રહે કે પ્રાતોની સરકારના હાથમાં રહે તે નક્કી કરતી વખતે મુખ્ય વિચાર એ કરવાનો છે કે આજે જે જે સત્તા પ્રાંતિક સરકારોને મળે છે તે કેંદ્રસ્થ સરકાર તરફથી મળે છે. જ્યાં દરેક પ્રાંત તદ્દન સ્વતંત્ર રાજ્ય તરીકે પહેલેથીજ અસ્તિત્વ ધરાવતો હોય અને જ્યાં એવાં રાજ્યો પોતાની સ્વતંત્ર ઇચ્છાથી સંયુક્ત બંધારણ રચે ત્યાં સામાન્ય રીતે આ શેષ રહેલી સત્તા પ્રાંતોના હાથમાં રાખવામાં આવે છે. પરંતુ આપણે ત્યાં તો વસ્તુસ્થિતિ તદ્દન ઉલટી જ છે. આપણે ત્યાં મજબુત કેંદ્રસ્થ સરકારને અભાવે દેશ પરાધીન બનવાનો અનુભવ સેંકડો વરસથી મેળવેલો હોવાથી શેષ સત્તા પ્રાંતોના હાથમાં રાખવાની સૂચના અમે અનિષ્ટકારક ગણીએ છીએ. પંજાબ અને બંગાળામાં મુસલમાનોની બહુમતિને મળવો જોઇતો પૂરેપૂરો લાભ આ શેષ સત્તા કેંદ્રસ્થ સરકારના હાથમાં હોય તો ન મળે એટલા માટે રાષ્ટ્રદૃષ્ટિનો ત્યાગ કરીને પ્રાંતોના હાથમાં આ સત્તા રહે એવી માગણી કોમીસ્વાર્થ ક્યાં સુધી આપણને ઘસડી લઈ જઇ શકે છે તેનું ભાન કરાવે છે.

દિલ્હીમાં મળેલી મુસ્લીમ પરિષદે જે ઠરાવ કર્યો છે તેમાં કોમીવાદ એની પરાકાષ્ઠાએ પહોંચ્યો હોય એમ લાગે છે. આ ઠરાવમાં કોમી મતદાર મંડળો અને કોમી પ્રતિનિધિત્વ કાયમ રહે એટલું જ નહિ પણ પ્રાંતો તેમ જ કેંદ્રસ્થ સરકારનાં પ્રધાનમંડળોમાં પણ મુસલમાનોને યોગ્ય જગ્યાઓ મળે એવી માગણી કરવામાં આવી છે. આ ઉપરાંત સરકારી નોકરીઓમાં મુસલમાનોને કેટલો હિસ્સો મળે તે બંધારણમાં નક્કી કરવામાં આવેલું હોવું જોઇએ એવી માગણી કરીને આ દેશમાં કોમીવાદને અમર કરવાનો સંકલ્પ આ પરિષદે જાહેર કર્યો છે. છેવટે હિંદી રાજ્યબંધારણમાં કોઇ પણ ફેરફાર જ્યાંસુધી દરેક પ્રાંત તે ફેરફારને માટે સંમત નહિ હોય ત્યાંસુધી ન થઇ શકે એવો ઠરાવ કરીને રાજ્યબંધારણને અચળ બનાવી મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. મુસલમાનોને એવી બીક છે કે આજે જે લાભ પંજાબ અને બંગાળામાં મુસલમાનોને મળ્યા છે તે રાજ્યબંધારણમાં ફેરફાર કરીને કેંદ્રસ્થ ધારાસભામાંની હિંદુ બહુમતિ પાછા લઈ લેશે અને તેથી ઉપરનો ઠરાવ પસાર કરવાની એમને જરૂર પડી છે. પણ આમ કરવામાં રાજ્યબંધારણ તદ્દન જડ બની જાય છે અને કોઇ પણ ફેરફાર થઈ ન શકે એવી પરિસ્થિતિ ઉભી થાય છે તેનો વિચાર સરખો પણ તેમણે કર્યો હોય એમ લાગતું નથી. મુસ્લીમ લીગે સૂચવેલો અને સર્વપક્ષી પરિષદે સ્વીકારેલો ¾ બહુમતિથી બંધારણમાં ફેરફાર થઈ શકે એ સુધારો આ બીકને દૂર કરવાનો ઉત્તમ ઉપાય છે.

આમ મુસલમાનો નહેરૂ રીપોર્ટનો વિરોધ કરે છે તેમાં આખા રાષ્ટ્રના હિતાહિતનો વિચાર નથી કરવામાં આવતો પણ મુસલમાનોના હિતાહિતનો જ વિચાર કરવામાં આવેલો હોય છે. આ વસ્તુસ્થિતિ આખા દેશને માટે દુઃખદાયક છે. કિ.

## પબ્લિક સેઈફટિ બિલ

વડી ધારાસભાની સિમલાની બેઠકમાં ફેંકી દેવાએલો સરકારી ખરડો, પબ્લિક સેઇફટિ બિલ—અથવા જાહેર સહીસલામતીનો ખરડો સરકાર પક્ષે બીજી વખત ધારાસભા સમક્ષ રજુ કર્યો હતો, અને ૬૧ વિરુદ્ધ ૫૦ મતે મંજુર થઇ તે સિલેક્ટ કમિટીને સોંપાયો છે. પહેલી વખત જ્યારે ધારાસભા સમક્ષ આ ખરડો રજુ થયો હતો ત્યારે લોકોના ચુંટાએલા પ્રતિનિધિઓએ એનો સખતમાં સખત વિરોધ કર્યો હતો, એટલું જ નહિ પણ એ ખરડો નામંજુર કરવામાં આવ્યો હતો, છતાં લોકોની લાગણીને—પ્રજાના વિરોધને તુચ્છકારી કાઢી ફરીથી સરકારે એ ખરડો ધારાસભા સમક્ષ રજુ કર્યો એ આ સરકાર કેટલે અંશે હિન્દુસ્થાનમાં જવાબદાર રાજ્ય ચલાવે છે તે બતાવી આપે છે. બીજી વખતે એ ખરડા ઉપર જે ચર્ચા થઇ હતી તેમાં સરકાર પક્ષની સખત હાર ગમે તે નિષ્પક્ષ અવલોકનકારને દેખાય એમ હતું. હોમ મેમ્બર મી. કેરારે ખરડાના સમર્થનમાં કરેલી દલીલ એકદમ લુલી હતી. પંડિત મોતીલાલજી, દિવાન ચમનલાલ, પંડિત માલવીયાજી, કેલકર આદિ લોકોના પ્રતિનિધિઓએ એની દલીલને સંપૂર્ણપણે તોડી નાખ્યા પછી મી. કેરારથી કોઇ પણ રીતે એ ખરડાનો પ્રામાણિક બચાવ થઈ શક્યો ન હતો. બીલ રજુ કરતાં સરકાર પક્ષ તરફથી મી. કેરારે જણાવ્યું હતું કે બિલનો હેતુ સામ્યવાદ—કોમ્યુનિઝમને દૂર કરવાનો હતો, અને તેનાં પ્રાથમિક પગલાં તરીકે હિન્દુસ્થાનમાં જે પરદેશી સામ્યવાદીઓ છે તેમને આ ખરડાની મદદથી દૂર કરવામાં આવશે. એ ખરડો હિન્દુસ્થાનના સામ્યવાદીઓ માટે નથી, એમ તેનું કહેવું હતું. એટલે એ ખરડો પસાર થયા પછી હિન્દુસ્થાનના સામ્યવાદીઓની વ્યવસ્થા કરવા

બીજા ખરડાનો વિચાર કરવામાં આવશે! મિ. કેરારે કોમ્યુનિઝમની વ્યાખ્યા આપતાં જણાવ્યું હતું કે તેનો હેતુ સામાજિક અને આર્થિક વ્યવસ્થાને ઉથલાવી નાખવાનો છે. આ વ્યાખ્યામાંથી જેટલો અર્થ નીકળી શકે એટલો જ તેનો કહેવાનો આશય હોય તો કોમ્યુનિઝમમાં શું ખોટું છે એ સમજાતું નથી. હા, જો તેણે હિંસાનો ઉલ્લેખ કર્યો હોત તો જરા વિચારવા જેવું ગણાય, પણ અસંતોષકારક સામાજિક અને આર્થિક વ્યવસ્થાને ઉથલાવી નાખવાનો પ્રત્યેક મનુષ્યનો હક્ક છે–અને મી. કેરારે સામ્યવાદની જે વ્યાખ્યા આપી છે એ જ જો એનો અર્થ હોય તો આજે હિન્દુસ્થાનમાં ઘેર ઘેર સામ્યવાદીઓ છે. મી. કેરારની આ વ્યાખ્યાનો જવાબ આપતાં એક ઐતિહાસિક ભાષણ દ્વારા પંડિત મોતીલાલજીએ મહાસભાના પ્રમુખ તરીકે જણાવ્યું હતું કે મહાસભાનું ધ્યેય અત્યારની રાજ્યવ્યવસ્થાને ઉથલાવી નાખવાનું છે, તો પછી આ બીલ જે હેતુથી પસાર કરવા સરકાર મથે છે તે હેતુ–આ સરકારને ઉથલી પડતી અટકાવવાનો હેતુ કેવી રીતે સિદ્ધ થશે?

વળી ખરડાના સમર્થનમાં મી. કેરારે એક અદ્ભુત શોધ કરી નાખી હોય તેમ જણાવ્યું હતું કે હિન્દુસ્થાનમાં અત્યારે જે ઔદ્યોગિક અસંતોષ ફેલાઇ રહ્યો છે, મજુરો જે હડતાલ વારંવાર પાડે છે, એ બધું કોમ્યુનિસ્ટોની પ્રેરણાને પરિણામે છે. મી. કેરાર એક મૂર્ખ માણસનાં સ્વર્ગમાંથી જાણે બોલતા હોય એમ જ આ ઉપરથી લાગે છે. કોમ્યુનિઝમનું અનિષ્ટ તો અત્યારે આવ્યું; પણ ઇંગ્લાંડમાં વારંવાર જે હડતાલો પડતી હતી, સરકારને મજુરોને અંકુશમાં રાખવા જે બળજોરી વાપરવી પડતી હતી, ત્યારે ત્યાંના મજુરોને કયા કોમ્યુનિસ્ટોએ પ્રેરણા આપી હતી? વળી આ અસંતોષમાં કોમ્યુનિસ્ટોનો હાથ છે એમ બતાવવા મિ. કેરારે જણાવ્યું હતું કે હિન્દુસ્થાનની મજુર મહાજનની ચળવળને સામ્રાજ્યવાદ સામેના સંઘ જોડે જોડવાના પ્રયત્ન થઇ રહ્યા હતા–અને એ સંઘનો મંત્રી એક મશહુર હિન્દી વિપ્લવવાદી છે! ઇંગ્લાંડને જે વસ્તુનો ભય ના લાગ્યો તે મી. કેરારને લાગ્યો! એ સંઘનો અગાઉનો એક પ્રમુખ મી. જ્યૉર્જ લેંડસ્બરી આજની ઈંગ્લાંડની લેબર પાર્ટી––મજુર પક્ષનો પ્રમુખ છે! એણે સંઘના પ્રમુખપદનું રાજીનામું સિદ્ધાન્તભેદને અંગે નથી આપ્યું–વખતને અભાવે આપ્યું છે. અને અત્યારનો એ સંઘનો પ્રમુખ મી. મેક્સટન છે, જે ઈંગ્લાંડની ઇન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટીનો પ્રમુખ છે! આમ ઈંગ્લાંડની પાર્લામેન્ટના મોટા પક્ષોના પ્રમુખ એ સંઘના સભ્યો હોવા છતાં ઇંગ્લાંડને કંઇ મુશ્કેલીમાં નથી મૂકાવું પડ્યું, જ્યારે હિન્દુસ્થાનની સરકારને ધરતી તેની ધરીમાંથી છટકી જતી હોય એવું લાગે છે! ઔદ્યોગિક અસંતોષની મી. કેરારની આ ચિકિત્સાનો જવાબ આપતાં પંડિત માલવિયાજીએ જણાવ્યું હતું કે મી. કેરારને હડતાલ શાથી પડે છે તે સંબંધી આશ્ચર્ય થાય છે; જ્યારે તેમને (માલવિયાજીને) હડતાલ શાથી જલદી ન પડી તેથી આશ્ચર્ય થાય છે. હિન્દુસ્થાનમાં લાખ્ખો મજુરોનું જીવન અસહ્ય થઇ પડ્યું છે, તેમને પૂરતું ખાવાનું નથી મળતું, આ મુશ્કેલીમાં તેઓ વિપ્લવ કેમ નથી કરતા એ જ આશ્ચર્યજનક છે. શ્રી બીરલા અને માલવિયાજીએ સચોટ રીતે પુરવાર કર્યું હતું કે આ ઔદ્યોગિક અસંતોષના મૂળમાં સરકારની હુંડીઆમણની નીતિ છે. ૧ શિ. ૬ પેના દરે હિન્દુસ્થાનની ઔદ્યોગિક વ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખી છે. આ ભૂલ સ્વીકારવી સરકારને પાલવે એમ નથી અને એ નીતિને પરિણામે વિપ્લવ અનિવાર્ય છે. તો તે પરિસ્થિતિ ઉભી થતી અટકાવવા આવી દલીલો નહિ તો મી. કેરાર બીજું શું કરી શકે?

વળી હિન્દુસ્થાન કોમ્યુનિઝમના ભયમાં

છે એ બતાવવા યુવકસંઘની ચળવળનો મી. કેરારે ઉલ્લેખ કર્યો હતો, અને આ બાબત પર વધુ ધ્યાન ખેંચવા પરદેશખાતાના મન્ત્રીએ પંડિત માલવિયાજીનું ધ્યાન ખેંચ્યું હતું. હિન્દુ વિદ્યાપીઠના કુલનાયકને છાજતા ગૌરવપૂર્વક માલવિયાજીએ જણાવ્યું હતું કે પોતાનાં જીવનના મોટામાં મોટા પ્રશ્નોમાં યુવકો રસ ન લે તો શામાં લેશે ? તેમના સચોટ જવાબ પછી સરકાર પક્ષે એ વિષયમાં મૌન જ સહીસલામત લેખ્યું હતું. દીવાન ચમનલાલે જણાવ્યું હતું તેમ ખરી વાત તો એ કે કોમ્યુનિઝમના બ્હાનાં હેઠળ હિન્દુસ્થાનમાં અત્યારે જે પ્રચંડ જાગૃતિ થઈ રહી છે, મજુરોમાં અને યુવકોમાં જે ભાવનાનો જુવાળ આવ્યો છે તેને સરકાર કચરી નાખવા માગે છે. આખા જગતમાંથી એક હિન્દુસ્થાન જ કોમ્યુનિઝમના ભયમાં આવી પડયું ? ઇગ્લાંડે કોમ્યુનિઝમને અટકાવવા કયો કાયદો કર્યો છે ? ખુદ ઇગ્લાંડની પાર્લામેન્ટમાં કોમ્યુનિસ્ટ પક્ષ છે તો પછી હિન્દુસ્થાનમાં એવી કઇ વિશિષ્ટ પરિસ્થિતિ છે કે આવા કાયદાની જરૂર પડે ? અને અત્યાર સુધી હિન્દુસ્થાનમાં કેટલા બોલ્શેવિકો આવ્યા છે ? તેમ જે ચાર પાંચ જણાને પકડવામાં આવ્યા હતા તેમની ધરપકડને પરિણામે હિન્દુસ્થાનમાં કેટલું લોહી રેડાયું હતું ? જો સરકારને કોમ્યુનિઝમ જ દૂર કરવું હોય તો કોમ્યુનિઝમને ગેરકાયદેસર ઠરાવનારો કાયદો જ સીધી રીતે શા માટે નથી પસાર કરાવવામાં આવતો ? શ્રી જવાહરલાલે કહ્યું હતું તેમ ઇંગ્લાંડમાં જો એ પ્રશ્ન ઉપર ચૂંટણી કરવામાં આવે તો સામ્યવાદીઓ સારી સફળતા મેળવી શકે એમ છે; ત્યારે હિન્દુસ્થાનમાં કોમ્યુનિઝમને અટકાવવાની વાતો ચાલે છે. એવી રીતે કોમ્યુનિઝમ કદિ અટકવાનું નથી. પંડિત મોતીલાલ નેહરૂએ જણાવ્યું હતું તેમ હાલ યૂરોપમાંથી પસાર થતા ઠંડીના પ્રચંડ પ્રવાહને અટકાવવામાં જેટલી સફળતા મળે તેટલી સામ્યવાદને અટકાવવામાં મળશે.

પંડિત મોતીલાલ નેહરૂએ જણાવ્યું હતું તેમ એ બિલનો ખાસ હેતુ તો મહાસભાની ચળવળને દાબી દેવાનો છે. બિલમાં કયાંય કોમ્યુનિઝમનો ઉલ્લેખ નથી. હાલની વ્યવસ્થાને બળપૂર્વક ઉથલાવી નાખવાનો પ્રયત્ન કરનારને એ લાગુ પડે છે. અને આ કલમમાં જો મહાસભાની અસહકારની ચળવળને આણવી હોય તો તેમાં કશી જ મુશ્કેલી ન પડે. એમ સરકાર મહાસભાને-રાષ્ટ્રીય જાગ્રતિને કચરવા બહાર પડી છે. આ કંઈ નવો પ્રયત્ન નથી. રૉલેટ ઍક્ટ હજુ લોકોની સ્મૃતિમાં તાજો જ છે. તેણે અસહકારને જન્મ આપ્યો. પબ્લિક સેફ્ટિ બિલ સ્વતંત્રતાને જન્મ આપશે. આ ખરડો જો પસાર થશે તો હિન્દુસ્થાનના લોકોને સત્યાગ્રહ માટે એક સારી તક મળશે અને સંપૂર્ણ સ્વાતંત્ર્યને માટે જ પછી આખો દેશ લડશે.

આ બિલ સરકારનાં કારોબારી ખાતાના હાથમાં અમર્યાદિત સત્તા મૂકે છે. કોઇ પણ જાતની તપાસ વિના પરદેશીઓને હિન્દુસ્થાનમાંથી હાંકી કાઢી શકાશે. મી. ક્રીને આ વસ્તુ ખોટી છે એમ જણાવતાં કહ્યું હતું કે આરોપીને બચાવની તક મળશે. મી. ક્રીનની આ માન્યતા તદ્દન ભ્રમજનક છે. અમુક લોકોને જ ન્યાયના ફારસની તક મળશે. અને આ ફારસમાં અપરાધી પોતે તો બચાવ કરવા ન જ ઉભો રહી શકે, એ ફક્ત નિર્ણય જ જાણી શકશે. આનો અર્થ સમજતાં મુશ્કેલી પડે એમ નથી. શ્રી આણે અને માલવિયાજીએ સચોટ રીતે બતાવ્યું હતું કે આ કલમથી કારોબારી સરકારના હાથમાં ન્યાયની સત્તા મૂકવામાં આવે છે—અને એ ભયંકર છે. તેમ આ બિલ અનુસાર સરકાર પરદેશથી આવતા પૈસાને સામ્યવાદની ચળવળ માટે છે એમ કહી જપ્ત કરી શકશે. આનો

સીધો અર્થ એ જ છે કે હિન્દુસ્થાનમાં હવે બહારની દુનિયાની હવા સરકાર આવવા દેવા નથી ઇચ્છતી, અને તેને માટે તેના પગમાં આ જાહેર સહીસલામતીના કાયદાની જંજીરો પહેરાવવા તે પ્રયત્ન કરી રહી છે.

અન્તે એક વસ્તુ તરફ અમે ખાસ ભાર મૂકવા માગીએ છીએ. આ કાયદો વડી ધારાસભામાં કાનૂન બહારનો–અલ્ટ્રા વાયર્સ છે. કારણ કે એ કાયદો જો પસાર થાય તો બ્રિટીશ પ્રજાનો પોતાની સ્વતંત્ર જ્યુરી આગળ પોતાનો ન્યાય કરાવવાનો હક્ક છીનવી લેવામા આવે છે. અને આમ કરવાનો આજની હિંદુસ્થાનની ધારાસભાને હક નથી. અમે આશા રાખીએ છીએ કે ફરી જ્યારે એ ખરડો ધારાસભા સમક્ષ આવે ત્યારે આ કાનૂનનો પ્રશ્ન ઉભો કરવામા આવશે

અન્તે આ ખરડો જે રીતે પસાર થયો છે એ કોઇ પણ રીતે સરકારનો વિજય નથી એ અમે બતાવવા ઇચ્છીએ છીએ. લોક–નિયુક્ત ૫૦ સભાસદોએ એની વિરુદ્ધ મત આપ્યો છે. એના પક્ષમા જે ૬૧ સભ્યો હતા તેમા લોક-નિયુક્ત ૨૫ હતા. એ ૨૫ માથી ૧૦ તો ગોરા તા. એટલે ખરેખર તો ૧૫ જ પ્રજાના પ્રતિનધિ એ ખરડાની તરફેણમા હતા. આમ ખરી રીતે લોકનિયુક્ત પ્રતિનિધિઓની બે તૃતીયાંશ બહુમતિનો વિરોધ હોવા છતાં એ ખરડો પસાર થયો છે. એટલે તેને કારોબારી ખાતાનો બનાવેલો કાયદો–Executive–made law કહી શકાય, અને નહિ કે ધારાસભાકૃત. અને હિન્દુસ્થાનનું કારોબારી ખાતું બીજા સ્વતંત્ર દેશોની જેમ જવાબદાર ખાતું નથી–અને તેથી એ ખરડો જો પસાર થશે તો બિનજવાબદાર કારોબારીએ કરેલો જ એ લેખાશે.

ઝી

## ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ

કેટલીક ગેરસમજુતીને લીધે આજે ઉપરના નામવાળાં બે મંડળો અસ્તિત્વમાં આવ્યાં છે, અને તે ઉપરાંત મુંબઇમાં ગુજરાત વ્યાયામ મંડળ સ્થપાયું છે. પણ એ ત્રણે સંસ્થાઓનું ધ્યેય એક જ છે, તેના કેટલાક કાર્યકર્તાઓ ત્રણે સંસ્થામાં રસ લે છે અને માંહોમાંહ્ય અદેખાઇ નથી તેથી અથડાઇ પડવાનો સંભવ નથી અને આગળ જતાં એ ત્રણે સંસ્થા જોડાઇ જશે એવું અનુમાન કરી શકાય.

આ મંડળે એક વ્યાયામના શોખીન ગ્રેજ્યુએટને મદ્રાસની Y. M. C. A. માં તાલીમ લેવાને માટે એક વર્ષને માટે મોકલ્યા હતા અને તેમના આવ્યા પછી ફક્ત ચરોતરમાં પહેલું થાણું નાખ્યું છે. તેમાં કસરત સિવાય રમત ગમતો, લકડી પટા, લાઠી, જ્યુજુત્સુ, મુક્કાબાજી વગેરે શીખવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. બીજાં મંડળો કરતાં આ મંડળનું કામ એટલું વિશિષ્ટ છે કે સરકારથી સ્વતંત્ર રહી તેમની સાથે અસહકાર થતો નથી.

## પ્રવૃત્તિઓ

(૧) શારીરિક શિક્ષણ માટે વર્ગ. જુદી જુદી શાળાઓ તથા સાર્વજનિક વ્યાયામ શાળાઓમાં કામ કરી શકે એવા ભણેલા અને સારા સંસ્કારવાળા યુવકો અને શિક્ષકોને વ્યાયામની તાલીમ આપવા માટે ઉનાળાની રજામાં એક માસનો વર્ગ કાઢવામાં આવ્યો હતો. તેમાં ગુજરાતના ઘણા ભાગોમાથી, એકંદર ૨૨ સ્થળોએથી ૫૮ વિદ્યાર્થીઓ જોડાયા હતા અને આણંદના ૧૨ વિદ્યાર્થીઓ સાથે ૭૦ યુવકોએ આ વર્ગનો લાભ લીધો હતો.

(૨) સરકારી શાળાઓના શિક્ષકોને શારીરિક શિક્ષણ શીખવવા માટે વર્ગ ઉઘાડ્યો હતો. તેમાં આખા ગુજરાતમાથી તેમ જ કેટલાંક દેશી રાજ્યોમાંથી એકંદર ૧૮૮ શિક્ષકો આવેલા,

આ શિક્ષકો પોતપોતાને ગામે જઇને તેમની શાળાઓમાં વધારે સારી પદ્ધતિથી કસરત તથા રમતગમત શીખવશે એવી ગોઠવણ કરવામાં આવી હતી.

(૩) રિપોર્ટ પરથી જણાય છે કે ઉનાળાના વર્ગ પછી નીચે લખેલાં નવ ગામોમાં નવી વ્યાયામ શાળાઓ ખોલવામાં આવી છે. ઉત્તરસંડા, ડાકોર, કપડવંજ, નાળા, નાર, હળધરવાસ, પીપળાવ, વાઘોદીઆ અને વાડાશિનોર.

(૪) ગયા ચોમાસામાં ૨૫-૩૦ વિદ્યાર્થીઓને તરવાનું શીખવવામાં આવ્યું છે.

(૫) તરવાની હરીફાઈ નડીઆદ તથા સોજીત્રામાં ગોઠવવામાં આવી હતી. પછી સમસ્ત ચરોતર માટે તરવાની હરીફાઇ પેટલાદમાં રાખી હતી.

(૬) અકસ્માત વખતે તાત્કાળિક મદદ કેવી રીતે આપવી તેનો વર્ગ ખોલીને વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં આવ્યું હતું.

(૭) પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓમાં ઉપયોગી થાય એવો શારીરિક શિક્ષણનો અભ્યાસક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે અને તે શાળાઓમાં દાખલ થશે. તેમાં ફેરફારો જરૂર થઈ શકશે.

મુંબઈ સરકારે શારીરિક કેળવણી માટે જે કમિટી નીમી છે તેમના પર પણ તે મોકલી આપવામાં આવ્યો છે.

(૮) મેદાની રમતો આખા ચરોતર માટે થાય છે તેની વ્યવસ્થા આ મંડળે આ વર્ષે ઉપાડી લીધી હતી.

(૯) સંઘ વ્યાયામની પદ્ધતિ એક શાળામાં દાખલ કરવામાં આવી છે. ધીમે ધીમે તેનો પ્રચાર થશે.

(૧૦) બે મંડળોમાં કન્યાઓને વ્યાયામ શીખવવાનું શરુ કરી દેવામાં આવ્યું છે.

(૧૧) પુસ્તકાલયની પ્રવૃત્તિ હાથમાં લેવામાં આવી છે.

(૧૨) સહકારી મંડળીઓની પ્રવૃત્તિ પણ દાખલ થઇ છે.

ઉનાળાના વર્ગમાં; આગ લાગે ત્યારે રક્ષણ કરવાની બાબત, અન્નશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, વગેરેનું પણ જ્ઞાન આપવામાં આવે છે.

આ મંડળનો પ્રાણરૂપ પ્રો. ભાઈલાલ પટેલ અને પ્રો. જયશંકર ત્રિવેદી બન્ને પુણામાં અધ્યાપકો હતા. હાલમાં પ્રો. ભાઈલાલ ગુજરાતમાં આવ્યા છે. ગુજરાતી વિદ્યાર્થીઓમાં વ્યાયામ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરનાર શ્રી છોટુભાઇ પુરાણીની સહાનુભૂતિ તથા મદદ મળે છે. જો આપણા પાંચે જીલ્લામાં તેમ જ બધાં ગુજરાતી દેશી રાજ્યોમાં આ જાતનાં થાણાં નીકળે તો ગુજરાતની સીકલ બદલાઈ જાય. પુરાણી ભાઈઓએ અને તેમના મદદગારોએ ઘણા અખાડા સ્થાપ્યા છે,ઘણાં સંમેલનો કર્યા છે, એટલે હવે ગુજરાતમાં નવું વાતાવરણ ફેલાશે એવી આપણી ખાત્રી થાય છે. શેઠ મનસુખલાલ તરફથી વ્યાયામશાળાઓને સારૂં ઉત્તેજન મળે છે એ પણ શુભ ચિહ્ન છે અને વડોદરા રાજ્યમાં એક નિયમ છે—જો કે તેનો અમલ બરાબર થતો નથી—તે પ્રમાણે જો દરેક સરકાર મદદ કરે તો વ્યાયામનો પ્રચાર ઘણી ઝડપથી થાય. એ નિયમમાં અમે એટલો ઉમેરો સૂચવવા ઇચ્છીએ છીએ કે ગામ લોકો અને સરકાર મદદ કરે તેટલી મદદ ડીસ્ટ્રીક્ટ બોર્ડે પણ કરવી.

વડોદરાના નિયમ પ્રમાણે દરેક વ્યાયામશાળાને મકાન માટે રૂ. ૫૦૦ સુધી અડધો ખર્ચ, શિક્ષકના પગારને માટે માસિક રૂ. ૨૦ સુધી અડધો ખર્ચ, રૂ. ૫૦ સુધી સાધન માટે, રૂ. ૫૦૦ સુધી તરવાના હૉજ માટે એવી મદદ આપવાનું ઠરાવ્યું છે. આવી યોજના બીજા દેશી રાજ્યો અને શહેરના તવંગર ગૃહસ્થો જરૂર કરી શકે.

જ્યાં સુધી આપણી પ્રજા આત્મરક્ષણને માટે બરાબર તૈયાર નહિ થાય ત્યાં સુધી જે

રાજકીય હક્કો મળ્યા હશે તે બધા પોલા અને ખોટા છે. આજે આપણું રક્ષણ અંગ્રેજી લશ્કર અને અંગ્રેજી રાજ્યના માજીસ્ટ્રેટોના હાથમાં છે.

સુમન્ત મહેતા

* *

## ગુજરાતની કૉલેજ હડતાલનો અંત

૩૪ દિવસની હડતાલ પછી ગુજરાત કૉલેજની બાબતમાં 'પાડે હઠ'ની પદ્ધતિ સ્વીકારી તે ખાતર અમે સરકારને અભિનંદન આપીએ છીએ, અને તેનાથી પણ વધારે-વિદ્યાર્થીઓએ એકસંપથી પોતાના હેતુને વળગી રહી તેને સિદ્ધ કર્યો છે તેથી અમે તેમને પણ અભિનંદન આપીએ છીએ. આપણા શિક્ષિત વર્ગમાં એક સમૂહમાં રહીને કામ કરવાની વૃત્તિ કે શક્તિ બહુ ઓછાં હોય છે, અને આવી અભાવરૂપ અશક્તિને પોતાના વ્યક્તિત્વરૂપે માની લઇને શિક્ષિત વર્ગ સમૂહની હીલચાલમાં સાધારણ રીતે જોડાતો નથી. પરંતુ ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ આ હડતાલથી બતાવી આપ્યું છે કે ઉચ્ચ કેળવણી લેનારાઓ પણ સમૂહમાં કામ કરી શકે છે. જેઓ આ હડતાલમાં જોડાયા નહોતા, તે ભલે ગરીબ હોય કે તવંગર હોય, પણ તેમને અમે એટલું કહીશું કે દરેક મહાન માણસ પોતાની મહત્તામાં એકલો હોય છે; પણ તેથી જે જે એકલો હોય કે એકલવાયો હોય તે તે મહાન હોય એમ પ્રમાણશાસ્ત્રથી ફલિત થતું નથી.

બાકી સૌને એમ લાગતું હતું કે આ હડતાલને લઇને અમદાવાદમાં કદાચ બીજી આર્ટ્સ કૉલેજ નીકળશે. આ હડતાલનો વિજયી અંત આવ્યો તોપણ તે દિશામાં પ્રયત્ન થવો જોઇએ એમ અમારૂં માનવું છે. પણ અમદાવાદના ધનવાનોને હાલ એવી કૉલેજ માટે પૈસા ન આપવાનું એક બહાનું મળી આવ્યું છે અને તે એ કે-ખેતીવાડીની કે ઇન્જીનીઅરીંગની કૉલેજ કાઢવાનું કહેવું. કદાચ તેમને ખાત્રી હશે કે એવી કોઈ કૉલેજ હમણાં નીકળે તેમ નથી. પરંતુ ગુજરાતે ભૂલવું ન જોઇએ કે પૂનામાં ત્રણ આર્ટ્સ કૉલેજ છે!

પ્રા. વિ. પા.

-

આવતો અંક 'નાટક અંક' નીકળશે

# પ્રસ્થાનના ગ્રાહકોને

(અ) તમે જો સં.૧૯૮૫ ના લવાજમના રૂપિયા પાંચ મોકલ્યા હોય, તો ભેટના ટપાલ ખર્ચના ૦-૮-૦ મોકલી તમારે કયો સેટ જોઈએ છે તે લખી જણાવશો. ટપાલ ખર્ચ નહિ મળ્યું હોય તેમને ભેટ રવાના થશે નહિ.

(બ) તમે રૂ. ૫-૮-૦ મોકલ્યા હોય પણ કયો સેટ જોઈએ છે તે ન લખ્યું હોય, તો હવે તરત જ લખી જણાવશો જેથી જોઈતો સેટ મોકલી શકાય.

તમે જો સં. ૧૯૮૫ ના ચૈત્ર સુધીના ગ્રાહક હો, તો બાકીના છ માસના લવાજમના રૂ. ૨-૮-૦ તથા ભેટના ટપાલખર્ચના ૦-૮-૦ મોકલી તમારે જોઈતો સેટ મગાવી લેશો, નહિતર પાછળથી મનપસંદ સેટ નહિ મળે અને જે બાકી હશે તેમાંથી જ મળશે.

પુસ્તકાલય સ. સ. મંડળ મારફત થયેલા ગ્રાહકોના ભેટના ટપાલખર્ચના ૦-૮-૦ મંડળ મારફતે મળ્યા નથી; માટે જે તે લાયબ્રેરીએ આઠ આનાની ટીકીટો બીડી ભેટ-સેટ મંગાવી લેવો.

અમદાવાદના ગ્રાહકોએ પોતાનું લવાજમ કાર્યાલયમાં ભરી જઈ ભેટનો સેટ લઈ જવો.

વ્યવસ્થાપક, 'પ્રસ્થાન'

# રસિક નવલકથામાળા.

**વાંચકોને વધારે સસ્તી કીંમતે સારાં અને રસિક પુસ્તકો પૂરાં પાડવાના ઉદ્દેશથી આ નવલકથામાળાની યોજના કરી છે.**

**આ** નવલકથામાળાના તમામ પુસ્તકો અગાઉથી વાચી, ખાસ ચુંટણી કરીને પછીજ પ્રકટ કરવામા આવતા હોવાથી તે ગ્રાહકોના દિલરજન કરનારા અને આકર્ષક નીવડે છે.

* * *

**આ** માળાનાં પુસ્તકો ખાસ વિલાયતથી મંગાવેલા ઉચી જાતના ટકાઉ કાગળ, સુન્દર છપાઇ, પાકું સોનેરી કપડાનુ સુશોભિત પુઠું અને એકજ સરખી ડબલ ક્રાઉન સાઇઝનાં હોઇ, તે આપની ગૃહ લાયબ્રેરીને દીપાવશે, એક વખત નજરે જોયા પછી બીજાં પુસ્તકો તરફ દષ્ટિ પણ કરવાની ઇચ્છા થશે નહિ.

* * *

**મોટાં** શહેરોમા દુકાનભાડું, નોકર ચાકરેનુ વ્યવસ્થાખર્ચ તથા એવું બીજું વિશેષ ખર્ચ લાગતુ હોવાથી ત્યાંના વેપારીઓ પોતાના પુસ્તકોની કીમત મોટી રાખે છે; જ્યારે અમને મકાનભાડુ તથા વ્યાજનુ ખર્ચ બિલકુલ નહિ હોવાથી, તેમજ નોકર વગેરેનું વ્યવસ્થાખર્ચ પણ ઓછુ આવતુ હોવાથી અમારા તરફથી પ્રકટ થતા પુસ્તકોની કીમત બીજા પુસ્તકોના પ્રમાણમા ઓછી રાખવામા આવે છે; તે ઉપરાંત પુસ્તકોના બહોળા પ્રચારથી થોડે નફે સારો લાભ મેળવવાની ધારણાથી આ માળાના ગ્રાહકોને અર્ધી કીંમતે પુસ્તકો આપવામા આવે છે.

* * *

**આ** નવલકથામાળા આજ પાંચ વર્ષ થયા ચાલુ છે. તે દરમિયાન ઘણાં પુસ્તકાલયો તથા સાહિત્યરસિક સજ્જનોએ માળાના ગ્રાહક થઇ, અર્ધી કીંમતે મળતાં સસ્તા અને સુંદર પુસ્તકોનો સારો લાભ મેળવ્યો છે. માટે આશા છે કે આપ પણ આ માળાના પાછળ આપેલા નિયમોથી વાકેફ થઇ, તેના ગ્રાહક તરીકે આપનું નામ નોંધવાનું જણાવી; બાજુ-પર જણાવેલા પુસ્તકોમાંથી જે પુસ્તકો આપને પસંદ પડે તેનો તુરત ઓર્ડર આપવા કૃપા કરશો.

પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી. (કાઠિયાવાડ.)

# રસિક નવલકથામાળા

ના

# નિયમો.

૧ પ્રવેશ ફી રૂ. ૨-૮-૦ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઈ શકાય છે. ફીની રકમ મનીઓર્ડરથી મોકલવી કે વી. પી. ની સાથે વસુલ કરવા જણાવવું.

૨. ગ્રાહક ગમે ત્યારે થઇ શકાશે. ત્રણ વર્ષ સુધી ગ્રાહક તરીકે ચાલુ રહ્યા બાદ જો તેમની ઇચ્છા ગ્રાહક તરીકે ચાલુ રહેવાની નહિ હોય તો તેમના ખર્ચે પ્રવેશ ફી પાછી મોકલી આપવામાં આવશે. ત્રણ વર્ષથી ઓછી મુદતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશ ફી પાછી મળશે નહિ.

૩ દર વર્ષે આ માળાના વધુમાં વધુ ૭ પુસ્તકો પ્રકટ થશે જે ગ્રાહકે ખરીદવા પડશે ઓછામાં ઓછા કેટલા પુસ્તકો પ્રકટ કરવાં તે અમારી સગવડ અને અનુકુળતા ઉપર રહેશે નવલકથામાળાના પુસ્તકો ગ્રાહકોને અર્ધી કીંમતે મળશે પરંતુ દરેક પુસ્તકની એક કરતા વધુ નકલ એક ગ્રાહકને અર્ધી કીંમતે મળી શકશે નહિ

૪ માળાના પુસ્તકો વી. પી. બુકપોસ્ટ દ્વારા મોકલાશે તેનું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ ગ્રાહકોને શિરે રહેશે. ગ્રાહકોને પુસ્તક મોકલતી વખતે એક દિવસ અગાઉથી ખબર આપવામાં આવશે. છતાં જે ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તેમની પ્રવેશ ફી જપ્ત કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેમનું નામ કમી થશે !

**નોટ—**ગુજરાત-કાઠિયાવાડના જે ગ્રાહકોને રેલ્વે સ્ટેશનની સગવડ હોય, તેઓ જો પુસ્તકોની કીંમત અને રસીદ રજીસ્ટર ખર્ચના રૂા. ૦-૩-૦ અગાઉથી મનીઓર્ડરથી મોકલી આપશે તો તેમના ઉપર પુસ્તકો રેલ્વે પારસલથી રવાના કરી, તેની રસીદ રજીસ્ટર પોસ્ટથી મોકલવામાં આવશે. આ પ્રમાણે કરવાથી બુકપોસ્ટના ટપાલખર્ચ કરતા રેલ્વે ખર્ચ ઓછું આવવાથી તેમને દેખીતો મોટો લાભ થશે

૫ આ માળાના પુસ્તકો ઉંચા ગ્લેઝ્ડ અથવા એન્ટિક કાગળ, સુંદર છપાઇ તથા સુશોભિત પુઠાના રહેશે કોઇ પણ પુસ્તક અપૂર્ણ બહાર પડશે નહિ એકથી વિશેષ ભાગ હશે તો તમામ ભાગ સાથે બહાર પડશે

૬. પરદેશ ખાતે વી. પી. થઇ શકતું નહિ હોવાથી, આફ્રિકાના ગ્રાહકોએ ઓર્ડરની સાથેજ પ્રવેશ ફી, પુસ્તકોની કીંમત તથા ટપાલખર્ચની રકમનો બ્રિટિશ પોસ્ટલ ઓર્ડર મોકલવા કૃપા કરવી.

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી. (કાઠિયાવાડ).

નાટક અંક

૪ : ફાગણ : પુ૦ ૭

૫ ૧૯૮૧ અંક ૫

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

देवानामिदमामनन्ति मुनयः शान्तं क्रतुं चाक्षुषम्
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा ।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधकम् ॥

कालिदास

તંત્રીઓ

રામનારાયણ વિશ્વનાથ પાઠક

રસિકલાલ છોટાલાલ પરીખ

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

રૂ. ૫-૦-૦ ૭ માસના રૂ ૩-૦-૦

રૂ ૬ ૮-૦ છુટક નકલ રૂ. ૧-૦-૦

# અનુક્રમણિકા

પુસ્તક ૭ ફાગણ ૧૯૮૫ અંક ૫

એ વિષે તો હવે બે મત છે જ નહિ

કે

જે માસિક ઉચ્ચ કોટિનું હોવા સાથે ફેલાવો પામ્યું હોય તેમાં જ ધંધાદારીઓએ પોતાની જાહેરખબર આપવી જોઇએ.

# પ્રસ્થાન.

એક તેવું જ માસિક છે.

એની સાબિતી માટે 'પ્રજામિત્ર અને કેસરી'એ મેળવેલા મતો જોશો. એણે 'ગૂજરાતનું ઉત્તમોત્તમ માસિક કયું?' એવો એક પ્રશ્ન ઇનામી હરિફાઈમાં પૂછી જાહેર પ્રજાના મતો નિમંત્ર્યા હતા; અને તેમાં 'પ્રસ્થાન'ને સર્વથી વધારે મતો મળ્યા હતા.

આમ હકીકત છે તો

**તમે તમારી જાહેરખબર પ્રસ્થાનમાં જ આપો.**

## આવતા અંકથી.

| ભાવતાલ નીચે પ્રમાણેઃ- | ૧ પાનું | ૦॥ પાનું | ૦। પાનું |
|---|---|---|---|
| આખું વર્ષ | ૮૦ | ૫૦ | ૩૦ |
| છ માસ | ૫૦ | ૩૦ | ૨૦ |
| ત્રણ માસ | ૩૦ | ૨૦ | ૧૨ |
| એક માસ | ૧૨॥ | ૮ | ૫ |

‡ પાનાનું કદ ૮" × ૫" ઇંચ રહેશે.

§ જા. ખ. સારા કાગળ પર છપાશે.

+ જા. ખ. ના નાણાં અગાઉથી લેવામાં આવશે.

જા. ખ. સુંદર અને આકર્ષક કરવામાં ખૂબ :

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ ફાગણ: ૧૯૮૫ અંક ૫

# રાઈનો પર્વત: એક સમાલોચના

## ૧

### મૂળ વસ્તુ અને તેનો વિકાસ

કોઈ પણ પ્રકારના માલુ સાહિત્યમાંથી વસ્તુ લઈ તેમાંથી નાટકની ઘટના કરવાની મહાન નાટ્યકારોની પરંપરાને અનુસરીને આ 'રાઈનો પર્વત' રચાયું છે નાટકનું મૂળ વસ્તુ ભવાઈની એક વાર્તા છે. સદ્દગત રમણભાઈએ તે નાટકને અંતે આપેલી છે નાટકના પ્રયોજનથી એ વસ્તુમાં કેવી રીતે ફેરફારો થયા છે અથવા મૂળ વસ્તુ તેથી કેવી રીતે વિસ્તાર કે વિકાસ કે ઉપબૃંહણ પામ્યું છે તે જોવાનો આ લેખમાં પ્રયત્ન છે

નાટ્યકારનો કોઈ જીવન્ત વિચાર કે ભાવનો વસ્તુમાં પ્રવેશ પામે છે અને એ વસ્તુમાંથી ઊગતી ઊગતી વધે છે અથવા બઢે છે નાટ્યકારના બીજા સર્વ વિચારો એ મુખ્ય ભાવનાને પુષ્ટ કરતા, તેને પ્રધાન સ્થાને રાખીને ગૌણભાવે તેની આસપાસ વ્યવસ્થિત થાય છે એ રીતે નાટકમાં બહુત્વમાં એકત્વ વિલસે છે

નાટકનું વસ્તુ કર્તાએ પુસ્તકમાં આપેલું છે અને તે ઘણું ટૂંકામાં કહી શકાય એમ છે કોઈ પરબત નામે બાદશાહ હતો તે એક વખત પોતાના એક સાથીને લઈ શહેર બહારના બાગમાં ફરવા ગયો તેના અનાજવી માગના રખેવાળ માળી રાઈને બાગમાં કોઈ પ્રાણી બગાડ કરે છે એમ લાગવાથી તે અવાજ ઉપર તેણે તીર માર્યું અને બાદશાહના પ્રાણ નીકળી ગયા સાથીની બૂમ ઉપરથી રાઈ ત્યાં ગયો રાજ્યને ક્રાંતિમાંથી બચાવવા પરબતશાહના સાથીએ રાઈને જ રાજા કરવાની યોજના કરી બાદશાહ છ માસ ભોંયરામાં એકાન્તમાં રહી જુવાન થવા એક હકીમની દવા કરે છે એમ બહાર વાયકા ઉડાડી અને તે દરમિયાન રાઈને રાજ્યની હકીકતથી વાકેફ કર્યો છએ મહિને રાઈનો પરબત થયો બધી રૈયત, અમલદારો અને અસબત જનાનો પણ રાઈને બાદશાહ તરીકે માનવા

લાગ્યો, પણ પરબતશાહનો પેલો સાથી જે ખરી વાત જાણતો હતો તે દરબારમાં સલામ કરતી વખતે છાનો હસે. બાદશાહને પણ તેનાથી દબાતાં રહેવું પડે. એક વખત બાદશાહ પેલા સાથીને લઈ રાત્રે ફરવા નીકળ્યો તો નદીમાં દીવા તણાતા જતા બન્નેએ દીઠા. બાદશાહે આ કૌતુકની તપાસ કરી આવવા સાથીને મોકલ્યો. તપાસ કરતાં માલુમ પડ્યું કે એક શિવાલયમાં લિંગ ઉપર ચોટલાવતી કોઇનું માથું ટાંગાડેલું હતું અને તેમાંથી ટપકતાં ટીપાંના દીવા થતા હતા. સાથીને વિચાર થયો કે "આ કમળપૂજા ખાનારને રાજ્ય ન મળ્યું અને પેલા માળીને ક્યાંથી મળ્યું !" પાછાં આવીને તે સાથીએ બાદશાહને જોએલી હકીકત કહી, અને તે જોતાં શો વિચાર આવેલો એમ પૂછતાં એ વિચાર પણ કહ્યો. બાદશાહે જણાવ્યું કે ગયા જન્મમાં એ કમળપૂજા પોતે જ ખાધેલી અને આ રાજ્ય મળ્યું છે તે એ તપનું જ ફળ છે. ( સ્નાન નહિ કરેલું તેથી માળીમાં અવતાર આવ્યો. ) સાથી સમજી ગયો ને ત્યારથી તેણે હસવું છોડી દીધું.

આવી જ વાત, અથવા નામફેર સાથે આ જ વાત કથાસરિત્સાગરમાં વાંચ્યાનું સ્મરણ છે. એટલે વાર્તાનું વસ્તુ ઘણું પ્રાચીન હશે એમ લાગે છે. આ વાર્તાનું રહસ્ય એવું છે કે જગતમાં માણસ પોતે કોઇને કાંઈ કરી આપ્યું એમ માને છે તે મિથ્યા છે, ઈશ્વર જ સર્વને સર્વના કર્મનું ફળ દે છે.

વાર્તાનું આ અંતિમ રહસ્ય આપણને માન્ય થાય એવું છે અને સદ્‌ગત રમણભાઈ તો દૃઢ ઈશ્વરવાદી હતા એટલે એમને પણ માન્ય જ થાય. પણ આ વાર્તામાં એવું એક સ્થલ છે જે આધુનિક માનસને સખ્ત આઘાત કરે. રાઈ પારકે નામે રાજ્ય પચાવી પડે એ જુઠ્ઠાણું તો છે, પણ રાજ્યમાં એવી ખટપટો ચાલતી આવી છે. આજ સુધી પરબત બાદશાહ હતો હવે રાઈ થયો, તે આપણે નિભાવી લઇએ, અને પરબત કરતાં વધારે ડાહ્યો અને બુદ્ધિશાળી હોય તો તો જરૂર નિભાવી લઇએ. પણ તે રીતે રાઈ પરબતની બેગમોનો પતિ પણ થઈ શકે ? પારકી ચીજના ખોટા સ્વામી થવું તે, અને પારકી પત્નીના ખોટા સ્વામી થવું તે સરખું ગણી શકાય ? પહેલાં કરતાં બીજું સહસ્રગણું વધારે પાપમય નથી? જગત ઉપર ઈશ્વરની યોજના કાર્ય કરે છે એવા ધાર્મિક રહસ્યની વાર્તામાં આવી આઘાતકારક ઘટના આવી ગઈ તેનું કારણ એ કે પ્રાચીન સમયમાં જનસમાજ સ્ત્રીને એક ચીજ કે વસ્તુ જેવી જાણતો હતો. 'પતિ' 'સ્વામી' 'ભર્તા' એ શબ્દના અર્થમાં પણ એ જ ધ્વનિ છે. બેહિસ્તમાં અનેક હૂરીઓ મળે છે, અને એક ઇન્દ્ર જતાં તેની પછી આવનારો બીજો ઇન્દ્ર સ્વર્ગની અપ્સરાઓનો સ્વામી બને છે એ કલ્પનાના ગર્ભમાં પણ સ્ત્રી સંબંધી એ જ હીન ભાવના છે. પણ અત્યારે એ જૂની ભાવના આપણને અસહ્ય છે. સદ્‌ગત રમણભાઇ જેવા નીતિના અને ન્યાયના તોલનમાં અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા, અને સ્ત્રીની પ્રતિષ્ઠા સંબંધી અતિ કોમળ લાગણીવાળાને આ અંશ અસન્ત આઘાતકારક લાગે તેમાં નવાઈ નથી. તેથી વાર્તાનું મૂળ રહસ્ય, કે ઈશ્વર જ જગતમાં કર્તાહર્તા છે તે અખંડ રાખી, તેમની સ્ત્રી સંબંધી આધુનિક ભાવના—ન્યાયબુદ્ધિ—નીતિદૃષ્ટિએ વાર્તાના એ સર્વથી તીવ્ર આઘાતકારક બિન્દુએ તેમાં પ્રવેશ કર્યો અને તે બિન્દુથી નાટક આગળ પાછળ બન્ને બાજુ જુદી જુદી રીતે શાખા પ્રશાખા ફેલાવવા લાગ્યું.

આનું પહેલું પરિણામ એ આવ્યું કે નાટકનો નાયક રાઈ આધુનિક નીતિ દૃષ્ટિવાળો થયો. આપણે ઉપર જોઇ ગયા તેમ તે પ્રથમ ખોટા નામે રાજ્ય લેવા સ્વીકારે છે પણ

ખોટા રાજા થવાનું પરિણામ એક સ્ત્રીના ખોટા પતિ થવું પડશે એમ એ દેખે છે ત્યારે આઘાત પામે છે અને એ પાપના પંથમાંથી એટલેથી પાછો ફરે છે. રાઈ જાણે છે કે પોતે લીલાવતીનો પતિ નથી, તે એમ પણ જાણે છે કે લીલાવતી રાઈને પોતાનો પરિણીત પતિ માને છે, અને તે મનોદશામાં બન્નેનું રણવાસના એકાન્તમાં લીલાવતીના શયનગૃહમાં મિલન થાય છે એ નૈતિક કસોટીનો પ્રસંગ એ આ નાટકનું મધ્યબિન્દુ છે. મધ્યબિન્દુ એટલે નાટકમાં બરાબર વચ્ચે જ આવે એવો અર્થ નથી; પણ નાટકની સર્વ હકીકત અને લાગણીઓ જાણે એ બિન્દુ તરફ લઈ જતી અથવા એ બિન્દુમાંથી નીકળતી જણાય. સરસ્વતીચંદ્રની પહેલા ભાગ પૂરતી વાત જુદી વિચારી જોઈએ—અને એમ વિચારી શકાય એમ છે—તો તેમાં સરસ્વતીચંદ્ર અને કુસુદનું એકાન્ત મિલન, એ જ રીતે એટલી વાર્તાનું મધ્યબિન્દુ લાગશે. જો કે એ પ્રસંગ એ પુસ્તકમાં લગભગ છેલ્લે આવે છે—'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' એ પ્રકરણમાં. રમણભાઈએ રાઈ અને લીલાવતીના મિલનનો પ્રસંગ કેવા કૌશલથી, સ્વચ્છતાથી અને નાજુકતાથી પાર પાડ્યો છે તે આ લેખમાં અપ્રસ્તુત છે પણ ઉપર કહેલા સરસ્વતીચંદ્ર કુમુદના પ્રસંગ સાથે અને સાહિત્યમાં જ્યાં જ્યાં એને મળતા પ્રસંગો હોય તે સર્વ સાથે તે સરખાવી જોવા જેવો છે.

આ પ્રસંગમાં નીતિની કસોટી છે. તે કસોટીને તીવ્ર કરવા રાઈ અને લીલાવતી બન્નેને નાટ્યકારે યૌવનસંપન્ન કલ્પ્યાં છે. આ કસોટીમાંથી વિજયવાન થઈ નીકળેલ રાઈ હવે પૂરેપૂરો નીતિમાન થાય છે. ઠગાઈથી રાજ્ય લેવાનું કબુલ કર્યું હતું તે પણ છોડી દે છે. લીલાવતીને સાચી વાત કહેતાં હવે ઠગાઈથી રાજ્ય લેવાય તેમ રહ્યું પણ નથી.

ત્યારે આવો નીતિમાન માણસ પ્રથમ રાજ્ય લેવાના પ્રલોભનને વશ થવા જેટલો પણ કેમ ચલિત થયો? આ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય. એ નીતિપ્રમાદ શક્ય કરી બતાવવા રમણભાઈ જે બનાવો કલ્પે છે તે તેમની ઉચ્ચ પ્રતિભાની સાક્ષી પૂરે છે. પ્રથમ તો રાઈ પોતે જ ગાદીનો ખરો વારસ છે. રાઈનું ખરું નામ જગદીપ દેવ છે. તેના પિતા રત્નદીપ દેવ ગુજરાતના રાજા હતા અને તેમનો અધર્મથી વધ કરી પર્વતરાય ગાદીએ આવ્યો હતો. રાજનીતિમાં ચાલતા સામાન્ય નીતિના ધોરણ પ્રમાણે આ સ્થિતિમાં રાઈ ગમે તેવા જુક્તિથી રાજગાદી લે તોપણ તે અજુગતું ન ગણાય. પણ રાઈ તેવી નીતિથી પણ ઊર્ધ્વ રહે છે. રાઈ રાજ્ય લેવાનું કબુલ કરે છે તે જુદી જ લાગણીને વશ થઈને. અત્યાર સુધી તેને શિક્ષણ આપતી, તેની સંભાળ લેતી, માલણ થઈને રહેલી અને પર્વતરાયનું રાજ્ય લેવાને વીનવતી જાલકા બીજું કોઈ નહિ પણ તેની માતા અમૃતદેવી છે એમ તે જાણે છે ત્યારે માતૃપ્રેમને વશ થઈને તે રાજા થવાની જાલકાની ઘટના સ્વીકારે છે. સામાજિક[1] તેની આટલી ચ્યુતિ જતી કરે છે એટલું જ નહિ પણ એ બનાવથી, રાઈની નિખાલસતા, તેની નિડરતા, તેનું સંકલ્પબળ, એ સર્વ સાથે તેના હૃદયની કોમળતા માટે પણ આદરવાન થાય છે.

મૂળ વસ્તુમાં રાઈને રાજા બનાવવાના કાવત્રામાં રાઈ અને પરબતશાહનો સાથી એ જ માણસો હોય છે તેને બદલે હવે અહીં જાલકા, સાથી તરીકે શીતલસિંહ, અને રાઈ એમ ત્રણ થાય છે. મંત્રણાનો નિયમ છે કે **षट्कर्णो भिद्यते मन्त्रः ।** તે મુશ્કેલી તો અહીં આવતી નથી કારણકે જાલકા અને રાઈ એ બે સગપણનો સંબંધ જણાયા પછી એક થયાં છે (અને છતાં જાણે ઉપરનું સૂત્ર સાચું ઠરાવવા છેવટે મંત્ર ફૂટે છે!) પણ

---

1 નાટક જોનાર.

ત્રણેયને કાવત્રામા કયું કયું સ્થાન આપવું, અને તે સ્થાન માટે તેમને કેવા કેવા સ્વભાવો અર્પવા તે નવો પ્રશ્ન નાટયકાર પાસે ઊભો થાય છે. રમણભાઇ આ પ્રશ્નનો ઉકેલ કાઢતા નાટકમા એક નવું જ પ્રયોજન જુએ છે. અને તે આખા નાટકમા બરાબર ઔચિત્યથી બધ બેસે છે.

કાવત્રામા જાલકાનો પ્રવેશ થતા, વધારે કાર્યભાગ સ્વાભાવિક રીતે જાલકાને જ સોંપવો પડે રાજરાણી હોઈ તે જ વધારે સમર્થ છે, રાઈને રાજ્ય આપવાની તેની જ તીવ્ર ઇચ્છા છે, પર્વતરાયનું મરણ એ તો તેને નિમિત્તમાત્ર છે. એટલે સ્વાભાવિક રીતે જાલકા એ જ રાઇના આખા પક્ષમા ખરી તંત્રનાયક થાય છે અને શીતલસિંહને કવિ તેનું સાધન બનાવે છે. શરૂમા તો રાઈ પણ જાલકાની સોગઠી છે, અને કવિએ રાઈને પ્રબળ નીતિસપન્ન ન બનાવ્યો હોત, તો તે જાલકા પાસે ગૌણ બની જાત, એટલે કવિએ રાઈને સપૂર્ણ નીતિમાન, ગાધીજી કહે છે તેમ સાધ્ય પણ શુદ્ધ અને સાધન પણ શુદ્ધ એવો સદાગ્રહ રાખનાર કલ્પ્યો, જાલકાને સાધ્ય શુદ્ધ પણ સાધન ગમે તેવું ચાલે એવી રાજનીતિ કુશળ કલ્પી, અને શીતલસિંહને સાધ્ય કે સાધન એમાથી એકેયની પરવા વિનાનો, માત્ર પોતાનો દેહ અને મોજશોખ સલામત રાખવાનો લોલુપ, પામર માણસ કલ્પ્યો.[2] એ રીતે ત્રણ પાત્રોમા તેમણે સત્ત્વ રજસ્ તમસ્ એ ત્રણ ગુણોની વ્યવસ્થા કરી અને તે સાથે **ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था।**[3] એ સત્ય રાઈના સંબંધમા ખરું પાડવું એ રાઈ પૂરતું નાટકનું પ્રયોજન થયું. તે સાથે આ ત્રણેય પ્રકૃતિના મનુષ્યોને યોગ્ય ફળ મળે છે એ નાટકનું ગૌણ પ્રયોજન, અથવા ખરું કહીએ તો નીતિભાવનાને પૂરેપૂરી પુષ્ટ કરી બતાવવાના પ્રયોજનનું પરિણામ થયું. "સાઈઆસે સબ કુચ્છ હોત હૈ" એ ખરું પણ એ સાંઈ પણ નીતિના ધોરણે જ સર્વને ફળ આપે છે એ રીતે નીતિદ્વારા ઇશ્વરની શક્તિનો સાક્ષાત્કાર કવિ આપણને કરાવે છે. કમળપૂજાથી રાજ મળવાના ધાર્મિક ચમત્કારને હવે સ્થાન ન રહ્યું.

આપણે જોઈ ગયા છીએ કે મૂળ વસ્તુમા જે નીતિભાવના બીજરૂપે પ્રવેશ પામે છે તે આધુનિક છે, આધુનિક દૃષ્ટિની છે. તેની સાથે નદીમા વહેતા દીવાનો ચમત્કાર, જે મૂળ વાર્તામા સાચો અભિપ્રેત હતો, તે તેના તે રૂપમા હવે અશક્ય બને છે. તેથી આ નાટકમા કર્તા તેને રાઈની માત્ર યાત્રિક યુક્તિરૂપ બનાવે છે અને એ રૂપે રાઈને પોતાનું ખરું નામ બતાવવાનો પ્રસંગ આપે છે. મૂળ વાર્તામા નદીના ચમત્કારથી પરબતશાહનો સાથી રાઈ સામે હસવું છોડી દઇ, તેનો વફાદાર નોકર થઈ રહે છે. તેમ અહીં પણ

૨ આ ત્રણ પાત્રો 'રાઈનો પર્વત'મા નીતિભાવના કેવી રીતે પ્રગટ કરી બતાવે છે તે માટે જુઓ 'વસન્ત' સવત ૧૯૭૮ (પુસ્તક ૨૦)નો માર્ગશીર્ષ (અક ૧૧) પૃ. ૪૧૭ અને પૌષ (અક ૧૨) પૃ. ૪૪૧ ઉપરનો શ્રી નરહરિભાઇનો લેખ.

૩ મે અહીં ભગવદ્ગીતાની પરિભાષા વાપરી છે પણ તેનો અર્થ એવો નથી કે સર રમણભાઈએ એ રીતે જ વિચાર કર્યો હશે એમણે કદાચ માર્ટિનોની માનવ વૃત્તિઓની નૈતિક વ્યવસ્થાને અનુકૂળ રીતે વિચાર કર્યો હશે. પણ બન્નેમા વિચારનું પ્રેરક આંતર શ્રદ્ધાબળ એક જ છે. ખરું તો કવિ આમ સ્ફુટ રીતે વિચાર પણ ન કરે. કવિના બુદ્ધિપરામર્શની ભૂમિકા નીચે રહીને તેના શ્રદ્ધામનો સ્વૈરપ્રવૃત્તિથી કાવ્યસૃષ્ટિને રચી આપે અને કવિ પોતે પણ માત્ર તે કાવ્યસૃષ્ટિને જ ઓળખે એમ પણ બને. આ વિચારો માત્ર આ પ્રસગને જ નહિ પણ આખા નાટકને અને બધા સાહિત્ય નિર્માણોને લાગુ પડે છે.

શીતલસિંહ તે પ્રસંગે રાઈને વફાદાર થવાનું કહે છે પણ તેમ થતું નથી. નાટકમાં શીતલસિંહ જેવી પામર વ્યક્તિ તો ચમત્કારને જ માને અને એ ચમત્કાર નીકળી જતાં, પર્વતરાયના ખૂનની શિક્ષાના ભયમાંથી મુક્ત થતાં, અને રાઈ પોતે રાજ્ય લેવાની ના પાડતાં, તે શીતલસિંહ જ રાજ્યમાં નીચમાં નીચ ખટપટ રાઈની વિરુદ્ધ કરે છે. જાલકાના હાથમાંથી છૂટીને તે હવે મંજરીનું સાધન બને છે. જાલકા અને શીતલસિંહ બન્ને પ્રથમ એક જ કાર્યમાં જોડાયાં હતાં પણ બન્નેનું માનસ કેવું ભિન્ન છે તે હવે જ સ્પષ્ટ થાય છે. જાલકાનું રજઃપ્રધાન માનસ, તાપમાં તવાતું તવાતું પોતાના જ બળથી સત્ત્વની ભૂમિકાએ આવે છે, પણ શીતલસિંહ તો વધારે વધારે અન્ધ તમમાં પ્રવેશ કરતો જાય છે. એ રીતે શીતલસિંહ નાટકમાં વૈવિધ્ય પૂરે છે,—પોતાના સ્વભાવથી અને પોતાદ્વારા થતી ખટપટથી.

જાલકાના હાથમાં તંત્ર હતું ત્યાં સુધી નાટકનું કાર્ય બધું એકધારું બરાબર વ્યવસ્થિત ચાલે છે. જાલકાએ ધારી રાખેલા ચીલાથી રેખામાત્ર પણ આઘુંપાછું જતું નથી. પણ તેના હાથમાંથી તંત્ર ખસતાં, ખરે જ અતંત્રતા થવાનો પ્રસંગ આવે છે. આ અતંત્રતામાંથી ફરી તંત્ર સ્થાપનાર વ્યક્તિ અથવા દંપતી તે કલ્યાણકામ અને સાવિત્રી છે. આ દંપતીનું ખરું કામ રાઈએ સાચી હકીકત કહી રાજ્ય છોડ્યા પછી જ શરૂ થાય છે. તે પહેલાંનું ૭ માસ દરમિયાનનું કારભારનું કામ કવિ કલ્યાણકામને સોંપે છે, પણ તે તો એ પાત્ર નાટકનું અંતિમ પરિણામ લાવવાને આવશ્યક બની ગયું છે, માટે સોંપે છે—પાત્ર છે માટે સોંપે છે. અંતના કામ માટે કલ્યાણકામની જરૂર ન હોત તો કારભારનું કામ ગમે તેને સોંપી શકાત. મૂળ વાર્તા એ જ રહી હોત તો પરબતશાહનો સાથી પણ એ કરી શકત, અથવા દૃષ્ટિ આગળ કશું પણ થયા વિના, સામાન્ય રીતે રાજ્યકારભાર ચાલતો હતો તેમ ચાલતો આવે છે એમ સામાજિક માની લઈ શકત. પણ જાલકાનું તંત્ર નિષ્ફળ જતાં ફરી તંત્ર લેનાર કોઈ જોઈએ તે માટે મુખ્યત્વે કલ્યાણકામ અને સાવિત્રી નિર્માયાં છે.

આ દંપતી નાટકનાં ગૌણ પાત્રો છે પણ તે માત્ર રાઈથી જ ગૌણ છે. નાટકના કાર્યની દૃષ્ટિએ એ જાલકા અને શીતલસિંહ જેટલાં જ મહત્ત્વનાં છે—એક દૃષ્ટિએ તેથી પણ વધારે મહત્ત્વનાં છે.

ખરી રીતે રાઈ જ્યાં સાચી હકીકત કહી દે છે ત્યાં જૂની વાર્તાનું વસ્તુ પૂરું થાય છે. તે પછીની કવિની સ્વતંત્ર કલ્પનાસૃષ્ટિ છે. આ બન્ને વસ્તુખંડોની વચ્ચે, રાજપાટ વગેરે સર્વસ્વના ત્યાગના પુરુષાર્થથી રાઈ સમસ્ત વસ્તુનો નાયક બને છે. આપણે જોઈ ગયા તેમ જૂની વાર્તાનું વસ્તુ પહોંચે છે ત્યાં સુધીના તંત્રની જાલકા અધિષ્ઠાતા છે. પણ કવિની સ્વતંત્ર સૃષ્ટિમાં તો કલ્યાણકામ અને સાવિત્રી જ અધિષ્ઠાતા છે. નાટકના પ્રયોજનની અંતિમ સિદ્ધિ આ દંપતી સાધે છે. અને ગૌણ હોવા છતાં કવિમાનસની ઉત્તમમાં ઉત્તમ સંપત્તિમાંથી તે નિર્માયેલાં છે. કવિએ પોતાના હૃદય અને બુદ્ધિના અનુભવનું પરિપક્વ ફળ આ પાત્રોમાં આપવા પ્રયત્ન કર્યો છે. માનવજીવનને લભ્ય સર્વ ઇષ્ટ અંશો કવિએ આ દંપતીમાં મૂક્યા છે. તેમનામાં વયનું ડહાપણ છે, પ્રૌઢતા છે, તે સાથે હૃદયનો રસ છે, જુવાનોના વિકારો ઉદારતાથી અને સમભાવથી સમજવાની અને કદર કરવાની શક્તિ છે, ઉચ્ચ નીતિની દૃષ્ટિ છે તે સાથે પ્રાકૃત લોકો તરફ પ્રેમ છે, ગંભીરતાથી કાર્યભાર વહવા સાથે હાસ્યથી તેનો બોજો હળવો કરવાની રસજ્ઞતા છે.

આ દંપતી એક બીજી રીતે પણ નાટકમાં ઉપકારક થાય છે. રાઈ પોતાના પુરુષાર્થથી ઊર્ધ્વ ગતિ કરનાર છે, જાલકા એક પતનમાંથી પશ્ચાત્તાપ દ્વારા ઊંચે ચઢનાર પાત્ર છે, તો આ પાત્રોની ગતિ બતાવવા ઉપર અને નીચે જુદા પ્રકારનાં પાત્રો મૂક્યાં. તેમાં ઉપરની ભૂમિકાએ સ્થિર રહેનાર કલ્યાણકામ અને સાવિત્રી છે—નાટકના આદિથી અંત સુધી એક સરખાં ધન્ય. નીચેની ભૂમિકાએ શીતલસિંહ અને મંજરી છે જેમને નાટકને અંતે કવિ સજા પણ કર્યા વિના છોડી દે છે. એ અધોગતિ કરનારાં પાત્રો છે. એક બીજી રીતે પણ આ યુગલ બીજાં યુગલોની પડછે રહી વિવિધતાથી વસ્તુનું વધારે સ્પષ્ટ દર્શન કરાવે છે. દુર્ગેશ અને કમલા ધૃષ્ટ પ્રેમવાળાં દંપતી છે, રાઈ અને વીણાવતી સાત્ત્વિક ભોળાં અણસમજુ મુગ્ધ છે, ત્યારે આ દંપતી પ્રેમના સરોવર જેવાં ગંભીર પ્રસન્ન જ્ઞાનસંપન્ન છે અને તે એમનાં લગ્ન કરાવી આપે છે.

દુર્ગેશ અને કમળા ગૌણ પાત્રો છે. છતાં નાટકના મુખ્ય પ્રયોજન-સાથે સીધાં સંકળાયેલાં છે. ભોળો, સાચકલો, લડાયક, સત્તાશોખી દુર્ગેશ રાઈનો વિશ્વાસુ મિત્ર થાય છે, રાઇની સૂચનાએ નગરચર્યા જોવા જાય છે. પંદર દિવસના રાઇના એકાન્ત પ્રેમ-સાહસમાં તેનો નર્મમિત્ર બને છે, રાઈની ગેરહાજરીમાં રાજ્યમાં તેનું હિત સાચવે છે, અને કમળા મંદવાડમાં જાલકાની સારવાર કરે છે. આ રીતે રાઇના મિત્રરૂપે કરવાનાં ઘણાં કાર્યો કરવાને કવિ ગૌણ, પણ અભિનવ પ્રેમને લીધે જરા ય ઓછાં જીવન્ત કે ઓછાં મોહક નહિ એવાં, આ ગૌણ પાત્રો યોજે છે.

સ્વાભાવિક રીતે જ, ગૌણ પાત્રોમાં વીણાવતી વિશે વિચારવાનું છેલ્લું આવે છે. વીણાવતી નાટકમાં ઠેઠ છઠ્ઠા અંકમાં દેખા દે છે તેથી, રાઈને રાજ્ય અપાવવાના મુખ્ય કાર્યમાં તે ખાસ ઉપકારક થતી નથી તેથી, કેટલાક ટીકાકારો આ પાત્રને અને છઠ્ઠા અંકને, વિધવાવિવાહ કરાવવા કવિએ વધારાનું ઉમેરેલું પાત્ર ગણે છે મને આ દૃષ્ટિ સાચી લાગતી નથી. અત્યાર સુધીની વસ્તુઘટના જો સાચી એટલે સ્વાભાવિક હોય તો મને વીણાવતીનું પાત્ર બીજાં પાત્રો જેટલું જ અને છે તેવું જ આવશ્યક લાગે છે.

આપણે પ્રથમ જોયું કે કવિનું આ નાટકનું મુખ્ય પ્રયોજન નીતિદ્વારા ઇશ્વરની શક્તિ બતાવવાનું છે. માણસને પોતાની કરણીનું ફળ મળી રહે છે એ પણ આ પ્રયોજનનો એક ભાગ છે તે આપણે જોયું. તે ભાગ કવિએ સર્વત્ર દૃષ્ટિ આગળ રાખેલો છે. રાઈ, ખરો હકદાર છતાં, માનવ નિર્બલતા જોતાં ક્ષન્તવ્ય એવી ભૂલથી, ખોટાં સાધનથી રાજ્ય મેળવવાના કાવત્રામાં ભળે છે, પણ ઉવટ ઘોર પાપના ડરથી અધવચથી પાછો ફરે છે, તો તેને પોતાના હકનું રાજ્ય મળી રહે છે. જાલકાનું સાધ્ય શુદ્ધ છે, પણ સાધન સંબંધી તેને સદાગ્રહ ન હોવાથી લગભગ સિદ્ધિએ આવેલાં તેનાં કાર્યો કથળી પડે છે, લીલાવતીના ડીપળની પણ તેણે દરકાર ન કરી તો લીલાવતીનો શાપ તેને ફળે છે; રાઈ રાજા થાય છે પણ જાલકા રાજમાતા થતી નથી, અને પર્વતરાયને પોતે મારી નથી, છતાં તેના મૃત્યુનો ગેરલાભ લેવા તેણે પ્રયત્ન કરેલો તેથી, પર્વતરાયના મૃત્યુના પાપથી ત્રાસીને મરે છે. પર્વતરાયે અધર્મથી બીજાનું રાજ્ય લીધું છે, તે મૂર્ખ અને વહેમી છે તો તે પોતાના વહેમનો જ ભોગ થઈ કમોતે મરે છે. ઈશ્વરે આપેલી બુદ્ધિનો ઉપયોગ ન કરવો તે પણ પાપ છે, અને બીજાં સર્વ પાપોથી કદાચ એ પાપ વહેલું ફળે છે. દુર્ગેશને પણ તેની ઉાકરમતનું નાનુંસનું ફળ મળી જાય છે અને તે સુધરે છે. કલ્યાણકામ અને સાવિત્રી આદિમાં જેવાં

શુદ્ધ અને પ્રતિષ્ઠિત છે તેવાં અંત સુધી રહે છે. શીતલસિંહ અને મંજરીને તેનાં કર્મ જ પૂરેપૂરી શિક્ષા રૂપ છે.

આ કર્મ ફળની વ્યવસ્થામાં લીલાવતીનો જુદો વિચાર કરી જોઈએ. લીલાવતી નાની વયની છે; તેણે શાં પાપ કર્યાં હશે તે આપણે જાણતા નથી, પણ પર્વતરાય જુવાન થવા જે ફાંફાં મારતો હતો તેમાં તે પણ કારણભૂત હતી એટલું તો સ્પષ્ટ સૂચન છે. તે પર્વતરાયના વહેમમાં અને કાર્યમાં ભાગીદાર છે, એટલે તેને પર્વતરાયના મૃત્યુના પરિણામનાં ભાગીદાર થવું પડે છે. તેને પર્વતરાય તરફ એકનિષ્ઠા હતી તો તેનું શીયળ સચવાય છે. છતાં એમ નથી લાગતું કે લીલાવતીને કર્મ કરતાં વધારે ખમવું પડ્યું છે? જાલકાના કાવત્રાની, તે પોતાના કશા પણ દોષ સિવાય ભોગ થઇ પડે છે. રાઈ ગમે તેટલો રાજ્યને લાયક હોય, અને તે લીલાવતીને ગમે તેટલા આદરથી અને રાજમાતાના માનથી રાખે છતાં તે ગાદીએ બેસે તે પરિણામમાં જાલકાની જ સિદ્ધિ છે. જે જાલકાના પ્રપંચમાં પર્વતરાય મરણ પામ્યો, અને જે જાલકાનાં કાવત્રામાં લીલાવતીનું શીયળ ભ્રષ્ટ થતું હતું, તે જાલકા મરી ગયા પછી પણ, ધારણા તો તેની જ પાર પડે છે. અને લીલાવતીએ લાચાર આંખે અનાથ દશામાં આ બધું જોવાનું! આ સ્થિતિમાંથી બચાવવા કવિ લીલાવતીનું આયુષ્ય નાટકના અંત પહેલાં સંકેલી આપે છે. અને મરતાં પહેલાં તેને એક સાંત્વન આપે છે. એ પોતે, ભલે ઓરમાન પણ, પોતાના સંતાન વીણાવતીના લગ્નને અનુમોદન આપે છે, અને રાઈની સાથે તેને ગાદીની ભાગિયણ બનાવે છે. આમાં જ ખરેખરૂં લીલાવતીનું ગ્લાન આપ્તી સંક્ષુબ્ધ સ્થિતિનું સમાધાન છે. જગતમાં માત્ર ન્યાય બસ નથી,–તે સાથે વૃત્તિનું સમાધાન પણ જોઇએ. પર્વતરાયના કમોતે મરણ થયા પછી જગદીપ પોતાના વંશના હકથી ગાદીએ બેસે તેમાં ભલે ન્યાય હોય પણ સમાધાન નથી. એ સમાધાન માટે કવિ વીણાવતીનું લગ્ન જગદીપ સાથે કરાવે છે. અને આ પરિણામ લીલાવતીના પક્ષે જેવું તેવું નથી. પર્વતરાય પોતે પણ પોતાની દીકરીને ગાદીની ભાગિયણ બનાવવા કરતાં વધારે સારી વ્યવસ્થા ન કરી શક્યો હોત. રાજાઓ સમાધાનમાં ઘણીવાર પુત્રપુત્રીનો લગ્ન સંબંધ કરતા. તે કરતાં આ વિશેષ સંતોષપ્રદ છે કારણ કે રાઈ અને વીણાવતીનો પ્રેમ સાચો અને સ્વયંભૂ છે. ઇંગ્લંડની ગાદીએ 'લાલ ગુલાબ' અને 'સફેદ ગુલાબ'નાં રાજકુલોનાં સંતાનો લગ્નથી જોડાઈ ગાદીએ બેસતાં તેમનું વૈર શમ્યું, તેવું પરિણામ અહીં પણ ઇષ્ટ છે.

એક બીજી રીતે પણ વિચારીએ. રાઈ મૂળ વાતોમાં પર્વતરાયના જનાનાનો સ્વામી બને છે. એ પરિણામ તો ઇષ્ટ નથી. પણ રાઇનું લગ્ન કંઈ કવિને અનિષ્ટ નથી, બલકે અવિવાહિત રાઈ ગાદીએ બેસવાથી નાટકની આકાંક્ષા કંઇક અધૂરી રહી જાય છે. કવિને બતાવવું છે કે સાંઇ પોતાના ખરા બંદાને સર્વ પ્રકારે સુખ આપે છે. કવિની દૃષ્ટિએ પ્રેમલગ્ન રાજ્યપ્રાપ્તિ કરતાં પણ માનવ જીવનની અપૂર્ણતા પૂરી કરવાને વધારે આવશ્યક છે. તો નીતિની ભારેમાં ભારે કસોટીમાંથી પસાર થયેલ રાઈ છેવટ અવિવાહિત શા માટે રહે?

અને આ છઠ્ઠો અંક રાઇના પ્રેમપ્રસંગનો ન હોત, તો એ પંદર દિવસ તે બીજું શું કરત? નાટકનો શક્તિશાલી રસજ્ઞ નાયક એટલા દિવસ માત્ર નદી કિનારે બેસી રહેત?

અને જો રાઇનું લગ્ન વીણાવતી સાથે કરાવવાનું આપણે ઉચિત માનીએ તો તેને વિધવા કલ્પી છે તે જરા પણ અનુચિત નથી.–અલબત કવિને વિધવાવિવાહનો બાધ નથી માટે. એક બાબત નિયત થઈ ગઇ છે કે રાઈને રાજા તરીકે લીલાવતીને રણવાસમાં મળવાનો પ્રસંગ આવ્યો ત્યાંસુધી તેણે કોઈ સ્ત્રીનો પ્રેમ સંપાદન ન કર્યો હોવો જોઇએ. કારણકે એ પ્રસંગ પહેલાં રાઈ કોઈ સ્ત્રી સાથે પ્રેમબદ્ધ થઈ ગયો હોય તો સ્વાભાવિક

રીતે જ લીલાવતીનું આકર્ષણ તેને ઓછું થાય. લીલાવતીના પ્રસંગની કસોટી આકરી એટલા માટે છે કે લીલાવતી સ્વરૂપવાન છે, તે રાઈને પોતાનો પતિ માને છે, રાઈને કોઈ પણ યુવાન સ્ત્રીનો આ પહેલો પ્રસંગ છે, છતાં તે વિકારથી ઊર્ધ્વ રહી શકે છે. આ ઉપરથી ફલિત થાય છે કે વીણાવતી અને રાઈને, રાઈ સવારીએ ચઢે ત્યાં સુધી એક બીજાનાં અનભિજ્ઞ રાખવાં જોઈએ. તે પછી તો બીજે જ દિવસે રાઈ પંદર દિવસ નગરી છોડી બહાર નીકળે છે એટલે એ દિવસોમાં જ બન્નેનું મિલન શક્ય છે. વળી એ મિલન વખતે વીણાવતીને પર્વતરાયના મૃત્યુની ખબર ન પડી હોવી જોઈએ, કારણકે પિતાના સોગમાં પડેલી કુંવરી માટે પ્રેમપ્રસંગ અનુચિત ગણાય. પ્રેમ થઈ ગયા પછી રાઈ પર્વતરાયના મૃત્યુની વાત ખુલ્લી કરે છે તે તો રાઈને માટે વધારે આદર કરાવી પ્રેમને દૃઢતર કરે છે, અને વીણાવતી હવે લગ્ન બાબતમાં તેથી પોતાને સ્વતંત્ર સમજી શકે છે. ત્યારે વીણાવતીની આવી અવસ્થા કઈ રીતે શક્ય—એટલે કે, વીણાવતીને આ પંદર દિવસ પહેલાં રાઈને મળવાનો પ્રસંગ જ ન આવે અને રાઈને પહેલી વાર મળતી વખતે તે પર્વતરાયના તાજા ફેલાયેલા મૃત્યુ સમાચારથી અજાણી હોય—એમ બને? વીણાવતી શહેરથી દૂર એકાન્તવાસમાં હોય તો જ. અને વિધવા દીકરીનું શીયળ સાચવવા તેને એકાન્તવાસમાં રાખે એ ઘટના આપણા સમાજમાં અશક્ય કે અતર્ક્ય નથી અને પર્વતરાય તેવું કરે એવો જ છે. પોતે એક તરફ જુવાન થવા પ્રયત્ન કરે અને બીજી તરફ જુવાન દિકરીને અપરિણીત રાખવા એકાન્તવાસ આપે એ આપણા સંસારની વિષમતા તેથી બરાબર સમજાય છે. પર્વતરાયનો વહેમી રૂઢિજડ જુલમી સ્વભાવ તેથી બરાબર વ્યક્ત થાય છે. યોગ્ય વિવાહની ખાતર રાઈ રાજ્ય ખોવા તૈયાર થાય છે તે રાઈની એક નવી ઊર્જસ્વલતા આપણે જોઈએ છીએ. અલબત, કવિ આ પ્રસંગે વિધવાવિવાહ સાધી લે છે એ ખરૂં, વિધવાવિવાહ કરવાને માટે જ તેમણે આ પ્રસંગ યોજ્યો હોય એમ માનીએ, તોપણ આ પ્રસંગ કોઈ પણ રીતે નાટકની યોજનાથી વિસંવાદી તો નથી જ એટલું કબુલ કરવું પડશે.

એટલું જ નહિ, વિધવાવિવાહનો પ્રશ્ન પણ નાટકમા સુસંગત છે. આપણે જોયું છે કે નાટકનો મૂળ બીજનિક્ષેપ સ્ત્રીની પ્રતિષ્ઠાની ભાવનાથી થાય છે. મૂળ વાર્તામાં સ્ત્રી એક ભોગનું સાધન માત્ર ગણાય છે, તેથી થયો છે. નીતિની દૃષ્ટિએ સ્ત્રીનું સન્માન થવું જોઈએ એવા પ્રયોજન વાળા નાટકમા વિધવાવિવાહ માનનાર કવિને માટે વિધવાવિવાહની ઘટના આવશ્યક છે. નાટકમાં ન્યાયની કચેરીના દૃશ્યમાં, અને વંજુલની હાસ્યની ઉક્તિઓમાં સર્વત્ર નારીપ્રતિષ્ઠા જ રમતું દૃષ્ટિબિન્દુ છે.

આ રીતે પ્રથમ જાલકા, સામતસિંહ, પર્વતરાય, લીલાવતી, કલ્યાણકામ, સાવિત્રી, દુર્ગેશ, કમલા, વીણાવતી એ પાત્રો રાઈને મધ્યમાં રાખી તેને સ્પર્શ કરતાં તેની આસપાસ વર્તુલમા ગોઠવાય છે, અને રાઈદ્વારા સિદ્ધ થતા નાટકના મહાન પ્રયોજનના જુદા જુદા અંશો પ્રગટ કરી બતાવે છે. પુષ્પસેન, વંજુલ, મંજરી, લેખા એ આ વર્તુલની બહાર વધારે ઝાંખું વર્તુલ કરે છે અને ગૌણતર પાત્રો છે. તે સિવાય નામનિર્દેશ વિનાનાં પાત્રો કેવળ સામાન્ય રૂપમા જ આવે છે અને ગૌણતમ છે. દરેક પાત્ર ઉપરના ક્રમે જ પોતાની વિશિષ્ટતા, પોતાનો રંગ, પ્રગટ કરે છે અને સમસ્ત ગૂંથણી એક બીજા રંગને ઉપકારક હોઈ આખી સુંદર કલાકૃતિ દોરી આપે છે. નાટકના પ્રયોજનની પણ પ્રધાન અને ગૌણભાવે સુયોગ્ય વ્યવસ્થા તેમા થાય છે.

રામનારાયણ વિ. પાઠક

[ અપૂર્ણ ]

# કવિ મૂળશંકર મૂલાણી

'... દૃષ્ય નાટકોની અધમતા પર ટીકા કરવી એ એક વાત છે અને રંગભૂમિને સંસ્કારવા નવાં ને વળી સફળ નાટકો નિયોજવાં એ જુદીજ વાત છે. આપણા સાક્ષરો ટીકા કરે છે, પણ Stage craft નો શાસ્ત્રીય વિચાર ગ્રહી ખરી સંસ્કારણા કરવાની કશીએ શક્તિ નથી દાખવી શકતા. × ×, × × પણ ગુજરાતી રંગભૂમિનું સારું સંસ્કરણ તો એક નિરાડમ્બરી ને અબોલ સાહિત્ય સેવકના હાથે કયારનું રચાઈ રહ્યું હતું. એ સંસ્કરણના વિધાતા કવિ મૂળશંકર હરિનંદ મૂલાણી છે. રંગભૂમિનું સક્રિય ઉત્થાન લાવવામાં એમના જેટલો હિસ્સો હજુ સુધી કોઇએ નથી આપ્યો. એમની પ્રતિભાવતી કલમમાંથી કંઈ નહિ તો ૨૫-૩૦ સરસ નાટકો ગુજરાતને આંગણે ટપકયા છે. પણ આજ દિન સુધી ચાલી આવેલી એ અભંગ નાટકમાલાના ય કેટલાક પારસમણી જેવા મણકા તો યુગો સુધી ચિરંજીવ રહે તેવા છે.'...

["રંગભૂમિના ઉદ્ધારક: કવિ મૂળશંકર હરિનંદ મૂલાણી."
સૌરાષ્ટ્રમિત્ર, પુસ્તક ૧, અંક ૪૨, પા. ૭૨.]

શેક્સપીઅર કે મોલીયેર, બર્નાર્ડ શૉ કે ગાલ્સવર્ધી કે મૅટરલીંકનાં નાટકોને વાંચીને આપણે એની શક્તિની તુલના કરીએ છીએ અને એમાંથી અવતરણો કરી આનંદ પામીએ છીએ. બંગ નાટકકાર દ્વિજેન્દ્રલાલ રૉયનાં નાટકો છપાયાં અને તેના ગુજરાતી અનુવાદો પણ થયા, આપણે એ વાંચી એની રસજ્ઞતાનો સ્વાદ લઇએ છીએ અને એને સમર્થ નાટકકાર તરીકે અભિવાદીએ છીએ. મરાઠી નાટકકાર ખાડીલકર અને ગડકરીનાં નાટકો આપણે વાંચીએ છીએ અને જોઇએ છીએ અને પછી માની લઇએ છીએ કે મરાઠી રંગભૂમિ ગુજરાતી રંગભૂમિ કરતાં ઘણી ચઢીયાતી છે. ગુજરાતી નાટકોમાં વાંચન માટે જે નાટકો લભ્ય છે તે કાંતો ભજવાયાંજ નથી અને ભજવાયાં છે તો સાહિત્ય-કૃતિ તરીકે આદર પામી શક્યાં નથી. વળી સાક્ષર વર્ગમાંથી ભાગ્યે જ કોઈ નાટકો જોઇને તેની તુલના કરવાની તસ્દી લે છે અને કદાચ કોઇ વખત જોવાનો પ્રયત્ન કરે છે તો કોઈ એવી કૃતિમાં ભરાઇ પડે છે કે આધુનિક ગુર્જર રંગભૂમિની અવદશા ઉપર આંસુ પાડવાની એને ઇચ્છા થઇ આવે તેમાં નવાઈ નહિ.

આ સ્થિતિ નાટક કંપનીના માલેકોની સંકુચિત દૃષ્ટિને આભારી છે. નાટકો છપાય તો પ્રજા તેને વાંચીને જ સંતોષ માની લે અને જોવા આવનાર વર્ગ ઓછો થાય એ ભયથી એ શેઠો ગુજરાતી નાટકો છપાવા દેતા નથી. આથી ગુર્જર નાટ્ય સાહિત્ય એટલું ઉણું રહ્યું છે કે આપણી એ સહજ તૃષા છીપાવવાને ખાતર સંસ્કૃત કે અંગ્રેજી કે ફ્રેંચ ઇત્યાદિ ભાષામાંથી સમર્થ અનુવાદ કરનારને પણ આપણે સાક્ષર તરીકે વધાવી લઇએ છીએ. પણ પુરાણાં કે પરાયાં જીવનને ઉલ્લેખતાં એ નાટકોથી આપણી રસવૃત્તિને પૂરતી તૃપ્તિ તો ક્યાંથી જ થાય? એટલે વળી પાછા આપણે બૂમ પાડી ઉઠીએ છીએ કે દૃષ્ય નાટકનું સાહિત્ય

સરજાવો. દૃશ્ય નાટકના સાહિત્યની ભૂખ ભાગવા ઇચ્છનારને અમે એટલું જ કહેશું કે કવિ મૂળશંકરના નાટકો જુઓ જ્યા સુધી એ છપાયા નથી ત્યા સુધી એ જુઓ અને મનન કરો, અને પછી કહો કે બીજી કોઇ પણ ભાષાના નાટ્ય સાહિત્ય સાથે સરખાવાય તેવું નાટ્ય સાહિત્ય ગુજરાતી ભાષામાં પણ છે કે નહિ. ઉર્દુના પ્રખ્યાત લેખક મુન્શી આગાહશ્ર, અને મરાઠી નાટકકાર શ્રીયુત ખાડીલકરે એ નાટકો કેટલીવાર જોયેલા અને તેનું મનન કરેલું તે પૂછી જુઓ અને કવિ મૂળશંકરની કૃતિની છાયાથી કેટલી નાટક કૃતિઓ સમૃદ્ધ થઇ છે તેનો વિચાર કરો

ગુર્જર રંગભૂમિ પર કવિ મૂળશંકરનો ઉદય થયો ત્યારે ગુજરાતી નાટકોની સ્થિતિ વિચિત્ર હતી. એ વખતની કંપનીઓમાં મોરબી કંપની મુખ્ય હતી. ગુજરાતી ભાષણો-હિંદી ગાયનો-અને દક્ષણી પહેરવેશ વાળા સ્ત્રી પાત્રોથી એ નાટકો ભજવતી ગુજરાતી નાટકોમાં શુદ્ધ ગુજરાતી ભાષા-આચાર વિચાર-બધુ ગુજરાતી જીવનમાથી ઉતારવાનો પ્રયત્ન કરી નાટ્ય સાહિત્યની પ્રથમ દિશા બતાવવાનુ કામ કવિ મૂળશંકરે કર્યું. તેમ જ અર્વાચીન દૃશ્યોની મદદથી-ગુર્જર રંગભૂમિને સમૃદ્ધ કરવાની કળા પણ એમના પ્રથમના કુંદબાળા-મૂળરાજ-વગેરે નાટકોથી શરૂ થઈ

કવિનો પ્રથમ પ્રયત્ન-રાજબીજ-વિ. સ ૧૯૪૯-૫૦ ની સગભગ લખાયો તેમા પણ ભાષાની શુદ્ધિ-તેના સમકાલીન પ્રયોગોની ભાષાની તુલનામાં ધ્યાન ખેંચે તેવી છે. હૃદયના ભાવોને વ્યક્ત કરવાનો કંઇક પ્રયાસ એ સૌથી પહેલી કૃતિમા પણ દેખાય છે. "કુંદબાળા" મા અંગ્રેજી હકૂમતના સ્પર્શવાળા સમાજનું સ્વાભાવિક જીવનચિત્ર આલેખવાનો પ્રયાસ છે. "મૂળરાજ" મા "રાઠી" નામની ભક્ત રાજકન્યાના ચિત્રથી પાત્રાલેખન અને પાત્રનો ચારિત્ર્યવિકાસ (character development)-બતાવવાનો પ્રથમ પ્રયાસ છે. એ પ્રયાસ "જયરાજ" મા ભલા-બૂરાના સ્વભાવ વિરોધ-(contrast of characters) બતાવવામા વિશેષ ફળીભૂત થયેલો દેખાય છે. આ પ્રથમના નાટકોમાં તેના સમકાલીન નાટકકારો-શ્રીયુત વાઘજી આશારામ ઓઝા અને શ્રીયુત ડાહ્યાભાઇ ધોળશાજીની જેમ સાદી વાર્તાનો રસ જમાવવાનો પ્રયત્ન વિશેષ દેખાય છે. છતા સમર્થ નાટ્યશક્તિનાં બીજરૂપી કેટલાક પ્રવેશો લખાયા છે.

પણ સરળ સાદી વાર્તાના કથન કરતા વસ્તુવિકાસ અને પાત્રવિકાસ (development of plot and character) તરફ કવિ મૂળશંકરનું લક્ષ ઘણું જલદી જ દોરાયુ આનું એક કારણ કવિની અભ્યાસવૃત્તિ, સંસ્કૃત નાટકો અને શેક્સપીયરની કૃતિનું અભ્યાસ પૂર્વક મનન કરવાની ટેવ-એ પણ ખરૂં આ અભ્યાસને લીધે જેમ એમની સર્જકશક્તિ, વસ્તુ વિકાસ અને સ્વભાવવૈચિત્ર્ય આલેખવાની શક્તિ, તેમ જ ભાષાસામર્થ્ય પણ ઉત્તરોત્તર વૃદ્ધિગત થતા ગયા

"બારીસ્ટર" મા આ બધી શક્તિનો આપણને પ્રથમ સાક્ષાત્કાર થાય છે કરુણરસમા લખાયેલા પ્રવેશોમા એ વૃદ્ધિગત થતી દેખાય છે અને "અજબ કુમારી" મા તો ઘણી આગળ વધેલી દેખાય છે. એ નાટકમા તો ઉચ્ચ કોટિનું નાટ્ય સાહિત્ય સરજાવવાની તીવ્ર ઇચ્છા સ્પષ્ટ થાય છે, અને રંગભૂમિના ઉદ્ધારના એ પ્રબળ પ્રયત્નમા સમાજના અનાદરથી એ પાછો પડે છે.

રંગભૂમિનો ઉદ્ધાર લોકવૃત્તિને સાથે લઇને જ થઇ શકે તેમ છે, એ વાત ભુલવાની નથી પણ જ્યારે સામાન્ય લેખક લોકરુચિ ને પ્રધાન ગણીને તેને અનુકૂળ થવા પ્રયત્ન કરે છે, અરે કેટલીક વાર તો એને આકર્ષવાના પ્રયત્નમા અધમતાને માર્ગે ખેંચી જાય છે (catering to the low taste in Society) ત્યારે કવિ મૂળશંકરે, લોકરુચિને કેળવી ક્રમશઃ ઉન્નત બનાવવાનો જ સતત પ્રયત્ન કરેલો છે આ પ્રયત્નમા અનેક સયોગોને લઇને અને બધનોને લઇને એમને એમની એ ઇચ્છાને અકુશમા રાખીને કામ લેવુ પડયુ છે.

"અજબકુમારી," "વીરમંડળ," "વિક્રમચરિત્ર," "સૌભાગ્યસુંદરી" (રૂપ ટકા) "જુગલજુગારી," "કામનતા" "નદબત્રીસી" (?), અને "કૃષ્ણચરિત્ર" ને આપણે કવિના મધ્ય કાળના નાટકોમા ગણીશુ આ બધામા લોકરુચિને સાથે રાખવાના પ્રયત્નમા માત્ર સરળ અને આકર્ષક વસ્તુની યોજના—એ જ છે જ્યારે સાહિત્યની સેવા રૂપે વસ્તુવિકાસ, પાત્રવૈવિધ્ય, સ્વભાવવિકાસ, સ્વભાવવૈચિત્ર્ય આદિ કલાની યોજના સાથે ઉચ્ચ આદર્શો, ઉચ્ચ વિચારો, રસિક તર્કવાદો, ઉચ્ચ અને બળવાળી ભાષા અને કાવ્યમય સાહિત્યનો ઉપયોગ ઉત્તરોત્તર વ્હેકતો દેખાઈ આવે છે આમાનુ એક એક નાટક અલગ સમાલોચનાને પાત્ર છે અને એક એક નાટક કોઇ પણ લેખકને સાક્ષરોની પક્તિમા મૂકવાને સમર્થ છે યુરોપીઅન સાહિત્યમા આટલી સેવા કરનાર ઘેર ઘેર પૂજાયો હોત પણ આપણી ઉપેક્ષાવૃત્તિને લઇને કવિ મૂળશકરને આપણે હજી ઓળખેલ પણ નથી.

"કૃષ્ણચરિત્ર" સુધીમાં કવિની નાટ્યસાહિત્યસેવાના બે દસકા વીતી ગયા હતા. એમની ઉત્તરોત્તર ખીલતી શક્તિઓનો મધ્યકાળ પસાર થઇ પૂર્ણ વિકાસની સ્થિતિને પામી ચુકયો હતો. દરમિયાન એમના જીવનનો પણ વિકાસ થયેલો હતો. નાટકી વાતાવરણનો સ્પર્શ પણ ન થતાં એમનું જીવન ક્રમશ યોગાભ્યાસ અને તત્ત્વચિંતન તરફ વળ્યું હતું ઉપરાંત, અથાગ વાચનને પરિણામે વિચાર અને તર્કસમૃદ્ધિ પણ વધી હતી એટલે એ પછીના પકવકાળનાં નાટકો સામાન્ય વાર્તા કે હૃદય ભાવનાના ચિત્રો કરતાં વિચાર-સમૃદ્ધિથી વિશેષ ભરેલા દેખાય છે. પણ એ વિચારસમૃદ્ધિ પણ અરુચિ ન થાય તેમ રજુ કરવામાં અને ભાવનાચિત્રો સાથે ગૂથી લેવામાં કવિનુ દૃષ્ટ નાટકકાર તરીકેનુ સિદ્ધ સામર્થ્ય દેખાય છે એ પકવકાળની કૃતિઓમા "દેવકન્યા", "ચૈતન્ય કુમાર" "વસંત-પ્રભા", "પ્રતાપ-લક્ષ્મી", "સંગતનાં ફળ", "ઉર્વશી", "ભાગ્યોદય", "એકજ ભૂલ", "પોરસ અને સીકંદર", "કોકિલા", "ધર્મવીર", "કલ્યાણરાય", "રત્નાવળી" અને "વિક્રમ અને શનિ" (૧૯૨૫ મા) લખાયા છે

આ બધા નાટકો ઉપરાત અનેક નાટકોમા એમના થોડા ઘણા પ્રવેશો અને ગાયનો મુકાયેલાં છે ઘણી વાર એવા નાટકોનું વસ્તુ (Plot) મા બળ કે રસ લાવવાને ખાતર એમણે નવાં જ પાત્રો ઉમેરેલા છે અને કેટલીક વાર પ્રસગ વૈવિધ્ય યોજીને એમણે રસ ઉપજાવ્યો છે કેટલીક વાર આવી યોજનાથી વસ્તુ સકલનાને સુસંબદ્ધ કરી દીધી છે પારસમણીના સ્પર્શની જેમ એમની પ્રભાવશાળી કલમે કેટલીક વાર નાટકોનું રૂપ જ બદલી નાખ્યું છે આ જાતનો પ્રયોગ પાછળના કાળમા એમણે "સૂર્ય કુમારી" અને "છત્રસાલ" મા ઘણી સફળતાથી કરી બતાવ્યો છે.

આ તો એમની નાટ્ય સેવાની આછી રૂપરેખા થઇ. હવે આપણે એમનાં નાટકોનાં વિશિષ્ટ લક્ષણો કંઇક દૃષ્ટાંતો દ્વારા તપાસીએ.

## ૧. વસ્તુ સંકલના.

એમનું કોઈ પણ નાટક લ્યો. વસ્તુ ગમે તે જાતનું હોય, સરળ હોય કે અટપટું હોય, પણ પ્રવેશોની ક્રમવાર ગુંથણી એવી ખુબીથી કરવામાં આવે છે કે વસ્તુનો સ્વાભાવિક વિકાસ જ પ્રેક્ષક સામે રજુ થાય છે. વાત જેમ આગળ વધે છે તેમ વધારે રસ પકડતી જાય છે અને ત્રીજા અંકમાં એની પરાકોટિ ( climax ) આવે છે. ગમે તેવા આકર્ષક પણ અસંબદ્ધ ટુકડાઓથી સીવેલા ચંદરવા જેવી નહિ પણ બહુ જ સફાઇથી વણેલા ધૂપછાયનાં કાપડ જેવી એમની વસ્તુસંકલના છે, ચળકતા રંગોના લપેડાથી ચીતરેલા ચિત્રામણ જેવું નહિ પણ કુશળ ચિત્રકારની કુમાસવાળી પીંછીથી સૂક્ષ્મ ( delicate ) રંગોની આર્દ્રવભરી મેળવણીથી રંગાયેલું એમનું સંસારચિત્ર છે. બીજા કેટલાક નાટકકારોની જેમ વાર્તા બધી પહેલા કે બીજા અંકમાજ ખતમ થઈ જાય અને ત્રીજો અંક પછી પરાણે ઘસડીને પૂરો કરવો પડે, એ સ્થિતિ કવિ મૂળશંકરે કયારે ય નથી થવા દીધી. તેનું કારણ એ કે વસ્તુસંકલના કરવામાં કવિ પૂરતો વખત લે છે. વિચાર પૂર્વક વસ્તુની વ્હેંચણી અંકવાર અને પ્રવેશવાર કરી રસ ધીમે ધીમે જમાવે છે. તેમ જ વસ્તુ વિકાસ સાથે પાત્રોનો સ્વભાવ વિકાસ થતો જાય એનું ખાસ ધ્યાન રાખે છે. ગૌણ પાત્રો અને પ્રવેશો મૂળ વસ્તુને પોષક જ યોજે છે–ગમે તે વાતનું ગમે ત્યા ચોકઠું બેસાડી દેતા નથી. વસ્તુની ખીલવણી માટે ઘણી વાર તેઓ ખાસ પાત્રોની ઉમેરણી કરે છે. આવાં પોષક પાત્રોની ઉમેરણી એ કવિ મૂળશંકરના નાટકોનું એક ખાસ લક્ષણ છે.

'અજબકુમારી', 'જુગલજુગારી', 'કૃષ્ણચરિત્ર', 'દેવકન્યા', 'એકજ ભૂલ' એ એમની વસ્તુવિકાસની શક્તિના ઉત્તમ દૃષ્ટાંતો છે. 'વિક્રમચરિત્ર', 'સૌભાગ્યસુંદરી' એ એમની સંકલન શક્તિના સુંદર નમુનાઓ છે. જેણે જેણે આ પ્રયોગો જોયા છે તે મુગ્ધ થયા વિના રહ્યા નથી.

અજબકુમારીનો પ્રયોગ જોયા પછી સદ્‌ગત સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇએ એ નાટક વાચવા માગ્યું–અને વાચીને લખ્યું કે—

"આપણા નાટકકારો અનેક પ્રસંગો ભરેલી લોક યાત્રા આલેખે છે પણ વિચાર તથા સ્વભાવના રંગ એકના એકજ રાખે છે. સ્વભાવવિકાસના તારતમ્ય ઉપર દૃષ્ટિ ન રહેવાથી આ દોષ આવે છે. અજબકુમારીના નાટકમા આ બે મ્હોટા દોષમાથી મુક્ત થવાનો પ્રયાસ સારો કરેલો છે. સ્વભાવવૈચિત્ર્ય સ્થળે સ્થળે અંકુરિત થાય છે. સ્વભાવવિકાસના દૃષ્ટાંતમાં ધારાશાહી અને અલખ મુખ્ય છે અને જનસ્વભાવના અવલોકનમા તેમ ઉચ્ચ આદર્શમાં કર્તાએ અભિરુચિ રાખીને ગ્રંથ લખેલો છે."

"કૃષ્ણચરિત્ર" નો પ્રયોગ જોતાં સ્વ. સાક્ષર શ્રી રમણભાઇને જે અસર થયેલી તે અમદાવાદના તા. ૧૨ એપ્રીલ સન ૧૯૦૬ ના "હિતેચ્છુ" પત્રમાં "વિવેચક" ના નામથી આપેલ અને તેજ રીવ્યુ મુબઇના 'સાંજ વર્તમાન' ના ૧૯૦૬ ના તા. ૧૪ મી એપ્રીલના અંકમાં છપાયેલ છે, તેમાથી કઇંક આપશું—

"કૃષ્ણ અને ગોપીઓના સબંધની બાલ્યવનની કથા પ્રકટ કરતાં અનીતિનું દર્શન થવાનો અને શૃંગારમાથી અશ્લીલતામાં સંક્રાન્તિ થવાનો ભય રહે છે. પરંતુ આ નાટકમા એ બહુ મુશ્કેલીઓ

બહુ કુશળતાથી દૂર કરવામાં આવી છે. આખી કૃતિમાં કોઈપણ પ્રસંગે અવિનય કે અમર્યાદા જોવામાં આવતી નથી. નાટકોની હાલ સામાન્ય સ્થિતિ જોતાં આ સિદ્ધિ માટે આ કંપનીને ધન્યવાદ ઘટે છે. ગોપીઓમાંની મુખ્ય રાધા તે ભક્તિનું સ્વરૂપ છે એમ નાટકના અન્ત્ય ભાગમાં પ્રકટ કર્યું છે અને રાધાનું એ સ્વરૂપ પ્રેમમાંથી ધીમે ધીમે ઉલ્લાસ પામતું બહુ કૌશળથી દર્શાવવામાં આવ્યું છે."

એટલું જ નહિ—પણ એ રાધાના પાત્રથી આખા નાટકની સળંગસૂત્ર ગૂંથણી જે કુશળતાથી કરેલી છે તે ખરેખર પ્રશંસનીય છે. કૃષ્ણનું ચરિત્ર તો સાગર જેટલું વિશાળ છે. પણ તેમાંથી રત્નો જેવા પ્રસંગો જ લઇ તેનો સળંગ હાર ગૂંથી પ્રજા સમક્ષ ધરવામાં કવિએ પોતાની સંકલન શક્તિનો પરિચય કરાવ્યો છે. એ કૃષ્ણ ચરિત્રે નાટકોની એક નવી દિશા જ ઉઘાડી. "કૃષ્ણચરિત્ર" ભજવાયા પછી "કૃષ્ણ" રંગભૂમિ ઉપર ઠેર ઠેર દેખાવા લાગ્યા. 'નરસિંહ મ્હેતો' 'કૃષ્ણ સુદામો' 'ભક્તરાજ અંબરીષ' 'કંસવધ' "સૂરદાસ" "દ્રૌપદી" અને એવાં અનેક "ભક્તિ" રસનાં નાટકોનો દસકો કૃષ્ણચરિત્રથી મંડાયો અને કૃષ્ણચરિત્રમાં આલેખાયલા કૃષ્ણના ચરિત્રની છાયાથી વિભૂષિત થયો. ખરે-કૃષ્ણનું ચરિત્ર એટલું લોકપ્રિય થઇ પડ્યું કે જ્યાં ત્યાં નાટકને નીરસતાના દોષમાંથી બચાવવામાં એનો ઉપયોગ થવા માંડ્યો. પણ અહીં ખાસ લક્ષમા રાખવાનું એ છે કે કવિ મૂળશંકરે તે પછી લખેલાં કોઈ પણ નાટકમાં રસપૂર્તિને માટે "કૃષ્ણ" નો આશરો લીધો નથી. એમની રસ ઝરતી કલમમાંથી દરેક પ્રયોગ માટે નવા ને નવા જ રસના પ્રસંગો નીકળ્યા છે. તેમના નાટકનાં અનુકરણો બીજાઓએ કર્યા છે પણ તેમણે પોતે કદી પોતાની સફળ કૃતિનું પણ અનુકરણ કર્યું જ નથી. તેઓ તો પોતાના માર્ગે આગળ ચાલતા જ રહ્યા છે. **क्षणे क्षणे यन्नवतामुपैति तदेयरूपं रमणीयतायाः** । એ સૂત્રને એ કદી ભૂલેલ નથી.

વસ્તુસંકલના સાથે જ આપણે એનાં વસ્તુવૈવિધ્યનો પણ વિચાર કરીએ. વસ્તુ (plot)માં વિષયની વિવિધતા લાવવા જતાં દક્ષ નાટકકાર તરીકે એ એક વાત કદી ભૂલેલ નથીઃ તે નાટક ભજવનાર નટોની પાત્રતા. નાટક લખનાર કવિ છે. પણ તેને જનતા સમક્ષ રજૂ કરનાર તો નટ છે. પછી જેવી તે નટની પાત્રતા તેવી જ ભૂમિકાનું પાત્ર તે ભજવી શકવાનો. આદર્શ નટ માટેની કવિની ભાવના તેમણે 'કામલતા' માં બહુ સબળ રીતે પ્રદર્શિત કરી છેઃ—

(રાજાને આનંદ આપવા રાણીએ નાચનારીઓ પાસે વિક્રમોર્વશીય નાટક તૈયાર કરાવ્યું છે-તે પ્રસંગ છે.)

રાજા—શીત્ શીત્ શીત્, ચુપ ચુપ, કેવી દશા! અરે ઓ પ્રેમી હું એમ પૂછું છું કે તું જે ભાગ ભજવે છે તેની છાપ તારા પોતાના મન ઉપર પડે છે કે? પ્રેમના આવેશમાં તારી નસોમાં લોહી વેગથી દોડે છે કે? વ્હાલી સાંભળતાં જ તને રોમાંચ થાય છે? ભયથી અંગ ખરેખર ધ્રુજે છે? (પુરૂરવ શરમથી નીચું જુવે છે) ઉર્વશી, પ્રેમની પુતળી, તું કહે, તેને એમાંનું કાંઈ થાય છે? (તે પણ નીચું જુવે છે)

રાણી—મહારાજ, એની જરૂર શી? જોનાર તો ઉપરનું જુએ છે અને તેને અસર થાય છે.

રાજા—વિચારના તરંગપર નાચનારી નહિ પણ હૃદયના રસથી પોષાયલી કળા જ પૂર્ણ બને છે. ભજવનાર કોણ છે, ભજવનાર નટના ધર્મ શા છે તે જાણે છે? તે કુદરતનો વકીલ છે. કુદરતના રૂપા લોકોને ખુલ્લાં કરી બતાવી, જોનારના અંતરના ભાવોને ઉત્તેજિત કરી, તેમને ઊંચા માર્ગ

સુધી લખાયા વિનાનો પડી રહે છે, તે પછી એક દિવસ એકદમ આવેશમા લખાઇ જાય છે. પણ આ પ્રેરણા માટે આંતરિક સ્ફુરણ સિવાય બીજી કોઈ પણ ઉત્તેજક વસ્તુની એમને કદી પણ જરૂર પડી નથી, અને નાટકના લેખક માટે આ વાત નોંધવા જેવી છે—જો કે આપણામા તો સાહિત્યકારોએ પણ દારૂની પ્યાલી કે ગાંજા ભાંગથી ઉત્તેજન મેળવેલું છે.

એમના લેખમાં ખાસ દેખાઇ આવતી વિશિષ્ટતા તે પ્રસંગ અને પાત્રને અનુકૂળ ભાવવાહી ભાષા, વિચારોની વિપુલતા, થોડા શબ્દોમા ઘણું કહેવાની શક્તિ, અને અનુચિત ભાર ( undue emphasis ) નો અભાવ. એક જ પ્રકારના પ્રસંગો અનેક રીતે જુદા જુદા દૃષ્ટિબિંદુથી ચર્ચવાની, ચીતરવાની કળા—એ પણ એમના લેખનું એક વિશિષ્ટ અંગ છે. થોડા દાખલા જોઇએ·



ચંદ્રિકા—વેલા, મે એક તપ આરંભ્યુ છે.

વેલા—કેવુ તપ ?

ચંદ્રિકા—

ઉના ઉના પર્વતથી ધુણી એક ધખાવીને
બળતા અંગારા ભારવા કુળા કમળમા
× × ×
એ કાળા કમળમાથી ગંગાને જમનો વહે
દિન રાત ન્હાવું એના ઉના ઉના જળમા
× × ×

( અજબકુમારી અ. ૧ પ્ર. ૧ )

આ એક પ્રણયિની ને બીજી આ—

અજબ—

જુગ જેવી એક ઘડી માંડ માંડ ખૂટે વળી
આવે બીજી તે પણ ધીમે ધીમે પસાર થાય,
ત્રીજીની છાયા ડરાવે એમને એમ એક પછી
એક જશે ચાલી—આખી રાત પણ વીતી જાય,
ઉગશે અરૂણ ને તરૂણ દિનકરના
કિરણ લાલ લાલથી રસાતલ સૌને રસાય
ત્યા સુધીએ પેલી આશા દઇ ગયેલી હસમુખી
પાછી ફરે તેવા ચિન્હ જણાતા નથી જરાય
× × ×

( અજબકુમારી, અંક ૧ )

ને વળી એજ પ્રવેશમા આગળ આ પ્રેમ પ્રસંગ—

અજબ—તુ મુંગી રહે

હસમુખી—વારૂ

રઘુવીર—હસુ, ચુપ, કોયલ બોલે છે—

કોયલ બોલે વસંત ફાલે
વસંત ફાલે કુલેડા ખીલે
કુલડા ખીલે પરિમલ મ્હેકે
પરિમલ મ્હેકે આત્મા સ્હેકે
સ્હેકે સ્હેકે ઉઠે કલ્લોલ
કોયલ મીઠી કોયલ બોલ
× × ×

અહીં "કોયલ" એ અજબને ઉદ્દેશીને બોલાય છે અને વળી આગળઃ—

અજબ—હારા

આ સ્પર્શે સ્પર્શે શરીર આખા-આખામાં જાણે
પડે સેરડો હીમ-હીમનો, જીવન પાછું આણે.
આણે જીવન એવો સ્પર્શ ચહું જીવન ભર અહેવા
છતાં ચહું એ છોડી દેવા-તાપ અમાપ સહેવા.

રણધીર— શા માટે તું તાપ સહે ! તું તાપ યોગ્ય નથી ફુલ,
તનનાં શીતળ છત્ર કરૂં મુજ મનનાં કરૂં ફૂકુલ.
ટાઢ તાપને દુઃખની ધારા તારાં આડાં રોણું
કરૂં હૃદયનું નરમ બિછાનું પ્રેમ હુંફથી પોણું."

× × ×

(અજબકુમારી અં. ૧)

વળી પ્રેમની આ કલ્પનાઓ જુઓઃ—

"ન પડે એક મીટ પાંપણે
જોઇ રહી એમ ચંદ્ર ખંડને
શીકા ચંદ્રમાં તેજ પૂરતી
સુધા રસની નિર્મળ મૂરતી."

× × ×

અને—

"આંખ મીચી અરધી અરધી
નહિ સૂતો નહિ જાગું
જોવું એક તારાં સમણાં
એક તારાં સમણાં

× × ×

વળી—

અહા આશ્ચર્ય શું આ તે થયું !
વિશ્વ ચેતનથી ચમકી રહ્યું
બધું પરીસર, કેવું જડ હતું !
અજબ ચેતન આ કોણે ભર્યું ?
અજબ બાળા તુજ સંગીત વિશે
શક્તિ શું આટલી અદ્ભુત વસે
કે આખા બ્રહ્માંડના, અણુ અણુ બની સચેત
તુજ સંગીત સુતાલને, ભણે નૃત્ય સહેત ?

(અજબકુમારી અં. ૧ પ્ર. ૧)

આમ 'અજબકુમારી' માં આપણે ઠેર ઠેર કાવ્યની છાંટ જોઇએ છીએ. તે પછીનાં નાટકોમાં સંયોગવશાત્ કાવ્ય ઓછું થયું છે પણ ગદ્ય જ કાવ્યકલ્પનામય હોઇને રમણીયતા પામેલું છે. જેમકે કૃષ્ણ પ્રેમમાં મસ્ત બનેલી રાધાની સ્થિતિ જુઓઃ—

રાધા—ઓહો ! નંદલાલ !—સખી. ખરે, મારા સ્નેહથી ભરેલાં પાત્રનો દીવો સુંદર રંગમે પ્રકાશે છે, મારાં અંગે અંગ તેના તાપે તપે છે. મારૂં મસ્તક તેને ઉત્તાપે ધમધમે છે. પ્રાણ પવનની

પેઠે એ દીવાની આસપાસ ભમે છે. અને બળે છે. સખી, મારી દુનિયાએ બદલાઇ ગઇ છે. જે વસ્તુઓ વ્હાલી લાગતી તે શૂન્ય ભાસે છે. જે બાબત લેખામાંએ ન હતી તે હવે સોનાની લાગે છે.

**લલિતા**—મનમાં પ્રીતિનો જન્મ થાય તે સાથે આપણો જ નવો જન્મ થાય છે એમ નહિ ?

**રાધા**—એમજ પણ એ જન્મ આ જગતમાં નહિ પણ જાણે સ્વર્ગમાં થાય છે, કેમકે જીભ મુંગી થાય છે અને આંખમાં વાણી ઉત્પન્ન થાય છે. કાનમાં મીઠાશ, અંગમાં રસ, હૃદયમાં તેજ અને પ્રાણમાં પાંખ ઉત્પન્ન થાય છે. સખી એ અનન્યભ અવતાર હું પામી છું.

અને એજ રાધાને પ્રેમભક્તિથી કૃષ્ણ પાસે રાસ યાચતી જુઓ.

**રાધા**—જેના પ્રાણ આપની સાથે જોડાય, તે આપનું સ્વરૂપ સમજી શકે. હે સંસારના ગોવાળ, હે જગતના ગોવાળ, હે અનંત બ્રહ્માંડના ગોવાળ, અમે ભટકતી ભૂલી પડી છીએ અમને શરણે લ્યો.

× × × ×

અને—

"પરમ પુરૂષ, હવે તિરસ્કાર ન કરશો. અમે જેવી છીએ તેવી આપની છીએ. કાળી છાયા પ્રકાશથી છૂટી પડતી નથી. અંધારી રાત્રિ દિવસને બન્ને પાસે બાથ ભરી રહે છે. જેમ એમનાથી છૂટાં પડાય તેમ નથી, તેમજ આપણે છૂટાં નહિ થઈ શકીએ. આપ પરમાત્મા હો તો અમે આપની શક્તિઓ છીએ, આત્મા હો તો અમે આપની વૃત્તિઓ છીએ, આપ દેહ હો તો અમે આપની ઇંદ્રિયો છીએ અને આપ સામાન્ય પુરૂષ હો તો અમે આપની સ્ત્રીઓ છીએ."

× × × ×

એજ રાધાને સૌભાગ્ય ગર્વ થતાં કહે છે—

"(કૃષ્ણનું હૃદય બતાવી) અહીંયાં હું પહેલું સ્થાન પામી છું તે હવે મટે તેમ નથી, એ મને ખાત્રી છે. મૂળનાં મીઠા જળની માલેકને જમનાના અગાધ જળમાં બીજી સેંકડો માછલીઓ ફરે તેની શી પરવા છે?"

× × × ×

અને એજ પ્રેમ તવાતાં એકાગ્ર ભક્તિમાં પરિણમતો જુઓ.

"તુંહી શ્યામ તુંહી શ્યામ તુંહીરે
હુ તો નિરખું તુજને ઠામ ઠામ,
બસ તુંહીરે શ્યામ તુંહી શ્યામ તુંહી.
મનમાં જોયું – બાહેર જોયું – જોયું સકળ સંસાર,
આ બ્રહ્માંડની માળા જોઈ વળી પણ ન આવ્યો પાર
સપને જ્યોતિ ત્હારીરે— —હું તો.

× × ×

એનાથી જૂદી જ ભાત પાડતી વાતો સિદ્ધયોગી પ્રતાપ અને લક્ષ્મીની છે.

**પ્રતાપ**—વ્હાલી, કેવી અભિલાષાથી તું મને પરણી? હવે એ ક્યાં?

**લક્ષ્મી**—ચાંદાને ઝાલવા બાળક હાથ લંબાવે. ચાંદો હાથમાં આવે તો બીજું એને શું જોઈએ?

**પ્રતાપ**—બાળકને ચાંદાનું રૂપ જોઇએ છીએ પણ તે જ બાળક મોટું થાય ત્યારે ચંદ્રના અંતરાત્માને શોધે છે.

**લક્ષ્મી**—મોટાં ને નાનાં રમકડે રમે છે. નાનાં નાને રમકડે, મોટાં મોટે, તો પછી જે રમકડું મળ્યું તેમાં સંતોષ કાં ન રાખવો?

**પ્રતાપ**—પ્રકાશ તો બેઉ છે. દીવો અને સૂર્ય. દીવો નાનો છે, સૂર્ય અનંતગણો છે. દીવો ક્ષણ ભંગુર બુઝનારો છે. સૂર્ય ચિરકાળ.

**લક્ષ્મી**—પ્રિય, અમરત્વમા એવો વિશેષ આનંદ ગો છે? એ પણ એક જાતની તૃષ્ણા નથી? શા માટે ફાંફા મારવા એ માટે?

× × × ×

લાલર—ન પ્રેર. એ સુખને લુંટી લેનારી છે. તારૂ તપાવનારૂ જ્ઞાન કે બાળનારૂ તપ મારે નથી જોઈતુ આનદ શું કાળની કે વસ્તુની અનંતતામા વસે છે? તુ કહે છે તે કદાચ હુ નથી સમજતી, પણ હુ કહુ છુ તે તુ કા નથી સમજતો? પ્રેમના રસથી પોષાતા આત્માને બીજુ કાંઈ રુચતુ નથી

(પ્રતાપલક્ષ્મી)

× × × ×

અને દેવકન્યા જેવી વનમા ઉછરેલી ઋષિકન્યા અને તરગમા વિહરતા રાજકુમારના પ્રસંગો વાચો (એમના નાટકોમા માત્ર આ એકવાર છપાયું હતું)—

**કિશોર**—વાહ! એક મૂર્તિમા કેવુ સુદર રહસ્ય! પ્રેમ અને જ્ઞાન, જગતની બે નિયામક શક્તિઓ, એ બેનુ અદ્વૈત-મળી એક થવુ-એ જગતનુ અતિમ પ્રાપ્તવ્ય, પરમ આનદધામ નથી? જ્ઞાનવતી એમ જ કે?

**દેવકન્યા**—દેખાય છે

**કિશોર**—દેખાય છે બધે એ જ. કુદરતની મૂગી વાણીમા એજ ઉપદેશના અવાજ સભળાય છે સૂર્યકિરણને સ્પર્શે પુષ્પ ખીલે છે ને તેને અતરમા ઝીલે છે, કિરણ તેના હૃદયમા લીન થઈ તેના રૂપ બની જાય છે અને મધુરી સુગધ ઉઠી પથરાય છે,' બેઉના જીવનનુ એ સાફલ્ય છે પ્રેમમૂર્તિ એમજ કે! (દેવકન્યા ફરી જવા માડે છે આડો ફરી) ઉપદેશ આપવુ શરૂ કર્યું તે અધુરો મૂકી ન જવાય

**દેવકન્યા**—મને જવા દો.

**કિશોર**—જળપર સૂતેલો ચદ્ર પવન લહરીનો સહજ સ્પર્શ થતા થનથન નાચી રહે છે વીણાનો શાત તાર સજાતીય સ્વરના ધ્વનિથી કપી ઝણકાર કરી ઉઠે છે અધકારમય ઓરડામા પ્રકાશનુ કિરણ પડતા તે સમગ્ર સ્થાન ચમકી ઉઠે છે તેમ ઓ રમણી! તે મારૂ જીવન વિલક્ષણ રીતે ચમકાવી મૂક્યુ છે

આ શાંત શૃંગારથી જૂદો જ તરી આવતો-સામાન્ય રીતે જન સમાજમા મળી આવતો શૃગાર એમના બારીસ્ટર, જુગલજુગારી, વિક્રમચરિત્ર, સૌભાગ્યસુંદરી, કામલતા, વસત પ્રભા અને એકજ ભુલ, રત્નાવળી વગેરેમા દેખાઇ આવે છે આમા વિક્રમચરિત અને રત્નાવળી એ બે શૃગાર પ્રધાન હોઇને તેમા ચીતરાયલો શૃંગાર ઘણો હૃદયસ્પર્શી-આહ્લાદ-જનક અને સુદર છે વિક્રમચરિત્રના બીજા અંકના છેલ્લા બે પ્રવેશો અને રત્નાવળીના કેટલાક પ્રવેશોનુ સ્થાન શૃગારના લેખોમા ઘણુ ઊંચુ છે

જુઓ —

આવી આ ઋતુ વસંત,
કાલે આવશે રસીયો કંથ,
વ્હાલાને વધાઇ આ ..

× × × ×

આબ ઝરે રસ ટપકી રે, અને મોર મસ્ત નાચત,
એ ઋતુ પીયર ગોકલે, એ કાણુ દૈયાનો કથ—

(રત્નાવળી)

જેમ શૃંગાર તેમ કરુણરસની જમાવટ પણ કવિ એટલી જ સફળતાથી કરે છે! કરુણ નાટકોમાં અજબકુમારી ગુર્જર નાટકોમાં એક અમર સ્થાન ભોગવશે એમાં શક નથી. ખુબીથી તેમાં કરુણરસનો વિકાસ થઈ છેવટ અંત અતિ હૃદયભેદક કરુણમાં આવે છે. પણ સૌથી વિશેષ ધ્યાનમાં રાખવાનું તો એ છે કે અજબકુમારીનો અંશેઅંશ આર્ય ભાવનાઓ-આર્ય સંસ્કૃતિ અને આર્ય જીવનના આદર્શો પર બંધાયેલ છે. જુગલ-જુગારી-જુગારથી થતી પાયમાલીનો ચિતાર-પણ કરુણાંત નાટક કરવાનો કવિનો વિચાર હતો પણ અજબકુમારીમાં થયેલા કડવા અનુભવથી બ્હીનેલા માલેકોએ એમાં સંમતિ આપી નહિ. છતાં પણ એ નાટકમાં કેટલા એવા પ્રસંગો છે કે જે પાષાણ હૃદયને પણ પીગળાવ્યા વિના રહે નહિ. પણ તેમાં પણ ત્રીજો અંક-અને તેમાં પણ છેલ્લો પ્રવેશ તો અદ્ભુત છે. જોનારના મન પર એની એવી છાપ પડે છે કે જે કલાકો-અરે દિવસો સુધી ભૂંસાય નહિ. ઘણાએ જુગારીઓ એ જોઇ સુધરી ગયેલા એમ સાંભળ્યું છે. અજબકુમારી પહેલાં કરુણાંત નાટક લખાયલું તે "કરણઘેલો." કરણઘેલામાં છેલ્લા પ્રવેશમાં ઘેલા કરણની દીન હાલતનું દૃશ્ય એ કવિ મૂળશંકરનો કરુણ ચીતરવાનો પ્રથમ સફળ પ્રયત્ન છે. પ્રખ્યાત નટ હીરાભજી એ પ્રવેશથી જ પંકાઈ ગયા. જુગલજુગારીમાં તો કવિની એ શક્તિ અજબ ખીલી નીકળી છે. તે પછીનાં નાટકોમાં દેવકન્યાનો ૧ લા અંકનો છેલ્લો પ્રવેશ-કે ૨ જા અંકનો ૪ થો પ્રવેશ કે ૩ જા અંકનો છેલ્લો પ્રવેશ જુઓ. વળી ભાગ્યોદયમાં રાજા પોતાના કુંવરના મોતની વાત સાંભળે છે એ પ્રસંગ લ્યો-અથવા એકજ ભૂલનો છેલ્લો પ્રવેશ, અથવા સૂર્યકુમારીના બીજા અંકનો છેલ્લો પ્રવેશ, કે કોકિલાના બીજા અંકનો છેલ્લો પ્રવેશ જુઓ-એટલે કવિની શક્તિનો પરિચય થશે. એનાથીએ ચ્હડતા કરુણ પ્રવેશો લખાયા છે. હજી સુધીનાં અપ્રસિદ્ધ નાટકો—પોરસ-સિકંદર, ધર્મવીર અને કલ્યાણરાયમાં પણ આ કરુણ પ્રસંગોની મઝા કંઇ બે ચાર વાક્યોમાં સમજાય તેમ નથી, એ તો આખો પ્રવેશ વાંચીએ-અરે ખરી રીતે તો આખા નાટકના વિકાસમાં એને સ્થાને એને જોઇએ ત્યારે જ સમજાય તેમ છે.

કરુણ પ્રસંગોમાં કવિ જેમ પ્રેક્ષકને રડાવી શકે છે, હાસ્યના પ્રસંગોમાં કવિ એટલી જ સફળતાથી પ્રેક્ષકને પેટ પકડી હસાવી શકે છે. પણ હાસ્યના પ્રસંગો વિષે અહીં એક બે વાતો તરફ વાચકનું ખાસ લક્ષ દોરશું. આજકાલનાં નાટકોમાં હાસ્યનાં પાત્રો અને વસ્તુ મૂળ વસ્તુની સાથે સંબંધવાળાં હોય કે નહિ પણ જેમ તેમ જોડી દેવામાં આવે છે. પ્રેક્ષકની નજરે બે જૂદાં નાટકો જ ભજવાય છે. એક મૂળ વસ્તુનું અને એક હાસ્યનું. એ પદ્ધતિ કવિ મૂળશંકરની નથી. એ ધારી પાછળથી આશરે એક બે દસકાથી જ દાખલ થઇ છે-ઉર્દુ રંગભૂમિમાંથી. અને કવિનાં પાછલાં નાટકોમાં કંઈક જમાનાને અને કંઈક સંજોગને વશ થઇ એ પદ્ધતિ દેખાય છે, બાકી કવિનાં નાટકો મૂળથી જુઓ, હાસ્યના પ્રસંગો મૂળ વસ્તુમાંથી જ ઉદ્ભવતા અંદર ગૂંથાઇ ગયેલા હોય છે. કેટલીક વાર તો આખા નાટકમાં એ રીતે હાસ્ય નહિ તો વિનોદ વપરાયલો દેખાય છે. એવાં વિનોદપૂર્ણ નાટકોમાં બારીસ્ટર, વિક્રમચરિત્ર, અને રત્નાવળીનાં સ્થાન મુખ્ય છે. એ પ્રત્યેક નાટકમાં માર્મિક વિનોદનો પ્રવાહ જ વહે છે એમ કહીએ તો ચાલે. આમ માર્મિક વિનોદ ઉપરાંત અટ્ટહાસ્ય ઉપજાવવાની કળા પણ કવિને આવડે છે એ જુગલજુગારી, કૃષ્ણચરિત્ર, સૌભાગ્યસુંદરી,

કરણઘેલો વગેરે નાટકો જોનારના અનુભવમાં આવ્યું જ હશે. કવિનો ભાષા પરનો કાબુ આ હાસ્યના પ્રસંગોમાં પણ દેખાઇ આવે છે. શ્રી કૃષ્ણચરિત્રમાં કાઠિયાવાડી ભરવાડની આબેહૂબ ભાષા પ્રથમ રંગભૂમિ પર દેખાઇ.

જુઓ આ દુહોઃ—

સાજણને ઓઢણ લોબડી વળી માથે મહીનાં માટ
રૂમઝુમ કરતાં નીહર્યાં જાયે મધુરાંની વાટ

પ૦ કાઠિયાવાડી ભરવાડના દુહાનો તાદૃષ્ય ચિતાર ખડો કરે છે.

તેમજ—

ઓથી આપણી માંકડી ગા હમણાં ઓખરે સડી સે. તી આમ ઉપરવાડે નીહરી ભાળી. લે ઓથી વાડય આડી તળકે......

ઈ ચેય હમણા ઓખરે સડી સે ઘોડે...... સાપલી, કોક દી મારીહ ગેડી તે પગ રાંટા જ કરી નાખીહ. ઈ. ઇ.

તેમ વિક્રમચરિત્રમાં હિંદુસ્થાની ભૈયાની ભાષા પણ એટલી જ કુશળતાથી મૂકી છે.

વીરરસનો જમાવ એમના ઐતિહાસિક નાટકો મૂળરાજ વીરમંડળ અને ભાગ્યોદયમાં દેખાય છે. પણ બનતાં સુધી ધડાકા ફડાકાથી વીરતા ન દાખવતાં એનાં પાત્રો પોતાના વર્તનમા વીરતા દાખવે છે. ભક્તિરસ પ્રથમ એમણે મૂળરાજમા બતાવેલો. તે પછી સુદામાની ભક્તિ કૃષ્ણચરિત્રમા આલેખાઈ. એ સુદામાનાં ચરિત્રમાં પ્રેમાનંદની જેમ ભક્તિ સાથે વિનોદનું દર્શન થાય છે, એમના દુષ્ટપાત્રોમા જયરાજનો ખૂરો અને જુગલજુગારીનો કાળીયો જુઓ. બનતાં સુધી એ દુષ્ટ પાત્રોને રંગભૂમિ પર રજુ કરતા નથી. પણ જ્યારે કરે છે ત્યારે આબેહૂબ ચીતરે છે ને પછી તેના વિરોધથી કે અંતથી બોધ ઉપજાવે છે–ઉપદેશના લાબાં ભાષણોથી નહિ, પણ કુદરતી જીવનવિકાસ અને પરિણામનાં ચિત્રથી. કવિ મૂળશંકરના નાટકોમાં આ એક ખાસ લક્ષણ છે–કે પ્રેક્ષકને તે લાબાં ભાષણોદ્વારા કદી ઉપદેશ નથી દેતા–એ ઉપદેશ આપે છે આદર્શજીવનનું ચિત્ર બતાવીને અથવા ભૂલનારાંનો થતો સ્વાભાવિક જીવનવિકાસ અને પરિણામ બતાવીને. વાક્યોના ઉપદેશ કરતાં ઘણું સબળ હથિયાર દૃષ્ય નાટકકારના હાથમાં છે એ વાત એ કદી ભૂલેલ નથી. એટલે કુદરતનું ચિત્ર રજુ કરી એ પ્રેક્ષકના મન પર એવી છાપ પાડે છે કે જે હજારો ઉપદેશ વાક્યોથી ન પડે. આનાં ઉત્તમ દૃષ્ટાંતો જુગલજુગારી, દેવકન્યા, ચૈતન્યકુમાર, વસંતપ્રભા અને એક જ ભૂલ છે. આ ધાટીને લીધે પ્રેક્ષકો તાળીઓનો ગગડાટ કરવાને બદલે શાંત થઇને એક ચિત્તથી એનાં નાટકો જુએ છે. આમાં બારીસ્ટર, જુગલજુગારી, વસંતપ્રભા, અને એક જ ભૂલમાં સામાજિક સડાઓ ઉપર બોધ છે, જ્યારે શ્રી કૃષ્ણચરિત્ર, દેવકન્યા અને ચૈતન્યકુમાર એ ગીતામાં કહેલા મોક્ષના ત્રણ માર્ગો ભક્તિયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગ ઉપર રચાયલાં છે. કૃષ્ણચરિત્રમાં ભક્તિનાં સ્વરૂપ રાધા, લલિતા અને સુદામાનાં પાત્રોથી બતાવ્યાં છે. કર્મયોગના આદર્શ "દેવકન્યા" નાં કુમારકિશોર, દેવકન્યા, વનમાલા, અને ધર્મવ્યાધનાં પાત્રોથી બતાવ્યાં છે અને ચૈતન્યકુમાર તો જીવ અને મોક્ષ–શાંતિના સંબંધ પર રચાયલું આધ્યાત્મિક નાટક જ છે. જ્યારે જ્ઞાનમાર્ગનું બીજું ચિત્ર રજુ થાય છે પ્રતાપ લક્ષ્મીમાં. આ દરેક નાટકમાં લેખકનો એ પ્રત્યેક ભૂમિકાનો ઊંડો અભ્યાસ અને અનુભવ પણ આપણને સ્પષ્ટ દેખાઇ આવે છે અને તેથી આપણે જીવનના પ્રત્યક્ષ સંસર્ગમાં આવીએ છીએ.

## પાત્રો

કવિ મૂળશંકરનાં પુરુષપાત્રોમાં ગૌરવભર્યા કૃષ્ણમાં જેમ ઈશ્વરત્વનો ભાસ સ્પષ્ટ થાય છે તેમ કામલતામાં મીનકેતુ, અજબકુમારીમાં રણધીર, દેવકન્યામાં કિશોર આદિ કલ્પનાના તરંગે વિહરનારા Romantic Heroes, કે સામાજિક પ્રવાહમાં તણાતા અથડાતા અમીરબિહારી કે બેરીસ્ટર કે જુગલ, કે જ્ઞાનના તાપથી તપતો યોગી પ્રતાપ, કે શૌર્યથી ભરેલો વીરમંડળનો પ્રતાપ, કે વ્હેમથી ઘેરાયેલો સૌભાગ્ય. કે પ્રધાન વિરોચન, કે મિત્રદ્રોહી ભૂરો કે કાળીઓ, કે દુર્મદનાં પાત્રો પણ સહુ પોતપોતાની ભૂમિકાને અનુરૂપ જીવન વહતા આપણને દેખાય છે. જેવું પાત્ર તેવું તેનું વર્તન–તેવા બોલ–તેવો જ વિકાસ; આપણા કવિની એજ પ્રતિભા છે.

એમનાં સ્ત્રી પાત્રોમાં એક પ્રકારની જે કુમાશ છે માર્દવ છે–તે બીજાં કોઇ દૃશ્ય નાટકોમાં આપણને મળી આવતી નથી. સ્ત્રીને કવિ કોમળ હૃદયની, પવિત્ર આદર્શ ગૃહલક્ષ્મી કલ્પે છે. ઘણી વાર એના મારફત જ ઉપદેશ આપે છે. બનતાં સુધી સ્ત્રીને નીચ ચીતરતા નથી. વિપથગામિની સ્ત્રીઓનાં ચિત્ર એમણે આલેખેલાં નાટકોમાં માત્ર ત્રણ દોર્યાં છેઃ એક જયરાજમાં, બીજું વસંતપ્રભામાં અને ત્રીજું એક જ ભૂલમાં, અને તેમાં પણ સ્ત્રીને છેક હલકી પાડવાને બદલે એને બચાવવાનો કેટલો પ્રયત્ન કરેલો છે તે બારીકીથી જોનાર સમજી શકશે.

બાકીનાં સ્ત્રી પાત્રોમાં કોમળ–પ્રેમાળહૃદય, તીવ્ર પ્રતિપ્રેમ, ત્યાગ આદિ, આદર્શ આર્ય રમણીના ગુણો સ્થળે સ્થળે અંકુરિત થાય છે. પણ આવી રીતે સમાજ પર અતિ ઘેરી પવિત્રતાની છાપ પાડતી તો દેવકન્યા, જુગલજુગારીની લલિતા, સૂર્યકુમારીની તપતી અને નંદબત્રીસીની પદ્મણી મુખ્ય છે. દેવકન્યાનો પતિ પ્રેમ તો સમાધિની સ્થિતિ સુધી પહોંચેલો છે. કિશોરને એ કહે છે–

"હું! હું તો જનમ દિવાની થઇ છું. જગત! જગત ક્યાં છે? તમારા સિવાય જગત વળી છે જ નહિ?"

અને પછી ઋષિકુમાર રૂપે એની પતિ સેવા અને પતિના સુખ માટે આત્મભોગ જુઓ.

"મારાં સ્વાર્થી સુખને મેં તિલાંજલિ આપી છે. જેને અર્પે આ જીંદગી સમર્પી દીધી છે તેના સુખમાં જ મારૂં સુખ છે. એની આશાઓ તે મારી આશાઓ, એને સંતોષ તે મને સંતોષ, એને શાન્તિ તે મને શાન્તિ."

આવી તીવ્ર નિષ્ઠા વડે એને યોગીઓને પણ સહજ ગમ્ય નહિ એવી સિદ્ધીઓ પામતી બતાવી સતીનો આદર્શ રજૂ કર્યો છે.

લલિતા એ ઉચ્ચ કુળની ગુજરાતણનું ઉત્તમ દૃષ્ટાંત છે. શ્રીમંત કુળમાં જન્મેલી, ઉચ્ચ સંસ્કાર પામેલી, જુગારી પતિને પનારે પડેલી એ સાધ્વી, અનેક કસોટીમાંથી પસાર થતાં જે દૃઢતા અને પતિપ્રેમ જાળવી રાખે છે, તે પ્રેક્ષકના હૃદય પર પવિત્રતાની એટલી ઊંડી છાપ પાડે છે કે જે અનેક ઉપદેશ વાક્યોથી ન થઇ શકે. દીકરાના જીવ કરતાં શીયળને વ્હાલું કરતી–કપાતે હૃદયે દીકરાને મૃત્યુમુખમાં જોઇ રહેતી, પતિની પડતી વખતે બાપની વિનવણી છતાં પીયર ન જતાં પતિ સાથે જંગલમાં નાસી જતી, અને ત્યાં પતિને ગરીબાઇમાં મદદ કરતી–દુઃખમાં પણ વ્હાલની દોરીથી પતિનો વિશ્રામ બની રહેતી લલિતા

જુઓ અને ઉચ્ચ સંસ્કારની પ્રેક્ષક પર થતી અસર અનુભવો. વગડામા લાકડા વીણતી લલિતાને પતિ કહે છે–

"હુ લખપતિની દીકરી તેં તારે આમ લાકડા વીણવાનો વખત આવ્યો!"

ત્યારે તે શું કહે છે?–હસતા હસતા—

"લખપતિ જતે લાકડા કાપે તો તેનુ અર્ધું અંગ લાકડા વીણે તેમા નવાઈ શી છે!"

વળી નિરાશ બનેલા પતિને આશાનું અમૃત પણ એ જ પાય છે.

"હશે એમ દુ ખ ન કરો. કોઇ દિવસ એમ પણ હોય. કઈ બધા દિવસ સરખા જતા નથી કોઈ વ્હાર વિશ્વભર દયા કરશે."

અને વ્હાલના ઉમળકાથી પતિને ફરી પડતો કેવી રીતે બચાવે છે તે જુઓ—

"પ્રાણનું રક્ષણ કરનાર પરમેશ્વર સમર્થ છે, મારા પ્રાણ! પણ કોઈની આશા તોડી નાખવાથી આપણી આશા ફળશે એની શી ખાતરી?

જુગલ—ઓહ?

લલિતા—મારાકહેવાથી મનને સતાપ થાય છે? તમારૂ મારાપર હેત છે તો હુ કહી શકુ છુ. હુ તો ગરીબ થયા પછી સુખી જ થઇ છું. કેમકે જે સુખ અને તમારૂ જે વ્હાલ મે અહીં જોયુ તેનો સોમો ભાગ મુબઈમા ન હતુ. અને સ્ત્રી ધણીની મીઠી નજર કરતા બીજુ શું વધારે સુખ માગે?

અને પછીનું ભજન—

"અમો અબળાને માયા વ્હાલીરે વ્હાલીરે
વ્હાલી માયા વ્હાલી
વસ્ત્ર કરાવો ઘરેણા ઘડાવો
મોતીડે મઢાવો તો મન ખાલીરે ખાલીરે
ખાલી મન ખાલી
નેહની નજરે નાથજી મારા
નારી બને છે ગેલી કાલીરે કાલીરે
કાલી ઘેલી કાલી"

એ પ્રસગ પ્રેક્ષકના હૃદય સોસરવો પેસી જે ઉપદેશ આપે છે તે અનેક ભાષણો કરતા વિશેષ અસરકારક નથી?

વળી પતિથી છેહ પામેલી છતા પ્રેમમા દઢ રહેલી કામલતાને જુઓ—

"પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા–

અને જ્યારે ઇંદ્રાણી તેને સુખની આશા આપે છે ત્યારનો પ્રસગ જુઓ—

"કહેજો તને સભારતી વિ પાન એ કરતી હતી
છેલો નીકળતા શ્વાસ ત્હારૂ નામ એ જપતી હતી
કહેજો તજી દીધી મને ત્યમ બીજીને તજશો નહીં
કોઈ પ્રીતિ વશ અ ળા બિચારી બાળીને હરશો નહીં
કહેજો કે દાસી થઇ અન્ય જન્મમા
સેવીશ પિયુજી કોમળ ચરણ તમારા"

કામલતા—આ! (આસુ લુછાવે છે) મને એ શા માટે સભારી આપ્યુ! આ નિરાશામા જેટલું દુ ખ નથી તેટલુ નકામી આશાઓ સભારવામા છે. સુખોના સ્વપ્નાની ખરી હાલત આપે સરખામણી એ મહા કષ્ટદાયક છે. હાય, રેશમના કીડા રેશમના તાતણા કાઢી પોતાની

ફરતા વીંટે છે તે મરવા માટે જ. તેમ આશાના તાંતણા કાઢી મેં મારી જ જાળ ગુંથી તે આ દિવસ માટે.

ઈંદ્રાણી—બ્હેન તારા પતિ તરફ તને બહુ ધિક્કાર આવી ગયો છે ?

કામલતા—મહાદેવી સતી, આ શું પૂછો છો ? હું જાણું છું કે વીજળી પડી વસ્તુના જેમ ચૂરેચૂરા કરી નાખે તેમ તેણે મારી જીંદગીનો એક જ સપાટે વિનાશ કરી મૂક્યો છે. પણ આ આંખો કધરી મ્હેલી એના પર પડી, ત્યારથી જ અહીંથી કંઇક એના ભણી ઉડી ગયું છે, જે પાછું વળતું નથી. મા, જેણે મારો વિનાશ કર્યો તેને માટે જ આ પ્રાણ પાણી વિનાની માછલીની માફક તરફડે છે. જેની જોડે એક વેળા અંતર ગુંથ્યું. તેને ફરી તે જ અંતરથી ધિક્કારવું એ શું સંભવિત છે ? જો હોય તો મને તે નથી આવડતું."

× × × ×

આ પ્રૌઢ પ્રેમવતી મૃદુ સ્ત્રી પાત્રો સાથે સુંદર ભાત પાડતી–ગોવર્ધનરામભાઈની કુમુદથી ભાત પાડતી કુસુમ જેવી અનેક સુંદર-મનોહારિણી બાલાઓ કવિને હાથે સરજાઈ છે. ઘણી વાર એવાં પાત્રોની યોજનાથી કવિએ નાટકમાં માર્મિક વિનોદ સાધ્યો છે, ને ઘણી વાર રસ ઉપજાવ્યો છે. બારીસ્ટરની ગંગા, વિક્રમચરિત્રની ઈંદુ, સૌભાગ્યસુંદરીની ગુણીયલ, જુગલજુગારીની ધની, અને એકજ ભુલની કાન્તિ-પોતાનાં નિર્દોષ પણ તોફાન ભરેલાં ચરિત્રથી પ્રેક્ષકોનાં મનને મુગ્ધ કરી દે છે. આવાં પાત્રોની આટલી સફળ યોજના આપણા સાહિત્યમાં વિરલ છે.

## કવિતા

નાટકનું એક મુખ્ય અંગ કવિતા છે, પણ આ કવિતાઓ પિંગળનાં બંધનો કરતાં વધારે અટપટાં બંધનોથી જકડાયલી હોય છે. કવિતાઓ ગેય હોઇને અમુક પદમાં યોજાયલા શબ્દો પ્રમાણે જ હ્રસ્વ દીર્ઘ મૂકીને રચવાની હોય છે. તેમાં એ પદ બાંધનાર સંગીતમાં જેટલો કુશળ તેટલી કવિની મુશ્કેલી વધે છે. આટલી મુશ્કેલીઓ છતાં જે રસ એમની કવિતામાં ઉતર્યો છે તે પ્રશંસનીય છે. આપણે તો થોડાંક જ દષ્ટાંતો લઈ શકીશું:—

એમનાં પ્રારંભનાં નાટકોમાં કુંદબાળામાં કેટલીક સુંદર કવિતાઓ છે. જેમકે ત્રીજા અંકમાં માલકોષમાં ગવાતું કુંદનું ગીત જુઓ:—

ન જોય પ્રીતિ રૂપ ગુણ ધનને
નજર લાગી ગઈ નજર પલક મહીં
અવર ના ગમે પ્રેમી જનને—ન જોય
સરસ સરસ મણી માણેક મૂકી
હંસ ચાહે નિર્મળ મોતીને
બળી મરે દીપક પર તો પણ
રવિ ન થાય પ્રિય પતંગ મનને—ન જોય

અને બારીસ્ટરમાં:—

ગંગા— અરે હાંરે મારી તલખી તલખી વીતે રેન
તલખી તલખી વીતે રેન—નહીં ચેન—મારી.
મતિ ભૂલી ભાન જ્યાં ચૂકી, હવે શું રહ્યું બાકી ?
શરમમાં આગ જ્યાં મુકી, હવે શું રહ્યું બાકી ?

હૃદયની શાંતિ જ્યાં સૂકી, હવે શું રહ્યું બાકી?
ગળે તલવાર જ્યાં મૂકી, હવે શું રહ્યું બાકી?
બન્યું ઉદ્ધત ચડયું શિર મસ્ત મદ ઘેન—મારી.

પણ કવિતાનું સામર્થ્ય તો અજબકુમારીથી વિશેષ દેખાય છે, એના પહેલા પ્રવેશમાં જ બાલીકાઓનો રાસ જુઓઃ—

ભર લીજે કટોરા ગુલાલ લાલ લાલ
પ્રેમ કેફ પાઈ પીજે ખુશાલ હાલ હાલ—ભર
હુદો અતરનો કીજે રસાલ આલવાલ
માંહી રતિબીજ દીજે બોઈજે સુભાલ
સ્મૃતિ વારી સીંચીજે મૃણાલ નાલ નાલ—ભર
ફાલે ફાલ સુગંધી મનોહર
ચુસી ઝેર અમૃતનો સાર
ડાળ ડાળ પન પાન ફુલ ફુલ
ઝરે અજબ કોઇ રસની ધાર
તરસ્યા આતુર ચાતક ઘટ ઘટ
પીને બને બે હાલ—ભર

× × ×

વળી આ વર્ણન જુઓઃ—

વૃક્ષ તણા પત્ર શું ખેલતો પવન ગાય છે ગાન
ધીમું ધીમું પવન ગાય છે ગાન
નાનકડું આ વ્હેળીયું રમે ગાન મહીં ગુલ્તાન.
ઝમક ઝમ રમે તારલા ગગન, તાલ દઈ કુદકી ફરતા જાય
આછા અંબર વિધ વિધ રંગી ઓઢે ને ઉડી જાય
પેલી શશિલેખા જોઇ જોઇ હસે
ગાન એના કંઠે વિલસે
જગતને ન્હવરાવે કોઈ રસે
રસે ન્હવરાવી કરે બેભાન—ન્હાનકડું.

( અજબકુમારી )

અને તે સાથે સરખાવો—

અપ્સરાઓ— જાગો અમી દૃષ્ટે, તજી યોગ, યોગી રાજા
હિમરાશી પર સૂર્ય રત્ન વેરે
દિલ દ્રવતું વનલક્ષ્મી છાની હેરે—જાગો
પુષ્પો અરપે સુગંધ, જોડે કર પર્ણ છંદ,
ઝૂલી ઝૂલી વંદે પાય રામા
પ્રકૃતિની મૃદુકાન્તિ, આત્મામાં ભરે શાંતિ,
પાંખ બીડી લ્યો વિરામ વિહગ રાજા—જાગો

( )

અથવા:—

આવી વરષા સખી
દાદુરવા ઝિલ્લી ઝિગરવા
કરી શોર શારે જીગર આ—આવી
ચપળા ચમકે મુજ કાળજું કપાઈ જાય
વિરહ અંગારા અંગ અંગ ભર્યા
પાપી પપૈયા પિયુ પિયુ બોલે
ઘન બુંદ બુંદ લાગે ઝરવા—
શારે જીગર આ—આવી
(સૌભાગ્યસુંદરી)

એ સહુથી જૂદો તરી આવતો કૃષ્ણચરિત્રનો "રાસ" છેઃ—

શરદ પૂનેમની સુંદર રાત્રિ ખીલી રે
મોહિની માયા મનોહર રાસે રમે રે
આકાશ કેરો રૂડો માડવો બનાવ્યો રંગ રમવાને
ભૂમિ જલ તેજ કેરા અનુપમ રંગ પૂર્યા
મંગલ મધુ ગીત ગાય વાયુ જો—
ત્રિગુણના તેજે ભર્યો માડવો રૂડો.—
પરમ પુરૂષની વાસળી સુણતા થઇ સચેત
મહા માયા નાચી રહી અંશ અંશી ભર હેત
દિવ્ય એ રાસ તણા ઝમકારમા રે,
આનંદ અખંડ તણી ઝરસે ધારા
આનંદમા ઝીલે છે આત્મા આપણા રે—
(શ્રી કૃષ્ણચરિત્ર)

હવે કેટલાંક દિલનાં દર્દની કવિતાઓ જુઓ:—

દિલ મારૂં આ દિવાનું ફટક્યું ફરે છે ક્યા ક્યા?
જેમ જેમ લગામ ખેંચુ જઇ જઈ મરે છે ક્યાં ક્યાં?
પૂરાઇ પીંજરામા હું પંખણી ખુશીથી
તોયે પછાડી પાંખો ફેંકટ ફરે છે ક્યા ક્યા?

× × ×

જુવાની આ મુંઝાવે પણ ધર્મ કેમ ચૂકું?
તોયે હૃદય પ્રણયની પ્યાલી ભરે છે ક્યાં ક્યા?
ક્યા ક્યાં જીગર ચીરાયે ક્યાં જીંદગી સુકાયે?
જાણું ને આંખમાંના આસુ ખરે છે ક્યા ક્યાં?
(ભાગ્યોદય)

અને

જો જાણતી પહેલે કે પ્રીતિમા પીડા આવી
દિલ દેત જલાવી—
સમજાત સ્મૃતિમાં છે ભરી આપદા આવી
બધું દેત ભૂલાવી—

જાણ્યું ના જાણ્યું ત્યાં તો બધું થઈ ગયું એવું
કંઈ ના રહ્યું કહેવું
સુખ સ્વપ્ન યાદ લાવી હવે તો રહ્યું રોવું
એક આંસુ ન લ્હોવું
મન મંદિરે મૂર્તિ મેં ધરી દેવની પ્યારી
સેવા એ સ્વીકારી
વેરી નિશાએ ત્યાં દીધું ખંજરથી વિદારી
દિલ અગ્નિમાં ભારી—
(રત્નાવલી)

મનરે ભમરા જા ઉડી હાવે
પિયુને ખોળી અહીં લાવે—
વાટ્યું જોતાં વીતી રયણી
આંસુડે વીત્યો દિન
હૈયાના બંધ તુટવા લાગ્યા
મૃત્યુ થશે પિયુ વિણ—
(જુગલજુગારી)

મોહન વિરહે આલી હું દિવાની ફરૂં,
આલી ગરજે ઘન ઘેરી, હું ક્યાં જઈ ઠરૂં? મોહન૦
ગગન વરસ્યો ઘનશ્યામ ને, હૃદય વરસ્યો ઘનશ્યામ;
ચપલા પિયુ લપટી રહી, હું લપટી રસધામ.
બુંદ વરસે આંખી, નીર નેને ભરૂં. મોહન૦
(દેવકન્યા)

પણ આ બધાં ગીતોની ખુબી તો સાંભળ્યે જ સમજી શકાય છે. કવિ મૂળશંકરના કવિતામાં ખુબી એ છે કે રાગને અનુરૂપ, સરળતાથી રાગના પ્રવાહમાં મળી જતા-એક તાન થઈ જતા શબ્દો અને ભાવનો પ્રવાહ વહે છે. ગાવામાં ક્લિષ્ટતા નહિ પણ સંવાદ (Harmony) અને માધુર્ય જ પેદા થાય છે.

કવિની નાટ્ય સેવાનાં આ આછા દર્શનથી પણ સમજી શકાશે કે એમણે રંગભૂમિની ઉન્નતિ માટે કેટલો સતત, સબળ, અને સફળ પ્રયત્ન કરેલો છે. છતાં યે સાક્ષર વર્ગમાં એમની જોઇએ તેવી કદર થઇ નથી. પણ સાક્ષરોથી એમની મૌન સેવા સાવ અજાણી રહી છે એમ તો ન જ કહેવાય. સદ્‌ગત શ્રીયુત રણજીતરામભાઈએ એમનાં નાટકોમાંથી કેટલાક ભાગો પ્રસિદ્ધ કરવાની માગણી કરી હતી પણ દૈવયોગે થોડા વખત પછી એ ભાઇનો સ્વર્ગવાસ થયો. તે પછી ઇ. સ. ૧૯૨૪ માં અમદાવાદની સાહિત્ય સભા તરફથી એમનો સત્કાર કરવાની સૂચના થઇ, પણ આત્મનિમગ્ન અને કીર્તિના નિસ્પૃહી કવિએ એ માગણીનો સૌજન્યપૂર્વક ઇન્કાર કર્યો. આજે પ્રસંગવશાત્ એમના સાહિત્ય ભંડારની ચાવી મારી પાસે આવી જતાં એમાંથી થોડી રસસામગ્રી મેં ગુર્જર રસજ્ઞો આગળ ધરી તેનાથી તેમની રસવૃત્તિ કંઇક પોષાશે, તીવ્ર બનશે કે તૃપ્ત થશે તો મારો આ પ્રયત્ન સફળ થયેલો માનીશ.

(ભભેલું)

# મિતાક્ષરી

## નાટકો વિશે

નાટકલેખકે લખતાં લખતાં નટ –કલ્પનાનો નટ –બની જવું જોઇએ. સંગીતનો ઉસ્તાદ સારંગી વગાડે છે, તેમ પોતે.શ્રોતાસમૂહ રૂપ સારંગીને બજાવી રહ્યો છે, એવી વૃત્તિનો પ્રવાહ જમાવીને લખવું જોઈએ.

નાટકમાં અનેક પાત્રો આવે. લગભગ દરેક પ્રવેશ બે કે વધારે ( ઘણુંખરું વધારે ) પાત્રોના સંવાદ રૂપે જ આવે. આ સંવાદોમાં પાત્રે પાત્રે લેખક તેની સાથે તાદાત્મ્યની કલ્પનાથી લખે છે, તેના ભાવ, તેનો ગુસ્સો, પ્રેમ, ઈર્ષ્યા, દ્વેષ, મુંઝવણ, કપટ, વીરતા, ઉત્સાહ, વિષાદ, આશા, શ્રદ્ધા, શાંતિ, અશાંતિ, આનંદ, દુ:ખ, હાસ્ય, વૈરાગ્ય જે હો તે વ્યક્ત કરવાને, તેની ચડતી કે ઉતરતી કલા નિરૂપવાને એની કલમ વહે છે, તે દરેક પાત્ર જાણે પેલી શ્રોતાગણ રૂપ સારંગીનો એક તાર હોય, એમ તેના ઉપર લેખકની આંગળીઓ ફરવી જોઈએ.

સંગીતના સાચા ઉસ્તાદ લાખે એકબે પાકે, અને સારંગીઓ તો જેટલી માટે મૂલ્ય ખર્ચનારા નીકળે તેટલી હજારો લાખો અને કરોડો બનાવી શકાય. નાટક લખી શકે એવા પ્રતિભાવાન લેખકો લાખે એકબે પણ પાકે નહિ, અને નાટકકંપનીઓ અને નાટકશાળાઓ તો સ્થળે સ્થળે હોય. મોટાં સ્થળોમાં પાંચપંદર હોય. મુંબાઈ જેવી મહાનગરીમાં જેટલી ભાષાઓ ત્યાં આવતી જતી પ્રજાઓ બોલે, તે દરેક મુખ્ય ભાષા ( અને પ્રજા ) માટે પણ પાંચપંદર હોય.

ઉત્તમ નાટકલેખકો અત્યંત વિરલ; ત્યારે બીજે દરજ્જે નાટકલેખન માટે યોગ્યતા કોની? શિશુભાવ જેનામાં આખો જન્મારો પ્રશાન્ત રહે એવા નિખાલસ રમતિયાળ અને હસમુખા લેખકોની. આમને ઉપલું વર્ણન લાગુ જ પડતું નથી. આ લેખકો ઉસ્તાદો નથી, શ્રોતાગણ એમના હાથમાં સારંગી પણ નથી. એમની સારંગી એમનું પોતાનું હૃદય છે, એમના પોતાના અનુભવ છે, એમની પોતાની કલ્પનાઓ છે. તેને એઓ વગાડી રહે છે, ભોગવી રહે છે, એ પ્રવૃત્તિ અને એ ભોગજન્ય આનંદ જ આ રમતિયાળ હસમુખા નિખાલસ શિશુઓનું સાચું જીવન છે. એઓ રમે છે, એઓ ખેલે છે અને જીવે છે, એઓ હસતાખેલતા અનુભવે છે, એઓના આત્મા નિજપર્યાપ્ત વિહાર વિહરે છે, અને સદા શાંતિ સદા અભયરૂપ મોક્ષ પણ માણે છે. અને આવા હૃદય–બુદ્ધિ–આત્મા શૈશવપ્રધાન હોવાથી, સરલ નિખાલસ અને અનુકરણપટુ હોવાથી, લક્ષ્યવેધી હોવાથી, પેલો આપણો બાંકડાઓને શોભાવતો શ્રોતાગણ, જેની સામે આ લેખકો જુવે છે તથાપિ નથી જોતા, તે ગણની હૃદયસારંગીના તાર આ લેખકસારંગીના તાર સાથે આપોઆપ સંવાદમાં વાગી ઊઠે છે, વાગી રહે છે, અને આવા લેખકોનાં નાટકો પણ વિજયી નીવડે છે.

વિદ્વાનો યશકામી અને દ્રવ્યકામી હોય છે. નટો અને નટવિદ્વાનો દ્રવ્યકામી અને યશકામી હોય છે. નાટકશાલા અને નાટકકંપનીના ધનાઢ્ય માલિક કેવળ દ્રવ્યકામી હોય છે, તેઓ પોતાની જાળમા આવી જાય એવા વિદ્વાન નટ કે નટવિદ્વાનને ખીસામા રાખે છે, અને રાતે ચીબડી સામે ખીસામાની પિસ્તોલ વછોડે, તેમ રાતે સાકાનવથી એક લગી રંગબેરંગી પાડદા અને નાચનારીઓ અને છેલબટાઉઓ આદિ પ્રલોભનો વડે ન્હોતરેલા શ્રોતાગણની સામે આ ખીસામાના લેખકોની કૃતિઓ ફોડે છે લોકોને ગમે તે કહીને ફોસલાવે અને વળી એવી એવી પોતાની જ જાહેરખબરો પોતાને યથાર્થ વર્ણવે છે એમ માનીને પોતાની જાતથી ફુલાય પણ, તથાપિ આ ત્રણ કે ચાર વર્ગમાથી એકેમા કલાપૂજક તપસ્વી હોય જ નહીં. એવાની અને એવા વાતાવરણમાની કૃતિઓને અધમાધમ નાટક કહેવામા અન્યાય થતો હોય, તો તે નાટક શબ્દને જ થાય છે

અવનવુ જ જોઈએ એ સાચી સંસ્કૃતિનું લક્ષણ નથી, વિક્ષિપ્ત ચિત્તનો જ પુરાવો છે. સારુ જ ગ્રહે, એ જ સાચી સંસ્કૃતિનું દ્યાવર્તક ગણાય સૌદર્યભક્તિ સુંદર ઉપર મોહી પડે છે તેની સાથે સાથે સૌદર્યાભાસથી સૌદર્યવિડમ્બનાથી સૌદર્યની ચેષ્ટારૂપ બદસિકલથી વિમુખ પણ થાય છે; તેના ઉપર ક્રોધ અને તિરસ્કાર એ સંસ્કારી હૃદયનો કુદરતી પ્રત્યાઘાત છે. શુદ્ધ વિશુદ્ધ પરિશુદ્ધ હોય તે જ ગ્રાહ્ય, બીજાથી તો મ્હારી ઇન્દ્રિયો અભડાય, એ જ સાચો કલાશોખ અને શુદ્ધ સૌંદર્યભક્તિ છે. સુંદર કલાકૃતિઓ અમર પણ હોય છે, તેમની અમરતા ભોગવ્યા કરવાનો આપણો અધિકાર આપણે હાથે કરીને ગુમાવિયે, જો આપણે એમને પણ "આ નવુ ને આ જૂનું" એવા કેવળ વ્યવહારું દુનિયાના ત્રાજવા-કાટલા લગાડિયે તો અમર અપ્સરાના જેવી કલાકૃતિની નિર્વદ્ય સુંદરતા પણ આપણને જૂની વાસી યૌવનાપર લાગવા માડતા જ, એ અપ્સરા આપણી આગળથી ઊડી જાય છે, સુંદરતા જોવામા આપણે ચશ્મેબદ્ધ ખનિયે છિયે, અને બદલામા મળતી 'કંઈક' 'કંઈક!' ની આપણી ઝંખના સતોષાતી જ નથી, એટલે વિક્ષિપ્ત ચિત્ત આપણે નવીન નવીનતર નવીનતમ પાછળ દોડિયે છિયે, અને એવી શારીરિક દોડને માનસિક કે સાત્ત્વિક પ્રગતિ માની બેસિયે છિયે વિક્ષિપ્ત ચિત્ત મટે નહીં ત્યાલગી આવી કલાશુભ્રતાના રોગનો ઉપાય જ નથી.

સારા નાટક કોઈક કોઈક જ લખાય તેથી શું? નાટકમા સૌદર્યદષ્ટિ અને અભિનયકલાનો શુદ્ધ પરિચય સજીવન રાખવાને જૂની સારી કૃતિઓ, અને બીજી ભાષાઓમા લખાયલી સારી કૃતિઓના સમર્થ અનુવાદ, ભજવવાને માટે કયા ઓછા છે? ભાસ કાલિદાસ અને શૂદ્રકને પણ શા માટે ફરીફરીને ન ભજવવા? અભિનયકલાશોખી યુવકયુવતીઓએ ગુજરાતમા આ દિશામા મથવુ નવી કૃતિઓ જેવી મળે એવી પણ ભલે તેઓ અજમાવી જુવે પરતુ તેમની રસેંદ્રિય બ્હેર મારી જઈ પોતે વિક્ષિપ્ત ચિત્ત બની ના જાય તે માટે તેમણે નિરતર સાવધ રહેવુ.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# આ રંગભૂમિ ક્યારે સુધરે ?

અત્યારની ત્રણ ખરાબ વસ્તુઓ જ્યારે જાય ને તેની જગ્યાએ ત્રણ સારી આવે, ત્યારે આપણે ઉત્કૃષ્ટ રંગભૂમિના ભોગવનાર થઇએ.

૧. જેવું રાજ્યતંત્રનું તેવું રંગભૂમિનું: શબ્દ જરા અણગમતો છે, પણ આપણે અત્યારે ખરાબ રંગભૂમિને લાગના જ છીએ એમ કહેવું તે હકીકતનું જ કથન છે. જેમ અનિષ્ટ રાજ્યતંત્ર પ્રજાની અનેક નબળાઇને લીધે જ ટકે છે, તેમ આજની અનિષ્ટ ગુજરાતી રંગભૂમિ એ પ્રજાના ખોખરા ચારિત્ર્યનું જ પરિણામ છે- જેમ, એ તેનું પ્રતિબિંબ પણ લાગે છે. જો પ્રજામાં જ ચારિત્ર્યશુદ્ધિનો પ્રેમ સારા પ્રમાણમાં પથરાવા લાગે, તો આજનાં કલંકરૂપ નાટકોને તે ઉત્તેજન ન આપે અને ઉત્તેજન ટળતાં એવાં નાટકો આપ મેળે જ મરવાનાં. ટૂંકામાં, રંગભૂમિની સફળ સુધારણા સફળ રાષ્ટ્રસુધારણા વિના અશક્ય છે.

૨. વિશુદ્ધ પ્રજામાનસ પછી વિશુદ્ધ નાટકો માગશે-વિશુદ્ધ, પણ શિખામણિયાં નહીં. વિશુદ્ધ એટલે, સૌથી પહેલાં તો, કલાદષ્ટિએ ઉત્તમ. આ છેલ્લા બે શબ્દોમાં બધું આવી ગયું. કેમકે નવાયુગના નાટકકારની કલામાં નહીં હોય નીતિબોધને ખાતર જ થએલો નીતિબોધ, તેમ નહીં હોય સંસારજીવન તરફની ઉપેક્ષા કે ઉદાસીનતા. જીવનનો તે અથાક રસિયો હશે. જીવનનો તે પ્રત્યક્ષ અનુભવી હોવાથી, હાલનાં સાક્ષરી નાટકોની વત્તીઓછી શુષ્કતા તેનામાં નહીં હોય ને હાલનાં બજારૂ નાટકોમાંના વત્તાઓછા વ્યાસજીવેડા તેનામાં નહીં હોય. તે રસિક ચિન્તક પણ હોવાથી, જીવનમાં પળપળે આપણે ઉકેલવી પડતી નીતિ અનીતિની કે ધર્મસંકટોની સમસ્યાઓની પાછળની પ્રારબ્ધ શક્તિ વિશે પણ અહર્નિશ વિચારો કરતો હશે, અને પોતાની મનોવૃત્તિ અનુસાર, એ વિચારણાઓને પરિણામે કરુણતા ભર્યાં કે હાસ્યમય અમર નાટકો આપી જશે.

૩. પણ સુધરેલી પ્રજા અને નવા નાટકકારને સાંકળે કોણ ?-નવી રંગભૂમિનો સ્રષ્ટા, ગુજરાતનો કોઇક સ્ટેનિસ્લાવસ્કી કે બહાદુરી. શબ્દ કદાચ વધુ પડતો લાગે, પણ હકીકતો જુઓ, તો એ દરેક, રંગભૂમિસુધારનો ભેખધારી હતો. બહાદુરીએ તો પોતાની લાખેકની મિલ્કત બંગાળી રંગભૂમિના ઉદ્ધાર માટે આપી દીધાનું સાંભળ્યું છે. આ ભેખધારી નહીં તો બીજું શું ? એવી રીતે, રંગભૂમિને સુધારવાની તાલાવેલી જ જેને લાગી હોય, અને તે એટલી બધી લાગી હોય, કે એવો માણસ એક વાર તો એમ જ કરી નાંખે કે "મને મોક્ષ નહીં મળે તો ચાલશે પણ રંગભૂમિ ન સુધારૂં એ નહીં ચાલે" અથવા "હું સ્વરાજ્ય આવેલું જોવા નહીં જીવું તો ચાલશે, પણ રંગભૂમિને સુધારપંથે ન ચઢાવું ત્યાં લગી તો આવેલા યમદૂતને પણ મારે ઘરમાં પેસતો અટકાવવો પડે"- આવી લગનીવાળો પુરુષવર જન્મે નહીં, ત્યાં સુધી અનેક સડાઓના સંગ્રહસ્થાન જેવી રંગભૂમિ કંઇ સુધરે પણ નહીં. દરેક ખરેખરા, સંગીન, આવશ્યક, મોટા સુધારા વખતે એમ જ બન્યું છેઃ The man and the moment-પુરુષાર્થ અને કાળબળ, આ બેનો ધન્ય સંયોગ થતાં, લાંબા

સમયથી જે ઝંખ્યા કરાય છે તે નવી સૃષ્ટિનો જન્મ જાણે થોડાક માસમાં જ થતો આપણે જોઇએ છીએ.

પણ એ રીતે ભાગ્યનું પાંદડું ફરે ત્યાં સુધીનું શું? ત્યાં સુધી હાથ જોડીને બેસી રહેવું?—ના; ત્યાં સુધી, એ અચૂક આવનાર જીસસ ક્રાઇસ્ટના નાના કે મોટા જૉન ધ બાપ્ટિસ્ટો બનવાના નમ્ર પ્રયાસો આપણે કરવા. તેમ કરતાં, હયાત નાટકશાળાઓ અને નાટકમંડળીઓને આપણે સાવ અવગણવી. 'રેપર્ટરી' થીએટરોની ઢબ પર નાનાં ખાનગી મંડળોમાં, એમેચ્યૉર્સની મદદથી, પૈસા ભીખી આણીને પણ, સ્વતંત્ર કે ભાષાંતરી નાટકો ભજવવાં (ભાષાંતરોથી અત્યારની દશામાં તો ડરવું જ નકામું છે; વળી, ઘણુંખરાં રેપર્ટરીમાં શરુઆત સારાં ભાષાંતરથી જ થએલી; ઇગ્લંડમાં જ, આવે એક પ્રસંગે, સોળમાંનાં દસ નાટકો પરદેશી હતા), તેમાં શિષ્ટ પ્રેક્ષકોને મુખ્યત્વે સ્થાન આપવું. આમ મર્યાદિત ક્ષેત્રમાં થએલું કામ પણ, ખરા, જીવંત કલાતત્ત્વવાળું—લેખન, અભિનય ને તખ્તો, ત્રણે બાબતોમાં—હોવાથી, એવા મંડળો ગુણાતાં જશે તેમ તેમ લોકરુચિને તે કળવશે. આ તૈયારીનો લાભ ભાવિ સમુદ્ધારકને મળતાં, એ શિષ્ટ નાટકોને સર્વવ્યાપી કરી મૂકશે અને સુખનો દહાડો એમ કુદરતી ક્રમે જ ઉગશે.

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય



# આપણી રંગભૂમિ કેમ સુધરે?

રંગભૂમિ અવનત થઇ છે એવો પોકાર અનેક દષ્ટિએ કરવામા આવે છે. તેમાં કેટલાકને નટવર્ગના અભિનયો અને ભાવદર્શન અનુચિત અને અતિશયોક્તિ ભર્યાં દેખાય છે; કેટલાકને તેમનાં સંભાષણોની રીતિ અસ્વાભાવિક લાગે છે; કેટલાકને નેપથ્યવિધાન અસ્થાને જણાય છે; કેટલાકને ચિત્રપટ અયોગ્ય ભાસે છે; તો કેટલાકને ગાયનો અને કવિતાની ક્ષુદ્રતાથી ગ્લાનિ ઉપજે છે. સમજુ વર્ગ મોટે ભાગે વસ્તુસંકલના, પાત્રાલેખન, લેખ તથા પ્રસંગો પ્રતિ દષ્ટિક્ષેપ કરી તેની શિથિલતા જોતાં ઉદાસ થાય છે. અનેક દોષોમાં આ દોષ વિશેષ ગ્લાનિકર છે, એ નિર્વિવાદ છે.

પ્રથમના ચાર દોષો માટે નાટકમંડળીના માલેકો જવાબદાર છે. અને છેવટના બે દોષો માટે લેખકો જવાબદાર છે. આધુનિક સમયમાં નાટકમંડળીના માલેક અથવા તો રંગભૂમિના સંચાલક સૂત્રધારો (directors) ની વૃત્તિ—જે પ્રેક્ષકવૃત્તિને અનુસરતી ગણાય છે—તેને અનુસરીને લેખકે વસ્તુની સંવરણી, વસ્તુની સંકલના, પાત્રયોજના વગેરે કરવું પડે છે એથી લેખકની જવાબદારી ઓછી થાય છે. પરન્તુ એ જવાબદારી લેખકને જ શિર રહે, લેખક પોતાની કલા એવી રીતે અજમાવી શકે કે લોકસમૂહ પણ તેમા રસ લઇ શકે અને કલાભિજ્ઞ વર્ગ પણ તેની પ્રશંસા કરે, એ સ્થિતિ ઉપસ્થિત થાય તો ઉપર દર્શાવેલા દોષો અવિલંબે નિર્મૂળ થાય એવું અમારૂં મન્તવ્ય છે. આ સ્થિતિ આવે એ માટે મુખ્ય ત્રણ ઉપાયો યોજવાની આવશ્યક્તા લાગે છે. પ્રથમ ધંધાદારી નટોની અને નાટકમંડળીઓની

સ્પર્ધામાં અવેતન નટનટીઓનું કાર્ય; બીજું ધંધાદારી લેખકો અને નાટકમંડળીઓનો સહકાર કરનારા પ્રવીધર નાટકકલાના લેખકોનું કાર્ય; અને ત્રીજું તટસ્થ વિવેચકોનું કાર્ય.

નાટક કેવળ કલા અને સાહિત્યનું ક્ષેત્ર નથી પરન્તુ સાર્વજનિક મનરંજન, સામાજિક ઉપદેશ અને સુધારાનું ક્ષેત્ર વિશેષ અંશે છે એ માન્યતા ધ્યાનમાં રાખી ઉપલા ઉપાયોનું વિવરણ કરીશું.

**૧. અવેતન નટનટીઓ (amateurs)**

અવેતન નટનટીઓ સામાન્ય જનસમાજને આકર્ષવાનો હેતુ દુર્લક્ષ કરી ધંધાદારીઓનાં નાટકોથી ભિન્ન દિશા ગ્રહણ કરશે તો તેથી જે સુધારણાની અપેક્ષા રખાય છે તેમાં કેવળ નિરાશા જ પ્રાપ્ત થશે. કેમકે એમના પ્રયાસો કેવળ નૈમિત્તિક જ હોય છે. એથી અમુક જ વર્ગનું મનરંજન થશે. સામાન્ય વર્ગ માટે પણ તેમના પ્રયાસો નહિ થાય તો જે પ્રકારની રંગભૂમિ હમણાં દૃષ્ટિગોચર થાય છે એથી પણ વધુ અવનત થતી દેખાશે અને રંગભૂમિની સુધારણાનો પોકાર ચાલુ જ રહેશે. જો આ નટનટીઓ અમુક જ વર્ગને પસંદ પડતાં નાટકો ધંધાદારીઓની માફક હરહમેશ ભજવતાં રહેશે તો પણ બે પ્રકારની રંગભૂમિ થશે. એક શિષ્ટમનરંજનાર્થે અને બીજી લોકસમૂહના રંજનાર્થે. આમ થવાથી રંગભૂમિની સુધારણાનો પોકાર પ્રચલિત જ રહેવાનો અને સામાન્ય જનસમાજ પ્રતિ બળાપો જ થવાનો. કેમકે ધંધાદારીઓની મંડળીઓ પૂરતા પ્રમાણમાં હોવાથી એ મંડળીઓએ જે લોકદૃષ્ટિ બાંધી છે તે તેવી જ રહેવાની અને તેથી અવેતન નટનટીઓએ ઉપસ્થિત કરેલી રંગભૂમિ લોકસમૂહને કંટાળો આપવાની. જ્યારે ધંધાદારી મંડળીઓ સર્વ બંધ થઇ હોય અથવા તો જ્યારે અખિલ જનસમાજ ઉચ્ચ શિક્ષણ પામ્યો હોય, નાટકકલા અને નાટ્યકલા સમજતો થયો હોય ત્યારે એમના પ્રયાસો સફલ થાય. માટે આધુનિક ધંધાદારી મંડળીઓની રંગભૂમિ સુધરે અને જનસમાજ—કેળવાયલો તેમ જ બીનકેળવાયલો—આકર્ષાયલો રહે એવા એવા ઉપાયો અવેતન નટનટીઓએ કે મંડળીઓએ કરવાની જરૂર છે.

પ્રથમ સુશિક્ષિત વર્ગે નાટ્યકલા હસ્તગત કરવી, અને એવી નાટક મંડળી સ્થાપવી કે જેમાં દરેક નટ કે નટી ઓછામાં ઓછું ગુજરાતી છ ધોરણનું અને અંગ્રેજી સાત ધોરણનું શિક્ષણ પામ્યો હોય. જે નટોને નાટ્યકલાનો અભ્યાસ હોય તેમને અગ્રસ્થાન આપવું. મંડળીના કાર્યકર્તાની સંવરણી નાટ્યકલા, નાટકકલા, પાશ્ચાત્ય તથા પૌર્વાત્ય નાટકોનો યથાશક્તિ પણ ગહન અભ્યાસ, તેમ જ આધુનિક ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે રંગભૂમિનું નિરીક્ષણ, તેમ જ આધુનિક ગુજરાતી રંગભૂમિનો અનુભવ અને લોકસમૂહની માનસવૃત્તિનું અધ્યયન વગેરેને આધારે કરવી. નટવર્ગમાં જેઓ વેતન વિના કાર્ય કરવા પ્રેરાતા હોય તેમને અવેતન વિભાગમાં દાખલ કરવા અને જેઓને વેતનવિના ચાલી શકતું ન હોય તેને વેતન સમૂહમાં ગણવા. આ નટોને વેતન નાટકની આવકમાંથી આપવું. વેતન આપવા જેટલી પૂરતી કમાણી વખતે ન થાય તો તેટલા માટે સાહિત્યરસિક પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ ધનવાન ગૃહસ્થો પાસેથી નાણું ઉઘરાવી સ્થાયી ફંડ સ્થાપવું અને એના વ્યાજમાંથી વેતન આપવું તથા ચિત્રપટ, જવનિકા, નેપથ્યવિધાન વગેરે પરચુરણ ખર્ચ કરવા. ધંધાદારી આવડતી હોય તો સંયુક્ત (limited) મંડળી સ્થાપવી. નાટકો કેવાં લખવાં, કયે ધોરણે લખવાં વગેરેની નિયમાવલિ ઘડી કાઢી લેખકોને નિમંત્રવા. એમના લેખનું

અમુક મહેનતાણું ઠેરવવું. આરંભમાં દરેક નાટક બે કલાક ચાલે એટલાં મોટાં રાખવાં. મુદ્દો તદ્દન સાદો અને સામાજિક પ્રશ્નચર્ચાનો ઠેરવવો. સુધારક કે પ્રાચીન વિચારના કોઇ પણ વર્ગની લાગણી ન દુખાય એવું લખાણ રાખવું. નીતિબોધનો હેતુ આગળ પડતો રાખવો. સંગીતવર્જ્ય કે સંગીતપ્રધાન નાટકો ન યોજતાં મિશ્ર–ચાલુ પદ્ધતિ જ હાલને માટે રાખવી, તેમાં લોકગીતને આરંભમાં પ્રાધાન્ય અને ધીમેધીમે ઉચ્ચ સંગીતને ઠેકાણે યોજવું. ટીકીટોનું મૂલ્ય બે આનાથી શરૂ કરવું.

આવી મંડળી મુંબઇ જેવા શહેરમાં ઓછામાં ઓછી બે જોઇએ અને સુરત, અમદાવાદ જેવામાં એક રાખવી. ધંધાદારી મંડળીની માફક નાટકો દર શની રવિ ભજવવાં અને તે દિવસે બે ખેલ બનતા સુધી કરવા.

## ૨. ધંધાદારી નાટક મંડળીનો સહકાર

અવેતન નાટક મંડળી સંગીન કાર્ય કરી શકે એવી એક પણ છે નહિ. એટલે રંગભૂમિની ઉન્નતિ કરવા ઇચ્છનારાઓ જ્યાંસુધી સંખ્યાબંધ બહાર ન પડે, નિઃસ્વાર્થભાવે રાગાદિ દોષ રહિત યોગ્ય પ્રયાસ ન કરે ત્યાંસુધી સંક્ષોભ અને ઉત્પાતની વૃત્તિ દૂર કરી ધંધાદારી મંડળીઓ સાથે સહકાર આદરી, અનુભવ વિના રંગભૂમિની કેટલીક ન સમજી શકાય એવી ગુંચ સમજી લેવાનો પ્રયાસ કરવો. જનસમાજની દૃષ્ટિ ફેરવવાની છે, એકલ-ડોકલની નહિ. તેથી તે જનસમાજ કેટલું અને કેવું સારુંનરસું પચાવી શકે છે તેનું ભજવાતાં નાટકોનાં વારંવાર થતા નિરીક્ષણદ્વારા તેમ જ પોતે લખેલાં નાટકો ભજવાય તે દ્વારા અનુભવવાની જરૂર છે. કેવળ નિરીક્ષણથી જ એ સમજાશે એ માન્યતા ભૂલ ભરેલી છે. વારંવાર અનુભવ લેવાથી જ પોતાનું લખેલું કયું ને કેટલું નિષ્ફળ કે સફળ નીવડે છે એ પ્રકારની નાટકી અસર ( dramatic effect ) સમજાય છે અને મુખ્ય સૂત્ર હાથ લાગે છે. કેટલીક વાર પ્રવેશોની ગોઠવણ બદલવાથી કંઇક જુદી જ અસર થાય છે. કેટલીક વાર પ્રવેશોની લખાવટ બદલવાથી કંઇક નવું જ ચેતન આવે છે. કેટલીકવાર અમુક પાત્રોને દબાવી દેવાથી અણધારી પણ યોગ્ય અસર થાય છે. એવી એવી અનેક પ્રકારની સમજ પોતે લખેલું ભજવાતું લેખક જોય ત્યારે તે સમજી શકે. અતિસામાન્ય વર્ગને શું ગમે છે એ તો સ્હેજે સમજાય છે પણ એમની વૃત્તિ કયે પ્રકારે વાળી શકાશે એ સમજવું અતિ કઠિન છે. કામોદ્દીપક દૃશ્યોની પ્રશંસા કરનારો એ વર્ગ કેવા પ્રકારની ધમાલથી આકર્ષી શકાશે અને શાંત રસ તથા મીઠી રમુજનાં દૃશ્યો શાંતિથી સમજીને જોતો કરાશે એ સમજવા માટે અનેક અખતરાની જરૂર રહે છે. આધુનિક મંડળાનું કે 'નટોનું નામ' સાંભળી સુગથી કટાણું મ્હોં ન કરતાં તેમનો સહકાર કરી, કેટલીક વાતો દરગુજર કરી, અનુભવ મેળવી, કલા અને નાટકની આદર્શભાવના શાંતિમય વાતાવરણે ઉત્પન્ન કરી અજમાવવી.

આવો સહકાર કરી અખતરા કરનારની મુશ્કેલીઓ ઘણી મોટી હોય છે. કેમકે ધંધાદારી નાટક મંડળીના માલેકનું લક્ષ્ય કમાણીનું હોય છે. ધંધાદારી લેખકોનું દૃષ્ટિબિન્દુ ઘણેભાગે કલાનાં દૃષ્ટિબિન્દુ કરતાં કમાણી અને ખ્યાતિનું વિશેષ હોય છે. પ્રેક્ષકવર્ગનું ધ્યાન કલા અને સાહિત્ય પર જ વિશેષ હોય છે. એટલે પ્રથમના અખતરાઓમાં ધંધાદારી લેખકોનો માર્ગ તજી દેવામાં નિષ્ફલતા પ્રાપ્ત થાય છે. સાહિત્ય અને કલાદૃષ્ટિ ગૌણભાવે રાખી, ચાલુ પ્રથાનાં નાટકો લખી, લોકદૃષ્ટિએ તેમાં સફલતા મેળવી, લોકદૃષ્ટિએ પ્રતિષ્ઠિત

થયા પછી લેખકે અંશતઃ નવા અખતરા લોકદષ્ટિ ફેરવવાને કરવા. એક જ મુદ્દાનું વસ્તુ સંવરે, સર્વ પ્રસંગો એ જ મુદ્દાના પોષક, કારણ કે કાર્યરૂપે; તીવડે, વસ્તુસંકલના શિથિલ ન હોય, કલાની દષ્ટિએ અસંબદ્ધ પ્રસંગો ન યોજાય, કોમીકનાં ધર્તીંગો દૂર થાય, અમુક રસ અને તેના અંગીભૂત રસોનું સંયોજન કરાય, વગેરે વગેરે ઉચ્ચ કોટિનાં નાટકોનાં તત્ત્વો દષ્ટિગોચર થાય. એકવાર લેખક લોકદષ્ટિએ વખણાયો અને લોકદષ્ટિ કેળવવામાં સફળ થયો તો માલેકો કે રંગભૂમિના સંચાલકો ધીમે ધીમે દખલગીરી કરતાં જરૂર અટકશે.

આ સફલતા પ્રાપ્ત કરવા એક જ લેખકનો પ્રયાસ ભાગ્યે જ સફલ થાય: રંગભૂમિની સુધારણાનો હેતુ ધ્યાનમાં રાખી અનેક લેખકો બહાર પડે, અને ધંધાદારી લેખકોની સ્પર્ધા કરી તેઓને પણ નમતું આપવાની ફરજ પાડે ત્યારે જ બની શકે. નહિતર ઉંચું સુંદર નાટક મૂલ્ય વિના પણ આપવા જતાં ધંધાદારી માલેકો અથવા રંગભૂમિના સંચાલકો કદી પણ ભજવશે નહિ. અને પદવીધર વિદ્વાન લેખકોને લખતાં નથી આવડતું, તેઓ લોકવૃત્તિ સમજી નથી શકતા એવો પોકાર કર્યા જ કરશે. એટલે એવું નાટક આવી મંડળીને આપવું જ નહિ અને ઉપર બતાવેલો માર્ગ ગ્રહણ કરવો.

કૉલેજમાં, ગેધરીંગમાં, ઉત્સવોમાં નાટકો ભજવવાનો નિયમ થઈ ગયો છે પરન્તુ તેમાં રંગભૂમિની સુધારણાનો હેતુ હોતો નથી. અમુક જણે ભાગ લીધો, અમુક જણોનાં નામ આગળ આવ્યાં પરન્તુ તે અલ્પકાળ માટે અને અમુક જ વર્ગની સમક્ષ. એમના પ્રબળ પ્રયાસો સતત જનસમાજની સમક્ષ ન મૂકાય ત્યાં સુધી અવેતન નટનટીઓનો કાર્યકર હોવાનો પોકાર નિરર્થક રહેવાનો.

કવિ નર્મદાશંકર તથા સ્વ. મણિલાલ નભુભાઈ તથા સ્વ. રણછોડભાઈ પછી પદવીધર અને વિદ્વાન લેખકોએ રંગભૂમિ સાથે અસહકાર કરવાથી જ આપણી રંગભૂમિ અવનત વધારે થઇ દેખાય છે. ત્યાર પછી પણ એકાદેક એવા લેખકના એકલવાયા પ્રયાસથી પરિણામ અપેક્ષિત ન આવ્યું. તેથી હવણાં તો આધુનિક ચીલામાં ચાલી વિદ્વાન લેખકોએ પૂરતી સંખ્યામાં બહાર પડી એ ચીલો ફેરવી રાજમાર્ગના રૂપમાં લાવવો.

### ૩. વિવેચનો

રંગભૂમિમાં સુધારો કરાવવા માટે વિવેચન એ પ્રબળ સાધન છે. દૈનિક કે અષ્ટવારિક વર્તમાનપત્રોમાં નાટકનાં અવલોકનો ઘણાં આવે છે પરન્તુ તેમાં કોઈ કોઈમાં જ સત્ય-નિર્ણય અને ચર્ચા તથા સૂચનાઓ હોય છે. વસ્તુસંકલના શિથિલ છે, પાત્રાલેખન નબળું છે, પ્રસંગો અસ્વાભાવિક છે, નરી બરાડા પાડે છે એવી સામાન્ય ટીકા થાય છે.

વિવેચન તટસ્થ વૃત્તિનું હોવું જોઇએ. નાટકમંડળી કે તેના માલેક કે લેખક પ્રતિ અણગમો કે હેતભાવ રાખી કક્ષાપ્રહારની કે વખાણોના વણઝારની કોટિનું થાય તે ઠીક નથી. વિવેચકોએ દરેક મંડળીનાં દરેક નાટક જોવાં અને નાટ્યશાસ્ત્રના આધારે તેમ જ આધુનિક રંગભૂમિના સંજોગોને લક્ષમાં રાખી વિવેચન કરવું. વસ્તુસંકલના કયાં નિર્બળ થાય છે, કયાં સ્વાભાવિકતા તૂટે છે, વસ્તુની ખીલવણી શા કારણથી થઈ શકતી નથી, કયા પ્રસંગો નિરર્થક અને અસંબદ્ધ છે, કયાં પાત્રો કેવી રીતે દોષિત છે, હેતુ બૌદ્ધિક છે કે ધાંધલિયો, લેખકે સફળતા કેટલે અંશે સાધી છે વગેરે વગેરે પ્રશ્નો નિષ્પક્ષપાતપણે ચર્ચવા.

જે દોષો બતાવ્યા હોય તેની પુનરુક્તિ બીજાં નાટકમાં લેખકને હાથે ન થાય તેવી સૂચના થવી જોઇએ. આવી સૂચનાની વારંવાર ઉપેક્ષા થાય તો તેવા નાટક પર કક્ષાપ્રહાર થવા જોઈએ. અતિસામાન્ય વર્ગને રુચિકર પ્રસંગોમાં અંશતઃ રુચિ બદલવાનો પ્રયાસ થાય છે કે નહિ તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું અને નવીન માર્ગસૂચન પણ કરવું.

પ્રેક્ષકોની વૃત્તિ પ્રતિ પણ કટાક્ષો થઈ શકે. નાનાં મોટાં વર્તમાનપત્રોમાં અરુચિકર પ્રસંગો પ્રતિ પ્રેક્ષકોને જુગુપ્સા ઉત્પન્ન થાય એવી ટીકા કરવી. શું જોવા લાયક છે, લેખકની કલા શેમાં છે વગેરે સુંદર વિભાગો પ્રતિ પ્રેક્ષકનું ધ્યાન ખેંચવું અને એવા વિભાગો વધાવી લેવા પ્રેક્ષકોની વૃત્તિ ઉશ્કેરવી.

૪. ગૌણ ઉપાયો

બીજા કેટલાક ગૌણ ઉપાયો પણ છે. નાટકના માલેકને રંગભૂમિની સુધારણા આવશ્યક જણાઈ હોય તો તેણે લેખકનું નાટક જાહેરમાં મૂકાય તે પૂર્વે બે ચાર વિદ્વાનોને વાંચી સંભળાવવું અને પછી તેમના વિચારો જાણી લઇને ઉચિત ફેરફારો લેખક પાસે કરાવીને રંગભૂમિ ઉપર મૂકવું. મત આપનારા વિદ્વાનોએ મત આપવામાં ધ્યાન રાખવું કે હવણાં રંગભૂમિની સુધારણાનું પ્રથમ પગથીયું છે એટલે ન્યાયાધીશના ન્યાયાસને બેસી ન્યાય કરવાની તીવ્ર બુદ્ધિ રાખવાની નથી; પરન્તુ આધુનિક સમય, સંજોગો અને પ્રેક્ષકોની વૃત્તિને અનુસરી ઔચિત્ય, સ્વાભાવિકતા અને કલાનો પ્રચાર કરવાનો છે. અમુક સુધારો દાખલ કરીને તે સુધારાને અનુકૂળ પ્રેક્ષકોની માનસદૃષ્ટિ બંધાય નહિ ત્યાં સુધી બીજો નવો સુધારો એકાએક દાખલ કરવો નહિ. નાના નાના ઝીણા સુધારાઓ અખતરા તરીકે ભલે દાખલ કરાવવા, અને મુખ્ય સુધારો બીજાં નાટકોમાં પણ તદ્દત રહ્યો છે કે નહિ તે પર બારીક ધ્યાન આપવું. આ પ્રકારના માનસશાસ્ત્રના સિદ્ધાંતની દૃષ્ટિ પ્રતિ ઉપેક્ષા ન રાખવી એ ખાસ સૂચના છે.

બીજું, બની શકે તો લેખકોનું એક મંડળ સ્થાપવું. ધંધાદારી તેમ જ પદવીધર સુધારક લેખકોનો સહકાર સદ્‌વૃત્તિથી સાધી તેમને તે મંડળના સભ્યો કરવા. જે જે નાટકો પડ્યાં હોય તે પર ટીકા કરાવવી અને કરવી. અને નાટ્યશાસ્ત્રના આધારે તેમ જ સમાજસુધારાની દૃષ્ટિએ સૂચનાઓ કરવી. આ કાર્ય ઘણું મુશ્કેલ છે. એમાં અનપેક્ષિત ઘણી વિટંબનાઓ ઉભી થશે. પરન્તુ પદવીધર લેખકો સદ્‌ભાવે રંગભૂમિની સેવા કરવા જાહેરમાં આવ્યા હશે તો કાર્ય ઘણું જ સરળ થઇ પડશે. આથી વિદ્વાનોની સૂચના તેઓ અવશ્ય ધ્યાનમાં લેશે અને રંગભૂમિને અનુકૂળ તેઓ ઘણું ઘટાવી શકશે. અને વિદ્વાનો તેમની અનેક મુશ્કેલી તત્ત્વતઃ સમજી શકશે અને તેથી અમુક સમય સુધી અમુક પ્રકારના લેખો અને દૃશ્યો લખવાની છૂટ આપશે.

ત્રીજું, બની શકે તો કેટલાક સુવિનીત નરોએ અઠવાડીઆમાં અમુક દિવસે દોઢ બે કલાકનાં રમુજી પ્રવેશો ભજવવા. ખાસ કરીને કામદાર વર્ગ, મજુરવર્ગ વગેરેને વિના મૂલ્યે આ પ્રયોગો જોવા દેવા. સામાન્ય વર્ગ માટે કંઈક મૂલ્ય રાખવું. આથી આ વર્ગની વૃત્તિ કંઇક ફેરવી શકાશે. મુંબાઇમાં માધવબાગની સામે મગનબાગમાં (ખખ્ખર બિલ્ડીંગમાં) આવી એક મંડળી હતી. આરંભમાં તેણે મફત પ્રયોગો કર્યા. પછી આનો ટીકીટનો ભાવ રાખ્યો અને પછી ફરીથી મફત પ્રયોગ કરવાનું રાખ્યું. આવી મંડળી કંઈક સારું કાર્ય કરી શકત.

પરન્તુ લગભગ ત્રણ ચાર કલાક તેઓ પ્રયોગ ભજવતા અને કંઈક ટીખળ અને તોફાન વિશેષ થતું. કોઈ સમજુ નેતાવર્ગ ન હતો એટલે આ પ્રયોગ થતા બંધ પડયા. પરન્તુ આ પ્રયાસ વિચારવા જેવો છે.

આ પ્રમાણે જોતાં અને વિચારતાં અનેક પ્રયાસો મળી આવશે. રંગભૂમિ સાથે અસહકાર કરીને ઝંપલાવવામાં જનસમાજના હાસ્યાસ્પદ થવા જેવું છે. પ્રબળ સાધનો અને અનુકૂળતા હોય તો બધું જ બની શકે. પણ આપણી પાસે તે નથી. હાલની નાણાં ભીડ જોતાં સંભવે એમ પણ નથી. માટે ધંધાદારીઓના કમાણીના હેતુને કલા અને સાહિત્યની દૃષ્ટિથી રંગવામાં નહિ આવે ત્યાં સુધી પરિણામ અરુચિકર આવશે. તેથી તેમના સંસર્ગમાં આવી કેળવાયલા નટોએ અને લેખકોએ આ ધંધાનું સૂત્ર અને તત્ત્વ હાથ કરવું. કેળવાયલા યુવકોએ અને પ્રૌઢ જનોએ કેળવાયલા વર્ગ માટે આ દિશાનાં દ્વાર ખોલી નાખવાં. કોઈએ યોગ્યતા મેળવીને સૂત્રધારનું કાર્ય કરવાની શક્તિ ખીલવવી. ધનવાનોની અભ્યર્થના કરી નવી મંડળી ઉભી કરવી અને ધંધાદારી તથા કલા અને સાહિત્યની પ્રગતિ એકત્ર સાધી સામાન્ય જનસમાજ તથા વિદ્વજ્જનસમાજ બેનું મનરંજન કરવું.

**ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા**

# નાટ્યનાં તત્ત્વો

[નાટ્યનું લક્ષણ બાંધતાં આપણા સિદ્ધાંતશાસ્ત્રીઓ દશ્યતા ઉપર બહુ ભાર મૂકે છે. 'દશરૂપકમ્' નાટ્ય માટે વપરાતા રૂપક શબ્દને ન્યાય આપતાં, તેને આમ સમજાવે છે:

अवस्थानुकृतिर्नाट्यं रूपं दृश्यतयोच्यते ।
रूपकं तत्समारोपाद्दशधैव रसाश्रयम् ॥[१]

જીવનની અવસ્થાનાં અનુકરણરૂપ નાટ્ય છે, અને તેમાં દશ્યતાનો ગુણ છે માટે તે રૂપ કહેવાય છે. તેનો આશ્રય રસ છે. આમ નાટકમાં બે ગુણ વિશિષ્ટરૂપે રહે છે: દશ્યતા અને રસોત્પત્તિ. આ દૃષ્ટિએ નાટકને નૃત્ત અને નૃત્યથી જાુદું રાખવાની જરૂર છે. નૃત્ત એટલે સામાન્ય નાચ, જેમાં હાથપગ વગેરેનાં હલનચલનની સાથે તાલ, લય, વગેરેની સંવાદિતા હોય, પણ અભિનય ન હોય. નૃત્યમાં અભિનય વધુ ભળે અને તેથી કરીને નૃત્ય પ્રેક્ષકનાં મનમાં ભાવ ( રસ નહિ ) ઉત્પન્ન કરી શકે. નાટ્યમાં, નૃત્ત અને નૃત્યના બધા અંશો ઉપરાંત રસાવિર્ભાવ વિશેષરૂપે રહે છે.[૨] આ નૃત્ત–નૃત્ય–નાટ્યના ભેદથી એટલું તો જરૂર તરી આવે છે કે હિન્દુ નાટ્યશાસ્ત્રીઓએ નાટકનું મૂળ નૃત્તમાં છે તે વિચાર જાળવી રાખ્યો છે.[૩] પરન્તુ નૃત્ત–નૃત્ય–વિકાસને લીધે નાટ્યમાં ભળેલાં આ બધાં તત્ત્વો આનુષંગિક છે. નાટ્યનો પૂર્ણ વિજય દશ્યતા અને તેને લીધે ફલિત થતા રસાવિર્ભાવ પર

૧ જુઓ, દશરૂપકમ્–હાસ. ૧. ૭–૧૦ પૃ. ૩–૪
૨ વધુ ચર્ચા માટે જુઓ મ્હારા 'Studies in Das'arupkam' પૃ. ૫
૩ સરખાવો: Ancient Classical Drama by Moulton, p. 1–17.

અવલંબે છે 'નૃત્ય' કરતા નાટ્યમા, આટલા માટે જ એક તત્ત્વ વધુ સ્વીકારાય છે. નાટ્યમા રસાવિર્ભાવ માટે સંગીત આવશ્યક ગણાયુ છે[૪] આ રસાવિર્ભાવ પૂર્ણપણે કરવામા જ નટની કૃતકૃત્યતા છે. રસનો આવિર્ભાવ કેમ થાય છે તેની ચર્ચામા ઉતરવાનુ આ સ્થાન નથી.[૫] પરન્તુ હિન્દુ નાટકના આ રસાવિર્ભાવના તત્ત્વને લીધે હિન્દુ નાટકોમા ભાવપ્રધાનતા ( idealism ) વધારે આવે છે તે નોધવુ પ્રાસગિક છે. આ તત્ત્વને લીધે જ પાશ્ચાત્ય વિવેચકો એમ ફરિયાદ કરે છે કે હિન્દુ નાટકોમાં વસ્તુતા ( reality ) નથી.[૬] આ વાત સત્ય હશે, પણ તે બહુ થોડે અંશે જે નાટ્યશાસ્ત્રે નાટ્યને અવસ્થાની અનુકૃતિ રૂપ માન્યુ તે જીવનના બળતા પ્રશ્નોને નાટકમાથી કેમ દૂર રાખી શકે ? પરન્તુ જ્યારે એમ બતાવવામા આવે છે કે આ રસના તત્ત્વને લીધે જ સંસ્કૃત નાટ્યમા કાર્ય ( action ) નો અભાવ દેખાય છે ત્યારે જરા વિચાર કરવો પડે તેમ છે

જેમ હિન્દુ નાટ્યનું મંડાણ દૃશ્યતા અને તેને અગે અનિવાર્ય બનતા રસાવિર્ભાવ પર છે તેમ પાશ્ચાત્ય નાટ્યનું મૂળ કાર્યમા છે.[૭] અગ્રેજી Drama નું મૂળ ગ્રીક Drao=To do મા છે. એટલે કાર્યને સન્મુખ રાખી જેનો વિકાસ થયો છે એવુ પાશ્ચાત્ય નાટ્ય વસ્તુતા તરફ વધારે વળે તેમા નવાઈ નથી. ખરૂ જોતા આ અતર તો પૌર્વાત્ય અને પાશ્ચાત્ય માનસના તાત્ત્વિક ભેદમા જ છે. પાશ્ચિમાત્ય નાટ્યવિદો પણ નાટ્યના મૂળમા કાવ્ય, સગીત અને અભિનય જુએ છે. પરન્તુ રસવાદની સીધી કલ્પના તેમનામા ન ઉદ્દભવેલી એટલે પાશ્ચાત્ય નાટક વસ્તુતા તરફ જ વળ્યુ અને પાશ્ચાત્ય અને પૌર્વાત્ય નાટ્ય વચ્ચેનો આ ભેદ ધ્યાનમા રહેશે તો હિન્દુ નાટ્યમા કાર્યનો અભાવ શા માટે છે તે સમજાશે

આટલી તાત્ત્વિક ચર્ચાને અતે સમજાશે કે આપણા અત્યારના નાટકોમા નથી કાર્યનું ઠેકાણુ કે નથી રસાવિર્ભાવ માટે પ્રયત્ન. બન્ને દૃષ્ટિએ આપણે આપણી રગભૂમિ સુધારવી જોઇશે. આજના રગભૂમિના સચાલકો નાટ્યમા આદર્શ અને ઔચિત્ય છે કે નહિ તે તરફ ધ્યાન નથી રાખતા તે શોચનીય છે પરન્તુ જમાનાથી પાછળ રહેવુ પાલવે તેમ નથી. નાટ્ય સિદ્ધાતોના પૂર્ણ અભ્યાસને અતે રંગભૂમિમા જે જે સુધારા આવશ્યક લાગે તે, આર્થિક દૃષ્ટિને બાજુએ રાખીને પણ કરવા પડશે. માત્ર અર્થોપાર્જન અને તેને લીધે સામાન્ય પ્રેક્ષકવર્ગના માનસને અનુરૂપ બનવાના પ્રયત્નો કોઈ પણ રગભૂમિને અધોગતિએ જ પહોચાડે. આજે હવે ગુજરાતને સચેતન થવુ પડશે રગભૂમિમા નથી તે તત્ત્વો દાખલ કરવા પડશે

૪ ભરતને ' તૌર્યત્રિકસૂત્રધાર ' કહેવાય છે તૌર્યત્રિકમા ગીત, નૃત્ય અને વાદ્યનો સમાવેશ થતો

પ. રસાવિર્ભાવની ચર્ચા માટે જુઓ Sanskrit Drama, by Kieth p 314-326, Sanskrit Poeties by De Part II, હમણા જ ' કૌમુદી ' ( વર્ષ પ, અ. ૧ )મા આવેલો લેખ રસ. પરીખ

૬. Sanskrit Drama, p 276; 'વિશ્વભારતી,' એપ્રિલ, ૧૯૨૭. Sanskrit Literature by Macdonell p 348

૭ ' Drama is thought expressed in action ' ( Moulton ) જેનું લક્ષણ આં બરાબર બતાવે છે.

આ પુનર્વિધાન માટે રસાવિર્ભાવ જેના ઉપર અવલંબે છે તે અભિનયને સુધારવો પડશે. ઉચિત અભિનય સિવાય નાટકોમાં ગંભીરતા અને શિષ્ટતા નહિ જ આવે. અભિનયમાં કુશળ નટ, પ્રેક્ષકને પોતાની ઇચ્છા મુજબ હસાવી કે રડાવી શકે તે દેખીતું છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્રો અભિનયના બારિક નિયમો આપે છે. પરંતુ આજનો કુશળ નટ માત્ર સંસ્કૃત અભિનયના નિયમો પાળીને જ નિશ્ચિત નહિ બની શકે. પાશ્ચાત્ય રંગભૂમિનો વિકાસ અદ્ભુત છે. અને તેના અભિનયને જાણ્યા સિવાય, અને તે અભિનયનો પૌર્વાત્ય અભિનય સાથે સુસંયોગ કર્યા સિવાય ખરો રસાવિર્ભાવ અશક્ય જ રહેશે. એમ નથી કહેવાનું કે હિન્દુ અભિનયના નિયમ પાળતો નટ રસનો આવિર્ભાવ ન કરી શકે. પરંતુ બન્ને કળાનું મિશ્રણ જરૂર લાભદાયી નીવડે.

પરંતુ, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય નાટ્યતત્ત્વોના સંયોગ માટે રસાવિર્ભાવ સાથે જ કાર્યની જરૂરત રહેશે. કાર્ય વસ્તુ ઉપર જ આધાર રાખે. માટે રસાવિર્ભાવની જવાબદારી જેમ નટ ઉપર પડે છે તેમ કાર્યતત્ત્વ રંગભૂમિ ઉપર લાવવાનું કામ નાટકકારનું જ રહે છે. સંસ્કૃત નાટકોમાં કાર્ય તરફ પૂરતું લક્ષ નથી રહેતું તે ઉપર નોંધેલ ફરિયાદમાં સત્ય છે છતાં, કાર્યથી છલોછલ ભર્યાં મૃચ્છકટિક કે મુદ્રારાક્ષસ જેવાં નાટકો, નાટ્યકારની પ્રતિભાથી સંસ્કૃત રંગભૂમિએ નથી જોયાં એમ નથી. પરંતુ અહીં નટની સાથે લેખકનો સહકાર જરૂરનો છે. વસ્તુગુંથણીમાં દુર્લક્ષ રહે ત્યારે કાર્યશિથિલતા જન્મે તે ઉપર કહ્યું છે. વસ્તુને બન્ધનમાં રાખવા સંસ્કૃત નાટ્યવિદોએ કેટલાંક તત્ત્વો સ્વીકાર્યાં છે. વસ્તુ ખ્યાત કે ઉત્પાદ્ય હોય તે તો ઠીક, પરંતુ ગમે તે વસ્તુ સ્વીકાર્યા પછી તેનો વિકાસ વ્યવસ્થિત થતો આવે માટે સંસ્કૃત નાટ્યશાસ્ત્ર, અર્થપ્રકૃતિ, અવસ્થા અને સંધિનો સ્વીકાર કરે છે. આ સંધિ વગેરે તત્ત્વો આખાં નાટકને સુસંશ્લિષ્ટ બનાવે; પરંતુ આવા જડ નિયમને વશવર્તી કાર્યતત્ત્વ નથી. અપૂર્વ અને સ્વયંભૂ પ્રતિભા વિના શું નાટક કે શું કાવ્ય કોઈ પણ કૃતિ અમર ન બની શકે. આ પ્રતિભાના ઉન્મેષથી જ નાટકકાર નાટકમાં કાર્યતત્ત્વનું સમતોલપણું જાળવી શકે. શાસ્ત્રોમાં આપેલા નિયમો તો માત્ર ઉપકારક છે. અને માટે જ વેણીસંહાર જેવાં નાટકો, નિયમોનું દૃઢ રીતે પાલન કરે છે છતાં, પ્રથમ પંક્તિમાં નથી ગણાતાં.

આમ આજે સિદ્ધાન્તોમાં નિષ્ણાત, પ્રતિભાથી ઉન્મેષિત નાટકકારો, આર્થિક દૃષ્ટિને દૂર રાખી, કુશળ નટો સાથે સહકાર કરે તો જ રંગભૂમિને સુધારવાની આશા રાખી શકાય.

ડોલરરાય રંગીલદાસ માંકડ

# આપણી ગુર્જર રંગભૂમિની વર્તમાન અધોગતિનાં કેટલાંક વિશિષ્ટ કારણો

" The conduct of what may be termed the classical drama of the Hindus is exemplary and dignified ... ... ... ... ... Some of them ( Natakas ) are amongst the best specimens of the art."

Wilson's ' Hindu Theatre ' P. XXVII ( 1835 )

નાટકમા સમસ્ત માનવસમાજને સુધારવા તથા બગાડવાની અપરિમિત શક્તિ રહેલી હોવાથી, નાટકના ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક મહત્ત્વના સબંધમા કોઇને લેશ માત્ર પણ મતભેદ ન હોવાથી, અને એક લલિતકલા તરીકે પણ નાટયકલાનું સ્થાન સર્વ દેશ તથા સર્વ કાલમા ઉચ્ચ તથા વિશિષ્ટ હોવાથી જો કોઈ પણ દેશ તથા કાળમા એ નાટયકલાની અધોગતિ થતી અથવા થયેલી જોવામા આવે તો નાટયકલાની એ અધોગતિ તે દેશના સમસ્ત માનવસમાજની ભાવિ અધોગતિની સૂચિકા અથવા પૂર્વ-સૂચના હોવાથી સમસ્ત માનવસમાજના કલ્યાણ માટે નાટયકલાની સુધારણા તથા ઉન્નતિના ઉપાયોના વિચાર તથા પ્રચાર માટે તત્પર થવુ એ પ્રત્યેક વિચારશીલ, બુદ્ધિમાન તથા દેશભક્ત પુરુષનું આવશ્યક કર્તવ્ય છે અને આપણી ગુર્જર રંગભૂમિની વર્તમાન અધોગતિને જોઇને તેની સુધારણા તથા ઉન્નતિના ઉપાયોને શોધી કાઢવાના ભદ્ર આશયથી ' પ્રસ્થાન ' તંત્રવાહકોએ ' પ્રસ્થાન ' ના નાટક અકને પ્રકાશિત કરવાની જે યોજના કરી છે તે અતિશય ધન્યવાદને પાત્ર છે.

અત્યારના નાટય લેખકોમાના એક નાટયલેખક ભાઈ રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટે જે કે થોડા દિવસની વાત પર મુબઈની ગુજરાતી રગભૂમિ પર ભજવાયલા ' વીરના વેર ' નામક નાટકના ગાયનોની ચોપડીની ટુંકી પ્રસ્તાવનામા પોતાનો એવા પ્રકારનો અભિપ્રાય દર્શાવ્યો છે કે: " કેટલાકો કહે છે કે ગુર્જર રંગભૂમિ ઘણી અવનત થઇ છે, પણ અમે એને દિન દિન ઉન્નત થતી માનીએ છીએ. એ ઉન્નતિમા એક મણકો ઉમેરાય એ જ રગભૂમિની સેવા. " પરન્તુ ગુર્જર રંગભૂમિની એ દિન દિન થતી ઉન્નતિને તુલનાત્મક વિવેચન દ્વારા સપ્રમાણ સિદ્ધ કરી બતાવવાનો જ્યા સુધી તેઓ શ્રીમાન પરિશ્રમ ન લે, ત્યા સુધી તો લોકોની એ જ માન્યતા અવિચલ રહેવાની છે કે અત્યારની ગુર્જર રગભૂમિ દિવસાનુદિવસ અધોગતિની ગર્તામા વધારે અને વધારે જ નીચે ઊતરતી જાય છે અને જો ગુર્જર રગભૂમિની એ અધોગતિને અટકાવવાના યોગ્ય ઉપાયોને યથા સમય યોજવામા નહિ આવે, તો અત્યારની ગુર્જર રંગભૂમિ ગુર્જર માનવસમાજને પણ અધોગતિની ભયકર અંધકારમયી ગર્તામા ગબડાવી દેશે એ પરિણામ અવશ્યભાવી છે.

તંત્રી મહાશય, આપનો પ્રશ્ન એ છે કેઃ 'આપણી રંગભૂમિ કેમ સુધરે?' એટલે એ પ્રશ્ન જ એમ સૂચવે છે કે આપણી ગુર્જર રંગભૂમિની જે અધોગતિ થઈ છે અને થતી જાય છે તેનાં જે કાંઈ પણ વિશિષ્ટ કારણો હોય તેમનો વિચાર થવો જોઈએ; કારણ કે, જો તે અધોગતિકારક કારણોનું નિવારણ થઈ જાય, તો આપણી ગુર્જર રંગભૂમિ પોતાની મેળે જ ઉન્નતિના માર્ગે લાગી જાય એ સર્વથા સ્વાભાવિક છે અને તેટલા માટે જ હું આ લેખમાં આપણી ગુર્જર રંગભૂમિની વર્તમાન અધોગતિનાં કેટલાંક વિશિષ્ટ કારણોને મારી પોતાની માન્યતા અનુસાર નિષ્પક્ષપાત દૃષ્ટિથી દર્શાવવાનો પ્રયત્ન કરીશ.

૧ નાટક સંસ્થાની અત્યારની અધોગતિનું સર્વથી પ્રથમ અને મહાવિઘાતક કારણ તો એ છે કે અત્યારની નાટક મંડળીઓના માલેકો પ્રથમ પંક્તિના વ્યાપારીઓ હોવાથી પોતાની નાટક મંડળીઓને માનવસમાજને સુધારવાના, નાટ્યકલાને ખીલવવાના કિંવા એવા જ કોઈ અન્ય શુભ આશયથી નહિ, કિન્તુ કેવળ ધનોપાર્જન કરવાના કિંવા ધનાઢ્ય થવાના આશયથી જ ચલાવી રહ્યા છે અને તેથી જો પ્રેક્ષકવર્ગને પ્રસન્ન કરીને પોતાની ઇચ્છા અનુસાર ધનની પ્રાપ્તિ કરી શકાતી હોય, તો નાટક ભલે નઠારામાં નઠારૂં હોય અથવા તો પ્રજાને અવળે માર્ગે દોરી જનારૂં હોય, તો પ તેમને કશી પણ ચિંતા કે ફીકર હોતી જ નથી. આ પરિણામ સ્વાભાવિક છે; કારણ કે, જ્યાં કોઈ પણ વિષય વ્યવસાય અથવા વ્યાપારના સ્વરૂપને ધારણ કરી લે છે ત્યાં આવા પ્રકારના પરિણામો વિના અન્ય ઉત્તમ પરિણામની ભાગ્યે જ આશા રાખી શકાય છે.

૨ અત્યારના—છેલ્લા પંદર વર્ષના કાલાવધિમાં અસ્તિત્વમાં આવેલા ગુર્જર નાટ્યલેખકો, તેમનામાંના નામ માત્રના એક બે અપવાદ રૂપ વિદ્વાન લેખકોને વર્જ્ય કરતાં, બહુધા એવા પ્રકારના જ છે કે નાટકમંડળીના માલેકની ઇચ્છા તથા આજ્ઞા અનુસાર અથવા તો ડાયરેક્ટર મહાશયની ગમે તેવી સૂચના અનુસાર આમતેમથી કેટલાંક સ્વાભાવિક અથવા અસ્વાભાવિક પ્રસંગોને એકત્ર કરી 'કહીંકી ઇંટ કહીંકા રોડાં, ભાનમતીને કુન્બા જોડા' એ ન્યાયથી નાટકનું એક હાડિયું ઊભું કરી આપવું અને રૂપિયાની એક, દોઢ કે બે કોથળી મેળવી લેવી એના વિના બીજો કોઈ જેમનો આશય જ નથી હોતો. *અર્થાત્ આજકાલના બહુસંખ્ય ગુર્જર નાટ્યલેખકોમાં નથી ઊંડી વિદ્વત્તા, નથી નાટ્યકલાનું* જ્ઞાન કે નથી એટલી બુદ્ધિપ્રભા કે જેમના યોગે તેઓ નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરીને તેમ જ ઐતિહાસિક તથા સામાજિક નાટકની ઐતિહાસિકતા તથા સામાજિકતાને વિશુદ્ધ તથા અવિકૃત રાખીને નાટ્યકલાની દૃષ્ટિથી ઉત્તમ હોવા સાથે પ્રેક્ષકોની સંપૂર્ણ મનોરંજન કરી શકનારાં આદર્શ નાટકોનું નિર્માણ કરી શકે. આજકાલના નાટ્યલેખકો તો જો મહાત્મા ગાંધીજીનો ખાદીયુગ ચાલતો હોય તો શાહનશાહ જહાંગીરના સમયમાં સત્યાગ્રહ આશ્રમ દેખાડીને તે સત્યાગ્રહ આશ્રમ પર જહાંગીરના હસ્તે અત્યાચાર પણ કરાવે અને હિન્દુ મુસ્લિમ ઐક્યનું હિન્દુ ધર્મ તથા હિન્દુ જાતિના કટ્ટા દુશ્મન તથા મૂર્તિભંજક (બુતશિકન) ઔરંગઝેબના જ મુખથી જ સમર્થન કરાવે, એમાં જરા પ વાંધો ન આવે. પરન્તુ કેવળ ધનપ્રાપ્તિ માટે ઇતિહાસની આવી હત્યાથી તેઓ કેવા પ્રકારનો દેશદ્રોહ, ધર્મદ્રોહ તથા જાતિદ્રોહ કરી રહ્યા છે એની તેમના મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ નથી ઉદ્ભવતી. જ્યારે નાટકમંડળીઓના માલેકને આવી વિકૃતિઓ ન કરવાનો અને

નાટકના લખનારાઓને આવાં નાટકો લખીને લેખિનીને કલંકિત ન કરવાનો કોઇ ઉપદેશ આપે છે ત્યારે તેમનાં થી મુખોમાંથી એ જ નિયત ઉત્તર મળતો રહે છે કેઃ—" અમારે પૈસા કમાવા છે; તમારી પેઠે વાતો કરવાની નથી; એટલે લોકોને અત્યારે જે કાંઇ જોઇએ છે તે જ અમો તેમને આપીએ છીએ. " નાટક મંડળીના માલેકો તથા આજકાલના નાટ્યલેખકોના આ ઉત્તરને સાંભળીને જો આપણને ડૉ૦ જોહ્નસનની નિમ્ન ઉદ્ધૃત પંક્તિઓનું સ્મરણ થઇ આવે, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોય વારુ ? તે પંક્તિઓ આ છેઃ—

" The stage but echoes back the public voice;
The drama's laws, the drama's patrons give,
For we that live to please, must please to live. "
*Dr. Johnson, Prologue*, 1747.

૩ જે કેટલાક નામાંકિત ગુર્જર સાક્ષરોએ ગુર્જર રંગભૂમિને પોતાનાં લખેલાં ઉત્તમ નાટકો વડે શોભાવવાના પ્રયત્નો કર્યા છે તે ગુર્જરસાક્ષરોના એ પ્રયત્નો બહુધા નિષ્ફળ થયા છે તે એટલા માટે જ કે જેવી રીતે આજ કાલના, ઉપર જેમનો ઉલ્લેખ કરાયલો છે તેવા, અલલટપ્પુ ગુર્જર નાટ્યલેખકો કેવળ સામાન્ય પ્રેક્ષક સમુદાયના મનોરંજનને જ મહત્ત્વ આપીને નાટ્યલેખનમા અન્ય સર્વ ગંભીર વિષયોની ઉપેક્ષા કરી રહ્યા છે તેવી જ રીતે નામાંકિત ગુર્જર સાક્ષરોએ નાટકો લખતી વેળાએ વિદ્વત્તા તથા આદર્શવાદ આદિક ગંભીર વિષયોના પ્રવાહમાં તણાઇને સામાન્ય પ્રેક્ષકસમુદાયનાં મનોરંજન તથા ગ્રાહિકા-શક્તિની સર્વથા ઉપેક્ષા કરી દીધી છે. માન્યવર શ્રી મૂળશંકરભાઈ હરિનંદ મૂલાણીની લેખિનીથી લખાયલું ' અજબકુમારી ' નામક એક અતિશય ઉત્કૃષ્ટ વિયોગાન્ત નાટક, અભેદમાર્ગ પ્રવાસી સાક્ષરવર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત ' નૃસિંહાવતાર ' નામક નાટક અને સ્વ. સાક્ષરવર્ય રમણભાઇ મહીપતરામ નીલકંઠ કૃત ' રાઈનો પર્વત ' નામક નાટક મુંબઈ ગુજરાતી નાટકમંડળીને કાંઈ પણ અર્થલાભ ન આપી શક્યા અને નાટ્ય-વ્યવસાયની દૃષ્ટિથી સર્વથા નિષ્ફળ થઈ ગયાં તે કેવળ એ જ કારણથી કે જેમના યોગે નાટ્યકલા તથા નાટ્યોદ્દેશની ક્ષતિ પણ ન થાય અને સામાન્ય પ્રેક્ષકસમુદાયના મનોરંજનને પણ સિદ્ધ કરી શકાય,—એવા તત્ત્વોનો બહુ અંશે અભાવ હતો; અને જે ગંભીર વિદ્વત્તાનો એ નાટકોમાં સમાવેશ કરવામાં આવ્યો હતો તે ગંભીર વિદ્વત્તાને સમજવાના તથા એ નાટકોમાંના ગંભીર આદર્શવાદને પચાવવાના બુદ્ધિસામર્થ્ય તથા તારતમ્યસામર્થ્યનો સામાન્ય પ્રેક્ષકસમુદાયમાં વિશેષ અંશે અભાવ હતો. જો કે વિદ્વાનોએ તો એ તથા એવા જ પ્રકારનાં ભજવાયલાં અન્યાન્ય ગુર્જર નાટકોને ઉત્કૃષ્ટ તથા ગુર્જર રંગભૂમિનાં ભૂષણ તરીકે જ સ્વીકારેલાં છે; પરંતુ જે નાટકમંડળીઓ પ્રતિમાસ દશ, પંદર કે વીસ હજાર રૂપિયાના ખર્ચના ભારને પોતાનાં શિર પર ઉપાડી રહી હોય તેમની ભૂખ આવાં અલ્પ-સંખ્ય વિદ્વજ્જનોદ્વારા પ્રશંસિત થયેલાં નાટકોને ભજવવાથી ન ભાંગે એ સૂર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ વાત હોવાથી અત્યારની પરિસ્થિતિમાં જો કોઇ વચલો માર્ગ કાઢવામાં ન આવે, તો ગુર્જર રંગભૂમિની જે અધોગતિ પંજાબમેલની ઝડપથી દોડી રહી છે તે અધોગતિના વેગને અટકાવવાની આશા આકાશપુષ્પ સમાન છે.

૪ અનેક વાર ગુર્જર રંગભૂમિ પર ભજવાયલાં સારામાં સારાં નાટકો નિષ્ફળ થઇ જાય છે અને અલલટપ્પુ લેખકોનાં લખેલાં ભૂંડાંમાં ભૂંડાં નાટકો સફળ થઇને નાટકમંડળીઓને હજારો રૂપિયાની આવક કરી આપે છે તેનું ગોટામાં મોટું અને એક માત્ર પ્રધાન કારણ તો એ જ છે કે ગુર્જર પ્રેક્ષક સમુદાયનો ત્રણ ચતુર્થાંસ કરતાં પણ અધિક, કદાચિત નેવું ટકા જેટલો ભાગ અર્ધશિક્ષિત તેમ જ સર્વથા અશિક્ષિત પ્રેક્ષકોનો જ હોય છે. આવા પ્રકારના પ્રેક્ષકો નાટક કેવું જોવું તથા કેવી રીતે જોવું એ કળાને જાણતા જ નથી અને તેથી જે નાટકમાં એ અર્ધશિક્ષિત તથા અશિક્ષિત પ્રેક્ષકોની સામાન્ય કિંવા ઘણીકવાર અધમ વૃત્તિઓને પોષનારાં અથવા ઉશ્કેરનારાં તત્ત્વો કાં તો સર્વથા ન હોય અને કાં તો તેમની માન્યતા અનુસાર હોવાં જોઇએ તેના કરતાં અતિશય ન્યૂન પરિમાણમાં હોય, તો તેઓ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ નાટકને 'નાપાસ' કરી નાખતાં નિમેષમાત્રનો પણ વિલંબ નથી કરતા અને નાટકને 'પાસ' અથવા 'નાપાસ' કરવાનો અધિકાર એ 'ગૉડ્સ ઑફ ધિ ગૅલેરી' અથવા તો 'પેટ્રન્સ્ ઑફ ધિ પિટ્‌ક્લાસ' ના હાથમાં જ રહેલો હોવાથી નાટકમંડળીના સંચાલકનાં હજારો રૂપિયાની હોળી થઈ જાય છે.

૫ ગુર્જર રંગભૂમિની અધોગતિનું એક મહાભયંકર કારણ નાટકમંડળીઓના સંચાલકોમાં ચાલી રહેલો કુસંપ છે. કુસંપ, અસૂયા, પરોત્કર્ષાસહિષ્ણુતા, દ્વેષ અને નીચ પ્રકારની પ્રતિસ્પર્ધાએ ભારતવર્ષવાસિની આર્યજાતિ કિંવા હિન્દુજાતિને આટલી સીમા પર્યન્ત અધોગતિની ગર્તામાં ગબડાવી દીધી છે. તે દુર્ગુણોએ નાટકમંડળીઓના સંચાલકોને પણ પોતાના અધિકારથી મુક્ત કિંવા પોતાના સ્પર્શથી અસ્પૃશ્ય રહેવા નથી દીધા અને તેથી જ ...રાષ્ટ્રીય રંગભૂમિના અભિનેતાઓ પ્રમાણે નાટ્યકલા તથા રંગભૂમિની ઉન્નતિના વિચાર માટે 'ગુર્જર નાટ્યસંમેલન' જેવી કોઇ સંસ્થા અત્યાર સુધી અસ્તિત્વમાં જ નથી આવી શકી. ગુર્જર નાટકમંડળીઓના કેટલાક એવા માલેકો તથા સંચાલકો પણ છે કે જેઓ પોતાની રંગભૂમિ પર ઉત્તમ નાટકો ભજવવાની તીવ્ર ઇચ્છા ધરાવે છે, પરંતુ આવા સંચાલકો ઉત્તમ નાટક ભજવે એટલે તેમના હરીફ સામાન્ય પ્રેક્ષકોની અધમ વૃત્તિને પોષનારાં નાટકોને ભજવીને મયદાન મારી જાય છે અને તેથી નાણાંની ખોટ લાંબા સમય પર્યન્ત ખમી શકાય તેમ ન હોવાથી રંગભૂમિના આદર્શવાદી સંચાલકોને પણ ઝખ મારીને ધંધાની નજરથી અધમ નાટકો જ ભજવવાં પડે છે. ગુર્જર રંગભૂમિ અથવા ગુર્જર નાટકમંડળીઓના સંચાલકો અથવા માલેકોનો આ કુસંપ અત્યારે તો એટલી સીમા પર્યન્ત આગળ વધી ગયો છે કે જેનું યથાર્થ વર્ણન કરી શકાય તેમ નથી અને ગુર્જર રંગભૂમિ સાથે સંબંધ ધરાવનારી વ્યક્તિઓ નાટકમંડળીઓના માલેકોમાં વ્યાપેલા એ પરસ્પર વિઘાતક કુસંપના સ્વરૂપને સારી રીતે જાણતી હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા પણ નથી.

૫ જે કેટલાક ગણ્યાગાંઠ્યા એવા ગુર્જર નાટ્યલેખકો વિદ્યમાન છે કે જેઓ નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરીને, કલાનો યોગ્ય પરિપોષ કરીને ઐતિહાસિકતા કિંવા સામાજિકતાને અવિકૃત રાખીને અને નાટ્યવસ્તુ અનુરૂપ વિવિધ રસોનું પોષણ કરીને બુદ્ધિમાન તથા સામાન્ય ઉભય પ્રકારના પ્રેક્ષક સમુદાયને પ્રિય તથા રુચિકર થઇ પડે, તેમ જ દેશ તથા જાતિના કલ્યાણને પણ અમુક સીમા પર્યન્ત સિદ્ધ કરી શકે તેવાં નાટકો

લખવાનું સામર્થ્ય ધરાવે છે; પરંતુ એવા લેખકો સ્વતંત્ર સ્વભાવના હોવાથી કાં તો નાટક-મંડળીઓના કેટલાક તુંદમિજાજી અને પોતાને સર્વજ્ઞ માનનારા માલેકો તેમના સ્વતંત્ર સ્વભાવથી ગભરાઇને તેમનાથી સંબંધ જ નથી સાંધતા; કદાચિત માલેકો સંબંધ સાંધે છે તો ત્યાર પછી કેટલેક સ્થળે તે માલેકો અને કેટલેક સ્થળે કેવળ પોતાના સંગીત-કૌશલ્ય, વિશિષ્ટ અભિનય કૌશલ્ય, વિદૂષકતા કૌશલ્ય અથવા વાદ્યાવાદ્યન કૌશલ્ય આદિક એક અથવા બે ગુણોના યોગે જ પોતાને ભરતભૂમિના અવતાર માની બેઠેલા કેટલાક રંગભૂમ્યાચાર્યો ( ડાયરેકટરો ) તે લેખકના નાટ્યલેખનમાં એટલી સીમા પર્યન્ત હસ્તક્ષેપ કરતા રહે છે અને તેના ઉત્તમ નાટકમાં એવાં એવાં અયોગ્ય, અસ્વાભાવિક તથા વિઘાતક પરિવર્તનો કરાવી નાખે છે કે અંતે આવા પ્રકારના હસ્તક્ષેપથી કંટાળીને એવા સ્વતંત્ર સ્વભાવ તથા સ્વમાનપ્રિય લેખકોને કંટાળો જ આવી જાય છે અને તેઓ કંટાળીને નાટ્યલેખનની પ્રવૃત્તિને નવગજના નમસ્કાર કરી દે છે.

અત્યારની ગુર્જર રંગભૂમિની પરિસ્થિતિ આવા પ્રકારની છે. આવી સર્વથા વિપરીત તથા પ્રતિકૂલ પરિસ્થિતિમાં જો નાટકમંડળીઓની અત્યારની પરિસ્થિતિનું સર્વથા પરિવર્તન થઇ જાય તો જ રંગભૂમિની ઉન્નતિની કાંઇક આશા રાખી શકાય. અર્થાત્ નાટકમંડળીઓના સંચાલકો અથવા માલેકો ધુરંધર નાટ્યાચાર્ય અથવા બૃહસ્પતિ તુલ્ય વિદ્વાન નહિ, તોય ધનાઢ્ય હોવા સાથે સાહિત્ય તથા નાટ્યકલાના સામાન્ય બુદ્ધિમાન જ્ઞાતા તો અવશ્ય હોવા જ જોઇએ; નાટ્ય વ્યવસાયને ચલાવવામા તેમનો ધનોપાર્જન-ઉપરાંત દેશસેવા, જાતિસેવા, સાહિત્યસેવા તથા ધર્મનીતિના પ્રચારનો ઉદ્દેશ પણ અવશ્ય હોવો જ જોઇએ; નાટકમંડળીઓના દીગ્દર્શકો ( ડાયરેકટરો ) પણ સંગીતકુશળ તથા અભિનયકુશળ હોવા સાથે સાહિત્યવિલાસી, નાટ્યકલાભિજ્ઞ તથા ઉચ્ચ આદર્શોના ઉપાસક હોવા જોઇએ; કવિના લખેલા નાટકને પોતાના સહાયક પાસે વંચાવનારા નિરક્ષર ભટ્ટાચાર્ય-તેમ જ માત્ર પોતાની ભૂમિકાઓની હત્યા કરાવી નાખનાર સ્વાર્થાંધ ન હોવા જોઇએ; નાટકમંડળીના માલેકો તથા ડાયરેકટરોએ સીનસીનરી તથા ઝગમગતા અનૈસર્ગિક પોશાકોમા હજારો રૂપિયાનો ધૂમાડો કરીને પ્રેક્ષકોને-આંજી નાખવાનો પ્રયત્ન ન કરતાં ઉત્કૃષ્ટ નાટકો ભજવીને પ્રેક્ષકોની બુદ્ધિને ઉત્કૃષ્ટ માર્ગમા દોરી જવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. સર્વ ગુર્જર નાટકમંડળીઓના માલેકો, ડાયરેકટરો તથા નટોએ પોતપોતાંના કુસંપને ત્યજી દઇને પોતાના નાટ્ય વ્યવસાયને ઉન્નત દશામાં લઈ જવા માટે પ્રતિ વર્ષ મહારાષ્ટ્ર નાટ્યસંમેલન પ્રમાણે મુબઇ, સુરત, વડોદરા, અમદાવાદ તથા રાજકોટ આદિ ગુજરાત તથા કાઠિયાવાડના ભિન્ન ભિન્ન નગરોનાં નાટ્યગૃહોમા ગુર્જર નાટ્યસંમેલન કરવું જોઇએ, તેમાં ગુર્જર ભાષાના વિદ્વાન પુરુષોના સહકારને સાધવો જોઇએ, પરસ્પર વિચારોની આપ લે કરવી જોઇએ તથા ગુર્જર રંગભૂમિની ઉન્નતિના નાનાવિધ ઉપાયોને વાદાનુવાદ દ્વારા શોધી કાઢવા જોઇએ; મુંબઈ અથવા અમદાવાદમા વિદ્વજ્જનોના પરસ્પર સહકારથી એક ' ગુર્જર રંગભૂમિ ' નામક એક માસિક પત્ર સચિત્ર નીકળવું જોઇએ. તેમાં વિદ્વાનોની લેખિનીથી લખાયલા નાટ્યકલા તથા રંગભૂમિના પોષક લેખો લખાવા જોઇએ, ગુર્જર રંગભૂમિ પર ભજવાતા નાટકોનાં તેમાં નિષ્પક્ષપાત અવલોકનો આવવાં જોઇએ અને નાટકમંડળીઓના માલેકોએ પોતે એ માસિકપત્રને નાણાંની સારી સહાયતા આપવા

ઉપરાંત પચાસ રૂપિયાથી ઉપરના પગારવાળા નટોને એ માસિક પત્રનાગ્રાહક થવાની ફરજ પાડવી જોઇએ. માત્ર એટલું જ નહિ, પણ તે નટ ગ્રાહકોનાં લવાજમ પણ તેમના ખાતે લખીને વર્ષોતસર ભરવા જોઇએ કે જેથી એ માસિકપત્રના અકાળ અસ્તંગત થવાનો સંભવ ઉપસ્થિત ન થાય, અને એ ઉપરાંત સુશિક્ષિત ગુજરાતી, સૌરાષ્ટ્રવાસી તથા કચ્છ નિવાસી ગુર્જર ભાષાભાષી યુવકોનાં ગુર્જર વિદ્વાન પુરુષોની લેખિનીથી લખાયલાં નાટકોને વર્ષમાં એક વાર અથવા બે વાર મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ, રાજકોટ, ભાવનગર તથા કરાંચી આદિ નગરોની રંગભૂમિ પર નિયમિત ભજવી બતાવનારા ઐચ્છિક તથા અવૈતનિક નટમંડળો માર્ગદર્શક તરીકે અસ્તિત્વમાં આવવા જોઇએ અને નાટકમંડળીના માલેકોએ તેમને નાટ્યશાળા તથા નાટ્યાભિનયની અન્ય સામગ્રીઓની તેમની આવશ્યકતા અનુસાર સર્વ પ્રકારની સહાયતા આપવી જોઇએ; તો જ ધીમે ધીમે ગુર્જર રંગભૂમિ ઉન્નતિ તથા ઉત્કર્ષના માર્ગમાં પદાર્પણ કરીને આગળ વધી શકશે અને એનાં શુભ ફળ દશ વર્ષના કાલાવધિમાં જ દેખાઈ આવશે એવી મારી પોતાની તો દૃઢ માન્યતા છે. કદાચિત કેટલાક વિષયોમાં કેટલાકોનો મતભેદ થાય તો એ એક જૂદી વાત છે.

અત્યારના ગુર્જર નાટકમંડળીઓના માલેકોમાં રા. રા. શેઠ નકુભાઈ કાળુભાઈ શાહઃ શ્રી આર્યનૈતિક નાટક સમાજના માલેક, રા. રા. શેઠ હરગોવિન્દદાસ જેઠાભાઇ શાહઃ શ્રી દેશી નાટક સમાજના માલેક, રા. રા. શેઠ મહાભાઈઃ રોયલ નાટકમંડળીના માલેક અને રા. રા. બાપુલાલ બી. નાયકઃ મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલેક તેમ જ ગુજરાતી મંડળીઓના ડાયરેકટરોમાંના રા. રા. મૂલચંદ વલ્લભરામ નાયક (મૂલચંદ મામા), રા. રા. પ્રાણસુખ હરિચંદ નાયક, નાટ્યકલાના ઉત્કૃષ્ટ જ્ઞાતા શેઠ સોરાબજી કાતરક તથા અભિનય કુશલ નટવર્ય રા. જયશંકર સુંદરી જો ધારે તો ગુર્જર રંગભૂમિની ઉન્નતિ અતિશય વેગપૂર્વક કરી શકે તેમ છે. આ સાથે એ વાતોને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે છેલ્લાં પાંચેક વર્ષથી જેમણે વાનપ્રસ્થ આશ્રમને સ્વીકારી લીધો છે તે ભારત પ્રસિદ્ધ નટાચાર્ય તથા નાટ્યકાર શ્રી સોરાબજી ફરામજી ઓગરા, નવી આલ્ફ્રેડ નાટક મંડળીના ભૂતપૂર્વ ડાયરેક્ટર પાસેથી પણ ગુર્જર રંગભૂમિની ઉન્નતિના વિષયમાં અમૂલ્ય પરામર્શ મેળવી શકાય તેમ છે.

પરમાત્માની કૃપાથી અને ગુર્જર નાટ્યકલાની ઉન્નતિને ઇચ્છનારા ભદ્ર પુરુષોના ભદ્ર પ્રયત્નથી ગુર્જર રંગભૂમિ ઉન્નતિના શિખર પર આરોહણ કરતી થઇ જાય એવી શુભ ભાવના સહિત હું અહીં જ વિરમીશ.

નારાયણ વિસનજી ઠક્કુર

લખવાનું સામર્થ્ય ધરાવે છે; પરંતુ એવા લેખકો સ્વતંત્ર સ્વભાવના હોવાથી કાં તો નાટકમંડળીઓના કેટલાક તુંદમિજાજી અને પોતાને સર્વજ્ઞ માનનારા માલેકો તેમના સ્વતંત્ર સ્વભાવથી ગભરાઇને તેમનાથી સંબંધ જ નથી સાંધતા; કદાચિત માલેકો સંબંધ સાંધે છે તો ત્યાર પછી કેટલેક સ્થળે તે માલેકો અને કેટલેક સ્થળે કેવળ પોતાના સંગીત-કૌશલ્ય, વિશિષ્ટ અભિનય કૌશલ્ય, વિદૂષકતા કૌશલ્ય અથવા વાદ્યાવાદન કૌશલ્ય આદિક એક અથવા બે ગુણોના યોગે જ પોતાને ભરતભૂમિના અવતાર માની બેઠેલા કેટલાક રંગભૂમ્યાચાર્યો ( ડાયરેકટરો ) તે લેખકના નાટ્યલેખનમાં એટલી સીમા પર્યન્ત હસ્તક્ષેપ કરતા રહે છે અને તેના ઉત્તમ નાટકમાં એવાં એવાં અયોગ્ય, અસ્વાભાવિક તથા વિઘાતક પરિવર્તનો કરાવી નાખે છે કે અંતે આવા પ્રકારના હસ્તક્ષેપથી કંટાળીને એવા સ્વતંત્ર સ્વભાવ તથા સ્વમાનપ્રિય લેખકોને કંટાળો જ આવી જાય છે અને તેઓ કંટાળીને નાટ્યલેખનની પ્રવૃત્તિને નવગજના નમસ્કાર કરી દે છે.

અત્યારની ગુર્જર રંગભૂમિની પરિસ્થિતિ આવા પ્રકારની છે. આવી સર્વથા વિપરીત તથા પ્રતિકૂલ પરિસ્થિતિમાં જો નાટકમંડળીઓની અત્યારની પરિસ્થિતિનું સર્વથા પરિવર્તન થઇ જાય તો જ રંગભૂમિની ઉન્નતિની કાંઇક આશા રાખી શકાય. અર્થાત્ નાટકમંડળીઓના સંચાલકો અથવા માલેકો ધુરંધર નાટ્યાચાર્ય અથવા બૃહસ્પતિ તુલ્ય વિદ્વાન નહિ, તોય ધનાઢ્ય હોવા સાથે સાહિત્ય તથા નાટ્યકલાના સામાન્ય બુદ્ધિમાન જ્ઞાતા તો અવશ્ય હોવા જ જોઇએ; નાટ્ય વ્યવસાયને ચલાવવામાં તેમનો ધનોપાર્જન ઉપરાંત દેશસેવા, જાતિસેવા, સાહિત્યસેવા તથા ધર્મનીતિના પ્રચારનો ઉદ્દેશ પણ અવશ્ય હોવો જ જોઇએ; નાટકમંડળીઓના દીક્ષાદર્શકો ( ડાયરેકટરો ) પણ સંગીતકુશળ તથા અભિનયકુશળ હોવા સાથે સાહિત્યવિલાસી, નાટ્યકલાભિજ્ઞ તથા ઉચ્ચ આદર્શોના ઉપાસક હોવા જોઇએ; કવિના લખેલા નાટકને પોતાના સહાયક પાસે વંચાવનારા નિરક્ષર ભટ્ટાચાર્ય-તેમ જ માત્ર પોતાની ભૂમિકાઓની હત્યા કરાવી નાખનાર સ્વાર્થાંધ ન હોવા જોઇએ; નાટકમંડળીના માલેકો તથા ડાયરેકટરોએ સીનસીનરી તથા ઝગમગતા અનૈસર્ગિક પોશાકોમાં હજારો રૂપિયાનો ધૂમાડો કરીને પ્રેક્ષકોને આંજી નાખવાનો પ્રયત્ન ન કરતાં ઉત્કૃષ્ટ નાટકો ભજવીને પ્રેક્ષકોની બુદ્ધિને ઉત્કૃષ્ટ માર્ગમાં દોરી જવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. સર્વ ગુર્જર નાટકમંડળીઓના માલેકો, ડાયરેકટરો તથા નટોએ પોતપોતાના કુસંપને ત્યજી દઇને પોતાના નાટ્ય વ્યવસાયને ઉન્નત દશામાં લઈ જવા માટે પ્રતિ વર્ષ મહારાષ્ટ્ર નાટ્યસંમેલન પ્રમાણે મુબઇ, સુરત, વડોદરા, અમદાવાદ તથા રાજકોટ આદિ ગુજરાત તથા કાઠિયાવાડના ભિન્ન ભિન્ન નગરોનાં નાટ્યગૃહોમાં ગુર્જર નાટ્યસંમેલન કરવું જોઇએ, તેમાં ગુર્જર ભાષાના વિદ્વાન પુરુષોના સહકારને સાધવો જોઇએ, પરસ્પર વિચારોની આપ લે કરવી જોઇએ તથા ગુર્જર રંગભૂમિની ઉન્નતિના નાનાવિધ ઉપાયોને વાદાનુવાદ દ્વારા શોધી કાઢવા જોઇએ; મુંબઈ અથવા અમદાવાદમાં વિદ્વજ્જનોના પરસ્પર સહકારથી એક " ગુર્જર રંગભૂમિ " નામક એક માસિક પત્ર સચિત્ર નીકળવું જોઇએ. તેમાં વિદ્વાનોની લેખિનીથી લખાયેલા નાટ્યકલા તથા રંગભૂમિના પોષક લેખો લખાવા જોઇએ, ગુર્જર રંગભૂમિ પર ભજવાતાં નાટકોનાં તેમાં નિષ્પક્ષપાત અવલોકનો આવવાં જોઇએ અને નાટકમંડળીઓના માલેકોએ પોતે એ માસિકપત્રને નાણાંની સારી સહાયતા આપવી

ઉપરાંત પચાસ રૂપિયાથી ઉપરના પગારવાળા નટોને એ માસિક પત્રનાગ્રાહક થવાની ફરજ પાડવી જોઇએ. માત્ર એટલું જ નહિ, પણ તે નટ ગ્રાહકોનાં લવાજમ પણ તેમના ખાતે લખીને વખતસરે ભરવા જોઇએ કે જેથી એ માસિકપત્રના અકાળ અસ્તંગત થવાનો સંભવ ઉપસ્થિત ન થાય, અને એ ઉપરાંત સુશિક્ષિત ગુજરાતી, સૌરાષ્ટ્રવાસી તથા કચ્છ નિવાસી ગુર્જર ભાષાભાષી યુવકોનાં ગુર્જર વિદ્વાન પુરુષોની લેખિનીથી લખાયલાં નાટકોને વર્ષમાં એક વાર અથવા બે વાર મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ, રાજકોટ, ભાવનગર તથા કરાંચી આદિ નગરોની રંગભૂમિ પર નિયમિત ભજવી બતાવનારા ઐચ્છિક તથા અવૈતનિક નટમંડળો માર્ગદર્શક તરીકે અસ્તિત્વમાં આવવા જોઇએ અને નાટકમંડળીના માલેકોએ તેમને નાટ્યશાળા તથા નાટ્યાભિનયની અન્ય સામગ્રીઓની તેમની આવશ્યકતા અનુસાર સર્વ પ્રકારની સહાયતા આપવી જોઇએ; તો જ ધીમે ધીમે ગુર્જર રંગભૂમિ ઉન્નતિ તથા ઉત્કર્ષના માર્ગમાં પદાર્પણ કરીને આગળ વધી શકશે અને એનાં શુભ ફળ દશ વર્ષના કાલાવધિમાં જ દેખાઈ આવશે એવી મારી પોતાની તો દૃઢ માન્યતા છે. કદાચિત કેટલાક વિષયોમાં કેટલાકોનો મતભેદ થાય તો એ એક જૂદી વાત છે.

અત્યારના ગુર્જર નાટકમંડળીઓના માલેકોમાં રા. રા. શેઠ નકુભાઈ કાળુભાઈ શાહ: શ્રી આર્યનૈતિક નાટક સમાજના માલેક, રા. રા. શેઠ હરગોવિન્દદાસ જેઠાભાઇ શાહ: શ્રી દેશી નાટક સમાજના માલેક, રા. રા. શેઠ મહાભાઈ: રોયલ નાટકમંડળીના માલેક અને રા. રા. બાપુલાલ બી. નાયક: મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલેક તેમ જ ગુજરાતી મંડળીઓના ડાયરેક્ટરોમાંના રા. રા. મૂલચંદ વલ્લભરામ નાયક (મૂલચંદ મામા), રા. રા. પ્રાણસુખ હરિચંદ નાયક, નાટ્યકલાના ઉત્કૃષ્ટ જ્ઞાતા શેઠ સોરાબજી કાતરક તથા અભિનય કુશલ નટવર્ય રા. જયશંકર સુંદરી જો ધારે તો ગુર્જર રંગભૂમિની ઉન્નતિ અતિશય વેગપૂર્વક કરી શકે તેમ છે. આ સાથે એ વાતોને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે છેલ્લાં પાંચેક વર્ષથી જેમણે વાનપ્રસ્થ આશ્રમને સ્વીકારી લીધો છે તે ભારત પ્રસિદ્ધ નટાચાર્ય તથા નાટ્યકાર શ્રી સોરાબજી ફરામજી ઓગરા, નવી આલ્ફ્રેડ નાટક મંડળીના ભૂતપૂર્વ ડાયરેકટર પાસેથી પણ ગુર્જર રંગભૂમિની ઉન્નતિના વિષયમાં અમૂલ્ય પરામર્શ મેળવી શકાય તેમ છે.

પરમાત્માની કૃપાથી અને ગુર્જર નાટ્યકલાની ઉન્નતિને ઇચ્છનારા ભદ્ર પુરુષોના ભદ્ર પ્રયત્નથી ગુર્જર રંગભૂમિ ઉન્નતિના શિખર પર આરોહણ કરતી થઇ જાય એવી શુભ ભાવના સહિત હું અહીં જ વિરમીશ.

નારાયણ વિસનજી ઠક્કુર

# "તરૂણીના તરંગ" કે "કૉલેજની કન્યા"?

## ( નાટકની સમાલોચના )

મુંબઈ ગુજરાતી નાટક મંડળીમા ભજવાતા અને જગબત્રીસીએ ચડેલા "કૉલેજની કન્યા" નામના નાટકને તે નાટકના લેખક પ્રો. ગજેન્દ્રશંકર પંડયા કહે છે કે પોતે "તરૂણીના તરંગ" નામ આપેલું, એટલે "કૉલેજની કન્યા" નામ માટે પોતે જવાબદાર નથી. શુ "તરૂણીના તરંગ" નામાભિધાનથી પ્રો. પંડયાની આ કૃતિ વધારે સારી દેખાય છે? આપણે તેની ટુક સમાલોચના કરી તે તપાસીએ.

નાટકની વસ્તુ ત્રણ વિભાગમા વહેંચાયેલી છે. અને તે પ્રમાણે ત્રણ તરૂણીઓ, કેતકી, કમલિની અને કિશોરીના તરંગનું ચિત્ર તેમાં દોરાયેલુ આપણે જોઈએ છીએ. પરંતુ અંતે તો ત્રણમાની એક જ તરૂણીના તરંગ ઉપર નાટક રચાયેલું જણાશે અને તે મુખ્ય પાત્ર કેતકીનું છે. કમલિનીનું ગૌણ પાત્ર વચ્ચેથી જ અટકી જાય છે. વળી અશ્લીલ ફાર્સનું પાત્ર કિશોરી તો છેક જ ગૌણ સ્થાને ગણાય. એટલે નાટકની મુખ્ય નાયિકા કેતકી બને છે. કેતકીને કવિએ કૉલેજની ઉચ્છૃંખલ કન્યા તરીકે રજુ કરી તેની વાર્તા છેક ... ચાલુ રાખી છે. લેખકે કૉલેજની કોઇ બીજી આદર્શ કન્યાનું પાત્ર રજુ કર્યું નથી. સવિતા કૉલેજની "કન્યા" નથી. તે તો ગ્રેજ્યુએટ ગૃહિણી છે. વળી સવિતાનું પાત્ર સામાન્ય બુદ્ધિની એક વહેમી અને ઉતાવળીયણ સ્ત્રી કરતા જરાય સારૂં ચીતરાયેલું નથી. એટલે કૉલેજની કેળવણીના આદર્શ પાત્ર તરીકે તેને લઈ શકાય તેમ નથી. માટે કેતકી કૉલેજની ઉચ્છૃંખલ કન્યા જ નાકટનું મુખ્ય પાત્ર બને છે. તેને "કૉલેજની કન્યા" તરીકે જુઓ કે "તરૂણીના તરંગ" તરીકે જુઓ એ બધી એક જ વાત છે.

### વસ્તુસંકલના

નાટકની મુખ્ય વાત કેતકીના ઉચ્છૃંખલ જીવનની છે. પદ્મકુમાર નામના ઠરેલ અને અનુભવી બેરીસ્ટર અને તેની ઠરેલ ગ્રેજ્યુએટ ગૃહિણી–સવિતા–ની ભત્રીજી કેતકી કૉલેજમા ભણે છે. કૉલેજમા ભણતા તે ઉચ્છૃંખલ થઇ ગઇ છે. સોલોમન નામના એક ક્રીશ્ચીઅન સાથે તે રાસ કરે છે. સોલોમન દારૂડીઓ, જુગારી અને વેશ્યાલંપટ છે. થોડા જ વખતમાં કેતકી આ જાણે છે અને પસ્તાય છે. સોલોમન મૃત્યુ પામે છે. કેતકી આર્ય સમાજની વિધિથી શુદ્ધ થઈ સેવાધર્મ સ્વીકારી વિધવા જીવન ગાળે છે.

નાટકની આ મુખ્ય વાત સાથે કમલિનીની ગૌણ વાતને કંઇ જ સંબંધ ન હોવા છતા નાટકનો મોટો ભાગ કમલિનીના પદ્મકુમાર પરના પ્રેમથી વ્યામોહિત થએલા જીવનનું ચિત્ર દોરવામાં જ ચાલ્યો જાય છે. નાટકના શરીર ઉપર કમલિનીની વાત રસોળી જેવી જણાય છે. અને શરીર કરતાં પણ રસોળી મોટી થઈ તેને બેડોળ બનાવી મૂકે છે. નાટકની વસ્તુમાં આ એક મોટો દોષ છે.

કેતકીના પશ્ચાત્તાપ તથા દુઃખનું ચિત્ર પણ એટલું અસ્પષ્ટ અને ગૌણ દોરાયેલું છે

કે તે નિરર્થક વસ્તુ માફક પ્રેક્ષકની નજર આગળથી સરી જાય છે. એટલે નાટકના અંતમાં કેતકીનો હૃદયપલટો છેક જ કૃત્રિમ અને અસ્વાભાવિક દેખાય છે. આ પ્રમાણે વસ્તુ-સંકલના નિરર્થક વસ્તુઓથી દમદોલ થઈ ગઈ છે. તેમાં સુઘટ્ટ રચના નથી તેમ જ વસ્તુની ખીલવટ પણ નથી.

**પ્રસંગો**

નાટકના મુખ્ય પ્રસંગોને તપાસતાં તેમાં અસ્વાભાવિકતા, અશ્લીલતા અને કળાની મોટી ખામી જણાઈ આવે છે.

૧ લા અંકના ત્રીજા પ્રવેશમાં સવિતા પાસે કેતકી પોતાના લોફર કોલેજિયન મિત્રો સાથે આવે છે. એ દશ્ય આખું ય પાત્રોના માનસ અને વસ્તુસ્થિતિની શક્યાશક્યતાનો વિચાર કર્યા વગર લખાયલું જણાય છે. કેતકીને ઉચ્છૃંખલ પાત્ર તરીકે રજુ કરવાનો કવિનો ઉદ્દેશ અને નાટકનું બીજ નિક્ષેપ કરવાનો હેતુ બરાબર છે, પરન્તુ તે પાર પાડવાની રીત છેક જ વાંધા ભરેલી છે. સવિતા જેવી કેળવાયેલી ગ્રેજ્યુએટ ગૃહિણીના ઘરમાં કૉલેજના લોફર વિદ્યાર્થીઓ આવી ગમે તેમ બકે અને તોફાન કરી કેતકીને ચડાવે, અને સવિતા તે ૧૦–૧૫ મીનીટ સુધી સાંખીને ઉભી રહે એ જેટલું અસ્વાભાવિક છે તેનાથી વધાર બેહુદું છે. તેથી સવિતાના પાત્રમાં દોષ આવે છે અને સવિતાની ભૂમિકા ભજવનાર ભાઇ જયશંકર જેવા ઉત્તમ નટનો અભિનય પણ અસ્વાભાવિક્તાથી ગુંગળાઈ ઓજસ વગરનો અને ચેતનહીન બની જાય છે.

૧ લા અંકનો ચોથો પ્રવેશ ફાર્સનો છે. પરન્તુ તેમાં સોલોમન જેવું મુખ્ય પાત્ર ભાગ લે છે. સોલોમનની ઓફીસમાં ટાઈપીસ્ટ ગર્લ કિશોરી અને સોલોમનના સેક્રેટરી રોમીયો વચ્ચે ફાર્સની અશ્લીલ વાતો ચાલી રહી હોય છે ત્યાં સોલોમન આવે છે. કિશોરી સાથે તે વાત કરવા જાય છે એટલે રોમીયો વચ્ચે પડી સોલોમનને કહે છે: "અહો મર્કટ મહારાય! આ પીરસેલી થાળી મ્હારી છે." નોકરના અપમાનભર્યા આ સંબોધન અને અપમાનથી સોલોમનને જાણે જરા યે લાગતું ન હોય તેમ તે હસીને કિશોરીને પૂછે છે: "કિશોરી તું કોની છે?" કિશોરી બન્નેને બનાવી કહે છે: "હું કોઈની નહિ." સોલોમન, કિશોરી અને રોમીયોને ધાંધલ કરતા મૂકીને ચાલ્યો જાય છે. આ બધી અસ્વાભાવિક્તા, ધાંધલ અને અશ્લીલતા પ્રો૦ પંડયાની કલમને ખરેખર લજાવનારી છે.

૩ જા અંકનો બીજો પ્રવેશ, કમલિની ઝેર પીએ છે ત્યાં સુધી સારો ભજવાય છે. પરન્તુ પછીથી પદ્મકુમાર અને ચંદ્રકુમાર કમલિનીએ પીધેલું ઝેર ઉતારવા ડાક્ટર વૈદને બોલાવવા બદલ કમલિનીએ ઝેર શા માટે પીધું તે સમજાવવા, તે ગાયન ગાય તે સાંભળવા, અને પોતાના હૃદયની કરુણતા ઠાલવતા ત્યાં જ ઉભા રહે, વળી ઝેર પીધા પછી કમલિની ગાયન લલકારી ગાય ત્યાં સુધી તેને ઝેર ન ચડે, અને ગાયન પૂરું થતાં જ ઝેર વ્યાપી જાય અને તે મૃત્યુ પામે, આ બધું એટલું બેવકુફી ભરેલું છે કે તેથી પદ્મકુમારનું પાત્ર બબુચક જેવું દેખાય છે.

**પાત્રાલેખન**

પાત્રાલેખનમાં પણ અસ્વાભાવિક્તા અને વિરોધ સ્થળે સ્થળે દેખાય છે.

કેતકીને ઉચ્છૃંખલ, અધમ અને કુસંસ્કારોથી ભરેલી રજુ કરવામાં આવે છે. તેના

ઠાકા કાકીના ઘરનું સંસ્કારી વાતાવરણ અને સંજોગો તેને આટલી હદ સુધી ખરાબ થવા દે તેવા નથી. વળી આવી ઉચ્છૃંખલ અને વિફરેલી છોકરીનો હૃદયપલટો બતાવવાના કારણો પણ છેક જ નિર્માલ્ય બતાવવામા આવે છે.

પદ્મકુમારને ચાલુ જમાનાનો "ઠરેલ અને અનુભવી" બેરીસ્ટર તરીકે રજુ કરવામા આવે છે. પરંતુ નાટકમા તો તે રૂઢિરક્ષક, જુના વિચારનો અને દુરાગ્રહી જ દેખાય છે. કમલિની અને પદ્મકુમાર વચ્ચે પ્રેમ ન હોવાનું જાણ્યા છતા તેમને પરણવાની ફરજ ત્યા સુધી પાડવી કે કમલિનીને ઝેર ખાઇ મરણનું શરણુ લેવું પડે એ તો 'ઠરેલ' દુરાગ્રહી બેરીસ્ટર પદ્મકુમાર જ કરી શકે!

સવિતાને ઠરેલ ગ્રેજ્યુએટ ગૃહિણી તરીકે કવિ રજુ કરે છે. પતિનો પ્રેમ કમલિની ઉપર હોવાનો વહેમ પડતા પતિનો ખુલાસો પણ પૂછ્યા વિના ઘર છોડી ચાલ્યા જવું અને પોતે મૃત્યુ પામી છે તેવું ખોટી રીતે સંદિગ્ધ પત્રથી પતિને મનાવવું અને પછી કોલેજિયન ચંદ્રકુમાર પદ્મકુમારની શુદ્ધતાનું પ્રમાણપત્ર આપે એટલે સંતોષ પામી મનાઇ જવું! આ શુ ઠરેલ અને એક ગ્રેજ્યુએટ ગૃહિણીનું ચારિત્ર્ય હશે?

સોલોમન, કમલિની અને ચંદ્રકુમાર, ત્રણે પાત્રોના માનસમા અસ્વાભાવિકતાનો દોષ દેખાય છે. ગમન જેવો કોલેજની કન્યાઓને વેચનારો અધર્માચરણી વિદ્યાર્થી લેખકે પોતાના ચિત્તક્ષેત્ર સિવાય અન્યત્ર જોયો હશે ખરો?

## ગાયનો

કેટલાક ગાયનોની અશ્લીલ ભાષા માટે ખૂબ ટીકા મુંબઇમા થઇ છે. લેખક પ્રો પંડયા લુલો બચાવ કરે છે કે નાટકના માલીકે તેમની (પ્રો. પંડયાની) મરજી વિરૂદ્ધ કેટલુક ઉમેરેલુ છે. છતા શુ શુ ઉમેર્યું છે તે જાહેરમા મૂકતા નથી. એટલે આખા લેખને માટે તેમની જ જવાબદારી રહે છે. છતા આ અશ્લીલતાની ટીકા થવાથી માલીક અને કવિને કાંઇક શરમ આવી છે અને તેને પરિણામે કેતકીના સાતમા ગાયનમા નીચે મુજબ શબ્દો ફેરવ્યા છે.

| (અમદાવાદમાં ભજવ્યો ત્યારે) | (મુંબઈમાં ફેરફાર કર્યો તે) |
|---|---|
| આંખ મળતા વાંકું જોતા, | બહાર ફરતા, વાત કરતા, |
| બાથ ભરતા રંગમા, | અવનવા કંઈ રંગમા, |
| કીસ કરીએ, મંદ હસીએ, | મંદ હસીએ, પ્રેમ કરીએ, |
| રમી લેશુ લ્હાવ રસના. | હસી લેશુ લ્હાવ રસના. |

ફાર્સના ગાયનમા તો ભાષાની અશ્લીલતા હોય છે જ. પરંતુ કેતકી જેવા મુખ્ય પાત્રના મ્હોમા પણ આ શબ્દો મૂકી અમૂલ્ય શબ્દભંડાર લુટાવવામા આવ્યો છે?

બીજાં ગાયનોમા પણ કાવ્ય જેવું કાંઈ નથી. આ પ્રમાણે પદ્ય સાહિત્ય તો ઉતરતી કોટિનું છે અને ગદ્ય સાહિત્યમા એક પણ વાક્ય સાહિત્યના સારા નમુના તરીકે મૂકી શકાય તેવું નથી.

## અભિનય

રંગભૂમિના નાટ્યશરીરને અભિનય આતમારૂપ છે. નાટકના સ્થૂળ શરીરમા પૂરાઈ રહેલા ચિંતનને જગાડી, આખા નાટકને ગતિ આપી તેઓ અજબ રીતે તે પ્રાણ પૂરે છે.

આ નાટકનું લખાણુ સામાન્ય કોટિનું હોવા છતાં ગુજરાતના ઉત્તમ નટરત્નોની મંડળીને જ નાટકનો કેટલોક સારો દેખાતો ભાગ આભારી છે.

૨ જા અંકના ચોથા પ્રવેશમાં પદ્મકુમાર, કમલિની અને સવિતાની ભૂમિકાઓ ભાઈ બાપુલાલ, રા. જયશંકર તથા મી. સૂરજરામથી સરસ રીતે દીપે છે. અને તેવી જ રીતે ૨ જા અંકના છઠ્ઠા પ્રવેશમાં સોલોમનની ભૂમિકા ભજવતાં મી. વાઘજીભાઈ રૌદ્રરસની અચ્છી જમાવટ કરે છે. આવા કુશલ નટો પાસેથી આપણને સુંદર અભિનય જ મળે. અત્રે બે ત્રણ ઉછરતા નટો સંબંધી ઉલ્લેખ કરવો આવશ્યક છે.

નાટકમાં કેતકીની મુખ્ય ભૂમિકા કવિની કલ્પના કરતાં પણ અનેક ગણી ખરાબ અને બેડોળ બનાવનાર નટ કૃષ્ણલાલ મારવાડીની પસંદગી આ ભૂમિકા માટે બીલકુલ ઈષ્ટ નથી. આ ભાઈનું અભિનયનું જ્ઞાન કેવળ સામાન્ય છે. ગમે તે ભાવ અને રસને તે મોટા ઘાંટા પાડી કહેવાતા વીરરસમાં ફેરવી નાખે છે, અને કર્ણકટુ આલાપથી ગાયન ગાતાં સંગીતનું ખૂન કરે છે.

ફાર્સના વિભાગમાં કિશોરીની ભૂમિકા ભજવનાર ભાઈ પ્રાણસુખનો અભિનય જોરદાર, અસરકારક અને આકર્ષક નીવડે છે. પરંતુ ઉચ્ચ સ્ત્રી ભૂમિકાઓ ભજવવાને નિર્માણ થયેલા નટને અશ્લીલ ફાર્સમાં યોજવાથી અભિનયની વિકૃતિ અને ક્ષીણતા થતી આપણને સ્પષ્ટ જણાય છે. આથી ગુજરાતી રંગભૂમિને બહુ નુકશાન પહોંચે છે.

રેમીયોની ભૂમિકા ભજવનાર મી. છગનલાલની ઉચ્ચ ભૂમિકાઓ ભજવવાની કેળવાઈ રહેલી શક્તિને અશ્લીલ ફાર્સના અભિનયથી તેવી જ રીતે નુકશાન થતું જણાય છે.

## ઉપસંહાર

કેતકીની ઉચ્છૃંખલતા; ધર્મપરિવર્તન, પશ્ચાત્તાપ અને શુદ્ધિનું ચિત્ર એટલું અસ્વાભાવિક અને દુર્બળ છે કે તેમાંથી પ્રેક્ષક વર્ગના હૃદય ઉપર એક પણ શુભ સંસ્કાર પડે તેવું નથી. કમલિનીનાં મોહ અને મૃત્યુ પણ જરાયે બોધક નથી. પદ્મકુમારની બારીસ્ટરી અને રૂઢિચુસ્તતા, તથા સવિતાના વહેમી અને ઉતાવળીઆ વર્તનમાંથી શું શીખવાનું મળે તેવું છે? આ પ્રમાણે નાટકનાં મુખ્ય અંગો દુર્બળ અને નિર્માલ્ય છે. ત્યારે ફાર્સનો વિભાગ અશ્લીલતાથી એક ભવાઈની હલકાઈ સુધી જઈ પહોંચે છે. રેમીઓ અને કિશોરીનાં નીતિભ્રષ્ટ પાત્રોના ફાર્સ ઉપર નભતા નાટકમાંથી પ્રેક્ષકવર્ગને શું બોધ લેવાનો હોય? સુજ્ઞ અને સંસ્કારી પ્રેક્ષકવર્ગ તો આવાં નાટકોને અનીતિની નિશાળ જ માનવાનો અને તેનાથી દૂર જ રહેવાનો. પરંતુ અજ્ઞાન, અશિક્ષિત અને સંસ્કારવિહીન પ્રેક્ષકવર્ગ આવાં નાટકોમાં પૈસા ગુમાવવાનો અને નીતિને બદલે અનીતિનું શિક્ષણ લઈ જીંદગી ખરાબ કરવાનો. આ પ્રમાણે રંગભૂમિ દેવમંદિરને બદલે અનીતિની શાળા બનતી જાય છે. પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે રંગભૂમિના ચાહકો, માલીકો અને નાટકના લેખકોને તે સન્મતિ આપે!

# એક મુકાબલો

સને ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી કલકત્તા નગર મારું જીવનક્ષેત્ર બન્યું હતું. તે દરમીઆન મને ત્યાંની બે રંગભૂમિઓનો ઠીક ઠીક પરિચય થયો. એક પારસી નાટકમંડળીની હિન્દી રંગભૂમિ, અને બીજી બંગાળી રંગભૂમિ. બન્ને ઠેકાણે મને કેવું દર્શન થયું તે આંહી ટપકાવું છું. આ અનુભવ આઠ વર્ષ પૂર્વેનો છે, તે વાત સ્પષ્ટપણે યાદ રાખવા વાચકને વિનતિ છે.

## હિન્દી રંગભૂમિ.

કલકત્તામાં વસવાટ કર્યા પછી તુર્ત જ શેઠ માદનની માલેકીની પારસી નાટક મંડળીએ ભજવેલું તેમનું નવું નાટક 'સત્યવાન–સાવિત્રી' જોવા જવાનો અવસર જડ્યો. થીએટર પ્રેક્ષકોથી છલકતું હતું. ઘણા જ ઉંચા દરની ટીકીટો રખાઇ હતી છતાં એક પણ જગ્યા ખાલી નહોતી. એ પ્રેક્ષક–મેદિની પર સ્વાભાવિક રીતે જ મારી દૃષ્ટિ નિરીક્ષણ કરતી ભમતી હતી. દેખાતું હતું કે એ આખો ય સમાજ મારવાડી તથા ગુજરાતીઓનો હતો. અને કલકત્તાના મારવાડી ગુજરાતીઓ એટલે તો તે કાળે બંગાળાની સ્થાનિક અથવા પોતાની સ્વપ્રાંતીય સંસ્કૃતિથી લગભગ નિર્લેપ જ રહેનારા–જળકમળવતઃ એટલે ધંધાથી થાકીને રવિવારે થોડી આશાએશ ખરીદવા રંગભૂમિમા આવે એટલો જ એ ભરચક મેદિનીનો અર્થ હતો એમ મને એ નાટક જોયા પછી જણાયું. પડદો ઉપડ્યોઃ આપણી પ્રાચીન પ્રણાલીના પૂતળા સ્વરૂપ એ જ સૂત્રધારઃ છોકરી વેશે હાથ જોડીને ઉસ્તાદી સૂરની પ્રાર્થના ગાતા દસેક છોકરાઃ એક પછી એક ભપકાબાજ઼ દૃશ્યોઃ અને એ નટ નટીઓની કલાની ઉણપ ઢાંકી પ્રેક્ષકોની આંખો આંજવા માટે મથતાં દૃશ્યોના ઠાઠ વચ્ચે મને સાવિત્રી રૂપે નામાંકિત અભિનેત્રી ગૌહરનાં દર્શન થયાં. પરંતુ ગૌહર પોતાનું ગૌહરપણું ભૂલી ન શકી હોય, સાવિત્રી રૂપે નહિ પણ ગૌહર રૂપે જ પ્રેક્ષકો પર છાપ પાડવા મથતી હોય, એવું એના આદિથી અંત સુધીના લેબાસ, લટકાં, અને દેહના દર્પભરપૂર રૂવાબથી લાગ્યું. સત્યવાનને પણ મેં તપસ્વી, વીર અને ગંભીર પ્રેમી કરતાં આશક જેવો આશેખાએશો દીઠો. તપોવનમાં સાવિત્રીને મળતાંની વાર જ બેહદ વિહ્વલતાને એ વશ થઇ ગયોઃ પાંચ જ મીનીટ પૂરી નહોતી થઈ, અને પર્ણકુટિમાંથી એના પિતાનો સાદ પડ્યો, એટલે એ પારસી નાટ્યમંડળીના સત્યવાનને મહાપ્રશ્ન ખડો થઈ ગયો કે 'શું કરું? એક તરફ પિતાની આજ્ઞા! ને બીજી તરફ આ સુંદરીનો સ્નેહ! જાઉં કે ન જાઉં?' પરંતુ આ તો નાટ્યકારની પોતાની જ ત્રુટી હશે. પછી મેં જોયા મશહૂર નટ–ગાયક માસ્તર મોહનને: એમને તો નારદ વેશે દીઠા. એની મોહિની એના ઉસ્તાદી આલાપ પલટામાં અને બુલંદ સૂરમાં હતી. નટ તરીકે એનું કામ સામાન્ય કોટિનું જ હતું.

– આ પછી મેં એનો બીજો ઘણો જ દમાતો ખેલ 'દ્રૌપદી' નો દીઠો. એમાનો ભીમ એટલે કોઇ લાડુપ્રેમી, લઠ, મોટા પેટવાળો મારવાડી અથવા ચોબોઃ ને એ જ રીતે અન્ય

સર્વ પાત્રો પ્રચલિત પુરાણાં બીબાંમાં ઢાળેલાં: નાટ્યકાર અને નટમંડળી વચ્ચે એક જ તરેહનો મેળ: પ્રધાન સ્થાને હતાં 'સીન–સીનરી': હું નટોને બહુ દોષ દેતો નથી. નાટક રચનારની રચના જ્યારે તદ્દન છીછરી અને stereotyped–એક જ ઢાળામાં ઢાળેલી હોય છે, ત્યારે અચ્છામાં અચ્છાં નટ–નટીને પણ એ રૂઢીગત બેડીઓમાં ઝકડાઈ રહેવું પડે છે. આ પારસી રંગભૂમિનાં પ્રેક્ષકોને આફ્રિન! આફ્રિન! થઈને બહાર નીકળતાં મેં જોયાં છે. અને તે સ્વાભાવિક જ હતું. દ્રવ્યોપાર્જનમાં જ રચેલા પચેલા સમૂહાયને સ્પષ્ટપણે થોડી મોજ માણવા જતો જોવા છતાં કલાવિહીનતાનું મેણું દેવું એ હબસીને કાળો કહેવા જેવું જ અર્થશૂન્ય છે.

## બંગાળી રંગભૂમિ

એનાં સ્મરણો ઠીક ઠીક સુખદ છે. તે વખતે ત્યાં ત્રણ બંગાળી નાટ્ય મંદિરો હતાં: મીનર્વા થીએટર, સ્ટાર થીએટર અને મનમોહન થીએટર. ત્યાં જવાનો આરંભ મુખ્યત્વે બંગાળી ભાષા પકડવાના લોભથી થયો. પ્રથમ નાટક જોયું તેનું નામ 'કિન્નરી': ક્ષિરોદ-પ્રસાદ વિદ્યાવિનોદ નામના એક એમ. એ.નું રચેલું: સાદી, સુંદર, અભિનવ અને કરુણ મધુર એની કથા હતી: આકાશલોકની કિન્નરકુમારી પિતાને શાપે મર્ત્ય લોકમાં પડી મનુષ્યનો પરિચય થતાં માનવીની મહત્તા નિહાળે છે, એ એનો મધ્ય સૂર: છેક સાદાં દૃશ્ય-પટો, ધમાધમીનો અભાવ, ધીરૂં નૃત્ય, રંગ-તેજની રચના વડે જ છવાતું શાંત સૌંદર્ય અને સુપ્રમાણ, સરલ, નિર્વ્યાજ અભિનય. લેખક તેમ જ નટનટીઓનો કંઈક જૂદેરો જ મેળ મેં આંહી મળેલો જોયો. પછી તો બંગાળી જનતાના પ્રિયમાં પ્રિય નાટ્યકાર દ્વિજેન્દ્રરાયનાં 'મેવાડ પતન' થી માંડી એક પછી એક લગભગ તમામ ઐતિહાસિક નાટકો જોયાં. કેટલાંક તો ત્રણ ત્રણ વાર જોયાં. શેક્સપીઅરનું 'ઑથેલો' અને ઇબ્સનના એક નાટક પરથી ઉતારેલું 'રાખી–બંધન' પણ બંગાળી ભાષામાં ભજવાતાં જોયાં. કેટલાંક સામાજિક અને સાહિત્ય વિષયક કટાક્ષ–નાટકો પણ જોવાનાં મળ્યાં. તે બધા પરથી થયેલી અસરને અત્યારે આઠ વર્ષને અંતરે મોહમુક્ત બન્યા પછી નીચેના ક્રમમાં ટપકાવવાનું સલામત માનું છું:

૧. દૃશ્ય–રચના સાદી સરલ હોવાથી પ્રેક્ષકનું ચિત્ત છેતરાયા વિના સીધું કલા અને સાહિત્ય પર જ મંડાતું હતું.

૨. 'જવનિકા' ના પડદા પર જાહેર ખબરો છાપેલી જોઈ કલાનો વધ થતો લાગતો.

૩. સ્ત્રીપાત્રો સજનારી નટીઓ જ હતી. તેમાંની કેટલીએક આબરૂદાર ગાયિકાઓ, કેટલીકએક ગાયિકા–ગુણિકાઓ અને કેટલીએક તો કેવળ ગુણિકાઓ જ હતી. સ્ત્રીપાત્રો સ્વાભાવિક લાગતાં. ધાર્યો રસ નીપજાવી શકતાં. કેટલાંક તો પુરુષ પાઠ પણ સરસ સારી છાપ ઉઠાવતાં.

૪. ગાયનો નિયમ તરીકે જ નાટકમાં ઓછાં હોય: તે પણ કેવળ સ્ત્રી-કંઠે જ ગાવાનાં: વર્ણનાત્મક અથવા પ્રસંગનું નિરૂપણ કરનારાં ગીતો નહિ, પણ પ્રાસંગિક ભાવની જમાવટ કરનારાં, નિરપેક્ષ રીતે કોઈ પણ ગાઈ શકે તેવાં, સાહિત્ય–કૃતિઓ તરીકે ચાલે તેવાં ઊર્મિગીતો જ હોય. ઉસ્તાદી ઢબે નહિ, તેમ ગઝલ કવ્વાલીની સીધી સડક જેવી ઢબે નહિ, પણ સરલ કંઠે આરોહ અવરોહ આપી શકાય તેવી શૈલીનાં ગીતો બહુધા લાગેલાં.

૫. નૃત્યો વારંવાર આવે, ઘણીવાર અતિરેક લાગે. કામ કરનાર નટીઓ રહી એટલે નૃત્યમાં નિપુણતા તો તરવરે જ.

૬. નાયક–નાયિકાનાં ચુંબનો કે ગાઢ આલીંગનનો તો સદંતર અભાવઃ એ રીતે રસ ઉલટો અધિક દ્રવતો. ગાંભીર્ય તૂટયા વિનાનું માધુર્ય વધુ બલવાન બનતું.

૭. નટો પૈકી કેટલાક તો આબરૂદાર અને સુશિક્ષિત 'ઍમેચ્યૂર' હતા. શરીરે સુડોળ, પૌરુષની છાપ પાડે તેવા, શાંત વીરત્વ અને નિર્વીર્ય ગુસ્સા વચ્ચેનો સૂક્ષ્મ ભેદ સમજનારા, ગંભીર કંઠે જરૂર પૂરતો અવાજ છોડનારા એ કેટલાક ખેલાડીઓનું મને આજ પણ તાજું જ સ્મરણ છે.

૮. પ્રેક્ષક વર્ગને ઉચ્ચ કોટિનો ન કહી શકાય. કેટલાક જમીનદારો રંગભૂમિ પર પોતાની કોઈ પાતરોને જ પાઠ કરતી જોવા આવતા હોવા જોઇએ. કેટલાક યુવાનો પોતપોતાની રખાયતોની સોબતમા 'બોક્સ' રોકી લઈ વિનોદ લેવા અર્થે જ આવતા લાગેલા. સામાન્ય રીતે જેમ કોઈ અતિ ભાવવાહી અભિનય જોતાં પ્રેક્ષકો "બેશ ! બેશ ! ( સુંદર ! સુંદર ! ) પુકારી ઉઠતાં તેમ જ બીજી બાજુ નૃત્ય દરમ્યાન નટીઓના કેટલાક સુરેખ અંગમરોડો દેખતાં, એની કલાને વિસરી જઈ એની voluptuousness —વિષયલોલૂપતાનાં ગલગલીઆં અનુભવતા અને એને અનુરૂપ સ્વરોમાં વ્યક્ત કરતા. એકવાર તો કોઇ પ્રેક્ષકે રંગભૂમિ પર કોઈ નટીને તાકીને માછલું ફેંકેલું, તે બદલ એક નટે પડદા બહાર આવી અત્યંત ટુંકાણમાં માર્મિક ઠપકો આપેલો. એ માછલું પ્રેક્ષકો સન્મુખ ધરીને એણે કહ્યું કે "એકે કિ ભદ્રતા બોલા જાય મેશાય! (આ તે શું સજ્જનતા કહેવાય, ગૃહસ્થો!) આ ઉપરાંત બ્રાહ્મોસમાજના કેટલાક ભાઇઓએ મને બંગાળી રંગભૂમિ જોવા જતો જાણી ઉચ્ચારેલું કે "અમારો વર્ગ ત્યાં જવામાં લાંછન સમજે છે!"

૯. નાટયકલાને કેળવી રહેલી આ મંડળીઓ કોઇ કોઈ વાર તો ઝીણી બાબતોમાં મોટી ગુલાંટો ખાતી. 'મિસર કુમારી' ને 'ઑાયેશા' જેવાં નાટકોમાં જેમ પરદેશી સંસ્કૃતિ અને પહેરવેશનો એ બારીક ઉઠાવ કરતા, તેમ બીજી બાજુ કોઇ કોઇ વાર અકબરને દાઢીવાળો બતાવવામાં, રાણા પ્રતાપને પહેલેથી છેલ્લે સુધી એકનો એક પોશાક પહેરાવી રાખવામાં અને સાફો બંધાવવામાં વગેરેમાં એના અભ્યાસની ઉણપ તરી આવતી.

૧૦. ધીમે ધીમે બંગાળી પ્રેક્ષક વર્ગ દહાડાથી મોહાઇ હિન્દી રંગભૂમિ તરફ ઢળતો હતો. અને તેથી જ કદાચ બંગાળી નાટય–મંડળીઓ પણ ઠાઠમાઠ વધારવા મથતી હતી.

૧૧. બંગાળી રંગભૂમિનું સાચી કલાની દિશામાં જે કાંઇ પ્રયાણ મેં જોયું હતું તેનો મુખ્ય આધાર નાટયકારોની કલમ પર જ હતો. એ લોકોનું ઉચ્ચ કોટિનું શિક્ષણ અને જીવનની સ્વાભાવિકતા પર ઠરેલી તેઓની દૃષ્ટિઃ એ વાતો જ આવી ઉચ્ચ કૃતિઓના કારણભૂત હતી.

ઝવેરચંદ મેઘાણી

# ગુજરાતી રંગભૂમિ

## એક ઐતિહાસિક અવલોકન

આધુનિક નાટકોનો ઉદ્‌ભવ સંસ્કૃત નાટકો ઉપરથી થયો કે ઈંગ્રેજી નાટકોના અનુસરણ રૂપે થયો ? આ પ્રશ્નનો ઉત્તર સહજમાં અપાય એમ નથી. પ્રથમ તો આ પ્રશ્ન લખાતાં નાટકો સંબંધે છે કે ભજવાતાં નાટકો–નાટક ભજવવાની રીત સમગ્ર સંબંધે છે એ સંદિગ્ધ હોઈ, માત્ર નાટકશાળામાં થતા નાટ્યપ્રયોગોને જ અનુલક્ષીને કહીશ.

હાલનાં નાટકો તો કાલે જ જન્મ્યાં છે. પચાશ, સાઠ, સીત્તેર વર્ષ પૂર્વે એવું કશું અસ્તિત્વમાં નહોતું. લોકોનો આનંદ માત્ર ભવાઈ વડે જ પોષાતો. પોતાના નાયક–આગેવાનની સંભાળ નીચે ભવાઈઆઓનાં ટોળાં ફેરણીએ નીકળતાં. તેઓ ઘણું કરીને પોતાનાં ઘરાક થઈ ગએલે ગામેગામ વર્ષમાં એક વાર તો આવી જ જતા. પંચની જગામાં, ધર્મશાળામાં કે બીજી મોટી સાર્વજનિક જગાએ ઉતારો કરી ગામમાં ભવાઈ કરતા. એમને બાંધેલી નાટકશાળાની જરૂર જ ન પડતી. ગામના પાદરમાં, અગર મોટા ચોકઠામાં અથવા છેવટે મહોલ્લામાં જ એમની નાટકશાળા જામતી. ભવાઈમાં દેખાવ કે પડદાની પણ જરુર નહોતી. એક આડું દોરડું બાંધી એના ઉપર ચાદરું કે ચોફાળ નાંખવાથી પડદો બની રહેતો. પડદાની બીજી બાજુ તરફ એમને વેશ બદલવાની જગા તરીકે કામ આવતી. ભવાઈ તો બહાર ખુલ્લામાં જ થતી. નાયક એ એમનો સૂત્રધાર હતો. ગામનો ગાંયજો મશાલ વગેરે પકડતો. એક કોરાણે બજવૈયા બેસતા. નરઘાં, સારંગી અને સૌથી વધારે અગત્ય ધરાવતાં ભૂંગળ લોકોના કાનને બહેરા કરવા તત્પર જ રહેતાં.

બજવૈયાઓ ગાઈને આવતા પાત્રનું સૂચન કરતા. તેઓ સંધ્યાકાળથી માંડીને લગભગ વહાણું વાતા સુધી અમુક અનુક્રમે જુદા જુદા વેશ કાઢતા. તેમનો સૌથી પહેલો વેશ 'ગણેશ'નો હતો. ત્યારબાદ "સુરા સામળા"નો, "લાલજી મણિયાર"નો, "મિયાંબીબી"નો, અને "જૂઠણ"નો વેશ લાવતા. નટોને કાંઈ ખાસ તૈયારીની જરૂર જણાતી નહિ. તેમ જ પહેરવેશની ખાસ ટાપટીપ પણ દેખાતી નહિ. મોં ઉપર હડતાળનો પીળો રંગ અને ગાડે-ગાડાં મેંશ એટલું હોય તો શણગાર સજવાનો બધો સામાન આવી રહ્યો.

પીળા મોંની સાથે ધોકા જેવા કાળા પગ તો ભાત પાડતા. તેઓ પડદા પાછળ જઈ પહેરેલા ધોતિયાનો કછોટો વાળી સાલ્લો કે બાંટ વિંટી લે, અને ખભેથી ખસી ગએલી કાંચળામાં થોડા ડૂચા ઘાલે એટલે શણગાર પૂરો થતો. ચાદરાનો નાંખેલો પડદો ઘણીવાર છેક નીચે સુધી પહોંચતો નહિ એટલે તેઓ વેશ બદલતા તે એ અડધું પડધું દેખાતું. વેશ બદલીને નાચતા કે ગાતા, તા–તા–થૈઈ કરતાં પાત્રો બહાર આવતાં. તેમનાં સ્ત્રીપાત્રોના હાવભાવે તો હદ વળી જતી. સ્ત્રી ન છતાં સ્ત્રીમાં ખપવાને ઉત્કંઠિત પાવૈયાઓ જેમ ચાળા-ચસકા કરે છે તેમ ભવાઈમાં પણ આ બૈરીનો વેશ લેનારા ભવાયઆઓ કરતા. એમની ચતુરાઈ બિભત્સ ચાળાઓ અને અશ્લીલ વાણીમાં જ ઠલવાઈ જતી. પુરુષ કે સ્ત્રી ગમે તે પાત્રમાં જ્યારે ફુલ ઝરતાં ત્યારે સારાં માણસોને તો ઘણો જ કંટાળો આવતો. આમ પગલે

પગલે અને બોલે બોલે અશ્લીલતા હોવા છતાં એમા કાંઇ હોય નહિ એમ સાભળનારાં આનંદ પામતાં ! તા–તા–થેઈ કરીને કોઇ પાત્ર નાચવાને મંડી જતું અને સહેલી ગતો નાચી પોતાની કુશળતા બતાવી ફુલાતું. સઘળા વેશોમાં તેમનો કજોડાનો વેશ વધારે લોકપ્રિય લાગતો. એ વેશનું મુખ્ય પાત્ર–નાયક એ મોટી તાડિયા જેવી બાયડીનો ટીચકો વર હતો. મુવો, નાનો હોઇને પણ હું વર, એવી માન્યતાથી ફુલાઈ ગએલો હતો. શરુઆત થતાં જ "કજોડા રાજ" પડદા બહાર આવીને ગાતા કેઃ—

"આવી સભામા ઉભા રહ્યા, તરુવારે મુખ જોયાં,
ફુરગુનના ઠીધા કટકા, દુઃખડાં સરવે ખોયા.

હે, રંગલા !

કજોડાનું એક ગીત નીચે આપીએ છીએઃ

મારે કરમે કજોડું લાલ, શામજીડું;
મારે જગમા વગોણું લાલ, શામજીડું:
મારે સહિયરોમા મ્હેણું લાલ, શામજીડું—
સોળ વરસની કન્યા ને અઢિ વરસનો વર,
પરણાવ્યા પહોર લાલ શામજીડુ—મારે કરમે—મારે જગમા.
ટોપલામાં ઘાલી હું તો કાકે બળીએ ગઈતી,
કાકે બળીએ પૂંછ્યુ તારો શો સગો લાગે, લાલ—મારે કરમે—મારે જગમા.
બાઇજીનો બેટો ને નણદલનો વીરો,
કઈ મ્હારો પણ કંથ લાલ શામજીડું—મારે કરમે—મારે જગમાં.
રોટલો ઘડુ તો પિટયો ચાનકીને રુવે,
ચાનકી ઘડુ તો પિટયો સિંકા સામુ જુવે લાલ શામજીડું—મારે.
સિંકા સામુ જુવે પિટયો રોટલો રે માગે
ધમ લઇને ધીબો મારૂં હૈડામા દાઝે લાલ શામજીડુ —મારે.
કાચલીમા કકોડી ને કોડીઆમાં પાણી,
નાનો વર નવરાવ્વા બેઠી રામડી લૈ ગઈતાણી લાલ શામજીડુ–મારે

બીજાં પાત્રોમા એનો સાથી 'રંગલો' (વિદૂષક) અને એની સ્રી ઠકરાળા હતા 'હે, રંગલા !' કહેતાં રંગલો 'હે, રાજ !' કહી હાજર થતો અને એ બન્નેની વચમાં સંવાદ ચાલતો. ઉંડબા જેવાં ઠકરાળા લાજ કાઢીને ઊભા રહેતાં, અને કજોડારાજ રંગલાને હુકમ કરતા કે રંગલા પેંગડા લાવ. ઠકરાળાને ચુંબન આપવાની લાલસા થઈ આવવાથી પહોંચાય નહિ માટે પેંગડાની મદદથી ઠેઠ બેસીને પછી એ સુખ લેવાની ઇચ્છા છે એમ કજોડારાજ કહેતા. ત્યારબાદ આ શું, આ શુ કહીને કજોડારાજ પૂછતો અને ઠકરાળાં તેમ જ રંગલો એના જવાબ આપતાં. આ અશ્લીલના ભરેલી વાતો સભ્યતાની ખાતર લખાય નહિ એવી છે ! આમ ધમાચકડી પછી આ ભવાઇ પૂરી થતી.

ભવાઇઆઓ નાચમાં પણ એમનાથી બને એટલી અશ્લીલતા ઉમેરતા. ઇજિપશિયન નાચ જેણે જોયો હશે તે અમારું લખવું સમજશે. ખાડીઆમા જેઠાભાઇની પોળમાં એક શેઠની ઇચ્છા લોકોને આનંદ કરાવવાની થતા તેમણે ભવાઇ કરાવવાનું ઠેરવ્યું. તે વખત સ્વ. નરભેરામ વકીલને ઉંઘમાથી ઉઠાડીને ખાસ જોવા સારુ આણ્યા. ભવાઇઆઓનો નાચ શર થયો અને ભાપણોનો પ્રવાહ ચાલતાં જ એ સ્વર્ગવાસીને એટલો તિરસ્કાર આવ્યો કે ઉભા

થઇ શેઠને પાંચદશ ચોપડાવીને ઘેર ગયા. ભવાઈ બંધ પડી. રાજકોટમાં રાધુ આપ્ટે એમણે નવી નાટકશાળા કાઢી હતી. એમાં એક વખત ધરમપુરના ભવાઇઆઓની ભવાઇ કરાવી હતી. તે વખત શરુઆતમાં જ પંદર વીશ મિનિટમાં જ ટીકીટના પૈસા જતા કરીને ઉઠી જવું પડ્યું હતું તેનું મને સ્મરણ છે. ભવૈયાઓ બધી નાતના વેશ કાઢે પણ ઘાંચીનો વેશ ન કાઢતા. ઉંચે ઉભાં રહીને સાંકડા મોંના વાસણમાં તેલની ધાર કરે તો ઘાંચી ખરો. એમ એમનાથી કરી શકાય નહિ માટે એ વેશ જ ન કાઢતા એમ ઘણાં ઘણાં વર્ષો પૂર્વે કોઇ ઘાંચીએ વાત કર્યાનું સાંભરે છે.

કોઇ કોઇ વખત ઉત્તર હિંદુસ્થાન–બહુધા મથુરા–વૃંદાવન વગેરેમાંથી રાસધારીઓ આવતા. વ્રજભાષાનાં ગાયનો અને ભાગી તૂટી ખિચડીઆ ગુજરાતી કરતાં તેમાં કાંઇ વિશેષતા નહોતી. તેઓ રામલીલા અને કૃષ્ણલીલા ભજવતા.

ગુજરાતીમાં પહેલવહેલું "લક્ષ્મીનાટક" નામનું નાટક સ્વ. દલપતરામે લખ્યું હતું. ગ્રીક નાટકકાર એરિસ્ટોફેનિસના પ્લૂટસ નામના રૂપકના અંગ્રેજી ભાષાન્તર પરથી આ નાટક લખાયું છે. ભજવવાની ઇચ્છા વખતે હશે પણ કદી ભજવાયું હોય એમ જાણ્યું નથી. એમાં પણ છેવટ રંગલા–ભીમડા–પાસે લૌકિક ગીત

લક્ષ્મીબાઇની જાનમાંરે,
કાકા વણ કેમ ચાલશેરે—
કાકા— હોય લક્ષ્મી–

લખી સમાપ્ત કર્યું છે. ત્યાર પછી લખાયલું "જયકુમારી વિજય નાટક" પણ ભજવાયાનું યાદ નથી. પરંતુ તે કાળે ઘણું લોકપ્રિય થઇ પડેલું "લલિતાદુઃખદર્શક" નાટક તો રંગભૂમિ પર આવી ગયું છે.

સમય જતાં ઇંગ્રેજી અભ્યાસના ફેલાવાને લીધે ઇંગ્રેજી નાટકોનો પરિચય થયો. તેમ જ સંસ્કૃતના ફેલાવાને લીધે સંસ્કૃત નાટકો તરફ પણ લોકોની અભિરુચિ થઈ. એ બન્ને તરેહનાં નાટકોનાં ઓઠાં લઇને નાટકો લખાયાં. શાકુન્તલ, માલવિકાગ્નિમિત્રનાટક, વિક્રમોર્વશીય વગેરે લખાયાં પણ ભજવાયાં લાગતાં નથી.

ઘણાં વર્ષો ઉપર પૂનાની બાજુએથી દક્ષણી નાટકમંડળીઓ ગુજરાત તરફ આવી હતી. મારા સ્મરણ પ્રમાણે તલ ગુજરાતે પ્રથમ નાટક જોએલાં તે આ જ. આ નાટકોમાં પણ ગ્રીક નાટકો જેવી જ ગોઠવણ જણાતી. ગ્રીકમાં જેમ કોરસ, પાત્રને ન બોલવાની ઉક્તિઓ વગેરે બોલે તેમ નહિ, પણ દક્ષણી મંડળીઓનાં આ પ્રથમ નાટકોમાં સૂત્રધાર જ ગાયન કરતો. દક્ષણી એંટદાર પાગડી, ખેસ અને ટુંકું અંગરખું પહેરીને બજવૈયાઓ સાથે સૂત્રધાર રંગભૂમિના આગલી તરફના એક ખૂણામાં હાથમાં મંજીરા લઇને ખડો ને ખડો રહેતો. રાતા કાગળની સૂંઢવાળો ગણપતિ, અગાડી મોરનું ઊંકું અને શરીરના કટીપશ્ચાદ્ ભાગમાં મોરપિચ્છની ઝૂડી બાંધેલી સરસ્વતી કુદકો મારીને રંગભૂમિ પર આવતી અને નાટક ચાલુ થતું. પાત્રને બોલતાં બોલતાં જ્યાં ગાયન આવે કે પાત્ર "મૈં કહેતા હૂં, સુન લે" કરીને મૂગું મૂગું ઉભું રહેતું, અને સૂત્રધાર એની ઉક્તિ ગાતો. ગ્રીક કોરસની પેઠે સંકલના એ એનો હેતુ ન હતો પણ નાટક જ પોતે ભજવતો. પાત્રોના પોશાક, સ્વાંગ અને રીત બધું નવું હોવાથી પ્રેક્ષક જનોને આનંદ તો પડતો.

આમ લોકોનાં મન નાટક તરફ સહજ વળ્યાં હતાં તેવામાં ડાકોરનો એક પાવૈયો હરજીવો ઘણો ખ્યાતિમા આવ્યો હતો. હરજીવો કસરતના ખેલ કરતો, નાચ સારો કરતો અને ખાસ ઉસ્તાદી નહિ એવી ઢબે ગાયન ગાતો. અમદાવાદમાં તો એ બહુ વખણાઇ ગયો હતો. હરજીવો પ્લાસીના યુદ્ધના પ્રખ્યાત ગાયનમાં ઉમેરણ કરીને હોક્કાનું ગીત ગાતો.

ઘોડી આગ લારે, મીંજે હોકકા પિલાઓ.
આગ લા, તમાકુ લા, લાઓ ઠંડા પાની,
ચાર ભાઇઓ મહેરીલમા હોકે કી મિજબાની. ઘોડી આગ લા.
આગ્રેકા તો કોટ બનાયા ભૂલીકા દરવાજા,
રાકરકંદકી તોર ખનાઇ, હટે ફિરંગી રાજા. ઘોડી આગ લા.

આવા સમયમા જ સ્વ. કવીશ્વર દલપતરામજીનું મિથ્યાભિમાન નાટક પ્રસિદ્ધ થયું હતું.

આ નાટક ભજવાય એવી સ્વ. કવીશ્વરની ઇચ્છા હતી. એમણે ભજવતાં શું શું જોઇએ વગેરેની સંપૂર્ણ યાદિ આપી છે. કયાં, કેમ, કેવી રીતેની સૂચના પણ આપી છે. પણ એ નાટક ભજવાયું નથી. એમની સૂચનાઓમાં પણ પાત્રસૂચન બજવૈયાઓ તાતાથૈ જેવું કરે એમ કહ્યું છે. એટલે એક રીતે એ પણ ભવાઇની પેઠે જ ભજવાય એવી કવીશ્વરની ધારણા હશે. પડદા, સીનરી વગેરેનું ઉમેરણ કરીને પ્રથમ નાટકમંડળીવાળા પારસીઓ. એઓનું પ્રખ્યાત નાટક ઇંદ્રસભાનું હતું.

" રાજા હું મેં કોમકા ઇંદર મેરા નામ,
બિન પરીઓકી નીંદસે સદા હુ હેરાન. "

આવો ઈંદ્ર, બધા રાતાં લુગડાંવાળો લાલ દેવ, અને બધાં કાળાં લુગડાં પહેરેલો કાળો દેવ એ એના પાત્રો હતાં. ઘણી પરીઓ રંગભૂમિ પર આવતી અને નાચ અને ગાયનો થતા. પારસીઓના અસલ ઇતિહાસમાંથી આ મંડળીઓ પોતાનું વસ્તુ લેતા.

પારસી મંડળીઓનાં નાટકોમાં કેટલાક ઇંગ્રેજી નાટકોનાં અનુસરણ પણ હતાં. આગાડી જતાં નાટક મંડળીઓ વધારે સુધરતી ગઈ તેમ તેમ તેમની કળા ખીલતી ગઈ હતી.

મુંબઈમાં ગુજરાતી નાટક મંડળીઓનો જન્મ પણ થયો હતો. એ લોકો પૌરાણિક વિષયોના નાટક બહુધા ભજવતા. રણછોડભાઈ ઉદયરામનાં કેટલાંક નાટકો પણ ભજવાયાં હતાં. હરિશ્ચન્દ્ર, નળ દમયન્તી વગેરેએ સારી ખ્યાતિ મેળવી હતી. સંસ્કૃતના અભ્યાસના વધારાની સાથે સંસ્કૃત સાહિત્યમાથી આપણી ભાષામા નાટકો ઉતર્યાં છે. એવામાં શાકુન્તલ મુખ્ય છે. સ્વ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે, સ્વ. ખખ્ખરે વગેરે શાકુન્તલના ભાષાન્તર કર્યા છે. શાકુન્તલ નાટક ભજવાયું છે ખરું, પણ આ થએલાં ભાષાન્તરોના રૂપમાં નહિ. કવિ નર્મદે પણ નાટક પર કલમ અજમાવી છે, પણ કૃતેહ મળી નથી. પારસી મંડળીઓએ કાબરાજીના અંગ્રેજી નાટકોનાં અનુસરણો બહુ સારી રીતે ભજવ્યાં છે. દિવસાનુદિવસ તેઓ કળામાં પણ ઠીક વધ્યા છે. મુંબઇની મંડળીનું કામ અને નફો જોઇને નાટકમંડળીઓ ઉભી કરવાનો વા ફેલાયો હતો. એમ બિલાડીના ટોપની પેઠે નાટકમંડળીઓ થઈ, ખોટું જીવન ભોગવી મરીએ ગઈ.

આ મંડળીઓના વાના વખતમાં મળ મહેતાજી કે એસિસ્ટંટ તરીકે કામ કરનાર કેટલાક ગૃહસ્થો નાટક મંડળી ઉભી કરવાની ઇચ્છા થતાં તેમણે મોરબી નાટક મંડળી સ્થાપી.

આરંભકાળમાં હોય એવી જ સ્થિતિ આ મંડળીઓની હતી. મોરબીની મંડળીએ ભર્તૃહરિનું નાટક ભજવવા માંડ્યું. એમને પણ નાટકોના વાખા પડતા એમ લાગે છે. તે તે કાળના લખનારાઓને તેઓ લખે એવી ઇચ્છા પ્રદર્શિત કરતા. તેમ જ શિષ્ટ ગણાતા વિદ્વાનો પાસે જઈ જઇ સૂચના વગેરે સારુ પ્રયાસ કરતા એ ઉપરથી પોતાની મંડળીનાં નાટકો ઊંચી કક્ષાનાં થાય એવી એમની પ્રબળ લાલસા જણાતી. આવાં ખંત, ઉદ્યોગ અને ખર્ચને યોગે તે મંડળીએ પોતાનાં નાટકોમાં સારો સુધારો કર્યો હતો. એમનાં

" પિયુને લજાવનાર ચેરી અહંકાર
, શૃંગારમાં હુખાડી 'તી તમે જ મને.

અને એના છોકરા પર રીઝા થઇ ગએલી કોઇ નાટકની નાયકા છોકરાને લલચાવવા ગાતી તે

" છોકરા ૨૨ માં હું દિલ સાથ,
તને કોય ન મારે વાત,
જોને મારાં કંકણ કેવાં સુંદર હાથ."

એવાં ગાયનો કેવળ જુગુપ્સા જ ઉત્પન્ન કરે છે. તેમ જ રાણીની બેવફાઇની વાત સાંભળીને ફાંસીએ જતાં, મહેતલ લઇને ફિટકાર આપવા આવેલો ચાંપરાજ હાડો રાણી પાસે–મારવા નહોતો આવ્યો. છતાં–ઉઘાડી તરવારે જાય છે, અને તરવાર ઉઠાવેલી હાથમાં રહી જાય છે અને પોતે ગાયન ગાવા મંડી જાય છે. તેમ જ રાણી પણ ડોકું ઉરાડવા આવેલા અને નાગી તરવારે ઉભેલા રાજાની પાસે ગાયન ગાય છે. એ જોઇને " સબ સૂરમેં " એ મશ્કરી યાદ આવી હસુ આવે છે. આમ ઘણી ઘણી ખામીઓ છતાં પાછલા ભાગમાં એ મંડળી સારાં નાટક ભજવતી.

કામસૂત્ર પ્રમાણે વિટ અને વિદૂષક નાયકના મિત્ર હોય તેની પ્રેમકાર્યમાં મદદ કરનાર હોય છે. એને અનુસરીને કે કેમ નવાં ભજવાતાં નાટકોમાં વિદૂષક એક અગત્યનું પાત્ર થઇ પડ્યો હતો. વિદૂષક ખાસ કામ કરતો હોય એમ તો જણાતું નથી પણ પ્રથા પ્રમાણે મંગળાચરણ થયા પછી સૂત્રધાર નટીને બોલાવે છે. આવી બધી ક્રિયાઓ તે વખત શણુગાર જ સજતી હોય એમ જણાય છે. કેમકે બધાંમાં સૂત્રધાર " શણગાર સજી રહ્યાં હો તો આવજો " એમ કહે છે. નટી આવે છે અને સૂત્રધારની આજ્ઞા મુજબ ગમે તેવું ગાયન ગાય છે. ગમે તેવું ગાયન હોય પણ સૂત્રધાર તો મોહ જ પામી જાય છે ! આવી વાર્તાપ્રીત થતાં વિદૂષક આવે છે. દલપતરામના શબ્દો વાપરીએ તો—

" વિચિત્ર દેખાવ, વિચિત્ર વાણી
વિચિત્ર આ નાટક."

હાસ્યાસ્પદ દેખાવ કરીને વિદૂષક આવીને ઉભો રહે છે કે સૂત્રધારની સાથે વાતે વળગે છે. સૂત્રધાર એને જંગલી ગણી વાત કરે છે, પણ વિદૂષક તો સૂત્રધાર સાથે પ્રાસાનુપ્રાસવાળી અને વ્યંગવાણીમાં ફડાકા માર્યે જાય છે. જાતે બ્રાહ્મણ એટલે ખાવા તરફ ઘણી રુચી અને તેમાં યે લાડુ તરફ ઝાઝો પક્ષપાત. છેવટે લાડુ મળવાની બોલીએ વિદૂષક નાટકમાં સહાયતા કરવાનું કબૂલ કરે છે.

આ વિદૂષકનું લફરૂં તો બહુ જ પેસી ગયું હતું. બે મિત્રોની વાતમાં વિદૂષક, દરબાર ભરાયો હોય ત્યાં વિદૂષક, ધણીધણીઆણીની વાતચીત થતી હોય ત્યાં એ વિદૂષક, અરે,

વધારે તો શું પણ નાયકનાયકા રાત્રે સુતાં હોય ત્યાં શયનગૃહમાં પણ વિદૂષક, સુતેલાં દંપતીની વાતચીતમાં વિદૂષક ટાપસી પૂરે છે ત્યારે તો અવધિ આવી રહી.

આવી ઘણીખરી ખામીઓ દૂર કરીને સંસ્કૃત નાટ્યશાસ્ત્રને વધારે અનુસરવાનો લોભ રાખનાર સ્વ. ડાહ્યાભાઇ ધોળશાએ એક મંડળી ઉભી કરી હતી. એનાં નાટકો વધારે રુચિકર અને ગાયનો બેશક ઊંચી કોટીનાં હતાં, જો કે ઊંચી કક્ષાએ પહોંચ્યાં નહોતાં છતાં વર્તમાનકાળમાં નાટકમંડળીઓમાં ભજવાતાં નાટકો અને ગાયનો કરતાં બેશક ચઢિયાતાં હતા.

રણછોડભાઇ ઉદયરામ, ડાહ્યાભાઈ ધોળશા વગેરેના સતત પ્રયાસ છતાં પણ આપણી નાટકમંડળીઓ ઊંચી કક્ષાએ પહોંચી નથી, તેમ જ તેમની અંદરથી જુગુપ્સા ઉત્પન્ન કરે એવા અંશ નિકળી ગયા નથી એ ખરૂં તેમ જ શોચનીય છે. પણ આમ હોવાને અંગે નાટકમંડળીઓનો જ વાંક કદાચ એમ નથી. નાટકમંડળીઓ પ્રેક્ષકવર્ગને આનંદ આપવાના જ માત્ર ઉદ્દેશથી ઉભી થતી નથી. તેમને કમાવું પણ હોય છે. અને તેમનો આધાર પ્રેક્ષકો ઉપર હોય છે. પ્રેક્ષકોમાં પણ તેમના પોષકો મોટે ભાગે છેલ્લા વર્ગમાં બેસનાર સુશિક્ષિત વર્ગના હોતા નથી. એક વખત સુરતમાં પ્રેમાનંદનો દશમ વાંચતાં એક વયોવૃદ્ધ અને વાનપ્રસ્થ થએલા મુન્સફ સાહેબ શ્રોતાજનોમાં હતા. શ્રીકૃષ્ણ ભગવાનને મારવા પૂતના મોહકારૂપ લઇને જાય છે એના વર્ણનમાં પ્રેમાનંદે કહ્યું છે કેઃ—

"કેશર ઘોળી, ઝીણી ચોળી, હિરે ગોફ અન"

આ સાંભળીને એ વૃદ્ધજન બોલી ઉઠયા કે "સાલી, ખૂબ બની છ". આમ સુશિક્ષિત, આખર મંઝલ પહોચવાની તૈયારી વાળાની ભાવના હોય તો પછી ગિલેરીમાં જનારા અને બિલકુલ કેળવણી વગરના પ્રેક્ષકજનોની શી વાત! આવા માણસોને આનંદ આપવો અને ઊંચી કક્ષાએ પહોંચવું એ એકકાળે બને એમ જ નથી. માટે જ આપણી હાલની નાટકમંડળીઓ, ઈચ્છા ન હોય તો પણ દિવસાનુદિવસ ઊંચી તો નહિ પણ નીચી કક્ષાએ જતી જાય છે.

સમગ્ર જનમંડળની ભાવનાઓ ઉચ્ચ થાય, શિક્ષણ વધે, તો બધી બાબતમાં તેમ નાટકોમા પણ સુધારો થવાની આશા રખાય. અંગ્રેજી અને સંસ્કૃત નાટ્યશાસ્ત્ર બન્નેના વિચિત્ર મિશ્રણથી હાલના ભજવાતા નાટકોનો ઉદ્ભવ સંભવે છે.

ડાહ્યાભાઇ પી. દેરાસરી

# શ્રીયુત હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય અમદાવાદમાં

## ( એક દષ્ટિ )

જે થોડા દિવસો શ્રી હરીન્દ્ર અમદાવાદમાં રહ્યા તે દરમીઆન તેમણે બે ભાષણો આપ્યાં અને પોતાના એક નાટકના બે પ્રયોગો પ્રજા સમક્ષ મૂકયા. આ ઉપરાંત એક વાર્તાલાપ પણ તેમની સાથે ગોઠવવામાં આવ્યો હતો. શ્રી હરીન્દ્ર રંગભૂમિ પરના એક નટ છે. સૌ કોઇ આકર્ષાય એવું એમનું વ્યક્તિત્વ છે. એમની સાથે પાંચ મીનીટ વાત કરવામાં તો સાધારણ જડ શિષ્ટાચારનાં ચોકઠાં ઓસરી જતાં હોય એમ લાગે છે. એક કલાકારને સ્વાભાવિક હોય તેવી સ્વૈરવૃત્તિ કે છૂટ (abandon) એમનામાં પુષ્કળ છે.

નાટયકલાને ( અને સંગીતને પણ ) તેઓ કલાત્મક સર્જનની ભૂમિકા ઉપર લઇ જવા પ્રયત્ન કરે છે. "પરદેશથી પાછો ફરેલ" એ નામની પોતાની કૃતિ એમણે ભજવી બતાવી તેમાં એમની અભિનય કલા જોવા લાયક હતી.[1] એ નાટકમાં બીજાં પાત્રો માત્ર એમના ટેકારૂપ ઉભાં કરવામાં આવ્યાં હતાં. આથી આ પ્રયોગને આપણે એક mono-drama તરીકે—એક જ પાત્રના નાટક તરીકે લેખીએ તો વાંધો નથી. નાટકનું વસ્તુ અતિશય સાદું છે,અને જેમણે ગોલ્ડસ્મીથ કે શેરીડનની હાસ્ય કે કરુણરસપ્રધાન (કરુણરસ નહિ)નાટિકાઓ વાંચી હશે તેમને આ વસ્તુમાં ખાસ કંઇ નવીનતા નહિ લાગે. અંગ્રેજીમાં જેને sentimental comedy કહે છે, તેવી આ નાટિકા છે. ભજવતી વખતે તેમાંના ઘણા ભાગો કાઢી નાંખ્યા હતા, અને હરિની વિલાયતી પત્નીનું પાત્ર ઉડાવી દઇ તેને બદલે તેની ટોપીથી જ કામ ચલાવી લેવામાં આવ્યું હતું. નાટકને આવી રીતે ટુંકાવી દેવાથી, એના વસ્તુ અને કાર્યથી જે રસનિષ્પત્તિ થવી જોઇએ તે બરોબર થતી નહોતી, નાટકમાં અમુક કંઇ અધુરૂં અધુરૂં છે એમ લાગ્યા કરતું હતું; અને આથી હરીન્દ્રની અભિનય કલાને પણ ક્ષતિ પહોંચતી હતી. રંગભૂમિ ઉપર પણ અમુક રસ પ્રેક્ષકોમાં ઉત્પન્ન કરવા માટે જે થોડો ઘણો કાળ જવો જોઇએ, તેટલો કાળ આ નાટકમાં લેવાતો નહોતો, તેથી હરીન્દ્ર લાગણીના જે જુદા જુદા આવેશો કે અભિનયો કરી દેખાડતા હતા તેમાં ઘણી વાર અતિશયતા લાગતી હતી. કોઇ એક વસ્તુસ્થિતિમાં જોઇએ તે કરતાં લાગણીનો ઝોક વધારે મૂકાય તેથી કંઇ કલાનું સર્જન થઇ જતું નથી. શ્રી હરીન્દ્ર યુવાન છે, અને યુવાનો હમેશાં ખરી પરિસ્થિતિને અવગણી, તેમાં પોતાની લાગણીઓ ઠાંસી ઠાંસીને આરોપિત કરે છે. આ દોષમાંથી કદાચ શ્રી. હરીન્દ્ર મુક્ત નહિ હોય. પરન્તુ આ નાટકના કોઇ પણ ભાગને ટુંકાવ્યા સિવાય, તેમાંનાં તમામ પાત્રોદ્વારા તે નાટક જોયા પછી જ આ વિશે ખરૂં વિધાન કરી શકાય.

---

૧. આપણી રંગભૂમિના જાણીતા નટ રા. જયશંકરને અંગ્રેજી આવડતું નથી, છતાં માત્ર શ્રી. હરીન્દ્રના અભિનય પરથી તેઓ નાટકનું આખું વસ્તુ બરોબર સમજી શકયા હતા. અભિનયોના અર્થ સમજવાની શકિત સાધારણ માણસ કરતાં રા. જયશંકરમાં વધારે હોય જ, તો પણ આ વાત શ્રી. હરીન્દ્રની અભિનય કલાની સ્પષ્ટતાની સાક્ષીરૂપ છે.

દરેક કલાને તેના અસ્તિત્વ માટે કંઇનું કંઇ અવલમ્બન હોય છે. આ તે તેનું ઉપાદાન ઉપાદાન એક દષ્ટિએ કલાના આધારરૂપ છે, બીજી દૃષ્ટિએ તે આડખીલરૂપ પણ છે. એક કસરતબાજ પોતાના શરીરને ખૂબ કેળવીને, પોતાના દાવો અતિશય સુરેખ રીતે ખેલીને બીજાને અજાયબ પમાડી શકે, અને તેનું એવું એ શરીર માંદગીમા એને ભારરૂપ પણ થઈ પડે. કલાકારની સ્થિતિ પણ કંઈક આના જેવી જ હોય છે. પોતામા શક્તિ હોય, અનુભવ હોય, પણ જો કલાના ઉપાદાન ઉપર અતિશય ધીરજ રાખી કલાકાર પ્રભુત્વ મેળવી ન શકે તો તેની કલા, પાણીમા તરતા ન આવડતું હોય અને માણસ જેમ તરફડીયા મારે તેના જેવી જ રહેશે. અતિશય ઓછા પ્રયત્નથી પાણીની સપાટી પર રહી શકે તે સારો તારો, તદ્દન ઓછા શ્રમથી જે પોતાની કલા વ્યક્ત કરી શકે તે સારો કલાકાર. આ દૃષ્ટિએ અભિનયકલા ઉપર જેણે પ્રભુત્વ મેળવ્યુ હોય, તે પોતે તોળી તોળીને પોતાનું અંદરનું તાટસ્થ્ય ગુમાવ્યા સિવાય, બહાર પ્રેક્ષકોને જરૂર જેટલો જ મનોભાવ દેખાડી શકે. પરન્તુ આપણા આ નાટકના વસ્તુમા અતિશય લાગણી આરોપિત કરેલી હોવાથી અભિનયમા પણ શ્રી હરીન્દ્રને ખૂબ પ્રયત્ન કરવો પડતો હતો ધીમે સાદે જેમ તેઓ પ્રયત્ન વગર ગાઈ શકતા હતા, તેમ તે અભિનય કરી શકતા નહોતા હરીન્દ્ર દરેક સંવાદ વખતે અતિશય તંગ ( highly strung ) રહેતા હતા, અને તેથી તેમને થાક પણ વિશેષ લાગતો હતો [૨]

શ્રી. હરીન્દ્ર આપણી રંગભૂમિનો ઉદ્ધાર કરવા માગે છે, એ આશય ઉચ્ચ અને સ્તુત્ય છે પણ આવી રીતે ગામે ગામ ફરી થોડા રોજમા જ પાચ સાત લોકોને તૈયાર કરી નાટક ભજવવાથી રંગભૂમિનો ઉદ્ધાર થઈ શકે કે કેમ એ એક પ્રશ્ન છે. અભિનય કે નાટ્યકલા અતિ કઠિન કલા છે, અને રંગભૂમિ પર ઉતરવામા સૌ કોઇને જે એક મજા પડે તેના તનમનાટની ખાતર સ્થાનિક લોકો બેચાર કે દસબાર પ્રયોગોમા ઉતરે તેથી અભિનય કલા ઉપર પ્રભુત્વ મળી શકે એમ અમને લાગતું નથી શારીરિક પહેલવાની કસરત, ચિત્રકામ નૃત્ય, અભિનય કલા, કવિતા કે સંગીત આ તમામ કલાઓ તરફ બાલકને કે મનુષ્યને સહજ વલણો કે વૃત્તિઓ હોય છે, પણ જેમ બાલક આડા ઉભા લીટા તાણે તેથી કઇ તે ચિત્રકાર થઇ જતો નથી, તેમ નૃત્યની કે અભિનય કલાની આપણામા નૈસર્ગિક વૃત્તિ હોય તેથી કંઈ આપણને તે કલામા નિપુણતા મળી જતી નથી. ઘણા જ પ્રયત્ન પછી સંગીતનું ખરૂં માધુર્ય ગાયક પોતાનામા ઉતારી શકે છે. કોઇ પણ કલામા નૈપુણ્ય મેળવવાનો રસ્તો કાંટાથી ભરેલો કે અતિશય કંટાળો ઉપજાવે તેવો હોય છે. એમા બુદ્ધિની પણ બહુ જરૂર પડે છે. જે ભાઇઓ તથા એક બેન શ્રી. હરીન્દ્રના નાટકમા ઉતર્યા હતા તેમને અમે અભિનંદન આપીએ છીએ, પરંતુ તેઓ પોતે જો ખરેખર પોતામા રહેલી અભિનયકલા તરફની વૃત્તિને વિકસાવવા અને તે દ્વારા રંગભૂમિને ઉચ્ચ ભૂમિકા પર લઇ જવા ભવિષ્યમા પણ પ્રયત્નો ચાલુ રાખશે તો તેમનો આ પ્રયત્ન સાર્થક થશે.

---

૨ કલામા Law of the conservation of Energy in expression—કલાને વ્યક્ત કરતા ઓછામા ઓછી શક્તિ ખર્ચાય, શક્તિનો ખોટો વ્યય ન થાય એ સિદ્ધાન્ત આપણે ઉતારી શકીએ Romantic art નાદક પોતાની શક્તિ વેડરી નાખે છે, Classical art આ દૃષ્ટિએ અતિશય ઉંચી છે—એમ કલાને આપણે એ બે વિભાગોમા વહેચી ન શકીએ તો પણ આપણે કહી શકીએ.

જે જે ભાઇ કે બેન આવાં નાટકોમાં ભાગ લે છે તેમાંનાં બધાં આવી વૃત્તિથી જ ભાગ લેતાં હોય એમ ન પણ બને. યુવાવસ્થામાં દરેક જણને દરેક ક્ષેત્રમાં પ્રયત્નો કરવાનું મન થાય છે. કોઇ એક જંતુ પોતાના જ્ઞાનતંતુઓ (feelers) ચારે બાજુ ફેંકે, બાલક જેમ નાહક હાથ પગ ઉછાળ્યા કરે, એના જેવા જ યુવાવસ્થાના પણ પ્રયત્નો હોય છે. શહેરમાં રામમૂર્તિ આવે અને બધાં બાળકો કે છોકરાઓ એકદમ નિશ્ચય કરી નાંખે કે આપણે મોટા થઈ જબરા રામમૂર્તિ થઇશું, અને એકાદ માસ રોજ સવારે વહેલા ઉઠી કસરત કરી રાત્રે-પલાળેલા ચણા ચાવે ને થોડા વખત પછી પોતાના સ્વપ્નને વીસરી જાય, આના જેવો જ રંગભૂમિ પરનો આપણો આ પ્રયત્ન હોય તોપણ યુવાવસ્થાના માનસની દૃષ્ટિએ તે ક્ષમ્ય અને નિર્દોષ જ ગણાવો જોઈએ એમ અમારૂં માનવું છે. વ્યક્તિની પોતાની શક્તિનો સાહજિક રીતે કઇ દિશામાં સારામાં સારો ઉપયોગ થઈ શકે એમ છે, તે જાણવા આવા પ્રયોગોને જીવનમાં સ્થાન છે જ. પરંતુ જુદાં જુદાં ક્ષેત્રોમાં માત્ર ખાલી પ્રયોગો કર્યા પછી પણ જો મન માત્ર પ્રયોગની ભૂમિકા ઉપર જ રહી જાય, પ્રયોગને સિદ્ધ કરવા ઊંડો પ્રયત્ન કરવા મનમાં મોટી પ્રેરણા જાગે નહિ, તો આપણે ત્યા ઘણી વ્યક્તિઓ જેમ જીવનની શરૂઆતમાં થોડા પ્રયોગો કે પ્રયત્નો કરી પછી પડી ભાગે છે એના જેવું પરિણામ આવે ! નિરનિરાળા પ્રયત્નો કર્યા પછી પણ જે એક ક્ષેત્રમાં પોતે વધારે સારૂં કામ કરી શકશે એમ લાગે, તેમાં પોતાની બધી શક્તિ ખર્ચવાનો નિશ્ચય કરી પ્રયત્ન આદરે તો જ જીવનમાંથી કંઈક પરિણામ દેખાડી શકાય. જેઓ આપણી રંગભૂમિને ઉચ્ચ કક્ષા પર લઈ જવા માગતા હોય, તેમણે એક વાર તો પોતાના મનની સાથે નિશ્ચય કરવો જોઇએ અને પછી તે દિશામાં પૂર્ણ વેગથી ઝંપલાવવું જોઇએ. જ્યાં સુધી આમ નહિ થાય ત્યાં સુધી આપણને માત્ર અધકચરા પ્રયોગો જોવાનું જ મળશે; અને જો વધારે સંખ્યામાં લોકો આવાં નાટકોને જોવા આવશે, તો તે કંઇ તે નાટકની કલા કે અભિનય વધારે ઉચ્ચ છે તે માટે નહિ, પરંતુ અમુક અમુક વ્યક્તિઓ તેમાં ઉતરી છે તે જોવાના અતિ સામાન્ય કે ક્ષુદ્ર કૌતુકની ખાતર જ આવશે. આટલા વિવેચન પરથી સ્પષ્ટ થશે કે આપણે ત્યાં જો અમુક વ્યક્તિઓ એક પછી એક પ્રજા સમક્ષ નાટકો રજુ કરવાનો નિશ્ચય કરે, તો એમને આ વિષયમાં જે ફતેહ મળે તેનું ધોરણ શુદ્ધ કલાનું જ હોવું જોઇએ, નહિ કે પ્રેક્ષકની સંખ્યાબલનું.

શ્રી. વિનોદિની એને આ નાટકમાં ભાગ લીધેલો તે વિશે એક પ્રેક્ષકે 'નૂતન ગુજરાત'માં જે ચર્ચા ઉપાડી હતી તે સુરુચિના ભંગરૂપ હોઈ ને લેખકની હલકી વૃત્તિ દેખાડે છે એટલું જ નહિ, પણ 'નૂતન ગુજરાતે' એ કાગળ એવા ને એવા શબ્દોમાં છાપવા લીધો, તે તેમની ગેરવ્યવસ્થા અથવા કુવૃત્તિનું સૂચક છે. (તંત્રી પોતે પત્રના મતની સાથે સંમત નથી એમ લખેલું છતાં)

શ્રી હરિન્દ્ર અંગ્રેજીમાં નાટકો ભજવે છે, એટલે કે આપણી પ્રજાના ૯૯-૯૯૯ ટકા જેટલા ભાગને તો તે અડવાનાં જ નહિ. તે મોટાં મોટાં શહેરોમાં ફરે એટલે ત્યાં એમને અંગ્રેજી જાણનાર પ્રેક્ષક વર્ગ કે નાટકમાં ભાગ લેનાર વ્યક્તિઓ પણ મળી રહે. તે હાલ રશિયામાંથી આવ્યા છે અને લોકસંઘનાં નાટક mass-drama ની વાત કરે છે, તો તે દક્ષિણમાં સ્થાયી નિવાસ કરી એક થીએટર ઉભું કરવાના છે ત્યાં પોતાની સ્વભાષામાં જ

નાટકો ભજવશે એમ અમને આશા છે. લેનિન એક વાર ફીનીશ ભાષા શીખતો હતો, અને તેનું એને કારણ પૂછવામા આવ્યું ત્યારે તેણે જણાવ્યું કે ફીનલેંડમા ત્યાંની ભાષા દ્વારા જો ચળવળ કરી હોય, તો તે લોકોને એ વધારે સુબોધક થાય! માતૃભાષાનું સ્થાન બીજી કોઈ ભાષા લઈ શકે જ નહિ એ વિશે હવે બે મત છે જ નહિ.

નાટ્યકલાને આપણે જીવનને જેટલી જુદી જુદી દૃષ્ટિઓથી જોઇ શકીએ તેટલી વિવિધ દૃષ્ટિથી જોઇ શકીએ. આપણું જીવન સ્થલ અને કાલ બન્નેમાં વિસ્તરેલું છે, અને નાટક પણ સ્થલ અને કાલમા વિસ્તરેલું હોય છે. આપણું શરીર સ્થલમાં વિસ્તરેલું છે, અને આપણું ચિત્ત શુદ્ધ કાલમાં જીવે છે. જંગલી લોકોને મન સ્થલ એ જ બધું છે; કાલની એમને ભાવના હોતી નથી. આપણા નાટકોના પ્રેક્ષકોનો ઘણો મોટો ભાગ જંગલી દશામાં જ છે; એમને મન નાટકના દશ્યો એ જ નાટક છે. પડદા, સીનસીનેરી, પાત્રોના ઝરીના પોષાકો વગેરે સ્થલમા વિસ્તરેલી વસ્તુઓ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચે છે. પડદા ફાટે, નાચ થાય તેમા સરકસની માફક કસરત થાય, ધડાકા ફડાકા થાય તો જ નાટક બરોબર છે એમ એમને લાગે છે. આ વૃત્તિની સામે આપણે કલાની શુદ્ધ બુદ્ધિગમ્ય કાલની ભાવના મૂકવી પડશે. જેને બુદ્ધિની દૃષ્ટિએ લક્ષ આપવાની ટેવ પડેલી હોય તેમને જુદાં જુદા સીનસીનેરી, કે ધડાકા માત્ર અંતરાયરૂપ લાગે તો નવાઇ નહિ.[3] નાટકના વસ્તુમાં દશ્યો વધારે મૂકી, દશ્ય-બાહુલ્યથી લોકોના મનરંજન કરવાની વૃત્તિથી કંટાળો ઉપજવો જ જોઇએ. આ દૃષ્ટિએ શ્રી. હરીન્દ્રના નાટકમા શરૂથી અંત સુધી એક જ સ્થળ હતું તે યોગ્ય હતું. ગ્રીક નાટ્યકલામા સ્થલ, કાલ, અને કાર્યના ( place, time and action ) ઐક્યનો સિદ્ધાન્ત મનાતો; અને યુરોપમા તે તરફ હાલ વલણ વધતું જાય છે. ત્યાંનાં કેટલાંએક નાટકોમાં તો એક જ અંક, એક જ પ્રવેશ, અને એક જ દશ્ય હોય છે. કોઈ પણ દશ્યની સંપૂર્ણ વિગતો અતિશય સાવધાનતાથી યોજવામાં આવે છે, અને આથી દશ્યો વધારે હોય તો નાટકમા ખર્ચ બહુ થઇ જાય તેને લઇને પણ બને તેટલાં ઓછાં દશ્યો રાખવામાં આવે છે.

કલાનો સૌથી જટિલ પ્રયોગ એ નાટક છે. સ્થાપત્ય, મૂર્તિવિધાન કે શિલ્પ, અને ચિત્રકામ આ તમામ કલાઓ સ્થલમા અવકાશ રોકીને રહેલી હોય છે, જ્યારે શુદ્ધ સંગીત માત્ર કાલમા જ વિસ્તરેલું હોય છે. જેમ જેમ સ્થલના સાહચર્યના સંબંધો આપણે કાલમાં કાર્યકારણરૂપે સમજતા જઇએ છીએ, તેમ તેમ તે વધારે બુદ્ધિગમ્ય થાય છે. નાટકમા સ્થાપત્ય, મૂર્તિવિધાન, કે ચિત્રકામ વગેરેને સ્થાન છે જ, પરંતુ આ તમામ કલાઓનો જેટલો વિસ્તાર હોય તે તમામ વિસ્તાર નાટકના બુદ્ધિગમ્ય, સૂક્ષ્મ વસ્તુ કે કાર્યને સ્ફુટ કરવા પૂરતો જ હોવો જોઈએ. આ જ રીતે સંગીતને પણ નાટકમાં ગૌણ સ્થાન જ હોવું જોઇએ. દક્ષિણી નાટકોની જેમ જો સંગીતને અતિ પ્રાધાન્ય આપવામાં આવે તો નાટકનું મૂળ વસ્તુ જ ગુમ થઈ જાય, અને નાટકથી જે અસર થવી જોઈએ તે થાય નહિ. નાટક કાર્યપ્રધાન કલા છે. જીવનમાં ક્રિયાશક્તિ જેવી રીતે વ્યક્ત થાય છે, તેનું જ દિગ્દર્શન

૩. દાખલા તરીકે આ લખાણ નહિ સમજનારને મત પાંચ પાનામાં વિસ્તરેલું છે, પણ અંદરની દલીલ સમજનાર માટે તેનો વિસ્તાર શુદ્ધ કાલમાં જ રહેલો છે. આ જ રીતે નાટકનો અર્થ સીન, સીનેરી કે પડદામાં વિસ્તરેલો નથી, પણ કલાકારના મૂલ અનુભવમા વસેલો છે.

આપણને નાટકમાં મળે છે. આ દષ્ટિએ નાટકમાંની સ્વગત ઉક્તિઓ બને તેટલી ટુંકી રાખવી જોઇએ. કોઈ પાત્ર બીજાને વિશે ભાષણ આપી આપણને તેનું ઓળખાણ કરાવે, અથવા લેખક પોતે કોઈ પાત્રની સ્વગત ઉક્તિ દ્વારા આગળ તે શું કરશે તેની આગાહી આપે, અથવા તો કોઇ દૈવીપાત્રને વસ્તુમાં લાવી લેખક પોતાની ગુંચ ઉકેલે, તો શુદ્ધ વિવેચનની દષ્ટિએ લેખકની કલા અફલ થઈ છે એમ જ કહેવું પડે.

"પરદેશથી પાછો ફરેલ"માં સ્વગત ઉક્તિઓ એક સામાજિક નાટકમાં હોવી જોઇએ તેટલી ટુંકી અને થોડી જ હતી. પરંતુ નાટકની કારીગરીમાં (technique) ખાસ કશી વિશિષ્ટતા હતી નહિ. નાટકની કારીગરી–technique, તે સ્ટેઈજની technique કરતાં જુદી છે.[૪] સ્ટેજ પર પડદા ગોઠવવા, અથવા તો નવીન પદ્ધતિ પ્રમાણે પ્રકાશથી દૃશ્યો ઉભાં કરવાં વગેરે બાબતોથી નાટકના વસ્તુની કારીગરી ભિન્ન છે. આ કારીગરીને માણસના હાડપીંજર સાથે આપણે સરખાવી શકીએ. માણસમાં જો હાડ ન હોય તો તે ઢગલો થઈ નીચે નિશ્ચેષ્ટ થઈ પડે, તેમ નાટકનું આખું વસ્તુ પણ તેના સિવાય પડી ભાંગે. કઇ વિગતનો ઉપયોગ કેટલે અંશે વસ્તુના કાર્યમાં કરવો જોઇએ, વસ્તુમાં અકસ્માતને શું સ્થાન હોવું જોઇએ—સંતાએલા માણસને સાંભળવા દેવું, ઉંઘતા માણસ પાસે બોલાવવું, માંદગીને લઇને કે કોઇના મૃત્યુને લઇને પાત્રમાં કેટલા ફેરફાર કરવા, નકામા લાગતા પાત્રને કેવી રીતે ઉડાવી દેવું, નાટકના વસ્તુના વિકાસમાં વ્યક્તિગત વિસ્મૃતિનું સ્થાન નક્કી કરવું, વગેરે વગેરે અનેક પ્રશ્નો નાટ્યકલાની કારીગરીમાં ઉપસ્થિત થાય છે. આ વિશે તો એક આખો જુદો નિબંધ જ જોઇએ. પણ અત્યારે આપણે ત્યાં નાટ્યપ્રયોગો પ્રચલિત થયા છે, તો નાટ્યકલામાં કંઈક વધારે સારૂં અને સ્થાયી પરિણામ લાવવા પ્રયત્ન થશે એ આશાથી હું વિરમીશ.

પ્રાણજીવન વિ. પાઠક

---

૪ હાલ જે ત્રણ ચાર શબ્દો ગમે તેમ વાપરવામાં આવે છે, તે એક તો psycho-analysis, બીજો શબ્દ તે Behaviourism, ત્રીજો શબ્દ તે ધર્મ, અને ચોથો શબ્દ તે technique. આ બધા શબ્દો આજકાલની 'ફેશન' થઈ પડયા છે. એમના ઉપર એ રીતે જેટલા અત્યાચાર થાય છે તેમાંથી જો એમને કોઇ બચાવે તો સારૂં! (Technique–કારીગરી–એટલે માત્ર સાધન જ નહિ પણ તેનો શી રીતે ઉપયોગ કરવો–એ પદ્ધતિનો પણ એમાં સમાવેશ થાય છે.)

# જ્ઞાન ગોચરી

મુનિઓ આને ( નાટકને ) દેવોનો શાન્ત ( હિંસારહિત ) ચાક્ષુષ ( આંખથી ભોગવાય એવો ) યજ્ઞ માને છે; રુદ્રે ઉમાસંયુક્ત સ્વાંગમાં બે રીતે આને વિભક્ત કર્યું છે ( શંકરભાગમા તાણ્ડવરૂપે-પાર્વતીભાગમાં લાસ્યરૂપે ); આમાં ત્રણ ગુણમાંથી ( સત્ત્વ-રજસ્-તમસ્ ) ઉત્પન્ન થતું લોકચરિત વિવિધ રસોવાળું ( અથવા વિવિધ રસો અનુભવાય એ રીતે ) દેખાય છે. ભિન્નરુચિવાળા લોકોને બહુ રીતે ખુશ કરે એવું એક આ નાટ્ય જ છે.

કાલિદાસ

* * * *

"સારામા સારા વિવેચકો જ સમજી શકે છે કે રંગભૂમિ ખરેખર મહત્ત્વની ( સંસ્થા ) છે. મધ્યયુગમાં 'ચર્ચ'નું જેટલું મહત્વ હતું તેટલું જ અને જે સમયમાં આ લેખો લખાયા છે તે સમયમાં લન્ડનમાં ચર્ચનું જે મહત્ત્વ હતું તેના કરતાં ઘણું વધારે મહત્ત્વનો, હું રંગભૂમિ માટે દાવો કરતો હતો; બીજા વિવેચકો એ દાવો ન્હોતા કરતા. મારે મન રંગભૂમિ એ સ્થાન છે કે જ્યાં "બે ત્રણ જણ ભેગા મળે છે." ઈસ્કાઇલિસથી તે મારા સુધી ( બર્નાર્ડ શૉ સુધી )ની આચાર્યપરંપરા, અમારાથી અર્વાચીન ખ્રીસ્તી સંપ્રદાયની પરંપરા જેટલી જ ગંભીરાઈવાળી અને સતત પ્રેરણાના આવેશવાળી રહેલી છે. ખ્રીસ્તી ચર્ચ કે જે એક શ્લેષની મજાકથી સ્થાપવામાં આવ્યું હતું તે કમનસીબે શયતાનીથી એટલું બધું દૂષિત થઈ ગયું છે કે તે અત્યારે એવું ચર્ચ બન્યું છે કે જ્યાં માણસોને હસવાનો પ્રતિબંધ છે; અને તેથી તે અત્યારે વધારે પ્રાચીન અને વધારે મહાન ચર્ચ કે જેનો હું અનુયાયી છું તેની આગળ પાછું હઠે છે. આ અમારા ચર્ચમાં માણસ જેમ વધારે હસે તેમ વધારે સારૂં ગણાય છે; કારણ કે દ્વેષ વિના અનિષ્ટનો નાશ કરવો હોય તો તે હસવાથી જ થઇ શકે છે, અને હસવાથી જ દંભ વિનાની સાચી મૈત્રી સાધી શકાય છે."

બર્નાર્ડ શૉ

* * * *

વાત્સ્યાયન નાગરકવૃત્તમાં નટોના સત્કારઆદિ વિષે જણાવે છે :

पक्षस्य मासस्य वा प्रज्ञातेऽहनि सरस्वत्या भवने नियुक्तानां नित्यं समाजः ॥२७॥

પખવાડીઆ અથવા માસના પ્રસિદ્ધ દિવસે ( જેમકે ગણેશચોથ, સરસ્વતી પંચમી ઈત્યાદિ ) સરસ્વતીના ભવનમાં નીમેલાઓનો ( નાગરકનટાદિઓનો ) નિયમિત સમાજ કરવો ( એટલે કે એમની પાસે નૃત્ય નાટક આદિ કરાવવાં ).

कुशीलवाश्चागन्तवः प्रेक्षणकमेषां दद्युः ॥ २८ ॥

બહારથી આવેલા કુશીલવો-નટનર્તકો-એમને પ્રેક્ષણક આપે ( એટલે કે ખેલ કરી બતાવે. )

द्वितीयेऽहनि तेभ्यः पूजा नियतं लभेरन् ॥ २९ ॥

બીજા દિવસે તેઓનો તેમના તરફથી સત્કાર થાય.

ततो यथाश्रद्धमेषां दर्शनमुत्सर्गो वा ॥ ३० ॥

પછી શ્રદ્ધા પ્રમાણે તેમના પ્રયોગો જોવા કે (સારી રીતે) રજા આપવી.

व्यसनोत्सवेषु चैषां परस्परस्यैककार्यता ॥ ३१ ॥

આફત પ્રસંગે કે ઉત્સવમાં રોકાઈ જતા નીમેલા નટો અને આવેલા એકબીજાને મદદ કરે. (એટલે કે એ પ્રસંગે કોઈ નટ કામ ન કરી શકે તો પરસ્પર કામ સંભાળી લે.)

આ ઉલ્લેખો ઉપરથી પ્રાચીન કાળમાં અભિનયનું દર્શન અને નટાદિનો સત્કાર સંસ્કારી નાગરિકોની ફરજોમાં આવી જતાં એમ સમજાય છે.

* * * *

નીચેના ફકરાઓ Ashley Dukes કૃત Drama નામના પુસ્તકમાંથી આપ્યા છે, તે વિચારવા યોગ્ય છે.

'નાટક અને રંગભૂમિ એક હોવાં જોઈએ તે બે છે. જે રંગભૂમિને પોતાની જાતનું ભાન થયું છે તેનું એ કામ છે કે બન્નેને જોડવાં. તેઓએ એક થઈને બે તરીકે રહેવું જોઈએ. સાચી નાટ્યકલાના જન્મ માટે તે બન્નેનું લગ્ન થવું જોઈએ.' પૃ. ૧૩

'એક કલમમાં નાટકને વિષે અમારે અમારી શ્રદ્ધા દર્શાવવી હોય તો એમ કહીએ કે તે રંગભૂમિની એવી કળા છે કે જે લેખક, નટ, તેને મૂર્ત કરનાર (producer), અને તેના દશ્યોનું સંવિધાન કરનારની કલાઓ કરતાં મોટી કળા છે; કારણ કે તે, તે બધી કળાઓને એક પ્રયોજનથી અંકિત કરી પોતામાં સમાવી લે છે.' પૃ. ૨૮

'દરેક કળા માટે એમ કહી શકાય કે નવાં રૂપોનો આવિષ્કાર એ એની પ્રગતિનું આવશ્યક તત્ત્વ છે; તેમાં એ નાટક કે જે 'હીલચાલ કરતા માણસ' ને બતાવે છે તેણે માણસની તુચ્છ અને ટેવથી થતી ચેષ્ટાઓ તેમ જ તેની વધારે ભવ્ય ચેષ્ટાઓ બતાવવી જોઈએ. આમ છતાં એ વાત સાચી છે કે નાટકનાં ઉત્તમ સર્જનો શિષ્ટ સંપ્રદાયના 'રૂપ' ના આધારે થએલાં છે.' પૃ. ૫૬

'આજે પણ એવા નાટકકારો ઘણા થોડા છે કે જે રંગભૂમિની સમગ્ર કલાના દર્શનથી પ્રેરાતા હોય, કે જે સમગ્ર કલામાં પોતાને 'કવિ-કારગીર' તરીકે હિસ્સો આપવાનો છે.' પૃ. ૬૮

'જીવતી નાટ્યસંસ્થામાં નાટકનો લેખક પોતાનું સ્વાતન્ત્ર્ય મેળવવા, તે નટની જેમ કેટલેક અંશે જતું કરે છે. એ પોતાની જાતને રૂપ અને રંગવાળા તથા પાંખાળા શબ્દો અને મોજાની જેમ ઉછળતી સંવાદી રચનાઓવાળી રંગભૂમિને સમર્પે છે. નાટકકાર પોતે જે કલા સમર્પે છે તે બધી કારીગરીઓમાં ઉમદા છે એમ સ્વીકારીએ તો પણ તેમાં જ બધું આવી જાય છે એમ માનવા જતાં તે અકિંચિત્કર થઈ જાય છે. ઉચ્ચરિત શબ્દ એ સિદ્ધાન્ત નથી પણ વિધિ છે. તે શિખર નથી પણ પાયો છે.' પૃ. ૧૧૫

'નટ એ નાટક લખનાર જેટલો જ જીવનનો વિવેચક છે.' પૃ. ૧૨૪

'નટ જે ભાવ ભજવે છે તે ભાવ કેવળ અનુકરણ રૂપ નથી પણ મૌલિક સર્જનરૂપ છે. નટની કલાનો સ્થાયી અંશ જીવનના ચ્હેરા ઉપર તે જે રૂપણ ( mask ) મુકે છે તેમાં વસે છે. રંગદ્વારની દુનીઆમાં ભાસ અને વસ્તુ એક અને એકસરખાં છે. અભિનયમાં, દેખાવ અને હલનચલનનાં કેવળ સંવાદિપણા ઉપરાંત ભાવનિરૂપણની આન્તરસંજ્ઞા અને જીવનને રૂપકમાં બદલી નાંખતી સર્જનની અલૌકિકતા પણ અભિપ્રેત છે.' પૃ. ૧૨૫

'અભિનય એ સાહિત્ય અને કાવ્ય કરતાં સંગીત અને ચિત્રને વધારે મળતો છે.' પૃ. ૧૨૭

'ઉલટથી થએલા અભિનય સિવાય બીજો કોઈ અભિનય નથી—પછી ભલે તે ટ્રેજીક હોય, કોમિક હોય કે ફારસનો હોય; બીજું જે કાંઇ છે તે મિથ્યાત્વ છે.' પૃ. ૧૩૧

એ કેવળ માન્યતાની બાબત નથી પણ ખાતરીની હકીકત છે કે પ્રેક્ષક વર્ગ ઉપર ખરેખરી અસર કેવળ સચ્ચાઇથી જ થાય છે. શ્રોતાવર્ગ નાટકના લેખક પાસેથી સચ્ચાઇની અપેક્ષા રાખે છે એટલું જ નહિ પણ નટો પાસેથી, નાટકને મૂર્તરૂપ આપવાની ક્રિયામાંથી ( production ), સમગ્ર નાટકને રજુ કરવાની ક્રિયામાંથી પણ સચ્ચાઈની અપેક્ષા રાખે છે.' પૃ. ૨૦૬

'નાટક એ સાથે કામ કરવાથી ઉપજતી વસ્તુ છે. આ સહકાર એ કેવળ લેખક, નટ અને મૂર્તરૂપ આપનાર ( producer ) નો નથી, પણ તે આ બધાનો, તેમના પ્રેક્ષક વર્ગ સાથેનો સહકાર છે. એ પ્રેક્ષકોનો સમુદાય, એ રુચિઓનો ક્ષણિક સંયોગ, એક શબ્દમાં કહીએ તો એ સામુદાયિક પ્રત્યુત્તર એ નાટકને બીજી કલાઓથી વિશિષ્ટ કરતું લક્ષણ છે.' પૃ. ૧૯૮

'નાટ્યકલા જેવી સંઘસાધિત કલાની મુશ્કેલી એ સંઘને દોરવાની આવશ્યકતામાં વસે છે.' પૃ. ૨૪૧

* * *

લાસ્ય અથવા કોમલ નૃત્ય જે ખાસ કરીને સ્ત્રીને અનુકૂલ છે તેની પરંપરાઃ

पार्वती त्वनुशास्ति स्म लास्यं बाणात्मजामुषाम् ।
तया द्वारवतीगोप्यस्ताभिः सौराष्ट्रयोषितः ॥ ७ ॥
ताभिस्तु शिक्षिता नार्यो नानाजनपदाश्रया ।
एवं परंपराप्राप्तमेतल्लोके प्रतिष्ठितम् ॥ ८ ॥

સંગીતરત્નાકર અ. ૭

પાર્વતીએ બાણની પુત્રી ઉષાને લાસ્ય શીખવ્યું. તેણે દ્વારવતી–દ્વારકાની ગોપીઓને શીખવ્યું, અને ગોપીઓએ સૌરાષ્ટ્રની યુવતિઓને શીખવ્યું; તેઓએ વિવિધ પ્રદેશની સ્ત્રીઓને શીખવ્યું; આ રીતે આ લાસ્ય લોકમાં પ્રતિષ્ઠા પામ્યું. ૭–૮

આ ઉપરથી એમ તર્ક કરી શકાય કે કૃષ્ણના પુત્ર અનિરુદ્ધની પત્ની ઉષાદ્વારા લાસ્ય દ્વારકામાં આવ્યું; ત્યાંથી સૌરાષ્ટ્રમાં પ્રચાર પામ્યું; ત્યાંથી બીજા પ્રાન્તોમાં ગયું. સામાન્ય જન સમાજની સ્ત્રીઓમાં સૌરાષ્ટ્ર–ગૂજરાત–મારવાડ આદિ ભાગોમાં હિન્દુસ્તાનનાં બીજા ભાગો કરતાં નૃત્ય વધારે પ્રચલિત છે તેનો આ પરંપરા સાથે કાંઈ સંબંધ હશે?

* * *

મુકમેનના ક્રીસ્ટમસ ( ૧૯૨૮ ) ના અંકમાં મી. ઇવૉર બ્રાઉને ઈંગ્લેન્ડના સુપ્રસિદ્ધ નાટકકાર જ્હૉન ગાલ્સવર્ધી ઉપર મનનીય લેખ લખ્યો છે. તેનો ભાવાર્થ નીચે આપ્યો છે:

નાટકકાર રંગભૂમિને આગળ લાવે છે કે રંગભૂમિ નાટકકારને આગળ લાવે છે ? આનો ઉત્તર આપવો કઠિન છે. આનો વિચાર કરતાં ચેખોવ અને મૉસ્કો આર્ટ થિયેટરનો દાખલો સૂઝે છે. સ્ટેનીસ્લાફસ્કી અને ડાન્શેંકો રશિયાની સુપ્રસિદ્ધ રંગભૂમિ અને કલાપીઠના સંસ્થાપક અને નિયામક તરીકે સુપ્રસિદ્ધ છે. ચેખોવનું 'સીગલ' પ્રથમ ભજવાયું ત્યારે તે નિષ્ફળ ગયું. આથી તે નિરાશ થયો. ચેખોવને જો કે ક્ષય હતો તો પણ તેણે જાણી જોઈને નેવા નદીને કાંઠે આખી રાત ગાળી. હિમમય ઠંડીમાં સ્ટેનીસ્લાફસ્કીએ તેને આ આત્મઘાત કરતો જોયો. આ પછી મોસ્કો આર્ટ થિયેટરે તેનું લખાણ લીધું, અને લેખકની પોતાની ઇચ્છા પ્રમાણે તે ભજવ્યું, અને તે સંપૂર્ણ સફળ થયું. આમ ચેખોવમાં ઉત્સાહ પ્રેરી તેની પાસેથી તેનાં લાક્ષણિક અને અતિશય સુંદર નાટકો સરજાવ્યાં.

ડાન્શેંકોએ તેના તરફ જો સહાનુભૂતિની દૃષ્ટિથી ન જોયું હોત અને સ્ટેનીસ્લાફસ્કીએ ચેખોવના લખાણને ભજવવામાં ચતુરાઇ ન બતાવી હોત તો ચેખોવનાં પછીનાં નાટકો કદાપિ પણ લખાયાં ન હોત. એમના સિવાય, 'ચેરી ઓરચાર્ડ' કદી વવાત નહિ અને 'થ્રી સીસ્ટર્સ' એ પોતાનો કરુણ વિલાપ ગાયો નહોત !

જોન ગાલ્સવર્ધીની બાબતમાં પણ આ વસ્તુસ્થિતિ છે. જો કેટલાક પુરોગામીઓએ તેને માટે રસ્તો ઉઘાડયો નહોત તો તેણે જે અત્યારે અંગ્રેજી રંગભૂમિને આપ્યું છે તે આપી શકાયું હોત નહિ. જ્યારે આપણે ગાલ્સવર્ધીની વાસ્તવિક પરિસ્થિતિનું નિરૂપણ કરવાની સૂક્ષ્મ રીત, તેના સ્વભાવની કોમળતા, અને કોઇ પણ જાતના વધારે પડતા ભાર અને સસ્તી અસર કરવાની રીતનો ત્યાગ કરતી તેની માનસિક પ્રામાણિકતાનો વિચાર કરીએ છીએ ત્યારે એ સ્પષ્ટ જ સમજાય છે કે મિ. ગાલ્સવર્ધી ઓગણીસમી સદીની રંગભૂમિ માટે કદી પણ લખી શકત નહિ. એ જમાનામાં નટનું સર્વોપરિપણું લેખકને દબાવી દેતું: લેખકને સાર્દૂની રીત પ્રમાણે નાટકમાં અમુક અમુક સ્થિતિઓનો જ વિચાર કરવો પડતો અને નટો દીપી ઉઠે એ દૃષ્ટિએ લખવું પડતું. આ જાતના સાર્દૂપણાનું જોર ચાલતું હતું તે સમયે જ મેથ્યુ આર્નોલ્ડની ઉચિત ટીકા આવી: "આપણે ત્યાં રંગભૂમિ છે જ નહિ." આનો ભાવાર્થ એ હતો કે ૧૮૭૯ ના વિચારશીલ અને લાગણીવાળા માણસને રંગદ્વારમાં સ્વાગત ન હતું. એ સમયે તો જેને કાંઇ ખાસ કહેવાનું ન હોય અને તેથી ગમે તેવી વાત ઘડી આપવા જે ખુશી હોય એવા લેખકોને જ સ્થાન હતું. આથી હલકા લેખકોને સારો અવકાશ મળતો અને ભપકાભરી અને આલંકારિક ભાષાનો છુટે હાથે ઉપયોગ થતો.

આવા રંગદ્વારમાં ગાલ્સવર્ધીના લખાણ આવે એ અસંભવિત હતું. એ ખરેખર દુઃખની વાત છે કે ગઈ સદીમાં સામાજિક પરિસ્થિતિ અનુકૂળ હોવા છતાં તે જમાનામાં રહેલો જીવનવિરોધ બતાવે એવાં નાટકો ન સરજાયાં. ફોરસીટ સાગામાં જે સામાજિક સૂરો ભવ્ય રીતે સંભળાય છે તે વિક્ટોરિયાના સમયના જીવનના જડ બંધારણને શિથિલ કરી નમાવતા હતા. ત્યારે રંગભૂમિને આ વિષે કાંઇ જ કહેવાનું ન હતું. જો કે એ જમાનામાં ચાલતા વિજ્ઞાન અને ધર્મના વિરોધ, નવા ઉદ્યોગો અને જુના ઉદ્યોગોના વિરોધ, બળવાખોર સ્ત્રી અને ઢીંગલીઘરના સંરક્ષકોના વિરોધ, પિતા અને પુત્રના વિરોધ, અને વર્ગ વર્ગ વચ્ચેના વિરોધ એ નાટકને માટે સારામાં સારી સામગ્રી પૂરી પાડે એવા હતા; તો પણ તેનું રંગભૂમિ ઉપર દર્શન ન થતું.

ઇબ્સેનની અસરને યુરોપમાં પ્રવેશ કરતાં વાર થઇ, પણ જ્યારે એકવાર પ્રવેશ થઇ ગયો ત્યાર પછી તે બહુ ઊંડી અને ચિરસ્થાયી બની. નવાં ફ્રી થિયેટરોની સંખ્યા વધી અને એમાં ઇબ્સેનની શૈલીની મહત્ત્વાકાંક્ષા હમેશાં રહેતી. એટલે કે કૃત્રિમ દેખાવોવાળા ભભકાભર્યાં દૃશ્યોને સ્થાને રોજના જીવનની વાસ્તવિક પરિસ્થિતિ બતાવવાનો પ્રયત્ન થતો. દરેક ચીજને નવું રૂપ આપવાનું હતું. લખાણ, અભિનય અને શણગાર એ બધું જ નવું કરવાનું હતું. આ નવા રૂપના સર્જન માટે શૈલીને નવી રીતે સરળ કરવાની હતી અને એની રીતમાં નવી સચ્ચાઈ દાખલ કરવાની હતી. પેરિસનાં એન્ટોઇન જેવાં કે મૉસ્કોના સ્ટેનીસ્લાફસ્કી જેવા માણસોના સંસ્મરણો વાંચીએ છીએ ત્યારે આ એક જ મહત્ત્વાકાંક્ષાની વાત વાંચવામાં આવે છે. બન્ને સંચાલકો જુની ઢબની દબદબાભરી કૃત્રિમતાઓનો કચરો સાફ કરતા હતા અને એ રીતે વિશિષ્ટ દૃષ્ટિવાળા નાટકકારને નટોદ્વારા એનું ચિત્ત દર્શાવવાને શક્તિમાન કરતા હતા, અને જુની ઢબના, નટો છાપરું ઉખાડી નાખે એવી રીતે ભજવી શકાય એવાં નાટકોના લખનારને અવકાશ ન રહ્યો.

ઇંગ્લાંડમાં આ સુધારાની ચળવળ ઇબ્સેન અને ઇબ્સેનના અનુયાયીઓથી ચાલી. જે. ટી. ગ્રીન આ સુધારાનો શરૂઆતનો આગાહી કરનાર હતો, શૉ એનો પયગમ્બર હતો. પણ આ સુધારાને સન્ડે નાઇટ સોસાયટી અને ઉત્સાહી મંડળીઓમાંથી આગળ વધી બહાર જતાં વર્ષો થયાં. ઓગણીસમી સદી પૂરી થવા આવી તે વખતે સ્ટેજ સોસાયટી માટે ગ્રેનવીલ બાર્કર નામનો એક જુવાન માણસ કામ કરતો હતો. પોતાની પહેલી પચીસીમાં એ શૉની મુખ્ય ભૂમિકાઓ ભજવતો, અને ૨૭ વર્ષની ઉમરે તે કોર્ટ થિયેટરના સંચાલનમાં જે. ઇ. વેડ્રનની સાથે જોડાયો. આ સહયોગ અંગ્રેજી રંગભૂમિના ઇતિહાસમાં એક મોટો બનાવ છે. વેડ્રન બાર્કરના સમયે વધારે સામાન્ય પ્રજાને આકર્ષી અને પહેલાં જે કામ કેવળ અખતરા રૂપે ગણાતું તેને વધારે વ્યાપક પ્રતિષ્ઠા મળી. જે પ્રેક્ષકો સામાન્ય નાટકોનાં જુઠાણાં અને તુચ્છતાઓથી કંટાળી ગયા હતા તે આના તરફ આકર્ષાયા. આ પરિસ્થિતિએ નટોને પણ આકર્ષ્યા. અને તેમને, કોર્ટ થિયેટરના નાટકકારોએ વાસ્તવિક જીવન સાથે જે નવો પરિચય કરાવ્યો તેમાંથી અને ગ્રેનવીલ બાર્કરના પ્રેરણા અર્પે એવા વ્યક્તિત્વમાંથી પણ જ પ્રોત્સાહન મળ્યું. નવા લેખકો રંગભૂમિ માટે લખવા આકર્ષાય એમાં હવે કાંઈ અજાયબી જેવું રહ્યું નહિ. આર્થિક બદલો થોડો મળતો પણ આત્માને સંતોષે એવો સત્કાર વિશેષ મળતો. વેડ્રન બાર્કરના ચલણથી સરજાયેલા અને એ ચલણને સરજનાર નાટકકારમાંનો જોન ગાલ્સવર્ધી એક હતો. તેનું પહેલું નાટક 'સિલ્વર બોક્સ' ૧૯૦૬ માં કોર્ટમાં ભજવાયું. ૧૯૦૭મા સેવોયમા એ જ વ્યવસ્થા નીચે તેનું 'જોય' ભજવાયું. ૧૯૦૯માં ડ્યુક ઑફ યૉર્કની રંગભૂમિમાં 'સ્ટ્રાઇફ' ભજવાયું. ૧૯૧૦ માં એ જ રંગભૂમિ ઉપર 'જસ્ટીસ' ભજવાયું. આ સમય સુધીમાં મિ. ગાલ્સવર્ધી રેપરટરી હીલચાલના પ્રતિષ્ઠિત અને ઉદ્યોગી સેવક થયા હતા. જ્યારે આ પ્રજાની ચળવળ મેન્ચેસ્ટર, લિવરપૂલ અને ગ્લાસગો સુધી પહોંચી તે સમયે મિ. ગાલ્સવર્ધીનું નામ નાટકની જાહેરખબરોમા અનેકવાર દેખા દેતું. જે રંગભૂમિમાં તેમણે વિશિષ્ટ રીતે પ્રવેશ કર્યો હતો તે સામાન્ય ચનિવારિયા પ્રેક્ષકોની રંગભૂમિ કરતાં જુદી જ ચીજ હતી. એ કૃત્રિમ રીતે અલંકારિક પણ નહતી (rhetorical nor romantic). સંયમ અને વાસ્તવિકતાએ ધમાધમ અને ઉછાળનું સ્થાન લીધું હતું. નાટકકારને હવે એવા દૃશ્ય બનાવવાની જરૂર નહતી

કે જીવન ત્રણ ચાર અંકો જેવા વિભાગોનું બનેલું છે અને દરેક વિભાગનો અંત પડદો પાડવા સાથે આવે છે. 'સિલ્વર બોક્સ'નો કરુણ રસ વાર્તા પૂરી થતી નથી એને લઈને છે. આપણે જોઈએ છીએ કે બાર્થવીક અદાલતમાંથી શરમાયેલે મોંએ ત્વરાથી ચાલ્યો જાય છે. "મિસિસ જોન્સ તેની પછવાડે જોતી ઊભી રહે છે." તે સાંજે મિસિસ જોન્સ શું ખાશે? આ સામાજિક વિષમતાના ભોગ બનેલાં તેનાં દયાજનક બાળકોનું શું થશે? આપણે જાણતા નથી. નાટક દૃષ્ટિમાંથી ધીમે ધીમે અસ્ત થઈ જાય છે અને ખોટી કૃત્રિમ રીતે ટપ દઈને અંત પામતું નથી. એમાં આપણે આપણી કલ્પનાથી સમજવાનું બાકી રહે છે.

આ નાટકમાં ભૂલો છે. પણ...એકંદરે ગાલ્સવર્ધી એ 'સિલ્વર બોક્સ'માં નવીન નાટક પ્રથાનો એક અજાયબ પમાડે એવો કુશળ સહાયક જણાઈ આવે છે. વળી શાન્ત સચ્ચાઈની રીતે લખાયેલું તેનું લખાણ અંગ્રેજી અભિનયને બરાબર યોગ્ય હતું. આપણે અંગ્રેજો ધાંધલ કરીએ એવી પ્રજા નથી અને એમ કરવા માટે અને એ જાતના અભિનય કરવા માટે કોઈ અપવાદરૂપ અંગ્રેજ જોઈએ. ગ્રેનવીલ બાર્કર અંગ્રેજી અભિનયને તેના સ્વભાવ મુજબ ઘડવાને પ્રયત્ન કરતો હતો અને એ અભિનયમાં અને તેના વડે શાન્તિ અને સચ્ચાઈના ઉજ્જ્વલ રૂપોનું સંવિધાન કરતો હતો.

એક નવી ઢબના નટો પણ આ સમયે બહાર પડતા હતા. તે પોતાનું ગુજરાન વેપારી થિયેટરોમાં કામ કરીને કરતા અને તેના બપોર અને રવિવારની સાંજે રેપરટરીની સેવામાં આપતા. ગ્રેનવીલ બાર્કર આ નટ અને નટીઓ પાસેથી ઘણું અજાયબી પમાડે એવી જાતની કારીગરીનું કામ કરાવતો. સદ્‌ગત ડીનીસ છઠી રાત્રે 'લેડી મેકબેથ'માં મુખ્ય ભૂમિકા ભજવતો અને કોર્ટ થિયેટરના અભિનયોમાં શૉથી યુરીપીડીસમાંની કોઈ પણ ભૂમિકા ભજવતો. આ નટે પછીથી 'જસ્ટીસ' નામના નાટકમાં ફાલ્ડરનો પાઠ સરજ્યો, અને તેના અભિનયના મૂક કરુણ રસે, અને કેદખાનામાં માણસોને એલાયદા રાખવાની (solitary confinement) શિક્ષા સામેના ગાલ્સવર્ધીના આવેશભર્યા અને સચ્ચાઈવાળા વિરોધે કેદખાનાઓના સુધારામાં થોડોક હિસ્સો આપ્યો છે. 'પિજિયન' નામના નાટકમાં એ જ નટે સૌથી પહેલો ફેરાન્ડનો પાઠ ભજવ્યો. બાર્કરની દેખરેખ નીચે ગાલ્સવર્ધીનાં પાત્રોને અભિનયમાં મુકનાર બીજો નટ એડમન્ડ ગ્વેન હતો.

આ અરસામાં નવાં રેપરટરી થિયેટરમાં પ્રાન્તીય નવી મંડળીઓ એકઠી થતી અને આ મંડળીઓ સમજુ વ્યવસ્થા નીચે ગાલ્સવર્ધીનાં નાટકના સાચા ભાવાર્થો દર્શાવી શકતી. આલ્ફ્રેડ વેરીંગ અને મેન્ચેસ્ટરમાં મિસ હોર્નિમેને એવી મંડળીઓ તૈયાર કરી કે જે ગાલ્સ-વર્ધીના સામાજિક ચિંતનો અને માનવ જીવનના કોયડાના અનુકમ્પા ભર્યા વિધાનોના સૂક્ષ્મ ભાવો ઝીલી શકતી. આ પ્રસંગમાં બીજાં ઘણાં નટનટીઓનાં નામ યાદ આવે છે.

મેન્ચેસ્ટર નાટક મંડળીને 'સીલ્વર બોક્સ' ભજવતાં મેં જોયેલી તેનું મને બહુ સ્પષ્ટ સ્મરણ છે. ગાલ્સવર્ધીના નાટકનો મારો એ પહેલો અનુભવ હતો. સાધારણ રંગભૂમિના ઢોંગ ધતુરા પછી આ નાટકની શાન્ત અને સાચી કલાએ મારા ઉપર ન ભૂંસાય એવી છાપ પાડી છે. મિ. બેસિલ ડીન જેક બાર્થવિકનો પાઠ ભજવતા મને બરાબર યાદ આવે છે. અને આ અભિનય એ તેઓ મિ. એલેક રી સાથે સેન્ટ માર્ટિનના થિયેટરમાં ગાલ્સવર્ધીના નાટકોના જે ઉજ્જ્વલ અભિનયો ભજવનાર હતા તેની પ્રસ્તાવના રૂપ હતો.

હમણા થોડા સમય ઉપર મેગી આલ્બાનિસીએ ગાલ્સવર્ધીના બે ખૂબ લોકપ્રિય નાટકોને પોતાની કલાની ઉજ્જવળતા અને પોતાના વ્યક્તિતત્વના તેજથી જ્વલંત કર્યાં છે. આપણા યુગની મોટામા મોટી નટીને પોતાનું સર્વોપરી સ્થાન પ્રાપ્ત કરવામા નાટકકાર શું સહાયભૂત ન બન્યો ?

છેલ્લા વિગ્રહ પછી ગાલ્સવર્ધીના નાટકો વેસ્ટ એન્ડમા વેપારી દૃષ્ટિએ સફળ થયા કહેવાય. ૧૯૨૦ ની એપ્રિલમા સેંટ માર્ટિનના થિયેટરમાં ભજવાયેલ સ્કીન ગેઇમ નાટક ૨૪૯ વાર ભજવાયુ. અને બે વર્ષ પછી ભજવાયેલુ 'લોયલ્ટીઝ' નામનું નાટક એનાથી પણ વધારે વાર ભજવાયું અને ૪૦૦ ના આંકને પણ ઓળંગી ગયું.

ગાલ્સવર્ધીની બીજી બે કૃતિઓ 'ધી ફોરેસ્ટ' અને 'ધી શો' એ ઓછી સફળ થઇ જો કે બન્નેમા તેનું લાક્ષણિક અને વિચારપૂર્ણ કામ હતું. આ રીતે એમનું 'ઓલ્ડ ઇંગ્લીશ' નામનું નાટક અને 'એસ્કેપ' નામનુ નાટક પણ સારી રીતે સફળ થયા. 'એસ્કેપ' ને મિ. ગાલ્સવર્ધી એમના રંગભૂમિના જીવનનુ 'અંતિમ ગીત' ગણે છે. પણ આપણે આશા રાખીશુ કે જેમ કેટલાક મોટા નટો એકવાર રંગભૂમિની રજા લીધા પછી અનેકવાર રજા લેવા આવે છે તેમ તેઓ પણ તેમના નિશ્ચયજ વિષે એટલો તો પસ્તાવો કરશે જ કે રજા લેતા લેતા લાબો કાળ વિતાડે.

અત્યારે તો થિયેટરના અંતિમ કોટિના સુધારકો પોતે જાણે ગાલ્સવર્ધી ઉપર કૃપા કરતા હોય એ દૃષ્ટિથી જુએ છે. ગાલ્સવર્ધીની શાંત અને સ્વાભાવિક કલા નવીન રંગભૂમિના અમુક અમુક બાબતો ઉપર ભાર મુકવાની પદ્ધતિની ધમાધમથી જુદી જાતની છે. તેમણે વ્યક્તિદ્વારા જ 'જાતિ' (type)નો અભ્યાસ કર્યો છે અને જે પુરુષો અને સ્ત્રીઓ અમુક સામાજિક હિલચાલના અથવા અમુક વર્ગના જુલમના વ્યંજક તરીકે આવે છે તેઓ સાથે સાથે હમેશા સાચા સ્ત્રી પુરુષ પણ રહે છે.

યુરોપ ખંડના નવા નાટકકારો સામાન્ય જાતિત્વને ચીતરવામા સંતોષ માને છે, ઉ. ત. પહેલો એન્જીનિયર, બીજો સિપાઈ, ત્રીજી હોટલની ચાકરડી ઇત્યાદિ. આ લોહીમાસ વિનાની આકૃતિઓ કે જેઓ પોતે એવા દેખાય એવો વેષ પહેરે છે તે અમુક અમુક જાતની ચેષ્ટા કરી જાય છે, અને એ ચેષ્ટાઓનો એવો ભાવાર્થ સમજવાનો છે કે તેઓ કોઇ બાહ્યબળથી માણસનું ભાવિ કેવી રીતે નિયત થાય છે તેના, અથવા દુનિયા કેવી યંત્રવત્ છે કે જેથી સમુદાયો વ્યક્તિ પર વિજય મેળવે છે એના સૂચક છે. આ જાતના નાટકમા (expressionist drama) કોઇ પણ જાતનું રચનાતત્ત્વ નથી. આ શૈલીના પ્રશંસકોને ગાલ્સવર્ધીની વાસ્તવિકતા પસંદ નથી પડતી. ગાલ્સવર્ધી જેવા કારીગર સામે ફેરીઆશીનો વાંધો મૂકવો સહેલો છે; તેમા એ ખાસ કરીને જે લોકો એવી કારીગરીમા અસમર્થ હોય તેમને માટે તો વિશેષ કરીને. આપણે એ સ્વીકારી લઇએ કે ગાલ્સવર્ધીની કળાકૃતિઓમા દોષો છે એ આપણે સ્વીકારીએ અને છતા પણ ગાલ્સવર્ધી માટે ઘણુ માન રહે છે. એમની વાસ્તવિકતા એ કદી પણ બીન જરૂરી ચીજોનું શુષ્ક અનુકરણ નથી. કોઇ પણ વિગત એમણે એ વિગતને કાજે સ્વીકારી નથી, જેમ કદાચિત એમના કેટલાક રેપરટરી નાટકના અનુયાયીઓ કરે છે એમણે પોતાનું ચિત્ર સારૂં દેખાય તે માટે પોતાની તખ્તી વધારે સારી રીતે સાફ કરી છે, અને એમણે સૂચક થોડી આકૃતિઓથી એક સ્પષ્ટ ચિત્રનું સંવિધાન કર્યું છે. અમે તેવી વિગતો

ભરવાનો એમણે પ્રયત્ન કર્યો નથી. મિ. એશલિ ડ્યૂકસે વાસ્તવિક નાટકના બહુ તીક્ષ્ણ ટીકાકાર છે. પણ એમણે એમના 'ડ્રામા' નામના પુસ્તકમાં ( હોમ યુનિવર્સિટિ લાયબ્રેરી ) એ કબુલ કર્યું છે કે "નેચરલીઝમ" એ ફેરીઆણી નથી, અને કદી હતું પણ નહિ. આ શૈલીની ઉત્તમ કૃતિઓ આપણી સમક્ષ ઉભી છે અને આપણને કદાપિ એમ લાગશે કે હવે એમાંથી બહુ આશા ન રાખી શકાય. પણ એક સર્જક શૈલી તરીકે એ માનને યોગ્ય છે."

આ જો કે બહુ કમને કરેલો સ્વીકાર છે તોપણ પ્રતિપક્ષીની છાવણીમાંથી આવતો હોવાથી ખાસ વિચારવા જેવો છે. હું ઇબ્સેન અને સ્ટેનીસ્લેફસ્કી દ્વારા શૉ, બાર્કર અને ગાલ્સવર્ધીના પક્ષનો છું; એવા મને તો 'સીલ્વર બોક્સ'ની ભસ્મ કરી નાંખે એવી વાસ્તવિકતા, 'ડીરીટ'નો કરુણ રસ, સ્કીમ ગેધઅની અને લોયલ્ટીની પ્રબળ વિષમતાઓ આદિને મારા નાટકીય સંસ્મરણોમાં વધારેમાં વધારે સ્થાન છે. ગાલ્સવર્ધીની નાટ્યવિધાનની પદ્ધતિ વિપુલ નથી, તો પણ માંસલ છે, તેમાં વિવેકપૂર્વક વિગતોની ( selection ) પસંદગી છે. તે ન્યાય અને સમાનતા, કાયદો અને ઉદારતાના સનાતન પ્રશ્નો ઉપર વિચાર કરતા તેમના ચિત્તના સૂક્ષ્મ ભાવો ઝીલી શકે છે. તે નવીન અંગ્રેજી રંગભૂમિના બળનું એક મોટું મૂળ છે. એ પદ્ધતિએ નવીન નટોને અને સુરુચિવાળા અને મહાત્ત્વાકાંક્ષી નાટ્ય વ્યવસ્થાપકોને ધડ્યા છે. તેઓને ગાલ્સવર્ધીમાં, નાટકના પ્રયોજન માટે એક સારો ભાગીદાર મળ્યો છે. અને સંકોચ વિના હું હક્ક કરૂં છું કે ગાલ્સવર્ધીની નાટકકાર તરીકેની કુશળતાએ ઘણા નટોને તેમનાં માન અકરામ મેળવવામાં મદદ કરી છે.

તા. ક. આમાં લખેલા વિશેષ નામોના ઉચ્ચાર વિષે ખાત્રી નથી.

* * *

'જે નટને ચિરસ્થાયી કીર્તિની અભિલાષા હોય તેણે તે વિવેચક દ્વારા મેળવવા પ્રયત્ન કરવો જોઇએ, અવારનવાર જનાર પ્રેક્ષકદ્વારા નહિ. પોતાના સમયના પ્રેક્ષકોના ટોળાં તરફથી તેને પૈસા અને તાળીઓના ગડગડાટ મળશે, પણ ભાવી પ્રજા તેને વિશિષ્ટ પ્રેક્ષકોના ચશ્માથી જોશે: જો તે એમને નાખુશ કરશે તો એની કીર્તિનું દફન એના હાડકાં સાથે જ થશે.' પૃ. ૨૧

Dramatic Opinions and Essays. Vol. II
by Bernard Shaw.

'માણસના કરતાં રીવાજ ( fashions ) જલદી બદલાય છે એમ કહેવું એ અંતિમ કોટિઓનું સફાઇ વિનાનું કથન છે. દરેક વસ્તુ પોતપોતાની ઝડપે બદલાય છે. રીતભાત ચારિત્ર્યનાં ધોરણો કરતાં જલદી બદલાય છે, ચારિત્ર્યનાં ધોરણો મનોવિકારો કરતાં જલદી બદલાય છે, અને સામાન્ય રીતે સ્વભાનવાળું, તાર્કિક, બુદ્ધિપ્રધાન જીવનભાગ વૃત્તિવશ, સ્વૈર, પ્રેમાળ જીવનભાગ કરતાં જલદી બદલાય છે. જે નાટકકાર અપેક્ષાએ જીવનના વધારે ચિરસ્થાયી બાજુઓની વૈષમ્ય અને હાસ્યનું અથવા તેનાં કરુણા અને ભયનું નિરૂપણ કરશે તેનાં કોમેડી અને ટ્રેજેડી સૌથી વધારે ચિરસ્થાયી રહેશે.' પૃ. ૨૯. એજન

ગુજરાતમાં સારાં નાટકોની બહુ જ ખોટ છે. ભજવી શકાય તેવાં નાટકો સમૂળમાં છે જ નહિ એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. આપણા સાહિત્યકારોએ આ બાજુ દુર્લક્ષ જ રાખ્યું છે. દૂર અદબ વાળીને ઉભા રહેવાનું એમણે પસંદ કર્યું છે. એમની આ ઉપેક્ષા અક્ષમ્ય છે. મહારાષ્ટ્ર અને બંગાળ આ બાબતમાં જુદી પરિસ્થિતિમાં છે. ત્યાંના સાહિત્યકારોએ આ દિશામાં ઉપેક્ષા નથી બતાવી. એ પ્રાંતોનાં નાટકો જોઇશું તો જણાશે કે તેમને સાહિત્યમાં ઊંચું સ્થાન છે. આને પરિણામે એ પ્રાંતોની રંગભૂમિ આપણા કરતાં કંઈક સારી સ્થિતિમાં છે.

એક જગ્યાએ વાંચેલું કે:—

"A play is a pictured struggle and reconciliation of human wills and ideas; internecine with destiny or with circumstance."

આજે આપણે ત્યાં નવાં નાટકોની ખાસ જરૂર છે. મનોવ્યાપાર નિરૂપક અને સામાજિક તથા ઇતર પ્રશ્નો નિરૂપતાં નાટકો આપણી નવી રંગભૂમિ ઉપર લાવવાં પડશે. આ સારૂ આપણા સાહિત્યકારોને આપણે પડકાર કરી જગાડવા પડશે. આ ઉપરાંત પશ્ચિમનાં સારાં નાટકોને પણ આપણી વસ્તુસ્થિતિને અનુકૂળ કરી આ નવી રંગભૂમિ દ્વારા લોકો આગળ મૂકવાં પડશે. વળી આપણા સાહિત્યકારો નવાં નાટકો સર્જે ત્યાંસુધી જીવનનાં પ્રશ્નોમાં સામ્ય હોય એવાં પશ્ચિમનાં નાટકોને આપણી જનતા સમક્ષ ધરવાની શરૂઆત હવે તરત જ થવી જોઈએ. આ સર્વ સાથે આપણાં જૂનાં શિષ્ટ નાટકોનું સંમિશ્રણ રાખીશું તો આપણી સુરુચિ સચવાશે અને જૂના કાલની સંસ્કારિતાને પુનર્જન્મ આપી શકીશું. આ સઘળું નૂતન રંગભૂમિના ભાવિ સાથે જોડાએલું છે. આપણી રંગભૂમિના ઉદ્ધારમાં આપણો પુનરુદ્ધાર છે.

પશ્ચિમના કેટલાક દેશોમાં છે તેમ આપણે અહીં પણ 'રંગભૂમિ અને નાટ્યકલા' ની એક સંસ્થા (Academy)ની ખાસ જરૂર છે. જ્યાં સંગીત, નૃત્ય, અભિનય, ભાષણ-શિક્ષા (Elocution), વેષરચના (make-up), સમગ્ર સંયોજન (design) વગેરે શાસ્ત્રીય રીતે શીખી શકાય, જેના આશ્રય નીચે વિદ્યાર્થીઓ દેશપરદેશ જઇ રંગભૂમિ અને નાટ્યકલાઓ વિષે વિવિધ અનુભવ લઈ શકે, લોકોને ઉત્તમ નાટકોની વાનગી ચખાડે અને રાષ્ટ્રીય રંગભૂમિની સ્થાપનામા તેનો હિસ્સો આપે.

આપણી રંગભૂમિ—નાટ્યકલા સ્વતંત્ર હોવા છતાં પહેલેથી જ સાહિત્યને વરેલી છે. પણ હાલમાં સાહિત્ય અને નાટ્યકલાનો જે નૈસર્ગિક સુયોગ હોવો જોઇએ તે નથી. આ આપણા ઘણા મોટા દુર્ભાગ્યની વાત છે. આથી આપણી સામાન્ય સંસ્કારિતા જોઇએ તેવી નથી. આપણે ત્યાં નાટ્યકલા-રંગભૂમિ-એવી વસ્તુ જ ક્યાં છે ? આ ભયંકર સ્થિતિ જાણવા છતાં આ દિશામાં આપણા પ્રયત્નો કેટલા થોડા અને નિર્માલ્ય છે. રંગભૂમિ તો પ્રજાજીવનનો અરિસો છે અને આ અરિસામાં આપણું કેવું કદરૂપું દર્શન થાય છે ! આ દર્શનથી આપણને પોતાને જ ઘણી વાર ઘૃણા આવે છે. હવે આપણે આપણી રંગભૂમિ બનાવી લેવી જ જોઇએ અને તેને ઘટતું વાતાવરણ ઉત્પન્ન કરવું જ જોઇએ. તો જ "ધંધાદારી રંગભૂમિ" ની ઘરડમાંથી છૂટા થઇશું. આ દિશામાં આપણા પ્રયત્નો ભલે ધીમા હોય, ભલે આપણે અત્યારની રંગભૂમિ તોડવાને નાના ઓરડામાંથી શરૂઆત કરીએ; પરન્તુ આ તરફ હવે આપણે દુર્લક્ષ ના આપીએ તો સાર.

ચૈતન્યપ્રસાદ મો. દીવાન

# આપણી પ્રાચીન નાટકશાળા

હિંદુસ્થાનના સ્થાપત્યના અવશેષોમાં નાટકશાળાના અવશેષો જોઈએ તેવા મળી આવ્યા નથી એટલે, અને અસલ નાટકો કેમ ભજવાતાં હશે તે બતાવનારી ભવૈયાની પ્રણાલી હજુ કયાંક કયાંક ચાલુ છે, તે જોતાં સામાન્ય રીતે એમ મનાઈ ગયું છે, કે અસલમાં નાટકો તો રસ્તા પર ભજવાતાં હશે અને તેને માટે નાટયગૃહની જરૂર જણાઈ નહિ હોય, અને તેવાં બંધાયાં નહિ હોય. પરન્તુ આ હકીકત, જો આપણે માત્ર સ્થાપત્યના ભગ્નાવશેષો ઉપરથી જ મત નહિ બાંધતાં, તત્સબંધી શિલ્પશાસ્ત્રો ઉકેલીશું તો ખોટી પડશે.

જૂનાં શિલ્પશાસ્ત્રોમાં નાટયશાલાઓ કેમ બાંધવી એનાં વર્ણનો છે. અને ઇ. સ. બીજા-ત્રીજા સૈકાના ભરતનાટયશાસ્ત્ર નામના ગ્રંથમાં તો નાટયશાલા માટે ખાસ જૂદો અધ્યાય જ આપેલો છે. અત્રે એવા ઉલ્લેખ પરથી અસલની નાટકશાળાઓ કેમ રચાતી હશે તેનાં આલેખનો કરી નાટકશાળાની સમજુતી આપી છે.

શાસ્ત્રકારે નાટકશાળા ( પ્રેક્ષાગૃહ ) ના ત્રણ ભેદો કહ્યા છે. વિકૃષ્ટ, ચતુરસ્ર અને ત્ર્યસ્ર. તેમનાં પાછાં ત્રણ ભેદવાળાં પ્રમાણો નક્કી કર્યાં. જ્યેષ્ઠ, મધ્યમ, અને અવર-કનિષ્ઠ. જ્યેષ્ઠનું માપ ૧૦૮×(૫૪) હાથ, મધ્યમનું ૬૪×૩૨ હાથ અને કનિષ્ઠનું ૩૨×(૩૨) હાથ ચોરસ કહ્યું છે. આમાંના જ્યેષ્ઠ માપનાં પ્રેક્ષાગૃહો, જે નાટકોમાં દેવોની વાર્તા ભજવાતી તેને માટે નક્કી કરેલાં. આ દેવોની આખ્યાયિકાઓ ભજવવા માટે; અને આવાં પ્રેક્ષાગૃહો કદમાં અતિશય મોટાં હોઈ ખર્ચાળ બહુ થતાં હશે. ટીકાકારના મતે ત્રણ આકારનાં ત્રણ ત્રણ પ્રમાણોવડે નવ પ્રેક્ષાગૃહો થાય; અથવા બીજા મતે પ્રત્યેક આકાર અનુક્રમે જ્યેષ્ઠાદિ માપવાળો છે, પણ આ કલ્પનાઓ આખી સ્પષ્ટ રીતે મૂળમાં કે ટીકામાં વર્ણવી નથી. મૂળ અને ટીકામાં ૬૪×૩૨ વિકૃષ્ટ આકારનું તથા ૩૨×૩૨ ચતુરસ્ર આકારનું વર્ણવ્યું છે; ત્ર્યસ્રનું વર્ણન ચોક્કસ અને સ્પષ્ટ નથી; પણ એના આકારની કાંઈક કલ્પના કરી શકાય છે.

પાઠમાં કેટલીક બાબતો તો એટલી સારી છે કે જે હાલના છેલ્લામાં છેલ્લા સ્થાપત્યના શાસ્ત્રમાં એમને એમ માન્ય રહી છે. આમાંની એક તે એ કે મકાનની આખી વેતરણ ( lay-out ) અમુક એક ગુણક પર રચાય. એને આપણા શિલ્પશાસ્ત્રમાં ગણિત કહે છે. ઘરોનું ગણિત, રાજ્યમહેલોનું ગણિત એમ. બીજી, મુખ્ય અંગોની તથા ઉપાંગોની મધ્યરેખા નક્કી કરી તેનાથી અમુક અમુક ગુણકને હિસાબેજ વિસ્તાર આગળ વધારવો તે. આ રીતે મકાન કરતાં વેધ નથી આવતો. અંગ્રેજીમાં આ રીતને Axis ઉપરની વેતરણ કહે છે. નાનામાં નાના મકાનથી મોટામાં મોટાં-નવા દિલ્હીનાં બાદશાહી મકાનો જેવડાં મકાનો, અને શહેર વિસ્તારો-બધાં આ રીતે કરવાથી જ ઝટ અને ભૂલ વિનાનાં થઇ શકે છે. આ બાબત અત્રે આપેલાં ચિત્રથી તુરત સમજાશે. પહેલાં વિકૃષ્ટ પ્રેક્ષાગૃહ લઇએ.

નેપથ્ય

રંગશીર્ષ

રંગપીઠ

પ્રેક્ષકો

દ્વાર

૬૪ હાથ લાંબું

૩૨ હાથ પહોળું

વિકૃષ્ટ નામનું પ્રેક્ષાગૃહ (નાટકશાળા)

× નટોને માટે બેસવાનું સ્થાન

O થાભલાઓ

– – – મત્તવારણી

ઉપર કહ્યું તે પ્રમાણે એને ૬૪ હાથ લાંબું અને ૩૨ હાથ પહોળું લીધું છે. શાસ્ત્રમાં લખ્યું છે કે એનાથી મોટું કરવાથી "નાટ્ય અવ્યક્ત" થઈ જાય.* પછી એની લંબાઈના બરાબર અર્ધા ભાગ કરવાના કહ્યા. આમાંનો એક ભાગ, નાટકના તખ્તા માટે લીધો, અને બીજો પ્રેક્ષકો માટે રાખ્યો. તખ્તાને પાછા બે ભાગ કર્યા ને તેમાંનો પછવાડેનો ભાગ નેપથ્ય માટે રાખી આગલો ભાગ ભજવવા માટે રાખ્યો. તેને પાછા રંગપીઠ અને રંગશીર્ષમાં બે સરખે ભાગે વ્હેંચી નાંખી તખ્તો પુરો કરે છે. પછી મત્તવારણી (વીંગો ?) માં વ્યવસ્થા કરે છે. આખી પહોળાઈ ૮ સરખા ભાગમાં ભાગી નાંખી બાજુના એક એક ભાગ ઉપર એટલે કે ૮ હાથને છેટે થાંભલાઓની હારો ગોઠવવાનું કહે છે. અને રંગશીર્ષમાં બન્ને તરફ વચ્ચે બીજા ચાર ચાર હાથને છેટે થાભલાઓ મૂકયા છે. આથી રંગશીર્ષમાં બન્ને છેડે નટોનું વિરામસ્થાન થઈ જાય છે, અને નેપથ્યમાથી એ વિરામસ્થાનમાં આવવા કરવા એક બારણું મૂકાવે છે. આ થાભલાઓની વ્યવસ્થા એવી રીતે થઈ જાય છે કે વચ્ચે ૧૬ હાથનો પટો પડી બાજુ પર ૮ હાથના બે ફુટપાથ જેવા પટા પડે. આ વ્યવસ્થા આધુનિક સભા મંડપો માટે તદ્દન અનુકૂળ છે. પછી ઉંચાઈને વિષે કહે છે. રંગપીઠની ઉંચાઈ બે ભૂમિમાં કરવી, એમ કહે છે જે હાલ પણ કરવામાં

*अत ऊर्ध्वं न कर्तव्यः कर्तृभिर्नाट्यमण्डपः। यस्मादव्यक्तभाव हि तत्र नाट्यं व्रजेदिति॥ २१
मण्डपे विप्रकृष्टे तु पाठ्यमुच्चरितस्वरम्। अनिस्सरणधर्मत्वाद् विस्वरत्वं भृशं व्रजेत्॥ २२
यश्चाप्यास्यगतो भावो नानादृष्टिसमन्वितः। स वेश्मनः प्रकृष्टत्वाद् व्रजेदव्यक्ततां पराम्॥ २३
प्रेक्षागृहाणां सर्वेषां तस्मान्मध्यममिष्यते। यावत् पाठ्यं च गेयं च तत्र श्रव्यतरं भवेत्॥ २४
નાટ્યશાસ્ત્ર. અધ્યાય. ૨. (ગા. ઓ. સી.)

આવે છે; નીચે ભંડકીયા જેવું રહે. રંગપીઠ પ્રેક્ષકોની ભૂમિથી ૧ હાથ ઊંચું રાખવા કહે છે. વળી રંગશીર્ષ અને નેપથ્ય રંગપીઠ કરતાં ૧ હાથ ઉંચે રાખવા લખે છે. આ જગાની ભૂમિ સંપૂર્ણ રીતે સપાટ Levelled "શુદ્ધાદર્શતલાકર" રાખવા કહે છે અને પ્રેક્ષકોની બેઠકો ઉત્તરોત્તર પાછળ જાય તેમ તેમ ચઢતી પગથીઆના આકારમાં કરવા કહે છે. અને સૌથી વધારે સુંદર તો એ છે કે પ્રેક્ષકોની ગોઠવણી ચંદ્રાકારે ( अर्धं चन्द्रसो दरः ) કરવા કહે છે કે જે પ્રમાણે હાલની બેઠકો રખાય છે. વેતરણને દરેક પગથીએ શાસ્ત્રકાર, શ્રવણ અને દર્શન બરાબર કરવા માટે, નાટક અવ્યક્ત ન થાય એને માટે બહુ જ સાવચેતી રાખવા કહે છે. આખું પ્રેક્ષાગૃહ કેવડું ઊંચું લઈ જવું એને માટે ખાસ આ પુસ્તકમાં લખેલ જણાતું નથી. જો કે તખ્તા પરની બે ભૂમિઓ આઠ હાથ ઉંચી રાખવા એક જગાએ કહેલ છે. કેટલીક વિગતો કલ્પનાથી ઘટાવી લેવાની સૂચના ટીકાકાર કહે છે એટલે આપણે પણ તેમ જ કરવું પડે.

વિકૃષ્ટ પછી મધ્યમ જાતિનું પ્રેક્ષાગૃહ જો કે નાનું છે પરન્તુ વધારે આકર્ષક આકારવાળું બની રહે છે. એ ૩૨ હાથ ચોરસચોરસ છે, અને તેના ચોસઠ સરખા ભાગ કરવા કહે છે. આ ચોસઠ ભાગ પર રચાએલા મકબરા દિલ્હી તરફ છે અને તે "ચોસઠખંભા" નામથી ઓળખાય છે. આ ચોસઠ ભાગમાંના બરાબર મધ્યના ચારને રંગપીઠમાં ગણે છે. અને પછી તેની બન્ને તરફનો એકેકો ગાળો મત્તવારણી માટે રાખે છે અને નેપથ્ય પહેલાં ચાર ગાળા જેટલું એટલે કે બાર હાથ પહોળું રાખે છે. આ જગાએ પણ નટોને બેસવાનું સ્થાન બન્ને તરફ રાખે છે. બાકી રહેલો ભાગ પ્રેક્ષકો માટેનો છે. આ ભાગ ચંદ્રાકારે  ગોઠવવાની બેઠકો માટે બરાબર અનુકૂળ થાય છે. જો કે પ્રેક્ષકો માટે જગા અર્ધથી નાની થાય છે, પરન્તુ આ ગુણક પર રચાએલી વ્યવસ્થા જ એવી છે કે તેને જોઈએ ત્યારે આગળ વિસ્તારી શકાય.

નેપથ્ય
× રંગશીર્ષ ×
રંગપીઠ
પ્રેક્ષકો
દ્વાર
૩૨ હાથ
૩૨ હાથ

**મધ્યમ પ્રકારનું (ચતુરસ્ત્ર) પ્રેક્ષાગૃહ**

× નટોને બેસવાનું સ્થાન

બીજી બાબત નોંધવા જેવી છે તે એ કે બન્ને પ્રેક્ષાગૃહમાં પ્રેક્ષકોનાં મ્હોં પશ્ચિમ તરફ રહે છે. એ ગોઠવણી કદાચ એ વિચારથી થઇ હશે કે રંગપીઠનો પડછાયો પ્રેક્ષકોના ચહેરા

પર પડી તેમની સામે સૂર્ય ન રહે. નાટકો દિવસે ભજવાતા હોય આ વ્યવસ્થા આવશ્યક ગણાઇ હશે

એટલે કે દેશકાળને અનુકૂળ બાધકામો કેમ કરવા તેનો વિચાર આપણે ખૂબ કરેલો છે. પરન્તુ આ બધા વિચારો ભેળસેળ દશામા છે. તેમાથી એને જૂદા કરી શુદ્ધ સ્વરૂપે બહાર પાડવા જોઈએ. અને તે માત્ર સાહિત્ય કે માત્ર સ્થાપત્ય જાણકારથી ન થઈ શકે. બન્ને વિષયની જાણકાર વ્યક્તિ અથવા તો એ બન્ને જાણનાર વ્યક્તિઓ ભેગી મળી કરે તો થાય. આ લેખ પણ જો મને રા. રસિકલાલ પરીખની મદદ ન મળી હોત તો હુ ન જ લખી શકત. મૂળ સસ્કૃત ભરતનાટ્યશાસ્ત્રના અધ્યાય બીજામા છે, અને તે ઉપર અભિનવ-ગુપ્તની નાટ્ય વેદવિવૃત્તિ ( ટીકા ) છે. આ બન્ને લેખકો પાછા માત્ર સાહિત્યજ્ઞો હશે, ને તેના હમણાના સંશોધકો પાછા સાહિત્યજ્ઞો જ એટલે પાઠો અપભ્રષ્ટ છે અને તેની સમજુતી ( interpretation ) પાછી સ્થાપત્ય જાણકારની મદદ વિનાની હોય વધારે ગૂંચવાડાવાળી છે, વળી પરંપરા ચાલુ નથી એટલે આ બધામાથી બની શકે એટલો સ્વચ્છ માર્ગ કાઢી આ આલેખન ઉપજાવ્યુ છે, પરતુ આ બાબતને વધારે સ્પષ્ટ અને ચોક્કસ કરવાનો મારો પ્રયત્ન ચાલુ છે, અને રા. રસિકલાલભાઈ જેવા ઉત્સાહીના સમાગમથી આવી વધારે ચીજો આપવાની ઉમેદ રાખું છુ.

ગજાનન વિ. પાઠક

# નોંધ

અમારી વિનંતીને માન આપી જે જે લેખકોએ આ અંકને સફળ કરવાને ફાળો આપ્યો છે તે સર્વના અમે આભારી છીએ.

વિવિધ લેખકોનો આ સહકાર બતાવે છે કે રંગભૂમિ તરફ હવે ગૂજરાતના લેખકોની ઉપેક્ષા નથી. છતાં નાટકનો ઉત્કર્ષ હજી નજીક દેખાતો નથી. નાટકકંપનીઓ દ્રવ્યોપાર્જનને માટે જ નાટકો કરે છે, અને કલાકાર નટો અને પ્રતિભાસંપન્ન નાટ્યલેખકો બન્નેને કુનેહથી પોતાની ઈચ્છાને અધીન રાખે છે. તેમના મનમાં તો એમ જ સમજાયું છે કે હલકા તમાશા વિના લોકો નાટક જુએ નહિ અને લોકો ન જુએ તો કંપની ચાલી શકે નહિ. એક નાટક તખ્તા પર મૂકવાનું ખર્ચ પણ એટલું બધું છે કે તેમને આ બાબતમાં પ્રયોગો કરવાની હિંમત જ ન ચાલે.

અને લોકોની વૃત્તિ હલકી છે એ પણ ખોટું નથી. જ્યાંસુધી આખા સમાજની રસવૃત્તિ ઊંચી ન થાય ત્યાંસુધી નાટકો સુધરી શકે એમ દેખાતું નથી. એટલે સમાજની રસવૃત્તિ ઊંચી કરવાની પહેલી જરૂર છે.

આનો અર્થ એવો નથી કે સમાજમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત થાય પછી જ નાટકો સુધરી શકે. લોકોની રસવૃત્તિ નાટકથી જ કેળવી શકાય. લોકમાનસ કેળવવાને નાટક સૌથી પ્રબળ સાધન છે, તો તેથી લોકોની રસવૃત્તિ પણ જરૂર કેળવી શકાય. પ્રશ્ન એ છે કે આ કામ કઈ રીતે શરૂ કરવું.

આને માટે નાટકકંપનીઓ ઉપર આધાર રાખવો મિથ્યા છે. કલાના શોખથી જ પ્રેરાઈને આ કામ શરૂ કરવું જોઈએ. શરૂઆતમાં આદર્શ રંગભૂમિ ચલાવવાનું ન બની શકે તો અન્ય ધંધામાંથી નાટ્યના શોખીનોએ બહાર આવી આ કામ હાથમાં લેવું જોઈએ. શકે. પોતાના ધંધાની ફુરસદમાં તેઓ જો આ કલા શીખે તો આવા નટોથી આપણે વરસમાં એક બે વાર દરેક શહેરમાં આદર્શ નાટક કરી શકીએ. આમાં પડદાનું ખરચ કાઢી જ નાખવાનો અખતરો કરવો જોઈએ. છેલ્લામાં છેલ્લી જર્મન ઢબે પ્રકાશની અસરથી દશ્ય તૈયાર કરવું અને તે ન બને તો માત્ર સાદા રંગીન પડદાથી કામ લેવું. ઘણાઓ કહે છે કે ધીમે ધીમે સુધારો કરવો, લોકવૃત્તિને અનુકૂળ રહીને સુધારો કરવો, પણ જીવનના કોઈ પણ ક્ષેત્રમાં આવા સુધારા ધીમે ધીમે થઈ શકતા નથી. પડદાનું ખરચ કાઢી નાંખવાથી ખરચ ઓછું થશે અને અભિનય અને સંવિધાન જે નાટકની ખરી કળા છે, તે તરફ સમાજનું ધ્યાન જશે. અને સમાજે એક વાર સાચી કલા પારખ્યા પછી કોઈની મગદૂર નથી કે તેની પાસે ખોટી વસ્તુ રજુ કરી શકે.

સારાં નાટકો ક્યાંથી પેદા કરવાં એ પ્રશ્ન રહે છે. નાટ્ય પણ એક પ્રકારનું કવન છે, તેનો લેખક કાંઈ એકદમ ઉત્પન્ન કરી શકાતો નથી. કદાચ આદર્શ રંગભૂમિ શરૂ થયા પછી તે જન્મે. ત્યાંસુધી દુનિયાંનાં સારામાં સારાં નાટકોમાંથી જે આપણો સમાજ

સમજી શકે તેવા હોય તેવું શુદ્ધ ગુજરાતી કરી તે નાટકો ભજવવા જોઇએ બીજા દેશોમા એમ થયુ છે, અને એમ કરતા પછી સારા નાટકો લખાવા માડયા છે.

આવા જગન્માન્ય નાટકોથી કેળવાયેલ સમાજ ઊંચી કલા જ માગશે. અત્યારે કલામા ઊંડી સમજ ઘણા ઓછાને છે, છતા કલાની વાતો ઘણી થતી હોવાથી દરેક એમ માને છે કે પોતે કલાનો રસજ્ઞ છે એટલે રસજ્ઞતામા એક પ્રકારની અનવસ્થા ચાલે છે. તેવી સ્થિતિમા નવી કૃતિ સારી હોય તો પણ દરેક પોતપોતાના દૃષ્ટિબિન્દુથી તેને જુએ, અને તેની સાચી કદર એક બાજુ રહી જાય પણ જગતની પરીક્ષાએ એક વાર ઉત્તમ ઠરેલા નાટકોમા આવો પ્રશ્ન આવતો નથી. ઊલટુ કલા-પડિતંમન્યોને પોતાની રુચિ એવી કૃતિને અનુકૂળ કરવી પડશે. અને છેવટે તેથી સમાજની રુચિ કેળવાશે આ નવી રગભૂમિના નટોએ માત્ર એટલુ જ જોવુ જોઇએ કે પોતે એ કૃતિને બરાબર વફાદાર રહીને ભજવે કોઇ પણ ભાગને લોકપ્રિય કરવાને કશી પણ છૂટ ન લે કારણકે લોક-રુચિ કેળવવાને લોકરુચિને અનુકૂળ થવુ તે, ન્યાયની પરિભાષામા, અનવસ્થાદોષ છે આમા પણ પ્રથમ મુસ્કેલીઓ ઓછી નહિ આવે. નટકલા ધારીએ તેટલી સહેલી કે સુગમ નથી પણ એ બધી મુસ્કેલીઓની પાર તો આપણે પડવું જોઇએ.

અને ગુજરાતનો શ્રીમત વર્ગ એવડો બહોળો છે, અને તેમા કેળવાયેલ વર્ગનું પ્રમાણ એવડું છે કે આ નવી યોજનાને માટે જો ગભીરતાથી પગરણ કરવામા આવે તો તે પૈસા વિના નિષ્ફળ તો ન જ જાય.

# આપણી રંગભૂમિ કેમ સુધરે ?

બર્નાર્ડ શૉ કહે છે કે રંગભૂમિ એવું સ્થાન છે કે જ્યાં બે ત્રણ જણ ભેગા મળે છે. રંગભૂમિ એક સામાજિક સંસ્થા છે; ધર્મમંદિર, વિદ્યામંદિર આદિ સામાજિક સંસ્થાઓનું જેવું સ્થાન છે તેવું જ આનું પણ છે. સમાજમાં ધર્મની પરંપરા અને વિદ્યાદાનની પરંપરા સંસ્કારી સમાજના લક્ષણ તરીકે રૂઢ થઈ હશે તે પ્હેલાં કદાપિ આ, સાથે મળી તમાશો જોવાની પરંપરા રૂઢ થઇ હોય તો નવાઈ નહિ. સમાજ સમષ્ટિરૂપે પોતાના જીવનનો જે પ્રકારોમાં આવિષ્કાર કરે છે તેમાંનો આ એક છે.

સમૂહ જીવનના આ મૂર્ત પ્રકારો સમાજજીવનની જરૂરીઆતોમાંથી ઉત્પન્ન થાય છે; એ ઉત્પન્ન થઈ રૂઢ થયા પછી કાં તો સમાજને પ્રગતિના પંથે રાખે છે કે કાં તો તેની અવગતિ કરે છે. આપણા સમાજમાં અત્યારે તે અવગતિ કરે છે. આપણી ધર્મપરંપરા એનો પ્હેલો દાખલો છે; આપણી વિદ્યા આપવાની પરંપરા એનો બીજો દાખલો છે. આપણી રંગભૂમિ એનો સૌથી ખરાબ ત્રીજો દાખલો છે. આ ત્રણ વિના આપણને ચાલતું નથી—એટલે એ ખરાબ છે છતાં એનો ત્યાગ થઈ શકતો નથી. આપણી વિદ્યા આપવાની ચાલુ પ્રથા પ્રજાઘાતક છે છતાં પ્રજા અભણ રહેવાનો નિશ્ચય નથી કરી શકતી. આપણા ધાર્મિક સંપ્રદાયો આપણા મોટામાં મોટા શત્રુ છે છતાં સંપ્રદાય રહિત આપણે રહી શકતા નથી. રંગભૂમિ વિષે પણ કાંઈક એવું છે. આવી સ્થિતિમાં આ સંસ્થાઓનો સર્વથા ઘાત કરવો શક્ય ન હોવાથી તેને સુધારવી એ એક જ આપણા પ્રજાજીવનને વધારે ખરાબ થતું બચાવવાનો માર્ગ છે.

જે સામાજિક સંસ્થાઓ ચાલુ હોય છે તેનો લોકો સાધારણ રીતે ઉપયોગ કરે જાય છે. એની સારાસારતાનો વિચાર કરવાનો એમને સમય નથી હોતો. આમાં કાંઇ નવાઇ જેવું નથી. પણ પ્રજાની આ ઉપેક્ષાથી જ સામાજિક સંસ્થાઓ બગડે છે. આ ઉપેક્ષા તે સંસ્થા ચલાવનારાઓમાં પ્રથમ પ્રમાદ ઉત્પન્ન કરે છે, અને પ્રમાદથી બગડેલું કામ લોકો નભાવી લે છે એટલે પછી તેમનામાં બેપરવાઇ આવે છે. આથી સામાજિક સંસ્થાઓને હિતકારક રીતે જીવતી રાખવાનો મૌલિક ઉપાય પ્રજાની ખબરદારી જ છે.

બીજી એક દૃષ્ટિથી વિચારીએ. સામાજિક સંસ્થાઓ ચલાવવાની જવાબદારી સમાજના તે તે ભાગ ઉપર હોય છે; વળી આ સંસ્થાઓ બરાબર ચાલે છે કે નહિ તે સમજવાનું—વિચારવાનું કામ પણ સમાજના અમુક ભાગનું હોય છે. પ્હેલા વર્ગને તે સંસ્થાના ધંધાદારીઓ કહીએ, બીજા વર્ગને વિવેચકો કહીએ. આ બન્ને વર્ગો પોતાની ફરજથી ચૂકે છે એટલે તેમના મારફતે ચાલતી સામાજિક સંસ્થાઓ બગડવા માંડે છે; અને એમનું ભક્ષણ કરવા પ્રજા-સિંહને જાગવું પડે છે. રાજકીય અને ધાર્મિક ક્રાન્તિઓ આ જ રીતે થાય છે. આમ થતાં અટકાવવું હોય તો પ્રથમ ધંધાદારીઓએ ચેતવું જોઈએ. એ ન ચેતે તો વિવેચકોએ તેમને ચેતવવા જોઇએ; નહિ તો પ્રજા બન્નેનું ભક્ષણ કરી જશે.

આપણી રંગભૂમિ વિષે મોડા મોડા પણ વિવેચકો જાગતા જણાય છે. તેના ધંધાદારીઓ હજી ભર ઉંઘમાં છે; ફક્ત પૈસા કમાવવાની બાબતમાં તેઓ જાગતા છે. એ લોકોને એટલું સમજવાની ફુરસદ નથી કે જેની મારફતે એ એમનો રોટલો કમાય છે તેના તરફ પવિત્ર બુદ્ધિ રાખવી જોઈએ. અને હાલની સ્થિતિમાં નાટક કરનારાઓ આ સમજે એ સંભવિત લાગતું નથી. પોતાની કલાનો પોતાના હાથે જ નાશ થવા દે છે; અને જે નટની કલા નથી એવી વસ્તુઓથી જીવવા મથે છે. પણ હાર્યો જુગારી બમણું રમે એ ન્યાયથી અત્યારે તેઓ કામ કરે છે. અને તેમનો નાશ પણ બહુ દૂર દેખાતો નથી. સીનેમા હવે જીવન્ત નટોની કલા માટે અવકાશ રાખે એમ લાગતું નથી. નાટકવાળાઓ સીનેમા જેવું કરવા જાય છે અને તેમાં તેઓ હારી જાય છે. પશ્ચિમના જીવન્ત કલાકારો આ સમજી ગયા છે; અને સીનેમાને તેના રસ્તે જવા દઈ નાટક–કલાને પોતાની સ્વાભાવિક મર્યાદામાં રાખી વધારે સજીવન અને લોકોપયોગી બનાવે છે.

નટો જ્યારે પોતાની ફરજ બજાવવા તૈયાર નથી ત્યારે હવે વિવેચકો માટે શું કર્તવ્ય રહે છે? અત્યાર સુધી વિવેચકોએ પોતાનું કામ આપણા પ્રાન્તમાં કર્યું નથી એ ગુન્હાનું પ્રાયશ્ચિત હવે તેઓ વધારે ખંતથી અને વ્યાપક દૃષ્ટિથી કામ કરી કરવું જોઇએ. અત્યારની નાટક મંડળીઓ રંગભૂમિ ઉપર જે તમાસા કરે છે તે નાટક નથી એમ પ્રજાને સમજાવવું પડશે; એ જોવાથી ચિત્તની કલાવૃત્તિ દૂષિત થાય છે, અને તેનું ભાન ન રહેવાથી આખું માનસિક જીવન દૂષિત થાય છે; અને અજ્ઞાત રીતે આખો વ્હેવ્હાર બગડે છે એ સમજાવવું પડશે; પ્રજાને એ પણ સમજાવવું પડશે કે આ ધંધાદારીઓનો ત્યાગ કરી એમને ભૂખે મારશો ત્યારે જ એ એમની ઊંઘમાંથી જાગશે. આ 'ભાંગવાનું' કામ કરી પછી 'બાંધવાનું' કામ કરવું પડશે. જૂના અભણ નટોનો જમાનો હવે પૂરો થવા આવ્યો છે. અભિનયના શોખવાળા અને તે કરવાની શક્તિવાળા કેળવાએલા સ્ત્રી પુરુષોએ આ ધંધો ઉપાડી લેવો પડશે. અમને, અંગ્રેજીમા જેને 'એમેચ્યુર' કહે છે તેના વિષે બહુ શ્રદ્ધા નથી; માટે અમે કહીએ છીએ કે આ ધંધાનું સામાજિક મહત્ત્વ અને આવશ્યકતા જેઓ સમજતા હોય તેમણે એ કામ કરવું પડશે; અને એ રીતે વધતી જતી વકીલો–દાક્તરો–માસ્તરોની વસ્તીને પણ શ્વાસ લેવાની જગા રહેશે. આ વસ્તુ અભિનયના પ્રકટ સંસ્કારવાળા આપણા જુવાનોને વિવેચકોએ સમજાવવી પડશે.

આપણે ત્યા ભજવવા લાયક કૃતિઓ નથી એવી એક ફરીઆદ છે. આ ફરીઆદમાં થોડુંક સત્ય હશે, પણ ખરી સ્થિતિ એ છે કે હાલની સ્થિતિમા પોતાની કૃતિઓ ભજવવાની આશા ન હોવાથી સાહિત્યકારોનું ચિત્ત એ દિશામા વળતું જ નથી. તેને આ નવા 'ભરતપુત્રો' પ્રેરણા આપી શકશે. ટુંકામાં અમને નવા આદર્શવાળો કેળવાએલો યુવાન નટ વર્ગ ઉત્પન્ન થાય એ એક જ રંગભૂમિ સુધારવાનો ઉપાય લાગે છે. તે ઉત્પન્ન થાય, તે માટે વિવેચકોએ પેરવીઓ રચવી જોઇએ, અને લોકોને તેને આવકાર આપવા તૈયાર કરવા જોઇએ.

આપણી રંગભૂમિ વિષે મોડા મોડા પણ વિવેચકો જાગતા જણાય છે. તેના ધંધાદારીઓ હજી ભર ઉંઘમા છે; ફક્ત પૈસા કમાવવાની બાબતમા તેઓ જાગતા છે. એ લોકોને એટલું સમજવાની ફુરસદ નથી કે જેની મારફતે એ એમનો રોટલો કમાય છે તેના તરફ પવિત્ર બુદ્ધિ રાખવી જોઈએ. અને હાલની સ્થિતિમાં નાટક કરનારાઓ આ સમજે એ સંભવિત લાગતું નથી. પોતાની કલાનો પોતાના હાથે જ નાશ થવા દે છે; અને જે નટની કલા નથી એવી વસ્તુઓથી જીવવા મથે છે. પણ હાર્યો જુગારી બમણું રમે એ ન્યાયથી અત્યારે તેઓ કામ કરે છે. અને તેમનો નાશ પણ બહુ દૂર દેખાતો નથી. સીનેમા હવે જીવન્ત નટોની કલા માટે અવકાશ રાખે એમ લાગતું નથી. નાટકવાળાઓ સીનેમા જેવું કરવા જાય છે અને તેમા તેઓ હારી જાય છે. પશ્ચિમના જીવન્ત કલાકારો આ સમજી ગયા છે, અને સીનેમાને તેના રસ્તે જવા દઈ નાટક-કલાને પોતાની સ્વાભાવિક મર્યાદામા રાખી વધારે સજીવન અને લોકોપયોગી બનાવે છે.

નટો જ્યારે પોતાની ફરજ બજાવવા તૈયાર નથી ત્યારે હવે વિવેચકો માટે શુ કર્તવ્ય રહે છે ? અત્યાર સુધી વિવેચકોએ પોતાનું કામ આપણા પ્રાન્તમા કર્યું નથી એ ગુન્હાનું પ્રાયશ્ચિત હવે તેઓ વધારે ખંતથી અને વ્યાપક દૃષ્ટિથી કામ કરી કરવું જોઇએ અત્યારની નાટક મંડળીઓ રંગભૂમિ ઉપર જે તમાસા કરે છે તે નાટક નથી એમ પ્રજાને સમજાવવું પડશે; એ જોવાથી ચિત્તની કલાવૃત્તિ દૂષિત થાય છે, અને તેનુ ભાન ન રહેવાથી આખું માનસિક જીવન દૂષિત થાય છે; અને અજ્ઞાત રીતે આખો વ્હેવ્હાર બગડે છે એ સમજાવવું પડશે; પ્રજાને એ પણ સમજાવવું પડશે કે આ ધંધાદારીઓનો ત્યાગ કરી એમને ભૂખે મારશો ત્યારે જ એ એમની ઊંઘમાથી જાગશે. આ 'ભાંગવાનું' કામ કરી પછી 'બાંધવાનું' કામ કરવું પડશે. જૂના અભણ નટોનો જમાનો હવે પૂરો થવા આવ્યો છે. અભિનયના શોખવાળા અને તે કરવાની શક્તિવાળા કેળવાએલા સ્ત્રી પુરુષોએ આ ધંધો ઉપાડી લેવો પડશે. અમને, અંગ્રેજીમા જેને 'એમેચ્યુર' કહે છે તેના વિષે બહુ શ્રદ્ધા નથી; માટે અમે કહીએ છીએ કે આ ધંધાનું સામાજિક મહત્ત્વ અને આવશ્યકતા જેઓ સમજતા હોય તેમણે એ કામ કરવુ પડશે; અને એ રીતે વધતી જતી વકીલો-દાક્તરો-માસ્તરોની વસ્તીને પણ શ્વાસ લેવાની જગા રહેશે. આ વસ્તુ અભિનયના પ્રકટ સંસ્કારવાળા આપણા જુવાનોને વિવેચકોએ સમજાવવી પડશે.

આપણે ત્યા ભજવવા લાયક કૃતિઓ નથી એવી એક ફરીઆદ છે. આ ફરીઆદમાં થોડુંક સત્ય હશે, પણ ખરી સ્થિતિ એ છે કે હાલની સ્થિતિમા પોતાની કૃતિઓ ભજવવાની આશા ન હોવાથી સાહિત્યકારોનું ચિત્ત એ દિશામાં વળતુ જ નથી. તેને આ નવા 'ભરતપુત્રો' પ્રેરણા આપી શકશે ટૂંકામાં અમને નવા આદર્શવાળો કેળવાએલો યુવાન નટ વર્ગ ઉત્પન્ન થાય એ એક જ રંગભૂમિ સુધારવાનો ઉપાય લાગે છે. તે ઉત્પન્ન થાય તે માટે વિવેચકોએ પેરવીઓ રચવી જોઇએ, અને લોકોને તેને આવકાર આપવા તૈયાર કરવા જોઇએ.

# દરેક પુસ્તકાલયનો શણગાર

## ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો

| ઐતિહાસિક | |
|---|---|
| આરબયુગનું બંગાળા | ૧) |
| હાય આસામ | ૧) |
| કલકત્તાનો કારાયુગ | ૧। |
| પંજાબનું પ્રચંડ કાવતરૂં | ૦।= |
| નિહિલિસ્ટોના પંજામાં | ૦॥ |
| કાળું ગુલાબ ( ડુમા ) | ૧॥ |
| આનંદમઠ ( બંકિમ ) | ૧॥ |
| **મનોરંજક** | |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| અમૃતનો પ્યાલો | ૦॥= |
| નામ વિનાની નવલકથા | ૨) |
| **ગાંધીજીકૃત** | |
| જેલનો અનુભવ | ૦॥ |
| નીતિધર્મ | ૦॥ |
| **પ્રકીર્ણ** | |
| સચિત્ર ગીતાંજલિ ( આઠ ચિત્રો ) | ૧। |
| રાષ્ટ્રીય ગરબાવળી | ૦। |

| બાળસાહિત્ય ( દરેક ઘરમાં હોવું જોઇએ ) | |
|---|---|
| ટોલસ્ટોયની ૩ વાતો | ૦। |
| બકુલ | ૦।= |
| બીરબલનો બન્ધુ | ૦॥ |
| સુરખરાજ | ૦॥ |
| નીલમ | ૦।= |
| ભીષ્મ | ૦। |
| બાળવિહાર | ૦॥। |
| જય બજરંગ | ૦।= |
| વાઘોનું વન | ૦। |
| જાદુઇ હાર | ૦। |
| બરફીપુરી | ૦।- |
| સોનાકુમારી | ૦। |
| તોફાની ટીપુડો | ૦।= |
| ધુપસળી | ૦। |
| કચુંબર | ૦)= |
| બાળવિહાર ભાગ ૨ | ૦।= |
| મોતીના દાણા | ૦।- |

**એકેએક પુસ્તકાલય માટે આ પુસ્તકો અનિવાર્ય છે.**

## " ગાંડીવ "

ગુજરાતમા ઠામ ઠામ પ્રચાર પામેલું આ પત્ર તેની ગમોળી અને રસિક શૈલી માટે ખાસ વખણાયલું છે. ચાર રૂપિયાના વાર્ષિક લવાજમમાં કોઇ પણ સ્થળે ઘેરબેઠાં મળી શકે છે. માત્ર ચાર આનાની ટિકિટ બીડી એક મહિનાના નમુના મંગાવો. એક વાર વાંચશો એટલે એ તમને જરૂર જ લેશે.

જાહેરાતનું સરસ સાધન છે.

મુંબઇ તથા ગુજરાતના સર્વ બુકસેલરો વેચે છે.

**ગાંડીવ સાહિત્ય મંદિર,**
કેળાંપીઠ, સુરત.

અમારા પુસ્તકો અમદાવાદમા ગુર્જર તેમ જ જયાનંદ બાવાહનુમાન પાસે ખડાયતા બુકડેપોમા પણ મળશે

। ऋते ज्ञानप्रसारान्न हि राष्ट्रमुक्तिः ।

જ્ઞાનપ્રચાર એ જ રાષ્ટ્રના ઉદ્ધારનો રાજમાર્ગ છે.

ગૂજરાતભરની સસ્તામાં સસ્તી ગ્રન્થમાળા

# सरस्वती ग्रन्थमाला

[વાર્ષિક પૃષ્ઠ સંખ્યા લગભગ ૭૦૦;

લવાજમ : હિંદમાં રૂા. દોઢ; પરદેશના રૂા. અઢી ( ટપાલખર્ચ માફ )

: યો જ ના :

ગૂજરાતમાં જે જાગ્રતિ આવી છે તેને પોષે, ટકાવે અને વધારે; દેશાભિમાન જાગ્રત થાય, તેમ જ રાષ્ટ્રનિર્માણ કરવામાં જોઈતા સદ્‌ગુણો ખીલે તે માટે જુદા જુદા દેશોમાં થયેલી ક્રાન્તિઓના ઇતિહાસ, ક્રાન્તિકારક મહાન પુરુષોનાં જીવનચરિત્રો; ઐતિહાસિક વાર્તાઓ; તેમ જ ખેડુતો, મજુરો, કારીગરો અને સ્ત્રીઓ જે આજના જીવનમાં કચરાઇ રહેલાં છે તેમનાં જીવનમા નવુ ચેતન પ્રગટે એવું સાહિત્ય આ ગ્રન્થમાળા દ્વારા આપવામાં આવે છે.

દર મહિને ૪૮ થી ૬૪ પૃષ્ઠનું એક પુસ્તક અપાય છે.

બહાર પડેલાં પુસ્તકો :

| | | | છૂટક કિંમત |
|---|---|---|---|
| પુ૦ ૧ | વીર વલ્લભભાઈ : મહાદેવ દેશાઇ | પૃ. ૬૪ | ૦–૨–૬ |
| પુ૦ ૨ | રાજાજીની વાતો : રાજગોપાલાચારી | પૃ ૬૪ | ૦–૩–૦ |
| પુ૦ ૩ | અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ : જીવનલાલ દીવાન | પૃ.૮૦ | ૦–૪–૦ |
| પુ૦ ૪ | જાતકકથાસંગ્રહ : ધર્માનંદ કોસંબી | પૃ. ૬૪ | ૦–૩–૦ |

આટલી સસ્તી ગ્રન્થમાળાને વિકસાવવામાં
પણ તમે તમારો સહકાર નહિ આપો ?
રૂપિયો દોઢ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવો.

પ્રસ્થાન કાર્યાલય . પારસી અગિયારી સામે . અમદાવાદ

સૂચના એજન્ટોને ત્યા લવાજમ ભરનારે મ ઓ ખર્ચના ૦–૨–૦ વધુ આપવા રૂમ ઓ. કરી ટપાલખાતાને ખટાવવા કરતાં અમારા એજન્ટને ત્યાં લવાજમ ભરી સ્વદેશી વ્યવસ્થાને ઉત્તેજન આપો.

"Only the ablest critics believe that the theatre is really important: in my time none of them would claim for it, as I claimed for it, that it is as important as the Church in the Middle Ages and much more important than the Church was in London in the years under review. A theatre to me is a place ' where two or three are gathered together. " The apostolic succession from Eschylus to myself is as serious and as continuously inspired as that younger institution, the apostolic succession of the Christian Church. Unfortunately this Christian Church, founded gaily with a pun, has been so largely corrupted by rank Satanism that it has become the Church where you must not laugh; and so it is giving way to that older and greater Church to which I belong: the Church where the oftener you laugh the better, because by laughter only can you destroy evil without malice, and affirm good fellowship without mawkishness."

**Bernard Shaw**

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ ચૈત્ર: ૧૯૮૫ અંક ૬

# આજ્ઞાપાલનની મર્યાદા

मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । ઇત્યાદિ શ્રુતિઓમાં માતા-પિતા-ગુરુ-અતિથિમા દેવનિષ્ઠા રાખવાનો ઉપદેશ અપાયેલો છે, અને એમને માટે કેટલું સ્વાર્પણ કરી શકાય તે દર્શાવનારી અનેક કથાઓ પુરાણકારોએ રચી છે.

બીજી બાજુથી સત્યને, ન્યાયને કે ઈશ્વરને ખાતર—

"કુળને તજીયે, કુટુંબને તજીયે, તજીયે મા ને બાપ રે;
"ભગિની સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપ રે."

એમ પણ ભક્તોએ ગાયું છે, અને એનાં દૃષ્ટાંત તરીકે—

"ત્યજ્યો પિતા પ્રહ્‌લાદ, વિભીષણ બંધુ, ભરત મહતારી;
"હરિ હિત ગુરુ બલિ, વ્રજવનિતા પતિ, ..."

નાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે. અર્થાત્, માતા-પિતા-ગુરુ-અતિથિને અધીન રહેવાનો ધર્મ પણ નિરપવાદ નથી એમ સૂચવાયું છે.

આજે આપણા સમાજમા રાજકારણના, તથા કૌટુંબિક, સામાજિક અને ધાર્મિક ક્ષેત્રોમાં યે વિચારોની જે ઉથલપાથલ ચાલી રહી છે, તેમા સત્ય અને ધર્મને માર્ગે જ ચાલવાનો આગ્રહ રાખનાર માણસને દેશહિત અને વડીલોની આજ્ઞા, સમાજહિત અને વડીલોની આજ્ઞા, સત્યપાલન અથવા વ્રતપાલન અને વડીલોની આજ્ઞાનું પાલન, તેમ જ દેશહિત અને કાયદાની આજ્ઞાનું પાલન,—એ બે વચ્ચે વિરોધ દેખાવાના પ્રસંગો વારંવાર નિર્માણ થાય છે. એવે પ્રસંગે ધર્માગ્રહીએ કેમ નિર્ણય કરવો એ વિચારવા જેવો વિષય છે.

મહાવીરે માતાને ખાતર લગ્ન કર્યું; રામે પિતાના વચનથી રાજ્યનો ત્યાગ કર્યો, પરશુરામે માતાનો યે શિરચ્છેદ કર્યો, એકલવ્યે ગુરુઆજ્ઞાથી અંગૂઠો કાપી નાંખ્યો,

"Only the ablest critics believe that the theatre is really important in my time none of them would claim for it, as I claimed for it, that it is as important as the Church in the Middle Ages and much more important than the Church was in London in the years under review A theatre to me is a place ' where two or three are gathered together " The apostolic succession from Eschylus to myself is as serious and as continuously inspired as that younger institution, the apostolic succession of the Christian Church Unfortunately this Christian Church, founded gaily with a pun, has been so largely corrupted by rank Satanism that it has become the Church where you must not laugh; and so it is giving way to that older and greater Church to which I belong the Church where the oftener you laugh the better, because by laughter only can you destroy evil without malice, and affirm good fellowship without mawkishness "

**Bernard Shaw**

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ ચૈત્ર: ૧૯૮૫

## આજ્ઞાપાલનની મર્યાદા

**मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव ।**
ઇત્યાદિ શ્રુતિઓમાં માતા-પિતા-ગુરુ-અતિથિમા દેવનિષ્ઠા રાખવાનો ઉપદેશ અપાયેલો છે, અને એમને માટે કેટલુ સ્વાર્પણ કરી શકાય તે દર્શાવનારી અનેક કથાઓ પુરાણકારોએ રચી છે.

બીજી બાજુથી સત્યને, ન્યાયને કે ઇશ્વરને ખાતર—

"કુળને તજીયે, કુટુંબને તજીયે, તજીયે મા ને બાપ રે;
"ભગિની સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપ રે."

એમ પણ ભક્તોએ ગાયું છે, અને એના દષ્ટાંત તરીકે—

"ત્યજ્યો પિતા પ્રહ્લાદ, વિભીષણ બંધુ, ભરત મહતારી;
"હરિ હિત ગુરુ બલિ, વ્રજવનિતા પતિ, ..."

નાં ઉદાહરણો આપવામા આવ્યા છે. અર્થાત્, માતા-પિતા-ગુરું-અતિથિને અધીન રહેવાનો ધર્મ પણ નિરપવાદ નથી એમ સૂચવાયું છે.

આજે આપણા સમાજમા રાજકારણના, તથા કૌટુંબિક, સામાજિક અને ધાર્મિક ક્ષેત્રોમાં યે વિચારોની જે ઉથલપાથલ ચાલી રહી છે, તેમા સત્ય અને ધર્મને માર્ગે જ ચાલવાનો આગ્રહ રાખનાર માણસને દેશહિત અને વડીલોની આજ્ઞા, સમાજહિત અને વડીલોની આજ્ઞા, સત્યપાલન અથવા વ્રતપાલન અને વડીલોની આજ્ઞાનું પાલન, તેમ જ દેશહિત અને કાયદાની આજ્ઞાનું પાલન,—એ બે વચ્ચે વિરોધ દેખાવાના પ્રસંગો વારંવાર નિર્માણ થાય છે. એવે પ્રસંગે ધર્માગ્રહીએ કેમ નિર્ણય કરવો એ વિચારવા જેવો વિષય છે.

મહાવીરે માતાને ખાતર લગ્ન કર્યું; રામે પિતાના વચનથી રાજ્યનો ત્યાગ કર્યો, પરશુરામે માતાનો યે શિરચ્છેદ કર્યો, એકલવ્યે ગુરુઆજ્ઞાથી અંગૂઠો કાપી નાંખ્યો,

મયૂરધ્વજે અતિથિપૂજામાં કરવત મૂકાવી, સગાળશાએ એ જ કારણથી દીકરાનો વધ કર્યો– ઇત્યાદિ દૃષ્ટાંતો માતા–પિતા–ગુરુ–અતિથિ પ્રત્યેની ભક્તિનિષ્ઠા કેટલી હદ સુધી હોઇ શકે એ સૂચવનારાં છે, અને વડીલો પોતાની આજ્ઞા મનાવવા એ દૃષ્ટાંતો રજુ પણ કરે છે.

આ દૃષ્ટાંતો બધાં સરખી જ કિંમતનાં ન કહી શકાય, અને કેટલાંકમાં આજ્ઞાપાલન કરતાં આજ્ઞાનો સવિનય ભંગ કરવામાં વધારે ધર્મ સચવાત એમ પણ કહી શકાય. દા. ત. મહાવીરે કેવળ માતાને ખાતર જ લગ્ન કર્યું. એ વાત જો સાચી હોય તો એ આજ્ઞાપાલન વિચારપૂર્વક હતું એમ મને નથી જણાતું. જે રૂપમાં આપણી આગળ સગાળશાની વાત રજુ થાય છે, તેવા પ્રકારની અતિથિદેવની માગણીનો સ્વીકાર કરવો એ ભૂલ જ ગણાય. પરશુરામ, એકલવ્ય અને મયૂરધ્વજનાં આજ્ઞાપાલન પણ શંકાથી પર નથી.

કયે ઠેકાણે આજ્ઞાપાલન એ કર્તવ્ય છે, કયે ઠેકાણે આજ્ઞાભંગ કર્તવ્યરૂપ છે, અને કયે ઠેકાણે આજ્ઞાભંગ કર્તવ્યરૂપ ન હોય છતાં અધર્મ્ય નથી–એ છેવટે તો દરેક માણસે વિવેકથી પોતાની મેળે જ ઠરાવવાનું હોય છે. એને માટે ચોક્કસ શિક્ષાપત્રી રચવી શકય નથી. પણ જેટલો સામાન્ય રીતે એનો વિચાર કરવો શકય છે, તેટલો કરી લેવો ઉપયોગી થવાનો સંભવ છે.

વડીલની* આજ્ઞાનું પાલન ત્રણ કારણોથી થાયઃ

(૧) તેમના પ્રત્યેની અત્યંત ભક્તિ અને શ્રદ્ધાને લીધે,
(૨) ...તપૂર્વક તેમની શિસ્ત (discipline) માં રહેવાનું સ્વીકારવાને લીધે,
(૩) ભય કે લાલચ...વહેમના સંસ્કારથી (જેના મૂળમાં ઘણુંખરું ભય કે લાલચ રહ્યાં હોય જ).

આ ત્રણ પૈકી આજ્ઞાપાલનનું નૈતિક મૂલ્ય પહેલાં બે કારણોમાં જ રહેલું ગણાય. છેલ્લાં કારણથી પળાયેલી આજ્ઞામા નીતિમત્તા છે એમ ન કહી શકાય.

વડીલો પ્રત્યે અત્યંત ભક્તિ અને શ્રદ્ધા હોય, તો તેમની આજ્ઞાનું પાલન કરવામાં આપણને ગમે તેટલા અગવડ કે કષ્ટ ભોગવવાં પડે, સ્વાર્થત્યાગ કરવો પડે કે આકાંક્ષાભોગ આપવો પડે તો યે અસંતોષ ન લાગે; એ પાલનની પાછળ ખેદ ન હોય. આજ્ઞાપાલનની પાછળ આપણને એવી આજ્ઞા પાળવાની તક મળી તેથી કાંઇક પણ કૃતાર્થતા લાગે. એવી ભક્તિ અને શ્રદ્ધાથી વડીલની આજ્ઞાનું જે પાલન થાય, તેમાં કાંઇક બીજી રીતે અયોગ્યાચરણ કહેવાય એવું થતું હોય તો યે એની ભક્તિ અને શ્રદ્ધાને ખ્યાલમાં રાખી તે દૃષ્ટિએ જગત એને ક્ષમા આપે અને કદીક તેનો ગૌરવ પણ કરે. પરશુરામનું માતૃવધનું કર્મ આ પ્રકારનું ગણાય. સગાળશાને પણ આ જ કોટિમાં ખેંચી શકાય.

પણ જગત આ રીતે ભક્તિ અને શ્રદ્ધાને ખ્યાલમાં લઇ આજ્ઞાધારક ને માફી આપે કે એનો કદીક ગૌરવ કરે તેથી એનું આજ્ઞાપાલન વિવેકયુક્ત જ છે એમ ન કહેવાય. આજ્ઞાપાલન એ અનેક નૈતિક ગુણો પૈકી એક છે, અને જો તેનો અમલ કોઈ બીજા નૈતિક ગુણોની અવગણના કરીને થયો હોય તો તે ખામીવાળો ગણાય અને કદીક દોષરૂપ પણ કહેવાય. જેમ અપાત્રને આપેલું દાન કે અવિચારીપણે કહેલી દયા એ ગુણ થવાને બદલે દોષ બને તેમ આજ્ઞાપાલન વિષે પણ થાય.

* અતિથિ તથા રાજ્યનો વડીલ શબ્દમાં સમાવેશ કરી લઉં છું.

મારી વડીલ વિષે ગમે તેટલી તીવ્ર ભક્તિ અને શ્રદ્ધા હોય, અને તેથી એમની આજ્ઞાઓ ઉઠાવવામાં મને ગમે તેટલી કૃતાર્થતા લાગતી હોય, છતાં એ આજ્ઞાની યોગ્યાયોગ્યતા તપાસવાની ફરજમાંથી હું છૂટી શકું નહિ; અને જે આજ્ઞા મને ખાત્રીપૂર્વક અયોગ્ય કે અનીતિમાન જણાય, ત્યાં આજ્ઞાપાલન કરતાં આજ્ઞાભંગ વધારે કર્તવ્યરૂપ ગણાય. આ દૃષ્ટિએ સગાળશાનું ઉદાહરણ મને બહુ જ અધટીત ઉપદેશ આપનારું લાગ્યું છે. સગાળશાના અતિથિ ભલે ભગવાન પોતે હોય છતાં એની પુત્રમાંસ માટેની માગણી અયોગ્ય અને અનીતિયુક્ત હતી. એ આજ્ઞાનું પાલન અઘટીત જ કહેવાય. એ ભગવાન છે એમ માનીને તો એનો સવિનય ભંગ કરવામાં જ વધારે ભગવત્પૂજન થાત. એ જ રીતે રેણુકા ઉપર જે દોષ આવ્યો હતો, તે દોષ માટે એનો શિરચ્છેદ કરવાની આજ્ઞાનું પાલન કરનાર પરશુરામ કરતાં એના ભાઈઓએ તેમ ન કરવામાં વધારે યોગ્ય કર્યું એમ મને લાગે છે.*

જે આજ્ઞા ઉઠાવવાનો પ્રસંગ આવી પડે તેના નૈતિક દૃષ્ટિએ ચાર પ્રકાર કરી શકાય:

(૧) આજ્ઞા યોગ્ય અને ન્યાય્ય હોય;

(૨) અન્યાયી અને અયોગ્ય હોય, પણ એ અન્યાય આજ્ઞાધારકને પોતાને જ સહન કરવો પડે એમ હોય, એટલે એના પોતાના જ કોઈ હક્કો જતા કરવા પડે એમ હોય;

(૩) અન્યાયી કે અયોગ્ય આજ્ઞાનું પરિણામ કોઈ ત્રીજાને ભોગવવું પડે એવી હોય; અને

(૪) પોતાના શ્રેયસ્સાધક સિદ્ધાન્તોને—પોતાને પ્રતીત થયેલા સત્ય માર્ગને—વિરોધી હોય.

પહેલા પ્રકારની આજ્ઞાનું પાલન કર્તવ્યરૂપ જ છે એમ કહેવાની જરૂર નથી. એ પ્રકારે વડીલોની આજ્ઞાઓનું ભક્તિ અને શ્રદ્ધાથી કરેલું પાલન આજ્ઞાધારકનો ઉત્કર્ષ સાધે છે, અને તે વિષયમાં અવગણના એ નિંદાસ્પદ અને પોતાને યે હાનિકારક છે. માત્ર શિસ્ત તરીકે પણ એવી જાતની આજ્ઞાઓનું પાલન કરવું આવશ્યક ગણાય. એવી આજ્ઞાના ઠીક પાલન વિના જીવન નભી જ ન શકે. ભય, લાલચ, વગેરેથી થતું એવી આજ્ઞાનું પાલન આજ્ઞાધારકનો કશો નૈતિક ઉત્કર્ષ ન સાધે, પણ એમાં જેટલો કાંઈ સ્થૂળ ફાયદો હોય તેટલો આપે.

બીજા પ્રકારની આજ્ઞા, જેમાં માત્ર પોતાના જ અધિકાર કે ફાયદા જતા કરવા

* પ્રતિજ્ઞાપાલનની બાબતમાં યે આ વિવેક જાળવવો ઘટે છે. દશરથે કૈકેયીને બે વર આપવા પ્રતિજ્ઞા કરી; કૈકેયીએ ત્રીજી જ વ્યક્તિને અન્યાય કરનારા બે વર માગ્યા. દશરથે પોતાને વચનબદ્ધ થયેલા ગણ્યા. આ મને બરાબર નથી લાગતું. હું કોઈની માગણી પૂરી પાડવાનું વચન આપું તેનો અર્થ એ નથી કે એ માગણી ગમે તેવી અઘટીત હોય તો યે તે મારે પૂરી પાડવી રહી. પણ એ માગણી નિદાન કોઈ ત્રીજા પક્ષને અન્યાય કરનારી કે અનીતિયુક્ત નહિ હોય એટલી અપેક્ષા રાખીને જ મેં વચન આપ્યું ગણાય. જ્યાં એવી અન્યાયી કે અનીતિયુક્ત માગણી હોય ત્યાં એ માગણી ન પૂરી પાડવામાં જ વધારે સત્યપાલન થયું ગણાય.

આ ઉદાહરણો જે વખતે રચાયાં તે વખતે પિતાનો સ્ત્રી-પુત્ર પર મિલકતના જેવો અધિકાર મનાતો એ બીના મારા લક્ષમાં છે. આજે એ ઉદાહરણો કામનાં નથી રહ્યાં એટલું જ ધ્યાન પર લાવવાનો હેતુ છે.

પડતા હોય, જેમા પોતાને જ કાંઈક અન્યાય સહન કરી લેવો પડતો હોય, તે આજ્ઞા કરનાર પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધાથી ઉઠાવવામાં આવે તો તેમા કશો દોષ નથી એટલું જ નહિ, પણ તે એક ઉચ્ચ કોટિનું સ્વાર્પણ છે; જો તેવી આજ્ઞા શિસ્ત તરીકે સ્વીકારવામાં આવે તો યે તે એક સદ્‌ગુણ જ થાય; પણ જો તે ભયાદિકથી ઉઠાવવામાં આવે તો તેની કશી કિંમત નથી એટલું જ નહિ પણ એમ ભય, લાલચ વગેરેથી પોતાના હક્કો જતા કરનાર પુરુષ આજ્ઞાપાલનનું શ્રેય પામવાને બદલે કાયર બનતો જાય.

રામે બાપની આજ્ઞાથી ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક પોતાના હક્કનો ભોગ આપ્યો એ આ બીજા પ્રકારની આજ્ઞાનું પાલન છે.

ધારો કે એક સંસ્થાનો ઉપરી અમલદાર પોતાના હાથ નીચેના એક માણસની શક્તિ અને બુદ્ધિથી અદેખો બની, અથવા કોઈ બીજા માનીતાને આગળ વધારવાની ઇચ્છાથી, તે માણસને એવા કામ ઉપર નીમે કે જ્યા એ પોતાની શક્તિ બતાવી જ ન શકે અથવા ગમે તેટલી બતાવે તો પણ તે બહાર પડી ન શકે. આવે પ્રસંગે જે સંસ્થામા પોતે રહ્યો છે તેની શિસ્ત જાળવવાની દૃષ્ટિથી એ હાથ નીચેનો માણસ પોતા પ્રત્યેના અન્યાયની અવગણના કરી સોંપેલા કામને વળગી રહે, તો તે અમલદાર પ્રત્યેની ભક્તિ કે શ્ર[illegible] ન થયું હોય તો યે તે એનો સદ્‌ગુણ થઈ શકે.

પણ [illegible] ભક્તિ કે શ્રદ્ધાનો સંબંધ નથી, પણ કેવળ શિસ્તની દૃષ્ટિએ જ આજ્ઞાપાલન થાય છે, ત્યા આજ્ઞાપાલનનું ક્ષેત્ર પોતાની મેળે જ વધારે મર્યાદિત થાય છે એ દેખીતું છે. માણુસ કુટુંબમા રહે, ન્યાતમા રહે, શાળામા રહે, રાજ્યમાં રહે કે કોઈ બીજી સંસ્થામા રહે, તેમા એ જન્મથી દાખલ થયો હોય, તો યે એમા એનું ટકી રહેવું પ્રયોજન પૂર્વક હોય છે. તે સંસ્થામા રહેવામા એને કાંઈક શારીરિક, માનસિક, આધ્યાત્મિક કે આર્થિક લાભો કે કાંઇક જનહિત જણાય છે અને તેને ખાતર તે એ સંસ્થાનું નિયમન સ્વીકારે છે. કેટલેક કાળે જે લાભો પ્રાપ્ત કર્યા હોય તેને લીધે પોતા ઉપર થયેલા ઉપકારની ફેડ તરીકે પણ એ તે સંસ્થાની સેવા બજાવે છે અને તેનું નિયમન સ્વીકારે છે.

પણ આવી સંસ્થાની આજ્ઞાઓ પોતા પ્રત્યે અન્યાયી કે અયોગ્ય હોય તો યે તેનું પાલન અમુક મર્યાદા સુધી જ સ્વાભિમાની માણુસ કરવાનો. એ પાલનમા પોતાની સત્વહાનિ કે તેજોવધ જ થતો નિરંતર જુએ તો કોઈ 'મનસ્વી–કાર્યાર્થી' પુરુષ એને વળગી નહિ રહે. એવે પ્રસંગે એ તે સંસ્થાનો ત્યાગ કરવામા અને તેના લાભો જતા કરવામાં જ સત્વરક્ષા સમજે. જો આગલા ઉપકારોની ફેડ કરવાપણું કાઇ રહેતું હોય તો તેને માટે એ કૃતજ્ઞબુદ્ધિ રાખી તે ફેડવાની તજવીજમાં રહે, પણ દીનવૃત્તિથી એમાં પડી ન રહે.

નાનું બાળક, સ્ત્રી, નોકર–માણુસ ગમે તે વય કે દરજ્જાનો હોય, એને પોતાના માણસાઈના સામાન્ય અધિકારો છે. દા. ત. કોઇ માણુસ કેવળ આજ્ઞાધીન, સગીર કે વાલીપણા તળે હોવાને કારણે પોતાના મુરબ્બીઓના મ્હેણાં–ટોણા–ગાળો–મારફાડ–ધમકાવણી સહન કરવા બંધાયલો છે જ એમ ન ગણાય. સમજુ માણુસ એમાં મનુષ્ય સ્વભાવની નિર્બળતા માટે છૂટછાટ મૂકે જ. મુરબ્બી કદી ક્રોધવશ થઇ અથવા પોતા[illegible] [illegible]ષ્ટિએ નાની ભૂલ લાગતી હોય તેને મોટું સ્વરૂપ આપી વધારે પડતો મિજાજ ખો[illegible] બને. એવા પ્રસંગો ક્વચિત થતા હોય તો તેને સાંખ[illegible] જોઇએ એમ

પણ સમજી શકતું હોય છે, અને તેને દરગુજર કરે છે. એ સહન કરવાની પાછળ એ મુરબ્બીઓના સાચા પ્રેમનો યે આજ્ઞાધારકનો અનુભવ થયેલો હોય છે અને એ પોતાનું હિત કરવાની દૃષ્ટિથી જ ક્રોધ કરે છે એવી પ્રતીતિ થતી હોય છે–અને તેથી એવા પ્રસંગોને એ પોતાનું અપમાન કે તિરસ્કાર સમજી લેતો નથી. પણ જો એવું વર્તન રોજનો જ ખોરાક હોય, જો એની પાછળ કાંઇ પણ પ્રેમ કે હિતચિંતન ન જણાતું હોય, પણ સાવકાંપણાના જેવો જ ભાવ હોય તો એ મુરબ્બીના ક્રોધને સહન ન કરવામાં, જરૂર પડે ત્યારે નાશી છૂટવામાં, જે કાંઈ થોડો ઘણો આશ્રય મળતો હોય તેનો ત્યાગ કરવામાં આશ્રિત માણસની માણસાઇ સમાય છે. અમુક વય પછી કે પુરુષોથી જ એમ કરી શકાય, એમ પણ ન કહેવાય. પાંચ વર્ષનો ધ્રુવ પણ રાજમહેલને લાત મારી નાશી છૂટે. એમ જે નથી કરી શકતો, અને એની પરિસ્થિતિમાં પડી રહે છે, એને આજ્ઞાધારકપણાનું શ્રેય ન આપી શકાય. એ કાયર બને. એનો એના આજ્ઞાધીનપણાથી નૈતિક ઉત્કર્ષ ન થાય. એ જન્મથી મરણ સુધી ગુલામ કે ગુલામનો નાયક જ રહે. પોતાની માણસાઇને ભોગે આજ્ઞાધીન રહેવું એ કર્તવ્યરૂપ છે એમ ન ગણાય.

પણ પોતાના અધિકારોને જતા કરવાનો, પોતાને થતા અન્યાયોને સહન કરી લેવાનો યે માણસને અધિકાર છે. એટલે પોતાને અન્યાય થતાં બંડ ઉઠાવવાનો ધર્મ જ ગણાય એમ હમેશાં નહિ કહેવાય. ત્યાં દરેક માણસે વિવેક વાપરવાનો રહ્યો. જે અન્યાયોને સહન કરી લેવામાં જ પોતાની સત્વરક્ષા અથવા નીતિ માટે આદર્શ જણાતો હોય ત્યાં માણસ પોતાના અધિકારને જતા કરે. પોતાનો રાજ્ય પરનો અધિકાર જતો કરવામાં જ રામનાં આત્મવિશ્વાસ, પુરુષાર્થ, નિઃસ્પૃહતા અને તેજસ્વિતા પ્રકટ થયાં હતાં, અધિકાર માટે લડવામાં નહિ. ત્યાં રામે અન્યાય સહન કરવામાં જ અને આજ્ઞાપાલનમાં જ માણસાઈ જોઈ. એ આજ્ઞા વાસ્તવિક રીતે વડીલે કરેલી વિનંતિના રૂપની જ હતી. પણ એ જ રામે દશરથની બીજી આજ્ઞા કે વિનંતિ ( રામે દશરથને પદભ્રષ્ટ કરી રાજ્યારોહણ કરવું–એ ) ન ઉઠાવી; કારણ એ પાલનમાં રામના રાજ્યલોભ સિવાય બીજું શું હોઈ શકે ? એ જ કારણથી ભરતની વિનંતિથી કે વસિષ્ઠની આજ્ઞાથી અયોધ્યા પાછા ફરવાનું એમણે ન સ્વીકાર્યું. ટૂંકામાં, જે આજ્ઞાપાલનથી પોતાનું સત્વ વધારે પ્રકાશે તે આજ્ઞા પોતા પ્રત્યે અન્યાયી હોય તો યે ઉઠાવવામાં શ્રેય ગણાય; જે આજ્ઞા પોતાની સત્વહાનિ કરનારી હોય તેનો ભંગ કરવામાં જ શ્રેય ગણાય.

પણ જ્યાં વડીલની આજ્ઞા કોઇ નિર્દોષ વ્યક્તિ કે પ્રાણીને અન્યાય કરનારી કે કોઇ ઉદાત્ત સિદ્ધાન્ત કે વર્તન કે પોતાને પ્રતીત થયેલા સત્યનો ત્યાગ કરાવનારી હોય, ત્યાં આજ્ઞાભંગ એ કેવળ ઐચ્છિક નહિ પણ કર્તવ્યરૂપ જ થાય.

દાખલા તરીકે, હું મારા વડીલોની જેમ જ દેવને ભોગ ચઢાવવામાં માનતો હોઉં, પણ પ્રાણીનો ભોગ ચઢાવવામાં ન માની શકતો હોઉં, અને મારા વડીલ મને કોઇ પ્રાણીનો ભોગ ચઢાવવા આજ્ઞા કરે, કે દેવ પોતે ભોગ માગી લે ( એવું હું માનું છું એમ ગૃહીત ધરીને ) તો તે દેવની યે આજ્ઞાનો ભંગ કરવો એ જ કર્તવ્ય ગણાય. કારણ ત્યાં એક નિર્દોષ પ્રાણીને અન્યાય થાય છે.

એ જ પ્રમાણે મારી મા મારા સાવકા ભાઇને અન્યાય થાય એવી રીતે સંપત્તિની વ્યવસ્થા કરવા શીખામણ આપે ત્યા આજ્ઞાભગ એ જ કર્તવ્ય ગણાય

મારી પત્નીને એના પિયરીયા તરફથી રીવાજ મુજબના કપડા-લત્તા ન મળતા હોય અથવા પક્ષાના પૈસા તેઓ ન ચૂકવતા હોય, અને તે કારણથી મારા વડીલો મારી પત્નીને કાઢી મૂકવાની કે મારવાની કે ગાળો દેવાની આજ્ઞા કરે, તે આજ્ઞાને વશ થવુ એ ચોખ્ખો અધર્મ જ ગણાય, અને એવી રીતે વડીલોના કહ્યામા રહેનાર પુત્ર નામર્દ જ લેખાય

મારા પિતા કે શેઠ મને નામામા કાઇક ખોટી નોધ કરવાની કે કોઈક નોધ ન કરવાની આજ્ઞા કરે કે વિલાયતી માલને દેશી માલ કહી વેચવાની સૂચના કરે, તે આજ્ઞા-પાલન એ દોષ, અને એ આજ્ઞાનો ભંગ એ જ કર્તવ્ય થાય

આ બધામા નૈતિક દોષ પણ છે, અને પ્રચલિત માન્યતા મુજબ નૈતિક દોષ ન મનાતો હોય, (જેમકે પ્રાણીનો ભોગ ચઢાવવામા) તો યે કોઈક નિર્દોષ પ્રાણી કે વ્યક્તિને અન્યાય થતો હોય છે

હવે જ્યા પોતાના સિદ્ધાન્તોનો ભગ થતો હોય તેવા દૃષ્ટાન્તો લઇએ

આદર્શ આજીવન અથવા અમુક ઉમ્મર સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનો હોય, વિકારોથી દૂર રહેવાનો હોય, અને મારા માતાપિતા મને પરણાવવાની કે વેશવાળ સ્વીકારવાની આજ્ઞા કરે, ત્યા આજ્ઞાપાલન એ કોઈ રીતે કર્તવ્યરૂપ ન ગણાય

મારા વડીલ મારા બાળકનું બાળપણમા જ વેશવાળ કે લગ્ન કરી નાખવા મને આજ્ઞા કરે, હું સમજુ છુ તે દૃષ્ટિએ એ ચોખ્ખુ અયોગ્ય કર્મ જણાતું હોય, પણ મારા વડીલ એમા કુટુમ્બને બટ્ટો કે નુકસાન થતું જોતા હોય, તો યે એ આજ્ઞાને વશ ન જ થવાય

મારા એક ન્યાતીલાએ નીતિયુક્ત પુનર્વિવાહ કે પરજ્ઞાતિમા વિવાહ કર્યો હોય, મારી જ્ઞાતિ એને ન્યાત બહાર મૂકી એની સાથે વ્યવહાર બધ કરવા આજ્ઞા કરે, મારા પિતા પણ એ જ આજ્ઞા કરે, છતા મારે એના પક્ષમા રહેવુ એ કર્તવ્ય થઇ શકે

મને સમજાતી દૃષ્ટિએ મરણ અને લગ્ન પાછળ થતા ખર્ચો કરવાના રિવાજ દોષરૂપ જણાતા હોય તેને બધ કરાવવાની હિલચાલ યોગ્ય લાગતી હોય, અને મારા માબાપ એમને સમજાતો 'વ્યવહાર સાચવવા' માટે મને એવા લગ્ન-મરણના પ્રસગોમા જવા આગ્રહ કરે, તે આગ્રહને વશ થવુ અયોગ્ય ગણાય

બાળા પોતાનું બાળલગ્ન, વૃદ્ધ સાથે લગ્ન કે કન્યાવિક્રય, સાટુ કે વર વિક્રયવાળુ લગ્ન, કે પોતાને અયોગ્ય લાગતા પતિ સાથે થતું લગ્ન અટકાવવા માબાપની આજ્ઞાને વશ ન થાય, એમના ઘરનો ત્યાગ કરવા નાશી છૂટે, તો તે બાળાનો આજ્ઞાભગ કદી દોષરૂપ ન લેખાય, અને તેને રક્ષણ આપવામા કોઇ કાયદાનો ભગ થતો હોય તો તે કાયદાનો ભંગ પણ કર્તવ્યરૂપ ગણાય

બાળકને પોતાની સંમતિ વિરુદ્ધ થયેલુ બાળલગ્ન સમજણુ થતા નાકબુલ કરવાનો અધિકાર છે, અને તેથી થતો કાયદાનો ભગ પણ યોગ્ય જ કહેવાય. કારણ કે એવો કાયદો જ અધર્મીત કહેવાય.

આ બધામાં જે સિદ્ધાન્તોનું પાલન રહેલું છે તેની યોગ્યતા વધારે સ્પષ્ટ છે. પણ જ્યાં પોતાના સિદ્ધાન્તોની યોગ્યતા પોતાને દીવા જેવી સ્પષ્ટ હોય, પણ સમાજે કબુલ કરેલી છે એમ ન કહેવાય, અને તેથી દલીલોથી એનું સમર્થન કરવું મુશ્કેલ હોય, ત્યાં યે આજ્ઞાભંગનો જ ધર્મ લાગુ પડે.

દાખલા તરીકે, સરકારી શાળામાં શિક્ષણ લેવું, કે વિદેશી કપડાં પહેરવાં, કે ખાદીને બદલે મિલના કાપડનો ધંધો કરવો, કે મને અશ્રદ્ધેય લાગતાં ઉપાસના કે કર્મવિધિ આચરવાં—એ બધું ખોટું છે એ મારે મન દીવા જેવું સ્પષ્ટ હોય, પણ એ બધું સમાજે સ્વીકારેલું છે એમ ન કહી શકાય, અને મારા વડીલોને એ બધું ન સમજાવી શકતો હોઉં, તેથી તેઓ રૂઢિ પ્રમાણે જ ચાલવા આજ્ઞા કરે, તો યે ત્યાં મારે મારા ધર્મને જ વળગવાનું અને સવિનય આજ્ઞાભંગ કરવાનું જ પ્રાપ્ત થાય છે.

જ્યાં વડીલની આજ્ઞા અસત્ય કે અનીતિમૂલક છે એવી ખાત્રી કરાવી શકું એવી મારી પાસે દલીલ ન હોય, પણ મારા સિદ્ધાન્ત પણ અન્યાય કે અનીતિમૂલક નથી અને જો કાંઇ પણ વિશેષતા હોય તો મારા સિદ્ધાન્તોના પાલનમાં છે એમ મારી ખાત્રી હોય, ત્યાં યે મારે સિદ્ધાન્તોને વળગવું એ જ ધર્મ ગણાય.

પણ આમ સિદ્ધાન્ત માટે કે નિર્દોષને થતો અન્યાય અટકાવવા માટે આજ્ઞાભંગ કરનાર પર કેટલી જવાબદારીઓ આવે છે: એણે કુટુંબ કે સમાજથી પ્રાપ્ત થતા લાભો ભોગવતા રહેવા અને આજ્ઞાભંગ કરવો એ બે ન થઈ શકે. એણે એ લાભો—કુટુંબની સગવડો, નિર્વાહનાં સાધનો, સમાજની સગવડો, રક્ષા વગેરે—જતાં કરવાં જોઇએ, અને તેમની આપવાની શક્તિ હોય તેટલો તેણે ત્રાસ સહન કરવો પડે. એ જરૂર પડે તો કુટુંબનો કે સમાજનો ત્યાગ કરે, અને કુટુંબમાં રહેલા પોતાના આર્થિક અધિકારો છોડી દે. એ વિના એ સફળતાપૂર્વક અને સદ્ગુણ કહેવાય એવો આજ્ઞાભંગ નહિ કરી શકે.

આવા પ્રસંગો કૌટુંબિક અને ન્યાતજાતના કે બીજા સામાજિક કલેશો નિર્માણ કરવાના જ. માબાપનો જીવ બળે, મિત્રો રીસાય, સગાંવહાલાં રોષે ભરાય; ઘરમાં રોજ કંકાસ જાગે, 'રાત્રી ભાષણો' સાંભળવાં પડે, ઉપવાસ વગેરેનાં ત્રાગાંઓ કે 'સત્યાગ્રહો' થાય. એવા કલેશ થાય છે એ ખેદકારક છે જ. પણ વડીલો, મિત્રો કે રાજ્યના કાયદાઓ પોતાની આજ્ઞા કરવાની અધિકાર–મર્યાદા ન સમજે, અધીન જનોને યે કાંઇક સ્વતંત્ર માર્ગ લેવાનો અધિકાર છે એમ ન સમજે ત્યાં એ કલેશ અનિવાર્ય થાય છે. એ કલેશ ભોગવીને જ વડીલો પોતાની મર્યાદા સમજશે, અને મર્યાદા સમજશે ત્યારે આગ્રહ પણ છોડશે અને કલેશ પણ છોડશે. પણ ત્યાં સુધી એ કલેશ ભોગવ્યે જ છૂટકો છે. અને એ કલેશથી કરીને સિદ્ધાન્ત સાથે બાંધ છોડ કરનાર આજ્ઞાપાલનનું શ્રેય પણ નહિ લઇ શકે અને આજ્ઞાભંગનો ધર્મ પણ નહિ બજાવી શકે. અધીન જન વડીલના કલેશને સહન નથી કરી શકતો. તેમાં જ વડીલ પોતાનું બળ પણ જુએ છે અને તે અજમાવે છે. પણ જો માણસ જેટલો સત્યનિષ્ઠ હોય તેટલો જ ગુરુજનોનો ભક્ત હોય, અને જેટલો ગુરુજનોનો ભક્ત હોય તેટલો જ સત્યનિષ્ઠ હોય તો એ કલેશ છતાં યે આખરે પરિણામ સારૂં જ આવે.

કિશોરલાલ ધ. મશરૂવાળા

# ગામઠી સૉક્રેટીસ

ગામડી સૉક્રેટીસ અથવા એક હિંદી ગામડામા સૉક્રેટીસ એ નામનું પુસ્તક મી. બ્રેઈન, જેમણે પંજાબના ગુર્ગાવ જીલ્લામા ગ્રામસુધારણાનો મોટો અખતરો કર્યો હતો, તેમણે હાલમા પ્રગટ કર્યુ છે જ્યારે મી બ્રેઇન ગુર્ગાવમા મુલ્કી અમલદાર (કલેક્ટર) હતા ત્યારે તેમણે પોતાની બધી સત્તાનો ઉપયોગ કરીને ગ્રામસુધારણા માટે પ્રચંડ પ્રચાર કાર્ય ઉપાડ્યુ હતુ તે વિષે એમણે "હિંદમા ગ્રામસુધારણા" નામનું પુસ્તક પ્રગટ કર્યુ હતુ અને તેમના કામ તરફ આખા હિન્દુસ્તાનની પ્રજાનું લક્ષ દોરાયુ હતુ લોકોને સમજાવી, પટાવી, દબાવી, ધમકાવીને તેમણે કેટલાક સુધારા કર્યા હતા, પૈસાદાર જમીનદારો ડીસ્ટ્રીક્ટ બોર્ડ અને વ્યક્તિઓ પાસે પ્રચારકામ માટે નાણુ કઢાવ્યુ હતુ અને તેના પરિણામે જે ફાયદા દાખલ થઇ શક્યા તેમાના થોડા આ નવા પુસ્તકમા જણાવ્યા છે

"જ્યા ગામનો કચરો ઊડ્યા કરતો હતો ત્યા તેને બદલે આજે લગભગ દરેક ગામમા ઉકરડાના સારા ખાડા કરીને તેમા ખાતર કરવામા આવે છે સ્ત્રીઓ છાણના છાણા થાપીને બાળતા હતા તે બંધ થયુ છે અને કિંમતી ખાતર બાળી નાખવાને બદલે ખેતરમા ઉપયોગી થયુ છે. છોકરાઓ ગંદાગોબરા ફરતા હતા તે હવે સ્વચ્છ થયા છે અને સ્ત્રીઓએ પુષ્કળ ઘરેણા પહેરવાનું છોડી દેવા માડ્યુ છે છોકરા છોકરીઓ પુષ્કળ સંખ્યામા નિશાળે જાય છે, ખાસ કરીને કન્યા કેળવણી ખૂબ વધી છે, અને કન્યાઓ છોકરાઓની શાળામા ખુશીથી જાય છે, બૉયસ્કાઉટની સંખ્યા ઘણી થઈ છે, લોકો ખુશીથી શીતળા ટંકાવે છે અને પ્લેગને માટે પીચકારી લે છે, લગ્નની નોંધ મરજીઆત હોવા છતા સર્વમાન્ય થઇ છે, ખેતી સુધારવાને માટે લોખંડી હળ વપરાય છે, ઘઉં અને શેરડી માટે સારા બી વપરાય છે, એક હજાર બૅન્કો ઉઘાડી છે અને તેમા પચીશ લાખ રૂપીઆની મુડી રોકાઈ છે, નાટકો, જાદુઇ ફાનસ, પ્રદર્શનો થાય છે, બળદોની ઓલાદ સુધારવા માટે પ્રયાસ થાય છે, સ્ત્રીઓ માટે શાકના બાગ કરવાની શરૂઆત થઈ છે, સ્ત્રીઓની ક્લબો સ્થપાય છે, છોકરાઓને રમતગમત રમાડાય છે અને તે સિવાય બીજા અનેક સુધારા કરવામા આવ્યા છે"

મી બ્રેઈન એમ માને છે કે ગામડી પ્રજાને જાગૃત કરવી અઘરી છે તેથી તેમને માનસિક ચાબખાના ફટકા મારવાની જરૂર છે અને તેથી કોઈ કોઈ વાર કડવા સત્ય ઉપરાંત તેમને ઉશ્કેરી નાખે એવુ બોલવુ પડે છે

સૉક્રેટીસ જુના ગ્રીસનો ફીલસુફ હતો અને બજારમા અગર ચકલે ઊભો રહીને પ્રશ્નોત્તરી મારફત ઉપદેશ કરતો મી બ્રેઈને આ પુસ્તકમા એ પ્રકારના બત્રીશ સંવાદ લખ્યા છે અંગ્રેજી ભાષામા લખેલા પુસ્તકથી ઘણો ફાયદો થવાનો સંભવ નથી પણ તે ઉપરાંત આ પુસ્તકની ઉપયોગિતા વિષે શંકા ગણવાને સબળ કારણ છે લોકમાનસ એવુ હોય છે કે તેના પર બુદ્ધિયુક્ત દલીલોની અસર બહુ થતી નથી દા ત મી બ્રેઈન હવે નોકરીમાથી નિવૃત્ત થઈને ઈંગ્લંડમા વસે છે ઈંગ્લંડમા અબજો રૂપીઆ દારૂના વ્યસનમા બરબાદ થાય છે હજારો માણસો અનેક રોગોથી પીડાય છે ઇંગ્રેજ પ્રજા હિંદી પ્રજા કરતા વધારે ભણેલી છે તે છતા મી સૉક્રેટીસ ઇંગ્લંડમા

દારૂનિષેધનો ઉપદેશ કરશે તો ત્યાં ધાડ મારી શકવાના નથી એ નક્કી છે. મી. બ્રેઈને જે અખતરો પંજાબના ગુર્ગાવ જીલ્લામાં કર્યો છે તેની સફળતાનો આધાર એમના શુભ હેતુ અને શુદ્ધ ચારિત્ર્યને આભારી છે. **ગામડીઆ પ્રજાની આગળ બુદ્ધિબળ નકામું છે, અને આર્થિક ફાયદો એ તેમને માટે મોટામાં મોટી દલીલ છે.** જો કોઈ પણ માણસ ચોક્કસ બતાવી આપે કે અમુક સુધારો કરવાથી પાંચ પૈસાની કમાણી વધારે થશે તો તે સુધારાનું અનુકરણ થતાં વાર નહિ લાગે. એક પછાત અને ધર્મચુસ્ત ગણાતા ગામડામાં ખેતીનું શિક્ષણ લીધેલા એક વૈષ્ણવ વાણિયાએ વાડી કરી અને તેમાં બાજરીના મેલાંનું ખાતર વાપર્યું. પરિણામ એવું આવ્યું કે આસપાસ જેટલી વાડીઓ હતી ત્યાં એવા ખાતરનો ઉપયોગ થવા માંડ્યો. જીલ્લાના સુબા મી. બ્રેઈને થોડા માણસો પર દબાણ કરીને તેમની પાસે સુધારા કરાવ્યા અને તે સુધારાથી ચોકખો નફો થયો એટલે ગુર્ગાવમાં એવા સુધારાનો પ્રચાર થયો. પણ હવે મી. બ્રેઈન એમ માને છે કે એમના સ્પષ્ટ વક્તૃત્વથી અને દલીલોથી આ ફાયદો થયો હતો. આ એમની ભ્રમણા છે કારણ કે સામાન્ય પ્રજામાં પહેલ કરવાની અને રીતરિવાજ અને રૂઢિઓને સુધારવાની શક્તિ ઓછી હોય છે. મી. બ્રેઈને જે સંવાદો પ્રગટ કર્યા છે તેનો એક ટુંકો નમુનો નીચે ટાંક્યો છેઃ—

**સૉક્રેટીસ**—જ્યાં સુધી તમે સ્ત્રીઓને માન આપશો નહિ ત્યાં સુધી તમારી પ્રજાને કોઈ માન આપવાનું નથી. તમે સ્ત્રીઓને ઢોરથી હલકાં ગણો છો. ખરું ? જો તમારાં ગામડાંમાં ગાયનો વધ થાય તો હુલ્લડ થાય ખરું ?

**ગામડીઆ**—હા, ઘણું કરીને થાય.

**સૉ**—જો કોઈ પુરુષ પોતાની સ્ત્રી તરફ એવી ગેરવર્તણુંક રાખે કે તે આપઘાત કરે અથવા નાસી જાય તો હુલ્લડ થાય ખરું ?

**ગા**—જરૂર નહિ. અમે તે પુરુષ તરફ સહાનુભૂતિ બતાવીએ અને જો તે ફરીથી પરણે તો તેના લગ્નમાં જઈએ.

**સૉ**—તમારી ગાય વીઆવાની હોય ત્યારે તમે કોને બોલાવો છો ?

**ગા**—કોઈ સારા જાણકાર ખેડુતને.

**સૉ**—તમારી સ્ત્રીઓને બચ્ચું આવવાનું હોય ત્યારે કોને બોલાવો છો ?

**ગા**—હજામડી, ભંગી અથવા ચમારની બાઈને.

**સૉ**—આખા ગામની ગંદી અને હલકી કોમની બાઈને ?

**ગા**—હા.

**સૉ**—અને તમે પ્રસૂતિ માટે અંધારી ઓરડી અને ગંદાં ફાટાંતુટાં કપડાં રાખી મુકો છો ?

**ગા**—હા.

**સૉ**—અને તમે પડદા મલાજાની બડાશ મારો છો તે છતાં તમારી સ્ત્રીઓને બાજરૂ જવા માટે કાંઈ જ વ્યવસ્થા કરતા નથી, તેથી તેમને રાત પડે ત્યાં સુધી કુદરતી હાજત દબાવતાં અસહ્ય દુઃખ થાય છે, અને રાત્રે સંતાઈ છુપાઈને ગામબહાર જવું પડે છે, દિવસે અને રાત્રે પસાર થતા લોકોને જોઈને નાસભાગ કરવી પડે છે એ વાત ખરી ?

ગા—હાજી, આપે અમારો દુષ્ટ રીવાજ બરાબર પારખ્યો છે.

સૉ—અને તમે કન્યાઓને ઉછેરવાની કે કેળવણી આપવાની તસ્દી લેતા નથી.

ગા—તેમની બહુ દરકાર થતી નથી.

સૉ—જ્યારે કન્યાનો જન્મ થાય છે ત્યારે તમે માબાપને આશ્વાસન આપો છો અને દુ:ખી થાઓ છો.

ગા—હા.

સૉ—અને છોકરીઓને છેક બાળપણમા પરણાવી દો છો અને બાળાવસ્થામા તેને છોકરા જન્મે છે તેમને કેળવણી, ઘરવ્યવસ્થા, બાળઉછેર વગેરેનું જરા યે ભાન હોતું નથી.

ગા—કેટલીક હકીકત અમને સૌને લાગુ પડે છે, બધી હકીકત કેટલાકને માટે ખરી છે.

સૉ—તમે સ્ત્રીઓને ફરવા દેતા નથી અને તેથી તેમના મન તદ્દન ઉજ્જડ રહે છે.

ગા—હા, અમે પડદો મલાજો પળાવીએ છીએ.

સૉ—ત્યારે તમે તમારી સ્ત્રીઓને માન આપતા નથી અને ઢોર જેવી ગણો છો તે વાત ખરી છે ?

ગા—અમારે [illegible] સાથે કબુલ કરવુ પડે છે

સૉ—ભાઈઓ સાભળો ! જે દિવસથી તમે સ્ત્રીઓને તમારા પોતાના જેવા ગણશો, સારી રીતે કેળવશો, ઘરની નોકરડી નહિ પણ તમારી સહચરી તરીકે ગણશો અને હકકો આપશો ત્યારથી તમારા ઘરમા આરોગ્ય, આનદ અને વ્યવસ્થા પ્રવેશ કરશે, અને તમારી પ્રજાને સારા જગતમા માન મળશે.

ગ્રામજીવનમા રસ લેનાર સર્વ હિંદીઓ આ પુસ્તક વાચે તો ફાયદો થાય એમ છે, જો કે સુધારકે લેવાનો માર્ગ જોઈને સૂચવ્યો છે તે નહિ પણ જુદો છે.

સુમન્ત મહેતા

# આપણા જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા*

લેખક બન્ધુઓ,

આ લેખકસંમેલનથી કંઈ પણ ફાયદો થઈ શકે કે કેમ તે સંબંધી અનેક નાસ્તિક શંકાઓ થઈ હશે, થતી હશે. પણ આજે આપણે જે થોડો ઘણો સમય ભેગા રહીએ તેમાં વધારે નહિ ને એક જ પ્રશ્ન જે હું આપની સમક્ષ રજુ કરવા ઇચ્છું છું, તે એક જ પ્રશ્ન તરફ આપનું ધ્યાન જાય તો એ સર્વ નાસ્તિક શંકાઓનો તેમાં જવાબ આવી જાય, અને એ પ્રશ્ન લેખકો વિશેનો જ છે.

મને ઘણી વાર પ્રશ્ન થયો છે, આપ સર્વને થયો હશે, કે સમાજમાં લેખકના ધંધાને જે માન હોવું જોઇએ તે અત્યારે છે? આ પ્રશ્ન માત્ર લેખક સબંધી જ નથી થયો એક બીજા ધંધા સંબંધી પણ થયો છે. અને એ બન્ને ધંધાનો હું પણ અભિમાની હોવાથી હું ખુલ્લા દિલથી કહી શકું છું. આપણા સમાજમાં શિક્ષક અને લેખકને જે માન હોવું જોઇએ તે નથી. આપણો આજનો પ્રશ્ન બીજી રીતે મૂકીએ તો સમાજજીવનમાં સાહિત્યને જે ગૌરવશાળી સ્થાન હોવું જોઇએ તે આપણા સમાજમાં નથી, તેનું કારણ શું?

આમ હોવાનાં ઘણાં કારણો છે. તેમાં કેટલેક અંશે સમાજ[illegible] જે વર્ગ તરફથી પુસ્તકવાચનની અપેક્ષા રાખીએ તે વર્ગ, જવાબદાર હશે. પણ આપણે આજે એ જોવાનું છે કે આ સ્થિતિમાં આપણી પોતાની જવાબદારી કેટલી?

એક બીજી રીતે વિચારતાં આ પ્રશ્નના ઉકેલની દિશા કદાચ સમજાશે. સાહિત્ય પ્રજાના જીવનનો માત્ર શણગાર નથી, માત્ર આનન્દનું સાધન નથી, પણ પ્રજામાં નવું ચેતન પ્રેરનાર, તેને નવા પંથે દોરનાર, તેના જીવન પર પ્રકાશ પાડનાર પણ છે. આપણે આજે વિચારીએ કે આપણું સાહિત્ય ગુજરાતમાં નવું ચેતન પ્રેરે છે, નવા માર્ગો દેખાડે છે, નવો પ્રકાશ પાડે છે? અલબત લેખકના સામાન્ય વર્ગમાં પૂજ્ય ગાંધીજીને પણ ગણી લઇ આપણે જરા પણ શંકા વગર કહી શકીએ કે 'હા'. એ સામાન્ય શબ્દની બલિહારી છે. પણ લેખક લેખકમાં એક ભેદ છે. પૂ. ગાંધીજી સાહિત્યની ખાતર નથી લખતા, પણ લોકોમાં પોતાના વિચારો પ્રસરાવવા, લોકોને પોતાને માર્ગે દોરવા, પોતે જે સત્યદર્શન કર્યું છે તે કરાવવા લખે છે. લેખન એ એમનો મુખ્ય ઉદ્દેશ નથી. તેઓ લખે છે તે પણ સાહિત્ય જ છે. સાહિત્યની ખાતર નહિ લખેલું તે સાહિત્ય નહિ એમ જો કહીએ તો જગતનું કેટલુંક ઉત્તમોત્તમ સાહિત્ય, વેદ, ઉપનિષદ, ભાગવત, કુરાન, બાઇબલ વગેરેનો સાહિત્યમાંથી બહિષ્કાર કરવો પડે. આપણા કવિઓ વારંવાર કહેતા કે અમે કવિ નથી, અખાએ કહ્યું છે

જ્ઞાનીને કવિમાં ન ગણીશ

છતાં તેમને આપણે કવિ ગણીએ છીએ. આપણો પ્રશ્ન આવા લેખકો સંબંધી નથી–ગાંધીજી જેવા નેતાઓને માનની ન્યૂનતા છે કે નહિ એ આપણો પ્રશ્ન નથી. આપણો પ્રશ્ન એ છે

---

*તા. ૧૭-૩-૨૯ ના રોજ ગૂજરાત સાહિત્ય સભા રજત મહોત્સવને અંગે મળેલા લેખક સંમેલનના પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન.

કે જે લેખકો સાહિત્ય ખાતર લખે છે, તેમનું સાહિત્ય અત્યારે જનસમાજને દોરનાર કે ચેતન અર્પનાર, કે નવો પ્રકાશ પાડનાર છે ? નથી જ, અને નથી માટે આપણા સાહિત્યને સમાજમાં માનનું સ્થાન પણ નથી. આ સ્થિતિનું કારણ શું ?

કદાચ કોઈ કહેશે કે એ દોરવાનું કામ રાજદ્વારી પુરુષો અને નેતાઓ અને ધાર્મિકાઓનું છે, અમો સાહિત્યકારોનું નથી. આમ કહેનારા સાહિત્યને અન્યાય કરે છે. અનેક દેશોમાં સાહિત્યે આ કામ કરેલું છેઃ ફ્રેન્ચ રેવોલ્યૂશન જે બળોથી ઉત્પન્ન થયો તે બળોને જન્માવનાર તેના પહેલાના અનેક તેજસ્વી લેખકો જ હતા. ઇંગ્લાંડના રાજકારણમાં ખરી પ્રગતિશીલ દૃષ્ટિ ડિકન્સની નવલકથાઓથી આવી છે અને ડિકન્સ એક ખરો સાહિત્યકાર હતો, અને હજી એ તરીકે જીવે છે. ચીન, જાપાન, ઇરાન, તુર્કસ્તાન વગેરે લાંબી ફાળે આગળ ધપતા દેશો વિશે આપણે જાણતા નથી, પણ રશિયા વિશે જાણીએ છીએ કે રશિયાનું આખું યે પરિવર્તન તેના આધુનિક લેખકોને આભારી છે. તેના કાર્યકર્તાઓએ પણ વિચારો સાહિત્યમાંથી મેળવ્યા છે. કેવળ કાર્યપર જીવન ગાળનાર લેનિન પણ જબરો વાંચનાર હતો, અને તેણે વાચનમાંથી ઘણું મેળવ્યું છે. આપણે અહીં એમ થયું છે અથવા થાય છે ? આનું કારણ શું ?

પંદરેક વરસ ઉપર એક વખત આપણા એક સાક્ષરે મને સાહિત્ય પરિષદમાં આવવા સલાહ આપતાં કહ્યુંઃ " પાઠક ! આપણે ગુજરાતીઓ માટે તો સાહિત્ય એ જ મુખ્ય પ્રવૃત્તિ છે. દક્ષિણીઓ રાજકારણમાં આગળ વધે, આપણે સાહિત્યમાં. " રાજકારણમાં કામ ન કરવું હોય તે ન કરે, અને જેને સાહિત્ય વધારે અનુકૂળ હોય તે તેમાં કામ કરે તેમાં કશો વાંધો નથી. પણ આ વાક્ય નીચે જીવનની, અને સાહિત્યની પણ, એક ઘણી સંકુચિત દૃષ્ટિ છુપાયેલી છે તે દૃષ્ટિ એક રીતે જોતાં આપણા આખા જીવનમાં વ્યાપ્ત છે. આપણામાં બ્રાહ્મણ હશે તે એટલું જ સમજશે કે હું મારી મેળે સેવાપૂજા કર્યા કરું, મારો ધર્મ પાળ્યા કરું, ભિક્ષાથી નિર્વાહ ચલાવું; દેશમાં શું થાય છે, આખા દેશ માટે શું થવાની જરૂર છે તેનું મારે શું ? વાણિયો હશે તે એમ માનશે કે મારે પૈસો ભેગો કરવાની જરૂર છે તેથી વધારેની મારે શી પંચાત ? કોઈ વેપાર કરે તેની ના નથી, પણ વેપાર કરતાં બીજો કશો વિચાર કરવાની ના પાડે છે તે અહીં ખરું અનિષ્ટ છે. આમ થવાથી આખા જીવનના જાણે કટકા થઈ ગયા છે. જીવનને એક રૂપે જોવાનો કોઈ પ્રયત્ન કરતું નથી, અને એનો ચેપ હવે સાહિત્યને લાગ્યો છે. આમ થવાનું કંઈક કારણ એ લાગે કે પ્રથમના સાહિત્યકારો ઘણાખરા સરકારી, અને તેમાં પણ કેળવણી ખાતાના નોકરો નીકળ્યા છે, જેમને માટે રાજકારણ એક અસ્પૃશ્ય વિષય હતો. પણ જીવનની આ એકદેશીયતા જીવનની અને સાહિત્યની બન્નેની વિઘાતક છે. આવી એકદેશીયતા વધારેમાં વધારે ચાલી શકે એવું વિજ્ઞાન પણ અત્યારે એકદેશીયતા છોડીને સમગ્રાભિમુખ થાય છે. ગયા સૈકામાં પદાર્થવિજ્ઞાન ફિલસુફીને નહોતું ઓળખતું, અર્થશાસ્ત્ર નીતિને નહોતું ઓળખતું, નીતિશાસ્ત્ર માનસશાસ્ત્ર તરફ પૂરતું ધ્યાન નહોતું આપતું, પણ અત્યારે તો પશ્ચિમના બધા શાસ્ત્રો પોતાની નાની મર્યાદાઓ તોડીને વિશાળ જીવનના કોઈ અજ્ઞાત મધ્યબિંદુ તરફ ગતિ કરતા નીકળી પડયાં છે. આવી એકદેશીયતા વિજ્ઞાનની પ્રગતિને પણ રોધક નીવડી તો સાહિત્યની તો તે વિઘાતક જ છે. પ્રાકૃત જનમાં અને સાહિત્યકારમાં જે મુખ્ય ફરક છે, કે હોવો જોઈએ, તે દૃષ્ટિની વિશાળતાનો. સાહિત્યકાર ભલે કામ કરે સાહિત્યનું એટલે કે લખવાનું, પણ તેનું દર્શન સમગ્ર જનતાનું હોવું જોઈએ.

સાહિત્યકાર લખે ભલે એક જ વિષય પર—કોઈ પુષ્પ પર કે દાંપત્ય પ્રેમ પર કે કોઈ કરુણ વૃત્તાંત પર, પણ તેની નીચે તેનું દર્શન હોવું જોઇએ સમગ્રનું; તો જ તે તે તે વિષયને પૂરો ન્યાય કરી શકશે, તો જ તેનું નિરૂપણ જનતાના હૃદયને સ્પર્શ કરી શકશે. સત્યનું સ્વરૂપ એવું છે કે જો તમે એક પ્રદેશમાં તેનાથી વિમુખ થાઓ તો તે સર્વત્ર તમારાથી વિમુખ થાય. તમે માત્ર રાજકારણનાં સત્યો તરફ દુર્લક્ષ કરો તો બીજા બધા વિષયનાં સત્યો તમારાથી રીસાઇ બેસે. એક સાધારણ જ દાખલો લઇએ. ધારો કે તમે એક કરુણ રસની વાર્તા લખો છો. તેમાં બગીચાનાં ફૂલો કરમાઇ ગયા ઉપર કોઇ સ્ત્રી કે પુરુષ કલ્પાન્ત કરતો ચીતરો. પણ જે સમાજમાં લાખો માણસોને પેટ પૂરતું ખાવાનું નથી મળતું તે સમાજને એ કરુણ જ નહિ લાગે–એ વસ્તુના વ્યંગ્યમાં સમાજની કરુણ સ્થિતિ સૂચવાતી હોય તો જુદી વાત. સાહિત્યકારે સમગ્ર જીવનને અભિમુખ થઇ સંસ્કારો ઝીલવા જોઇએ. એમ કરતાં તેને જે સત્ય લાગે તે તેણે સ્વીકારવું જોઈએ. રાજકારણી સત્ય તો મારે માટે નથી એવા પૂર્વગ્રહથી સમગ્ર દૃષ્ટિ વક્ર થાય અને પછી તેને કોઇ પણ વિષયનું સમ્યગ્દર્શન થઇ જ ન શકે. એવી દૃષ્ટિના અનુભવમાંથી સર્જેલું સાહિત્ય લોકોને દોરી ન શકે તો તેમાં નવાઇ નથી. રાજકારણથી અલગ રહેવાનો દોષ બંગાળમાં નહોતો, અથવા ઓછો હતો, ત્યાં 'આનંદ મઠ' જેવી નવલકથા લખાઈ, તો તે સાહિત્યને આખું હિન્દ માન આપે પણ છે.

આપણી દૃષ્ટિની સંકુચિતતા એક બીજી રીતે પણ સાહિત્યમાં જણાય છે. ઘણી વાર કહેવાયું છે કે આપણા રૂઢિબદ્ધ સંસારમાં કશું નવું થવા પામતું નથી અને તેથી નવલકથાને માટે વસ્તુ મળતું નથી. આપણો સંસાર રૂઢિબદ્ધ છે એ વાત ખરી [illegible] રૂઢિઓ તોડવાનું સાહસ જન્માવવું એ પણ સાહિત્યનું કામ છે. પણ રૂઢિબદ્ધ હોવા છતાં આપણા સમાજમાં કંઇ અપૂર્વ વૈવિધ્ય, વૈચિત્ર્ય અને ચિત્રમયતા છે. રશિયા પણ આપણા જેવો જ સ્થિતિજડ મુલક હતો, પણ ત્યાંના લેખકોએ એમાંથી જ અદ્ભુત વાર્તાઓ લખી છે. અને રૂઢિ તોડવાનું સાહસ ન હોવા છતાં પશ્ચિમના અનેકસ્રોત સુધારાએ આપણા સમાજ ઉપર કરેલા ધસારાથી આપણી સ્થિતિમાં જે ફેરફારો પરિવર્તનો થયાં છે તે પણ ઓછાં આકર્ષક નથી. માત્ર આપણે તેનો ઉપયોગ કરી શકતા નથી.

એ જ સંકુચિતતા એક બીજી રીતે પણ દેખા દે છે. પ્રાચીન કાવ્યો વિશે આપણે ફરિયાદ કરીએ છીએ કે તેમાં ધર્મ સિવાય બીજું કાંઈ નથી. એ તદ્દન ખરૂં નથી. તેમાં ધર્મ ઉપરાંત કુટુંબભાવના, સમાજ પર ટીકા વગેરે પણ હતું. અત્યારે આપણને એ ઉપયોગી નહિ હોય, પણ તે સમયના સમાજને તે વ્યક્તિની ટૂંકી મર્યાદામાંથી કંઇક ઉન્નત સ્થિતિનું ભાન કરાવનાર હતું. આપણા વર્તમાન સર્જનસાહિત્યમાં એવું બહુ ઓછું છે. ધર્મ વિશે આપણા વિચારો બદલાતાં, એ માત્ર ચર્ચાનો અને તર્કનો વિષય રહ્યો છે. કુટુંબભાવના પણ ઘણીવાર આત્મતૃપ્તિની ભૂમિકાએ નિરૂપાય છે. માણસને પોતાના સ્વાર્થની પર લઈ જાય કોઈ ઉજ્જ્વલ ધ્યેયથી તેના સમસ્ત જીવનને ચેતનવન્તું અને ધન્ય કરી મૂકે એવું કશું જ, સાહિત્ય આપી શકતું નથી. લોકમાનસ જૂની જીવનગરેડો છોડી વિશાલ પ્રજાકીય જીવનમાં પ્રવેશ કરવા તત્પર છે પણ વર્તમાન સાહિત્ય તેમાં તેને દોરી શકતું નથી, તેને બલ કે ચેતન અર્પી શકતું નથી. વર્તમાન સાહિત્ય દાંપત્યપ્રેમ ઉપર લખી પોતાનું કામ પર્યાપ્ત થતું માને છે, એટલું કરતાં તેની સાર્જનશક્તિ જાણે ખૂટી જાય છે. એડમન્ડ ગૅાસ એક જગાએ કહે છે તેમ લગભગ નિઃસીમ સાહિત્યક્ષેત્રના એક જ વીઘાને કસ ઉતરી જાય ત્યાં સુધી આપણે ખેડ્યા કરીએ છીએ.

આ વિશાળ જીવનની ઝાંખી આ યુગના આરંભથી થઈ છે એમ ગણવું જોઇએ દલપત–નર્મદે એ જીવનમા લોકોને દોરવા પ્રયત્ન કરેલો હતો, પણ તેમને પોતાને જ તે જીવનનુ પૂરૂં દર્શન નહોતું. આપણા વર્તમાન સમાજનાં સર્વ બળો, આપણી પ્રાચીન સંસ્કૃતિના બળો અને પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિના બળોનો તેમણે સમન્વય કર્યો નહોતો, એટલું કરવા જેટલો તેમને વખત પણ નહોતો; તેમણે પશ્ચિમમાથી પ્રથમ દષ્ટિએ લેવા યોગ્ય વસ્તુઓ લેવાની અને એ દષ્ટિએ આપણામાથી તજવાની વસ્તુઓ તજવાની મીઠી ભલામણ કરી. સદ્‌ગત સર રમણભાઈ, શ્રીયુત નરસિંહરાવભાઈ વગેરે જેઓ તે સમયે નવીનો કે સુધારકો ગણાતા તેમની પણ દષ્ટિ એ જ હતી, કાવ્ય અને કલા સંબંધી તેમના વિચારો વધારે સરકારી થયા હતા એટલે તેમણે એ જ ઉપદેશ જુદી રીતે આપ્યો. આપણા જીવન પર વેગથી હલ્લો કરતી નવી સંસ્કૃતિને આપણી પ્રાચીન સંસ્કૃતિ સાથે જોવી, બન્નેનો સમન્વય કરવો એ કાર્ય મણિભાઇ નભુભાઇએ કર્યું. એમણે ફિલસુફીની દષ્ટિએ એ કાર્ય શરૂ કર્યું છતા તે તાત્ત્વિક ચર્ચામા જ રહ્યુ. તેમના સર્જનોમા કાન્તા દાપત્યપ્રેમનું નાટક છે, ગુલાબસિંહ યોગની અગમ્ય વાતો અને દાપત્યપ્રેમનું મિશ્રણ છે, તેમના કાવ્યો તેથી એ વધારે અગમ્ય વેદાંતના છે વ્યવહારની ભૂમિકા ઉપર આ સર્વ બળોને મૂર્ત કરવાનો પ્રયત્ન સદ્‌ગત ગોવર્ધનરામભાઈએ કર્યો. તેમના 'સરસ્વતીચંદ્ર'મા આપણા સમાજના સર્વ પ્રશ્નો ચર્ચાયા છે. પણ ત્યા પણ વિશાલ લોકજીવનનો પ્રવેશ સરસ્વતીચંદ્રની મનોરથસૃષ્ટિમા જ રહી જાય છે, અને નજરે તો સરસ્વતીચંદ્ર–કુમુદના સંબંધના પ્રશ્નો જ આવે છે. દેશી રાજ્ય સંબંધી તેમની ચર્ચા વસ્તુસ્પર્શી નથી એમ આપણા એક વિદ્વાન સાક્ષરે દર્શાવ્યું છે, અને તેમની કથામા લોકસંઘ Demos ઉપરની શ્રદ્ધા ક્યાઇ ધબકારા મારતી નથી એમ કવિશ્રી ન્હાનાલાલે કહ્યુ છે. કવિશ્રી ન્હાનાલાલની પોતાની કૃતિમા પણ દાપત્યપ્રેમનો પ્રશ્ન જ સર્વત્ર વિસ્તર્યો છે. તેમને પોતાને 'પ્રેમકુંજ' મા તેનુ સમર્થન કરવું પડ્યું છે તેમનો ઇન્દુકુમાર લોકસેવાનો અભિલાષી છે પણ હજી સુધી તો માત્ર તેનો કાન્તિ તરફનો પ્રેમ જ વ્યક્ત થયો છે, ભવિષ્યમા તે કાંઈ વિશેષ કરે તો જુદું કવિશ્રીએ યોજેલ મોગલ સમ્રાટોનું નાટકચક્ર મોગલોની કલાભાવનાને વ્યક્ત કરી, તેની પ્રશસ્તિ કરી અટકી જાય છે કે હિંદુ–મુસલમાનના સંગઠનને માટે કોઇ સમાન ભૂમિકા આપે છે એ હજી જોવાનું છે. તેમના આર્યત્વ ભાવનાના નાટકો કોઈ નવી ભાવનાઓ આપે છે કે કેમ તે પણ હજી ભાવીના ગર્ભમા છે. શ્રીયુત મુનશીની નવલકથાઓમા હજી સુધી તો વિશાલ લોકજીવનને માટે ઉત્સાહ કે ધ્યેયવાળા પાત્રો નિષ્ફળ જ ગયા છે તેમનો ઇતિહાસનો પ્રોફેસર કાપડિયા, કામસૂત્રનો ઉપદેશ કરી શકે છે પણ દેશને નવો માર્ગ બનાવી શકતો નથી તેમની ઐતિહાસિક વાર્તાઓમા વ્યક્તિની બહાદુરી અને તે પણ તડાકફડ મારામારી કરવાની બહાદુરી છે, તે ગુજરાતના કોઈ પણ કાલના જીવનનું કેટલે અંશે સાચું કે સમન્વયયોગ્ય પ્રદર્શન છે તે પ્રશ્ન છે.

આ પ્રમાણે આપણા સાહિત્યે વિશાલ જીવનમા પ્રવેશ કરવાનો કે તેને મૂર્ત કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમા તે સફળ થયુ નથી. આપણું જીવન પોતાના વિકાસક્રમે જે નવી ભૂમિકામા જવા પ્રયત્ન કરે છે તેને માટે બલ કે વેગ આ સાહિત્યે આપ્યું નથી.

હું ઉપર જોઈ ગયો તે આપણા સાહિત્યનું વિહંગાવલોકન નથી જ; સાહિત્યના ગુણદોષની દષ્ટિ પણ તેમા નથી. આપણું સાહિત્ય જરા પણ ચેતન પ્રેરી શક્યુ નથી એમ

પણ હું કહેવા માગતો નથી—જે જે લેખકે જેટલું નવચેતન પ્રેર્યું છે તેટલે અંશે તે લોકપ્રિય થયો છે, અને થશે. દાંપત્યપ્રેમ સિવાય ઘણા લેખકોએ ફિલસુફી નિબંધ ઇતિહાસ વગેરે પ્રદેશોમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને તે એક કે બીજી રીતે પ્રજામાનસને વિશાલ જીવનને માટે ઘડે છે તેની મારે ના નથી. દાંપત્યપ્રેમના સાહિત્યને હું અવગણવા માગતો નથી. હું માનું છું કે કુટુંબનો આધાર દાંપત્યપ્રેમ ઉપર છે અને હજી સુધી તો સમાજનો એકમ કુટુંબ જ છે. મેં ઉપર જે દૃષ્ટિ નાંખી તે મારા આજના મુખ્ય પ્રશ્નને ધ્યાનમાં રાખીને નાંખી છે, અને તે ઉપરથી મારે એ કહેવાનું પ્રાપ્ત થાય છે કે આપણી પાસે વિશાળ સાહિત્ય હોવા છતાં તે સમગ્ર જીવનને જોવામાં હજી સફળ થયું નથી. આપણો સૌથી મોટો પ્રશ્ન સમાજની પામરતાનો, દીનતાનો, પરાધીનતાનો, અને તે કેમ ટળે તેનો છે, તે પ્રશ્ન ઉકેલવા જતાં આપણું સાહિત્ય અધવચ અટકી પડયું છે, અને માટે તે લોકને દોરવાને અને લોકમાં નવું ચેતન પ્રેરવાને સમર્થ નીવડયું નથી. હજી સુધી તેણે દાંપત્યપ્રેમના ઉપર જ લક્ષ આપ્યું છે. તેથી સાહિત્યમાં વૈવિધ્ય આવતું અટકયું છે. દરેક લેખક એ વિષય પર લખવાને કાબેલ હોય એ પણ અસંભાવિત છે. જુવાન વાચક પર આ સાહિત્યના એવા સંસ્કારો પડે છે કે જાણે દાંપત્યપ્રેમ એ જ જીવનસર્વસ્વ છે, જીવનમાં જે કંઈ બીજું કરવું પડે તે દાંપત્યજીવનના ઉપભોગ અર્થે જ કરવાનું છે; અને અનુભવી વાચક આવા સાહિત્યથી કંટાળે છે. પ્રજા અત્યારે નવી લોકભાવના, આ દેશની સર્વ જનતા એક છે એવી ભાવના સિદ્ધ કરવા માગે છે, આખી દુનિયામાં એક પ્રજા તરીકે પોતાનું સ્થાન લેવા માગે છે, એક મહાન પ્રયત્નથી પોતાની હીનતા ખંખેરી નાંખવા માગે છે, ત્યારે સાહિત્ય તેને દાંપત્યની વાર્તાઓ સિવાય બીજું કાંઈ આપી શકતું નથી. જેને કસરતની જરૂર હોય તેને પંપાળવા કે ગલગલી કરવા જેવું આ છે.

આપણા જીવનમાં અત્યારે અનેક પ્રકારનાં બળો પ્રવર્તમાન છેઃ આપણી પ્રાપ્ત વર્તમાન સ્થિતિનાં બળો, તેની સાથે અથડાતાં પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિનાં બળો, આપણી પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસથી ઉપજતાં બળો, આ બધાંના સંઘટ્ટન અને સંમિશ્રણથી આપણને વિવિધ દિશાએ પ્રેરતાં કે ખેંચી લઈ જતાં બળો, કે આપણે આપણી સુધારણા કે વિરુદ્ધતે માટે આવશ્યક ગણીને ઊભાં કરેલાં બળો, અને તે ઉપરાંત વ્યક્તિઓની ધૂર્તતાનાં બળો. સાહિત્યનું ખરૂં કામ આ બધાં બળોનો સમન્વય કરવાનું છે, અને તે ન થાય ત્યાં સુધી એ બળોનું અને તેના સંઘટ્ટનનું સ્વરૂપ યથાતથ રજુ કરવાનું છે,—બીજાં બળો તરફ દુર્લક્ષ કરી, પોતાને સમજાતાં કે ભાવતાં બળોમાં જ મહાલવાનું નથી. આ કાર્યને માટે પ્રથમ તો આપણે પોતે સર્વ બળોને સમજવાં જોઇએ. આવાં સંમેલનો આ સમજણને ઘણી મદદ કરી શકે. લેખકો એક બીજા સાથે ખુલ્લા દિલે મળે, પોતપોતાના અભિપ્રાયો પોતપોતાનાં દૃષ્ટિબિંદુઓ પ્રગટ કરે, વીચારોની આપલે કરે, તો તેથી દૃષ્ટિમર્યાદા વિશાળ થાય, નહિ સમજેલું સમજાય, આપણી પોતાની અપૂર્ણતાઓ કે દુર્લક્ષ કે ખોટા ગ્રહો સુધારવાનું પ્રાપ્ત થાય; નવા વિચારો અને નવી વિચારદિશાઓ સૂઝે, જૂના વિચારો તાજા થાય, અને સમસ્ત અક્ષરદેહને સ્ફુરતીનું અને ખુલ્લી હવાનું આરોગ્ય મળે.

આવાં સંમેલનોમાં લેખકો અને વિવેચકો ભેગા થવાથી આપણી વિવેચના પણ વધારે યથાર્થ અને લક્ષ્યવેધી થઇ શકે. એ ખરૂં છે કે લેખકને દૂર રાખી વિવેચના માત્ર તેના લેખની જ કરવાની છે. પણ છતાં માણસને એક બીજાને ઓળખવા જતાં આંતર

તેમ જ બાહ્ય, વ્યક્તિગત તેમ જ સમાજગત, વ્યવધાનો આડાં આવે છે. આવાં સંમેલનોમાં આ વ્યવધાનો સરી પડે તો એક બીજાને સમજવામાં કેટલી મદદ થાય, કેટલી અણસમજ, મિથ્યા ભ્રમો દૂર થાય, કેટલી કટુતા અટકે ! દરેકના અનુભવમાં એમ નથી આવ્યું કે જાણે અમુક લેખકોનાં અનેક પુસ્તકો વાંચ્યાથી ન સમજાયું હોય તે કોઇ વિરલ ક્ષણે તેના સહવાસથી સમજાઈ જાય છે? વિવેચનામાં માત્ર સહૃદયતા બસ નથી, સૌહાર્દ પણ જોઇએ. સહૃદયતા વ્યક્તિના અધિકારનો પ્રશ્ન છે પણ સૌહાર્દ તો આવાં સંમેલનમાંથી જ ખીલે. પણ બંધુઓ, આ સૌહાર્દ આપણું વિવેચન વધારે મૃદુ, એક બીજાને પંપાળનારૂં કે વખાણનારૂં થાય એટલા માટે હું નથી ઇચ્છતો; આપણા સાહિત્યમા એમ એક બીજાને વખાણનારાં મિત્રમંડળો કે વાડા ઘણાં છે. આપણી વિવેચના, અપ્રિય છતાં પથ્ય બોલનારી થાય, વધારે સાચકલી અને લક્ષ્યવેધી થાય, એટલા માટે ઇચ્છું છું. એક બીજાને મળવાથી લેખકનું વક્તવ્ય વધારે સારૂં સમજાય, તેથી વિવેચક પણ પોતાની દૃષ્ટિ માટે વધારે આત્મશ્રદ્ધાવાન થાય, અને પોતાનો અભિપ્રાય બરાબર એકાગ્ર અને લક્ષ્યવેધી આપી શકે. સાચું કહેવાની ટેવ સૌ પાડે તો સાચું કહેવાથી માઠું લાગવાની ટેવ એની મેળે ઘસાઈ જાય. અને કડવામાં કડવું સંભળાવવું એ તો મૈત્રીનો વિરલ અધિકાર છે. આપણું વિવેચન એ અધિકારનો અમલ કરી શકે એમ હું ઇચ્છું છું તેમા સૌહાર્દ સાથે સાચકલાઇ હોય, અને કડવું સંભળાવવાની શ્રદ્ધા પણ હોય, એમ ઇચ્છું છું.

બધુઓ, આવા સંમેલનના અનેક ફાયદા છે તેનો હું આજે નિબંધ લખવા કે વાંચવા નથી માગતો. તેનાથી આપ સર્વ વાકેફ છો. આપણે તો હવે તે સાચું કરી બતાવવાનું છે. પણ હું એ એક પ્રશ્ન ઉપર આપને સતત વિચાર કરવાને આમન્ત્રું છું. અને તે એ કે શું કરીએ તો આપણું સાહિત્ય સમાજમા ગૌરવશાળી સ્થાન લે. અંતે હું ઋગ્વેદની બે ઋચાઓ જે વાગ્દેવતાએ પોતે ઉચ્ચારેલી મનાય છે તે તરફ આપનું ધ્યાન ખેંચીશ.

अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिः ।

यं कामये तंतमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधां ॥

[ હું જ સ્વયં આ બોલું છું—દેવો અને માણસોને ગમે એવું,—હું જેને ઇચ્છું તેને તેને ઉગ્ર કરૂં છું—તેને કવિ ઋષિ સુમેધાવી કરૂં છું. ]

अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हंतवा उ ।

अहं जनाय समदं कृणोम्यहं द्यावापृथिवी आ विवेश ॥

[ હું રુદ્ર માટે બ્રહ્મદ્વેષી હિંસકને હણવા માટે ધનુષ તાણું છું. હું માણસને સમદ કરૂં છું. મેં દ્યાવાપૃથ્વીમા પ્રવેશ કર્યો ]

અને એ વાગ્દેવના જે પોતે જ પરમાત્મદેવતા છે, તેની પ્રાર્થનામાં ભળવા વીનવીશ, કે તે આપણા લેખકોને ઉગ્ર કરે, તેમને કવિ ઋષિ અને મેધાવી કરે; બ્રહ્મદ્વેષીને—આપણા વિકાસને બાધ કરનાર આંતર—બાહ્ય શત્રુને હણવા રુદ્રનું ધનુષ તાણે, જનસમાજને સ્વાભિમાન લેતા કરે, અને આપણા સાહિત્યમાં અવતરીને સમસ્ત ભૂમંડળમા વ્યાપે.

રામનારાયણ વિ. પાઠક

# ર સ્તા માં

દામલાનું સ્ટેશન આવ્યું. આગગાડી ઉભી રહી. રવચંદ મ્હેતા બગલ–થેલી ખભે ભરાવી નીચે ઉતર્યા, અને બ્હાર નીકળવાના દરવાજા પાસે આવ્યા. દરવાજો બંધ હતો. તેની આગળ સ્ત્રી–પુરુષોની નાનકડી ઠઠ જામી હતી. સંખ્યા ન્હાની હતી, પણ ગીરદીનો આધાર કેવળ સંખ્યા ઉપર નથી હોતો; જગ્યા રોકવાની રીત ઉપર પણ ગીરદીનો આધાર હોય છે ! માથે ઉંચાં–પ્હોળાં પોટલાં અને કેડે ચીસો પાડતાં છોકરાં તેડી બે ત્રણ સ્ત્રીઓ વચમાં ભરાઇ ગઇ હતી. આગળનાં અને બાજુનાં લોકો જરા પણ પાછા હઠે એવા ન હતા. પાછળ ગીરદી વધતી હતી. દરવાજા આગળ એક સીપાઇ ઉભો હતો, અને ટોળામાંની જોવા લાયક સ્ત્રીઓ તરફ વારા ફરતી જોયા કરતો હતો. રવચંદને સમજાયું નહિ કે દરવાજો શા માટે બંધ હતો. તેણે પેલા સીપાઇને પુછ્યું ‘દરવાજો કેમ ઉઘાડતા નથી ?’ ‘નહિ ખોલેગા’ બ્રીટીશ સામ્રાજ્યના પ્રતિનિધિએ જવાબ આપ્યો. રવચંદે કહ્યું ! કેમ નહિ ખોલેગા ?’ સીપાઇ–‘ તુમ ગાંધીકી ટોપીવાલે લોક બ્હોત મીજાજ કરતે હૈં.’ રવચંદને હસવું આવ્યું. કેડે છોકરાં તેડી ગીરદીમાં ભીચડાતી સ્ત્રીઓને રવચંદે બાજુ ઉપર ઉભાં રહેવા કહ્યું. એકે જવાબ આપ્યો ‘તારે આગળ જવું હશે ? ગાંધી એટલું બધું જોર [illegible] આ દરવાજો ઉઘડાયને ?’ બગલમાં પોટલીભરાવેલા ધક્કા મારતા એક ત્રિપુણ્ડ્ર અંકિત બ્રાહ્મણે પાછળથી કહ્યું ‘એ બધા ધોળા ઠ...ગ–’ અને હસ્યો. એના હસવાથી રવચંદ ચીડાયા અને પાછા ફરી તેના સામું જોયું. બ્રાહ્મણે તેને ઓળખીને કહ્યું–‘ રવચંદભાઇ તમને મેં ના ઓળખ્યા ! ક્યાં ? જેકોર ફોઇની પાસે આવો છો ?’ રવચંદ ડોકું ધુણાવી ચીડથી બાજુ ઉપર ઉભા રહ્યા.

આ રીતે આ થોડાક માણસો એક બીજાને હેરાન કરતાં હતાં ત્યાં થોડેક દૂર કેટલાક લોકો તારની વાડ ઓળંગી લિંબડા નીચે ઉભી રહેલી મોટર તરફ દોડતા હતા. ટોળામાંથી કેસરના ચાંલ્લાવાળા એક વાણીઆએ એ લોકોને જતાં જોયાં પણ પોતાના પોટલા સાથે તેનાથી એ બાજુ દોડાય એમ ન હોવાથી સીપાઇને આજીજી કરી: ‘હેં...હેં...જમાદાર શા'બ જરાક દરવાજો ઉઘાડો. હું એકલો નીકળી જઇશ. બીજા કોઇને ન નીકળવા દેશો.’ સીપાઇ–‘ ક્યા અબે બનીઆ ! ઓ દિન હમકું બીડી બી નઇ પાઇતી !’ પેલા ત્રિપુણ્ડ્ર અંકિત બ્રાહ્મણે કહ્યું ‘એ અમથા પારેખ, જમાદાર સાહે...બ ! એમ કોઇને બીડી પાયકે ?’ અમથા પારેખે કહ્યું ‘અરે શા'બ એ શું બોલ્યા ! દુકાન આખી આપની જ શેને.’ આગગાડીની સીટી વાગી. એક ઠીંગણા પટપટ ચાલતા રેલ્વે અમલદાર પધાર્યા. ગાળો ચોપડાવતા, ધક્કા મારતા દરવાજા પાસે આવ્યા. જમાદાર શા'બે દરવાજો ઉઘાડયો. ટીકીટ આપી લોકો મોટર તરફ દોડવા લાગ્યા.

રવચંદ મોટરના ખટારામાં બેસવા આવ્યા ત્યારે તે ભરાઇ ગયો હતો. કેટલીક સ્ત્રીઓ અંદર ઉભી હતી; અને ગીરદીથી ગભરાતાં બચ્ચાંઓને ગાળો દઇ ચુંટીઓ ખણી શાન્ત પાડવા મથતી હતી. વેટીંગ રૂમના પાછલા બારણાથી કેટલાક સરકારી કારકુનો નીકળ્યા. ‘અમલદારના જેવા દેખાઇએ’ એ વાસનાએ થીગડાં દેખાય એવાં જૂનાં કોટ પાટલુન તથા એમનાથી સૌભાગ્યવતી થએલી એમની પત્નીઓએ પોતાનાં સરકારીપણાનાં પુરાવા તરીકે ગુંથેલાં

તેમ જ બાહ્ય, વ્યક્તિગત તેમ જ સમાજગત, વ્યવધાનો આડાં આવે છે. આવાં સંમેલનોમાં આ વ્યવધાનો સરી પડે તો એક બીજાને સમજવામાં કેટલી મદદ થાય, કેટલી અણસમજ, મિથ્યા ભ્રમો દૂર થાય, કેટલી કટુતા અટકે! દરેકના અનુભવમાં એમ નથી આવ્યું કે જાણે અમુક લેખકોના અનેક પુસ્તકો વાંચ્યાથી ન સમજાયું હોય તે કોઇ વિરલ ક્ષણે તેના સહવાસથી સમજાઈ જાય છે? વિવેચનામાં માત્ર સહૃદયતા બસ નથી, સૌહાર્દ પણ જોઇએ. સહૃદયતા વ્યક્તિના અધિકારનો પ્રશ્ન છે પણ સૌહાર્દ તો આવાં સંમેલનમાંથી જ ખીલે. પણ બંધુઓ, આ સૌહાર્દ આપણું વિવેચન વધારે મૃદુ, એક બીજાને પંપાળનારૂં કે વખાણનારૂં થાય એટલા માટે હું નથી ઇચ્છતો; આપણા સાહિત્યમા એમ એક બીજાને વખાણનારા મિત્રમંડળો કે વાડા ઘણા છે. આપણી વિવેચના, અપ્રિય છતાં પથ્ય બોલનારી થાય, વધારે સાચકલી અને લક્ષ્યવેધી થાય, એટલા માટે ઇચ્છું છું. એક બીજાને મળવાથી લેખકનું વક્તવ્ય વધારે સારૂં સમજાય, તેથી વિવેચક પણ પોતાની દૃષ્ટિ માટે વધારે આત્મશ્રદ્ધાવાન થાય, અને પોતાનો અભિપ્રાય બરાબર એકાગ્ર અને લક્ષ્યવેધી આપી શકે. સાચું કહેવાની ટેવ સૌ પાડે તો સાચું કહેવાથી માઠું લાગવાની ટેવ એની મેળે ઘસાઈ જાય. અને કડવામા કડવું સંભળાવવું એ તો મૈત્રીનો વિરલ અધિકાર છે. આપણું વિવેચન એ અધિકારોનો અમલ કરી શકે એમ હું ઇચ્છું છું. તેમા સૌહાર્દ સાથે સાચકલાઇ હોય, અને કડવું સંભળાવવાની શ્રદ્ધા પણ હોય, એમ ઇચ્છું છું.

બધુઓ, આવા સંમેલનના અનેક ફાયદા છે તેનો હું આજે નિબંધ લખવા કે વાંચવા નથી માગતો. તેનાથી આપ સર્વે વાકેફ છો. આપણે તો હવે તે સાચું કરી બતાવવાનું છે. પણ હું એ એક પ્રશ્ન ઉપર આપને સતત વિચાર કરવાને આમન્ત્રું છું. અને તે એ કે શું કરીએ તો આપણું સાહિત્ય સમાજમા ગૌરવશાળી સ્થાન લે અંતે હું ઋગ્વેદની બે ઋચાઓ જે વાગ્દેવતાએ પોતે ઉચ્ચારેલી મનાય છે તે તરફ આપનું ધ્યાન ખેચીશ

अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिः ।
यं कामये तंतमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधां ॥

[ હું જ સ્વય આ બોલુ છું–દેવો અને માણસોને ગમે એવું,–હું જેને ઇચ્છું તેને તેને ઉગ્ર કરૂ છુ–તેને કવિ ઋષિ સુમેધાવી કરૂં છું. ]

अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हन्तवा उ ।
अहं जनाय समदं कृणोम्यहं द्यावापृथिवी आ विवेश ॥

[ હું રુદ્ર માટે બ્રહ્મદ્વેષી હિંસકને હણવા માટે ધનુષ તાણું છું. હું માણસને સમદ કરૂં છું. મેં દ્યાવાપૃથ્વીમા પ્રવેશ કર્યો ]'

અને એ વાગ્દેવના જે પોતે જ પરમાત્મદેવતા છે, તેની પ્રાર્થનામાં ભળવા વીનવીશ, કે તે આપણા લેખકોને ઉગ્ર કરે, તેમને કવિ ઋષિ અને મેધાવી કરે; બ્રહ્મદ્વેષીને–આપણા વિકાસને બાધ કરનાર આંતર–બાહ્ય શત્રુને હણવા રુદ્રનું ધનુષ તાણે, જનસમાજને સ્વાભિમાન લેતો કરે, અને આપણા સાહિત્યમાં અવતરીને સમસ્ત ભૂમંડળમા વ્યાપે.

રામનારાયણ વિ. પાઠક

# ર સ્તા માં

દામલાનું સ્ટેશન આવ્યું. આગગાડી ઉભી રહી. રવચંદ મ્હેતા બગલ-થેલી ખભે ભરાવી નીચે ઉતર્યાં, અને બહાર નીકળવાના દરવાજા પાસે આવ્યા. દરવાજો બંધ હતો. તેની આગળ સ્ત્રી-પુરુષોની નાનકડી ઠઠ જામી હતી. સંખ્યા ન્હાની હતી, પણ ગીરદીનો આધાર કેવળ સંખ્યા ઉપર નથી હોતો; જગ્યા રોકવાની રીત ઉપર પણ ગીરદીનો આધાર હોય છે ! માથે ઉચાં-પ્હોળાં પોટલાં અને કેડે ચીસો પાડતાં છોકરાં તેડી બે ત્રણ સ્ત્રીઓ વચમાં ભરાઇ ગઇ હતી. આગળનાં અને બાજુનાં લોકો જરા પણ પાછા હઠે એવા ન હતા. પાછળ ગીરદી વધતી હતી. દરવાજા આગળ એક સીપાઇ ઉભો હતો, અને ટોળામાંની જોવા લાયક સ્ત્રીઓ તરફ વારા ફરતી જોયા કરતો હતો. રવચંદને સમજાયું નહિ કે દરવાજો શા માટે બંધ હતો. તેણે પેલા સીપાઇને પુછ્યું 'દરવાજો કેમ ઉઘાડતા નથી?' 'નહિ ખોલેગા' બ્રીટીશ સામ્રાજ્યના પ્રતિનિધિએ જવાબ આપ્યો. રવચંદે કહ્યું ! 'કેમ નહિ ખોલેગા ?' સીપાઇ-'તુમ ગાંધીકી ટોપીવાલે લોક બ્હોત મીજાજ કરતે હૈં.' રવચંદને હસવું આવ્યું. કેડે છોકરાં તેડી ગીરદીમાં ભીચડાતી સ્ત્રીઓને રવચંદે બાજુ ઉપર ઉભાં રહેવા કહ્યું. એકે જવાબ આપ્યો 'તારે આગળ જવું હશે ! ગાંધી એટલું બધું જોર કરે છે ? આ દરવાજો ઉઘડાય છે ?' બગલમાં પોટલીભરાવેલા ધક્કા મારતા એક ત્રિપુંડ્ર અંકિત બ્રાહ્મણે પાછળથી કહ્યું 'એ બધા ધોળા ઠ...ગ-' અને હસ્યો. એના હસવાથી રવચંદ ચીડાયા અને પાછા ફરી તેનો સામું જોયું. બ્રાહ્મણે તેને ઓળખીને કહ્યું-'રવચંદભાઇ તમને મેં ના ઓળખ્યા ! ક્યાં ? જેકાર ફેઇની પાસે આવો છો ?' રવચંદ ડોકું ધુણાવી ચીડથી બાજુ ઉપર ઉભા રહ્યા.

આ રીતે આ થોડાક માણસો એક બીજાને હેરાન કરતાં હતાં ત્યાં થોડેક દૂર કેટલાક લોકો તારની વાડ ઓળંગી લિબડા નીચે ઉભી રહેલી મોટર તરફ દોડતા હતા. ટોળામાંથી કેસરના ચાંલ્લાવાળા એક વાણીઆએ એ લોકોને જતાં જોયાં પણ પોતાના પોટલા સાથે તેનાથી એ બાજુ દોડાય એમ ન હોવાથી સીપાઇને આજીજી કરી: 'હેં...હેં...જમાદાર શા'બ જરાક દરવાજો ઉઘાડો. હું એકલો નીકળી જઇશ. બીજા કોઇને ન નીકળવા દેશો.' સીપાઇ-'ક્યા અમે બનીઆ ! ઓ દિન હમકું બીડી બી નઇ પાયતી !' પેલા ત્રિપુંડ્ર અંકિત બ્રાહ્મણે કહ્યું 'એ અમથા પારેખ, જમાદાર સાહે...બ ! એમ કોઇને બીડી પાયકે ?' અમથા પારેખે કહ્યું 'અરે શા'બ એ શું બોલ્યા ! દુકાન આખી આપની જ શેને.' આગગાડીની સીટી વાગી. એક ઠીંગણા પટપટ ચાલતા રેલ્વે અમલદાર પધાર્યા. ગાળો ચોપડાવતા, ધક્કા મારતા દરવાજા પાસે આવ્યા. જમાદાર શા'બે દરવાજો ઉઘાડ્યો. ટીકીટ આપી લોકો મોટર તરફ દોડવા લાગ્યા.

રવચંદ મોટરના ખટારામાં બેસવા આવ્યા ત્યારે તે ભરાઇ ગયો હતો. કેટલીક સ્ત્રીઓ અંદર ઉભી હતી; અને ગીરદીથી ગભરાતાં બચ્ચાંઓને ગાળો દઇ સુંદરીઓ બધી શાન્ત પાડવા મથતી હતી. વેટીંગ રૂમના પાછલા બારણાથી કેટલાંક સરકારી કારકુનો નીકળ્યા. 'અમલદારના જેવા દેખાઇએ' એ વાસનાએ થીગડાં દેખાય એવાં જૂનાં કોટ પાટલુન તથા એમનાથી સૌભાગ્યવતી થએલી એમની પત્નીઓએ પોતાનાં સરકારીપણાનાં પુરાવા તરીકે ગુંથેલાં

ઢંગધડા વગરના કોટ નીચે લટકતા શેશ અને ગળાગા શોભતા ટાઇને ધારણ કરી અમલદારના રૂઆબથી તેઓએ મોટરવાળાને પોતા માટે જગા કરી આપવા કહ્યું. મોટરવાળાનો સરકારી પરવાનો આમાના અનેકની મહેરબાનીનું ફળ હોવાથી મોટરમાથી કેટલાક ગામડીઆઓને 'જગા કરી આપુ છુ' કહી નીચે ઉતર્યો, અને અમલદારોને બેસાડયા, અને નીચે ઉતરેલાઓને પેલી સ્ત્રીઓની હારમા ઉભા કરી દીધા ત્યા એક યુરેઝીઅન અમલદાર પધાર્યા. પોલીસખાતામા ઉંચી જગ્યાએ તે હોવા જોઇએ એમ તેમની તહેનાતમા હાજર રહેલા પોલીસોની સંખ્યા ઉપરથી લાગતુ હતું. તેગના માટે હાંકનારની સાથેની સારી બેઠક ઉપર જગ્યા કરવાની હતી પણ ત્યા તો ઉઘાડા માથે છેલ્લી ઢબે ઓળેલા વાળવાળો એક કૉલેજમા ભણતો વિદ્યાર્થી બેઠો હતો. મોટરવાળાએ કહ્યુ–'સાહેબ માટે જગા કરો.' કૉલેજિયને કહ્યુ 'હું પણ પૈસા આપવાનો છુ.' મોટરને જવાને જો કે હજી વાર હતી તો પણ પોતા માટે જગ્યા કરવાની આનાકાની કરનાર એ છોકરાને જોઇ પોતાની હાજરીથી ડરાવવા તેની પાસે તે યુરેઝીઅન અમલદાર આવ્યો. મોટરવાળાને લાગ્યું કે સાહેબ બેસવા આવે છે એટલે પેલા વિદ્યાર્થીનો હાથ ખેંચી કહ્યુ–'હવે ઉઠે છે કે નહિ?' વિદ્યાર્થીએ ના પાડી. એક પોલિસે આવી ધક્કો મારી નીચે નાખ્યો. અમલદાર હસતા હસતા પોતાનો અને પોતે જે સામ્રાજ્યના પ્રતિનિધિ હતા તેનો વિજય નિહાળવા લાગ્યા.

રવચંદ દૂર ઉભા ઉભા આ બધુ જોતા હતા મોટરમા બેઠેલા એક ઓળખીતા કારકુન-અમલદારે [illegible] પાસે બોલાવ્યા, અને એમના માટે જગ્યા થશે એમ કહ્યુ. રવચંદે રોષમા માથું ધુણાવી ના પાડી. પેલો વિદ્યાર્થી અપમાનના ગુસ્સાથી નીકળતા આસુને રોકવા પ્રયત્ન કરતો થોડેક દૂર આબલીના ઝાડ નીચે પોતાની બૅગ લઇ ઉભો હતો. રવચંદ તેની પાસે ગયા તેની આખમાથી આસુ પડતા જોઇ તે હસ્યા અને કહ્યુ 'કેમ ચાલવું છે ને રમણુ?' રમણે તે મોટરવાળા ઉપર અને જરા ધીમા સ્વરે યુરેઝીઅન અમલદાર ઉપર શબ્દોદ્વારા પોતાનો ગુસ્સો ઠાલવી કહ્યુ 'પણ શામળા તો અહીંથી વીસ માઇલ છે. એટલું શી રીતે ચલાય? રવચંદે હસીને કહ્યુ 'પગે ચાલીને.' 'અરે પગે ચાલીને તો એટલો મારગ શી રીતે કપાય? વળી મારી પાસે આ બૅગ છે. હું એ કેવો મુરખો! રઘનાથજીએ મને કહ્યુ તો પણ એમના ગાડામા ન ગયો.' રવચદે પુછ્યુ 'હજી બળદ ગાડા ચાલે છે?' રમણુ–'ના ભાડે તો ચાલતા નથી પણ પોતા માટે ચલાવતા કોણુ ના પાડે? એમના છગનને અમદાવાદ દવા કરાવવા લઇ ગયા હતા તે પાછો લઇ આવ્યા.' રવચદને રઘનાથજી અને છગનના નામ સાભળી કાઇક યાદ આવ્યુ એટલે પુછ્યું–'પેલા ગરાશીયાના વાસમા રહે છે એને?' રમણુ–'હા એ જ.' રવચંદના મુખ ઉપર સ્હેજ ગ્લાનિ આવી ગઇ, અને નીસાસો મુકાઇ ગયો. તેમણે રમણુને પુછ્યુ 'મોટરમા ઉભા રહેવું હોય તો મારી ઓળખાણુ છે–' અને તેની આખ સામી આખ માડી. રમણુને મોટરમા ઉભા રહેવાની ઇચ્છા થઇ પણ રવચદની આખ જોઇ શરમાયો અને કહ્યુ 'હવે કોણ એ ગોટરમા બેસે? તમે એ ચાલવાના છો ને?' રવચદે હા પાડી અને રમણુની બૅગ ઉચકવા માડી. રમણે થોડીક આનાકાની કરી, રવચદની નાનકડી થેલી લીધી. 'મોટરને ઉપડવાની હજી વાર હશે!' રવચંદે પુછ્યુ. 'હા જી, હજી અડધા પોણા કલાકની વાર છે' રમણે જવાબ આપ્યો. એક કલાક સુધી આ રીતે તપ કરવા તૈયાર થએલા પોતાના દેશ જનોને જોઇ રવચદને સમજાયુ નહિ કે આને, સહન કરવાની શક્તિ ગણી પોતાના મિત્રો જેનાં વખાણ કરતાં તેનો

નમુનો ગણવો કે આને પામરતા સમજવી. રમણને પુછ્યું, ' વીશ માઇલ પગે ચાલીને જવું એમાં વધારે સગવડ કે આમ એક કલાક સુધી તપ કરી વ્હેલા ઘેર પ્હોંચવું એમાં વધારે સગવડ ? ' રમણ–' વ્હેલા ઘર ભેગા થઇએ એ તો સારૂ ને ? ' રવચંદ હસ્યા. બન્ને જણાએ ચાલવા માંડયું. હાંકનારની પાસે પોતાના પોલીસ મંડળમાં ઉભા રહેલા યુરેઝીઅન અમલદારે એમને જતા જોઇ ટીકા કરી ' એ ગાંધી કેપવાલે બડે બદમાશ હે ! '

રવચંદ વિચારમગ્ન ચાલતા હતા, રમણ મુંઝાતો હતો. તેણે પૂછયું ' આપ હાલમાં કયાં છો ? ' રવચંદ—' છદવાડામાં. છગનને શું થયું છે ? ' રમણ—કાંઇક ક્ષય જેવું લાગે છે. ' રવચંદથી વળી નીસાસો મુકાઇ ગયો. ' રમણલાલ તમને ખબર છે કે આ છગન મારા ઘેર નોકર હતો. તમે કઇ કલાસમાં છો ? ' રમણ—' સીનીઅર બી. એ. માં.' રવચંદ–' તમારો વિષય શું છે ? ' રમણ—' હિસ્ટરી–ઇકોનોમીકસ. ' રવચંદ—' તમને એ ભણવામાં મઝા આવે છે ? ' રમણ—' એમ કેમ ? અમારા પ્રોફેસર બહુ હુંશીઆર છે. વિલાયત જઇ આવેલા છે. ' રવચંદે કહ્યું ' મારો વિષય પણ એ જ હતો. હું —કોલેજમાં એનો અધ્યાપક હતો. રાષ્ટ્રિય સંસ્થાઓમાં પણ એ જ વિષય શીખવવાનું મારા માથે પડેલું. પણ મને એ વિષય ઉપર કંટાળો આવ્યો. અને છદવાડા ચાલ્યો ગયો. તમે સ્કોલર છો ખરૂં ? ' રમણ—' હા જી. મને બીજા નંબરની સ્કોલરશીપ મળે છે. પણ આપને ઇકોનોમિકસ–રાષ્ટ્રિય સંસ્થાઓમાં એને આપ સંપત્તિશાસ્ત્ર કહો છો ખરૂં ને ?—આપને સંપત્તિશાસ્ત્ર ઉપર કેમ કંટાળો આવ્યો ? આપણા દેશ માટે જો કોઇપણ વિષયના અભ્યાસની ખાસ જરૂર હોય તો તે સંપત્તિશાસ્ત્રની જ છે. ' રવચંદે વિચારની ધૂનમાં જવાબ આપ્યો ' ખરૂં ', અને રમણ સાથ રાખતાં થાકી જાય એટલી ઉતાવળથી તે ચાલવા લાગ્યા. રમણે ખેંચાતા ખેંચાતા પુછયું ' બેગ ભારે છે. લાવો હવે હું લઉં. ' રવચંદે કહ્યું ' કાંઇ નહિ. ચાલો. સંપત્તિ-શાસ્ત્ર મહત્ત્વનો વિષય ખરો. પણ આપણે ભણીએ છીએ એ નહિ ! ' રમણ—' કેમ વારૂ ? સત્ય તો દરેક જગાએ સરખું જ હોય ને, પશ્ચિમમાં અને પૂર્વમાં ? ' રવચંદ—' સાચું, સત્ય સરખું હોય છે. પણ આપણે શીખીએ છીએ એ સત્ય છે એની તમને ખાતરી છે ? ' રમણ—' હા જી. એમાં શી શંકા છે ? જેમ ભૂમિતિનું શાસ્ત્ર તેમ સંપત્તિનું શાસ્ત્ર ! ' રવચંદ જવાબ આપ્યા વિના ચાલતા રહ્યા; અને થોડીક વાર પછી બોલ્યા ' સત્ય સાપેક્ષ હોય છે. નિરપેક્ષ સત્ય હજી આપણે જાણ્યું નથી.' રમણ ચર્ચાના રસમાં ખેંચાઈ જરા જોરથી બોલ્યો ' એટલે આપનું એમ કહેવું છે કે પશ્ચિમમાં ત્રણ અને બે મળી ' ૭ ' થાય છે અને હિન્દુસ્થાનમાં ' પાંચ ' થાય છે ? ' રવચંદે હસતાં હસતાં કહ્યું, ' કદાપિ એમ પણ હોય. આઇન્સ્ટાઇનનું નામ સાંભળ્યું છે ને ? ' રમણ—' હા જી. જેણે રેલેટીવિટી–આપ એને સાપેક્ષવાદ કહો ખરૂં ને–સાપેક્ષવાદને સ્થાપનાર આઇન્સ્ટાઇન ખરૂં ને ? ' રવચંદે વિચારની ધુનમાં અને ધુનમાં માથું હલાવી હા પાડી; અને થોડીક વાર પછી પુછ્યું ' સંપત્તિ મોટી કે સુખ મોટું ? ' રમણ—' જેટલા પૂરતો સુખનો આધાર સંપત્તિ ઉપર છે તેટલા પૂરતી તો સંપત્તિ જ મોટી. પણ આપનો ભેદ મને ખોટો લાગે છે. હું તો સંપત્તિ અને સુખને એક માનું છું. ' રવચંદ હસ્યા: ' એક વાર્તા કહું ? આપણા જૂના ગ્રંથોમાં ધાર્મિક સિદ્ધાન્તો સમજાવવા કથાઓ કહેવાનો રીવાજ હતો. તે સાધારણ માણસને સમજાવવા માટે છે એમ કેટલાક કહે છે; પણ વાર્તામાં સત્ય જેટલું સળંગ બતાવી શકાય છે તેટલું સામાન્ય ચર્ચામાં બતાવી શકાતું

નથી. એટલે તમને આપણી ચર્ચાના મુદ્દા ઉપર એક વાત કહું તો એમ ન માનશો કે હું તમારી બુદ્ધિનું અપમાન કરૂં છું. વળી આ તો મારા જીવનના અનુભવની કથા છે !' છેલ્લું વાક્ય બોલતાં રવચંદને થયેલી ગ્લાનિ રમણ ન જોઇ શક્યો એટલે હસતાં હસતાં બોલ્યો ' કહો કહો. રસ્તો જલદી ખુટશે.'

રવચંદે કહ્યું ' થાક લાગ્યો હોય તો બેસીએ.' રમણ—' ના રે ના. વાતમાં ને વાતમાં રસ્તાની ખબરે નથી પડતી.' રવચંદ—' વારૂ ત્યારે, હું તમને સવાલ પુછીને મારી વાત શરૂ કરૂં. આ છગન-રઘનાથજીનો છગન-સુખી છે કે દુઃખી ?' રમણ—' અરે બીચારાને ક્ષય થયો છે અને એ શું પુછો છો ?' રવચંદ—' સાંભળો. આ છગન મારો નોકર હતો. એ મારો નોકર કેવી રીતે થયો એની જ વાત તમને કહું. અને આપણા પુરાણો કાંઇક કહેવું હોય ત્યારે જેમ સૃષ્ટિની ઉત્પત્તિથી વાત શરૂ કરે છે તેમ હું પણ પહેલેથી જ વાત કહું. હું થી શરૂ થતી કેટલીક વાતો જેવી મારી વાત લાગશે.

' હું એમ. એ. થયો ત્યારે તમે મેટ્રીકમાં હતા ખરૂં ને ?' ' ના જી મેં મેટ્રિક પાસ કરી હતી ' રમણે જવાબ આપ્યો. ' હા હા ખરૂં. હું તમને અભિનન્દન આપવા આવ્યો હતો. તમે પરણ્યા પણ એ જ વરસે ?' રમણે હા પાડી. રવચંદે કહ્યું ' વારૂં, એ વખતે મારી લલિતા બાર મહિનાની હતી. હું રજાઓમાં શામળા આવ્યો હતો. મારા પિતા સરકારી અમલદાર હતા એટલે હું એમ. એ. થયો કે તુરત, મને સરકારી કોલેજમાં નોકરી અપાવ[illegible]એમણે ઉપરી ગોરા અમલદારોની સીપારસ લગાવવી શરૂ કરી. હું પણ કોલેજમાં પ્રોફેસર થવાના એ સમયે સ્વપનાં સેવતો હતો; અને પુસ્તકો ઉપર મારૂં નામ લખતાં તેની પૂર્વે જાણે અજાણે પ્રો૦ લખી દેતો. રમણ ! માણસોની વાસનાઓ કેવી હોય છે !' રવચંદ રમણ સામું જોઇ હસ્યા. ' દરેક હોશીઆર વિદ્યાર્થીને એવી વાસના થાય છે કે આપણે પ્રોફેસર થવું. તમારા મનમાં પણ એવું કાંઇક હશે ! ના પાડવાની જરૂર નથી. તો તમે વકીલ થશો-સોલીસીટર થશો, એડવોકેટ થશો. આ દુનીઆમાં, આપણા ગ્રેજ્યુએટો બીજું શું કરી શકે એમ છે ? વારૂ, એક દિવસે હું ઘરના આગણામાં ફરતો હતો. મારા ઘરના આગણામા એક બાજુ લિંબડો અને બીજી બાજુ પિંપળો છે. પિંપળા નીચે બાપુએ કરાવેલો ઓટલો છે. એ લિંબડો અને પિંપળો હું કોઇ દિવસ વિસરી શકતો નથી. મારી જીવનસ્મૃતિમા એનું વિચિત્ર સ્થાન છે. અરે પણ હું તો આડી અવળી વાતો કરૂં છું. વાત કરવાની કળામા તમે મને ઇનામ નહિ આપો.' રવચંદ હસ્યા અને આગળ ચલાવ્યું ' હું લલિતાને લઇ આંગણામાં ફરતો હતો. લલિતા એ સમયે માંદી સાજી રહેતી હતી. આ પ્રસંગે તે હાથમાં જરા પણ સીધી નહોતી રહેતી-અને ખૂબ ચીસો પાડતી હતી. છગનની માંદગીની વાત સાંભળી એ દિવસ મને બરાબર યાદ આવે છે. હું ફરતો હતો ત્યાં રઘનાથજી આવ્યા. અમારા કુટુમ્બ સાથે એમને સારો પરિચય હતો. રઘનાથજીએ મને એમ. એ. ની પરીક્ષા પાસ કરવા માટે અભિનંદન આપ્યું અને ધીમે રહીને છગનની વાત કાઢી; " ભાઇ હવે આ મારા છગનને ઠેકાણે પાડો." લલિતા એ સમયે એટલું બધું પજવતી હતી કે અમને એક નોકરની જરૂર લાગ્યા કરતી હતી. અમને એટલે સમજ્યા કે ? હું અને મારી વહુ. હસો છો કેમ ? આ આપણાં જીવનમાં જે નવું ' અમને ' આવ્યું છે તે બહુ સૂચક છે, એક નવી સંસ્કૃતિનું સૂચક છે, પણ એ વાત વળી પછી. રઘનાથજીએ માગણી કરી એટલે તુરત તો મેં તેમની સામે વિરોધ કર્યો.

પણ મારી આખી વાતચીતમાંથી ફલિત એ થયું કે છગન મારો નોકર થયો.' રમણે પુછ્યું 'તમારો ઇરાદો એને નોકર રાખવાનો હતો કે નહિ?' રવચંદ—'એ પાપ મારે તમારી આગળ પ્રગટ કરવું જોઇએ.' રમણ—'રવચંદભાઇ માફ કરજો. હમણાં આ તમારા અસહકાર પછી પાપ, ધર્મ, આત્મશુદ્ધિ આદિ શબ્દોનો બહુ છૂટથી ઉપયોગ થાય છે.' રવચંદ હસ્યા: 'સાચી વાત, પણ માણસના મનમાં વિચારોનો મેળ ન હોય, તે વાત એક કહે અને કરે બીજું–એ પાપ ન કહેવાય? હું તમને આખી વાત કહું. મને એ પ્રસંગ ઠીક ઠીક યાદ છે. મેં કહ્યું "રઘનાથજી તમારે વળી છોકરાને ઠેકાણે પાડવા બીજાને કહેવું પડે? એ તો અમારા વાણીઆ બ્રાહ્મણના કરમમાં લખાએલું છે! તમારે જમીન છે–ખેતી છે–પછી છોકરાને ઠેકાણે પાડવાની શી ચિન્તા?' રઘનાથજીએ માથું ધુણાવ્યું: "ભાઈ તમને ખેતીની હાલતની શી ખબર પડે? નોકરી સારી કે મહિને મહિને કાંઇ ને કાંઈ ભાળીએ તો ખરૂં." એ સમયે મારો સંપત્તિશાસ્ત્રનો અભ્યાસ તાજો હતો. કૉલેજના અભ્યાસ ઉપરાંત મેં કાર્લ માર્ક્સ આદિનાં ગ્રંથો વાંચ્યા હતા. હું સોસ્યાલીઝમ વગેરે માનતો થઈ ગયો હતો. માણસ માણસમાં શેઠ–નોકરનો ભેદ ન રહેવો જોઇએ ઇત્યાદિ વિચારોનું પૂર મગજમાં ઉભરાતું હતું. પણ તે સમયે લલિતા એટલી બધી ચીસો પાડતી હતી કે હું તેનાથી કંટાળી ગયો હતો. ઘરમાં એની માને–ચંપાને આખા ઘરનું રાંધવાનું. એ રોટલીઓ ઘસવામાંથી નવરી થાય તો છોકરીને સંભાળે ને? પણ હવે તો હું પ્રોફેસર થવાનો હતો. અમે અમારૂં જીવન હવે અમુક રીતે ગાળવાના હતા; અને એ જીવનની કલ્પનામાં એક નોકરની આવશ્યકતા નક્કી થઈ ગઈ હતી. આવા આવા કંઇ કંઈ વિચારો મારા મગજમાં ઉપર નીચે ઘુમવા લાગ્યા. રઘનાથજીએ છોકરીને રોતી જોઇ ઘરમાં આપી આવવા કહ્યું, પણ ઘરમાં ચંપાની સ્થિતિ હું જાણતો હતો. એ પોતાની બધી ચીડ છોકરી ઉપર અને મારા ઉપર કાઢતી હતી. એટલામાં પંદર સોળ વરસનો એક છોકરો આવ્યો. એનું માથુ ઉઘાડું હતું. એણે ખમીસ પ્હેર્યું હતું–પણ એના કફ છૂટાં હતા; અને પ્લેટના ગાજમાં બટનની જગાએ દોરીઓ બાંધી હતી. મને બરાબર યાદ છે: છગન ખુબ મજબુત–દઢાંગ લાગતો હતો. એના હાથમાં ભમરડો હતો. રઘનાથજીએ એની ઓળખાણ કરાવી, અને છગનને એક ગાળ દઇ કહ્યું "સોળ વરસનો થયો તો યે હજી ભમરડે રમે છે! કાંઇ કામ ધંધો કરવો છે કે નહિ? આ રવચંદભાઇની પાસે રહે તો તારૂં કાંઇ ઠેકાણું પડે!" મેં કહ્યું મારી પાસે રહી એ શું કરશે? લલિતાએ વળી બુમો પાડવા માંડી. રઘનાથજીએ છગનને છોકરીને તેડી રમાડવા કહ્યું. મેં 'હા...શ' કરી છોકરી છગનને આપી, અને છગન તેને લઇને દોડયો. હું પિંપળા નીચે ઓટલા ઉપર બેઠો, અને મારી સામે રઘનાથજી ડાંગ ટેકવી ઉભા હતા એમને મારી પાસે બેસાડયા. મેં ફરીથી કહ્યું "રઘાકાકા છગનને નોકરી કરાવી શું કરશો? ઉત્તમ ખેતી મુકી કનિષ્ટ નોકરીમાં શું કરવા પડો છો? ગામડાનું સાદુ સુંદર જીવન મુકી શહેરમાં શું કરવા ગીરદી વધારો છો" ઇત્યાદિ. પણ આ સમયે મને એ યાદ ન આવ્યું કે હું પણ ગામડાનો વતની હતો. અને મને ગામડામાં રજાના બે મહિના પણ રહેવું ગમતું ન હતું. રઘનાથજીએ એમના પાડોશી મૂળજી ગોરના છોકરાનું દષ્ટાંત આપી કહ્યું 'એ મહિને પચ્ચી પાડે છે, બીજા સોમલા લુહારનું નામ આપી એનો છોકરો મીલમાં 'ચાલી' પાડતો હતો એ જણાવી એમની સ્થિતિ કહેવા માંડી. મને એ સમયે મારા સંપત્તિશાસ્ત્રના વિચારોનું અભિમાન

હતું; એટલે એમને એમ હું હા પાડું એવો નહોતો. ચર્ચા ચાલી. રઘનાથજીએ કહ્યું " ખેતીમાં હવે શું કસ રહ્યો છે. વરસને આંતરે દુકાળ પડે, અને કાંઇક પાકે ત્યારે સરકારની વિઘોટી અને વાણીઆનું કરજ ભરીએ એટલે અમારે તો દુકાળનો દુકાળ." એકુતો આપે છે એવો સામાન્ય ઉત્તર એમણે આપ્યો. બીજી વાત કાંઢી, " અને ખરચ ખુટણ તો ભાઇ કહાડવા પડે. એમાં કાઇ ચાલે?......આ છગનની બ્હેનને પરણાવતા બે હજાર થઈ ગયા. અમે મોટા ઘરના કહેવાઇએ એટલે મોભો તો સાચવવો જ પડે ને?" મારા નવીન વિચારો આ સાંભળી ખળભળી ઉઠયા. " રઘાકાકા ખોટું ન લગાડશો, પણ આ લગન મરણના ખર્ચથી જ તમે દેવાદાર અને કંગાલ થઈ જાઓ છો. ગયા વર્ષે કપાસ સારો પાકયો અને ભાવ સારા ઉપજ્યા એટલે ખેતીમા ફાયદો નથી એમ તો ન કહેવાય. અનાજ મોંઘુ હતું, પણ બધાએ દેખાદેખી એક જાતનું કરે પછી એમ જ થાય ને? તમારા બધાનું જોઇ અમથા કાછીઆએ પણ આ વરસે કપાસ વાવ્યો છે એટલે હવે તો ગામમા શાક મળતું નથી." મને ખબર નથી કે હું આ બધું બોલેલો તે ખેતી વિષે મને બહુ લાગતું હતું માટે બોલેલો કે ગામમાં શાક મળતું ન હોવાથી ચીડાઇને બોલેલો. ગમે તે હશે, પણ મેં તો મારૂં ભાષણ આગળ ચાલુ રાખ્યું; " રઘાકાકા હું તો છગનને શહેરમાં મોકલવાની સલાહ નથી આપતો—" એટલામાં છગન ચીસો પાડતી છોકરીને લઇ આવ્યો. " બાપા આ તો છાની નથી રહેતી " છગને કહ્યું. મને એ સમયનો છગન અત્યારે બરાબર યાદ આવે છે. મેં ચીડાઇને છોકરીને લઇ ખોળામાં સુવાડવા પ્રયત્ન કર્યો. રઘનાથજી છોકરીને છાની રાખવા ચપટી વગાડતા બોલ્યા " એ વાત સાચી ભાઈ! મારો વા'લો કાછીઓ એ અમરા વાદ લે છે. પણ ભાઇ તો એ પેલા મહિને મહિને ખર્ગીગ ખર્ગીગ કરતા આવે એના આગળ ખેતીનો શો હિસાબ?" હું મારી દલીલો બદલતો પણ રઘનાથજી એકનો એક ઉત્તર આપતા. ફરીથી એમણે છગનને નોકરી અપાવવા આગ્રહ કર્યો. પણ રઘનાથ સામે દલીલો કરવા કરતા છોકરીને છાની રાખવાનું કામ ઘણું કઠણ હતું. રમણ! અગવડો પ્રત્યક્ષ થતા આપણા આદર્શો-વિચારો કયાં જતા રહેતા હશે? લલિતા સખણી રહેતી ન હતી. નોકરની જરૂર તે વિલક્ષણ રીતે સાબીત કરતી હતી. પણ મારૂં કેળવાએલું મગજ એમ હાર ખાય એવું ન હતું. મને એ સમયે થયું કે મારે મારી પત્નીનો પણ વિચાર કરવો જોઇએ; એનાથી મોટા વળી એ વિચાર આવ્યો કે મારે મારા કુટુમ્બના પરિચિતને બને તેટલી મદદ કરવી જોઇએ; આ વિચારો આગળ સામાજિક સમતાના વિચારો ઉડી ગયા. ચેતવણી આપ્યા પછી જાણે બધી જવાબદારી રઘનાથજીના માથે હોય અને હું કેવળ ઉપકારના ભાવથી પ્રેરાતો હોઉં એ રીતે મેં કહ્યું " રઘાકાકા! જેવી તમારી મરજી. મને વાંધો નથી. હમણાં તમે એને મારા ઘેર રાખો. આપણે ત્યાં જમશે, કપડા વગેરે આપીશ, કાંઇક પગારે આપીશ, અને લાગ આવે સારી નોકરી અપાવી દઇશ." છગનને મેં પુછ્યું—" છગન કેટલું ભણ્યો છું?" શરમાતા શરમાતા એણે કહ્યું " ચોથી ચોપડી." રઘનાથજીને પંદર દિવસ પછી મારી સાથે છગનને અમદાવાદ મોકલવા કહ્યું અને તે પ્હેલા કામથી ટેવાવા—છોકરીને રમાડવા આવવા કહ્યું...હવે રમણ તમે સમજ્યાને?' રમણે બાજુ ઉપરની વાડ ઉપર લેલો હતો તેના ઉપરથી એક પાંદડું તોડી કહ્યું 'એમાં શું સમજવાનું હતું? એમાં તમે કશું ખોટું કર્યું હોય એમ મને નથી લાગતું. હું પણ એવું કરૂં. પણ 'તમને એ પ્રસંગ ઠીક યાદ રહી ગયો છે. મને આટલી બધી વિગતો યાદ ન

રહે.' રવચંદે બીજા હાથમાં બૅગ ફેરવી અને કહ્યું: 'એ પ્રસંગે મારા જીવન ઉપર ખુબ અસર કરી છે. મારા વિચાર અને આચાર વચ્ચેનો વિરોધ સમજી ન શકું એવો હું જડ ન હતો. એ પ્રસંગ મને અનેક વાર યાદ આવ્યા કરતો હતો, કંપ્યા કરતો હતો; અને જ્યારે છગન એક દિવસ શહેરમાં શાક લેવા ગયો અને પાછો ન આવ્યો અને તેથી જ્યારે મારી પત્નીએ એને ચોર વગેરે કહી ગાળો ભાંડી ગુસ્સો કર્યો, ત્યારે મેં કહ્યું "છગન ચોર નથી. હું ચોર છું." ચંપા કાંઇ સમજી નહિ, અને રીવાજ મુજબ બધો ગુસ્સો મારા ઉપર ઉતાર્યો.

રસ્તો ધીમે ધીમે સાંકડો થતો હતો. બન્ને બાજુ થુવરની ઉંચી વાડો આગળ જઇ મળી જતી હોય એમ લાગતું હતું. આગળનો રસ્તો દેખાતો ન હતો. તે રસ્તો એટલો બધો ધૂળીઓ હતો કે લોકો શા માટે એને સડક કહેતા હતા એ સમજાતું ન હતું. રવચંદ અને રમણ મુંગે મ્હોડે ચાલતા હતા. થુવરની વાડો પૂરી થઈ. રસ્તો મોકળો થયો. નદીની સામી તડની ભેખડો દેખાઈ. રમણે પુછ્યું 'પછી છગનનું શું થયું?' રવચંદ જાણે સાંભળ્યું ન હોય એમ બોલ્યા 'આપણે ડાબી બાજુએ નીચે ઉતરી નદી કાંઠે બેસીએ. નદી ઓળંગી પેલી બાજુ જઇશું.' બન્ને એ બાજુ ઉતર્યા. રવચંદ-' પેલા ગાડું છોડીને બેઠા છે એ રઘનાથજી લાગે છે. ચાલો એમની પાસે જઇએ. તમે પુછ્યું પછી છગનનું શું થયું? છગનને ક્ષય થયો છે એ તો તમે જ મને કહ્યું.' રમણે પ્રતિવાદ કર્યો 'પણ એ તમારા ઘેર નોકર રહ્યો અને એને ક્ષય થયો એ બે વચ્ચે શો સંબંધ છે? એ તો આકસ્મિક લાગે છે.' ઢાળ ઉતરતાં ઉતરતાં રવચંદે કહ્યું-'આકસ્મિક શું અને નિયત શું એ દૃષ્ટિનો સવાલ છે.' રઘનાથજી બન્નેને જોઇ ઉભા થયા. 'રૅામ રૅામ રવાભઈ રૅામ રૅામ! રૅામ રૅામ રમણભાઇ. આવો આવો.' રઘનાથજી નદી કાંઠે રેત ઉપર ચાદર પાથરવા જતા હતા એમને રોકવા રવચંદે કહ્યું 'રહેવા દો રઘાકાકા. એ સુંવાળી રેત ઉપર જ બેસીશું.'

રવચંદ અને રમણ રેતીની સુંદર રેખાઓ નિહાળતા નિહાળતા રઘનાથજી જોડે બેઠા. ગાડામાંથી છગન બેઠો થઇ ખોખરા અવાજે બોલ્યો 'રામ રામ શેઠ!' રવચંદે એના સામું જોયું. હૃદયમાં કંપારી છુટી ગઇ. છગન નીચે ઉતરવા જતો હતો. રવચંદે કહ્યું 'છગન સુઈ જા. ઉતરીશ નહિ.' તે અશક્તિથી પાછો બેસી ગયો. 'કેમ તબીઅત ઠીક છે છગન?' રવચંદે એને બેઠેલો જોઇ પુછ્યું. 'હા શેઠ ઠીક છે. કર્યા ભોગવીએ છીએ શેઠ!' જુવાન માણસ ઘડપણના પરિપાકથી બોલ્યો. આગળ બોલવા જતો હતો ત્યાં એને ઉધરસ આવી. રવચંદ-' છગન તું હવે સુઇ જા. હું રઘાકાકા જોડે વાતો કરૂં છું.' છગન સુવાના બદલે પાંજરીએ ટેકી તેમનું મ્હોડું દેખાય એમ બેઠો. રવચંદ-' રઘાકાકા છગનને આ ક્યારનું થયું છે?' રઘનાથ-' ભાઇ અમારા નસીબ ફુટયાં સારનું. આવી ખબરો હોત તો હું શું ખાવા જગાને મોકલત? ભાઇ તે દા'ડે તમે તો ના કહતી પણ અમારાં નશીબ ઉંધાં હોય તો શેની સુજ પડે!' ડોસાએ કલપાંત કર્યો. રવચંદે આશ્વાસન આપ્યું; અને રોગ ક્યાંથી લાગ્યો એ પુછ્યું. રઘનાથ-' ભાઇ એ મીલની મ્હોંકાણ લાગી-મીલની. મેં તો તમારા ઘેર મોકલ્યો'તો. અને તમારા ઘેરથી એ નાશી ગયો અને મને છ મહિને ખબર પડી કે એ મીલમાં રહ્યો તો.'

છગન આ બધું સાંભળતો હતો. ક્ષયના દર્દીઓના મુખ ઉપર જે ઉજેશ દેખાય છે એ એના મુખ ઉપર હતો; અને થોડા સમયમાં થએલા ઘણા અનુભવોનો.. એના ચ્હેરા ઉપર પરિપાક હતો. રવચંદશેઠને જોઇ એને કાંઇ કાંઇ યાદ આવવા લાગ્યું, શેઠ ભલા હતા

એટલે એમને કાંઇ કાંઇ કહેવાનું એને મન થઇ આવ્યું. એ જાણતો હતો કે શેઠને એના ઉપર મમતા હતી. વળી પોતે એ ભલા શેઠને કહ્યા વિના એમનું ઘર છોડી નાશી ગયો હતો એ પણ એને લાગતું હતું–જો કે ચંપા શેઠાણી માટે એને બહુ લાગણી ન હતી. એને હવે પોતાની વાત કહેવી હતી. પસ્તાવો કરવાનો એનો ઇરાદો હતો. પણ લાંબી માંદગીથી એના મનની દશા એવી થઇ ગઇ હતી કે કરવા કાંઇ ધારે અને થઇ કાંઇ જતું. છગને રઘનાથજીને કહ્યું 'બાપા અહીંઆ મને ફાવતું નથી. નીચે ઉતારો.' રઘનાથજીએ નીચે ચાદરૂં પાથરી ગોદડી વાળી તકીઆ તરીકે મુકી છગનને નીચે ઉતાર્યો. છગન પોતાના શેઠની પાસે બેઠો. એના મનમાં વેગ આવ્યો. 'શેઠ મારી વાત હાંભળો. હું હવે જીવવાનો નથી. મારી વાત હાંભળી લ્યો.' સ્વચંદ–'છગન તારે બહુ બોલવું ન જોઇએ. કોણે કહ્યું કે તું છવવાનો નથી?' છગન–'બીજું કોણ કહે? હું કહું છું. અને હવે . જીવીનેએ શું કરવું છે?' સ્વચંદ–'છગન હવે બસ કર. તને ઉધરસ ચડશે' છગન–'નહિ ચડે. મારૂં મન મુંઝાય છે. મને થોડુંક બોલવા દો. જુઓ ચંપા શેઠાણીએ મને ચ્હા પીવાની ટેવ પાડી. એ જરાક જબરાં છે પણ બાપડાં કોઇ દા'ડો મને મુકીને કાઇ ખાય નહિ. રોજ બપોરે મને ચ્હા પીવા આપે. પછી તો આપણુનેએ ટેવ પડી ગઇ. અને ભાઇશાબ આપના કોઇ દોસ્તાર ઓચિંતા આવી ચડે અને મારે અને શેઠાણીનેએ પીવા ચ્હા ન રહે ત્યારે મારાથી નો રહેવાતું. આ શાકમાથી પૈસા ચોરવાની ટેવ ત્યારે પડી. આવું થાય ત્યારે શાકમાંથી આનો કહાડી હોટલમાંથી શીન્ગલ પી આવતો. હોટલમાં જતો ત્યાં મારા જેવડા છોકરા ખુબ મઝા કરતા જોતો. મારા વા'લીચ્ચુણામાં ઉભા ઉભા બરફ ખાય. અને લાગ આવે તો ખારી પુરીનો એકાદ કકડોએ ઉડાવી જતા. મને એ જોઇને થયું કે હોટલમાં રહીએ તો હારૂં. તે દહાડે મને ચંપા શેઠાણી વગર વાંકે વઢયાં; એટલે ભાઇશાબ મને તો દાઝ ચડી. હોટલવાળાએ મને કહી રાખ્યું 'તું. એટલે આપણે બંદા હોટલમાં રહી ગયા. શેઠ ભાઇશાબ હોટલમાં લ્હેર તો ખાહુ આવતી. હોટલવાળાની નજર ચુકાવી ગમે તે ઉડાવતા અને ફુતુઆફનાં ગાયનો તો આખો દહાડો ચાલ્યા જ કરે. પણ હોટલવાળો પગાર ગમે તે બ્હાનાં કા'ઢી કાપી લે. એટલે પાછું આપના ઘેર આવવા વિચાર કર્યો–પણ ભાઇશાબ આપની શરમ આવી. અમારી હોટલ મીલના દરવાજા પાસે હતી; એટલે મીલમજુરો ભાઇબંધ થયા હતા. હોટલમાથી નાસીને હું મીલમાં ગયો–' સ્વચંદ થોડીક વાર તો હકીકત જાણવાના રસમાં ખેંચાયા પણ છગનની સ્થિતિ યાદ આવતા એકદમ બોલી ઉઠયાઃ 'છગન તું બહુ બોલ્યો. હવે બસ કર. મારે સાભળવું નથી.' છગનના મનનો વેગ એટલો બધો વધ્યો હતો કે હવે તે રોકયો રોકાય એમ ન હતો. 'પણ મારે કહેવું છે. હવે જ ખરો રંગ આવે છે' એમ કહી છગન ખડખડ હસવા લાગ્યો. એના હસવામાં સ્વચંદને વિલક્ષણ ઉન્માદ લાગ્યો. સ્વચંદે એને બોલવાની ફરીથી મના કરી. રઘનાથજી જાણતા હતા કે છગન રોકાશે નહિ એટલે એમણે સમજાવવા પ્રયત્ન કર્યો. 'છગા– બાપુ તું બોલ નહિ. તારા બદલે હું કહું છું.' છગન–'કહો બાપા' પણ બાપા તમને ગમ નહિ પડે. તમે તો ગામડામાં ને ગામડામાં રહ્યા. કોઇ દા'ડો શે'ર જોયું હોય ત્યારે ગમ પડે ને? બાઇડી ગઇ પણ મીલમાં જે લ્હેર ઉડાવી તે હવે કાંઇ ઉડાવાની છે? મહિને આ'લી પાડતો'તો. શા માટે લ્હેર ન ઉડાવીએ? આ દામલામાં પડી રહ્યા હોત તો કાઇ લ્હેર ઉડાવત!'

રમણુને આ સાંભળી આશ્ચર્ય થયું, 'રવચંદભાઈ આ શું બોલે છે?' રવચંદે ધીમેથી કહ્યું 'રમણુ એ ખોટું કહે છે? તમારા સંપત્તિશાસ્ત્ર પ્રમાણે એ તદ્દન સાચું છે. અહીંથી જ મારી વાતનો સાર શરૂ થાય છે.' રમણુ મુંઝાયો. રવચંદે રઘનાથના સામું જોયું, ડોસાની આંખમાં આંસુ હતાં. 'રવાભાઈ ઘર ખેદાન મેદાન થઈ ગયું, તમે મને કાગળ લખ્યો' તો કે છગો નાસી ગયો છે. ત્યાર પછી છ મહિને છગાનો કાગળ આવ્યો. એ મીલમાંથી પચ્ચી લાવતો હતો, અને એની વહૂને બોલાવતો હતો. અરેરે! મને લોભે આંધળો કર્યો! મને કોઇક કહ્યું'તું કે મીલમાં બૈરાંએ હારૂ કમાય છે. વહૂનું પહેલું આણું હતું. બધાંએ ના પાડી પણ મેં તો રેવાને મોકલી.' છગન વચમાં બોલી ઉઠયો 'અરે બાપા તમને કાંઈ ગમ ન પડે! હું કહું છું. સાંભળો. શેઠ લ્હેર ખુબ ઉડાવી. મીલમાં, ભાઇશાબ બાઇડીઓ બધી ચાલાખ–પણ ખરૂં કહું–મારી વહૂ આગળ બધી રદ રદ ગટર કલાસ. શાહેબ શું વાત કરૂં! એક દહાડો અમારા શેઠની વહૂ મીલમાં આવ્યાં'તાં–અમારાં મીલ મજૂરોનાં બૈરાં છોકરાંનું કલ્યાંણુ કૅામ કરવા આવ્યાં'તાં–હં હં હં' છગન તિરસ્કારથી હસવા લાગ્યો. 'શેઠ આ એ મારૂં વા'લુ ભારે છે, અમારા મીલમાલેકપૂરા પગાર ન આપે. બ્હાનાં કા'ડી પૈસા કાપી લે અને એમનાં શેઠાણી, એમની છોડીઓ બધાં કલ્યાંણુ કરવા આવે–હા! હા! હા! હા! પણ એ શેઠાણી એઠાણી મારી રેવા આગળ રૂપમાં કુછ ખીસાતમેં નહિ, બસ રેવલી કયા થી...' રમણુથી આ સહન ન થયું 'રવચંદભાઈ એના બાપના દેખતાં છગન આમ બોલતાં શરમાતો પણ નથી.' રવચંદે કાંઇ જવાબ ન આપ્યો. તે થોડીકવાર છગનના ઘેલછાવાળા ચ્હેરા તરફ જોતા, થોડીકવાર નદીના સામા કાંઠે બગલાં માંછલાં પકડતાં હતા તે જોતા, તો ઘડીકવાર કપાલમાં કરચળી પડે એ રીતે ઉંચે આકાશમાં જોતા. છગને રમણુના શબ્દો સાંભળ્યા હતા એટલે તે ઉશ્કેરાઈ બોલ્યો 'અરે રમણુભાઇ તમે બધા મઝા ઉડાવો અને અમે ન ઉડાવીએ? તમે બધા મોટા લોકો મોટરોમાં ભેળા થઇ રૂપાળી રૂપાળી ચમક ચમક ચાલતી બાઇડીઓ સાથે શું કરો છો તે અમે નહિ જાણુતા હોઇએ? અમારી મીલમાં આખા શહેરના બધા મોટા લોકોની વાતો આવે છે હોં જી. પણ યાર એ તો તમેએ મઝા ઉડાવો અને આમેએ ઉડાવીએ. આ મારા બાપા જેવા બાપડા આપણી વાતોમાં શું હમજે!' રઘનાથજીએ નીસાસો મુકી રવચંદને કહ્યું કે હમણાં હમણાં કેટલાક દિવસથી છગને બધી શરમ મુકી દીધી હતી; અને ગમે તેમ બોલતો અને પછી રોતો. રવચંદે આંખનો ખુણો લુછી ડોસાને આશ્વાસન આપ્યું. છગન બોલ્યો, 'બાપા બાકીની વાત કહો, મેં કહી 'તી એમ કહેજો.' રઘનાથજી 'સારૂ બેટા, તું બોલ નહિ, દાકતરે ના પાડી છે. જો ગળફામાં લોહી પડશે તો પછી મારૂં નસીબ ફુટયું.' છગન ચીડાયો, 'હવે એમાં તમારૂં નશીબ શેનું ફુટવાનું છે? હું વાત કહું છું, રમણુભાઇ મારી વહૂ આવી એટલે બસ મારી ઓરડીમાં દોસ્તારોનો અખાડો જામતો, અને થોડાક દા'ડામાં તો મારી વા'લી રેવલી રૂપાળી હતી એવી જ હુશીઆર થઈ ગઇ. ચ્હા બનાવે, બીડીઓ વાળે, અને પાંન તો રંગીલું બનાવે. પણ એક બાબતમાં ગમાર હતી. થાકયો પાકયો કોક દા'ડો પીડે જઈ આવું તો મને વીતાડે. ભાઇબંધ દોસ્તાર આવે એટલે પગારે ઓછો પડવા લાગ્યો, અને આ ડોસો પૈસા મોકલે નહિ અંને ઉલટો મારી પાસે મંગાવે. રેવલી એક દા'ડો કહે કે મીલમાં આવું? પૈસાની તાણ પડતી'તી એટલે મેં હા પાડી. એમાં આ ડોસલાનો બધો વાંક છે. પૈસા ન મોકલે ત્યારે શું કરીએ રેવલી મારી જોડે મીલમાં આવી. અમારી મીલમાં મારો જ નામેરી છગનલાલ કરીને હતો. ત અમને મજુરોને મીલમાં દાખલ કરાવે અને અમારા પગારમાંથી 'કમીશન' કાપી લે. રેવલીને એની પાસે લઈ ગયો, રેવલીએ લાજ કા'ડી'તી. પહેલાં તો છગનલાલે ના પાડી, મેં બમંણું

કમીશન આપવા કહ્યું તો એ ના પાડી. મારો વા'લો કહે કે એ લાજ કાઢી ફરતી ગામડી-અણોનું અંહી કામ નહિ.' મેં રેવલીને કહ્યું 'લાજ કહાડી નાખ.' રેવલીએ લાજ કહાડી નાંખી. છગનલાલે રાખવા હા પાડી. પગારના દહાડે કમીશન ના કાપ્યું. રેવલી આખો પગાર લઈ ઘેર આવી; અને છગનલાલને અને મારે દોસ્તી થઈ. પછી તો મારો પગાર આખો આવે. છગનલાલ મારી ઓરડીએ અવારનવાર આવે–અને પછી તો રોજ આવે. મને ચા'લી મળવા લાગ્યા. રેવલીને પચ્ચી મળે, બસ પછી તો લ્હેર ઉડી. મારી વા'લી મીલની બધી મજુરણો ચાલાખ. બસ લ્હે...ર લ્હે...ર–' છગનને ઉધરસ ચડવા લાગી. ઉધરસ ખાતો જાય અને બોલવા પ્રયત્ન કરતો જાય; છેવટ રઘનાથજીને કહ્યું 'બાપા તમે કહો.' રઘનાથજી 'શું કહું ? મારૂ કરમ ? એ છગનલાલને લઈ રેવલી નાશી ગઈ.' છગનને ગળફો છુટયો. જરા શાન્ત થયો. પાછો બોલવા લાગ્યો. 'બાપા એમ કહેવાતું હશે ? એમ નહિ. છગનલાલ રેવલીને લઇ નાશી ગયો. સાંભળો સાંભળો. સાભળવા જેવું છે. છગનલાલે મને બીજી મજુરણો જોડે ઓળખાણ કરાવી. હું જાઉં પીઠે એટલે એ જાય રેવલી જોડે મારા ઘેર. મારો એક હમીદખા કરી ખરો ભાઇબંધ હતો. એણે મને એક દિવસ આ બધી વાત કરી. તે દા'ડે મને થયુ કે છગનલાલને ખબર પાડું. સીધો ગયો પીઠે. ખૂબ પીધો–ગુસ્સામા ને ગુસ્સામા ખૂબ પીધો. હું ગમે તેટલો પીઉં પણ બીજાની જેમ ભાન ન ભુલું. એક સીસો ભરી સાથે લીધો. ઘેર ગયો. ઓરડીમાથી છગનલાલ બોલતો હતો: 'એ છગનને બદલે આ છગનલા...લ–' બારણાને લાત મારી–રેવલી છગનલાલને રંગીલું પૅાન આપતી'તી. મેં જઇ શીશો છગનલાલના બરડામા માર્યો. પછી મને માર પડ્યો. પછી શુ થયુ એ કોણ જાણે ? મારો નશો ઉતર્યો ત્યારે ન મળે રેવલી કે ન મળે છગનલાલ હમીદખા આવ્યો. મેં એને બધી વાત કરી. તે મીલમાં ખબર કરવા ગયો. છગનલાલને શેઠે કા'ઢી મુકયો 'તો. બસ ! રેવલી ગઈ...ગઇ...બાપા રેવલી ગ...ઇ. રેવલી છગનલાલને લઇને નાશી નથી ગઇ–છગનલાલ રેવલીને લઇ નાશી ગયો છે. બાપા રેવલી ગઇ. અભે ખુદ્દા રેવલી ગઇ—' રવચંદથી ના રહેવાયુ, કડક અવાજે કહ્યુ 'છગન આમ મારા સામું જો શુ બોલે છે ?' રવચંદનો કડક અવાજ સાભળી છગન રોઇ પડયો–મોટેથી રડયો–'બાપા હું કયારે મરી જઇશ ?'

મોટરનું ભુંગળું વાગ્યું. સડક ઉપરથી ધૂળ ઉડી ઉડી એ બાજુ આવતી હતી. મોટર નદી ઉપરના ગડનાળા ઉપરથી પસાર થઈ ગઇ. ધૂળનું ધુમ્મસ બધી દિશામા વ્યાપી ગયું. છગનને સખત ઉધરસ ચઢી. ઘણા પ્રયત્ન પછી ખુલાસો થયો. કફમા પુષ્કળ લોહી પડયું. રઘનાથજીએ કપાળ કુટયું.

રમણથી આ સહન ન થયું. મોટર થોડેક દૂર જઇ ઉભી હતી. કેટલાક મુસાફરો ઉતરતા હતા. રમણે કહ્યું. 'રવચંદભાઇ ચાલો, મોટરમાં જગા થઇ છે.' રવચંદે કહ્યું 'તમે જાઓ, અને આ બનાવ ઉપર વિચાર કરજો.' રમણ—'તમે ચાલોને ?' રવચંદ—'હું નહિ આવું. મારે મોટરમા નથી બેસવું. તમે જઇને બેસો.' રમણે પણ બેસવાની ના પાડી. રવચંદે કહ્યુ 'મારૂં અનુકરણ ન કરશો. મને આ બધા ઉપર કંટાળો આવ્યો છે. તમે જાઓ.' આ શબ્દોથી જરા નાખુશ થઇ રમણ પોતાની બૅગ લઈ વિચાર કરતો કરતો ચાલ્યો. રવચંદ એની પાછળ જોઈ રહ્યા. રમણ, મોટરવાળાએ કહ્યુ છતા, ન બેઠો. તે પીઠ ઉપર બૅગ રાખી ઉતાવળથી ચાલતો હતો.

છગન ખુબ થાકી ગયો હતો. રઘનાથજીએ અને રવચંદે એને ઉચકી ગાડામા સુવાડયો. રઘનાથજીએ ગાડું જોડ્યું અને રવચંદને બેસવા કહ્યું. રવચંદે ના પાડી, અને રમણનો સાથ કરવા ઉતાવળા પગલે ચાલવા માડયું.

સંજય

# માઝમ રાત

સખિ, જો ! ઝરમર ઝમતી ચાંદની જગના ચોકમાં, રે લોલ
સખિ, જો ! બોલે દરદી મોર કે ડુંગર ગોખમાં; રે લોલ
સખિ, જો ! સ્વચ્છ ઉંડે આકાશ કે ટમકે તારલા, રે લોલ
તેમાં ક્યાંથી ટહુકે કોઈક એકલ કોકિલા; રે લોલ
સખિ, જો ! માઝમ રાતની પાંખ કે જગ નમણું થતું, રે લોલ
જેવું તારી જીવનછાંય એ સુખ—શમણું હતું: રે લોલ
સખિ, જો ! મ્હોર ટપકતી લીંબડી લ્હેરે લ્હેકતી, રે લોલ
અજબ કડવાશ ભરી મીઠાશ કે જગમાં મ્હેકતી. રે લોલ
સખિ ! આ નિર્ઝરતું સૌંદર્ય તું એ જોતી હશે, રે લોલ
આડું આવતું પાંપણ બિન્દુ તું એ લ્હોતી હશે; રે લોલ
સખિ ! આ જેવું જીવવું એક હૃદય ને ભાવના, રે લોલ
વચ્ચે વ્હે પણ દુસ્તર નીર કે ઘેરાં કાળનાં; રે લોલ
એની છોળ, સુખે દુખ દુખમાં સુખ, રેલાવતી, રે લોલ
આપણું સહજીવન વધુ શુદ્ધ કરંતી ભાવતી; રે લોલ
સખિ ! આ દૂર છતાં અદ્વૈત અનુભવી જાણશે, રે લોલ
ને સખિ ! સુખ દુખનાં અદ્વૈત એ વિરલાં માણશે. રે લોલ

# આપણી કવિતાસમૃદ્ધિ

[ 'પ્રસ્થાન 'મા આ લેખમાળાને અમે સાભાર આવકાર આપીએ છીએ. લેખકની યોજના વિ. સ. ૧૯૦૧ થી લઇને વિ. સ. ૧૯૮૯ સુધીના આપણા કવિઓની લાક્ષણિક કૃતિઓ ટીકા સાથે આપવાની છે. લેખમાળા દોઢેક વર્ષ ચાલશે એવી ધારણા છે. —તંત્રી ]

## ૧

## દલપતરામ ડાહ્યાભાઇ : બાપાની પીપર

વિચરીને વઢવાણથી લીધો લીંબડી પંથ,
નીતક વર્ણવતા વધે ગ્રીષ્મ-વર્ણન ગ્રંથ
ગ્રીષ્મ-વર્ણન ગ્રંથ, પંથમા ન મળ્યું પાણી,
તપ્યો પ્રલયસમ તાપ રહી શિર રામકહાણી.
દાખે દલપતરામ રામનું રટણ કરીને
અતિશય કર્યો ઉચાટ વાટ મધ્યે વિચરીને.

લગભગ આવી લીંબડી, દોઢ ગાઉ પર દૂર
ત્યા તો ઘામ ધખ્યો ઘણો, ન રહ્યુ તનમા નૂરઃ
ન રહ્યુ તનમા નૂર, સૂરજે શરીર તપાવ્યુ,
છાયો ન મળે છેક એક પણ ઝાડ ન આવ્યુ.
દાખે દલપતરામ ભલી જોતા મન ભાવી,
પીપર બાપા તણી, લીંબડી લગભગ આવી.

બાપાની પીપર બડી પૃથ્વી પર પ્રખ્યાત,
પ્રસિદ્ધ જેવો પ્રાગ વડ વિશ્વ વખાણે વાત
વિશ્વ વખાણે વાત, પીપળો પ્રભાસ પાસે,
કદંબ જમનાકુંજ, કલ્પતરુઓ કૈલાસે,
દાખે દલપતરામ ઉપમા એ આખ્યાની
બને થઇ ભૂમહીં બડી પીપર બાપાની.

ત્યા બેસીને ત્રણ ઘડી, કવિએ કર્યો વિરામ,
અતિ સુખ ઉપજ્યુ તેથકી, આશીષ દીધી આમઃ
આશીષ દીધી આમ—નામ તુજ નવજુગ રહેજો
તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો !
દાખે દલપતરામ પરમ પદમા પેસીને
લેજો ઉત્તમ લ્હાવ બહુ જુગ ત્યા બેસીને.

આપે ગામ ગરાસ કે દ્રવ્ય વસ્ત્ર કે દાન,
એમાનુ એકે નહીં શાંતિદાન સમાન.
શાંતિદાન સમાન જગતમા કશું ન જાણું,
તે માટે હુ તને વિશેષે કરી વખાણું
દાખે દલપતરામ કષ્ટ કોપાનો કાપે
દુનિયા મધ્યે દાન કહો એવુ કો આપે !

પ્યારી પીપર પદમણી શાંતિદાન દેનારી,
ભૂપતિ વિક્રમરાજ સમ તુ અતિશય ઉપકારી !
તુ અતિશય ઉપકારી—તારી કીર્તિ શું કહિયે !
જે ઉચરુ તે અલ્પ એમ અંતર ધરી રહિયે,
દાખે દલપતરામ કોટિધા તુ ગુણકારી.
રાખીશ તારું નામ પૃથ્વી પર પીપર પ્યારી !

જ્યાસુધી આ જગતમા મુજ કવિતા કહેવાય
બાપાની પીપર તણા ગુણ જગમાહિ ગવાયઃ
ગુણ જગમાહિ ગવાય પામજે બહુ પ્રખ્યાતિ,
કીર્તિ દેશવિદેશ મુલકમા થાજો માતી !
દાખે દલપતરામ અરે સુખના અંબુધી !
જીવે તુ જગમાહિ જીવે કવિતા જ્યાસુધી.

ઓગણીસે ઉપર થયે વિક્રમ વરસે એક
વદ દશમી વૈશાખની વાસર શની વરોક,
વાસર શની વરોક પીપરે તાપ ઉતાર્યો,
નિશ્ચલ રહેવા નામ આમ આ વિષય ઉચાર્યો.
દાખે દલપતરામ જેવે જનમી આ ભૂ પર !
વિક્રમ વરસ ગણાય એક ઓગણીસે ઉપર.

વિષય—પીપર પ્રશસ્તિ. आख्यानं च प्रशस्ति श्च भक्तिज्ञानं च मुक्तकं એ શ્લોકાર્ધમા આપણી શિષ્ટ કવિતાની પ્રણાલિમાની ચારે મુખ્ય જાત આવી જાય છે, તેમાથી

આ કૃતિ બીજી જાતની છે. મૂલ કવિતા વધારે લાંબી છે તે ટુંકાવવાની સાથે ક્રમમાં પણ થોડો ફેરફાર કર્યો છે. (મૂલ માટે જુઓ દલપતકાવ્ય આવૃત્તિ બીજી ભા. ૧, પૃ. ૪૧) દરેક કુંડળિયો મુક્તક જેવો રચાવો જોઇએ, પરંતુ કવિની વણાટ પાતળી હોવાથી મુક્તક જાતિના ગુણ આમાં નથી. દલપતરામની આ કવિતા પસંદ કરવાનું એક કારણ એની સાલ છે. વિ. સં. ૧૯૦૧ (ઈ. સ. ૧૮૪૫) પહેલાંની એક પણ કૃતિ આ સંગ્રહમાં લીધી નથી. એ સાલમાં કવિને પચીશમું વર્ષ જતું હતું, અને નર્મદને બાર થયાં હતાં, ભોજા ભગતને સાઠ થઈ ચુકયાં હતાં, કવિ દયારામ હજી સાત વર્ષ જીવવાના હતા.

છંદ—વર્ણમેળ તે વૃત્ત, માત્રામેળ તે છંદ, એમ બંને શબ્દ વિવેકથી વાપરવા જોઇએ. કાનમાં ઝુંગળાને ઠેકાણે દોહરો અને તેને વળગીને લટકતા વર્તુલને ઠેકાણે રોળા, એટલે આનું નામ કુંડલ કે કુંડળિયા છંદ. દોહરાનું છેલ્લું ચરણ રોળાનું પહેલું બને અને રોળામાં છેલ્લા શબ્દ લેખે દોહરાનો પહેલો શબ્દ હોય તે જ. એ પ્રમાણે ઝુંગળી સાથે વર્તુલ જોડીને કવિ આખો ઘાટ સાધે છે. દોહરા પછી સોરઠો અને તે પછી રોળા એમ આઠ પંક્તિનો કુંડળિયો પણ જાણીતો છે.

દોહરાના ચાર ચરણમાં વિષમ (૧ લું અને ૩ જું) ૧૩, અને સમ (૨ જું, ૪ થું) ૧૧ માત્રાનાં. ચારે ચરણમાં ૧૧મી માત્રા લઘુ એ નિયમ તાલસફાઇ માટે છે. તાલ "ભૂ ભૂતે ને ભક્તિએ" –૧લી, ૫મી, ૯મી માત્રા ઉપર. રણપિંગલ (૧. પૃ. ૭૭–૮) માં દોહરાના એકત્રીશ અથવા (છેલ્લા બે દુષ્ટ ભેદ પણ ગણતાં) ત્રેવીશ ભેદ બતાવ્યા છે. ૧૧મી માત્રા લઘુ એટલે ઓછામાં ઓછા ચાર લઘુ વર્ણ તો જોઇએ. તે બાદ જતાં ૨૪+૨૪–૪=૪૪ માત્રા રહી તે ૨૨ ગુરુવર્ણે સધાય. ૨૨ ગુરુવાળો, ૨૧ ગુરુવાળો, એમ ગણતાં ગણતાં એક પણ ગુરુ નહીં એવો ત્યાં આગળ છેડો આવીને ત્રેવીશ ભેદ થાય; જેમાં ૨૨ ગુરુવર્ણથી માંડી ૧૩ હોય ત્યાં લગીની દશ રચના ઉત્તમ ગણેલી છે. આપણા પિંગલશાસ્ત્રમાં નવરા બુદ્ધિશાલીઓએ ઉપયોગિતા તેમ સાદી સમઝની હદ અવગણી કેવા કેવા વિસ્તાર કરેલા છે તેનો આ તો છેક જ છોટો દાખલો છે. આ "બાપાની પીપર"માં અહીં આઠ દોહરા છે, તે અનુક્રમે ૧૬, ૧૫, ૧૭, ૧૫, ૧૯, ૧૩, ૧૫ અને ૧૪ ગુરુવાળા છે. પરંતુ ઉચ્ચારણમાં વારંવાર શાંત અ* વાળી આપણી ભાષામાં આ કસોટી અને આવા નિર્ણયો વ્યર્થ જ છે. પાંચમો દોહરો જુવોઃ એમાંનો દરેક લઘુ ચીપીને બોલવો પડે છે, એકે અ શાંત ઉચ્ચારી શકાતો નથી. પિંગલશાસ્ત્રીઓ (૧૯ ગુરુ હોવાથી) જેને ઉત્તમ રચના જ ગણે તે ગુજરાતી ઉચ્ચારણની વાસ્તવિક કસોટીએ અતિ ચીપેલી એટલે મધ્યમ જ ગણાય. છઠ્ઠો જુવો. **પદમણીને** પદ્મિની ઉચ્ચારતાં એક ગુરુ વધે; **અતિશયને** અતિસેં ઉચ્ચારતાં અગર **થમાંનો** અ શાંત બોલતાં બીજો વધે; **વિક્રમમાં** અનો અ સોવસા શાંત ઉચ્ચારાય એટલે ત્રીજો વધે. પણ આ પૃથક્કરણથી એમ માની ન લેવું કે ૧૭ થી વધારે કે ૧૩ થી પણ ઓછા ગુરુ વર્ણવાળા બધા દોહરા ઉતરતા ગણાય. માત્ર ગણિતથી કશું માનવું નહીં, આપણી ભાષાના ઉચ્ચારણની લઢણ પ્રમાણે જ મત બાંધવો, છંદો અને વૃત્તો ગાણિતિક લીલા નથી, શ્રુતિસંવેદ્ય જ છે, એ જ મુદ્દો છે.

---

* શાંત અ માટે જુવો કમળાશંકર બૃહદ્ વ્યાકરણ પૃ. ૪૪૧–૪૪.

**અર્થ**—કડી ૧ લીટી ૪: રામ રામ જપ્યા કરવું એટલો જ ઉપાય હતો.

**કડી ૨** લગભગ ૧લી લીટીમાં ક્રિયાવિશેષણ, આવી સાથે લેવાનું; છેલ્લીમાં વિશેષણ છે, પીપરનું.

**કડી ૩** કુલ, કાઠો. પ્રાગ્વટ, પ્રભાસપીપળો, કલ્પતરુ આદિ જેનાં ઉપમાન લેખે ગણાવી શકાય એવા અતિ ઉંચા ગુણે શોભીતી આ પીપર.

**કડી ૪** ખટરસના કવિકુલ જેમ નવ કરે છે તેમ ચાર યુગના પણ દલપતરામની અતિશયોક્તિ નવ બનાવે છે.

**કડી ૫** નબળી છે કેમ કે વિચારસફાઇ નથી. દ્રવ્ય વસ્ત્ર કે ગામગરાસનાં દાન કાપાનાં કષ્ટ નથી કાપતાં ? પીપરે શાંતિ આપી તેને આ સર્વ કરતાં ઉંચા પ્રકારનું દાન ગણાવવા કવિની ઇચ્છા છે, પરન્તુ એની શ્રેષ્ટતા શું કહીને સ્થપાય તે કવિને સુઝયું નથી. "લાખ સુખ" અને "બહુ જુગ" વાળી ૪થી કડી અને "કોટિધા" "જે ઉચરું તે અલ્પ" વાળી ૬ઠ્ઠી પણ ઠીક જ છે.

**કડી ૭** **આતી,** પુષ્કળ અતિપુષ્ટ. **દેશવિદેશ મુલકમાં** એ પણ શબ્દબાહુલ્ય જ. **અણુધી જ્યાંસુધી** એમા ણુ સુ ને પરાણે દીર્ઘ કરીને છંદ સાચવ્યો છે.

વિચાર, ભાષા અને કવિતાકલામાં કવિ લગભગ આ બિંદુએથી આરંભી ઘણી પ્રગતિ કરી શકેલા, તે એમની પછીની કૃતિઓથી જણાઇ રહે છે. કોઇ પણ કવિને પૂરો ન્યાય કરવા માટે તેની કૃતિઓને રચ્યા સાલના અનુક્રમમાં જોવી જોઇએ. આ સંગ્રહમાં ઘણુંખરું તો એક કવિની એક જ કૃતિ લેવાશે, પરંતુ ક. દ. ડા.ની બીજી એક કૃતિ, જરા મોડી, આપવામાં આવશે.

## ૨

## નર્મદાશંકર લાલશંકર : સુરત

આ તે શા તુજ હાલ, 'સુરત, સોનાની મૂરત'!
થયા પૂરા બેહાલ, સુરત, તુજ રડતી સૂરત !
રે હસીંહસીને રડી, ચઢીચડી પડી છું બાકી,
દીપ ! કદનમા જડી, પડી રે રુધિરે ઝાંખી.
કંચનમણિનો દેવ જેમ વેચાયો કડકે,
સકુમારો તુજ દેહ તેમ ચ્હેંચાયો ભડકે.
ઉર ઉપર બે બુરજ શોભતા ઉડતા રંગે,
ઢળી પડયા, નહિ નૂર જ, ક્ષોભ પામે છે ઢંગે.
નન તણા ચળકાટ, પડયા કૂવાં કહા આજે !
ભર્યા ગાલના ઠાઠ, પડયા કુવા કહાં લાજે !
ઠર્યા હોઠ જે લાલ, ધ્રુજે તે ફીકા કાળા !
દાત તણાતા હાલ, સુજે મરવાના ચાળા !
રુડું અણિયાળું નાક બેઠું ચાઠાએ ભાસે !
ગયું હાય રે નાક, નીચું મોઢું નીરાસે !
તેજસ્વી મુખ જેહ સુરતનું સૂરજ જેવું,
ડરામણું ફીકું તેહ સુરત, તુજ ઘુવડ તેવું !
ગોરું કારમું રૂપ ખમાં પૂનેમે જેવું,
થયું બેઠતાં ધૂપ અમાવાસ્યાએ તેવું.
તન પર સુરખી લાલ ઉડી રહેતી ચડતીમાં,
મૂળ ઉરે છે હાલ ભુંડી દુખદા પડતીમાં.

**વિષય**—ભૂતકાળની સમૃદ્ધિ અને વર્તમાન અવદશાનો વિરોધ.

છંદ—નર્મદકૃત 'પિંગલપ્રવેશ'માં રોલા છંદના માપ વિષે નીચેની કડી છેઃ—
ચોવીસ પાદે મત્ત એક ગુરુ અંતે આણે; કવિ જેમાં અનુરત્ત, હરે જક્ષે જતિ જાણે;
નામે રોલાવૃત્ત સુણતાં સેજ વખાણે; માને નહિ સત મત્ત જઇ તે ગાડી તાણે.

આમાં મત=(૧) માત્રા, (૨) મત; હર=૧૧; પક્ષ=૧૩; યતિ=વિરામ; છેલ્લી લીટીનો અર્થ-આ સાચું મત માને નહીં તે બળદ !

"સુરત" ની પહેલી બે લીટી જોતાં, છેડે ગુરુ જોઇએ એ નિયમ નર્મદે પોતે નથી પાળ્યો એમ પ્રથમ દર્શને લાગે. રોળામાં એવા બીજા દાખલા પણ આવે છે. જુવો—

તવ પ્રસાદે થયાં રુડાં રામાયણ ભારત. 'એક સિંધુ પણ ભિજે જ્યહાં નહીં તરંગ ચંચળ.' આવા દાખલાઓમાં સૂરત્, મૂરત્, ભારત્, ચંચળ્, એવા જ ઉચ્ચાર થાય છે, અર્થાત અંત્ય અ શાંત છે.

૧૧મી માત્રા લઘુ એવા નિયમની પણ જરૂર નથી. જુવો આ દાખલામાં **થયાં**, **ભિજે**, તેમ ઉપર "સુરત"માં પંક્તિ ૩, ૪.

રોલા, રોળા, રોડા, રોલક, રોળક, રોડક, કાવ્ય, વગેરે અનેક નામવાળા આ માત્રામેળ છંદમાં તાલ વિષે પણ કેટલીક છૂટ જોવામાં આવે છે. તાલ ૧ લી માત્રાએ; અને પછી દર ચોથીએ એટલે ૫ મી, ૯ મી, ૧૩ મી, ૧૭ મી અને ૨૧ મીએ એ માત્ર સામાન્ય નિયમ છે. તાલ એક સ્થાન ખસી ૨ જી, ૬ ઠી, ...અગર ૪ થી, ૮ મી, ...એમ પણ આવે; જો કે આમાં થોડા અપવાદ પણ છે. દાખલા જુવોઃ—

છેડે ગુરુવાળા પૂર્વાર્ધો (ઉ. ત. રે હસિહસિને રઠી વગેરે)માં છેલ્લો તાલ ૯મી ઉપર નથી ૧૦મીએ છે. ગુરુ અક્ષરે શરુ થતા ઉત્તરાર્ધો (ઉ. ત. જેમ વેચાયો કડકે વગેરે)માં પહેલો તાલ ૧૩મીએ નહીં ૧૨મીએ છે. તવ પ્રસાદે થયાં-જવાય નહિ પરદેશ-' મહા નદીનો ઓઘ' —આવા દાખલામાં તાલ ૧લીથી નહીં ૨જીએ શરુ થાય છે. 'કાળચક્ર જે ઘુમે' (તાલ -૧લી, ૪થી, ૧૦મીએ); 'અહિયાં સહસ્રલિંગ' (તાલ-૧લી, ૬ઠી, ૯મીએ); 'જ્યહાં નહિ તરંગ ચંચળ' (તાલ-૧૩મી, ૧૮મી, ૨૧મીએ). વગેરે, વગેરે. પરંતુ ૮મી કે ૧૬ મીએ, અગર ૨૦મી કે ૨૨મીએ ઘણુંખરું તો તાલ ન જ આવે. વળી 'છળદાખિ છબિ અનેક', 'મારું શક્તિ ઉકલવા હું', 'ઉભા અમર નામ કરવા': એવી લંગડી રચનાઓ તાલસ્થાનને અભાવે જ લંગડાય છે: ત્રણે દાખલામાં ઉપાંત્ય તાલ ઠીક નથી.×

મધ્યપ્રાસ મુદ્દલ ના હોય તો પણ ચાલે. અંત્યપ્રાસ ચારે લીટીનો એક—આણેઃ જાણેઃ ખાણેઃ તાણેઃ એ રૂપનો—આવશ્યક નથી. બીજી તથા ચોથી લીટીને અંતે જ પ્રાસ, એવી રચના પણ સારી થાય એમ ધારું છું. આજ સુધી લખાયો છે તે છંદ તો ખરી રીતે બે બે લીટીની કડી જ છે, ચાર લીટીની નથી.

"દલપત પ્રાસે વ્હાય" (રુદનરસિક, ૧૩) એમ નર્મદે દલપતરામ ઉપર આક્ષેપ કરેલો અને તળે ટિપ્પણમાં ઉમેરેલું જે "તે જ શબ્દ-અક્ષર ફરી ફરી લખી એમાં ચતુરાઈ છે એમ બતાવી લોકને ફોસલાવે છે ("વ્હાય છે"), કે મને મોટો કવિ કહો." તથાપિ શબ્દાલંકરણ સ્ફુરે તે ટપ સ્વીકારી લઈને પંક્તિ આગળ ચલાવવી, એ વલણ નર્મદમાં પણ છે.

અર્થ.

૧ તુજ-શહેરના તેમ શહેરલોકના. શહેરલોક તે જ શહેર; એક આત્મા બીજું શરીર. એને નર્મદ કહે છે, બંનેને સ્ત્રી કલ્પ્યાં છે.

× અવતરણ ચિહ્ન (' ') વચ્ચેનાં ઉદાહરણ નરસિંહરાવની કવિતામાંથી છે; બીજાં નર્મદનાં છે.

૨ બેહાલ—નામ લેખે વાપર્યું છે. આ તે હાલ ? ના રે, બેહાલ જ કહેવાય !

૩ બાંકી—વંકિમા, ફાંકડી, ઉલછબીલી.

૪ કુંદનમાં જડાઈ કુંદનથી વિશેષ દીપતી હતી, તે કથીરથી પણ ઝાંખી અને ઓછા મૂલ્યની બની.

૫-૬ બીજા બાજીરાવ પેશવાના રત્નજડિત ગણપતિ અને સુરતનગરી વચ્ચે આ તુલનાની અર્ધ કડી ભીમરાવ કૃત કોહીનૂર વિશેની વસંતતિલક કડી પ્રમાણે જ ગુજરાતી કવિતાનું એક મહામૂલ્ય રત્ન છે. **સકુમારો,** સુકુમારઃ (૧) ગણપતિ નહાનો અને ઉત્તમ કલાએ સુશોભિત; (૨) સુરતનો દેહ નાજુક અને સુંદર. બંને સુકુમાર ( શોભીતાં મહામૂલ્ય અને સ્વસંરક્ષણે અશક્ત-અબલા જેવાં ), એ બંને વચ્ચે સ્થાયી સાધારણ ધર્મ. **ભડકા:** (૧) આગ, (૨) આવતી આફતની ફાળ, (૩) આફતો પોતે: આ બંને વચ્ચે બીજો સાધારણ ધર્મ. **વેચાયો કડકે-વ્હેંચાયો:** બંને વચ્ચે ત્રીજો સાધારણ ધર્મ કે આફતોને પરિણામે બંને વે ( વ્હેં ) ચાયાં. એકના કટકા થઈ જ ગયા; બીજાના પણ થઈ ગયા—સુરતી અને રાદેરિયાંઓનાં ટોળાં ઉપર ટોળાં દેશદેશાન્તર જતાં રહ્યાં. એક નાશ પામ્યું; બીજું નામમાત્ર જીવે છે. પ્રાકૃત કવિતાપ્રણાલિ વે વ્હે ને એક જ ગણે: વેચાયો—વ્હેંચાયો એને એક શબ્દ અને શ્લેષાલંકાર જ ગણે. એટલે આ આખું વાક્ય શ્લેષોપમા છે.

પછીની પંક્તિઓમાં સુરતની આગલી જાહોજલાલી અને હાલની પડતી વચ્ચે વિરોધ સ્ત્રીદેહનાં અંગો અલંકરણો આદિ વડે ઉંડી લાગણી અને નિઃશ્વાસ સાથે વર્ણવ્યો છે. બુરજ જોડ અને તે ઉપરના રંગબેરંગી વાવટા તે જાણે નિબિડ સ્તન અને તે ઉપરનાં વિવિધ ચોળી વસ્ત્રાદિ: અત્યારે ઢળી પડેલાં નૂર વિનાનાં સ્તન. ચળકતાં નયન: અત્યારે ફુલાંવાળા. ગાલ, ઓઠ, દાંત, નાક, મુખ, અને એકંદર રૂપ તે વખતનાં કેવાં તો ભભકાદાર હતાં તે સાંભરતાં તે દરેકની અને તે સર્વેની હાલની એકંદર સ્થિતિ, છે તેથી પણ વધારે ખાવા ધાય એવી લાગે છે. કરુણરસને પોષતો વિરોધાલંકાર સ્પષ્ટ છે. સ્ત્રી લેખે વર્ણન હોવાથી સજીવારોપણ ( personification ) પણ સ્પષ્ટ છે.

આવી કવિતા સામે ત્રણ જુદી જુદી દિશામાંથી ટીકાઓ થાય. અલંકારશાસ્ત્રીઓ ઉપમા, પરંપરિત રૂપક, રૂપક, સજીવારોપણ, વિરોધ, શ્લેષ, યમક વગેરે અલંકારોની વ્યાખ્યા પ્રમાણેનાં આમાં લક્ષણો કેટકેટલાં નથી અથવા પૂરતાં સ્ફુટ નથી તે બતાવે. યોગ્ય છે. પણ અલંકાર પોતે પોતાને જ માટે નથી. કોઇ લક્ષણ-લક્ષણો ન હોવાથી કે અસ્ફુટ હોવાથી અર્થમાં જેટલી કચાશ રહેતી હોય તેટલા અંશમાં જ આવી ટીકા ઉપયોગી ગણાય. ચોખલિયા આની સામે ટીકા કરે કે સ્ત્રીનાં સ્તન વગેરેનું સૂચન પણ અનીતિમય,-તો એવું મહીપતરામી ધોરણ વિચારવા જેવું પણ નથી. કમળારોગી બધું પીળું પીળું દેખે તેમ ચોખલિયો બધે જ અનીતિ કલ્પે છે, બધે જ અભડાય છે. ભાવનાવાદી (idealist) આની સામે ત્રીજી જાતની ટીકા કરશે. એ વર્ગના પંડિત કહેશે, આંખમાં ફૂલાં, ગાલમાં કુવા, નાક પર ચાઠાં, તાળમાં દાંત સીડાય, ધુવડ જેવો દેખાવ, વગેરે વિગત કુત્સિત છે, સુરુચિભંગ કરે એવી છે. આવી ટીકાઓમા સત્ત્વ હોય છે ખરું, પરંતુ કેટલું તે

મતભેદનો વિષય છે. વાસ્તવિકતા અને સુરુચિ વચ્ચે વિરોધ પડે, તેમાં વાસ્તવિકતા (realism) અને સુરુચિમાંથી કોને કેટલી જતી કરવાની વારુ ? આ પ્રશ્ન ઉપર મતભેદ સદાય રહેશે. શબ્દોથી આલેખાતો અર્થ ચિત્રોથી આંખે વળગતા અર્થ જેટલો ઉત્કટ નથી હોતો, ખાળના ચિત્રમાં પણ વાસ્તવિક ખાળની દુર્ગંધ નથી હોતી નેત્રગ્રાહ્ય વાસ્તવિકતા જ હોઇ શકે, વગેરે કલા અને કલાસાધનોની જાણીતી મર્યાદાઓ પણ ટીકાકારે લક્ષમાં રાખવાની છે. વળી આ પણ નિર્વિવાદ છે કે વાસ્તવિકતાને ગાળી નાખીને સુરુચિ જ રાખવામાં આવે છે, તો અર્થબોધ પણ ઝાંખો અને નબળો જ થાય છે.

૧૭ કારસ્તું, અજબ, અસર ઉપજાવવામાં ચમત્કારિક, માયાવી.

૧૮ ધૂપ, તડકો, તાપ, દુઃખ. ૨૦ દુખદા, ઉડતી ધૂળમાંની કાંકરી આંખમાં ભરાય તેથી દુઃખદ, એવા વિશેષ અર્થમાં આ લીટીને બાંધી લેવાની જરૂર નથી. કવિએ પોતાના ટિપ્પણમાં માત્ર એક દાખલો આપ્યો ગણીને સામાન્ય અર્થ લેવો.

[ચાલુ]

# ચાર્લ્સ ડીકન્સ અને પિકવીક પેપર્સ

"The humanity of to-day is infinitely more complex than it was in the days of Scott or Dickens, but there is no Scott or Dickens to epitomise its character or delineate its temparament."

["સ્કૉટ અને ડીકન્સના સમયની જનતા કરતાં આજની જનતા અતિશય ગુંચવાડા ભરેલી છે, પણ તેના સ્વભાવને આલેખે અગર તેની પ્રકૃતિનું સ્વરૂપ આપણા સમક્ષ રજુ કરે એવો સ્કૉટ કે ડીકન્સ અત્યારે નથી."]

## સામાન્ય વિવેચન

ગત સૈકાના પ્રખ્યાત ઈંગ્રેજી ગ્રંથકર્તા ચાર્લ્સ ડીકન્સ અને તેના પ્રખ્યાત અને મહાન પુસ્તક પિકવીક પેપર્સ વિષે ગૂજરાતી વાચકોને કાંઇક જાણવાનું મળે એ આ લેખનો ઉદ્દેશ છે. પ્રખ્યાત ગ્રંથકર્ત્રી મેરી કોરેલીના આ લેખની શરૂઆતમાં અવતારેલા શબ્દો ડીકન્સે ઇંગ્રેજી સાહિત્યમાં જનતાની સેવાના અર્થે શું કાર્ય બજાવ્યું તેનું સારી રીતે વર્ણન આપે છે. ૧૯ મા સૈકામાં (૧૮૧૨ થી ૧૮૭૦ સુધીમાં) થઇ ગએલા આ અતિશય લોકપ્રિય ગ્રંથકારે બહુ નાનેથી શરૂઆત કરી પોતાના બુદ્ધિબળે સાહિત્યની દુનિયામાં ઉંચામાં ઉંચું પદ પ્રાપ્ત કર્યું. તેનું સાહિત્ય સંબંધી કાર્ય બહુ જ વિશાળ હતું. પિક્વીક પેપર્સની તેણે શરૂઆત કરી ત્યારથી તે સને ૧૮૭૦ માં તેનું મૃત્યુ થયું ત્યાં સુધીમાં લગભગ ત્રીસ વર્ષના અરસામાં તેણે એક પછી એક અનેક નવલકથાઓ લખી, અને તે સૌની ખાસ ખૂબી એ છે કે, જો કે તેની ડીકન્સેતીઅન શૈલીનાં ખાસ નૈસર્ગિક લક્ષણો તેમાં છે છતાં, તેમાંની એકેએક આશ્ચર્યકારક રીતે એક એકથી જુદા પ્રકારની છે અને તેથી તેની લોકપ્રિયતા

હજી સુધી જેવી ને તેવી કાયમ છે વળી, તે વખતે ક્રિસમસ ( નાતાલ ) વગેરે તહેવારોને લગતી રમતગમતોને તથા તેના જેવા બીજા કેટલાક નિર્દોષ આનંદના પ્રસંગો પ્રત્યે કેટલાક આડંબરી અને ચોખલીઆ માણસો તરફથી અણગમો અને તિરસ્કાર બતાવવામા આવતો હતો તેના સબંધમા તેવા પ્રસગો સામાન્ય જનસમાજને માટે નિર્દોષ આનદ ઉત્પન્ન કરનાર સાધન તરીકે કેવુ ઉપયોગી કાર્ય કરે છે તેનું પ્રતિપાદન કરનારા અનેક લેખો તેણે લખ્યા, જેના પરિણામે જ્યારે જ્યારે તે પ્રસગો આવે છે ત્યારે ત્યારે અતિશય આનદ અને માન સાથે ડીકન્સના નામનું સ્મરણ કરવામા આવે છે તેની નવલકથાઓની વિશિષ્ટતા એ છે કે તેમા નર્મોળો હાસ્યરસ અને કટાક્ષ ખાસ જોવામા આવે છે, તેમ જ કરુણરસ અને અમુક ઉદ્દેશની સાથે સાથે ગુથણી થએલી માલમ પડે છે, જો કે કોઇ કોઇ વખત અતિ શયોક્તિપણાને અને તેની અતિશયતાને લીધે તથા ઉપરચોટીઆપણાને લીધે તે ટીકાને પાત્ર પણ થઇ છે પણ ડીકન્સની ખરેખરી મહત્તા તો ત્યારે જ આપણે જાણી શકીએ કે જ્યારે આપણે આ બાબત આપણા સ્મરણમાથી ખાસ ન ખસવા દઇએ કે પિકવીક, સેમ વેલર, કૉડલીન, ડીગુજી કિલ્પ વગેરે પાત્રોને તેણે જન્મ આપ્યો છે

બાળપણ અને જુવાની

ડીકન્સ ગરીબ માબાપને પેટે અવતર્યો હતો એનો પિતા સત્યનિષ્ઠ, ઉદ્યોગી અને પોતાના ધધામા નિયમિત હતો, પણ તદ્દન અવ્યવહારૂ અને અતિશય ખર્ચાળ હોઈ તેના ઝડપથી વધતા જતા કુટુબની જરૂરીઆતો પૂરી પાડવા અસમર્થ નીવડયો. તેની મા વધારે પ્રતિભાવાળી હોઈ વિવિધ પ્રકારની કળાઓમા પ્રવીણ હતી તેણે ડીકન્સને લેટીનના મૂળ-તત્ત્વોનું જ્ઞાન આપ્યુ, અને ગોવર સ્ટ્રીટ ( પોળ ) મા એક બોર્ડિંગ (જમવા તથા રહેવાની સગવડવાળી ) સ્કૂલ સ્થાપવા પ્રયત્ન કર્યો ડીકન્સે તેના પુસ્તકોમા જે પાત્રો આલેખ્યા છે તેમા તેનો પિતા ડેવીડ કૉપરફીલ્ડના પુસ્તકમા મિકોબારના પાત્રનો નમૂનો બન્યો અને તેની માએ નિકોલાસ નિકલ્બીના પુસ્તકમા મિસિસ નિકલ્બીના પાત્રનો નમૂનો પૂરો પાડયો. ડીકન્સ ૯ વર્ષની ઉમરનો થયો તે વખતે તેનું કુટુબ તદ્દન કગાલ હાલતમા હતું, અને તેના માબાપને દીવાની કેદખાનું સેવવુ પડ્યુ ડીકન્સને તો પોતાના મનથી તેનાથી પણ વધારે અણગમતી જગાએ જવુ પડ્યુ બ્લેકીંગ બનાવવાના કારખાનામા બ્લેકીંગની ડબીઓ પર આસમાની રગના લેબલો ચોઢવાને માટે તેને મોકલવામા આવ્યો આ જીવન પ્રત્યે તેને જે કટાળો અને તિરસ્કાર ઉપજતા હતા તેનું આબેહુબ વર્ણન ડેવીડ કૉપરફીલ્ડ નામની તેની આત્મકથા રૂપે લખાયેલી ચોપડીમા તે ગ્રન્થનાયક ડેવીડ કૉપરફીલ્ડને કારખાનામા શીશીઓ ધોવાના કાર્ય પ્રત્યે ઉપજતા અણગમામા આપવામા આવ્યું છે ડીકન્સના પિતા માર્શલ્સી (દીવાની જેલ)ના કેદખાનાની વાસી અને સાપ્રદાયિક હવામા સહેલાઇથી આશાવાદી રહી શકયો, જ્યારે આધુનિક કારખાનાઓની લાગણી અને ચૈતન્ય રહિત કાર્યસાધકતામા ડીકન્સ નિરાશાવાદી થતો સહેજમા બચી ગયો નિરાશાવાદના તેમજ કારખાનાના, બેના ભયમાથી તે બચી ગયો પણ તેનું ત્યાર પછીનું પગલુ તો આનાથી વધારે વિચિત્ર હતું કારખાનું છોડયા બાદ તેને નિશાળે મૂકવામા આવ્યો અને નિશાળ ટુક સમયમા છોડયા પછી તે વકીલની ઓફીસમા કારકુન બન્યો આ સમયે તેનો આત્મા ખળભળી ઉઠયો અને તેના અતરમા બડ ઉઠયુ વકીલના ધધાની લુખી અને નીરસ પૂર્ણાહુતિ તરફ ( તેની ગરીબાઇના દિવસોની મલિનતા

અને ગુલામી કરતાં પણ ) તે વધારે કકળી ઉઠયો. ખરેખર આ સમયે તેનું જીવન ખળભળી ઉઠયું અને પોતાની બુદ્ધિ પર મુસ્તાક થઈ ભવિષ્યના જીવનનો માર્ગ પસંદ કરવા તે પ્રેરાયો. પોતાના છૂટાછવાયા લેખો—જેવા કે સંસ્થાઓ પર કટાક્ષો, ખાનગી મનુષ્યોનાં રેખાચિત્રો, દુનિયાના આમવર્ગને ગમે તેવી અદ્ભુત વાર્તાઓ વગેરે—જુવાનીની ચંચળતા અને આત્મપ્રેમના પરિણામે ઉદ્ભવેલા કચરપચર લેખો–એ સર્વનો સંગ્રહ કરી તેણે પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો અને તેને બૉઝનાં રેખાચિત્રોનું નામ આપ્યું.

## લેખક તરીકે કારકીર્દી

ડીકન્સ બાળપણમાંથી આગળ પડતી (precocious) બુદ્ધિવાળો લેખક હતો, પણ તે અતિશય પ્રમાણમાં તેવો ગણી શકાય તેમ તો ન હતો. મોર્નીંગ ક્રોનીકલ પત્રમાં બૉઝનાં રેખાચિત્રો પ્રસિદ્ધ થયા બાદ તેને પુસ્તકના આકારમાં પ્રગટ કરવામાં આવ્યાં તે વખતે તે ૨૪ વર્ષની ઉમરનો હતો. તે રેખાચિત્રોમાંનાં કેટલાકમાં બહુ આનંદ આપનારી વાનીઓ છે પણ પિકવીક પેપર્સમાં અદ્ભુત અને તદ્દન નવીન પ્રકારનો હાસ્યરસ જે ભભકી નીકળે છે તેના આગળ તેઓ સૂર્યના પ્રકાશ આગળ જેમ મીણબત્તીઓ ઝાંખી પડે તેમ ઝાંખાં પડી જાય છે. આ સમયથી તેને ગ્રંથકારના કાર્યમાં એવી તો ઉત્તરોત્તર મહાન પ્રકારની ફત્તેહ મળી કે તે પૈસાની પ્રાપ્તિની બાબતમાં સ્કૉટથી જ ઉતરતા પ્રકારની હોય એકંદરે પૈસાની તેમ જ અન્ય બાબતમાં જનસમૂહની રુચિ અગર માગણીની પરવા રાખ્યા વિના પોતાની મરજીમાં આવે તેમ લખવાને તે શક્તિમાન થયો.

## પિકવીક પેપર્સનું વસ્તુ

પિકવીક પેપર્સ એ પિકવીક નામના એક વ્યાપારી ધંધામાંથી નિવૃત્ત થએલા ધનવાન ગૃહસ્થે સ્થાપેલી ક્લબના સભાસદોની મુસાફરી દરમીઆન બનેલાં સાહસ કર્મો તથા બનાવોના વર્ણનનું પુસ્તક છે. સરળ સ્વભાવના અને માયાળુ હૃદયના મી૦ પિકવીક પિકવીક ક્લબના નેતા છે અને તેના સભાસદો મળતાવડા સ્વભાવના નવા શીખાઉઓ પુરાણી અને વિચિત્ર વસ્તુઓની શોધખોળમાં ફરે છે અને તેમ કરતાં વિવિધ પ્રકારના સાહસો ખેડે છે. પિકવીક બિચારા પાકી વયના હોઈ જુવાન મિત્રોની સોબતમાં વિચિત્ર પ્રકારની વિટંબણાઓમાંથી પસાર થાય છે. પણ એમની ખરેખરી ખૂબી એ છે કે કદી તેમને માઠું લાગતું નથી તેમ જ ગમે તેવી મુશ્કેલીઓમાં તે હિંમત હારતા નથી. આખા પુસ્તકમાં ડીકન્સે ઇંગ્રેજી કાયદાની કચેરીઓ, પાર્લામેન્ટના સભાસદોની ચુંટણી, દીવાની કારાગૃહ વગેરે જાહેર સંસ્થાઓ અને બાબતોનાં વર્ણન સાથે વિવિધ પ્રકારનાં હાસ્યરસથી ભરેલાં વર્ણનો મુકી પુસ્તકને એકી વખતે બોધપ્રદ અને અતિશય આનંદદાયક બનાવ્યું છે. હદ ઉપરાંત ભલા પિકવીક અને લગભગ બધા પ્રસંગોમાં તેમની આજ્ઞા શિરસાવંદ્ય ગણનારા તેમના અનુયાયીઓ મી૦ વીંકલ, મી૦ સ્નોડગ્રાસ અને મી૦ ટપમેનનાં પાત્રો બહુ સારી રીતે આલેખાયાં છે. તેમાં પિકવીકના પરિચારક સેમ વેલરનું પાત્ર આલેખવામાં તો ડીકન્સે અવધિ જ કરી છે. ધણીના હિતને માટે અતિશય કાળજી ધરાવનારો ઉસ્તાદ પણ પ્રામાણિક સેમ વેલર મૂર્ખાઈનું, ભલમનસાઈનું, પક્કાઈનું તેમ જ વ્યવહારુપણાનું એકી વખતે પ્રદર્શન કરાવે છે. વળી, કાવ્યની રચના કરનાર સ્નોડગ્રાસ અને સ્ત્રી

જાતિ પ્રત્યે પક્ષપાત ધરાવનાર ટપમેન અને ખેલાડી છતાં બીકણુ વીંકલનાં-પાત્રો પણ બહુ ગમત આપે છે. મી૦ આલફ્રેડ જીંગલ નામનો શઠ પુરુષ જે મી૦ પિકવીકને બે ત્રણ પ્રસંગે છેતરે છે તેને બીજા માણસોને છેતરતો અટકાવવાને મી૦ પિકવીક તનતોડ મહેનત લે છે, અને તેમ કરવામાં બહુ મુશ્કેલીભર્યા પ્રસંગોમાં તે આવી પડે છે, છતાં તે જ જીંગલને પોતે કરેલી ભૂલોને માટે પસ્તાવો થતાં મી૦ પિકવીક જે સહાનુભૂતિ અને ક્ષમતાની વૃત્તિ તેના પ્રત્યે બતાવે છે તેમાં મી૦ પિકવીકના મનની ઉદારતા અને હૃદયની વિશાળતા પૂરેપૂરી ઝળકી રહે છે. મી૦ પિકવીક લંડનમાં રહેવા આવ્યા છે ત્યાં તેમને એક નોકર રાખવા વિચાર થાય છે અને તે સંબંધમાં તેમના મકાનની માલીક મીસીસ બારડેલ સાથે મોઘમ વાતચીત કરતાં મીસીસ બારડેલ મી૦ પિકવીકના નોકર રાખવાના ઈરાદાને પોતાની સાથે પુનર્લગ્ન કરવાનો ઈરાદો સમજે છે અને તેના પરિણામે આખરે મી૦ પિકવીક સામે વિના કારણ બારડેલ વિ૦ પિકવીકનાં લગ્નનો કોલ તોડવા માટે નુકશાની ભરી લેવાનો મુકર્દમો ચાલે છે, અને તેને લગતા પ્રસંગોમાં જે કોર્ટમાં ચાલતા કામનો દેખાવ તથા વકીલ સોલીસીટરો વગેરેનો પરિચય આપવામા આવે છે તે આબેહુબ હોઇ અતિશય આનંદ આપે છે. તેવી જ રીતે મી૦ પિકવીક એક રાત્રિએ એક હોટેલમાં ઉતરેલા છે ત્યાં રાત્રે ખાણુ લેવાના ઓરડામાં પોતાનું ઘડીઆળ ટેબલ પર ભૂલી ગએલાં તે પછીથી સાભરવાથી ત્રીજે કે ચોથે માળેથી પોતાના ઓરડામાંથી મધ્ય રાત્રિએ ઘડીઆળ લેવા ઉઠીને ઘડીઆળ લીધા બાદ પોતાના ઓરડા તરફ પાછા આવતાં બધા ઓરડા તથા તેમાનું ફરનીચર એક પ્રકારનું હોવાથી ભૂલમાં એક સ્ત્રી મુસાફરના ઓરડામાં ઘુસે છે અને ત્યાના ખાલી બીછાનામા તેને પોતાનું બીછાનું ધારી નાઇટ કેપ ( રાત્રિએ પહેરવાની કાન ટોપી ) પહેરી નિરાતે સૂઇ રહે છે. તેટલામા તે ઓરડામાં રહેનાર બાઇ ત્યાં આવવાથી પોતાની ભૂલ માલમ પડવાથી જે ગોટાળો થાય છે અને મી૦ પિકવીકને જે કઠોર શબ્દો પોતાની નિર્દોષ ભૂલને માટે સાભળવા પડે છે તે વર્ણન બહુ ગમત ઉપજાવે છે. મી૦ આલ્ફ્રેડ જીંગલના સબંધમાં કોઇ નિશાળમા ભણતી કુમારિકાને ઉચકી જવાનું કાવતરૂં જે તેના માણસ જોબ ટ્રોટરે મી૦ પિકવીકને ઉંધે રસ્તે દોરવા જોડી કહાડ્યું હતું તે કાવતરૂં અમલમાં મૂકાતા અટકાવવા જતા મી૦ પિકવીક તે છોકરીઓની બોર્ડિંગ સ્કુલમાં રાત્રિના સમયે તેના કમ્પાઉન્ડનો કોટ કૂદી અંદર દાખલ થઇ બારણું ઉઘડાવવા ધીમે ધીમે કમાડ ખખડાવવાથી પોતે જ ચોરની પરિસ્થિતિમાં મૂકાય છે અને તેને લીધે મધ્યરાત્રિના સમયે ખળભળાટ, ગોટાળો અને આખરે ખુલાસો થતાં જે હસાહસ થઇ રહે છે તેથી પણ ઘણો આનંદ મળે છે. આખા પુસ્તકમા આ પ્રમાણે વિવિધ પ્રકારના હાસ્ય ઉત્પન્ન કરનારા પ્રસંગો વર્ણવવામા આવ્યા છે પણ તેની ખાસ ખૂબી એ છે કે મી૦ પિકવીક ગમે એટલા ભલા અથવા ભોળા જણાય છે છતાં તેમના પ્રત્યે લેશ પણ પ્રીતિ તથા આદર ઓછાં થતા નથી.

### પિકવીક પેપર્સ અને ભદ્રંભદ્ર

છુટાછવાયા લેખો પછી ડીકન્સનું પિકવીક પેપર્સ પ્રથમ પુસ્તક હતું. ડીકન્સે ૧૮૩૬ માં સેમોરનાં કટાક્ષાત્મક ઉપહાસમય રેખાચિત્રોને માટે હકીકત રૂપે તે લખ્યું હતું. ડીકન્સની પદ્ધતિ મુજબ તેમાં ડગલે ડગલે હાસ્યરસ માલમ પડે છે, અને કોઈ કોઈ સ્થળે કરુણરસ

પણ તેમાં ભેળવવામાં આવેલો છે. ડીકન્સના કરુણરસનાં સૂક્ષ્મ પરીક્ષકો તેને કાંઈક રૂઢિબદ્ધ અને અયથાર્થ ગણે છે પણ તેનો હાસ્યરસ તો પિકવીક પેપર્સમાં જેવું સહજ આનંદના અસાધારણ પ્રવાહનું રૂપ ધારણ કરે છે તેવું રૂપ તેણે તેના બીજા એકે પુસ્તકમાં ધારણ કર્યું નથી. તો પણ એટલું તો ખરૂં કે તે સર્વ સ્થળે સચોટ માલમ પડે છે અને ડીકન્સની કલ્પનામય નવનવાં પાત્રો ઉપજાવી કહાડવાની કરામતના લીધે તે કદી પણ એક જ ઘાટીમાં બંધાઈ ગએલો માલમ પડતો નથી. પિકવીક પેપર્સ તો ઈંગ્રેજીમાં યથાર્થ રીતે ઉત્તમ પુસ્તકોમાંનું એક ગણાયું છે. આપણી ભાષામાં તેની બરોબરી કરી શકે તેવું કોઇ પુસ્તક હોય તો તે સ્વ૰ સર રમણભાઇનું 'ભદ્રંભદ્ર' છે. કેટલેક અંશે તે પિકવીક પેપર્સથી પ્રેરિત થયું હોય એમ જણાય છે, જો કે તેમાં સર્વેન્ટીસના ડૉન કિવગ્ઝોટની પણ કાંઇક છાયા જણાય છે. ભદ્રંભદ્રનું પિકવીકની માફક સાહસ અર્થે અને ડૉન કિવગ્ઝોટની માફક દિગ્વિજય કરવા બહાર મુસાફરીમાં નીકળવું, તેમનો મી. પિકવીકને જેમ જીંગલનો ભેટો થાય છે તેમ હરજીવન નામના શઠની સાથે ભેટો થવો, મી. પિકવીક જેમ સીડનચેરના છાપરા પર ચઢી ભાષણ આપે છે તેમ ભદ્રંભદ્રનું ગાડા પર ચઢી ભાષણ આપવું, ભદ્રંભદ્રમાં તેમ પિકવીક પેપર્સમાં દેડકાને ઉદ્દેશીને લખાએલું કાવ્ય, ભદ્રંભદ્ર તેમ જ મી૰ પિકવીકનું અનેક મુશ્કેલીઓમાં સપડાવું વગેરે પ્રસંગોનું સામ્ય ઘણું છે. પિકવીકની માફક ભદ્રંભદ્રમાં પણ હાસ્યરસના પ્રસંગો ઘણા છે, પણ બન્નેના ઉદ્દેશમાં આસમાન જમીનનો ફરક છે. ભદ્રંભદ્રનાં વર્ણનો તેમ જ તેની શૈલીમાં કેટલીક વિશિષ્ટતા માલમ પડે છે, અને તેમાંની કેટલીક ઉપમાઓ અને બીજા અલંકારો નવીન અને ચમત્કૃતિવાળા છે છતાં orthodoxy વગોવવાના ઉદ્દેશની ધૂનને લીધે તેનો હાસ્યરસ કેટલેક સ્થળે અસંગત અને વિષમ (grotesque) બની ગયો છે, અને તેથી કરીને તે પિકવીક પેપર્સની જેમ સર્વમાન્ય થઈ શકયું નથી. છતાં એટલું તો કહેવું પડશે કે ગૂજરાતી સાહિત્યમાં હાસ્યરસના પુસ્તક તરીકે ભદ્રંભદ્ર અત્યારે પ્રથમ સ્થાને ગણી શકાય તેમ છે.

### ડીકન્સનાં બીજાં પુસ્તકો

પિકવીક પેપર્સ પછી ડીકન્સે 'ઓલીવર ટ્વીસ્ટ' નામનું પુસ્તક લખ્યું. તેમાં ગરીબ લોકોને નભાવવાને અનાથ ગૃહો (work houses) ની સંસ્થા ઇંગ્લાંડમાં હતી તેની ખામીઓ પર ખૂબ સપાટા લગાવ્યા છે. ત્યાર બાદ નિકોલાસ નિકલ્બી નામની નવલકથા લખી તે સસ્તા દરની ખાનગી નિશાળો પર કટાક્ષ રૂપે છે. પણ સસ્તી નિશાળોની માફક ફેશનેબલ અમીરી સમાજ તરફ જે સસ્તા કટાક્ષ તેમાં થએલા છે તેનાથી કાંઇક તેને હાનિ પહોંચી છે. 'ઓલ્ડ ક્યુરીઓસીટી શૉપ' નામના પુસ્તકમાં કેટલાંક સુગમ પ્રકારનાં વિલક્ષણ પાત્રો છે જેઓમાં ઠીંગુજી કિવલ્પના પાત્રમાં વિકટ અને ભયાનક હાસ્યરસ ચિતરવામાં આવ્યો છે. 'બાર્નેબી રૂજ' એ કેટલેક અંશે ઐતિહાસિક નવલકથા છે જેમાં '૮૦ ની સાલનાં હુલ્લડો અસાધારણ સામર્થ્યથી વર્ણવવામાં આવ્યાં છે.' 'ડૉમ્બી એન્ડ સન' માં 'ઓલ્ડ ક્યુરીઓસીટી શૉપ' નો કંઈક અંશે મૂર્ખાઈ ભરેલા કરુણરસનો પ્રકાર ફરી દેખાવ દે છે. 'ડેવીડ કૉપરફીલ્ડ' જે ઘણે અંશે ડીકન્સની આત્મકથારૂપે છે તે ઈંગ્રેજી કલ્પિત ગ્રંથ (fiction)માંનું એક ઉત્તમ પુસ્તક છે. આધુનિક વાસ્તવિક જીવનનું આલેખન કરવાનો કોઇ પણ વાસ્તવિક પ્રયત્ન ડીકન્સે કર્યો હોય તો તે 'ગ્રેટ એક્સપેક્ટેશન 'ના

પુસ્તકમા કર્યો છે. ટેમ્સ નદીના કિનારા પરનુ જીવન આબેહુબ આલેખવામા આવ્યું છે. 'ટેલ ઓફ્ ધી ટુ સીટીઝ' વિષે ઉલટા સુલટા અભિપ્રાયો છે. કેટલાક તેને મોટામા મોટુ અદ્દ્ભુત રસાત્મક પુસ્તક ગણે છે, ત્યારે કેટલાક તેને મિશ્ર અને એક અમુક પ્રકારની લેખનપદ્ધતિવાળું અને મનને ક્ષુબ્ધ કરે એવા રૂપકની બરાબર ગણે છે. તેમા ફ્રાન્સનો અમીરવર્ગ આમવર્ગ પર જે અમાનુષી જુલમ ગુજારતો હતો તેનું આબેહુબ ચિત્ર આલેખવામા આવ્યુ છે. 'બ્લીક હાઉસ' 'લીટલ ડૉરીટ', અને 'હાર્ડ ટાઇમ્સ'મા પણ ઉદ્દેશની ધૂન અને કૃત્રિમ રીતે એક રીતિના સેવનનું દૂષણ માલમ પડે છે. 'માર્ટીન ચઝ-લવીટ' મા ડીકન્સના પોતાના અમેરિકાના અનુભવોનું વર્ણન છે. 'અવર મ્યુચુઅલ ફ્રેન્ડ' મા કેટલાક પાત્રોને લીધે કાઇક ઉત્તમતા જણાય છે જો કે ડીકન્સના પૂર્વના મહાન પ્રયાસની બરાબરીમા તે આવી શકે તેમ નથી, અને ત્યાર બાદ 'એડવીન્ ડ્રુડ' ની અધુરી રહેલી નવલકથામા કલ્પનાનું એક અસાધારણ સ્મારક બાધવાનો ડીકન્સનો પ્રયત્ન તેના મૃત્યુથી એકાએક અટકી પડ્યો જણાય છે.

ડીકન્સ અને પિકવીક પેપર્સ સંબધી મુખ્તેસર હકીકત આપી આ લેખ અત્રે પૂર્ણ કરવામા આવે છે. ડીકન્સના હાસ્યરસની વાનગીનું તેના અસલમા વર્ણવેલા કોઇ પ્રસંગના ભાષાન્તર દ્વારા આસ્વાદન કરાવવાનો વિચાર ભવિષ્ય પર છોડી અત્ર વિરમુ છુ.

ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત

# આપણાં રાચરચીલાં

[ અનુસધાન અક ૪, પૃષ્ટ ૨૨૮ ]

હવે હું ત્રીજા વર્ગના રાચો–જેમને વારવાર ફરવાનું છે–તેવા શા મુદ્દા ઉપર રચાયા છે તે બતાવુ આવા રાચોમા પાણી ભરવાના વાસણો, ઘી દૂધ રાખવાના વાસણો, મુસાફરીના સાધનો, વગેરેનો સમાવેશ ગણ્યો છે.

આવી વસ્તુઓમા હું સૌથી પહેલો પાણી ભરવાનો ઘડો જ લઉ છુ આપણા ઘડાનું રૂપ કોઈ રીતે ખોટુ નથી. એનો કાઠો એવો કર્યો છે કે તેમા દોરડાનો ગાળો બરાબર બંધ બેસી જવા સાથે એ ઘસાય નહિ તેવો પાછો અંદર વાળેલો છે. કુવામાથી પાણી બહાર લાવવા માટે ઘડા સિવાય બીજો કોઇ આકાર યોગ્ય નથી. ડોલ સારી નથી કુવામા જેટલી સહેલાઇથી ઘડો ડૂબે છે તેટલી સહેલાઇથી ડોલ ડૂબતી નથી. ડોલ લટકતા હાથે પાણી લઇ જવા માટે છે, ઘડો માથે કે કેડે લઇ જવા માટે છે જે દેશોમા ખાસ કરીને પશ્ચિમમા કે દક્ષિણ દિશમા જ્યા માથા પર ઘડો લઇ જવાતો નથી ત્યાં ઘડાનો આકાર જૂદો હોય. તે જ પ્રમાણે જે દેશોમા તળાવ કે નદીમાથી પાણી લઈ આવવાનું હોય તે દેશોમા ઘડાઓના આકારો આપણા ઘડા કરતા જુદા જ હોય. હવે આ જગાએ કોઇ ઘડાનો આકાર બદલવા જાય કે પશ્ચિમમા ગ્રીક કે રોમન શૈલીવાળા વાઝીઝના જેવા બનાવવા જાય

તો કેટલું ખોટું પડે ? આપણે ત્યાં પાણી ભરી લાવવાનાં, અને પાણી ભરી રાખવાનાં વાસણોના આકાર તેના ઉપયોગને બરાબર બંધબેસતા થાય તેવા જ છે. આપણા પાણીના ગોળાની વાત તો હું કહી જ ગયો છું. તેને બરાબર અનુરૂપ આપણે શિયાળામાં પાણી ભરી રાખવા માટે ગોળી કરી છે તે જ આકારની માટલીઓ કરી છે. આ માટલીઓ કૂઝા કરતાં જરૂર વધારે સારી છે. એક તો આ ચીજો ગોળ ખાંચાખૂંચી વિનાની હોવાથી ઘણી જ સાફ રહે છે. વળી તેને બેસણી નહિ હોવાથી તેને કોઇ પણ જગાએ ફેરવવાની ઘણી જ અનુકૂળતાવાળી એ છે. વળી બેસણી નહિ હોવાથી તે એકવાર નમી પડવાથી પાછી સીધી જ રહી, અંદરનું પાણી બચી જાય છે, બેસણીવાળાં વાસણોમાંનું પાણી તેમ બચી શકતું નથી. ઉનાળામાં તમારી પથારી પાસે રાતે ઠંડું પાણી ભરી રાખવા માટે તમે કૂઝો રાખી જુઓ અને માટલી રાખી જુઓ. જરૂર માટલી વધારે અનુકૂળ લાગશે, અને એની સુંદરતામાં કોઈ રીતે એ કૂઝાથી ઉતરે તેમ નથી. કૂઝો પાછો અંદરથી સાફ થઇ શકતો નથી. પ્રવાહી રાખવા માટે આપણે જે જે વાસણો બનાવ્યાં છે તે બધાં અંદરથી ગોળ ખાંચાખૂંચી વિનાનાં અને બેસણી વિનાનાં બનાવ્યાં છે. દૂધ ભરવાની તાવડી જુઓ, કે ઘી ભરી રાખવાનું બોઘરણું કે પાટીઓ, કે ચાટવો વગેરે બધું જોઇ લો. આ આકાર છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક ઢબનો છે. એ પર રચાએલી ચાહની કીટલીઓ જુઓ, અંદરથી તદ્દન ગોળ. એની જાહેરાતમાં જ "ખાંચાખૂંચી વિનાની" એવા શબ્દો લખાય છે. પરંતુ વધારામાં પશ્ચિમે દરેક વાસણને બેસણી કરી છે, તેનું કારણ એ છે કે એમની દરેક ચીજ ટેબલ જેટલી ઉંચાઇએ જ એક સપાટીએ રહે છે. એમનો પોષાક એમને ઊભા જ રાખતા હોઈ એમને દરેક ચીજ તેટલી ઊંચાઇએથી જ લેવી ફાવે, એમનાં ખાવાપીવાનાં દરેક વાસણને નીચે સપાટ બેસણી હોય જ. આપણે આવી બેસણીવાળી ચીજો શોખ ખાતર લઇએ છીએ, પરંતુ તેને જમીન પર વાપરવામાં એ કેટલી વાર ઢળી જાય છે તે જેણે ધ્યાનમાં રાખ્યું હશે તેને ખબર પડતી હશે. જમવા બેસતી વખતે લોટાને બદલે લાંબાં પવાલાં ભરીને બેઠા હોઇએ ત્યાં તેને જરા ઠેબું આવ્યું કે તરત આખું ય ઢળી જવાનું. આ પવાલાં-ગ્લાસનો-આકાર આપણો નથી. એ પશ્ચિમનો છે. એમની ચીજો ટેબલ જેટલી ઊંચાઇએ વપરાવાની હોવાથી એ એવી થઈ કે હાથમાં લેવી ફાવે. ટેબલ પર પડેલી એમની ડીશીઝ, કપ વગેરેમાંથી પાણી પીવા માટે એમને સર્વથી ઊંચું ડોકીયું કરનારા ગ્લાસની જરૂર પડી, એટલે એમણે એનો એવો ઘાટ કર્યો. એમનાં બધાં વાસણકુસણ ટેબલ જેવડી ઊંચાઇથી લેવાતાં હોઇ એનાં કડાં વાસણને પડખે કર્યાં: કીટલી જુઓ, ચાહના કપ જુઓ, એમની તળવાની કઢઇઓ જુઓ. આપણે નીચેથી ચીજો ઉપાડવાની હોવાથી કડાંઓ વાસણનાં કાંઠા ઉપર કર્યાં. આપણાં કમંડળો જુઓ, કઢઇયો જુઓ, તાંબાકુંડીઓ જુઓ. જેને કડાં ન કર્યાં તેના કાંઠા જ એવા કર્યા કે તેને આપણે એક હાથથી પકડી શકીએ. મોટા વાસણના કાંઠા પણ એવા કર્યા. ઘડા એવા કર્યા.

હવે, એમની જે ચીજો ટેબલ જેટલી ઊંચાઇએ વાપરવાની છે તે આપણે કેવી ખોટી રીતે વાપરીએ છીએ તે જોઇએ. એમનાં ચાહનાં વાસણો જે કાચનાં છે, અને હોવાં જ જોઇએ, એ આપણે મૂકીએ છીએ અભરાઇ ઉપર, "શો" બધો એમના જેવો કરવા માટે. અને ચાહ કરવાનો સ્ટવ પાછો જમીન પર હોય. બૈરું કે નોકર એ ચાહનો સટ

માથોડા ભરની ઊંચાઈએથી નીચે લાવે. પછી ચાહ કરે. પછી, મહેમાન પરોણા ચોથા માળે ઊભે કે નીચે જ્યાં બેઠા હોય ત્યાં બેસણીવાળા પ્યાલા, સપાટ બેસણીવિનાની થાળીમાં મૂકે અને અદ્ધર શ્વાસે એ કાચના માળાને મુસાફરી કરાવે! સમજી શકો છો એનું પરિણામ શું આવે છે? કુડુકુભુસ. અને સ્ટવ નીચે બેસીને સળગાવતાં કે સ્ટવ સળગાવી ઉપરની ચીજો લેવા જતાં જો આપણે સળગી ન જઈએ તો બચ્યા કહેવાઈએ. ઉભા ઉભા મુંબઈમાં સ્ટવના અકસ્માતો ખૂબ બન્યા છે તે આ ટેબલ જેટલી ઊંચાઈએ વાપરવાની ચીજોને નીચે બેસી વાપરીએ છીએ તે હકીકતને આભારી છે. પરદેશી ભાષાનો બોજો આપણા ઉપર પડવાથી જે એક જાતનો માનસિક હ્રાસ આપણને થઈ આપણાં જ્ઞાનતંતુઓ નબળાં પડી જાય છે તે જ જાતનો હ્રાસ આપણે પરદેશી ચીજો સમજ્યા વિના ઊંધી રીતે વાપરવા જતા આપણને થાય છે એમ હું માનું છું. મેં જોયું છે કે આપણા ગૃહસ્થને, દસ દસ જાતના ચાહના સેટ રાખવા પડ્યા છે. અનેકવાર કાચના, વચમાં વળી પીત્તળના, વળી કોકરના, વળી હૅન્ડલવાળા, વળી હૅન્ડલ વિનાના અને હજુ કયા રાખવા કે વાપરવા તેનો નિર્ણય એ કરી શક્યો નથી. પશ્ચિમના લોકોને ત્યાં આ કાચના માળાને આટલી મુસાફરી ભાગ્યે જ કરવી પડે છે. એમને ત્યાં તો મહેમાનોને કાચના માળા પાસે જવાની ફરજ પડે છે. તો આપણે એમ કેમ ન કરવું? આપણે પણ મહેમાનોને ચાહ પીવાની જગાએ લઈ જાઓ. બૈરીને લાજશરમના પડદામાંથી બહાર કહાડો, જરા આભડછેટ ઓછી કરો, કે ધાતુનાં પાત્રો વાપરો-પણ કૃપા કરી કાચનો "શો" ન કરો, અને નહિ તો તો વસાવો ટી ટેબલ[1], સાઈડ બોર્ડ[2], વૉશિંગ બોર્ડ[3], ને નહિ તો હિંમત હોય તો તદ્દન ચાહ પીવાનું જ છોડી દો!

હજુ ટેબલ પરની ચીજોએ બીજું ખાસ શું માગ્યું તે બતાવું? એણે ચમચા માગ્યા. આપણે તેની જગાએ પાવળા અને કડછી વાપરીએ છીએ, એ બે ચીજોમાં કેટલું બધું વાસ્તવિકપણું છે? જે વાસણોમાંથી આપણે પ્રવાહી લેવાનાં છે, તે બધાં પાવળાથી લેવાશે તેટલી સહેલાઈથી ચમચેથી નહિ લેવાય. બોઘરણામાં રહેલું દૂધ બા શેરની પાવળાથી જ લેવાશે, અને ઘીના વાડકામાંથી રોટલી ચોપડતી વખતે પાવળું જ વધારે ઉપયોગી નીવડશે. મોઢાની જેટલી ઊંચાઈએ પડેલા છીછરા વાસણમાંથી ચીજ ચમચેથી જ લેવી ફાવે. વળી ખાવાની રીત ઉપર પણ વાસણોના આકારોનો આધાર છે. અંગ્રેજો છરી કાંટેથી ખાય, ચીનાઓ સોટીઓથી ખાય, અને આપણે ભોંય પર બેસી ભોંય પર થાળી વાડકા રાખી હાથથી ખાઈએ. આ સઘળી રીત માટેના વાસણોના આકારો જુદા જુદા જ હોય. આપણને વાડકો જ ફાવે, એ જગાએ કોઈ ટેબલ ઉપરના ખાણાં માટે સરજાએલ કપમાં દૂધપાક પીરસે તો આપણી સ્થિતિ બગલાને બિલાડીની વાતમાંના બગલા જેવી જ થાય. તેમ જ વાડકાઓ ટેબલ પર રાખી હાથથી ખાતાં અડચણ પડશે. વાડકાઓ નીચે જમીન પર રહેવાના થયા એટલે એમને આપણે પાયીઓ ન કરી ને તેનાં મોઢાં પહોળાં રાખ્યાં. પડઘી હોય તો આપણે એને ગમે તેવી જમીન પર સહેલાઈથી ઠેરાવી ન શકીએ, તેમ જ પડઘી હોય તેવાં વાસણોને એક પર એક મૂકી ઉતરડના આકારમાં ગોઠવી ન શકીએ. કોઈક

1 ચાહ બનાવવા માટેનું ટેબલ. 2 ચાહનો બધો સામાન રહે તેવું કબાટ. 3 ચાહનાં વાસણો એટલીજ ઊંચાઈ એ ધોવાય ને ધોઈને મૂકી દેવાય તેવું પાટિયું.

પરદેશીને આ ઉતરડાનો આકાર નથી ગમ્યો પણ મંદિરના કે મસીદના ઘુમટોના કલશોના આકારો આપણને એના ઉપરથી જ સૂઝ્યા છે, અને આપણા કલશો ઘણા જ સુંદર ગણાય છે. આ ઉતરડોના આકાર ઘણા જ જીવન્ત દેખાય છે. સૌન્દર્યનાં મૂળતત્ત્વોમાં આની જાતની સજીવતા એક મુખ્ય લક્ષણ તરીકે આવશ્યક ગણાઈ છે.

હવે આપણે રાંધવાનાં વાસણો તરફ નજર કરો. એ વાસણનાં તળિયાં પણ આપણે ખાસ બુદ્ધિપૂર્વક જ ગોળ રાખ્યાં છે. તે ગોળ હોય તો જ ચૂલા પરનાં ત્રણે ટેપકાં ઉપર અંદરના આધણનું પાણી સપાટીમાં રહે તેમ તેને તમે ગોઠવી શકો. વળી જે વાસણોનાં પેટ ઊભાં છે તેના કાંઠાઓ બહાર વાળી નાખ્યા જેથી પછી અંદર ધુમાડો જતો અટકે અને આપણને ઉપાડવાને પણ ફાવે. ત્રીજી વાત એમ રાખી કે તેમાં વાસણનાં પેટાં ઉપરથી જરા અંદર ઘસતાં રાખ્યાં કારણકે તો એને ધુમાડો ન લાગે. ઊના પાણીની ચરવીઓ, પાટીઆઓ ને તપેલીઓ એવી છે પરંતુ એવી જાતની તપેલીઓ હવે થતી નથી, અને સંચા વડે થતી એલ્યુમીનીઅમની કે પીતળની સપાટ બેસણીવાળી તપેલીઓ રાંધવામાં અગવડવાળી જ ગણાય છે. તેમાં પણ એલ્યુમીનીઅમનાં વાસણોએ ઘણું જ નુકસાન કર્યું છે. એ તો સારું થયું કે વૈદકીય દૃષ્ટિએ એવું જાહેર થયું છે કે એલ્યુમીનીઅમમાંથી અમુક જાતનું નુકસાનકારક ઝેર નીકળે છે. ખાવાને માટેની થાળીઓ, ભાતીઓ, કડછી વગેરે દરેક ચીજ તેના ઉપયોગને પૂરેપૂરી બંધબેસતી થાય તેવી જ થઈ છે. આમાં આપણી સૂડી તો જગવિખ્યાત છે. અને પુસ્તકો વાંચવા માટેની એક જ પ્રતિમામાંથી થતી ઘોડીએ પણ પરદેશીને ઘણી જ અચંબો પમાડે તેવી છે.

આ પછી ઝીણી ઝીણી ચીજો, પીવાનાં જલપાત્રો તથા પૂજાની સામગ્રી જોઈ લઇએ. જે દેશોના ધર્મમાં મૂર્તિપૂજન ખાસ છે તેવા દેશોમાં મનુષ્યસર્જન ઘણાં જ સુંદર થાય, તેવા દેશોમાં જ ઉન્નત કલ્પનાવાળી કવિઓ અને કલાકારોનો ઉદય થાય. એ રીતે આર્ય-સમાજીઓમાંથી ઉન્નત કલાકારો પેદા થશે કે કેમ એ વિષે મને શંકા જ છે. અને તેમાં પણ હસ્તકૃત સર્જનોમાં ઝીણા માપનાં સર્જનોને તો સુંદર થવાનો ઘણો જ અવકાશ રહે છે. એ રીતે આપણી પૂજાસામગ્રી ઘણી જ વિવિધ જાતની અને કલાનાં સર્વલક્ષી તત્ત્વો-વાળી બની છે. આ સામગ્રીમાં ઉત્તર અને દક્ષિણે ઘણો મોટો ફાળો આપ્યો છે. ગૂજરાતનો ફાળો ઓછો છે પરંતુ તેનું કારણ એ છે કે હિંદનાં મોટાં મોટાં તીર્થધામો એ તરફ હોઈ ત્યાં ધાર્મિક રૂઢીઓ ચાલુ જ રહી છે. વળી ઉત્તર હિંદમાં ઝીણી ઝીણી ચીજો વધારે થઈ તેનું કારણ હું આગળ જણાવી ગયો તે પ્રમાણે સામાજિક અને ગૃહસ્થ જીવનનો ફરક છે એ પણ છે. આપણે ત્યાં બધું ધ્યાન મોટાં મોટાં વાસણો તરફ જ રોકાયું છે. એટલે કેટલાક સમજ્યા વિના માનતા હતા અને હજુ પણ માનતા હશે કે "વાસણોનાં આકારોમાં ગૂજરાત પાછળ છે" એ હું વ્યાજબી નથી માનતો. આપણી તાંબાકૂંડીઓ, ચરવીઓ, ઘડાઓ, હાંડાંઓ, તપેલાંઓ, ટોકળાં કરવાનાં ડાબડાઓ, ડબરાંઓ, અને છેલ્લી ઢબની બરણીના આકારો યાદ લાવશો. આમાંનું એક પણ વાસણ ઉત્તર હિંદમાં એટલું સુંદર મળતું નથી. ત્યાંના ગૂજરાતીઓને હમેશાં મોટાં વાસણો અહીંથી જ લઈ જવાં પડે છે. મારી ગૂજરાતની બરણી વડે જ ત્યાંનો ચીનો વેપારી મને ઓળખી કાઢતો, અને મને ચી' ઉધારે આપતો. ઉત્તર હિંદના લોટા તથા વાડકામાં ખાસ ફરક એ થયો કે એમણે બને

ત્યાં સુધી વાસણોને પડઘી કરી. તેનું કારણ એ છે કે ત્યાં ઇમારતી સામાનમાં પત્થર મુખ્ય હોઈ ત્યાં પત્થરની ફરસબંધી થઈ. તેના પર ગોળ ખોક કરતાં સપાટ બેસણી જ ટકાઉ અને વધારે સગવડભરી થાય. પણ તેમ થવા સાથે ગેરલાભ એ થયો કે પડઘીવાળાં વાસણોને એક ઉપર એક એમ ઉતરડની માફક ન ગોઠવી શકાય. ગૂજરાતમાં સામાન્ય રીતે પથરી ફરસબંધી ન થતી હોવાથી પડઘીવાળાં વાસણો થયાં નહિ. જેમ ગૂજરાતમાં ચરોતર કે ભાલના પ્રદેશમાં ફરનારાં ગાડાંને લોઢાના પાટા જડવામાં નથી આવતા પરંતુ સખ્ત જમીન પર ચાલનારાં વાહનોને પાટાની જરૂર પડે છે તેમ આ વાસણોમાં પણ પડઘી રખાઈ અને ન રખાઈ. સામાન્ય રીતે ગૂજરાતમાં વાસણને પડઘીની જરૂર નથી.

હમણાં હમણા આવા પડઘીવાળાં ઉત્તર હિંદનાં કે પરદેશનાં વાસણો, પ્યાલાઓ, લોટાઓ કે ફુલદાનીઓ ઘરોમા શણગાર રૂપે ટેબલની આસપાસ મૂકી રાખવાનો શોખ થવા માંડયો છે. પણ એ શોખ ખોટો છે. કેમકે એ ચીજો આપણે ત્યાંના ઉપયોગને માટે સરજાએલી જ નથી હોતી. એ નથી સરજાએલી માટે જ આપણે તેને એમ મૂકી રાખવી પડે છે! ફુલદાનીઓનો જન્મ પશ્ચિમમાં જ થાય કેમકે ત્યાંની અતિશય ઠંડીમાં કુદરતી વિહાર અશક્ય હોઈ કુદરતની ફુલ નહિ તો ફુલની પાખડી પણ ઘરમાં રાખવાની જરૂર પડી અને પછી ફુલોના શણગાર ઘરમા થવા લાગ્યા. આપણે ત્યાં આથી તદ્દન ઉલટી જ પરિસ્થિતિ છે, એટલું જ નહિ પણ કુદરતને ઘરમા લાવવી એ કુદરત ઉપર જુલમ ગુજારવા જેવું થાય છે. પાણીમાંનાં માછલાની જેમ પોતાના સ્થાન પરથી ચૂંટાએલું ફુલ મરી જ જાય છે, અને આપણે ત્યાં ફુલદાનીમાં મુકાએલાં ફુલો એક કલાકમાં જ ચીમળાઈ જઈ કચરાભેગાં થતાં આપણે શું નથી જોતા? આના કરતા ઘર આગળે તુલસીક્યારો રાખવો એ ઘણી જ ઊંચી જાતની કલારસિકતા છે. આજ દૃષ્ટિએ જે વાસણોનો ઉપયોગ જ ન થઈ શકે તેવાં વાસણો તેના પર થએલ શણગાર ગમે તેવો ઊંચો હોય તોપણ હું નકામા ગણું છું. જયપૂરનાં આવાં ખીચોખીચ શણગારવાળાં વાસણો કે કાશ્મીર તરફનાં કોતરેલાં ટેબલોને હું સાચી કલાના નમૂનારૂપ કહેતો નથી. જે ચીજ વડે તેના જન્મનો મૂળભૂત સિદ્ધાંત જ સધાતો નથી તેને કલાના નમૂનારૂપ ગણાય જ કેવી રીતે? જે કાવ્યમાં તેના ગમે તેવા સુંદર રાગ છતા કંઈ અર્થ જ સ્પષ્ટ થતો નહોય તેને કલાકૃતિ શી રીતે કહેવાય? અને જે કૃતિમાં જીવનનું પ્રતિબિંબ ન દેખાય તેને કલાકૃતિ કેમ કહી શકાય? હાવેલ સાહેબે એક જગાએ ખરૂં જ કહ્યું છે: " An art which is truly great strikes deep down into national life and permeates the whole national character. " હવે આ દૃષ્ટિએ વિચાર કરશો તો જણાશે કે પરદેશી અર્થહીન અને બીનઉપયોગના આકારો મૂકી રાખી કે રમતગમતમા પહેલા આવનારને ઇનામ તરીકે કપ કે શીલ્ડ આપી રાચવું એ ખરી કલારસિકતા નહિ પણ રસહીનતાસૂચક થાય છે. એના કરતાં તો નાતનાં લ્હાણામાં ઉપયોગમાં આવે તેવા વાસણો આપવામા આવે છે તે તદ્દન યથાર્થ છે.

આ જ દૃષ્ટિએ વળી ઘણી ચીજો ગણાવાય તેમ છે. આપણાં અસલનાં મુસાફરીનાં સાધનો તદ્દન બ્યાજબી હતાં. પાયદળ, ગાડાં, ટ્રેન કે દરિયામાર્ગે થતી દરેક મુસાફરી માટેનાં સાધનો જુદા જુદાં જ હોય. આપણી આમડાંઓની ગાડાંઓની મુસાફરી માટેનો આપણો ખડીઓ, હાલના હોલ્ડઑલ સાથે ખુશીથી સરખાવી શકાય તેમ છે. હોલ્ડઓલ જે લોકો

લે છે, એમને ત્યાં એ મુસાફરીથી બગડે તેના કરતાં નકામા પડી રહીને જ બગડે છે, જ્યારે ખડીઓ ઘરમાં વાપરી શકાય તેમ છે. વળી હોલ્ડઑલમાં તો વસ્તુઓ પુરી ભરવી જ પડે, જ્યારે ખડીઆમાં ઓછી વસ્તુ હોય તોય અનુકૂળ રૂપમાં સંકેલી શકાય તેમ છે. અને અત્યારે પણ શું પાયદળ કે ગાડાની મુસાફરીમાં બેગ કે ટ્રંક કરતાં ખડીઓ, બિસ્તરો વધારે અનુકૂળ નથી ? તે જ પ્રમાણે બિસ્તરો બાંધવાના પટાઓ કરતાં સૂતરની દોરીઓ વધારે અનુકૂળ અને ઉપયોગી નીવડે છે. આવી આવી બાબતમાં અસહકારના યુગે ઘણો જ સુધારો કરી આપણને વ્યર્થ સાધનો પાછળ પૈસા ખર્ચવામાંથી બચાવી લીધા છે.

આપણે બિલકુલ સમજ્યા વિના જ પારકી ચીજોને સુંદર ગણી વાપરીએ છીએ એ એક રસહીનતા છે. ઉપરાંત એથી આપણે આપણી ચીજોમાં કાંઇ પણ "સુધારો" કરવાની શક્તિ ગુમાવવા સાથે એ અસલી ચીજોને જ ગુમાવીએ છીએ; અને પરિણામે માનસિક અને આર્થિક નુકસાન ભોગવીએ છીએ. કુંભારનો ધંધો એ રીતે પડી ભાંગ્યો છે, અને અત્યારે એ કુંભારો માત્ર ગધેડાં ઉપર રેતી સારવાના કોન્ટ્રાક્ટ લે છે. આપણાં માટલાંઓ જેવાં જ લોઢાનાં માટલાં પરદેશથી બનીને આવવા માંડયાં છે, પણ હું એમ માનું છું કે હજુ આપણે એટલી અક્કલ ગુમાવી બેઠા નથી કે એ માટલાંઓનો આપણે ઉપયોગ કરીશું. અને હું ઇચ્છું છું કે તેનો વેપાર બંધ જ થાય.

માત્ર શણગાર પૂરતી નજરે જોવા માટે જ કોઇ અર્થહીન ચીજથી મલકાવું કે તેમાં રાચવું એ રોગીષ્ટ વૃત્તિ છે. એ વૃત્તિ પશ્ચિમમાં Art for Arts' Sake ની વૃત્તિમાંથી ઉદ્‌ભવી છે. Fine arts & Industrial arts, Art & Industry, આ બધા વિભાગો આપણે બ્રિટીશ પ્રજાના સંબંધમાં આવ્યા પછી થયા છે, નહિ તો આપણા આદર્શમાં તો ઉપયોગીતા, સાર્થતા અને સુંદરતા-सत्यम् शिवम् मंगलम् ની ત્રિપુટીને જ કલા ગણી છે. યુરોપમાં પણ રસ્કીન, ટૉલ્સ્ટોય, મોરીસ, વૉલ્ટર ક્રેઇન, એશબી અને હમણાં હમણાંના છેવટના ઇ. બી. હાવેલ જેવા મહાનુભાવોને આ જ આદર્શ સાચો લાગ્યો છે, અને તેમણે એ આદર્શ લોકો પાસે મૂકયો પણ છે. આપણે પણ આ ભૂલાઇ ગએલા આદર્શને તાજો કરી તેને વળગી રહી વર્તીશું તો ઘણાં અનિષ્ટોમાંથી બચીશું.

ગજાનન વિશ્વનાથ પાઠક

# અમેરિકાના પત્રો

## પત્ર ૧૫ મો

કેમ્બ્રિજ માસ,
તા. ૩ ફેબ્રુઆરી, ૧૯૨૯.

સ્નેહી ભાઇશ્રી,

આજે અહીંના સિમ્ફનિ હૉલમાં પ્રોફેસર સ્કિનરે The Present Crisis in American Marriage ( અમેરિકાની લગ્નવ્યવસ્થા ) એ વિષય પર વ્યાખ્યાન આપ્યું. પ્રોફેસર સ્કિનર સમાજશાસ્ત્રના અધ્યાપક છે અને વિશ્વધર્મ ( Universal Religion ) માં માનનાર કૉમ્યુનિટિ ચર્ચના પ્રમુખ છે. આથી તેમના વિચારો આ વિષય પર પ્રમાણભૂત હોવાથી બને તેટલા વિસ્તારથી નીચે ટાંકું છું.

શરૂઆતમા તેમણે જણાવ્યું કે " રેવોલ્યુશન યાને ક્રાન્તિ બે પ્રકારની હોય છેઃ (૧) લોહીના લાલ અક્ષરોમા લખાયેલી ક્રાન્તિ, જેમકે ફ્રેન્ચ રેવોલ્યૂશન અથવા તો તાજેતરનો રશિયન રેવોલ્યૂશન અને (૨) શાન્ત ક્રાન્તિ. આવી શાન્ત ક્રાન્તિ ( Silent Revolution ) આજે અમેરિકાની લગ્નવ્યવસ્થામાં ચાલી રહી છે. ગૃહ, દેવળ અને શાળાએ આ પ્રજાના ઘડતરમા મુખ્ય ભાગ ભજવ્યો છે. તે ત્રણ પ્રજાજીવનનાં મુખ્ય અંગ છે. આજથી પચાસ વર્ષ પહેલાં ગૃહ આ ત્રણેમાં પ્રમુખ અંગ હતું. હવે શાળા એના વિશાળ અર્થમાં પ્રજાના વિચારો અને રહેણીકરણીમા મુખ્ય ભાગ ભજવે છે.

"૧૯૨૬ ની સાલમા આ દેશમા ૧૨,૦૨,૫૭૪ લગ્નો થયાં. ૧૯૨૭ ની સાલમાં ૧૨,૦૦,૬૫૯ લગ્નો થયા. આ આંકડા સ્પષ્ટ કરે છે કે દિનપ્રતિદિન આ દેશમા લગ્નોની સંખ્યા ઘટતી જાય છે. પણ તમે કહેશો કે આ ઘટાડો તો નજીવો છે, માત્ર ૧૨ લાખમાં ૨ હજારનો જ ઘટાડો છે, સેંકડે બે દશાંશથી પણ ઓછો ઘટાડો છે. પણ સમાજશાસ્ત્રના અભ્યાસીને મન આ નજીવો પણ ઘટાડો અતિ મહત્ત્વનો અને સૂચક છે. દર વરસે આ દેશમાં વસ્તિની સંખ્યા વધતી જાય છે, પરદેશીઓ દર વરસે આ દેશમાં વધારે ને વધારે સંખ્યામાં પ્રવેશ કરે છે અને જ્યાંય લગ્નની સંખ્યા વધવાને બદલે ઘટતી જાય છે ! આ શું બતાવે છે ? કે આપણે લગ્નની સંસ્થા પ્રત્યેના વળાંક બિંદુ ( turning point ) એ પહોંચ્યા છીએ. જ્યારે ૧૮૯૦ થી ૧૯૨૦ ની સાલ સુધીમા લગ્નોની સંખ્યામાં ૪.૬ ટકાનો વધારો થયો છે ત્યારે ૧૯૨૬ અને ૧૯૨૭ ની સાલ વચ્ચે આ મેસાચ્યુસેટ્સ સ્ટેટમાં જ ૦.૬ ટકાનો ઘટાડો થયો છે. અને એ જ બે સાલ વચ્ચે આ સ્ટેટમાં છૂટાછેડાની સંખ્યામાં ૪.૬ ટકાનો વધારો થયો છે ત્યારે આખા દેશમાં ૬.૨ ટકાનો વધારો થયો છે. એક સ્ટેટમાં તો દરેક પાંચ લગ્નમાં બે છૂટાછેડાના કેસ નોંધાયા છે અને આ સ્ટેટ એ સ્ટેટ નથી કે જ્યાં લોકો છૂટાછેડાને માટે દોડી જાય છે. એવા સ્ટેટમાં તો લગ્ન કરતાં યે છૂટાછેડાની સંખ્યા

વધી જાય છે. સરેરાશ જોતાં દરેક પાંચ લગ્ને એક છૂટાછેડાનો કેસ આ દેશમાં થાય છે અને તે આપણને આપણી હાલની લગ્નની વ્યવસ્થા પર વિચાર કરવા પ્રેરે છે.'

"સ્ત્રીઓનું છૂટાપણું (Emancipation of Women) એ આજે એક તડાકે રશિયાએ સિદ્ધ કરી બતાવ્યું છે. રશિયામાં એ ઘણી જૂની કહેવત છેઃ Beat your wife and your soup will be a little tasty (બાયડીને મારતાં રહેશો તો દાળમાં જરા વિશેષ સ્વાદ આવશે): પણ આજે એ સ્થિતિ પલટાઈ ગઇ છે. આજે સૌ દેશો કરતાં સ્ત્રીઓનું છૂટાપણું રશિયાએ વિશેષ સિદ્ધ કર્યું છે. સ્ત્રીઓને આર્થિક તેમ જ રાજકીય છૂટાપણું રશિયાએ આપ્યું છે અને સ્ત્રી પુરુષ વચ્ચેના બીજા સંબંધોમાં પણ બને તેટલું છૂટાપણું આપવા પ્રયત્ન કર્યો છે.

"પણ આજે આ દેશમાં દરેક વસ્તુ પ્રત્યે એક જાતનું cynicism–ખરાબ બાજુ જોવાની વૃત્તિ નજરે પડે છે. અસલની આદર્શદષ્ટિ લુપ્ત થઈ છે અને જીવનની વાસ્તવિકતા અને વસ્તુસ્થિતિને સ્થિર નજરે નિહાળવાની વૃત્તિ (to face the facts and realities of life) પેદા થઈ છે. ખાસ કરીને આ વૃત્તિ આપણા જુવાનોમાં નજરે પડે છે. ખરી વસ્તુસ્થિતિને છૂપાવવાનો કે આંખ આડા કાન કરવાનો તેઓ પ્રયત્ન કરતા નથી, પણ જે સત્ય હકીકત છે તે તેઓ સ્પષ્ટ શબ્દોમાં વગર સંકોચે જાહેર કરે છે અને તેને સુધારવાના ઉપાયો સૂચવે છે. હું આ વૃત્તિને વખાણું છું અને યુવકોનો પ્રયાસ સફળ થાય એમ ઇચ્છું છું.

"જજ લિન્ડસે એમના Companionate Marriage ના પુસ્તકમાં કહે છે કે સંતતિ નિયમન (Birth Control) એ આજના યુગની મોટામાં મોટી ક્રાન્તિ છે. એ ખરૂં છે કે સંતતિ નિયમનથી જુવાનોનો સંયમ છૂટી ગયો છે, તેઓ વધારે સ્વચ્છંદી બન્યા છે. એ પણ ખરૂં છે કે સંતતિ નિયમનથી લગ્નનું રહસ્ય (mystery) રોળાઈ જાય છે, પરિણિત જીવનની કવિતાનો લોપ થાય છે અને એ નવા અનુભવની અવનવી ખૂબીઓ મારી જાય છે, કારણ કે પ્રેમનું મંડાણ સંયમ ઉપર છે (Love is founded on restraint). છતાં આજનાં ઘણાં યુવાનો સંતતિ નિયમન કરે છે અને એક જાતનું સ્વાતંત્ર્ય અનુભવે છે. આથી ઘણા કહે છે કે આજનું અમેરિકા એની સંસ્કૃતિમાંથી પ્રેમને દેશવટો દેતા બેઠું છે. લગ્નમાં પ્રેમને સ્થાને સાહચર્ય (Comradeship)ની એણે સ્થાપના કરી છે અને આજથી પચાસ વર્ષ પર સ્ત્રીપુરુષ વચ્ચે જે અંતર હતું તે ભૂંસાઇ ગયું છે.

"હું અવિવાહિત જીવન કરતાં વિવાહિત જીવનને પસંદ કરૂં છું. કારણ કે લગ્નથી મનુષ્ય સમાજને અનુકૂળ થતાં શીખે છે, વધારે નિઃસ્વાર્થી બને છે અને વધારે ઉદારચિત્ત પણ બને છે. આજે અમેરિકાના બંદીખાનાઓનું વસ્તિપત્રક જોઈએ તો તરત જ માલમ પડે છે કે એક જ ઉમ્મરના પુરુષોમાં એક કેદી વિવાહિત છે તો બે કેદી અવિવાહિત છે. આથી અહીં આવેલા અવિવાહિત પુરુષોને કે લગ્ન નહિ કરવા ઇચ્છનાર જુવાનોને હું ગભરાવવા ઇચ્છતો નથી, પણ આ આંકડાઓ તરફ તેમનું ધ્યાન ખેંચું છું અને તે પર વિચાર કરવા વિનવું છું. માનસિક રોગોના દરદીઓની ઇસ્પિતાલોમાં પણ અવિવાહિત પુરુષોની સંખ્યા વિવાહિત પુરુષો કરતાં દોઢી, પોણાબેગણી છે. સંભવિત છે કે એવો રોગ હોવાને લીધે જ એમાંના કેટલાક પરણી ન શકાય હોય છતાં એ આંકડા સૂચક તો છે જ.

"પણ સ્ત્રીઓની સંખ્યામા આવો ફરક નજરે પડતો નથી ગુન્હેગાર અને માનસિક રોગવાળી સ્ત્રીઓમા વિવાહિત અને અવિવાહિત સ્ત્રીઓની સખ્યા લગભગ સરખી છે. આ એટલુ જ સાબીત કરે છે કે પુરુષનું બધારણુ જ એવી જાતનું છે કે તેને પરણ્યા વિના ચાલે નહિ, જો કે સ્ત્રીને ન પરણવાથી કંઈનુકસાન થતું હોય એમ દેખાતું નથી. સમાજશાસ્ત્રના અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે દુર્બલ મનવાળા પુરુષનું સામાન્ય સ્ત્રી સાથે લગ્ન થાય (કે દુર્બળ મનવાળી સ્ત્રીનું સામાન્ય શક્તિવાળા પુરુષ સાથે લગ્ન થાય) તો એમાથી જે સંતાનો ઉત્પન્ન થાય તે દુર્બળ નહિ પણ સામાન્ય હોય છે અને સમાજને હાનિકર્તા થઈ પડતા નથી. આ દૃષ્ટિએ જોતા પણ લગ્ન હિતકર છે. પ્રેસિડન્ટ ઇલિયટના શબ્દોમા કહું તો 'Marriage contributes to the enduring satisfaction of life (લગ્નથી જીવનમા ચિરંજીવ સતોષ અનુભવાય છે).' એ 'ચિરંજીવ સતોષ' બીજા કશાથી નહિ પણ લગ્નથી જ જીવનમા આવે છે અને મનુષ્ય જ્યારે દુઃખથી પીડાતો હોય છે ત્યારે તેનું મન બીજા કશા તરફ નહિ પણ પોતાની સ્ત્રી અને કુટુમ્બ તરફ જ વળે છે. આ માટે અહીંના જાહેરજીવનના અગ્રણી પુરુષના વચનો યાદ કરવા જેવા છે તેઓ જ્યારે શસ્ત્રક્રિયા (operation) ને માટે ઇસ્પિતાલમા ગયા અને તેમના પરતી શસ્ત્રક્રિયા પૂરી થઇ ત્યારે તેઓ કહે છે કે તેમને સદા હૈયે વસેલી જાહેર પ્રવૃત્તિઓ તેમના મનમાથી કોણ જાણે કયાય સરી ગઇ અને તેમના કુટુમ્બના માણસોના મુખ જ તેમની દૃષ્ટિ આગળ તરવરવા લાગ્યા. મારો પોતાનો દાખલો આપુ તો મને માફ કરશો. તમે જાણો છો કે આ કોમ્યુનિટિ ચર્ચ સદાયે મારે હૈયે વસેલું છે, તેને જ વિશાળ અને ઉન્નત કરવાના હું વિચારો કરૂ છુ, રાત્રે પણ એના જ સ્વપ્ના સેવુ છુ, છતા જ્યારે મેં શસ્ત્રક્રિયા (operation) કરાવી ત્યારે આ ચર્ચ મારા મનમા નહોતું, પણ મારૂ કુટુમ્બ મારા મનની આગળ હતુ આ એકરાર માટે તમે મને માફ કરજો, પણ એ સાચો એકરાર છે. મનુષ્યની દૃષ્ટિ દુઃખની વેળાએ એના કુટુમ્બ તરફ વળે છે એની પ્રિય સંસ્થાઓ તે ઘડીભર વિસરી જાય છે અને આશ્વાસન તથા દિલાસા માટે સ્વજનના સ્નેહભીના મુખો પર તે મીટ માડે છે.

"આથી મનુષ્યને માટે લગ્ન એ સ્વાભાવિક અવસ્થા છે. જેમને સમાજની સેવા કરવાની ખ્વાહિશ છે, દુખીઓના આસુ લ્હોવાની ઇચ્છા છે તેમણે આ લગ્નની જંજાળ ન વહોરવી એવા હું મતનો છુ, કારણ કે એને લીધે એનું સ્વાતંત્ર્ય હણાઈ જાય છે. જીસસ ક્રાઇસ્ટ અવિવાહિત હતા એથી એમના જીવનનું સ્વાતંત્ર્ય સંપૂર્ણપણે વિકસ્યુ છે. તેમણે કદાચ લગ્નાવસ્થા સ્વીકારી હોત તો તેમનું જીવન જેવું આજે આપણે જાણીએ છીએ તેવુ ન હોત. આથી જે જુવાનોને જીસસની માફક જગતની સેવા કરવી છે, જીસસની માફક પોતાનું સર્વસ્વ જગતને ચરણે અર્પણ કરવું છે, તેમને માટે અવિવાહિત જીવન શ્રેયસ્કર છે, પણ બીનસેવાભાવી જુવાનોને માટે, સામાન્ય જુવાનોને માટે, તો લગ્નાવસ્થા જ ઉત્તમ છે એમ મારૂ દૃઢપણે માનવુ છે."

એ જ

લે નંદલાલના પ્રણામ

# અમેરિકામાં શ્રીમતી સરોજિની દેવી સાથે પ્રશ્નોત્તરી*

પ્રશ્નઃ—હિન્દુસ્તાનમાં સ્ત્રીઓની કોઇ હીલચાલ છે ?

ઉત્તરઃ—ખાસ સ્ત્રીઓની હીલચાલની હિન્દમાં જરૂર નથી. કારણ કે હિન્દમાં સ્ત્રીઓ અને પુરુષો ભેગાં કામ કરે છે. તો તેમને માટે જુદી હીલચાલ શા માટે જોઈ એ ?

પ્રશ્નઃ—જે મીશનરીઓ હિન્દમાં મોકલવામાં આવે છે તેમને વિષે તમારો શો અભિપ્રાય છે ?

ઉત્તરઃ—ક્રિશ્ચિયન મીશનરીઓમાં મારે પુષ્કળ મિત્રો છે. તેમાંનાં કેટલાએક સાચા દિલના છે. હું ઇચ્છું છું કે તેઓ જેટલા શીખવવાને તત્પર છે તેટલા જ શીખવાને તત્પર હોય તો કેવું સારૂં ? શીખવા અને શીખવવા બન્નેની ભાવનાથી તેઓ આવતા હોય તો તેઓ વધારે આવકારલાયક થાય.

પ્રશ્નઃ—તમે તમારા દેશમાંથી મીશનરીઓને આ દેશમાં શા માટે મોકલતા નથી ?

ઉત્તરઃ—અમારો દેશ એમ માને છે કે દરેક પ્રજાને પોતપોતાનું દર્શન હોય છે. અને પોતાના ગ્નાન પ્રમાણે તેણે પોતાનું નસીબ ઘડવું જોઇએ. એ અમારો આંતરરાષ્ટ્રીય શિષ્ટાચાર છે.

પ્રશ્નઃ—મી૰ ગાંધી સ્વાતંત્ર્ય મેળવવા માગે છે તે બેયોનેટથી કે લાગણીથી ?

ઉત્તરઃ—બેયોનેટથી કોઈ પ્રજાને મુક્તિ મળે નહિ. લોકોએ પહેલાં જાતે મુક્ત થવું જોઈએ. આર્થિક મુક્તિની પહેલી જરુર છે તે પછી જ સાચી રાજકીય સ્વતંત્રતા નભાવી શકાય. તેથી જ ગાંધીજી સ્વાશ્રયનો ઉપદેશ કરે છે.

પ્રશ્નઃ—હિન્દમાં સ્ત્રી અને પુરુષને સરખા જ મત આપવાના હકો છે ?

ઉત્તરઃ—હા, બારીઓ કે હૃદયને ભાંગ્યા વિના તેમણે એ હક મેળવ્યો છે. બન્નેને મીલકતના ધોરણ પર સરખા મતોનો હક છે. આ ધોરણ ઘણું મનસ્વી છે, પણ તેનું કારણ પરદેશી રાજ્ય છે, તેને માટે અમે જવાબદાર નથી.

પ્રશ્નઃ—હિન્દની સ્વતંત્રતાની હીલચાલ ઉપર રુશિયાની કાંઈ ખાસ અસર છે ખરી ?

ઉત્તરઃ—અમેરિકા, જાપાન કે કોઇ પણ બીજા સ્વતંત્ર દેશની અસર કરતાં વધારે નહિ.

પ્રશ્નઃ—મીસ મેયોએ 'મધર ઇન્ડીયા' ના પુસ્તકમાં લખેલી હકીકત વિષે તમારો શો અભિપ્રાય છે ?

ઉત્તરઃ—જો એ હકીકત હોય તો સાચી છે !

પ્રશ્નઃ—હિન્દુ-મુસલમાન ઝઘડા વિષે તમારો શો અભિપ્રાય છે ?

ઉત્તરઃ— હિન્દુ-મુસલમાન ઝઘડા તે ગુન્ડાઓ વચ્ચેના ઝઘડા છે. જે ગુન્ડાઓ હિન્દુ-મુસલમાન કોમના હોય છે. ઝઘડાનું કારણ આર્થિક છે અને ઘણે અંશે તે કૃત્રિમ રીતે ઊભા કરેલા હોય છે.

પ્રશ્નઃ—હિન્દુસ્તાનમાંથી ગ્નાતિસંસ્થા નાબુદ થતી જાય છે ખરી ?

ઉત્તરઃ—સાચા અર્થમાં ગ્નાતિસંસ્થા કદી નાબુદ થઈ નથી. તેના મૂળ ઊંડા છે. એનો ખરો અર્થ એ છે કે કોઇ પણ ખાસ કળા કે કારીગરીમાં નિષ્ણાત થયેલા માણસે લોકોની એ જ સેવા કરવી.

---

* શ્રીયુત નંદલાલ શાહના તા. ૭-૩-૨૯ ના પત્ર સાથે આ પ્રશ્નોત્તરી મૂળ અંગ્રેજીમાં આવી છે. આ પત્ર આ પછીના 'પ્રસ્થાન' માં પ્રસિદ્ધ થશે. તંત્રી

પ્રશ્નઃ—ગાંધીજીનો અહિંસાત્મક અસહકારનો સિદ્ધાંત શો છે?

ઉત્તરઃ—સહકારને મારે કશી હિંસાની જરૂર હોતી નથી. એમનો સિદ્ધાંત અહિંસાત્મક અસહકારનો છે. ગાંધીજીનો સિદ્ધાંત પશુબળ સામે આત્મબળ ઉપર સ્થપાયલો છે. છેલ્લા મહાવિગ્રહે બતાવ્યું છે કે તે દેશો તેમને કુદરતે બનાવ્યા હતા તેથી બહુ આગળ ગયા નથી! ગાંધીજી માને છે કે દ્વેષને દ્વેષથી નહિં પણ પ્રેમથી જીતવો જોઇએ. તેઓ માને છે કે અપકૃત્યને સરખું કરવા બીજું અપકૃત્ય કરવું ન જોઇએ. પણ પોતે કાંઇક સહન કરી લેવું જોઈએ, જે વધારે અઘરૂં છે. તેમનો સિદ્ધાંત આપણી અંદર રહેલાં અનિષ્ટો તેમ જ બહારથી કરવામાં આવેલાં અનિષ્ટો બન્નેને એક સરખો લાગુ પડે છે. રવિવારે દેવળમાં થોડા કલાક શાંતિ ઉપર વાતો કરી એટલે પુરૂં થયું, એમ તેઓ માનતા નથી. પણ હંમેશના જીવનમાં એ સિદ્ધાંત અમલમાં મૂકવો જોઇએ એમ માને છે. આ સિદ્ધાંતને હજી ફતેહ મળી નથી તેનું કારણ સિદ્ધાંતમાં દોષ છે એમ નથી, પણ પ્રજાની તાલીમનો દોષ છે. બારડોલીના તેમના ખેડુતોએ આ સિદ્ધાંતની કાર્યશક્તિ બતાવી આપી છે. ટુંકામાં કહીએ તો એમનો સિદ્ધાંત અનિષ્ટ સામેના અસહકારનો છે.

પ્રશ્નઃ—અસલ જ્ઞાતિસંસ્થામાં અસ્પૃશ્યો હતા ખરા? કોઈ અસ્પૃશ્ય ઊંચી જ્ઞાતિમાં આવી શકે ખરો?

ઉત્તરઃ—ના, કેટલાએક મોટા મોટા સંતો અસ્પૃશ્યોમાંથી થયા છે. અસ્પૃશ્યોએ હાઇકોર્ટની બેન્ચ ઉપર જડજનું કામ કરેલું છે. બીજાના જેટલો જ તેમને પણ મત આપવાનો હક છે.

પ્રશ્નઃ—હિન્દુસ્તાનમાં ભૂખમરો છે તેનું કારણ શું છે? વધારે પડતી પ્રજા કે હોશિયારીનો અભાવ?

ઉત્તરઃ—હોશિયારીના અભાવને લીધે ભૂખમરો નથી પણ હુન્નર ઉદ્યોગની અટકાયતને લીધે છે. જંગલોનો નાશ એ હિન્દુસ્તાનમાં દુકાળો પડવાનું એક મુખ્ય કારણ છે.

પ્રશ્નઃ—જો અંગ્રેજો હિન્દુસ્તાન છોડી જાય તો હિન્દુઓ અને મુસલમાનો એક પ્રજા બને?

ઉત્તરઃ—ખરેખર તેઓ એક પ્રજા છે જ. તેઓ લડે એ ખરા પણ તેઓ એક જ પ્રજા છે.

પ્રશ્નઃ—હિન્દુસ્તાન અમેરિકા પાસેથી શી અપેક્ષા રાખે છે?

ઉત્તરઃ—તરુણ અમેરિકા પોતાના સત્ય પ્રમાણે વર્તન કરે અને પોતાના આદર્શ તરફ વફાદાર રહે જેથી બીજી પ્રજાઓ તેમાંથી બહાદુરી મેળવે એવી હિન્દુસ્તાન અપેક્ષા રાખે છે.

પ્રશ્નઃ—લોકોના કેટલા ટકા ગાંધીજીના અનુયાયી હશે?

ઉત્તરઃ—ગાંધીજીના અનુયાયીઓના આંકડા લીધા નથી. લોકોનો તેમને ટેકો છે, તેમના હૃદય અને બુદ્ધિ તેમની સાથે છે અને ગાંધીજી જે કરે છે તેને તેઓ પુષ્ટિ આપે છે. જો કે તેમના ઉપદેશ પ્રમાણે પૂરેપૂરૂં ચાલવા જેટલું તેમનામાં બળ નથી.

પ્રશ્નઃ—મહાન સમ્રાટ અશોક વિષે તમારો શો અભિપ્રાય છે?

ઉત્તરઃ—અશોક અને અકબર અમારા મહાન રાજાઓ છે. અશોકનું મૃત્યુ થયું જ નથી. જ્યાં સુધી શિલાઓ ઉપર શિલાઓ શાંતિ અને ભ્રાતૃભાવનાના ઉપદેશોની ઘોષણા કરે છે ત્યાં સુધી તે જીવે છે.

પ્રશ્નઃ—સ્વામીઓ તરફ હિન્દીઓની કેવી લાગણી છે?

ઉત્તરઃ—હિન્દુસ્તાન આધ્યાત્મિક સંદેશો લાવનારને પ્રણીપાત કરે છે. પછી તે સ્વામી હોય કે ન હોય. સ્વામીઓ અનેક પ્રકારના હોય છે. કોઇ સાચા, કોઇ જુઠા. હિન્દ આ બાબતની વિવેકશક્તિનો વિકાસ કરતું જાય છે.

---

# દ્વિતીય મૉન્તેસોરિ સંમેલન

આ યુગ બાલકોનો યુગ ગણાય છે. બાળકો એ ભવિષ્યની પ્રજા છે, ભવિષ્યનાં નાગરિકો છે, અને તેમનાં ચારિત્ર્ય અને સ્વભાવ તથા જ્ઞાનસમૃદ્ધિ ઉપર દેશના ભવિષ્યનો મોટો આધાર છે એ માન્યતા દઢ થતી જાય છે. પરિણામે બાલકેળવણી, બાળઉછેર વગેરે બાબતો પ્રત્યે સુધરેલા દેશોમાં વધુ ધ્યાન અપાતું જાય છે, અને બાલકેળવણીની યોજના યોગ્ય માર્ગે રચવા માટે બાલમાનસનો બહુ ખંતપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે.

બાલકેળવણીના નવા આદર્શોનો પ્રયોગ કરનાર યુરોપ અમેરિકાની મૉન્તેસોરિ શાળાઓને ધોરણે આપણા પ્રાન્તમાં પણ સંસ્થાઓ સ્થાપન કરવામાં આવી છે. જીવન-વ્યવહાર વિચારપૂર્વક ઘડવાની તૈયારી કરવા માટે આવી સંસ્થાઓની સ્થાપના એ છેક હતાશ સ્થિતિમાં આશાની કાંઇક ઝાંખી કરાવે છે-આપણા દેશના ભવિષ્ય માટેનાં એ શુભ ચિહ્નો છે.

ઇટલીમાં અપંગ અને ખોડવાળાં બાળકોની ઇસ્પીતાલમાં કામ કરતે ડૉ. મોન્તેસોરિને એ બાળકોની માનસિક સ્થિતિ સુધારવાની યોજનાના વિચાર સૂઝ્યા. પરિણામે એવાં બાળકોના માનસનો અભ્યાસ કરી તેમને યોગ્ય કેળવણીની પદ્ધતિ આ સન્નારીએ યોજી અને વિશેષ વિચાર અને સંશોધનને પરિણામે સામાન્ય બાળકોની કેળવણી માટે પણ તેમણે એક પદ્ધતિની યોજના કરી. આ નવી પદ્ધતિ તે મૉન્તેસોરિ પદ્ધતિને નામે ઓળખાય છે. અઢીથી ૭ વર્ષ સુધીનાં બાળકોની કેળવણી માટેની આ પદ્ધતિ છે. બાલમાનસનો બહુ ઊંડો અભ્યાસ કરી, પૃથક્ પૃથક્ માનસિક બંધારણનાં બાળકોને અનુકૂળ પડે તેવી કેળવણીની આમાં યોજના છે. આ પદ્ધતિમાં સર્જનશક્તિ, કલ્પનાશક્તિ, કલાભાવના, ઇન્દ્રિયોની ખીલવણી, નૈતિક વૃત્તિ વગેરે યોગ્ય માર્ગે ખીલવાનો અવકાશ પ્રત્યેક બાળકને મળે એવી યોજના રાખવામાં આવી છે. બાળકોની સર્વ વૃત્તિઓ સ્વયં ખીલે, સ્વાભાવિક રીતે તેમને ઉછરવાનો અને ઉન્નત થવાનો અવકાશ મળે, તેમની સ્વભાવજન્ય વૃત્તિ અનુસાર તેમની ખીલવણી થાય, એવી અનુકૂળતા કરી આપવાનો આ પદ્ધતિનો હેતુ છે. આપણી પ્રચલિત કેળવણીમાં ભિન્ન ભિન્ન માનસિક અને શારીરિક શક્તિવાળાં બધાં બાળકોને માટે શિક્ષણની એકજ પ્રકારની પદ્ધતિ યોજેલી છે અને તેને પરિણામે એક જ સંચામાંથી-બીબામાંથી કાઢેલાં બાળકો જેવાં બધાં નીકળે છે; વ્યક્તિગત ખીલવણીને અવકાશ રહેતો નથી. એ ખામી દૂર કરવાને તેમજ સ્વાતંત્ર્યને સંપૂર્ણ અવકાશ આપવા માટે આ પદ્ધતિમાં યોજના કરવામાં આવેલી છે. આપણી સામાન્ય કેળવણીમાં વર્ગનો શિક્ષક એ મુખ્ય બાબત ગણાય છે: શિક્ષકનાં સ્વભાવ, વર્તન, પદ્ધતિ, વ્યવસ્થા, વિચાર, વૃત્તિ-વગેરેને અનુકૂળ શાળાનાં બાળકોને થવું પડે છે. મૉન્તેસોરી પદ્ધતિમાં પ્રત્યેક બાળકને અનુકૂળ શિક્ષકને થવું પડે છે. બાળકોને માટે શિક્ષક છે, શિક્ષકને માટે બાળકો નથી-એટલે આ પદ્ધતિમાં શિક્ષકને "શીખવવાનું" કાંઇ નથી. બાળકો પોતે જાતે પોતાની સ્વાભાવિક શક્તિઓનો સ્વતંત્ર રીતે અને તેમની

ઇચ્છાનુસાર વિકાસ કરી શકે એવી અનુકૂળતા કરી આપવી, એવાં સર્વ સાધનોની સામગ્રી તેમની સમક્ષ રજુ કરવી એ જ શિક્ષકનું કાર્ય બને છે. એ પદ્ધતિને આગળ વધારી ૭ થી દસ વર્ષ સુધીનાં બાળકો માટે પણ ગોઠવવામાં આવી છે. અક્ષરજ્ઞાન, ગણિતનું જ્ઞાન, અગર કોઇ પણ વિષયનું 'જ્ઞાન' આપવું એ આ પદ્ધતિનું ધ્યેય નથી, પણ ઇન્દ્રિયોની કેળવણી દ્વારા બાળકની સ્વાભાવિક શક્તિઓને પોતપોતાના નિયત માર્ગમાં સ્વયં વિકાસ કરવાની અનુકૂળતા કરી આપવી અને એ રીતે બાળક પોતે જ પોતાનો શિક્ષક બને, પોતે જ સ્વતંત્ર રીતે પોતાને રુચતી સર્વ પ્રકારની ખીલવણી કરે એ આ પદ્ધતિનું ધ્યેય છે. પરિણામે સ્વાતંત્ર્યપ્રિય, સ્વાભાવિક, નિખાલસ, કલાપ્રિય, જ્ઞાનપિપાસુ, સુશ્લિષ્ટ અવયવોવાળાં, સંસ્કારી નાગરિક બની બાળકો પોતાના દેશને અને જગતને ઉપકારક નિવડે એવી આશા આ પદ્ધતિની યોજનામાં રાખવામા આવેલી છે.

આ ધોરણ ઉપર પશ્ચિમના દેશોમાં અનેક સંસ્થાઓ ચાલે છે. આપણા પ્રાન્તમાં એવી સંસ્થાઓમા ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનને અંગે ચાલતું બાલમંદિર મુખ્ય છે. એ ઉપરાંત હાલમાં ગોંડલ વઢવાણમા બાલમંદિરો તેમજ આપણા શહેરમાં શારદામંદિર આટલી સંસ્થાઓ ખોલવામા આવી છે. બે વર્ષ ઉપર, મૉન્તેસોરિ પદ્ધતિ અનુસાર ચાલતી સંસ્થાઓ તથા એ પદ્ધતિના અભ્યાસીઓ અને તેમા રસ લેનારાંનું પ્રથમ સંમેલન ભાવનગરમાં ભરવામાં આવ્યુ હતું. આ વર્ષે અત્રેના 'શારદામંદિરના કાર્યવાહકો તરફથી બીજું સંમેલન ભરવામા આવ્યું હતું અને તેનું અધ્યક્ષપદ ભાવનગર બાલમંદિરના ચાલક અને ગુજરાત કાઠીઆવાડમાં મૉન્તેસોરિ સંસ્થાઓના પ્રવર્તક અને પ્રાણરૂપ શ્રી ગિજુભાઈકર બધેકાને આપવામાં આવ્યું હતું.

સંમેલનને અંગે સ્વાગત મંડળના પ્રમુખ, શેઠ ચીનુભાઇ લાલભાઇનું વ્યાખ્યાન, પ્રમુખનું વ્યાખ્યાન અને મૉન્તેસોરિ સંઘનો ત્રણ વર્ષનો અહેવાલ વાંચવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત બાલમંદિર તથા શારદામંદિરનાં બાલકોનાં હસ્તકાર્ય, ચિત્રકામ, માટીકામ, કાગળના કાતરેલા નમુના વગેરેનું ન્હાનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. પ્રદર્શનમા બાળકોની દૃષ્ટિયી તથા તેમની કેળવણીને સહાયક થાય એવી રીતનાં ઘરમાં કેવાં સાધનો રાખવા જોઇએ, તથા ઘર શણગારની ચીજો બાળકોના ઇન્દ્રિયવિકાસની દૃષ્ટિએ કેવી હોવી જોઇએ તે પણ નમુનારૂપે બતાવવામાં આવ્યું હતું.

બાળકો અને શિક્ષક શિક્ષિકાઓના નાટ્યપ્રયોગો પણ રાખવામાં આવ્યા હતા.

સંમેલનને સફલ કરવાને શારદામંદિરના સંચાલકોએ ઘણો પરિશ્રમ લીધેલો હતો. શ્રીયુત ગીજુભાઇનો અને સૌ. તારાબેનનો અભ્યાસ અને સૂક્ષ્મ દૃષ્ટિ દેખાઇ આવતાં હતાં.

સંમેલનની યોજના અને વ્યવસ્થા વિષે આટલું જણાવ્યા પછી મૉન્તેસોરિ પદ્ધતિના સિદ્ધાન્તો વિષેનો વિચાર અસ્થાને નહિ ગણાય.

આપણી હાલની શિક્ષણ પદ્ધતિમાં અનેક ખામીઓ છે. બાળકોના માનસિક તેમજ શારીરિક વિકાસને તેમા ઘણો થોડો અવકાશ મળે છે અને 'કેળવણી' કરતાં 'શિક્ષણ' ઉપર વિશેષ ધ્યાન અપાય છે એ વાત સર્વ કોઇ સ્વીકારશે. આ સ્થિતિને પરિણામે પુસ્તકિયા જ્ઞાન અને માહિતીવાળો, અપંગ જેવો, અસહાય અને ગુલામી મનોદશાવાળો આપણો યુવાન વર્ગ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે એ પણ સત્ય હકીકત છે. પરન્તુ

મૉન્ટેસૉરિ પદ્ધતિમાં જે આશા રાખવામાં આવી છે એવી સ્થિતિ એ પદ્ધતિથી થાય છે કે નહિ, એ પદ્ધતિથી કેળવાયલાં બાલકો વધારે સારાં નાગરિકો થાય છે કે નહિ, એ સપ્રમાણ જાણવા માટે હજી પુરતો સમય વ્યતીત થયો નથી. વળી એ પદ્ધતિ હાલ તો દસ વર્ષનાં બાળકોના શિક્ષણક્રમ સુધી પહોંચેલી છે. તેથી આગળનો સફલ પ્રયોગ હજી કરવામાં આવેલો જણાયો નથી. એટલે એ પદ્ધતિથી કેળવાયલાં બાળકો ભવિષ્યમાં અમુક જ પ્રકારનાં થશે એમ ખાતરીથી કહેવાનું આપણી પાસે કોઇ પ્રમાણ નથી. માટે આ વિષયમાં દુરાગ્રહ રાખવો એ સંકુચિત વૃત્તિ ગણાય.

વિશ્વની આખી યોજનામાં કુદરત અનેક પ્રકારના પ્રયોગો કર્યે જ જાય છે એમ આપણે વિજ્ઞાનના અભ્યાસથી જાણીએ છીએ. માનવજાતિએ પણ પોતાની ઉન્નતિ સાધવાને અત્યાર સુધીમાં અનેકાનેક પ્રયોગો કર્યા છે–કોઇ સફળ થયા છે–ઘણા નિષ્ફળ ગયા છે. કુદરતની તેમજ મનુષ્યની સર્વ યોજના પણ એકંદરે પ્રયોગરૂપ હોય છે. તેમાં કેળવણીની પદ્ધતિ એ પણ એક પ્રયોગ જ છે. એવા પ્રયોગની સ્થિતિને કેળવણીની પદ્ધતિની સૌથી છેલ્લી અને સૌથી મહાન તેમજ સૌથી પ્રમાણભૂત અને છેવટના સત્યની શોધ માનવી એ માનવ ઇતિહાસનું અધુરું જ્ઞાન બતાવે છે. મૉન્તેસોરિ પદ્ધતિ એ બાલમાનસના અભ્યાસને અંગે ઉદ્દભવેલી એક વિચારપૂર્વક યોજેલી પદ્ધતિ છે, પરન્તુ એમાં સુધારાવધારાને અવકાશ જ નથી, કે કેળવણીની એ " ઇતિ " છે, તેમજ એ પદ્ધતિ સિવાયના શિક્ષણવાળાં બીજાં અપૂર્ણ પ્રાણીઓ છે એવી મનોદશા હૃદયની સંકુચિત વૃત્તિ બતાવે છે. પ્રમુખના પોતાના વ્યાખ્યાન સિવાય લગભગ બીજા બધાંનાં વ્યાખ્યાનો અને ઉદ્દગારોમાં આ વૃત્તિ વારંવાર જોવામાં આવતી. મૉન્તેસૉરિએ પોતે એવો દાવો કદી કર્યો નથી, તેમજ પોતે નવી જ શોધ કરી હોય એવું પણ એમણે કદી માન્યું નથી. છતાં એના ભકતો એવી વૃત્તિ ધારણ કરતા જોવામાં આવ્યા છે. પોતે જેને જીવનકાર્ય માન્યું, જે કાર્ય અર્થે જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો, તે કાર્યની મહત્તા મનમાં રાખવાની ખાસ જરૂર છે એ સ્વીકારવું જોઇએ. જે કામમાં જેને ધગશ લાગી તેને તે કાર્ય પૃથ્વી પર સર્વોપરિ લાગે એ સમજાય તેવું છે; પરન્તુ જ્યારે સમતોલપણું ખોવામાં આવે, જ્યારે તેનો અતિરેક થાય ત્યારે તટસ્થ માણસને એ ગેરવાજબી લાગે જ. પ્રથમ સંમેલન વખતે, અમને યાદ છે કે, એક વ્યાખ્યાન કરનાર ગૃહસ્થે જણાવ્યું હતું કે ગીતાજીમાં ભગવાને ધર્મની ગ્લાનિને પ્રસંગે અવતાર લેવાનું વચન આપ્યું છે, અને યુગે યુગે પોતાનો સંભવ થવાનું જણાવ્યું છે તે અનુસાર કેળવણીની અંધાધૂંધી મટાડવા આ યુગમાં એ જ ભગવાન પૃથ્વીપર મૉન્તેસોરિ રૂપે જન્મ્યા છે! આ હદ થાય છે. વળી મનુષ્ય માટેના માનની, પ્રશંસાની, પૂજ્યભાવની વૃત્તિને, પણ મર્યાદા હોવી જરૂરની છે. એ પૂજ્ય વ્યક્તિ મનુષ્ય છે એ વાત સતત યાદ રાખવાની જરૂર છે, એટલે એ બાબતનું વિસ્મરણ કરી દેવને યોગ્ય ભક્તિભાવ મનુષ્ય પ્રત્યે કોઈ દર્શાવે ત્યારે તે મનુષ્યની દયા ખાવી કે હસવું એ કહેવું મુસ્કેલ છે. આ સંમેલનમાં મૉન્તેસોરિના એક ભક્ત માટે એવું જણાવવામાં આવ્યું કે તેઓ એ " મંત્રેશ્વરી દેવી " ( મૉન્તેસોરિને પ્રાચીન સંસ્કૃત ભાષાનું નામ તો આપવું જ જોઇએ ને ?!)ની રોજ પ્રાતઃકાળે ભક્તિભાવથી આરતી ઉતારે છે! મૉન્તેસોરિ પદ્ધતિના અભ્યાસથી હૃદયની આવી દીનતા (!) થઈ સમતોલપણું જતું રહેતું હોય તો એ

પદ્ધતિથી કેળવાતાં બાલકોની મનોદશા માટે શું કહેવું ? આપણે આશા રાખીશું કે આવી મનોદશા બહુ થોડી જ વ્યક્તિની હશે.

મૉન્તેસોરિ પદ્ધતિમાં એક મુખ્ય સિદ્ધાન્ત એવો છે કે બાલકને પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરવા દેવું, ઇચ્છાનો અવરોધ કરવો નહિ. જ્યારે અને જે કાર્ય તેને યોગ્ય લાગે તે કર્યા કરે–એ બાબતમાં શિક્ષકે વચમાં પડવું નહિ. અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવાથી બાલક હંમેશ યોગ્ય પસંદગી જ કરશે અને શિક્ષકની પ્રત્યક્ષ ડખલ સિવાય બાળક પોતાનો વિકાસ કરી લેશે. એક સિદ્ધાન્ત તરીકે અગર સામાન્ય મત તરીકે આ વાત ઠીક છે. પરન્તુ બાળકને સંસારમાં, સમાજમાં રહેવાનું છે. સમાજમાં તેની વૃત્તિઓની વિરુદ્ધ, તેને અણગમતું કાર્ય કરવાના અનેક પ્રસંગો આવવાના છે. તે પ્રસંગોએ, સર્વથા પોતાની વૃત્તિઓને અને ઇચ્છાઓ તથા લાગણીઓને અનુસરેલું બાળક, કેવું વર્તન રાખશે ? એવા પ્રસંગોએ મનનો સંયમ કરી, ઉત્સાહપૂર્વક સમાજ કે કુટુમ્બ કે બીજાના હિતની ખાતર પોતાને અણગમતું કાર્ય વિના સંકોચે તે કરશે ? એ પ્રમાણે કરી શકવા માટેની તૈયારી એને શાળા અને ઘરની કેળવણીમાં જ મળવાની જરૂર નથી ?

વળી બાળકોને રસ પડે, ગમ્મત પડે એવી જ પદ્ધતિથી શિક્ષણ આપવાની વ્યવસ્થા હંમેશ રાખવા સંબંધે પણ આવો જ પ્રશ્ન થઇ શકશે. અઘરૂં, શ્રમસાધ્ય, અરસિક કે કંટાળાભરેલું કાર્ય કરવાના જીવનમાં કેટલા બધા પ્રસંગો આવે છે ? સ્હેલાઇથી, રસ પડે તેવાં જ અને અનુકૂળ કાર્યો જ કરવા ટેવાયલું બાળક આવે પ્રસંગે કેવું આચરણ કરશે ? એ માટેની એની શી તૈયારી કરવામા આવી છે ? સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રી જેમ્સનો એવો મત છે કે Too much stress on 'interest' leads to weakening of the will× અર્થાત્ રસ પડે તે જ કરવાની વધુ પડતી ટેવ પાડવાથી પરિણામે ઇચ્છાશક્તિ નબળી પડે છે અને પ્રતિકૂલ સંજોગો સ્હામે ટક્કર ઝીલી પુરુષાર્થ કરવાના પ્રસંગે હિમ્મત હારી જવાય છે તેમજ નિર્બળતા દર્શાવાય છે.

બાળકોની સર્જનશક્તિને સંબંધે પણ એક મહત્વની બાબત વિચારવા જેવી છે. સર્જન શક્તિની પાછળ અનુભવની આવશ્યકતા છે. કોઇ પણ પ્રકારના અનુભવ વિનાનું સર્જન તે કલામય હોવાનો સંભવ નથી. એવું કાર્ય મોટે ભાગે fantastic–વિલક્ષણ, ઢંગધડા વિનાનું–અસંગત–થવાનો ઘણો સંભવ છે, બાલકોના કાર્યના આવા "સર્જન"ના નમુના તેમની કલ્પના શક્તિનો ખ્યાલ આપવા માટે, હસ્ત લાઘવના નમુના તરીકે, રંગના અને આકૃતિના મિશ્રણ અને પ્રમાણની સમજણના માપ તરીકે ગમે તેટલા ઉપયોગી હોય, છતાં તેને કલાના ઉત્તમ નમુના ગણવા–એ સ્વયંસર્જિત છે તેટલા માટે જ તે ઉત્તમ કલાના નમુના છે એવું માનવું, એ કલા તેમ જ સર્જન બંનેના યોગ્ય અર્થની ગેરસમજ નથી ?

બાલ સ્વાતંત્ર્યની આ સંમેલનમાં ઘણી ઘણી વાતો થઇ. એ બાબતની ચર્ચા અને ઉલ્લેખ એક રીતે જોતાં ad nouseam–કંટાળો ઉપજે એટલી અતિશયતાથી થયાં. પરન્તુ સ્વાતંત્ર્યની ભાવનાનો વિચાર કરતાં બે વાત લક્ષમાં રાખવાની છે. સમાજમાં રહેતો કોઈ મનુષ્ય સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે જ નહિ. પોતાની સ્વતંત્ર વૃત્તિઓ–તે ગમે તેટલી યોગ્ય, સારી અને વાજબી હોય તો પણ–તે પ્રમાણે ચાલવાનો તેને સર્વ સમયે અવકાશ

× આ ઉપરાંત પીલ્સબરી પણ જુઓ "Attention" by Pillsbury છેલ્લું પ્રકરણ.

તેમજ સમાજના બંધારણ પ્રમાણે ઘણી વાર હક પણ હોતો નથી. સમાજનું બંધારણ એવું હોવું જોઇએ કે પ્રત્યેક વ્યક્તિને પોતાની સર્વપ્રકારની ઉન્નતિ સાધવાની અનુકૂળતા રહે, એ લક્ષ્ય તરીકે-અંતિમ ધ્યેય તરીકે ગમે તેટલું આકર્ષક લાગે, પણ વસ્તુસ્થિતિ તેવી નથી; અને સમાજનું બંધારણ હજી ઘણા લાંબા સમય સુધી તેવું થવાનો સંભવ નથી. તો સર્વથા સ્વતંત્રતાની ભાવનામાં કેળવાયલું બાળક એ સ્વતંત્રતાની હદ ઓળંગી સ્વચ્છંદ કે અતંત્રતાના માર્ગમાં ગબડી પડવાનો સંભવ નથી?

બીજી વાત ધ્યાનમાં રાખવાની છે કે સ્વતંત્રતા–તેના ઉત્તમોત્તમ અર્થમાં પણ–સાધન છે–સાધ્ય નથી. સ્વતંત્રતાને અંતે મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ એ ધ્યેય રહેલું છે. એટલે સ્વતંત્રતાને સાધન તરીકે જ સ્થાન આપવું યોગ્ય છે. માનવ જીવનનો હેતુ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો નથી પણ આત્માની પરમ ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવાનો છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવામાં સર્વ પ્રકારની પરતંત્રતા બાધક છે એ નિઃસંશય છે, પણ સ્વતંત્રતા એ અતિ અગત્યનું સાધન માત્ર છે.

યુરોપમાં ફ્રેન્ચ રેવોલ્યુશનને પરિણામે ઇંગ્લેંડમાં વિપ્લવ તો ન થયો પણ વિપ્લવના તત્ત્વજ્ઞાનનું, પ્રજા સ્વાતંત્ર્યનું, રાજ્યની સુવ્યવસ્થાનું, લોકશાસનનું અને political philosophyનું ઉંચા પ્રકારનું સાહિત્ય ઉદ્‌ભવ્યું. તે જ મુજબ રશિયાના વિપ્લવને પરિણામે યુરોપના અન્ય દેશોમાં બૉલ્શેવિઝમ, કૉમ્યુનિઝમ, સમાજશાસ્ત્ર, વગેરેનો અભ્યાસ વધતો જાય છે અને બહુ ઊંડા અભ્યાસને પરિણામે એ વિષયોના ઉત્તમ ગ્રન્થો બહાર પડે જાય છે. કેળવણીના ક્ષેત્રમાં મૉન્તેસોરિ પદ્ધતિ એક પ્રકારનું બોલ્શેવિઝમ (એના સારા અને સત્ય અર્થમાં) છે, એમ સ્વીકારીએ તો એ પ્રયોગને પરિણામે આપણા દેશમાં કંઇ નહિ તો એ વિષયનો ઊંડો અને અનેકદેશીય અભ્યાસ થઇ ઉત્તમ સાહિત્ય ઉત્પન્ન થશે એવી આશા રાખી શકાય.

(ભળેલું)

# સ્વૈરવિહાર

નવજીવનમાં ઘણા દિવસો પહેલાં એક અંગ્રેજ અમલદારના મોઢાની એક દલીલ વાંચી. "કપાસને સંચામાં નાંખીને દાબીને ગાંસડી કાઢો, તે ગાંસડી ખેતીની પેદાશ ગણાય તો પછી ઘાસ ભેંસને ખવરાવો અને તે દૂધ કરે તે દૂધ પણ ખેતીની પેદાશ કેમ ન ગણાય?" કોઇએ કહ્યું "એમ કરતા છેલ્લે છાશ માખણ ઘી સર્વ ખેતીની પેદાશ ગણાય" હું કહું છુ એમ કરતાં છેવટે છોકરાં પણ ખેતીની પેદાશ કેમ નહિ? ઉપનિષદમાં કહ્યું છે "**अन्नाद् वीर्यं वीर्यात्पुरुषः**" આ સર્વ હિંદની પ્રજા ખેતીની પેદાશ છે. હિંદની બધી જમીન સરકારની છે તો હિંદની બધી પ્રજા પણ હવે તો સરકારની જ ગણાય.

હીમ પડવાથી વનસ્પતી બધી થીજીને બળી ગઈ ત્યારે સરકારની બુદ્ધિ વધારે તેજસ્વી થઈ ઝગારા મારવા લાગી!

× × ×

તમે કદી મૃત્યુ અને તે પછીની દશા સંબંધી વિચાર કર્યો છે? અલબત હું જાણું છું કે આવો વિચાર કરવો એ હાલની ફેશન વિરૂદ્ધ છે. પણ જેમ પ્રણાલિકાભંગ કરવામાં હિંમત અને નવીનતાનો અનુભવ થાય છે તેમ ફેશનનો ભંગ કરવામાં પણ થાય છે. તમને કદાચ એમ ભય લાગતો હશે કે મૃત્યુના વિચાર કરીએ તો મૃત્યુથી ડરીએ છીએ એમ ગણાય. પણ એમ વિચારવાનું કારણ નથી. આજકાલ જાણે કોઇ મૃત્યુથી ડરતું ન હોય તેમ વારંવાર મશ્કરી કરતાં મૃત્યુનું નામ દે છે, કોઇને ઝાઝે દિવસે મળતાં 'અહો ભાઇ! હજી જીવતા છો કે શું?' એમ કહેવાનો લગભગ રિવાજ પડી ગયો છે. પણ ગયા કોઇ પણ જમાના કરતા મૃત્યુનો ડર અત્યારે વધારે છે. તે કાંઈ વિચાર ન કરવાથી ટળવાનો નથી. શા માટે જીવવું તેનો વિચાર કર્યા વિના બધા જીવવાને જ ફાંફાં મારે છે. તેમા પણ છેવટે આ વાંદરા પાસેથી યૌવન મેળવવાનું કર્યું છે તે તો હદ વળી ગઈ છે! આ જીવનની ઇચ્છા, કાઇ જીવનના ઉલ્લાસમાંથી આવતી નથી જૂના જમાનાનો માણસ, જેમ કોઈ ક્રિકેટિયર બહુ દા લઇને પછી રિટાયર થઇ જાય તેમ દુનિયાંથી રિટાયર થતો. આ નવો માણસ જીવનમાં હારે છે માટે હાર્યો જુગારીની માફક વધારે જીવવા ઇચ્છે છે. તમને એમ લાગે છે કે 'મૃત્યુના શું વિચાર કરવા? એમાં તો એનાએ ધરમના જૂના વિચારો આવવાના!' તો એ ખોટું છે. માણસો મૃત્યુના વિચારો કરતા તે પછી જમાનો એટલો બધો બદલાઇ ગયો છે કે અત્યારે મૃત્યુ સંબંધી વિચારો કરો તો પહેલા કરતાં ઘણા જ જુદા વિચારો કરવા પડે.

જૂના માણસો મોક્ષને માટે કે વૈકુંઠને માટે મૃત્યુ માગતા. હવે આપણે તો મોક્ષબોક્ષ જોઇતો નથી. ગમે તેવી પણ આ દુનિયાંમાં એટલી મઝા છે કે અહીં જ રહેવું ગમે છે. પણ બીજી બાજુ ભારે મુશ્કેલી ઊભી થઈ છે. માણસો પ્રજા ન થાય એવી યુક્તિઓ કરે છે. જેએ વાંદરાં પાસેથી પણ યૌવન મેળવે છે તેઓ શા માટે પ્રજાની ઊઠવેઠ વ્હોરી પોતાનું યૌવન ખુએ? દરેક દેશ બીજા દેશના માણસો પોતાના દેશમાં ન આવે તેને માટે નિયન્ત્રણો

કરે છે, પાસપોર્ટની વ્યવસ્થા કરે છે. તો આખી દુનિયાં શા માટે ઉત્પન્ન થતી પ્રજાને પણ ન અટકાવે ? છોકરાં વગર પાસપોર્ટે દાખલ થઇ જાય છે. નેપોલિયનને સેંટહેલીનાની ટાપુમાં કેદ કર્યો હતો ત્યાં બહારના કોઇ પણ માણસને પરવાના વિના આવવાની મના હતી. તેમ છતાં એક માણસ પરવાના વિના ત્યાં દાખલ થયું હતું અને તે એક ત્યાં જ નવું જન્મેલું બાળક ! પરવાના વિનાનો આ પ્રવેશ પણ શા માટે બંધ ન કરવો ? આમાંથી પ્રશ્ન એ થાય છે કે તમારે અવતાર લેવો હશે અને દુનિયાંમાં પ્રજા તો ઘણી ઓછી જન્મતી હશે ત્યારે તમારી શી દશા થશે ? પહેલાં લોકોને મોક્ષ જોઇતો હતો અને ઇશ્વર તેમને જન્મ આપતો, હવે તમારે મોક્ષ નથી જોઇતો ત્યારે જન્મવાની તકો ઓછી થતી જાય છે ! મોક્ષની નહિ અને આ દુનિયાની નહિ એવી કોઈ સ્થિતિ છે ખરી ? એ તો થિયોસોફિસ્ટો જાણે. કહેવત છે કે જ્યાં ન પહોચે રવિ ત્યાં પહોચે કવિ, પણ થિયોસોફિસ્ટ તો કવિ પણ ન પહોંચે ત્યાં પહોંચી જાય છે. ટિબેટની ભૂમિ દર વરસ ચોખાવા ચોખાવા નીચે ઉતરતી જાય છે અને તેના ઉપર વસતા મહર્ષિઓ હવે આપણી સાથે હળતા મળતા થઇ જશે એ તેઓ જાણે છે. આટલાન્ટિક નીચે દબાઈ ગયેલાં શહેરો દર વરસે ચોખાવા ચોખાવા ઊંચાં આવતાં જાય છે તે પણ તેઓ જાણે છે. સહરાના રણ નીચે પાણીને મળતું નહિ અને બીજા કોઇ પ્રવાહીને મળતું નહિ એવું એક વિલક્ષણ પ્રવાહી હલનચલન કરે છે અને તે ઉપર આવશે ત્યારે એ પ્રવાહી ઉપર નિર્વાહ કરનારાં વિલક્ષણ પ્રાણીઓ મનુષ્યો અને વનસ્પતી જગતમાં થશે એ પણ જાણે છે, એના ફોટોગ્રાફો પણ તેઓ બતાવે છે, ત્યારે આ વાત પણ તેઓ જ જાણે. તેઓ કહે છે કે કોઈ એસ્ટ્રલ પ્લેઇન કે એવું કંઇક છે જ્યાં માણસો મૃત્યુ પછી અને જન્મ પહેલાં પોતાના કારણદેહથી વસે છે. પણ ત્યાં રહેવાને માટે કોઇ ખાસ લાયકાત કે નાલાયકાતની જરૂર છે કે કેમ ? ગમે તેવો પુણ્યશાળી અને ગમે તેવો પાપશાળી પણ ત્યાં રહી શકે ખરો ? નહિ જન્મી શકનારા બધા આત્માઓનો ત્યાં સમાસ થઈ શકશે ખરો ? સમાસ નહિ થાય તો પછી રેલવેમાં ભીડ થતાં જેમ માણસો ફર્સ્ટ ક્લાસ કે સેકન્ડ ક્લાસના ડબ્બામાં ચઢી બેસે છે તેમ ગોલોક કે વૈકુંઠ કે ભૂઃ કે ભુવર કે એવા કોઈ લોકમાં આત્માઓ ચાલ્યા જશે ? કે કાઠિયાવાડની ગાડીઓમાં ભીડ થતાં, જેમ માણસોને ભારખાનામાં ભરવામાં આવતાં તેમ ઇશ્વર અકળાઇને માણસોને પશુયોનિમાં કે વાંદરાંમાં—કારણ કે વાંદરાંનો ખપ વધશે, વાંદરાં પળાશે, હવે મહાત્માજીએ વાંદરાંનો રંજાડની ફિકર રાખવી નહિ—અવતાર તો નહિ આપી દે ! કે જેમ ભીડ બહુ થતાં ટિકિટ કે જગા નહિ મળવાથી આપણે અધવચ રહી જવું પડે છે તેમ ક્યાંક મોક્ષમાં કે ત્રિશંકુ જેવી અધવચ સ્થિતિમાં તો નહિ રહી જવું પડે ? થિયોસોફિસ્ટોએ આ વિચારીને આપણને કહેવું જોઇએ. મહાત્મા ગાંધીજી સંતતિનિયમન વિશે લખે છે પણ આ થિયોસોફિસ્ટો કેમ કાંઇ નથી બોલતા ? શું તેઓ કોઈ મહર્ષિની પ્રેરણાની રાહ જુએ છે ?

એ તો ઠીક. મરણ પછી શેનો અવતાર સ્ત્રીનો કે પુરુષનો લેવો એનો વિચાર કર્યો છે ? હાલ સ્ત્રીઓ અને પુરુષો બન્ને કહે છે કે હવે તો સ્ત્રીઓનો જમાનો આવ્યો છે. વિક્ટોરિયા રાણી ગાદીએ હતાં ત્યારે બૈરાં મશ્કરીમાં કહેતાં કે હવે તો બીનાં રાજ્ય થયાં છે. પણ તે વખતે તો મશ્કરી હતી. પણ હવે તો સ્ત્રીઓ વ્યાસપીઠ ઉપરથી અને લખવાના ટેબલ ઉપરથી એકકી અવાજે કહે છે કે જમાનો સ્ત્રીઓનો આવ્યો છે. પણ કોણ જાણે

કેમ, વિક્ટોરિયાના જમાનામાં પોતાની સ્થિતિની મશ્કરી કરતી સ્ત્રીઓ કરતાં આ સ્ત્રીઓ મને ઓછી સુખી લાગે છે, ક્યાંક તેમના દિલમાં અસંતોષ રહી ગયો હોય એમ લાગે છે, અને સ્ત્રીઓનો જમાનો આવવાની અંદરની શંકા તેઓ બહારના અવાજથી પૂરી દેતી લાગે છે. મને નથી લાગતું કે સ્ત્રી થવામાં કાંઇ ખાસ મજા હોય. પુરુષ રહીને એવી કલ્પના કરવામાં હંમેશાં મજા આવે છે તે નોખી વાત છે.

અવતાર મેળવવાની મુશ્કેલી છે ખરી પણ એક વાર મળી ગયા પછી લહેર છે. આ કંઇક રેલવે જેવું જ છે. રેલવેના ડબ્બામાં નવા આવનાર માણસને પહેલાં તો નથી જ આવવા દેતા પણ તે એક વાર આવી ગયા પછી તેની સાથે દોસ્તી કરીએ છીએ, ઓળખાણ કાઢીએ છીએ, તેને પાનસોપારી ખાવાનું આપીએ છીએ, તેમ એક વાર બાળક દુનિયામાં આવી ગયું પછી તો તેને માટે પહેલાં કદી ન થઈ હોય તેવી સગવડો થાય છે. પહેલાં માણસો બાળકો ન જન્મ્યાં હોય તો તેમને માટે વ્રતો કરતાં, પૈસા ખરચતાં, અનેક મુશ્કેલીઓ વેઠતાં, પણ જન્મ્યા પછી તેમની બહુ દરકાર ન લેતાં. હવેનાં માણસો બાળકો ન જન્મે તેને માટે ઉપાયો લે છે પણ જન્મ્યા પછી તેમને માટે મોન્ટેસરી સંમેલનો ભરે છે, તેના મહિમાનાં ગીતો ગાય છે, તેની રમતો અને લીલા ઉપર મુગ્ધ થાય છે, તેનામાં ઈશ્વરી પવિત્રતા જુએ છે—જો કે હું તો બાળકને આપણા જેટલાં જ અવગુણવાળાં ગણું છું— તેમના લીટામાં કલા જુએ છે, તેમને માટે ક સહેલો કે ગ સહેલો તેની ચર્ચા કરે છે, જો કે એ ચર્ચા કરે છે તેટલા વખતમાં મારો એક ભાઇબંધ આખી બારાખડી ભણી ગયો હતો. પણ ભાઇ એ તોખ્ખઈ હોશિયાર, એની કાંઈ વાત થાય?

પણ આ સાહેબી ભોગવવા જો જો ઉતાવળ કરીને મરતા. આ તો હિંદ છે! એવું કાંઈ કહેવાય નહિ; તમે ફરી જન્મીને ત્રણચાર વરસના થાઓ. એટલામાં બધું ફરી જાય! મોન્ટેસોરી સાચી હોય તોય ફરે અને ખોટી હોય તોય ફરે. હિંદને સાચા જૂઠાનો સવાલ નથી, તેને માટે તો માત્ર નવું નવું જોઇએ. ગાંધીજીનું પ્રોગ્રામ સાચું કે ખોટું એ પ્રશ્ન નથી, એના ઉપર આરોપ એ છે કે એમાં કશું નવું નથી. ન કરે નારણ ને તમારે વખતે કોઇ નવી જ શિક્ષણ પદ્ધતિ આવી જાય. મહાત્મા ગાંધીજીની જ પદ્ધતિ અમલમાં આવે તો તમે ચાર વાગે ઊઠી પ્રાર્થના કરવા તૈયાર છો? અત્યારથી જ લોકો મોન્ટેસોરી માટે કંઇ કંઈ કહેવા લાગ્યા છે. 'બધો પરદેશી માલ!' પોતે છોકરાને પરદેશી કપડે લાદેલો હોય તેનું કાંઈ નહિ! 'કેટલું ખરચાળ!' પોતે કેટલુંય નકામું ખરચ કરતા હોય તેનું કાંઈ નહિ! મહાત્માજીના ઉપદેશ પ્રમાણે કોઈ ચાલતું નથી, ચાલવા માગતું નથી, પણ સર્વ સામા પક્ષને હરાવવા દલીલો એમની જ વાપરે છે. નહિ ભણનારા અને નહિ ભણેલા તેમની દલીલથી ન ભણવું જોઇએ અને ભણેલા નકામા છે એમ પ્રતિપાદન કરે છે. તેમની દલીલથી શેઠિયાઓ પોતા પાસે પૈસા માગનારાને સાદું જીવન ગાળવાની શિખામણ આપે છે. તેમની દલીલથી પુરુષો સ્ત્રીઓને, હાથે કામ કરવું જોઇએ અને વિધવાએ સંયમી જીવન ગાળવું જોઇએ એમ કહે છે. તેઓ આપણા દોષો દેખાડે છે તે ઉપરથી સરકાર આપણને કદી પણ સ્વાતંત્ર્ય ન મળવું જોઇએ એમ દલીલ કરે છે!

પહેલા મેં દલીલોનો ઓડિદો ટટ્ટુ એકવાર બતાવ્યો હતો. તેવા બીજા બે બનાવું. જો કોઈ સુધારક સુધારાના વિચારો દર્શાવી તે પ્રમાણે વર્તન કરવા માટે તો તેને કહેવું કે 'ભાઈ! હજી વાર છે, સમય પાક્યો નથી, ઉતાવળા ન થાઓ. હજી વિચારો ફેલાવા દો.'

'.માત્ર મોઢાની વાતો કરે છે. આચરણમાં તો કશું મૂકતો નથી. પારકાં છોકરાં જતી કરવા નીકળ્યો છે.' જો યુરોપમાં થયેલી નવી શોધો તેનાં પરિણામો જોઇ કોઇ મોટી મોટી દાખલ કરે તો લોકો કહેશે 'હિંદ સૌથી પછાત છે. બધે કંઇ કંઈ થઈ રહ્યા પછી છેવટે જાગે છે.' જો યુરોપમાં શોધ થાય અને તરત જ તે પ્રમાણે કોઈ કરે તો કહેવું 'ભાઈ ઉતાવળ શી કરો છો, જરા તેનું પરિણામ તો જુઓ.' મોંટીસરી પદ્ધતિ આ ઓડિયાંમાં પડી છે. દુનિયાં દોરંગી કહેવાય છે. મને લાગે છે કે તે અનેક રંગી છે. રંગશાસ્ત્રમાં બધા રંગ ભેગા થતાં સફેદ રંગ થાય છે, દુનિયાંમાં બધા રંગ ભેગા થતાં કાળો રંગ–અંધારૂં થાય છે, એટલો જ ફેર છે.

અને બાળક થયા પછી બાળક જ રહેવાય છે કયાં? તેમાંથી વિદ્યાર્થી થવું પડે છે. મોંટીસરી મદદ નથી કરતી અને આગળ પરીક્ષાઓ આપવી પડે છે.

વિદ્યાર્થીનું દુઃખ વિદ્યાર્થી જ જાણે. જે સમય બરાબર વિદ્યા પ્રાપ્ત કરવાનો છે તે જ સમય, બધા કહે છે, દેશસેવાનો અને ધ્યેયો નક્કી કરવાનો છે; આથી બિચારો વિદ્યાર્થી નથી વિદ્યા પ્રાપ્ત કરી શકતો અને નથી દેશસેવા કરી શકતો. બેની વચ્ચે વિચાર કરતાં બન્ને રહી જાય છે. પેલી કહેવતનો ગધેડો, જેમ બે ઘાસના પૂળા વચ્ચે, 'આ ખાઉં કે તે ખાઉં' કરતો ભૂખ્યો રહી ગયો હતો તેમ. એ તો પરદેશી કહેવત થઇ. પણ આપણામાં પણ એને મળતી કહેવત છે. 'ચોમાસામાં ગધેડો શા માટે દૂબળો પડે છે?' કહે છે કે 'હાય, હાય, આટલું બધું સુંદર ઘાસ ઊગ્યું તે હવે કોણ ખાશે, કોણ ખાશે,' કરતાં તે દૂબળો પડી જાય છે. પ્રાણીવિદ્યા ('પ્રાણિવિદ્યા' સાચું કે 'પ્રાણીવિદ્યા'?) જાણનારા વળી કંઇ ત્રીજું જ કારણ ગધેડાના દૂબળા પડવા વિશે કહે છે. પણ તે હવે સ્ફુટ નહિ લખું.

પણ તે ઉપરથી બીજો વિચાર આવે છે. વિદ્યાર્થીને બિચારાને જે સમય ભણવાનો તે જ સમય દેશ સેવાનો, એટલું જ નહિ, પણ તે જ સમય પરણવાનો! પેલા ગધેડાને તો બે જ પૂળા વચ્ચે ખેંચાવાનું હતું, વિદ્યાર્થીને ત્રણ આકર્ષણો. પરિણામ એ આવે છે કે બેની લડાઈમાં ત્રીજો ખાઇ જાય છે. વિદ્યા અને દેશસેવાની લડાઈમાં પરણવાનું થઈ જાય છે અને પછી પેલાં બન્ને બળો સરી જાય છે.

× × ×

વિદ્યાર્થીનું આ આંતર યુદ્ધ શ્રીયુત યાજ્ઞિકની 'જયભારતી' ફિલ્મમાં પ્રત્યક્ષ જોયું. તેનો જુવાન નાયક શાન્તિકુમાર ઘરમાં પરણવાનું નામ સાંભળી ત્યાંથી નાસે છે; કારણ? એને નથી પરણવું એમ નહિ પણ મનમાન્યું પરણવું છે. એટલા માટે તે વડોદરા કૉલેજમાં જાય છે. (વડોદરા જ કે નહિ? કે મને શ્રી. મુનશીના 'સ્વપ્નદ્રષ્ટા'માંથી એ કૉલેજ યાદ રહી ગઇ?) ત્યાં પરણવાને માર્ગે ચડે છે અને તેમાંથી નાસીપાસ થાય ત્યારે પાછો દેશસેવા કરવા માંડે છે. આમાં તે વિદ્યાપ્રેમ સાચો, કે પરણવાનું સાચું, કે દેશસેવા સાચી, કશું મને સમજાતું નથી. પણ આપણા એ વિદ્યાર્થીનું ચિત્ર તો સાચું. જો કે ભાઈશ્રી યાજ્ઞિકને આ વાત નહિ ગમે.

ગમે તેમ, એક પ્રેક્ષક કહે, 'ભલા, આટલે વરસે શ્રીયુત યાજ્ઞિકના હસ્તાક્ષરો તો

જોવા મળ્યા ' મિ યાજ્ઞિકના હસ્તાક્ષર જોવાને તેમના ઘણા મિત્રો હજી આતુર છે તેમણે બધાએ આ સીનેમા જોવુ જોઇએ

× × ×

મને લાગે છે કે એક પ્રમુખપરિષદ ભરવી જોઇએ

વચમા એવા વરસો ગયા–હજી એ બધ તો થયુ નહિ હોય, જ્યારે કોઇ પણ ચોપડી લખનાર કાકાસાહેબ પાસે પ્રસ્તાવના લખાવે કાકાસાહેબના એક મિત્રે કહ્યુ "કાકા-સાહેબ ' તમે એક પ્રસ્તાવનાઓની એનસાઇક્લોપીડિયા લખીને પ્રસિદ્ધ કરી નાખો જેને જે જોઇએ તે પ્રસ્તાવના તેમાથી લઇ લે "

અત્યારે દેશમા સર્વત્ર, દેશના સર્વ ખાતામા અને સર્વ પ્રદેશોમા નવુ જોમ અને નવા વિચારો દાખલ કરવા અનેક પરિષદો ભરાય છે હમણા એક લેખકપરિષદ ભરાઇ વળી કવિસમેલન ભરાશે અનેક નાતો અનેક કોલેજો જુવાનો, સમેલનો કનમો પરિષદો વગેરે ભરે છે તો મને લાગે છે એક પ્રમુખપરિષદ ભરવી જોઇએ

જેમ 'શારદા'ના તંત્રીજી એક તંત્રી અક કાઢે છે, જેમા દેશ આખાના તંત્રીઓ જ લખે, એ જેમ તેમનો નવીન જ વિચાર છે, તેમ આ મારો પણ નવીન જ વિચાર છે

આ સમેલનમા બધી સસ્થાઓના થઇ ગયેલા અને થવાના પ્રમુખોને બોલાવવા તેથી ગુજરાતનુ આખુ જીવન તેમા કેન્દ્રિત થશે સગીતના, સાહિત્યના, કલાના, કેળવણીના, વેપારના, ઉદ્યોગના, મિત્ર એસોસિયેશનના, નાતના મડળોના, સાહિત્ય સભાઓના, જુવાનોના ને વૃદ્ધોના મડળોના સ્ત્રીસસ્થાઓના અને છેવટે શેરીમા પૈસા ઉઘરાવતા ઘેરૈયાના પ્રમુખો એમ બધાનો એમા સમાવેશ થશે પછી આ સભામા જે ઠરાવો કરીશુ, તેની આખા દેશમા એક સરખી અસર થઇ જવાની એવી એક પરિષદ કોઇ ભરાવે તો સારૂ

× × ×

મહિયાવાડમા લગ્ન પ્રસગે થતી એક મશ્કરી સાભળેલી ' આ હાથણનુ દૂધ જોશે ભગરી ભેંશનુ જોશે, ગવરી ગાયનું જોશે, પણ છેવટે સવા રૂપિયાની બકરીનું તો જોશે જોશે ને જોશે આ કેરીના અથાણા જોશે, વાસના મુરબ્બા જોશે, ગરમર્યના અથાણા જોશે, આ લીંબુની ચીર્યો જોશે, પણ છેવટે તાબિયાના ત્રણ પાચ્છેર ગાજરનું અથાણું તો જોશે જોશે ને જોશે '

'પ્રસ્થાન'ના તંત્રીઓ, અને ખાસ કરીને નવા તંત્રી મને વારવાર કહે છે કે 'પ્રસ્થાન'ને માટે જ્ઞાનમય ફિલસુફીના લેખો જોઇશે, કલામય કવિતાઓ જોઇશે કલા સાહિત્યની વિવેચના જોઇશે, દેશ વિદેશની લોકચર્યા જોઇશે, ડહાપણ ભરેલી નોધો જોઈશે, પુસ્તકોનો પરિચય જોઇશે, પણ કાઇ પણ અર્થ વગરનો સ્વૈરવિહાર તો જોઈશે જોઇશે ને જોઇશે

આનો મને એક ઉપાય સૂઝે છે સ્વૈરવિહાર જો સચિત્ર કરીએ તો પાના વધારે ભરાય અને આ વિભાગ અર્થ વિનાનો છે તે જરા અર્થવાળો થાય વળી ચિત્રકારો જો સ્વૈરવિહારને સચિત્ર કરે, અર્થહીન ભાગને સચિત્ર કરે, તો જગતની ચિત્રકળામા એક નવીન જ પ્રસ્થાન પડે બગાળી ચિત્રસ્કૂલ છે, મદ્રાસની સ્કૂલ છે, હજી ગુજરાતની સ્કૂલ નથી, તેમાથી સ્કૂલ પણ ઉત્પન્ન થાય આને માટે મારા વિભાગના ચિત્રોને નીચે પ્રમાણે વેતન આપવાનું હું ઠરાવુ છુ

૧ પાનાના માત્ર અમુક જ ભાગ જેવડું ચિત્ર હશે તો પણ વેતનને માટે તે આખું પાનું ગણાશે.

૨ ચિત્ર રેખામય હશે તો એક રેખાએ અરધા પૈસા પ્રમાણે તેની કિંમત અપાશે. (નિયમ ૫ ની સાથે અનુકૂળ રીતે આ નિયમ તથા આ પછીનો નિયમ વાંચવો.)

૩ ચિત્ર આખું કે અંશતઃ ધાબાનું હશે, તો તે ધાબાની કેટલી રેખા ગણવી તે અમે નક્કી કરીશું.

૪ અમને અનુકૂળ, અલબત સ્વૈરવિહાર અર્થહીન છે એટલે સ્વૈરવિહારને અનુકૂળ એમ કહેવાનો અર્થ નથી માટે અમને અનુકૂળ, ચિત્રોમાં ફેરફાર કરવાની સત્તા અમારા હાથમાં રહેશે. તમારે અનુકૂળ તમે કરો, અમારે અનુકૂળ અમે કરીશું. પહેલો તમારો વારો પછી અમારો વારો.

૫ ચિત્ર પોતાની જ પ્રતિભાનું હશે તો એક પૈસા લેખે કિંમત ગણાશે. જો અનુકરણ હશે તો અરધા પૈસા લેખે ગણાશે પણ જો ન પકડી શકાય તેવું અનુકરણ હશે તો તેને માટે બે પૈસાના દરે નાણાં અપાશે. ચિત્રકારે પોતાનું ચિત્ર કયા વર્ગમાં આવે છે તે જાતે જ જણાવવું. ન પકડાય તેવું અનુકરણ હોય તો કોનું છે, હજી સુધી નથી પકડાયું, અને ભવિષ્યમાં પણ તેનો ખરો કર્તા તેને નથી પકડી શકે એમ, એ પણ કારણો સાથે જણાવવું. ચોરી કે ઉચાપત કરેલું ચિત્ર હશે તો તે હકીકત ખાનગી રાખવામાં આવશે.

૬. અમને આપેલાં ચિત્રો ઉપર સ્વામિત્વનો હક અમારો રહેશે, પણ ન પકડાય તેવું અનુકરણ હશે તો કર્તાને તેની સ્વતંત્ર કૃતિઓ સાથે તે પોતાના જ સ્વતંત્ર ચિત્ર તરીકે છાપવાની રજા દેવામાં આવશે. તે કૃતિ ઉત્તમ હોવાનું સર્ટીફીકેટ અમે આપીશું. એવી રજા માટે ચિત્રકારે પ્રસ્તાવનામાં અમારો આભાર માનવો પડશે.

સ્વૈરવિહારી

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**ગુજરાતનાં ઐતિહાસિક સાધનો વિભાગ ૧ ને ૨**:–સંશોધન કરી તૈયાર કરનાર: નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી. પ્રકાશક: ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઈ. વેચનાર: એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મૂલ્ય રૂા. ૧–૦–૦

હજી સુધી ગુજરાતનો ઇતિહાસ વ્યવસ્થિત થયો નથી એ શોચનીય છે, હજી તેના મુખ્ય મુખ્ય બનાવ વિશે પણ ચોક્કસ માહિતી મળી નથી. અને પ્રજાને ગુજરાતના ઇતિહાસ માટે જિજ્ઞાસા કે આદર પણ નથી.

આને માટે હાલ તુરત કરવા જેવો પ્રયત્ન તે ઐતિહાસિક સામગ્રીનો સંગ્રહ છે. આ પુસ્તક એ પ્રકારનું છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા પાસે ભાટ ચારણોની કથાઓનો કેટલોક સંગ્રહ છે. તેમાંથી તેઓ 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો'ની માલા કાઢવા ધારણા રાખે છે. આ પુસ્તક તે માલાના પ્રથમ બે મણકા છે.

આમાં પહેલો મણકો વંશાવલિઓ છે અને બીજો ગાદી વગેરે વિશે છે. તે ઉપરાંત ઉક્ત વિષયો વિશે ગવેષકોએ અત્યાર સુધી

પ્રસિદ્ધ કરેલા નિબંધો પરિશિષ્ટમાં મૂકેલા છે. ચારણોએ આપેલી હકીકત ઘણી જગાએ ભૂલભરેલી છે, અને ભાગ્યે જ કોઈ બે કથનો મળતા આવે છે. આ સર્વની નીચે ટીપ આપી તે ઉપર સ્વતંત્ર કે પ્રામાણિક મનાએલી હકીકત આપી છે. ગઢો વિશે પણ એ જ રીતે નીચે ટીપો આપી છે. પુસ્તકને છેડે વિશિષ્ટ નામોની વિસ્તૃત અનુક્રમણિકા આપેલી છે.

આ પુસ્તક ઇતિહાસને કેટલુ ઉપકારક થાય છે તે તો હાલ ન કહી શકાય. અંદરની ઘણી હકીકત કલ્પિત છે તે તો ટીપોમા જ કહ્યુ છે, પણ ગુજરાતી સમાજની સ્થિતિ, તેનુ સામાજિક વાતાવરણ જાણવા આ હકીકત અમૂલ્ય છે.

**શરદિની**—લેખક જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર. કિંમત રૂ. ૦-૧૦-૦

લેખકના (૨૫) કાવ્યોનો આ બીજો સગ્રહ છે. શ્રીમતી સૌ૦ લીલાવતી મુનશીએ એની પ્રસ્તાવનામા ગુજરાતણોની રાસ સાહિત્યની રસ વૃત્તિમા છેલ્લા થોડા વરસોમા કેવા ફેરફાર થયા તે ટુંકમા કહ્યુ છે અને આ પુસ્તકના કાવ્યોની ટીકા અને મુખ્યત્વે ગુણ દર્શન કર્યું છે.

આ પહેલા આજ લેખકનો 'વિહારિણી' કાવ્યસગ્રહ બહાર પડ્યો હતો તેના કરતા આમા લેખકે બીજાના અનુકરણોથી દૂર રહેવા પ્રયત્ન કર્યો છે પણ હજી જે પ્રતિભાથી કાવ્ય અમર બને છે તેના દાખલા નથી. પ્રતિભાના ઝબકારા કોઈ પંક્તિમા છે. જેમકે

ચન્દ્રની ચળાળી શીળી ચન્દની રે લોલ
× × ×
ઉંચે આકાશ નભતારિકા રે લોલ
નીચે આ બાલિકા-સમાજ જો.
રાસે રમે ગમ્મેવડી રે લોલ

બધા સંગ્રહમા 'પનિહારી'નું ગીત સારૂ છે. 'અગારના ફુલ'મા પ્રસ્તાવનામા કહ્યુ છે તેમ માત્ર કલ્પનાના ઔચિત્યનો દોષ નથી પણ તેમાં કાવ્યત્વ પણ નથી

કવિ શ્રી ન્હાનાલાલે કહેલું યથાર્થ છે કે 'જૂના લોકગીતોના ઢાળ લઈ સુન્દર શબ્દાવલિમા આધુનિક સંસ્કારો ગુંથવાથી કૃતિ અનુપમ નીવડે છે.' પણ આમા મુસ્કેલી એ છે કે નવા સંસ્કાર કે ભાવને અનુરૂપ શબ્દો ન મળતા લેખક ઘણી વાર શબ્દના લાલિત્યથી ખેંચાઈ કંઈક લખે છે જેમા જૂનો ભાવ હોતો નથી, અને નવો ભાવ આવી શકતો નથી. માત્ર મધુર અવાજવાળા શબ્દો આવે છે. અત્યારે વધતા જતા રાસસાહિત્યનું આ ભયસ્થાન છે.

આ સંગ્રહ રાસ લેવાને અનુકૂળ છે અને રાસરસિક વર્ગ આને સત્કારશે.

**શ્રી હરિલીલા ષોડશ કળાઃ**-સંપાદકઃ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી એ છપાવી પ્રગટ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ. કિંમત રૂ. ૦-૧૨-૦

સોળમા શતકના કવિ વિષ્ણુદાસ ભીમે રચેલુ આ પુસ્તક છે. રચના સાલ સં. ૧૫૪૧ છે. સંપાદકે સં ૧૭૦૦ સુધીની ૧૦ પ્રતો ઉપરથી આ ગ્રંથ સંપાદિત કર્યો છે અને જૂની ભાષાને તેના જૂના સ્વરૂપમા જાળવી રાખવા પ્રયત્ન કર્યો છે. પુસ્તકનો ઉપોદ્ઘાત અને ટીકા બીજા ભાગમા પ્રકટ કરવા સંપાદકની ધારણા છે.

જૂની ભાષાના અભ્યાસથી આ સામગ્રી સંસ્કારિત સ્વરૂપમા પ્રકટ કરવા સંસ્થાને અભિનંદન ઘટે છે.

**કવિતા અને સાહિત્ય વૉલ્યુમ ૩:**- કર્તા : સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ : પ્રકાશક. ઉપર પ્રમાણે કિંમત રૂ. ૧૦૦-૦

સદ્ગત સાક્ષર સર રમણભાઇના 'ગુજરાતી ભાષાનું બંધારણ અને ઈતિહાસ' ઉપરના લેખોનો આ સગ્રહ છે. સદ્ગત માત્ર સારા વિવેચક જ નહિ પણ ભાષાનો તેમનો અભ્યાસ પણ સૂક્ષ્મ અને વિચક્ષણ છે. ભાષાના હરેક અભ્યાસીને આ પુસ્તકનો અભ્યાસ માત્ર

ઉપકારક નહિ પણ આવશ્યક છે. દરેક લેખ સ્પષ્ટ ભાષામાં લખેલો છે અને શ્રમપૂર્વક કરેલા અભ્યાસનું ફળ છે.

**આરામગાહ** :–લેખક અને પ્રકાશક : પૃથુલાલ હ. શુકલ. કિંમત રૂ. ૧–૦–૦

આ જ લેખકે પહેલાં પ્રસિદ્ધ કરેલ 'ફુલ પાંદડી'ની જાતનાં ગદ્યકાવ્યોનો આ બીજો સંગ્રહ છે અને બધી રીતે તે પહેલાને મળતો આવે છે. 'નીજ કથા' માં લેખક પોતાને કવિરાયની આકાંક્ષા નથી એમ કહીને કોઇ અલૌકિક અનુભવ પોતાને આમ લખવા પ્રેરે છે એમ લખે છે. તેમનાં કાવ્યમાં નિજ કથામાં અને ગંગાવતરણમાં સર્વત્ર અનુભવમાં ન આવ્યું હોય એવું કંઇક કથવાને લેખક પ્રયત્ન કરતા લાગે છે. અનુભવની અલૌકિકતા તેઓ કંઇક અગમ્યતાના અને દર્દની અતિશયોક્તિના શબ્દોથી બતાવવા પ્રયત્ન કરે છે. તેમનાં કાવ્યોમાં વિભાવ વિનાનો માત્ર અનુભાવ છે. પોતાનાં કાવ્ય માટેના લોકોના અભિપ્રાયની બેદરકારી, અને કાવ્યમાં જગત માટેની બેદરકારી બતાવવાને જોડણીના નિયમોની બેદરકારી પણ તેઓ આવશ્યક માને છે. આવાં કાવ્યોમાં જગતના ધારણ કરેલા તિરસ્કારથી જ જાણે ભવ્યતા આવી જતી હોય એમ તેઓ માને છે. આમાં કાવ્યનો રસ નથી. ગદ્યનો વિચાર નથી.

**હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ**:—લેખકઃ નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. ભાવનગર. કિં. ૦–૮–૦

હિંદુધર્મનું હાર્દ અને પ્રાચીન સંસ્કૃતિ વિદ્યાર્થીઓના હૃદયમાં અંકિત કરવા લેખકે મહાભારતની કેટલીક વાર્તાઓ અહીં સંગૃહીત કરીને મૂકી છે. વાર્તાને અસલ રૂપમાં ન રાખતાં તેનો સ્વાંગ બદલાવ્યો છે અને આધુનિક સમયના વિદ્યાર્થીના માનસને વધારે અનુકૂળ કર્યો છે પણ તેમ કરતાં તેના હાર્દને હાનિ થઇ નથી, ભાષા પ્રસન્ન ગંભીર છે. વાર્તામાં કયાંઇ પણ ઉપદેશ આપવાનો પ્રયત્ન કર્યો નથી, વાર્તા પોતે જ પોતાનું વક્તવ્ય બરાબર કહી શકે છે. માત્ર વિદ્યાર્થીઓને જ નહિ પણ આખા સમાજને અમે આ વાંચવાની ભલામણ કરીએ છીએ.

**ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ**:—લેખકઃ મણીલાલ સી, પારેખ. કિંમત ૧–૮–૦

ફિશર અને વૉકર એ બે ગ્રન્થકારોએ લખેલ ખ્રિસ્તી સંઘના ઈતિહાસો ઉપરથી અને મુખ્યત્વે પહેલા પુસ્તક ઉપરથી આ પુસ્તક લખાયું છે. ભાષા સરલ છે અને ઇતિહાસમાં રસ લેનારા તથા આ ધર્મની જિજ્ઞાસાવાળાએ વાંચવાલાયક પુસ્તક છે.

**વીર વલ્લભભાઇ**:—લેખકઃ મહાદેવ હરિભાઈ દેશાઈ. પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. છુટક કિંમત ૦–૨–૬.

'પ્રસ્થાન'ના પ્રકાશક શ્રીયુત રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રીએ શરૂ કરેલ સરસ્વતી ગ્રંથમાળાનો આ પહેલો મણકો છે. લેખક આપણા સાહિત્યની એક પ્રસિદ્ધ વ્યક્તિ છે, અને બારડોલીના જંગમાં સફળ થયેલ વીર વલ્લભભાઇના નિકટ સહકારી અને મિત્ર હોઈ આ પરિચય આપવા હરેક રીતે યોગ્ય છે. આ નાના પુસ્તકની એક પછી એક આવૃત્તિ કાઢવી પડી છે એ જ તેની લોકપ્રિયતાનો પુરાવો છે.

**રાજાજીની વાતો**:—મૂળ લેખક : ચક્રવર્તિ રાજગોપાલાચારી. અનુવાદક : રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી. પ્રકાશક : ઉપર મુજબ. છુટક કિંમત ૦–૩–૦

ઉક્ત ગ્રંથમાલાનો આ બીજો મણકો છે અને તેમાં શ્રીયુત રાજગોપાલાચાર્યે 'યંગ ઇન્ડિયા'માં લખેલી (તેમાંની એક 'નવજીવન' માં પ્રસિદ્ધ થયેલી) ત્રણ વાતોનો સંગ્રહ છે. આ સાહિત્ય બાલવૃદ્ધ સર્વને માટે પથ્ય છે એ કહેવાની જરૂર નથી. અને આપણા

આધુનિક પ્રશ્નો ચર્ચતી હોવાથી લોકપ્રિય થવા યોગ્ય છે

**અમેરિકાનુ સ્વાતંત્ર્ય યુદ્ધ**—લેખક જીવણલાલ હરિપ્રસાદ દીવાન પ્રકાશક ઉપર મુજબ છૂ કિં ૦-૪-૦

ઉક્ત ગ્રથમાળાનો આ ત્રીજો મણકો છે અમેરિકાએ શી રીતે સ્વતત્રતા મેળવી તેનો ઇતિહાસ આમા સરલ ભાષામા સૌને સમજાય તેવી રીતે આપેલો છે તેના લેખકને ઇતિહાસનો શોખ અને વિસ્તૃત અભ્યાસ છે એટલુ જ નહિ પણ લાબા વખતના અધ્યાપકના અનુભવથી તેઓ આ પરદેશી ઇતિહાસને પણ સરલ અને સુવાચ્ય અને રસમય બનાવી શકયા છે હિંદ અત્યારે સ્વતત્ર થવા ઉપાયો કરે છે તેમા તેને બીજા દેશોના એવા ઇતિહાસો જાણવાની જરૂર છે આ પુસ્તકને પૂરતું ઉત્તેજન મળશે એમ અમેચ્છાનીએ છીએ

**જાતકકથાસગ્રહ ભાગ ૧**—મૂળ સગ્રાહક અ ધર્માનદ કોસબી અનુવાદક લીનાબેન છોગાલાલ પરીખ પ્રકાશક ઉપર મુજબ છૂ કિં ૦-૩-૦

ઉક્ત ગ્રથમાળાનો આ ચોથો મણકો છે 'બૌદ્ધ ધર્મે આપેલું ધમ્મપદ જેમ હિંદના સાહિત્યમા, અને કદાચ જગતના સાહિત્યમા પણ ચૂટી કાઢેના કાવ્યોનો પ્રથમ સગ્રહ છે, તેમ જાતકકથાઓ પણ એ જ ધર્મે આપેલ કલ્પિત વાર્તાનો પ્રથમ સગ્રહ છે આના જેવુ સર્વ ભોગ્ય હિનકર સાહિત્ય ઘણુ થોડુ મળી શકે સર સ્તાને લીધે આપણા વધતા જતા બાલ સાહિત્યમા આ અગત્યનો ઉમેરો ગણાવા યોગ્ય છે આવુ ઉપયોગી સાહિત્ય સ્વાભાવિક સરલતાથી ભાષાન્તર કરી ગુજરાતીમા મૂકવા માટે અનુવાદક બેન લીનાવતીને અભિનન્દન ઘટે છે (ઉપોદ્ઘાતમાથી)

વાચકો આ ગ્રથમાલાને ઉત્તેજન આપશે એમ આશા રાખીએ છીએ

**નૃત્યાંજલિ**-લેખિકા શ્રી રાગિની દેવી કિંમત રૂ ૨-૦-૦

લેખિકાએ હિંદની શિલ્પમૂર્તિઓના અગ વિન્યાસ ઉપરથી હિંદના નૃત્યનો અભ્યાસ કર્યો છે અને હિંદની કલા અમેરિકા આગળ તે પ્રદર્શિત કરે છે પ્રસ્તુત પુસ્તક અમેરિકાની પ્રજાને આપણા નૃત્યના ભાવો પરિચિત કરવાને લખેલું છે તેમાની ઘણીખરી હકીકત તો આપણા માણસો જાણે છે તે જ છે અને નૃત્યની પરિભાષાને લગતી હકીકત ચિત્રો વિના બહુ બોધક *નથી થતી પ્રસ્તાવનામા શ્રીમતી* લીલાવતી મુનશીએ કહ્યુ છે તેમ આપણી કલાનો પુનરુદ્ધાર બધો જ પરદેશીઓ ઉપર આધાર રાખે છે તે ઘણુ જ શરમાવા જેવુ છે

**દેવોને ખુલ્લા પત્રો**—લેખક અને પ્રકાશક જદુરાય ડી ખંધડીઆ જન્માષ્ટમી બીલ્ડીંગ ખેતીવાડી મેઇનરોડ, મુબઈ ન ૪ મૂલ્ય કલોથ રૂ ૧-૪-૦

મથાળુ સૂચવે છે તેમ આ હાસ્યના કે કટાક્ષના પત્રો છે બધા પત્રોમા એક પ્રકારની સરલ વેગ અને પ્રવાહથી વહેતી ભાષા છે અને બધામા અમુક કોટિનો હાસ્ય છે તેમા ગભીર રતા જેવુ નથી, માનવ હૃદયના કોઈ ઊડા ભાવો વ્યક્ત થતા નથી, કોઈ ખાસ લોકોત્તર વસ્તુ કહેવાનો કર્તાનો ઉદ્દેશ નથી, પણ સામાન્ય સત્યો સામાન્ય માણસને માટે તેમા હાસ્યથી કહેલા છે અને સામાન્ય દૃષ્ટિથી સમાજ ઉપર ટીકા પણ કરેલી છે ટીકામા કોઈ પણ વ્યક્તિને કડવુ લગાડવાનો ઉદ્દેશ નથી

**હૃદયની રસધાર**-લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂ ૧-૪-૦

શ્રીયુત ખધડીઆના કાવ્યોનો આમા સગ્રહ છે લેખક જેટલા હાસ્યમા સફળ થયા છે તેટલા કાવ્યોમા નથી થયા તેમના વિચારો સાધારણ અને કાવ્ય કરતા ગદ્યને વધારે લાયક છે માત્ર હાસ્યના કાવ્યોમા કઈક રસ છે પણ ત્યા પણ ભાન સાધારણ છે શૈલી સાદી અને સાધારણ વાચક સમજી શકે તેવી છે

**સરળ બાળ અંકગણિત** :–રચનાર : ભોગીલાલ કેશવલાલ પટવા, બી. એ. એસ. ટી. સી. ટી. અને વસનજી દયાળજી દેસાઈ, એસ. ટી. સી. પ્રસિદ્ધ કરનારઃ એસ. બી. શાહની કું., પાનકોર નાકા, અમદાવાદ,

બે અનુભવી અને ગણિતમાં રસ લેનારા શિક્ષકોની આ કૃતિ છે. હાલમાં ગણિતનાં નવાં ધોરણો રચાયાં છે તેને માટે આ પુસ્તક તૈયાર કરેલું છે. બાળકોને સુગમ થાય તેવી તેની રચના છે અને ઘણી જગાએ આકૃતિઓથી વસ્તુને સરળ કરી છે. જૂની પ્રણાલિકાની ગણિત પદ્ધતિમાં ય ઘણા સુધારા પણ કરેલા છે. વર્ગમાં ચાલવાના પુસ્તક તરીકે ઉપયોગી છે.

**મનોરંજક ગણિતઃ**–કર્તા મૂળજી જેઠુ જોશીઃ કચ્છ–કોટડી, કિંમત રૂા. ૨–૦–૦

આ ગણિત ખરેખર મનરંજક જ છે. આપણા દેશમાં ગણિત કાચું હોવાની અને ગણિતમાં રસ નહિ પડવાની ઘણી જગાએથી ફરિયાદ સંભળાય છે. હિસાબમાં ખાસ આગળ પડતા ગુજરાતને માટે આ શરમાવા જેવું ગણાય. આ પુસ્તક વિદ્યાર્થીના હાથમાં મૂકવાથી અમને ખાત્રી છે કે વિદ્યાર્થીને નાનપણથી ગણિતનો શોખ થશે જ.

આ પુસ્તકમાં કોયડા અને ગણિતના કૂટ પ્રશ્નોનો પણ સમાવેશ કર્યો છે અને તેને પણ માત્ર ચમત્કાર તરીકે મૂકયા નથી પણ ગણિતની રીતે તેની રીત પણ બતાવી છે. દાખલા સર્વત્ર ચમત્કારપૂર્ણ છે. કેટલાક દાખલા ગણવામાં અક્ષરગણિતનો પણ ઉપયોગ કર્યો છે પણ સર્વત્ર શિક્ષક વિના વિદ્યાર્થી કેવળ કૌતુકથી પ્રેરાઈને જ આગળ વધે એવી પદ્ધતિ છે.

ડૉકટરનો ધંધો કરવા છતાં માત્ર વિષયના શોખથી આવું પુસ્તક પ્રસિદ્ધ કરવાને અમે કર્તાને અભિનંદન આપીએ છીએ.

આવું પુસ્તક ઘરમાં રાખવાથી વિદ્યાર્થીને ગણિતને માટે સ્વાભાવિક શોખ થશે એમાં અમને સંશય નથી. દરેક વિદ્યાર્થીએ અને નિશાળે આને ઉત્તેજન આપવું જોઈએ.

**હાલરડાં** :—સંપાદકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક : અમૃતલાલ દલપતભાઈ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, ગીબરોડ રાણપુર. કિં. રૂા. ૦–૪–૦

આ નાનકડા પુસ્તકમાં પારણાંનાં અને નાનાં બાળકોને રમાડવાનું ગાવાનું તેમ જ તાલબદ્ધ પઠન કરવાનું કંઠસ્થ સાહિત્ય સંગ્રહેલું છે. આદિમાં લાંબો ઉપોદ્ઘાત છે જેમાં આ જ જાતના અંગ્રેજી સાહિત્ય સાથે તેની સરખામણી કરી છે. સંપાદન લોકરૂચિને અનુકૂળ છે.

**સૌરાષ્ટ્રનાં ખંડેરો** :—કર્તા અને પ્રકાશક ઉપર પ્રમાણે.

આમાં માત્ર ગિરનું પરિભ્રમણ એક પત્રના રૂપમાં લખ્યું છે. ભૌગોલિક અને ઐતિહાસિક વર્ણન ઉપરાંત તેમાં લોક સાહિત્યના દૂહા આવે છે અને ઠેકઠેકાણે સમાજ ઉપર ટીકા પણ છે. ભાષા આકર્ષક છે.

**ઉમરેઠ** :—કર્તાઃ નાનુ ધીરજલાલ દવે બી. એ. ઉમરેઠ.

આને એક પ્રશસ્તિ કાવ્ય તરીકે ઓળખાવ્યું છે. કાવ્યનો દેહ શ્રી ન્હાનાલાલની અપદ્યાગદ્ય શૈલીનો છે, રસ કડક હાસ્યનો છે અને તેમાં કર્તાએ પોતાના ગામના ખરાબ રિવાજોનો સચોટ ઉપહાસ કર્યો છે. ન્હાનાલાલની આ શૈલીનાં અનુકરણો જેમ તેમના મૂળ કરતાં ખરાબ અને લૂખાં લાગે છે તેમ અહીં થતું નથી. આપણા જૂજ જેવા ઉપહાસ કે કટાક્ષ સાહિત્યમાં આ સારો ઉમેરો ગણાય. જો કે વિષયમાં એક જ સ્થળને અનુલક્ષ્યો છે અને હાસ્યમાં મીઠાશ નથી.

**સોરઠના સિતારા** :—લેખકઃ ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકાશક : સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ. ગુજરાતી પંચની સને ૧૯૨૮ ની ભેટ.

ગુજરાતના ૧૨ મા સૈકાને અવલંબીને આ નવલકથા લખેલ છે.

# નોંધ

## નિર્દોષ અંદાજપત્ર ?

હિન્દી સરકારનું સન ૧૯૨૨–૩૦ ની સાલનું અંદાજપત્ર ગયા માસની આખરે વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યું હતું. સર બાસીલ બ્લૅકેટની જગ્યાએ આ સાલથી સર જ્યૉર્જ શુસ્ટર નાણાખાતાના અધિકારી નીમાયા છે. તેમણે પોણા બે કલાક ભાષણ કરીને અંદાજપત્ર રજુ કર્યું અને તેની વિગતો સમજાવી. આ વખતના અંદાજપત્રમાં નવા સાહેબનાં કેટલાંક અંગત વચનો અને કંઈ પણ નવીનતાનો અભાવ એ મુખ્ય જણાઈ આવે છે. તેમણે નથી કોઈ કરનો ઘટાડો સૂચવ્યો કે નથી કોઈ નવો કર નાખવાની ભલામણ કરી. આથી ધારાસભામાં કોઈ મુદ્દા ઉપર ગરમાગરમ ચર્ચા નથી થઈ. સાહેબે આવક ખર્ચના આંકડા સરખા કરી બતાવ્યા. એટલે સભ્યોને સખત ટીકાઓ કરવાનું કારણ રહ્યું નહિ.

ઉપર ટપકે જોતાં આ અંદાજપત્ર ટીકાપાત્ર લાગે એવું નથી. કેટલાકને તે નિર્દોષ લાગ્યું છે પરંતુ અગાઉના વરસોની સરખામણીમાં આ વરસે આવક વધી છે. તેનો બદલો કરના ઘટાડાના રૂપમાં પ્રજાને મળ્યો નથી અને ઉલટું ખર્ચ વધ્યું છે એ હકીકત ખાસ નોંધવા જેવી છે. છેલ્લાં ત્રણ વરસના આવક-ખર્ચના આંકડા જોઈએ તો આ વસ્તુ સ્પષ્ટ તરી આવે છેઃ—

(કરોડ રૂપિયામાં)

| | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૨૭–૨૮ | ૧૨૮·૨૭ | ૧૨૮·૨૭* |
| ૧૯૨૮–૨૯ | ૧૩૦·૯૦ | ૧૩૦·૯૦ |
| ૧૯૨૯–૩૦ | ૧૩૪·૦૬ | ૧૩૪·૦૬ |

આ આંકડા મુજબ છેલ્લાં ત્રણ વરસમાં ૫·૭૯ કરોડ રૂપિયાનું ખર્ચ વધ્યું છે એટલે નવો કર નથી નખાયો પરંતુ સરકારની આવક વધી છે તેનો બદલો પ્રજાને મળવાને બદલે તે વધારો ખર્ચમાં હોમાઈ ગયો છે. ખરચમાં કાપકુપ નથી થઈ એટલું જ નહિ પરંતુ ખરચ વધ્યું છે. આ વરસે તો ઉલટું ૯૦ લાખ રૂપિયાનો ખાડો બતાવ્યો છે અને તે આગલાં વરસોની બચતમાંથી લેવાની જોગવાઈ કરી છે એટલે આ વરસનું અંદાજપત્ર સીધેસીધું છે અને મૂળ સ્થિતિ કાયમ છે એમ માનવાને કારણ નથી.

આવકખર્ચનું ધોરણ બીજી રીતે તપાસીએ તો સ્થિતિ વધારે દયાજનક લાગે છે. સરકારે રૂપિયાનો દર ૧ શિ. ૪ પે. ને બદલે ૧ શિ. ૬ પે. નો ઠરાવ્યો એની અસર શી થઈ તે જોવા જેવી છે. આ દરથી સરકારને પરદેશ સાથેની લેવડદેવડમાં અને અહીંની ખરીદીમાં બચત થયેલી હોવી જોઈએ. તે બચતનો બદલો કરના ઘટાડા રૂપે પ્રજાને આપવાને બદલે સર જ્યૉર્જે જરૂર પડે તો નવો કર નાખવાની ધમકી આપી છે એટલે નવા કરનો ભય પ્રજા ઉપર ઝઝુમી રહ્યો છે. રૂપિયાનો દર ઉંચો ઠરાવવાથી હિંદના વેપાર ઉદ્યોગને ધોકો પહોંચ્યો છે અને પરદેશી માલની આયાતને ઉત્તેજન મળ્યું છે. આથી વેપાર ઉદ્યોગમાં મંદી તો આવી છે જ. સાથે અસહ્ય નાણાભીડ પણ ઉભી થઈ છે. આ પરિણામ વેપાર ઉદ્યોગ ઉપર આવશે એવી ઘણા લોકોએ સરકારને ચેતવણી આપી હતી પરંતુ બધા એમ સ્વીકારતા હતા કે ઉંચા દરથી સરકારની નાણા સ્થિતિ ઉપર સારૂં પરિણામ આવશે અને પ્રજાનો કરનો બોજો ઓછો થશે. પરંતુ આ ધારણા પણ ખોટી પડી છે. આનો અર્થ એમ નથી કે સરકારને ફાયદો નથી થયો પરંતુ

* છાપાંઓમાં ૧૨૭·૬૬ નો આંકડો પ્રગટ થયો છે તે ખોટો જણાય છે.

ફાયદો થયો તેનો બદલો પ્રજાને મળ્યો નથી. રાજ્યસભામાં જ્યારે પોસ્ટકાર્ડનો એક પૈસો કરવાની માગણી થઈ ત્યારે એક કરોડનો ખાડો તે કયાંથી પૂરવો એવી દલીલ સરકાર તરફથી થઈ એટલે પ્રજાનો બોજો ઓછો કરવાની વાત સરકાર વિચારવા તૈયાર નથી. લશ્કરી ખર્ચના આજના ૫૫ કરોડ એ પહેલાંના ૬૫ કરોડ બરાબર હોવા છતાં એ ખર્ચને તો અડાય જ કેમ? આ સ્થિતિમા પ્રજાને રાહત શી રીતે મળે? એટલે ઉંચો દર ઠરાવવાથી એક લાભ થવાની જે આશા હતી તે પણ વ્યર્થ ગઈ છે અને પ્રજા ઉપરનો કરનો બોજો કાયમ રહ્યો છે. બલ્કે વધ્યો છે; કારણ કે પ્રથમના કરતાં વધારે મોઘા નાણામા પ્રજા પોતાનો કર ભરે છે. આમ પ્રજાની હાડમારી બન્ને રીતે વધી છે. વેપાર ઉદ્યોગમા મંદી આવી છે અને સરકારી કરનો બોજો પણ વધ્યો છે.

હવે ભાષણના એક બે મુદ્દા જોઈએ. સર જ્યૉર્જે ૧ શિ. ૬ પે. ના દરની તરફેણમાં જે દલીલો રજુ કરી છે તેમા વજુદ બહુ ઓછું છે. એ જાતની દલીલો પ્રસંગ પડયે હંમેશા થયા કરે છે. ૧૯૨૭ માં એ દર ઠરાવવાનો હતો ત્યારે ૧૯૨૫ થી એ દર ચાલે છે તેને શી રીતે બદલી શકાય એવી દલીલ સરકાર તરફથી રજુ થઈ હતી. હવે ૧૯૨૯માં દલીલ કરવાનો વખત આવ્યો છે ત્યારે ૧૯૨૭ થી ઠરાવેલો દર કેવી રીતે બદલી શકાય એવી દલીલ થાય છે. આ બધી શબ્દજાળ જણાય છે. નક્કી કરેલી પદ્ધતિ જેમ તેમ કરીને ટકાવી રાખવા સિવાય બીજો ઉદ્દેશ તેમાં જણાતો નથી. સભ્યોને મેળવી લેવાનો એ એક પ્રયાસ છે. સભ્યો સમજી જાય અને લોકમત ઠંડો પડે તો સરકારનું કામ સરળ થાય એટલે આવા પ્રયાસો અવારનવાર થયા કરે છે. વાસ્તવિક રીતે એમાં પ્રામાણિક દલીલ કરતાં કુનેહબાજી વિશેષ હોય છે એટલે દલીલ તરીકે એનો વિચાર કરવા જેવું ભાગ્યે જ હોય છે.

આ વરસે ૧૮ કરોડની નવી લોન ઉઘરાવવાનું નક્કી કર્યું છે. તે ઉઘરાવવાની અનુકૂળતાના સંબંધમાં સર જ્યૉર્જે રાજકીય શાંતિ ઉપર ભાર મૂકયો છે અને જણાવ્યું છે કે 'રાજકીય તોફાનોના ભયથી હિન્દુસ્તાનની શાખને ધોકો પહોંચશે." સાહેબને હિન્દમાં પરદેશી કાપડની હોળી થાય કે સત્યાગ્રહ થાય કે બહિષ્કારની ચળવળ થાય એ જાતનું વાતાવરણ જોઈતું નથી. તેમને કદાચ હિન્દમાં સ્મશાનની શાંતિ જોઈતી હોય એવું લાગે છે. 'ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ'એ પણ અંદાજપત્ર ઉપર લખતાં ભલામણ કરી છે કે "રાજ્યની સત્તાને નબળી કરે એવી કોઇ ચવવળને લોકોએ ઉત્તેજન નહિ આપવું જોઈએ. એટલું જ નહિ પરંતુ એવી ચળવળને સહન પણ નહિ કરવી જોઈએ." આ ગોરા સાહેબોની ઇચ્છા મુજબ લોકો સ્મશાનની શાંતિ પસંદ કરશે કે હિન્દુસ્તાનને જીવતું જાગતું રાખશે એનો જવાબ વખત જતાં મળી રહેશે.

સાહેબની ઉપરની ચેતવણી એવી છે કે જો રાજકીય અશાંતિ રહેશે તો નવી લોન ઇંગ્લેંડમાં પણ નહિ ઉઘરાવી શકાય. પણ પ્રશ્ન એ છે કે અશાંતિના સમયમાં નવી લોન ઉઘરાવવી શા માટે? અને જરૂર જ હોય તો હિન્દમાં શા માટે નહિ? હિન્દમાં નાણાભીડને લીધે લોન ન ઉઘરાવી શકાય તો તેને માટે કોણ જવાબદાર છે? નાણાંભીડ કોણે ઉભી કરી છે? હિન્દ જેવા વિશાળ દેશમાંથી સરકારને પૈસા ન મળે અને ઇંગ્લેન્ડ જેવા નાનકડા દેશ પાસેથી મળી શકે એ સ્થિતિ પણ વિચારવા જેવી છે. હિન્દને જરૂરી નાણાં હિન્દમાંથી જ મળી રહે એવી સ્થિતિ કેમ ન લાવી શકાય? પણ આ તો સરકારની આખી નીતિનો સવાલ છે. સીધી રીતે કામ કરવામાં આવે તો નાણાંભીડ રહે નહિ અને પરદેશથી પૈસા [illegible] જરૂર પણ ભાગ્યે જ પડે.

ખરી રીતે જોતાં પ્રથમ ઉંચો દર ઠરાવવો, તેને ટકાવી રાખવા કૃત્રિમ નાણાંભીડ ઉભી કરવી અને પછી કહેવું કે હિન્દમાં નાણાં મળતાં નથી એ હિન્દના લોકો પ્રત્યેના શુભ હેતુનાં લક્ષણ નથી.

ટુંકામાં, નવું અંદાજપત્ર અને નાણાં શાસ્ત્રીનું ભાષણું પ્રથમ દષ્ટિએ જણાય છે તેટલું નિર્દોષ નથી. વસ્તુત: સરકારી પદ્ધતિની ચાલતી આવેલી ઘટમાળનો એ એક મણકો જ છે. નવા અધિકારી તેને સુંદર શબ્દોમાં ગોઠવે તેથી વસ્તુસ્થિતિ બદલાતી નથી.

વિ.

***

## ગુજરાત સાહિત્ય સભા રજત મહોત્સવ :

અમદાવાદની સાહિત્ય સભા આખા ગુજરાતની સૌથી પહેલી સાહિત્ય સભા છે અને એવી કોઈ પણ સભાનો આ પહેલો જ રજત મહોત્સવ ઉજવાયો. આ ઉત્સવને પ્રસંગે એ ત્રણ વસ્તુઓ બની તે માત્ર ક્ષણિક આનંદના ઉભરાની નહિ પણ હમેશના ઉપયોગની ગણી શકાય તેવી હતી.

તેમાં પ્રથમ ગુજરાતના પાટનગર અમદાવાદ ઉપરનું શ્રીયુત રત્નમણિરાવ ભીમરાવનું પુસ્તક અમે ગણીએ છીએ. હજી આપણાં શહેરોના ઇતિહાસો જોઇએ તેવી રીતે લખાયા નથી. મુંબઇનો ઇતિહાસ સર એડવર્ડસે લખ્યો છે; તે કરતાં અમદાવાદનો ઇતિહાસ વધારે મહિમાવાળો છે. આથી સાહિત્ય સભાએ અમદાવાદને યોગ્ય માન આપ્યું ગણાશે. સાહિત્યકારો માત્ર હવાઈ વાતો કરે છે, વ્યવહારસ્પર્શી જ્ઞાન ચર્ચતા નથી એવા આક્ષેપથી કંઈક સાહિત્યકારો પણ મુક્ત થશે. આ પ્રમાણે બીજાં શહેરો વિશે પણ ઇતિહાસો લખાય તો સારૂં. સાહિત્ય સભાએ ચંદ્રક આપી શ્રીયુત રત્નમણિરાવની યોગ્ય કદર કરી. એ ઉત્સાહી લેખક પાસેથી આપણે હજી ઘણી વસ્તુઓની આશા રાખી શકીએ.

સાહિત્ય સભાએ શ્રીયુત મેઘાણીને લોકસાહિત્યની સેવા માટે ચંદ્રક આપ્યો તે યોગ્ય કર્યું છે. છેલ્લાં આઠ નવ વર્ષથી લોક સાહિત્યના સંગ્રહને માટે અને તેના પ્રચારને માટે તેમણે જે ખંત અને ઉદ્યોગ દર્શાવ્યો છે તે હરકોઈ કાર્યપ્રદેશમાં શોભે એવો છે. લોક સાહિત્યને માટે સૌથી પહેલું ધ્યાન સદ્‌ગત રણજીતરામે ખેંચ્યું. પણ તેઓ પોતે તે દિશામાં ઝાઝું કરી શકયા નહિ. આઠેક વર્ષ ઉપર ગુજરાતમાં નવજીવનનું મોજું આવ્યું તેણે એકાએક તેને માટે ભૂમિ તૈયાર કરી દીધી, અને અત્યારે લોક સાહિત્યથી અજાણ્યું કોઇક જ હશે. હજી લોક સાહિત્યમાં ઘણું કરવાનું બાકી છે. આ બધા સાહિત્યમાંથી ભાષા અને ઇતિહાસની દષ્ટિએ સંશોધનો થવાં જોઇએ. અત્યારે માત્ર નવીનતાના મોહથી જે સુંદર લાગે છે તે મોહ નીતરી, વધારે સ્પષ્ટ દષ્ટિએ એ મધ્યકાલીન માનસ જ્યારે સમજાશે ત્યારે તેમાંથી કાવ્ય સાહિત્ય સંગીત ચિત્રકલા વગેરેનાં નવાં જ સ્રોતો વહી ગુજરાતના જીવનને રસમય કરશે. એ કાલનું કામ છે. દરમિયાન શ્રીયુત મેઘાણી પોતાના કાર્યમાં ઉત્તરોત્તર સફળતા મેળવતા રહે એમ અમે ઇચ્છીએ છીએ.

સાહિત્ય સભાના પ્રમુખ શ્રી દિ૦ બ૦ કેશવ હ૦ ધ્રુવે આ પ્રસંગે "યુગ પુરાણનાં ઐતિહાસિક તત્ત્વ" ઉપર એક નિબંધ વાંચ્યો તે પણ નોંધવા જેવું છે. આવા પ્રકારની શોધ એ કાંઈ એમને માટે નવાઈ નથી, પણ આ નિબંધ તેમણે ખાસ સામાન્ય લોક પણ સમજી શકે તેવી રીતે લખેલો હતો છતાં લોકોને તો તેમાં રસ પડ્યો જ નહિ. સાહિત્ય સભામાં પણ આવો લેખ આકરો પડે તો

પછી વિદ્વાનોને માટે ક્ષેત્ર કયા રહ્યું એ અમે સમજતા નથી. એ તો ઠીક પણ એક વિવેકની ખાતર પણ શ્રોતા વર્ગ શાંત બેસી ન શક્યો એ અમને શોચનીય લાગે છે ખેર, આમાં દોષ માત્ર શ્રોતાઓનો નથી, તેમની કેળવણીનો છે, જેમાં ગુજરાત કે ગુજરાતના ઇતિહાસ માટે પ્રેમ, આદર કે જિજ્ઞાસાનાં બીજ રોપાતા જ નથી !

તે ઉપરાંત સાહિત્ય સભા તરફથી લેખક સંમેલન ભરાયું. આ સંમેલનમાં અમદાવાદ બહારના લેખકોની હાજરી નહિ જેવી હતી પણ તેને માટે સાહિત્ય સભા જવાબદાર નથી. લોકોની સાહિત્ય તરફ ઉપેક્ષા વૃત્તિ છે એવી ફરિયાદ લેખકો ઘણી વાર કરે છે પણ એ જ ઉપેક્ષાવૃત્તિ લેખકોની પોતાની પણ છે. કદાચ કોઈ ને એમ થાય કે લેખક મંડળથી શો ફાયદો થવાનો હતો ? લેખન કાર્ય વ્યક્તિનું છે, સમવાયનું નથી. પણ કેટલુંક કાર્ય તો સાહિત્યમાં સહકારની અપેક્ષા રાખે છે. કોઈ વ્યક્તિ કે સંસ્થા કોશ કરતું હોય તો લેખકો પોતાના ફુરસદના વખતમા શબ્દો ભેગા કરી આપી શકે. કોઈ વ્યાકરણ કરતું હોય તો લેખકો વ્યાકરણના કૂટ પ્રયોગો ભેગા કરી આપી શકે. આપણા સાહિત્યમાથી કોણ જાણે કેમ શબ્દોની અને વ્યાકરણની ચર્ચા તો બંધ જ થઇ ગઇ છે. સહકાર - મળે તો 'પ્રસ્થાન'માં તે ખોલવા વિચાર છે. પ્રેમાનન્દનાં નાટકોના કર્તૃત્વ વિશે શકા છે. અમને લાગે

લેખક સંમેલન માટે સમય બહુ ઓછો હતો. છતા તેમા પણ સારી ચર્ચા થઈ. લેખકો સંબંધી માહીતીની નોંધ થઇ તે પણ એક કામના પાયા તરીકે સારૂં થયું છે. લેખકોને સહાય કરવાને માટે કોઇ યોજના ઘડવાને એક સમિતિ નીમાઈ છે તેના નિવેદન પછી તે વિશે કહી શકાય. પણ તેમાં મુશ્કેલીઓ તો ઘણી દેખાય છે. પણ આવાં લેખક સંમેલનો મળવાં જોઇએ તેમાં શંકા નથી.

છેલ્લું કાર્ય સર ચિનુભાઈ એ પોતાને બંગલે આ પ્રસંગે કરાવેલ નાટ્યપ્રયોગોનું હતું. આપણો શ્રીમન્ત વર્ગ આ રીતે સાહિત્ય સંસ્થામા રસ લે છે એ એક ઉત્કર્ષસૂચક ચિહ્ન છે. આ પ્રમાણે શ્રીમંતોને સામાન્ય વર્ગ સાથે કલાની સમાન ભૂમિકા પર, મળતા આપણે છેલ્લાં આઠેક વર્ષથી જોઇએ છીએ. અમે તેનું મૂળ છઠ્ઠી સાહિત્ય પરિષદ વખતે પૂજ્ય ગાંધીજીએ ખુલ્લા મેદાનમાં સભા ભરી શ્રીમતી સરલાદેવી ચૌધરાણી વગેરે પાસે ગવરાવ્યું ત્યાં જ જોઈ શકીએ છીએ. તે પહેલાં શ્રીમંતોએ પોતાની કલાનો ઉપભોગ સામાન્ય જન સાથે સમાનતાથી કર્યાનો દાખલો અમારા જાણવામાં નથી. પહેલાં એ કામ જાહેર ધર્મક્રિયાઓ કરતી અને એ જાતની ક્રિયાપ્રધાનતા જીવનમાંથી જતાં સ્વાભાવિક રીતે કલાએ એ સ્થાન લીધું તે અમને યોગ્ય લાગે છે. ગુજરાત એ દિશાએ પોતાની પ્રગતિ આગળ ચલાવે એમ આપણે ઇચ્છીએ છીએ.

## રશીઆનો ભય

રશીઆમાંથી સામાજિક વ્યવસ્થાના નવા વિચારો આપણા દેશમાં આવે છે, તેનો પ્રચાર કરવા કેટલાક લોકો પ્રયત્ન કરે છે; અને સરકાર કહે છે કે કેટલાક લોકો એ વિચારોને અમલમાં મુકવા કાવતરાં કરે છે. આ સ્થિતિથી સરકારને એવો ભય લાગે છે કે હિન્દુસ્થાનની જાહેર સહીસલામતી જોખમમાં છે. અને સરકારની એ ફરજ છે કે જાહેર સહીસલામતીને જોખમમાં આવવા ન દેવી! આ માટે એ રશીઆઈ વિચારોનો પ્રચાર અને આચાર અટકાવવો જોઇએ. અત્યારે છે તે કાયદા આ પ્રયોજન સાધવા પૂરતા નથી, માટે સરકારને આ પ્રવૃત્તિ અટકાવવા નવા કાયદાની જરૂર છે.

રશીઆના નવા વિચારોનું ધ્યેય કામદાર અને મજુર વર્ગનું હિત સાધવાનું હોઇ તે વિચારો એમનામાં ફેલાવવાનો સંભવ વધારે; આથી મજુરોની શક્તિ કુંઠિત કરવા ટ્રેડ ડીસ્પ્યુટ્સ નામનો ખરડો સરકારે રજુ કર્યો. બીજી બાજુથી એ નવા વિચારોનો પ્રચાર કરનારાઓને કબજે કરવા પબ્લીક સેફ્ટી નામનો ખરડો રજુ થયો. આ બન્ને ખરડાઓ એસેમ્બ્લીમાં ચર્ચાતા હતા એ જ અરસામાં રાજદ્રોહના ગુન્હાના આરોપથી એકત્રીશ જણાને પકડવામાં આવ્યા, અને '૫૭ ના બળવા પછી ભુલાઇ ગએલી મીરતની જેલમાં પૂરવામાં આવ્યા.

પ્રજાના હિતને માટે સરકાર આ બધાં પગલાં ભરે છે; અને છતાં પ્રજાપક્ષના સભ્યોનો આ પગલાં સામે વિરોધ છે. આ વિરોધની યોગ્યાયોગ્યતા વિચારીએ.

પ્રથમ તો એ નક્કી કરવું રહે છે કે રશીઆ તરફથી જે નવા વિચારો આવતા મનાય છે તે પ્રજાને હિતકારક છે કે હાનિકારક? અને બીજાું એ નક્કી કરવું રહે છે કે એ વિચારોનો, સરકાર કહે છે તે પ્રમાણે, ખરેખર પ્રચાર થાય છે? પ્રથમ પ્રશ્નની ચર્ચા આ સ્થળે નહિ કરીએ. બીજા પ્રશ્નનો વિચાર કરીએ. ખ્રીસ્તી પાદરીઓ હિંદીઓને વટલાવવા પ્રચારકાર્ય કરે છે, બ્રીટીશ પ્રજાનું સર્વોપરિપણું સાબીત કરવા કેળવણી ખાતાઓદ્વારા ઇતિહાસ આદિના શિક્ષણથી પ્રચારકાર્ય થાય છે, આર્યસમાજીઓ શુદ્ધિનું પ્રચારકાર્ય કરે છે, મુસલમાનો ઇસ્લામ માટે પ્રચારકાર્ય કરે છે—આ બધાં પ્રચારકાર્યો પ્રજા જાણે છે કારણ કે તે પ્રજામાં થાય છે. આવી રીતે જો રશીઆનો 'રાતો પ્રચાર' પ્રજામાં થતો હોત તો પ્રજા જરૂર જાણત; પણ પ્રજા એવું કાંઈ જાણતી નથી; અને તેથી સરકારને લાગતો ભય પ્રજા પક્ષના સભ્યોને લાગતો નથી.

આ ભયનો અભાવ એ એક જ પ્રજાપક્ષના વિરોધનું કારણ નથી; પણ બીજો એક ભય એ આ વિરોધનું પ્રબળ કારણ છે. પ્રજા અને સરકાર વચ્ચે સ્વરાજ્ય માટે વિરોધ ચાલે છે. સરકાર સ્વરાજની ચળવળને ગમે તે રીતે દાબી દેવા માગે છે. એ માટે બ્હાનાઓ કહાડી અનેક કાયદા ઘડે છે; અને સ્વરાજ્યની ચળવળ દાબી દેવા તેનો ઉપયોગ કરે છે. આ નવા કાયદાઓનો પણ એ માટે ઉપયોગ થાય એ પ્રજાપક્ષનો મોટામાં મોટો ભય છે. આ ભયથી પ્રેરાઇને જ પ્રજાપક્ષે આ બધા ખરડાઓનો સખત વિરોધ કર્યો છે. રશીઆને હિન્દુસ્થાનમાં ઇન્ગ્લેન્ડનું સ્થાન આપવામાં હિન્દુસ્થાનનું શું હિત હોય કે તે દૃષ્ટિથી કોઈ હિંદી આ ખરડાઓનો વિરોધ કરે?

પ્રજા પ્રક્ષનો આ વ્યાજબી વિરોધ છતાં સરકારે આ ખરડાઓનો કાયદા કરવાનો આગ્રહ રાખ્યો.

સરકારને પ્રજાની સહીસલામતીની એટલી બધી ઉતાવળ થઇ હતી કે 'પબ્લીક સેફ્ટી' નો ખરડો પસાર થાય એ પહેલાં જ તેણે મીરતનો પ્રસંગ ઉત્પન્ન કર્યો. એસેમ્બ્લીના

આ જ ભાવનાના રંગમાં તણાઈ વાઈસરૉય સાહેબે કેટલીક ઇતિહાસમીમાંસા કરી છે તે જરા વિચારવા જેવી છે. તેઓ કહે છે કે ઇતિહાસમાં એવા દાખલા છે કે જેમાં માણસોએ હિંસા દ્વારા રાજકીય હેતુઓ સાધવા પ્રયત્ન કર્યો હોય, પણ તેમાં તે પ્રયત્ન કરનારાઓ નિષ્ફળ ગયા છે. અમે હિંસાના પક્ષપાતી નથી, પણ ઐતિહાસિક સત્યના તો પક્ષપાતી છીએ. હિંસાથી રાજકીય હેતુઓ સધાયાના અનેક દૃષ્ટાન્તો છે; અને તે શોધવા બહુ દૂર શા માટે જવું? ૧૯૧૪–૧૯૧૮નો વિગ્રહ અહિંસાત્મક હતો? ઇંગ્લૅન્ડના રાજકીય હેતુઓ એ હિંસાત્મક વિગ્રહથી સિદ્ધ નથી થયા?

બૉમ્બ ફેંકનારે હિન્દુસ્થાનની રાજકીય ચળવળને કોઈ પણ રીતે મદદ નથી કરી એટલું જ નહિ પણ વિઘ્ન નાખ્યું છે એવો પં૰ મોતીલાલ નહેરૂ, ગાંધીજી આદિ બધા લોકનેતાઓનો અભિપ્રાય છે. હિન્દુસ્થાનની આજની સ્થિતિ એવી છે કે તે હિંસાત્મક સાધનોથી પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે એમ નથી, પણ રાજકીય ધ્યેયો સાધવાનો ઇતિહાસપ્રચલિત એ એક ઉપાય છે એની કોણ ના કહી શકે? એ હલકો ઉપાય છે કે ઊંચો એ વિષે પણ મતભેદને અવકાશ છે, જો કે હિંદુસ્થાને અહિંસાને જ પરમ ધર્મ માન્યો છે. ગમે તે હોય પણ મોટા લશ્કરના બળથી રાજ્ય કરનાર વાઇસરૉયના મુખમાં આ અહિંસાનો ઉપદેશ શોભતો નથી. વળી સરકાર જો અહિંસાત્મક ઉપાયોથી પોતાના પ્રતિપક્ષીઓને જીતવા પ્રયત્ન કરતી હોત તો પણ આવી શિખામણમાં કાંઈક ઔચિત્ય દેખાત. બાકી અત્યારે તો બર્ટ્રાન્ડ રસેલ કહે છે તે પ્રમાણે:

'if they (anarchists) use bombs, it is as Governments use bombs, for purposes of war: but for every bomb manufactured by an anarchist, many millions are manufactured by Governments, and for every man killed by anarchist violence, many millions are killed by the violence of states. (p. 32 Proposed Roads to Freedom) અરાજકવાદીઓ જે બૉમ્બ વાપરે છે તે સરકારોની જેમ વિગ્રહના પ્રયોજન માટે વાપરે છે. અરાજકવાદી એક બૉમ્બ બનાવે છે તેના બદલામાં સરકારો લાખો બનાવે છે, અને અરાજકવાદીઓની હિંસા એક માણસ મારે છે, તેના બદલામાં રાજ્યોની હિંસા લાખોને હણે છે.'

આ વિધાનની સત્યતાના દાખલા આપણે શોધવા જવું પડે એમ નથી. જલીઆનવાલા બાગનું સ્મરણ હજી તાજું છે.

વાઈસરૉય સાહેબે અહિંસાનો ઉપદેશ આપવાની જરૂર ન હતી. લોકોને નિરાશાથી ગાંડા થઈ હિંસાત્મક ન થવું પડે એવી નીતિ રાખવાની જ એમને જરૂર છે. અહિંસાનો ઉપદેશ આપવાની જેમની લાયકાત છે તે એ ઉપદેશ આપે છે; તેનો ઉપદેશ નિષ્ફળ ન જાય એટલી સંભાળ સરકાર રાખે તો એ બસ છે. અહિંસા જીવનમાં ઉતારવા જેણે પ્રયત્ન કર્યો છે એ દેશને પશ્ચિમના પ્રતિનિધિએ એ ઉપદેશ આપવાની જરૂર નથી.

# પ્રસ્થાન ૫

। दृष्टिपूतं न्यसेत्पादम् ।



તંત્રીઓ।
રામનારાયણ વિશ્વનાથ પાઠક

# અનુક્રમણિકા







પ્રકાશક: રમણીકલાલ કેસુભાઈ મોદી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે, ખમાસા ચોકી, અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ

(૧) મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી માધ્યમિક શાળાઓ તેમ જ ટ્રેનિંગ કોલેજો માટે તા. ૧૫-૮-૨૮ના સરક્યુલર (નં. ૭૪૮૨) મુજબ મંજુર થયેલું.
(૨) વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર થયેલું

---

# પ્રસ્થાન

## આ નવા વર્ષની ખાસ નવીનતા

(૧) પ્રેમાનંદનો હાસ્યરસ, સચ્ચિદાનંદ માનસ, વગેરે અધૂરી રહેલી લેખમાળા પૂરી કરવામાં આવશે

(૨) 'શાકુન્તલ' 'ગઢનો પર્વત' વગેરેનો અભ્યાસ વાચકો સમક્ષ તંત્રીશ્રી રજુ કરશે

(૩) બોલ્શેવિઝમ અને જગતના બીજા રાષ્ટ્રોના રાજ્યતંત્રોની ચર્ચા લેખમાળા રૂપે આપવામાં આવશે

(૪) પૂર્વ તેમ જ પશ્ચિમના ઇતિહાસના વીર પુરુષોના જીવનચરિત્રો કે ઇતિહાસના રહસ્યપૂર્ણ બનાવોની ચર્ચા થશે

(૫) અનુકૂળતા મુજબ ત્રણેક ખાસ અંકો આપવામાં આવશે

આ સિવાય

ટુંકી વાર્તાઓ, નાટકો, સ્વૈરવિહાર, અમેરિકાના પત્રો, જ્ઞાનગોચરી, લોકચર્ચા વગેરે વિભાગો તો હશે જ

## સં. ૧૯૮૫ના ગ્રાહકોને

## રૂપિયા ત્રણનાં પુસ્તકો

# ભેટ

# સેટો

| | |
|---|---|
| (૧) અસહકાર (ખાદી) | કિં ૩-૦-૦ |
| (૨) અસહકાર (કાર્ડબોર્ડ) | ૨-૮-૦ |
| કોરીઆની લડત | ૦-૮-૦ |
| (૩) કારાવાસની કહાણી | ૦ ૧૨ ૦ |
| મન્દિરપ્રતાપ (કાચું) | ૧-૪-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| રાષ્ટ્રગીત (કાચું) | ૦ ૧૨ ૦ |
| | ૩-૦-૦ |
| (૪) ખેડાની લડત | ૧-૮-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા (નાટક) | ૦-૮-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૫) ચંપારણ્યમાં ગાંધીજી | ૧-૮-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા | ૦-૮-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૬) કાળાપાણીની કથા (કાચું) | ૧-૪-૦ |
| રાષ્ટ્રગીત | ૦-૧૨-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૭) કાળાપાણીની કથા (પાકું) | ૧-૮-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા | ૦-૮-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૮) મન્દિરપ્રતાપ (કાચું) | ૧-૪-૦ |
| કાળાપાણીની કથા (પાકું) | ૧-૮-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૯) ખેડાની લડત | ૧-૮-૦ |
| કાળાપાણીની કથા | ૧-૪-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૧૦) ચંપારણ્યમાં ગાંધીજી | ૧-૮-૦ |
| કાળાપાણીની કથા | ૧-૪-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૧૧) ખેડાની લડત | ૧-૮-૦ |
| મન્દિરપ્રતાપ | ૧-૪-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |
| (૧૨) ચંપારણ્યમાં ગાંધીજી | ૧-૮-૦ |
| મન્દિરપ્રતાપ | ૧-૪-૦ |
| કોરીઆની લડત | ૦-૪-૦ |
| | ૩-૦-૦ |

જોઈએ છે ! જોઈએ છે !

ગુજરાતભરનાં મોટાં શહેરોમાં
તથા કસ્બાઓમાં

# એજન્ટો

શા માટે ?

## પ્રસ્થાન માસિક

## સરસ્વતી ગ્રન્થમાળા

અને

બીજાં પ્રકાશનો માટે

* *

આમદાવાદ, ખેડા, પચમહાલ, ભરૂચ અને
સુરત જીલ્લાં તથા કાઠિયાવાડ માટે,
તેમજ બૃહદ ગુજરાત માટે

# સોલ એજન્ટો

પ્રકાશનો વધતાં ભવિષ્યમાં
સારો લાભ મેળવવો હોય તો
આજની તક
ગૂમાવશો નહિ.
શરતો માટે પત્રવ્યવહાર કરો.

## પ્રસ્થાન માસિક
તથા
## સરસ્વતી ગ્રંથમાળાના

એજન્ટો

મુંબાઈ : સી જમનાદાસની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ
આર. આર. શેઠની કું. પ્રીન્સેસ સ્ટ્રી
વલસાડ : શા જેવચલાલ મગનલા કાપડીઆ, ઠે. બજારમ
ડભોઈ : ભગુભાઈ મકનજી મોદી
ભરૂચ : ગિરધરલાલ ચતુરભાઈ શેઠ નવચોક
વડોદરા : મોતીલાલ શામળદાસ શા કોઠી સામે
અમદાવાદ એસ. જે. શાહ, માદલપુ
ગોંડલ. મેસર્સ પીપળીઆની કુ ભોજરાજપ
રાજકોટ : મેસર્સ આચા બ્રધર્સ
વાંકાનેર : છોટાલાલ માનસિંહ કામદા બી. એ., મોરબી દરવાજ

## પ્રસ્થાનની ફાઈલો

એટલે

અભ્યાસમાં ઉપયોગી થઈ પડે એવા
વિવિધ જ્ઞાનમાં વધારો કરે એવ
૪૫૦–૫૦૦ પાનાના
પાકાં પૂઠામાં બાંધેલા ગ્રન્થો
દરેક પુસ્તક છ અંકનું છે.
પુસ્તક ૨ થી ૬
કિ. દરેકની રૂા. ૩ ૦–૦
ટપાલખર્ચ જુદું
માત્ર થોડા સેટો જ સિલકમાં છે.
પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ
સી. જમનાદાસની કું. મુંબાઈ

# પ્રસ્થાન નો

'પ્રસ્થાન' વિશે મતપ્રદર્શનની જરૂર હોય? ગૂજરાત એની કદર કરશે જ.

આચાર્ય આનંદશંકર ધ્રુવ

'પ્રસ્થાન' વિશે મારો ઊંચો મત છે 'પ્રસ્થાન' એક ઉચ્ચ કોટીનું માસિક છે અને તે વાચકવર્ગના આદરને પાત્ર છે

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

'પ્રસ્થાને' અત્યાર સુધીમાં ગુજરાતી ભાષાની સુંદર સેવા કરી છે અને હવે તો શ્રી રામનારાયણભાઈ અનન્ય નિષ્ઠાથી એને ખીલવવાના છે એટલે 'પ્રસ્થાન' પાસેથી જાહેર સેવાની ઘણી આશા રખાય શ્રી રામનારાયણભાઈના સરસાગી અધ્યયનનો નીચોડ 'પ્રસ્થાન' મારફતે પ્રજાને મળવાનો છે એને વધાવી લેવામાં પ્રજા પોતાનો સ્વાર્થ જ સાધશે

કાકા કાલેલકર

. . . હાલ ચાલતા માસિકોમાં 'પ્રસ્થાન' ઉચ્ચ અને શુદ્ધ ભાવનાઓ સેવારસિક અને મનનીય રૂપોમાં સમર્પવા માટે પ્રથમ વર્ષમાં જ જાણીતું થઈ ચૂકેલું છે અને એનું કાર્યક્ષેત્ર તેમ એનું વર્ગદાન ઝડપથી વધે એમ અંતઃકરણથી ઇચ્છું છું

પ્રો. બલવંતરાય ક ઠાકોર

અત્યાર લગીના 'પ્રસ્થાન'ના જે જે અંકો મ્હેં દીઠા છે તે ઉપરથી આ પત્રની અનેકદેશીયતા તથા ઉચ્ચ ભૂમિકા એ બન્નેની બહુ સારી છાપ મ્હારા મન ઉપર પડી છે વર્તમાન ગુજરાતમાં એનું સ્થાન મને અનોખું જ લાગે છે, અને નૂતન ગુજરાતને વિદ્વત્તા, રસિકતા, દેશભક્તિ તેમ જ વિશ દૃષ્ટિ એ સર્વનું આસ્વાદન કરાવનાર આવું બીજું ગુજરાતી પત્ર મ્હારા જાણવા માં આવ્યું નથી

પ્રો કાન્તિલાલ છ. પંડ્યા

The 'Prasthan' is, in my opinion, easily the best monthly in Gujarati Most of our magazines are indifferently edited and contents of an average monthly are generally ill-assorted The 'Prasthan is an exception, primarily on account of the exceptional discrimination exercised by Mr Pathak To him also must be given the credit for introducing a new feature in our periodical literature, of concisely but adequately reviewing new books The 'Prasthan has undoubtedly set up a new standard for our periodicals

N. C. Mehta. I C S

તંત્રી : રામનારાયણ વિ પાઠક

# તમને શું પસંદ છે?

## અમને મળેલા પ્રમાણપત્રો.

(૧) તમારા કામથી પુરેપુરો સંતોષ અમોને દરેક રીતે મળેલો છે. ચાર વર્ષો દરમ્યાન બીજા કોઈપણ બુકસેલર પાસે જવાની જરૂર પડી નથી.

જુના તોપખાના-ઈંદોર. ગોપાલદાસ જીવણદાસ ગાંધી બી. એ.

(૨) આપની સત્યપ્રિયતા માટે સંતોષ. ખરેખર સંતોષ થાય છે.

ધી ટ્રેઝરી નૈરોબી, કે ડી. મહેતા

(૩) મુંબઇ અને મુંબઇની બહારનાઓને જ્યારે પણ કોઈ પુસ્તકની જરૂર પડે ત્યારે આર. વનમાળીદાસની કંપનીને જ લખવાની અને તેની જ સાથે સઘળું કામ પાડવાની હું તેઓને ભલામણ કરૂં છું.

નરીમાન સોરાબજી ગોળવાળા

ઠે. કુઆર્ટ હાલ, નેપીઅર સ્ટ્રીટ, કરાચી

(૪) ગ્રાહકો માટેની આપની કાળજી અને સુજનતા જોઇ આશ્ચર્ય થાય છે, કારણ આવા માણસો મને થોડા જ મળ્યા છે.

કુત-અણકુલા જયેન્દ્ર ન. ભટ

(પર્શીયન ગલ્ફ)

(૫) આપની નાણાવિષયક dealings ઘણી જ સારી છે. આપના તમામ પ્રત્યે ખરેખર અમોને માન ઉત્પન્ન થાય છે

કાઝીપેટ મે૦ વીકમજી પુંજા એન્ડ સન્સ

(દક્ષીણ) એન્જીનીયરીંગ કોન્ટ્રાક્ટર્સ

(૬) વેપાર કેમ કરવો અને ગ્રાહકોના દીલ કેમ જીતવા એનો આપે પુરતો અભ્યાસ કર્યો જણાય છે.

Kidete હબીબ. ડી. અલી

Via Daressalam

c/o ગુલામહુસેન બ્રધર્સ

---

કોઇપણ જરૂરીયાત માટે લખો,

**આર. વનમાળીદાસની કું૦**

બુકસેલર્સ અને કમીશન એજન્ટ.

૨૬૩ કાલબાદેવી રોડ, મુંબઇ (ઈંડીઆ)

## અને બીજાને મળેલાં બદનામ પત્રો.

(૧) અહિંના લોકોને × × × તરફથી ઘણો કડવો અનુભવ મળ્યો છે. ઘણા લોકોના પૈસા એઓ સાહેબ હજમ કરી ગયા છે. જે બદલ એમને આજ ગેઝેટમાં નોટીસ આપવામાં આવી છે. જો એનો યોગ્ય અને સંતોષકારક જવાબ નહિ મળશે તો પછી મુંબઈના તેમ જ સુરત તથા અમદાવાદના તમામ લીડીંગ પેપરોમાં એના આ જુઠાણા તથા દગા બદલ જાહેરખબર દેવા વિચાર છે.

મસાકા હેડમાસ્તર.

(યુગાન્ડા) પરમાહલીયા સ્કુલ

દાખલા તરીકે × × × વાળાને ત્યાં કેટલાક પૈસા મોકલ્યા. નમૂનો એક મળ્યો. પાછો જવાબ પણ ન મળે જેથી ઘણું વખત ભુલ ખાધી પછી તો ભુલ ન ખવાય તે કારણ × × × આમરે ખાઇ ગયો અને ગ્રાહક ખોયુ

Antonibe

(Madagascar) હસન અલી ભાઈ.

Par Analalava.

(૪) આપે ખરૂં અનુમાન કર્યું છે. અમો ઘણા બુકસેલરોથી ઠગાયા હઇશું, એમાં લગારે આનાકાની નથી.

કાઝીપેટ મેસર્સ વીકમજી પુંજા એન્ડ સન્સ

(દક્ષિણ) એન્જીનીયરીંગ કોન્ટ્રેક્ટર્સ

(૨) આવી નામચીન કંપનીઓ આપણી માતૃભૂમિ ઉપર હસ્તી ધરાવે છે તે જાણી ગમગીર (?)

આટલું જાણ્યે તમે પાસેથી પચાસ ટકા કમીશન આપના તો પાસેથી દસ રૂપીઆની કીમતનાં પુસ્તકો ટપાલખર્ચ માફથી લેવા લેશો કે? અમે હજી પણ ભલામણ કરીએ છીએ કે પુરી કિંમતે વિશ્વાસપાત્ર સ્થળેથી ખરીદજો



હેન્રી બર્ગસન

(જેમને ઇ. સ. ૧૯૨૭ નું નોબેલ ઈનામ મળ્યું છે.)

[ 'કૌમુદી'ના બંધુકૃત્યથી ]

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૭ કારતક : ૧૯૮૫

## દરિદ્રી જન્મોનો—




દરિદ્રી જન્મોનો,—નહિ મુજ કને કાંઇ ધરવા,
સૂકાં વ.ડી વૃક્ષો, ગતિ નહિ નવાં પુષ્પ કરવા.
તહીં તું આવ્યાના ખબર સઉ ઠામે પસરતાં,
સુગોસૂકાં મારાં ઉપવન તરૂ પુષ્પ ધરતાં.

દરિદ્રી જન્મોનો—ધિરજ નહિ, દેખી બહુ દિને,
ચુંટાવાં તે ચૂંટ્યાં, કુસુમની મૂંઠી સખ્ત ભરીને,
ઊભો તારી સ્વારી, અહીં થઇ જતી, રા' નિરખતો,
'અહો મારાં મારાં ઉપવન ફૂલ્યો' એ જ ગણતો.

દરિદ્રી જન્મોનો—જગતભરનો ભૂપ તું - ખરે,
અધીરો જન્મોનો—સમય પણ આધીન તુજને,
ન દીઠી સ્વારી ને કર ખુલીં લીધી ગન્ધ ફૂલની,
'અહો! મારાં!' મૂકી ફરી જકડી મેં મૂર્છિત બની.

દરિદ્રી,—ના મારે નસિબ ધરવાનું કંઈ તને,
દઇ ડંકા ચાલ્યું સરઘસ, ચઢયો નાદ ગગને;
તને સૌએ આપ્યું, ઉઘડી નહિ મૂઠી, ઉઘડતાં
ન પ્રસ્વેદે ભીના મુજ કર થકી ફૂલ પડતાં!

ફરી તારી સ્વારી મુજ ઘર થઇ પાછી નિકળશે?
અને તેની સૌને, મુજ ગરિબને જાણ કરશે?
ફરી ત્યારે મારાં, ઉપવન તરૂ પુષ્પ ધરશે?
ન તો, આ કર્મોમાં પણ તવ તું સ્વીકાર કરશે?

# બારડોલી અને રચનાત્મક કાર્ય

બારડોલી સત્યાગ્રહને લીધે આખા સુરત જીલ્લામાં તેમ જ આસપાસના પ્રદેશમાં તથા ગુજરાતમાં જે જાગૃતિ ફેલાઇ રહી છે તેને પરિણામે અનેક દિશામાં રચનાત્મક કાર્ય થઇ રહ્યું છે. આ જાગૃતિની અસરને રાજકીય હદનો અથવા લાલ પીળા રંગનો બાધ આવતો નથી. એ હદ કૃત્રિમ છે, પ્રજા તો એક જ છે અને દેશી રાજ્યોની પ્રજાએ પૂર્ણ આશા રાખીને આગળ ધપવું જોઇએ. બારડોલી સત્યાગ્રહને લીધે બારડોલી તાલુકામાં જે રચનાત્મક કામ થઇ રહ્યું છે તેનાથી વિશેષ કામ આસપાસના જુદા જુદા તાલુકાઓમાં થાય છે. બીજું, એ પણ લક્ષમાં લેવા જેવું છે કે આત્મશુદ્ધિ, સામાજિક સુધારા વગેરે કામ ઉપાડી લેવાની ધગશ, તત્પરતા, તેને પાર પાડવા માટે જોઇતું બળ, એ રાજકીય જાગૃતિ અથવા ધાર્મિક જાગૃતિને લીધે જ આવે છે, અને આપણા હાલના યુગમાં એ બળ રાજકીય જાગૃતિની સાથે આવ્યું છે. વડોદરા રાજ્યની સરકારે બાળલગ્ન અટકાવવા માટે જે કાયદો કર્યો અને કાયદાની રૂએ વીસ વર્ષ સુધી શિક્ષા કરી તેનાથી પ્રજામત કેળવાયો નહિ, અને નવસારી પ્રાંતના પાટીદારોમાં જે સુધારા થવા માંડ્યા છે તે બારડોલી સત્યાગ્રહને લીધે છે./સામાજિક સુધારણાના કાર્યકર્તાઓ અને હિતચિંતકોએ આ બાબત લક્ષમાં રાખીને કામ કરવું જોઇએ. જ્ઞાતિ સુધારણાને માટે આજથી દશ વર્ષ પર અમદાવાદમાં એક પરિષદ ભરવામાં આવી હતી. તેમાંથી જરા યે રૂડું પરિણામ આવ્યું હોય તો તે હું જાણતો નથી, પણ ત્રણ મહિનામાં બારડોલીના તથા આસપાસની પ્રજાના માણસો જ્ઞાતિમાં સુધારા કરવાનો વિચાર ચલાવી રહ્યા છે. ત્રીજી બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે આ સુધારાઓ માટેનો આગ્રહ જુવાન વર્ગમાં કેળવાયો છે પણ વૃદ્ધ વર્ગ તેની વિરૂદ્ધ નથી, અને જે રડ્યાખડ્યા માણસોને રૂચતું નથી તેમનામાં સમાજમતની સામે થવાની હિંમત નથી. સામાજિક સુધારાનું બળ તથા આગ્રહ યુવકોએ બતાવવાની જરૂર છે અને જ્યાં જુવાન વર્ગ નમાલો અને ઉદાસિન છે ત્યાં તેવા સુધારા થવા અશક્ય છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે બ્રાહ્મણ, વાણીઆ તથા ક્ષત્રિઓમાં આ પ્રકારનું બળ એકઠું થયું નથી. છુટી છવાઇ વ્યક્તિઓ અથાક પરિશ્રમ લઇને પ્રજામત કેળવે છે પણ તેમની પાછળ પુરતું સંઘ-બળ નથી. જે સમાજ કે જ્ઞાતિ સુધારા કરવામાં પછાત રહેશે તેને દુઃખ ભોગવવાનું છે. આજથી બે મહિના પર ભક્ત પાટીદાર પંચે જે ઠરાવો પસાર કર્યા છે તે ટુંકામાં નીચે આપ્યા છે. ચરોતરના બુદ્ધિશાળી પાટીદારો સામાજિક સુધારા દાખલ કરવા માટે જે થોડો પ્રયાસ કરે છે તેમનાથી આવો સંગીન સુધારો થઇ શકતો નથી તેના તરફ ધ્યાન ખેંચું છું.

૧ (અ) લગ્ન સમયે વરની ઉમર ૧૮ થી અને કન્યાની ૧૪ થી ઓછી હોવી જોઇએ નહિ. એવી ભલામણ કરવામાં આવે છે કે વરની ૨૦ અને કન્યાની ૧૬ સુધી લઈ જવાનો પ્રયત્ન કરવો.

(બ) કોઇ પણ છોકરીને ૧૬ વર્ષની પહેલાં સાસરે વળાવવી નહિ.

(ક) છોકરા છોકરીઓનો વિવાહ (વાગ્દાન) અનુક્રમે ૧૫ અને ૧૧ વર્ષથી વહેલો કરવો નહિ.

(ઙ) કન્યા કરતાં વરની ઉમર ૪ વર્ષથી વધારે હોવી જોઇએ.

૨ વરપક્ષ તરફથી પલ્લું રૂ ૨૫૦ થી વધારે કિંમતનું ન હોવું જોઇએ, અને કપડાં હમેશ ઉપયોગમાં આવે એવાં અને શુદ્ધ ખાદીનાં હોવાં જોઈએ.

૩. કન્યાપક્ષ તરફથી વેવાઇને શુદ્ધ ખાદીનું ધોતિયું, ટોપી અને રૂ ૧૧ આપવા. પદમાં–થાળી, વાડકો, દેગડો, રેંટીઓ, દીવી અને માચી આપવાં.

૪. વિવાહ (વાગ્દાન) ની ક્રિયામાં ૪ માણસથી વધારે જવું નહિ અને ભોજન વગેરેના ખર્ચો અત્યંત ઘટાડી નાંખવા.

૫. બ્હેન અગર છોકરીને ત્યાં મોસાળુ કરવાનો રિવાજ બંધ કરવો, અને જરા યે આડંબર વિના મદદ રૂપે વધારેમાં વધારે રૂ ૧૦૧ આપવા.

૬. (અ) જાનમાં જેમ બને તેમ ઓછા માણસો લઇ જવા એ પ્રશંસાપાત્ર ગણાશે. કન્યાપક્ષે પહેલે દિવસે દાળભાત અથવા લાપસી કરવાં. લાપસીમાં ગોળ અથવા દેશી ખાંડ વાપરવાં. બીજે દિવસે જાન રહે તો માત્ર દાળભાત કરવાં.
(બ) વરપક્ષે જમણુ કરવું નહિ. આવેલા પરોણાઓને દાળભાત અથવા લાપસી આપવાં.

૭. વરપક્ષ તરફથી વહેંચણનો વ્યવહાર સદંતર બંધ કરવો.

૮. મરણ પ્રસંગે જેમને નહાવાનું હોય તેને જ સ્નાન લખવું અને તે જ આશ્વાસન ખાતર મળવા જાય. આ પ્રસંગે દાળભાત સિવાય ભોજન કરવું નહિ.

૯. સીમંત પ્રસંગે જમણુ કરવું નહિ, વહુને જણસ આપવી નહિ, અને વહુના પિતાને પહેરામણી આપવી નહિ.

૧૦. કન્યાવિક્રય નથી તે છતાં કોઈ સ્વરૂપમાં દાખલ ન થાય તેની સાવચેતી રાખવી.

૧૧. યુવાનોમાં બીડી પીવાનું શરૂ થયું છે. ન્યાતમાં કોઇએ બીડી પીવી નહિ એવી ભલામણ કરવામાં આવે છે. ચહાનું વ્યસન પણ ઓછું કરવાની ભલામણ કરવામાં આવે છે, અને હોટલો તથા વીશીઓમાં અસ્વચ્છતા હોય છે માટે તેનાથી દૂર રહેવું.

૧૨. દેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે શુદ્ધ સ્વદેશી પહેરતા થઇ જવું, બીજી ચીજો પણ સ્વદેશી હોય તો સારૂં, ઉદ્યમી જીવન ગાળવું અને રેંટીઓ ચાલુ કરવો.

૧૩. દાગીના પહેરવાનાં ઓછાં કરવાં, અને સ્ત્રીઓએ ખાદી પહેરવી અને સાદું જીવન ગાળવું.

૧૪. પુનર્લગ્નમાં ૩૫૧ નું પલ્લું આપવું અને ખાદીનાં કપડાં આપવાં.

૧૫. ઉંચી ઓલાદની ગાયો પાળવી, અને વાછરડાને ખસી કરવામાં વાંધો નથી.

૧૬. કોર્ટે ન જતાં નિષ્પક્ષ પંચ પાસે નિકાલ કરાવવો.

બારડોલી અને તેની આસપાસ પાટીદાર કોમનાં બીજાં પંચો છે. લેઉઆ, ચરોતરીઆ, મત્તીઆ વગેરેની સારી સંખ્યા છે. આ બધાં પંચો થોડા વખતમાં પોતપોતાના સુધારા પ્રગટ કરવાના છે. ચરોતરીઆ પાટીદારમાં ચાળીસ વર્ષથી બે પક્ષ પડ્યા હતા તે પણ એકત્ર થઇ ગયા છે.

પાટીદારો સિવાય દરજી, હજામ, કુંભાર (પ્રજાપતિ) ભરવાડ, કોળીઓ વગેરે ન્યાતોમાં પણ ચળવળ ચાલી રહી છે, અને થોડા જ વખત પર કુંભાર ન્યાતમા ઠરાવો પસાર થયા હતા.

## દારૂનિષેધ

સામાજિક સુધારા એ આત્મશુદ્ધિનો એક પ્રશ્ન થયો તે થવાથી કરજમા ડુબેલી પ્રજાને કેટલો બધો ફાયદો થશે તે ભાગ્યે જ કહેવાની જરૂર હોય. તેવો જ બીજો પ્રશ્ન દારૂનિષેધનો છે આખા ગુજરાતમા, અને ઘણુ કરીને આખા હિંદુસ્તાનમા, સુરત જીલ્લાની પ્રજા માથાદીઠ વધારેમાં વધારે દારૂ પીએ છે. ત્યા તાડ અને ખજુરીનો પાક થાય છે, અને જંગલમા રહેતી પ્રજા ખોરાકમા રાબડી પીએ છે અને બાકી બધો પૈસો દારૂમા ખર્ચી નાખે છે. આજથી દશ વર્ષ અગાઉ રાનીપરજ લોકોની સ્થિતિ ખરેખર ભયંકર હતી એમની લાખો વિઘા જમીન 'ઉજળિયાત' વર્ગે છેતરીને છીનવી લીધી છે, અને આ લોકોમા જ્યારે લગ્ન થાય છે ત્યારે રૂ. ૫૦ થી ૨૦૦ નો ખર્ચ થાય તે જે માણસ ઉછીનો આપે તે પરણનાર માણસનો "ધણીયાયો" થઇને બેસે છે અને પેલો કરજદાર માણસ આખી જીંદગી સુધી ધણીયાયાનો ગુલામ, 'હાલી' થઇને રહે છે. રાનીપરજમા ઘણી ચઢતી ઉતરતી પંક્તિની જાતો છે તેમા દૂબળા તો ખરેખર લગભગ પશુવત જીવન ગાળે છે આ રાનીપરજમા અને દૂબળાઓમા જાગૃતિ આવી છે અને સુરત જીલ્લો, નવસારી પ્રાત, વાસદા, ધરમપુર તથા સચીન રાજ્યોમા પણ દારૂનિષેધનો પવન વાયો છે. દારૂ તથા તાડીનો ત્યાગ થાય છે તેની સાથે માસાહાર પણ જાય છે અને શારીરિક સ્વચ્છતા, ખાદી-પ્રચાર, અભયતા અને હિંમત એ ચારનો પ્રવેશ થાય છે. નવસારી પ્રાતમાં માથાદીઠ સાડા ૭ રૂપિયા જેટલો આબકારી કર સરકારમા જાય છે એટલે પીનારી પ્રજા માથાદીઠ લગભગ રૂ. ૧૦ દર વર્ષે ખરચતી હશે. માથાદીઠમા ઘોડીયામા સુતા બાળકનો પણ સમાવેશ થાય જો દારૂના ઇજારદાર વગેરેના ફાયદાને ઉમેરીએ તો સુરત તથા આસપાસના રાજ્યોમા દર વર્ષે એક કરોડ રૂપિયાનો દારૂ તાડી પીવાતા હતા. આજે જ્યા જોઇએ ત્યા દારૂ નિષેધની ચળવળ જોસભેર ચાલી રહી છે. આ ચળવળના આત્મારૂપ કુમારી મીઠુ બ્હેન પીટીટ છે. ઘણાખરા ઇજારદાર અને દુકાનદાર પારસી છે અને મીઠુ બ્હેન એક લખપતિ કુટુંબની પારસી બાઈ છે. પલસાણા તાલુકામા ધાર્મિક પ્રવચનો કરીને આત્મશુદ્ધિનો સંદેશો એક ભિક્ષુ કરી રહ્યા છે. તે જન્મે પારસી છે. તે પણ ચ્હા, કૉફી, દારૂતાડીનો ત્યાગ કરાવે છે. ઘણા પારસી ભાઇબ્હેનો આ ચળવળમા મદદ કરે છે.

વળી આ બધી જાગૃતિની અસર માત્ર સુરત જીલ્લામા નથી થઇ. દક્ષિણમા થાણા જીલ્લામા પણ થઇ છે અને ઉત્તરે કાનમ તથા વાકળ પ્રદેશમા પણ થઈ છે અને તેને લીધે ત્યા સેવા મંડળો સ્થાપી જુવાનીઆ સામાજિક સુધારા તથા દારૂનિષેધનું કાર્ય કરી રહ્યા છે. હજી ન્યાતોએ ઠરાવ કર્યા નથી ત્યારે અહીં આખા ગામ ઠરાવ કરે છે કે પ્રેત-ભોજન જમવા નહિ અને દારૂ પીનારી કોમને દારૂનિષેધ કરવાની સલાહ આપે છે.

## આર્થિક સુધારો

સામાજિક સુધારા તથા દારૂનિષેધ એ બન્ને પ્રશ્નો ખરૂં જોતાં ઘણે અંશે આર્થિક પણ કહી શકાય, પણ બારડોલી તાલુકાને લગભગ કરોડ રૂપિયાનું દેવું છે એ વાત જગ

જાહેર થયા પછી દરેક તાલુકો પોતાની સ્થિતિ તપાસવા મંડી ગયો છે, અને હવે એ દેવું કેવી રીતે પતાવી દેવું તેના ઉપાયો યોજે છે. સડી ગયેલા સમાજમાં ઘણાં માણસો બેકાર રહીને આળસુ જીવન ગાળે છે, એક કમાનાર માણસની પાછળ ઘણાં બેકાર સ્ત્રી પુરુષો પળાય છે, તેના તરફ લક્ષ દોરાયું છે. સુરત જીલ્લાની પ્રજા સાહસિક હોઈ ત્યાંથી ઘણા માણસો આફ્રિકા, રંગુન, ઑસ્ટ્રેલીઆ વગેરે દેશોમાં જઇને પૈસો કમાઇ આવે છે, તે છતાં ઘણા જુવાનીઆ કામ વગરના પડી રહે છે.

બીજી તરફ, રાનીપરજના લોકો પોતાની જમીન સાચવી રાખવા, દેવામાંથી છુટા થવા, જમીન પાછી મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે. જે દુબળા હાલી તરીકે રહ્યા છે તે પોતાની સ્ત્રી, કુટુંબ માટે વધારે ખોરાકીની મદદ માગે છે. આજ સુધી કાચું બશેર અનાજ (જુવારી) મળતું હતું તેને બદલે હવે અઢી શેર પાકાની માંગણી થઇ છે. શરમ સાથે કહેવું પડે છે કે કાચા એટલે ખોટાં કાટલાંથી તોળેલા, અને પાકા એટલે સાચાં કાટલાંથી તોળેલા.

બારડોલી સત્યાગ્રહને લીધે પંજાબ, મદ્રાસ, મહારાષ્ટ્રના આગેવાનોએ પણ જોઇ લીધું કે ખાદીના કામથી અજબ જાદુઈ અસર થાય છે, ભણેલા અને ઉચ્ચ ભાવનાવાળા જુવાનીઆ ગામડે ગામડે, ઘેરઘેર અને ઝુંપડે ઝુંપડે નિડરતા, સ્વચ્છતા તથા સ્વાશ્રયનો સંદેશો પહોંચાડે છે. જે પ્રદેશોમાં કપાસ થતું હોય ત્યાં કપાસ સંઘરીને પીંજવા તથા કાંતવાથી કેટલો બધો લાભ થાય છે, અને ફાલતુ વખતનો કેવો સદુપયોગ થાય છે તે વેડછી તથા બીજાં આશ્રમો જોઇને સહુ કોઇની ખાત્રી થઇ ગઈ. બારડોલીમાં જે સંગીન પ્રચારકામ થયું, જે રહેલાઇથી પહેલા સ્વયંસેવકો મળી રહ્યા તે ખાદી કાર્યાલયોના સ્વયંસેવકોને લીધે. બારડોલી સત્યાગ્રહ વખતે જે લશ્કર કામ કરતું હતું તે જોઇને આખા દેશના નેતાઓ આશ્ચર્યચકિત થઈ ગયા. ખાદીથી ખેડુતના બચત વખતનો સદુપયોગ થાય છે, જે ખેડુત કપાસ સંઘરે છે તેને સોંઘું કાપડ મળે છે, ખાદીને લીધે કપડાંનો મોહ ઓછો થઈ જાય છે, ખાદીને લીધે સ્વચ્છતા તરફ લક્ષ દોરાય છે, ખાદીથી ઐક્યનું ભાન થાય છે, મોટા નાના ભેદો ઊઠી જાય છે, અસ્પૃશ્યતા ઓછી થાય છે, વ્યસનોનો ત્યાગ થાય છે, નિડરતા આવે છે અને તેને લીધે અન્યાય તથા જુલ્મોની સામે ટક્કર ઝીલવાની હિંમત આવે છે.

પાટીદાર કોમમાં બળદોનો ઉપયોગ થાય છે તે છતાં ગાયને પાળવામાં આવતી નથી કારણ કે સાંઢને ખસી કરીને બળદ કરવામાં પાપ મનાય છે. કોઇ ખસી કરે તો જ બળદ થાય છે એ હકીકત નિરાંતે ભૂલી જવામાં આવે છે. એ પ્રમાણે તો માંસાહારમાં હિંસા નથી કારણ કે હિંસા તો કસાઇને લાગે. ભેંસને પાડા જન્મે તેને દુધ નહિ આપીને મારી નાંખવામાં આવે છે, કારણ કે પાડાનો ઉપયોગ ખેતીમાં કે કોઇ પણ પ્રકારે કરવામાં નૂકસાન ગણાય છે. તેથી હવે એક પંચે ઠરાવ કર્યો છે કે ગાયોને પાળવી, અને સારી ઓલાદના સાંઢ પાળીને ગાય બળદની ઓલાદ સુધારવી અને ખસી કરવામાં વાંધો નથી. ભેંસની ઓલાદ સુધારવા માટે સારા પાડા પણ મંગાવવામાં આવ્યા છે, એટલે હવે બળદ ગાય તથા ભેંસને મોટે ખર્ચે બ્હારથી મંગાવવાની જરૂર રહેશે નહિ, ગાય પાળવાને લીધે વધારે ખાતર થશે. તે ઉપરાંત મનુષ્યના ખાતર (મળ) ને શા માટે ઉપયોગમાં

ન લેવુ તેની ચર્ચા શરૂ થઈ ગઈ છે ખાતરના ઉકરડા ગમે તેમ રાખવામા આવે છે તેને બદલે ઊંડા ખાડા કરીને તેમા પકાવવાની ચર્ચા પણ ચાલી રહી છે. આવી રીતે સ્વચ્છતા તથા આર્થિક લાભનો ઉકેલ થઇ જશે એવી આશા રહે છે.

## સામાન્ય જાગૃતિ

યુવક સંઘોની સ્થાપના ઘણા વર્ષો થયા ચાલી રહી છે, અને વાર્ષિક સંમેલનો વખતે સુંદર ભાષણો વાચવામા આવે છે, પણ બારડોલીને લીધે મુબઇ યુવક સઘને તથા સુરતના સંઘને યોગ્ય કામ મળી ગયુ અને તેમણે કિંમતી સેવા બજાવી. આજે ગુજરાતના કેટલાક ભાગમા ગામડે ગામડે સેવા મડળો સ્થપાય છે, અને તેમણે જે કાર્યો આજ સુધી કર્યા છે તેની નોધ લેવાની જરૂર છે. આ હકીકત છાપેલા રિપોર્ટોમાથી લીધી છે.

(૧) ગ્રામ સુધારણામા કુવાની આસપાસની ગંદકી દૂર કરવી, ખાડા ખાબોચીયા પુરી દેવા, પોળોને સાફ કરવી.
(૨) રસ્તા દુરસ્ત કરવા. (એક જગ્યાએ તો માઇલો સુધી રસ્તા દુરસ્ત થયા છે.)
(૩) ઝાડો રોપવા.
(૪) ગામડામા મફત અથવા સોઘી દવા પુરી પાડવી, ખાસ કરીને કવીનાઇનની વહેંચણી.
(૫) સ્ત્રીઓને કેળવણી આપવી તથા વાચી સંભળાવવુ.
(૬) અખાડા કાઢવા, રમત ગમતો શીખવવી
(૭) ન્યાતના સુધારા કરવા માટે પોતે અમુક પ્રતિજ્ઞાઓ લઇને વ્યક્તિગત સુધારા કરવા.
(૮) પુસ્તકાલયો અથવા વાચનાલયો સ્થાપ્યા છે.
(૯) દારૂનિષેધનું પ્રચારકામ.
(૧૦) ખાદીનો ઉપયોગ.
(૧૧) ગામડા તથા સીમની રખેવાળી સિંધીઓને નહિ સોપતા સ્વયસેવકોએ ઉપાડી લીધી છે.
(૧૨) આવા આવા કામો સેવામંડળોએ ઉપાડી લીધા છે અને જ્યારે જ્યારે મોટી સભાઓ ભરાય છે ત્યારે તેમા ખૂબ વ્યવસ્થા રાખવામા આવે છે.

જ્યારે યુવકસંઘો અને સેવા મડળો આવા કામ કરે છે ત્યારે સ્વરાજ પાસે આવે છે, જવાહિરલાલ નહેરૂ સ્વતન્ત્રતાનો ઠરાવ કરે તેથી પાસે આવતું નથી. આજે અલાહાબાદમા અને સયુક્ત પ્રાતમા સત્યાગ્રહ કરવા માટે કેટલી તૈયારી છે એટલી તપાસ કરીશુ તો ખાત્રી થશે કે સ્વતંત્રતાના ઠરાવથી નહિ પણ સ્વતંત્ર રીતે કામ કરીને અને સ્વસુધારણાને લીધે સ્વરાજ મળી શકશે.

જેવી જાગૃતિ જુવાનીયામા આવી છે તેવી જ સ્ત્રીઓમા પણ આવી છે અને જે ભાગોમા હજી પડદો અથવા મલાજો છે ત્યા સ્ત્રીઓ સભાઓમા હાજરી આપે છે એટલું જ નહિ પણ ખુલ્લી રીતે પ્રતિજ્ઞા લેવાની હિંમત બતાવે એ કેટલી નવાઇની વાત છે. આજે વડોદરામા સ્ત્રીઓમા ઘણી જાગૃતિ આવી છે, કાનમ પ્રદેશમા ગામડાઓમા પણ જિજ્ઞાસા જાગી છે, ઉત્તર ગુજરાતમા પણ તેવી જ સ્થિતિ છે આ જાગૃતિને પોષનાર, તેને બળ આપનાર, નવી શક્તિને માર્ગ દર્શાવનાર સદ્દપુરુષો અને સ્ત્રીઓની ખામી છે. આપણો કેળવાયલો વર્ગ આ પછાત પ્રજાની ભૂખને ભાગે એ જરૂરનું છે. કડી ગામની સ્ત્રીઓ બે હજારની સંખ્યામા હાજરી આપે તેનો અર્થ એ થયો કે લગભગ દરેક હિંદુ સ્ત્રી ભાષણુ સાભળવા

મારે આવી હતી. આવી જાગૃતિ ક્ષણિક ન થઇ જાય તે આપણા આગેવાનોએ સંભાળવાનું છે. ગામડાના જુવાનીઆ પણ કામ ઉપાડી લેવાને તૈયાર છે પણ તેમને યોગ્ય માર્ગે દોરનાર વખતસર મળતું નથી.

એવા પ્રકારની જાગૃતિ ખેડુત વર્ગમાં આવી છે. બારડોલીનો શંખ આખા ગુજરાતમાં રણકાર કરી રહ્યો છે. જ્યારે બારડોલીમાં શંખનાદ બંધ થશે ત્યારે પણ તેના પડઘા દૂર દૂર સંભળાયા કરશે. એ શંખનાદે નવી સૃષ્ટિ રચવા માંડી છે. નિરાશ પ્રજામાં આશા આવી છે. નમાલી પ્રજાના હાથમાં અસહકારનું ધનુષ્ય આવ્યું છે.

અને જુઓ, બારડોલીને લીધે નહિ પણ કાળબળને લીધે આજે મહારાષ્ટ્રના નાના રાજાઓ પોતાની પ્રજા સાથે મળી જઇને સ્વરાજની સ્થાપના કરવા મંડી ગયા છે. ખાદી ભક્ત સામંતવાડી અને તેની રાણી (સયાજીરાવ ગાયકવાડની પૌત્રી), ભોર, ફલ્ટણ અને ઔંધના રાજાઓ પ્રજાના નેતાઓ સાથે સહકાર કરીને તેની મદદથી રાજ ચલાવે છે અને પોતાના ખર્ચ પર અંકુશ મુકી દીધો છે. લગભગ એવી જ સ્થિતિ રાજકોટ દરબારની છે. જમાનો ચોકખી રીતે બદલાતો જાય છે, જે આગળ હતા તે પાછળ પડી જાય છે, પાછળ હતા તે આગળ ધસી જાય છે, જ્યારે બ્રાહ્મણ અને વાણીઆ હજી વિચારમાં પડયા છે. તે સમજી ગયા છે કે સમાજમાં સમયને અનુકૂળ ફેરફારો નહિ કરીએ તો પાયમાલ થઇ જઇશું. પાટીદારો અને બીજી કોમો આગળ ધસે છે. ગઇ કાલના મહાસભાના મહારથીઓ વિનીત પક્ષમાં જઇને માથું ખણે છે. એક વખત આગળ પડેલા રાજાઓ માનસિક બાબોચિયામાં ડુબકી માર્યા કરે છે, અને નવા જુવાન રાજાઓ પ્રજાપક્ષની સાથે કૂચ કરે છે. રાજ્યોની પ્રજા હિંદી પ્રજાની સાથે રહેવાનો આગ્રહ કરે છે. આવતા એક બે વર્ષમાં પાછી ભારે જાગૃતિ થવાની છે, ભારે ચળવળ અને મંથન થશે. એમાંથી ઉત્પન્ન થતી શક્તિનો સદુપયોગ વધારેમાં વધારે થાય એવી વ્યવસ્થા કરવાનું કામ આગેવાનોનું છે. હજી આપણા દરેકે દરેક તાલુકામાં જોઇએ તેવી સારી વ્યવસ્થા નથી, દરેક ઠેકાણે પગારદાર કે બીનપગારદાર સેવકો નથી, પછાત વર્ગની ઉન્નતિ કરવા માટે ઉપદેશકો અને શિક્ષકો નથી, ખાદી ઉત્પન્ન કરવા માટે કાર્યાલયો નથી, સ્ત્રીઓ તથા કન્યાઓને માટે યોગ્ય શિક્ષણની વ્યવસ્થા નથી. ગુજરાતના વિચારકો અને કાર્યકર્તાઓ પાસે જોઇએ તેટલા કામના ઢગલા પડયા છે. જેમ ઍટલસે સંકલ્પબળથી આખી પૃથ્વીનો ગોળો ખભે ચઢાવ્યો તેમ ગુજરાતના કાર્યકર્તાઓએ આ બધા પ્રશ્નોનો ઉકેલ કરવાનો છે. જો આપણામાં આત્મશ્રદ્ધા હશે અને આત્મભોગ આપવાની તૈયારી હશે તો ઍટલસની જેમ આપણે પણ સફળતા પામીશું.

સુમન્ત મહેતા

# રાહુલસુત્ત

## [ સુતનિપાત્ત ]

कच्चि अभिण्हसंवासा नावजानासि पंडितं ।
उक्काधारो मनुस्सानं कच्चि अपचितो तया ॥ १ ॥
नाहं अभिण्हसंवासा अवजानामि पंडितं ।
उक्काधारो मनुस्सानं निच्चं अपचितो मया ॥ २ ॥

वत्थुगाथा ।

पञ्च कामगुणे हित्वा पियरूपे मनोरमे ।
सद्धाय घरा निक्खम्म दुक्खस्सन्तकरो भव ॥ ३ ॥
मित्ते भजस्सु कल्याणे पन्तं च सयनासनं ।
विवित्तं अप्पनिग्घोसं मत्तञ्ञू होहि भोजने ॥ ४ ॥
चीवरे पिण्डपाते च पच्चये सयनासने ।
एतेसु तण्हं मा कासि मा लोकं पुनरागमि ॥ ५ ॥
संवुतो पातिमोक्खस्मिं इंद्रियेसु च पञ्चसु ।
सति कायगता त्यत्थु निब्बिदा बहुलो भव ॥ ६ ॥
निमित्तं परिवज्जेहि सुभं रागूपसंहितं ।
असुभाय चित्तं भावेहि एकग्गं सुसमाहितं ॥ ७ ॥
अनिमित्तं च भावेहि मानानुसयमुज्जह ।
ततो मानाभिसमया उपसन्ते चरिस्ससि ॥ ८ ॥

इत्थं सुदं भगवा आयस्मन्तं राहुलं इमाहि गाथाहि अभिण्हं ओवदतीति ॥

### ( ભાષાંતર )

૧. અતિપરિચયના લીધે તું તે સુજ્ઞની (સારિપુત્તની) અવજ્ઞા તો કરતો નથી ને? તે જ્ઞાનની મશાલ ધારણ કરનાર માટે તને યોગ્ય આદર છે ને?

૨. અતિપરિચયના લીધે તે સુજ્ઞની હું અવજ્ઞા કરતો નથી, તે જ્ઞાનની મશાલ ધારણ કરનાર માટે મને હંમેશાં આદર છે.

આ પ્રાસ્તાવિક ગાથાઓ.

૩. મનને ગમતા અને ઉલ્લસિત કરતા પંચેન્દ્રિયોના વિષયોને છોડીને ઘરનો ત્યાગ કર અને દુઃખનો અંત આણ.

૪ કલ્યાણકારી મિત્રોની સંગતિ રાખ અને તારી બેસવા ઉઠવાની જગ્યા એકાન્તમાં રાખ, કે જ્યાં ગરબડ ઓછી હોય. તું મિતાહારી થા.

૫ વસ્ત્ર (ચીવર), અન્ન, ઔષધ અને આશ્રયસ્થાન એ વિષે તૃષ્ણા ન કર; (જેથી) આ લોકમાં પુનર્જન્મ પ્રાપ્ત નહિ કરે.

૬ પ્રાતિમોક્ષના નિયમોમાં અને પંચેંદ્રિયો વિષે સંયમ રાખ. તારા દેહનું સ્મરણ રાખ! વૈરાગ્ય તરફ વલણ વધારે રાખ.

૭ કામવિકાર ઉત્પન્ન થાય એવા શુભ નિમિત્તો છોડી દે; જેથી ચિત્ત એકાગ્ર થાય, અને સમાધાન પ્રાપ્ત કરે એવા (શારીરિક) અશુભ ભાવોનું ચિંતન કર.

૮ અને અનિમિત્ત, જે (નિર્વાણ) તેનું ચિંતન કર અને અહંકારની વાસના છોડી દે. અહંકારનો ત્યાગ કરીશ એટલે તને શાંતિનો લાભ થશે.

આ પ્રમાણે ભગવાન આ ગાથાઓનો રાહુલને ફરી ફરી ઉપદેશ કરતા હતા.

બૌદ્ધ સાહિત્યનો પરિચય ન હોય એવા વાચકો માટે આ સુત્તનો થોડોક ખુલાસો કરવો યોગ્ય છે. રાહુલ એ બુદ્ધનો એકનો એક જ પુત્ર હતો. તે નાનપણમાં જ બુદ્ધની પાસે દાયાદ એટલે વારસો માગવા લાગ્યો. ત્યારે બુદ્ધ ભગવાને તેને સારિપુત્ત સ્થવિરને સોંપ્યો. પછી તે ઉંમર લાયક થયો એટલે બુદ્ધ ભગવાને તેને ઉપરનો ઉપદેશ આપ્યો. અતિપરિચયને લીધે જુવાન છોકરાઓ પોતાના ગુરુની ઘણીવાર અવજ્ઞા કરે છે. તેને ગુરુના ગુણ કરતા દોષ જ વધારે દેખાય છે. તેથી પહેલી ગાથામાં ભગવાન પૂછે છે કે હે રાહુલ! અતિપરિચયના લીધે તું તારા ગુરુની અવજ્ઞા તો કરતો નથી ને? એવા ગુણવાન ગુરુનો તું આદર કરે છે ને? રાહુલે બીજી ગાથામાં યોગ્ય ઉત્તર આપ્યા પછી ભગવાનના ઉપદેશની શરૂઆત થાય છે.

ગુરુનું માન રાખવું એ વિદ્યાર્થીના કર્તવ્યનું પહેલું પગથીયું ખરૂં. પણ તેટલાથી ચાલે નહિ. તે જો રાત દિવસ પંચેંદ્રિયોની ઉપાસનામાં જ લાગ્યો રહે તો તેને તત્ત્વજ્ઞાન ક્યાંથી થાય? માટે બુદ્ધ ગુરુ બીજી ગાથામાં ઇંદ્રિયવિજય કરી ગૃહક્લેશોનો ત્યાગ કરવાનો ઉપદેશ કરે છે.

ચોથી ગાથામાં ક્લેશ ત્યાગ કરવાના ઉપાય કહેલા છે. તે બધામાં સૌથી પહેલો સત્સંગ કહ્યો છે. તેનું મહત્ત્વ બુદ્ધના સમયથી તે કબીર નાનક તુકારામ ઇત્યાદિ મધ્ય યુગના સાધુ સંત સુધી એક સરખું બધા ધાર્મિક ગ્રંથોમાં મળી આવે છે. એકાન્તવાસ અને મિતાહારનું મહત્ત્વ કોઇને કહેવાની જરૂર નથી.

વસ્ત્ર, અન્ન, ઔષધ અને આશ્રયસ્થાન એ ચાર જ પદાર્થો ભિક્ષુને ગ્રહણ કરવા યોગ્ય ગણાય છે. આ સિવાય ખેતીવાડી પૈસા ટકા વગેરે રાખવાની તેમને સખ્ત મનાઈ હોય છે. પણ આ ચાર પદાર્થો વિષે આસક્તિ વધારવાથી પણ પુનર્જન્મનું દુઃખ ભોગવવું પડે છે, એવો ભગવાનનો મત છે.

છઠ્ઠી ગાથામાં જે પ્રાતિમોક્ષનો નિયમ કહ્યો છે, તેનો સવિસ્તર ખુલાસો 'બૌદ્ધસંઘ'ના પરિચયના બીજા ભાગમાં કર્યો છે. '**कायगतासति**' એ શબ્દનું ભાષાન્તર દેહનું સ્મરણ એવું કર્યું છે, પણ તે અધુરૂં છે. પોતાના શરીરમાંનાં માંસ લોહી હાડકાં આદિ

પદાર્થોને જ્ઞાનદષ્ટિએ જોઇ તેનું ચિંતન કરવું એને **કાયગતાસ્સતિ** કહે છે ('સમાધિમાર્ગ,' પ્રકરણ ૪ થું જુઓ). આવા ચિંતનથી દેહની આસક્તિ ઓછી થાય છે, અને વૈરાગ્યને મદદ મળે છે.

સ્રીને પુરુષના અને પુરુષને સ્રીના હાસ્યાદિક વિલાસ જોઇને જે આનંદ થાય છે, તેને શુભ નિમિત્ત કહે છે. એનાથી ઉલટું બાહ્યરૂપ ન જોતાં ચામડીની નીચે રહેલા હાડકા માસ, આતરડા, ઈત્યાદિ અમંગળ ચીતરી ચડે એવા પદાર્થ સ્પષ્ટ જોવા, એને અશુભ નિમિત્ત કહે છે. એટલે કે એક્સ-કિરણોથી માણસના પેટની અંદરનો ભાગ આપણને જેવી રીતે સ્પષ્ટ દેખાય છે, તેવી જ રીતે જ્ઞાનદષ્ટિએ શરીરની અંદર રહેલા પદાર્થોનું અવલોકન કરવાનું શિખેલાને એકદમ કામવિકાર ઉત્પન્ન થઈ ચિત્તવિભ્રમ કરી શકતો નથી.

રાગદ્વેષ ઉત્પન્ન કરનારા પદાર્થોની કલ્પનાને નિમિત્ત કહે છે, અને નિર્વાણના ચિંતનથી જ સર્વે નિમિત્તો નષ્ટ થાય છે, માટે, નિર્વાણને અનિમિત્ત એવી સંજ્ઞા આપવામા આવે છે, અને તેના ચિંતનને અનિમિત્તભાવના કહે છે. માન અથવા અહંકાર ત્રણ પ્રકારનો હોય છે. હુ બીજા કરતા શ્રેષ્ઠ છુ એવું માન, હું બીજાની બરાબર છુ એવું માન, અને હુ હલકો છુ એવુ ત્રીજુ માન. આ બધા પ્રકારના માનના ત્યાગથી જ શાંતિ મળે છે.

અઢી હજાર વર્ષ પૂર્વે બુદ્ધે કરેલો આ ઉપદેશ આજની પરિસ્થિતિના સર્વ વિદ્યાર્થીઓને લાગુ પડે એ અસંભવિત છે તથાપિ તેનો સારાંશ સર્વેને ગ્રાહ્ય છે. આજકાલ પણ જેને વૈજ્ઞાનિક અથવા વાઙ્મયાત્મક જ્ઞાન મેળવી તે તે વિષયમા પ્રવીણતા મેળવવી હોય તેને એટલા પૂરતો તો પંચેંદ્રિયોની આસક્તિનો અને અહંકારનો ત્યાગ કરવો જોઇએ. અને તેમ કરવાને માટે કાયગત સ્મૃતિ જેવી ભાવનાનો આજે પણ ઉપયોગ થાય એમ છે. તેથી અર્થકામ વિદ્યાર્થીઓએ આ સુત્તનુ અથવા બુદ્ધોપદેશનું અવશ્ય ચિંતન કરવું જોઇએ.

ધર્માનંદ કોસંબી



આજે પ્રેસીડન્ટ હીન્ડનબુર્ગનો જન્મદિન છે, પણ જરા પણ ધામધુમ કે ઉત્સવ જેવું નથી. કારણ કે પ્રે. હીન્ડનબુર્ગે જણાવ્યું છે કે આજની સ્થિતિમાં એક દિવસ કામ વગર ગાળવો કે ઉત્સવ પાછળ પૈસા ખરચવા જર્મનીને શોભે નહિ.

શ્રી. મણિભાઈ પરેખના જર્મનીના ખાનગી પત્રમાંથી. ]

# રાષ્ટ્રલિપિ

રાષ્ટ્રભાષાનો સવાલ અને રાષ્ટ્રલિપિનો સવાલ એક બીજા સાથે સંકળાયેલા હોવા છતાં નોખા નોખા છે, એક જ નથી. રાષ્ટ્રભાષામાં સાચું જોતાં હરિફાઈ છે જ નહિ. ઉર્દુ અને હિંદી જો વધારે ને વધારે જુદી ન પડે, એક બીજાને સમજતી રહે, તો રાષ્ટ્રભાષા આજે જ સિદ્ધ થઈ જાય. ક્રુસેડને લીધે જેમ તુર્કો અને યુરોપીઅનો એક બીજાના સંસર્ગમાં વધારે આવ્યા તેવી રીતે આજે હિંદુમુસલમાનના ઝગડાને લીધે એકબીજાનાં છાપાં વાંચવાની પ્રવૃત્તિ તો વધી જ છે. સવાલજવાબ, શાસ્ત્રાર્થ અને ગાળાગાળીથી પણ એક બીજાની ભાષાનો પરિચય વધે જ છે. હિંદુઓ ફારસી શબ્દો ટાળવા માટે સહેલા તેમ જ અઘરા સંસ્કૃત શબ્દો તૈયાર કરતા જાય છે; અને મુસલમાનો અસ્પૃશ્યતામાં ન માનતા છતાં સહેલા હિંદી શબ્દો ટાળીને પણ ખાસ ફારસી અરબી શબ્દો દાખલ કરવા લાગ્યા છે. મહારાષ્ટ્રી સાહિત્ય પરિષદના પ્રમુખે થોડા વખત પર કહેલું તેમ આ પ્રવૃત્તિ અણધાર્યું જ પરિણામ લાવશે. પરસ્પર બહિષ્કાર તો શક્ય થવાનો નથી જ; પણ ભાષાનો શબ્દભંડોળ વધશે, અને જડબાતોડ શબ્દો તો સ્વાભાવિક મોતે જ મરી જશે. બિહાર તેમ જ યુક્ત પ્રાંતમાં જે સાહિત્ય સંસદો હાલમાં સ્થપાઇ છે તેમના પ્રયાસ પણ રાષ્ટ્રીય ભાષાના સવાલને ઉકેલવામાં ઘણા મદદગાર નીવડશે. અંગ્રેજો અને અંગ્રેજી ભણેલા કેટલાક દુરાગ્રહી લોકો અંગ્રેજી જ રાષ્ટ્રભાષા થાય એમ ઇચ્છે છે, પોતાથી બનતો પ્રયાસ પણ કરે છે, પણ લોકજાગૃતિ એટલી બધી વધી છે કે હવે અંગ્રેજીને રાષ્ટ્રીયપદ પ્રાપ્ત થવું અશક્ય છે.

અઘરો સવાલ છે રાષ્ટ્રલિપિનો. એ નક્કી કરવાની દિશામાં પૂરતા પ્રયત્ન થયા નથી. રાષ્ટ્રલિપિની બાબતમાં હરિફ કોણ કોણ છે એનો પણ ઘણાને ખ્યાલ નથી. કેટલાક અંગ્રેજો અંગ્રેજી એટલે કે રોમન લિપિ હિંદુસ્તાનમાં પણ ફેલાય એ વિષે ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે. પાલી અને સંસ્કૃત ચોપડીઓ રોમન લિપિમાં તો છપાય જ છે. પાલી ચોપડીઓ હજી દેવનાગરીમાં મળતી પણ નથી એમ કહીએ તો ચાલે. આજે છે એ લિપિમાં દેવનાગરી લિપિ જ રાષ્ટ્રલિપિ થવાને વધારે લાયક છે એમાં શંકા નથી. પણ દેવનાગરી સામે જે આક્ષેપો છે એનો વિચાર કર્યા વિના ચાલે એમ નથી.

થોડા વખત પહેલાં 'યંગ ઇંડિયા' માં શ્રી. નાડકરણીએ રોમન લિપિ સામે નાગરીનો બચાવ કર્યો હતો. રોમન અક્ષરો કરતાં નાગરી અક્ષરો વધારે શાસ્ત્રશુદ્ધ છે એ એમની દલીલ હતી. પણ એમણે એમાં વર્ણમાલા અને લિપિમાલા વચ્ચે ગોટાળો કર્યો હતો. સંસ્કૃત વર્ણમાલા એટલે કે સ્વર, વ્યંજન તથા યુક્તાક્ષરનો ઉચ્ચાર અને તેનું વર્ગીકરણ, ઘણેભાગે શાસ્ત્રશુદ્ધ છે એ વિષે શંકા નથી. પણ નાગરી લિપિમાં તો શાસ્ત્રીયતાનું નામ ન મળે. સાચું કહીએ તો દુનિયાની કોઇ પણ વર્ણલિપિ શાસ્ત્રશુદ્ધ છે જ નહિ. બુદ્ધિની શાસ્ત્રીયતા ગ્રીક લોકોમાં અને હિંદુસ્તાનના આર્ય લોકોમાં વધારેમાં વધારે પ્રગટ થઇ છે. તેમાં પણ ભાષાશાસ્ત્રની ખરી ખીલવણી હિંદુસ્તાનના આર્યોએ જ કરેલી છે એ નિર્વિવાદ છે. આપણા ઋષિઓએ અથવા આચાર્યોએ જો આપણી લિપિ શોધી કાઢી હોત તો તેમાં જરૂર શાસ્ત્રી-

યના આવત. પણ આપણે આપણી લિપિ ક્યાંકથી ઉછીની લીધી છે. બ્રાહ્મી અને ખરોષ્ઠી એ પ્રાચીન લિપિઓમાંથી દેવનાગરી (દેવનગર એટલે કાશી. ત્યાંની લિપિ તે દેવનાગરી) તૈયાર થઇ છે. પ્રાચીન લિપિઓના દોષો દેવનાગરીમાં સહેજે આવી ગયા છે.

શાસ્ત્રશુદ્ધ વર્ણમાલા क અને ख એ વર્ણો વચ્ચે જેટલું સામ્ય છે તેટલું જ લિપિમાં પણ હોવું જોઇતું હતું क માં સહેજ ફેરફાર કર્યાથી ख બનવો જોઈએ. જેમ टमांथी ठ, पमांथी फ બને છે તેમ कनुं સહેજ રૂપાંતર થઇ ग બનવો જોઈએ. અને જે ફેરફારથી कनो ख બને છે તે જ ફેરફારથી ग નો घ બનવો જોઇએ. સ્વરોનું કાર્ય બે પ્રકારનું છે. તે સ્વતંત્ર પણ આવી શકે છે, અને વ્યંજનમાં ભળી પણ શકે છે. સ્વતંત્ર સ્વર તરીકે આવે ત્યારે એનો આકાર જુદો, અને વ્યંજનમાં ભળે ત્યારે સાવ જુદો! એ શુદ્ધ લિપિમાં શોભે નહિ.

વ્યંજનોના પાંચ વર્ગોમાં પાંચ પાંચ જ અક્ષરો આવે છે. એટલા બસ નથી; ૭ જોઇએ છે. હિંદી શબ્દ "तुम्हें" માં 'म्हें' એ યુક્તાક્ષર નથી એ યુક્તાક્ષર હોત તો तु પર ચડકો આવત. સાચું જોતાં म्ह એ म નો મહાપ્રાણ છે प નો મહાપ્રાણ फ, बनो મહાપ્રાણ भ, તેમજ म નું મહાપ્રાણ म्ह. त-थ; द-ध; न-न्ह. એમ ૭ અક્ષરનો વર્ગ થવો જોઈએ. મરાઠી શબ્દ 'कण्हेरी' માં ण्हे એ સાચો યુક્તાક્ષર નથી, પણ ण નો મહાપ્રાણ છે. તેથી જ क પર ચડકો નથી આવતો. ગુજરાતીમાં 'ઉન્હાળો' એ ઉચ્ચાર હોવા છતાં 'ઉનાળો' એમ જ લખવું પડે છે. જો न નો મહાપ્રાણ ઉચ્ચાર કબૂલ રાખી એને માટે લિપિએ સ્વતંત્ર અક્ષર શોધી કાઢ્યો હોત તો એ અગવડ ન પડત. આપણા સાક્ષરવર્ય નરસિંહરાવ જે હ શ્રુતિનો આટલો આગ્રહ રાખે છે તેમાં વજૂદ છે. ભાષાશાસ્ત્રનો ટેકો એમને છે. પણ જ્યાં ત્યાં હ જેવા અઘરા અક્ષરનો જોડાક્ષર કરવો પડે છે તેથી જ લોકો નરસિંહરાવથી ભડકી જાય છે હ શ્રુતિ માટે જો લિપિએ કંઇક સ્હેલી અગવડ શોધી કાઢી હોત તો ઘણાઓએ નરસિંહરાવના પક્ષને આવકાર આપ્યો હોત

યશ્રુતિ અથવા યાન્ત 'યુક્તાક્ષર' માટે પણ કંઈક એવી જ સગવડ શોધી હોત તો ઘણી તકલીફ બચત.

શોભાની દૃષ્ટિએ રોમન લિપિ કરતાં દેવનાગરી ખૂબ ચઢે એમ છે એ ખરું, પણ જ્યાં સુધી બીબાં ગોઠવવાની કળામાં ક્રાન્તિ થઈ નથી ત્યાં સુધી એક પછી એક એવી હારમાં અક્ષરો ગોઠવવાની સગવડ અથવા મુદ્રણસુલભતા એ રોમન લિપિનો મોટો ગુણ છે. દેવનાગરી લિપિમાં અક્ષરના સહાયકો અક્ષરને ચારે બાજુથી વળગે છે, અને છતાં એના ઉચ્ચારનો ક્રમ સચવાતો નથી 'मूर्ति' એ શબ્દમાં ર્, त् અને ઈ એ ઉચ્ચારક્રમ લિપિ પરથી બાળકોના અને પરદેશી લોકોના ધ્યાનમાં આવી શકતો નથી.

દેવનાગરીમાં દરેક વ્યંજનના સ્વાભાવિક રૂપમાં अ એ સ્વર છૂપો રહે છે એ એક રીતે સગવડ છે, પણ તે અશાસ્ત્રીય છે અને અધૂરી છે, એ મિ૰ ઑંડરમનની તકરાર ઘણે અંશે સાચી છે. વર્ણો જે ક્રમમાં ઉચ્ચારાય છે તે ક્રમમાં જ લખાય, એ નિરપવાદ નિયમ થવો જોઇએ બંગાળી માનાઓ અને બધી આર્ય લિપિઓનો હ્રસ્વ ઈકાર ( ि ) આ નિયમ સામે ગુન્હો કરે છે.

આગળ જઇને હું એમ પણ કહું કે હ્રસ્વ સ્વરોએ દીર્ઘ સ્વરો કરતાં અર્ધી જગા રોકવી જોઇએ. અને યુક્તાક્ષરના ઘટક વ્યંજનો જો હમેશ એક નીચે એક આવે એવી વ્યવસ્થા ગોઠવી શકાય તો માત્રાનો હિસાબ રાખનાર છંદશાસ્ત્રી લિપિકારને આશીર્વાદ દેશે. દરેક લીટીની લંબાઇ જોઇને જ એની માત્રાઓનો હિસાબ હાથ આવી જાય.

આ બધી વસ્તુઓ શક્ય છે એ વિષે શંકા નથી. માત્ર એકાએક બધા ફેરફારો થવા મુશ્કેલ છે. ઉત્તરની દેવનાગરીએ પોતાનો કઢંગો અ કાઢી નાખીને મુંબઇવાળો अ ઘણે ભાગે દાખલ કર્યો છે. ગુજરાતીએ એથી આગળ જઇને એને 'અ' એવું રૂપ આપી લખવાની સગવડ વધારે સાધી છે. કાનડી ભાષાએ અનુસ્વારનું ટપકું માથા પરથી ઉતારી અક્ષરની જમણી બાજુ મૂકી દીધું છે. બંગાળીએ માત્રાઓ માથે ન ચઢાવતાં પ્રાચીન ઢબ પ્રમાણે અક્ષરોની હારમાં જ રાખી છે. માત્ર ઉચ્ચારક્રમ પ્રમાણે વ્યંજનની પાછળ આવવાને બદલે તેની આગળ આવે છે, એટલો દોષ છે. મરાઠીએ ष સાથે ગોટાળો કરતો पा બદલીને प्त બનાવ્યો છે. ગુજરાતીએ ख નો ખ બનાવી એવો જ સુધારો કર્યો છે. વાંચનારને અગવડ ન થાય એવા કેટલાક ફેરફારો કરી નાગરી લિપિને વધારે શાસ્ત્રશુદ્ધ સહેજે કરી શકાય.

બંગાળીનો દાવો છે કે નાગરી કરતાં એ લિપિ વધારે રૂપાળી છે, અને લેખનસુલભ છે. નાગરી લિપિ લેખનસુલભ નથી એ વિષે શંકા નથી જ. તેથી જ દરેક પ્રાંતને નાગરીનો મરોડ બદલીને જાતજાતના વિચિત્ર અક્ષરો તૈયાર કરવા પડયા છે. મરાઠીએ તો દફતરી લખાણોમાં ઝડપ વધે એટલા માટે હેમાદ્રીના વખતથી નાગરીને ચોકસ મરોડ આપી એક સ્વતંત્ર લિપિ જ બનાવી દીધી છે. નાગરીનો જ એ મરોડ હોવાથી અમે એને મોડી કહીએ છીએ.

મારી માન્યતા પ્રમાણે જો નાગરી લિપિ રાષ્ટ્રલિપિ બનાવવી હોય તો જે ઢબે એ છપાય છે એ ઢબ આપણે છોડવી પડશે. એને ભલે લોકો બાળબોધ કહેતા હોય, પણ એ લેખનસુલભ નથી જ. નાગરીના જે અનેક મરોડો હાલ પ્રચલિત છે એમાંનો જ જે મરોડ મૂળ છાપેલા અક્ષરને મળતો આવે છે અને છતાં લેખનસુલભ અને ચારુદર્શન છે એવો જ મરોડ આપણે રાષ્ટ્રલિપિ તરીકે પસંદ કરવો જોઇએ. મારો ચોકસ અભિપ્રાય છે કે એવો મરોડ તો ગુજરાતી જ છે. ગુજરાતી એ સ્વતંત્ર લિપિ નથી, પણ નાગરી લિપિ જ છે. ફક્ત લખવાની સુલભતા અને જોવાની સુંદરતા એમાં વિશેષ રીતે સાધી છે એટલું જ. કોઇ પણ મહારાષ્ટ્રી કે હિંદી માણસને ગુજરાતી લિપિ વાંચતાં અગવડ નથી પડતી. બહુ બહુ તો દસેક મિનિટની મહેનત પડે છે. હિંદીઓ અને મહારાષ્ટ્રીઓને ગુજરાતી લિપિ લખતાં પણ જરા યે અગવડ નથી પડતી. થોડીક ટેવ પછી નાગરી કરતાં ગુજરાતીમાં જ લખવું તેમને વધારે ફાવતું આવે છે.

લિપિ વિષેની આ સૂચના કોઈ ગુજરાતી કરત તો તે પ્રાંતીય અભિમાન ગણાત. મેં તો સાર્વત્રિક લાભનો વિચાર કરીને જ એ સૂચના મૂકી છે. નાગરીનો ગુજરાતી મરોડ સાર્વત્રિક કરવા માટે ગુજરાત કંઇક મદદ કરે તો એ વસ્તુ સહેજે થઇ જાય. સર્વમાન્ય સંસ્કૃત અને હિંદી ચોપડીઓ ગુજરાતી લિપિમાં છાપી કાઢવાનું જો ગુજરાતી

છાપખાના માથે લે, અને એવી ચોપડીઓ સાવ સસ્તી કરી મૂકે તો એક પેઢીની અંદર જ ભારે પરિવર્તન થઈ જશે. હિંદુસ્તાની ભાષા અને ગુજરાતી મરોડની નાગરી લિપિ એને જો આપણે રાષ્ટ્રીયતાની છાપ આપી દઈએ તો આપણું કામ ઘણું સહેલું થઈ જાય. દક્ષિણ તરફ દ્રાવીડ લિપિઓ વાપરનાર લોકો પણ સંસ્કૃત માટે નાગરી લિપિ જાણે જ છે. બંગાળીઓ હઠપૂર્વક સંસ્કૃતમાં પણ બંગાળી લિપિ વાપરે છે, પણ તેમને સમજાવવું અશક્ય ન થાય. મદ્રાસ તરફના લોકોને નાગરી લિપિ સ્વીકારતાં થોડીક અગવડ પડશે, કેમકે કાનડીમાં સ્વરો વધારે છે અને રૂઢ તામીલમાં વ્યંજનો બહુ ઓછા છે. નાગરીની હારમાં આવતાં તેમને જરા અવરૂ લાગશે. પણ દક્ષિણ તરફના લોકો ઘણા સમજુ છે. તેમને ત્યાં જાગૃત પ્રયત્ન સતત ચાલુ રહે તો નાગરી લિપિનો વિસ્તાર ન થાય એમ નથી.

સિંધીઓ તો પહેલાં નાગરીનું જ એક રૂપ એવી વાણિકા લિપિ વાપરતા. અંગ્રેજોએ એમના પર અરબી સિંધી લિપિ ઠોકી મારી છે. સિંધના હિંદુઓ નાગરી લિપિ ન જાણવાને લીધે આર્ય સંસ્કૃતિથી એટલા વંચિત રહ્યા છે કે હવે એ દુઃખ તેઓ સમજતા થયા છે, અને નાગરી લિપિ તરફ એમનું વલણ વધવા લાગ્યું છે. એ પ્રયત્ન ત્યાં દસ પંદર વરસથી ચાલુ તો છે જ. શીખ ગુરુઓએ ધર્મદ્વેષી શાસ્ત્રોની જાળમાંથી બચી જવાના ઉદ્દેશથી પોતાના ગ્રન્થ માટે જુદી જ લિપિ તૈયાર કરી એમ કહેવાય છે. ઉદ્દેશ એ કે શીખો ફક્ત શીખ સાહિત્ય જ વાંચી શકે. એ વાત સાચી હો કે ન હો, શીખ લિપિ દેવનાગરીથી સાવ જુદી તો નથી જ. તેમને નાગરી લિપિ સ્વીકારતાં ભારે અગવડ ન પડે.

હવે રહી ઉર્દૂની વાત.

મુસલમાન ભાઈઓ કુરાને શરીફ તો અરબી લિપિમાં જ વાંચવાના અને ફારસી જેવી સુંદર લિપિ તો તેઓ છોડે જ શાના? પણ ઘણા બંગાળી મુસલમાનો એકલી દેવનાગરી જ જાણે છે. ગુજરાતી મુસલમાનો તો ગુજરાતી જાણે જ છે. મહારાષ્ટ્રના મુસલમાનો મરાઠીમાં સહેજે પત્રવ્યવહાર કરે છે. એટલે ગુજરાતી નાગરી લિપિ મુસલમાનોને માટે સાવ અપરિચિત તો નથી જ. ફારસી કવિતા ભલે નાગરી લિપિમાં ન વંચાય, પણ મુસલમાની ધર્મનું અધ્યયન હિંદુસ્તાનમાં બધે થાય એમ જો મુસલમાનો ઇચ્છતા હોય, અને રાષ્ટ્રીય હિતના સવાલોમાં પોતાનો ફાળો જો તેઓ પૂરતો આપવા માગતા હોય તો સૌ સમજી શકે એવી ગુજરાતી નાગરી લિપિમાં જ તેમણે લખવું જોઈએ, એટલું કોક દિવસ તો તેઓ સમજશે +

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

---

+ નવમી ગુજરાતી સાહિત્યપરિષદમાં આપેલો નિબંધ

## " ડુબતું નાવ "

( ગુલબંકી છંદ )

ઉર્મિ ગાન આજ ના ઘુંટાય હો;
પ્રકાશ ના ન પ્રેરણા પમાય હો,
ડુબાય હૈયું આજ ઝાઝ ડોલતું બની સ્વતંત્ર,
મુંઝાય પ્રાણ હાય હાથમાં નથી સુકાન તંત્ર.
સખે દિશા હવે ન સુઝતી કંઈ,
સુકાની ઝાઝ ને તજી જતી રહી,
હવે શું થાય ?
સખે હો પારશે પમાય ?
સુકાની વીણ શું તરાય ?
ઝાઝ જો ડુબે છે આજ આ અગાધ નીરમાં,
સુકાની હાય કયાં ગઈ ? તુફાનમાં તજી તમા.

* *

ભવાબ્ધિ માંહી એક એ પ્રિયા સુકાની શી હતી,
સુકાની વીણ આજ તો, થઈ ભલા ભૂંડી ગતી,
સદાય સુજ્ઞતાથી દીલ નાવડું ચલાવતી,
કદી કદી ખરાબે નાવને જતું બચાવતી.
કેદ ખાતરાં હેમ સુખે દીસો વિલાસતાં,
હમારૂં ઝાઝ ને હમે; ન અન્યનાં કદી થતાં,
પરંતુ આજ કાળ કોપીઓ બની પ્રચંડ મચ્છ;
ને સુકાની શી પ્રિયા તણો બન્યો નઠોર ગ્રસ્ત.
જાય આંખ,
ને કપાય આજ પાંખ,
હવે કદીય દીલને થશે ન એકલાં નિરાંત.
ભૂતકાળ,
ડારતો બની કરાળ;
નાંખીને સ્મૃતિની જાળ.

પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર જ્યાં નભે પ્રકાશતો,
અને મરૂત મસ્ત વાઇને સુગંધ ફેરતો,
તે સમે હમે, હમારે ઝાઝ લેઇને જતાં,
સમુદ્ર સ્હેલગાહ માંહી, રાત્રિ સહુ વીતાવતાં.

દિવ્ય ગાન ગાતી ત્યાં, પ્રિયા મધુર કંઠથી,
વીણા અને સુકંઠ બેની એકતાનતા થતી,
ભુલી જતો હું ભાન સર્વ, સ્વલ્પ સ્નેહ રાત્રીએ,
મઝા બધી ખુંચી લીધી સખે ભુંડી વિધાત્રીએ.

હવે ન એ મઝા કદીય આવશે;
પ્રિયા વીના વીણા ન કો' વગાડશે.

તુટેલ તુંબી, તાર, આ ચોધાર અશ્રુથી રડે,
હવે ન એ કરાંગુલી કદીય તારને અડે.

બંધ થાય આજ ગાન,
ને વિલાય જીવન તાન
હર્ષનો પ્રકર્ષ નષ્ટ થાય આ જ દેહથી,
ગઈ પ્રિયા હવે ન એ મળે કદી વિદેહથી.

"સુકાની! આવ, આવ, આભલું ફરી કરે અહીં,
ઉતાર પાર શું બનેછ ઓ સખી હઠામહીં."

પરંતુ 'હાય' કોણ સાંભળે હવે?
બકું છું મ્હાવરો બની ભુંડા ભવે.
નથી ઉપાય;
જેથી પારને પમાય,
ઝાઝ જો ડુબે છે આજ આ અગાધ નીરમાં,
સુકાની છે જતી રહી તુફાનમાં તજી તમા.

ભલે, હવે ભલે ડુબે તમા નથી,
સુકાની વીણ ડુબવું કર્યું નકી,
ઉપાય છે નહીં યદી મરૂં મથી.

ભલે જહાં ફના થતી.

જમિયતરામ કૃપાશંકર પંડયા

# જર્મનીનો એક પત્ર

હાંબુર્ગ તા. ૨-૧૦-૨૮

ભાદરવા વદ ૩, મંગળવાર. સં. ૧૯૮૪

સુશીલબ્હેન, પંડિતજીના પત્ર ભેગો તમારો પત્ર મળ્યો. વાંચી બહુ આનંદ થયો. પર્યુષણા પર્વનો આ રીતે તમે બધા ભેગાં મળી જે આનંદ લીધો તેમાં હું ભાગીદાર ન થઈ શક્યો. તે માટે જરા અસંતોષ તો થાય જ. પણ હું અહિં બેઠો બેઠો એ દિવસોમાં જૂનાં સ્મરણો યાદ કરી કરી કંઇ કુંઇ અવ્યક્ત ભાવો અનુભવ્યા કરતો હતો. પર્યુષણાના બેસતા દિવસે મિત્રો સાથે અહિંનું પ્રસિદ્ધ કબ્રસ્તાન જોવા જવાનું થયું. તમે સાંભળીને ચમકશો કે કબ્રસ્તાનમાં વળી શું જોવાનું હશે. મને પણ એ જોયાં પહેલાં એવો જ કાંઇક ખ્યાલ આવેલો. પરંતુ જ્યારે મેં એ સ્થાન જોયું ત્યારે મને ક્ષણભર તો એમ જ થઈ ગયું કે આપણા સાહિત્યમાં જે નંદનવન વગેરે દૈવી વનોનાં વર્ણનો છે તે વર્ણન કરનારાઓની કલ્પનામાં પણ આવું વન કદાચિત નહિં આવ્યું હોય. મારા મનને તો એમ જ થઇ ગયું કે આવા દિવ્ય કબ્રસ્તાનમાં જો મૃત્યુ નજરે જણાય તો તેને હસતો હસતો વધાવી લઉં અને સ્નેહીજનની માફક તેના ગળે વળગી પડું. ૩-૪ કલાક એ સ્થાનમાં બેસી રહ્યો પણ ઉઠવાનું મન ન થયું અને કદાચિત જીવનમાં પહેલીવાર મૃત્યુ એ શબ્દ મહાન શાંતિ અને ઉપાધિમુક્ત દશાનો મધુર સૂચક લાગ્યો. એ કબ્રસ્તાન કોઇ ૫-૬ માઇલના ઘેરાવામાં ફેલાએલું છે. વિવિધ જાતનાં વૃક્ષો અને લત્તાઓથી ઢંકાએલું છે. જાત જાતનાં ફુલોથી આખું વન ચિત્રવિચિત્ર દેખાય છે. આખા બગીચામાં નાના મોટા સેંકડો રસ્તાઓ કાઢેલા છે. રસ્તાઓની ફુલગુંથણી એટલી બધી આડી અવળી બનેલી છે કે જો ઠેક ઠેકાણે જવાના આવવાના મુખ્ય માર્ગસૂચક પાટિયાંઓ ન લગાડયા હોય તો તમે આખો દિવસ ભટકયા કરો તો પણ તમને તેનો કશો પત્તો ન લાગે. આખા બગીચામા પ્રાર્થના કરવા માટે કોઇ ૧૦-૨૦ ચર્ચ એટલે ખ્રીસ્તી મંદિર છે. ૧૦-૧૨ લાખ માણસોની વસ્તીવાળા આ હાંબુર્ગ શહેરનું એ મુખ્ય કબ્રસ્તાન છે એટલે અહિંના બધા ઉંચ વર્ગના માણસો અને કુટુંબોનું એ પ્રિય સમાધિસ્થાન છે. આપણને તો આપણા સ્મશાનનું નામ સાંભળતાં પણ કંપારી છૂટે છે અને મનમાં કોઈ મહાન ભયંકર સ્થાનનું ભીતિ—ઉત્પાદક દર્શન થાય છે. મૃત જનના શબને ભસ્મસાત્ કરવા માટે ઘણા ખેદ સાથે આપણે સ્મશાનભૂમિમાં પગ મુકીએ છીએ અને કાર્ય પૂરૂં થઈ રહેતાંની સાથે જાણે મોતના મોંમાંથી છટકીને આવતા હોઇએ તેમ પાછા ઘરે આવીએ છીએ. સ્મશાન એ આપણા મને મૃત્યુનું જાણે સાક્ષાત નિવાસસ્થાન લાગે છે. વેળાકવેળા તો એ તરફના રસ્તે જ જવું પણ આપણને અશક્ય થઇ પડે છે. ત્યારે અહિં એથી તદ્દન ઉલટું દેખાય છે. અહિંનું સ્મશાન એ એક રીતે દિવ્ય અને ભવ્ય સ્થાન જેવું લાગે છે. હજારો સ્ત્રીપુરુષો અને બાળકો એ સ્થાનમાં બબ્બે ચચ્ચાર કલાકો ગાળી કોઇ અલૌકિક આનંદ મેળવે છે. ઓછામાં ઓછું મહિનામાં એક વાર તો

દરેક કુટુંબીજન એ સ્થાનમાં જાય છે અને પોતાના સ્વજનોની કબ્ર આગળ બેસી મનમાંના કાંઇ કાંઇ સુખદુઃખ-હર્ષશોક-આશાનિરાશાના ઉદ્ગાર નિઃશ્વાસ કાઢી ચિત્તના આશ્વાસન મેળવે છે. કબ્રસ્તાનની મુલાકાતે જનાર દરેક મનુષ્ય સ્વચ્છ અને સાદો એવો કાળો પોષાક પહેરે છે. હાથમાં ફૂલોના ગુચ્છાઓ લઇ જાય છે અને બહુ જ ગંભીર ભાવે કબ્ર આગળ જઇ તે પર ફૂલો ચઢાવે છે. અને પછી પાસે પડેલી પાટલી પર બેસી જે કાંઇ સ્મરણમાં આવે તે સ્મરી ફરી પાછા પગે વિદાય થાય છે. કેટલાક વળી, કબ્રની આસપાસ જે કાંઇ નકામું ઘાસ ઉગી ગયું હોય કે ફુલઝાડ સુકાઇ ગયા હોય તો તે કાઢવા માટે ઘેરથી નાના નાના ઓજારો લઇ જાય છે અને તે વડે ઘાસ વગેરે દૂર કરી, નવી ફુલક્યારી બનાવી, બીજા નવા રોપાઓ રોપી બહુ સુંદર બનાવવામાં આખો દિવસનો દિવસ કાઢી નાખે છે. એ કબ્ર-સ્તાનમાં દરેક કુટુંબ માટે ૧૦-૨૦ ફુટ જેટલો એક જમીનનો ટુકડો કાઢી દેવામાં આવે છે અને તે ટુકડામાં એ કુટુંબના માણસોને દફનાવવામાં આવે છે. તે પર પછી, કુટુંબીજનોની ઇચ્છા અને શક્તિના પ્રમાણમાં નાની મોટી કબ્ર કે ક્રોસ ઉભા કરવામાં આવે છે. એ આપણા દેશમાંના પ્રાચીન સ્તૂપો છે. આપણે ત્યાં પણ આગળના વખતમાં એવી જ જાતના મૃત્યુશય્યા ઉપર સ્મારક ચિન્હો ઉભા કરવામાં આવતા હતા અને તે આગળ આપણા પૂર્વજો પણ અગ્નિની માફક પૂજા અર્ચા કરતા હતા. આ જે સ્તૂપો છે તે એટલા બધા વિવિધતા વાળા અને ભાવસૂચક છે કે જેમના અવલોકન અને મનનથી આપણા વિચારશીલ મનને ઉચિત અને મૃત્યુ વિષેના કંઇ કંઇ તર્ક વિતર્કો ઉત્પન્ન કરાવે છે. કોઇ શ્રીમંત માણસની કબ્ર ઉપર હજાર બે હજાર પાઉંડ ખર્ચેલા નજરે પડે છે, તો તેની જોડેના કોઇ કવિ કે ફિલોસોફરની કબ્ર ઉપર માત્ર એક અણઘડ પથ્થર જ મુકી દેવામાં આવેલો મળે છે. કોઇના સ્તૂપ ઉપર એણે જીંદગીમાં શું શું કર્યું હતું તેનું આલેખન કરેલું હોય છે તો કોઇના સ્તૂપ ઉપર કેવળ એકાદુ ભાવસૂચક ટુંકુ વાક્ય જ લખેલું હોય છે. કેટલીક જગ્યાએ મરનારની નાની મોટી આરસ કે પાષાણની તાદૃશ્ય મૂર્તિ બનાવીને બેસાડેલી હોય છે અને તેમાં પણ ઘણી કળા અને ભાવના ભરેલી હોય છે. દાખલા તરીકે, કોઈ માતા-પિતાનું પણ વહાલું બાળક મરી ગયેલું હોય તો તેની કબ્ર ઉપર, માતપિતાને પોતાના ખોળામાં બેસાડેલા બાળક સાથે આલેખવામાં આવ્યા હોય છે, અને તેઓ સાદરભાવે ઇશ્વરની સામુ જાણે તે બાળકની સંભાળ લેવા પ્રાર્થના કરતા હોય તેવી દૃષ્ટિએ જોતાં ચિતરવામાં આવ્યા હોય છે. કોઈ સૈનિક લડાઇમાં માર્યો ગયો છે તો તેની કબ્ર પર તેની પ્રિય પત્નીને તેના હાથમાં તલવાર આપતી અને યુદ્ધમાં તેને યશ મળે તે માટે આશીર્વાદ આપતી બતાવેલી કે તેવા જ વિવિધ ભાવો સૂચવતી કોઇ આકૃતિ બેસાડેલી હોય છે. કેટલીક જગ્યાએ તો અમુક કુટુંબની ૧૦-૨૦ કબ્રો એક સાથે આવેલી છે અને તેમાં બે ચાર પેઢીના નાના મોટા કુટુંબીઓના વિવિધ સ્તૂપો હારબંધ ઉભા રહેલા છે. કેટલાએક કબ્રસ્તાનોમાં હાલની લડાઇમાં માર્યાં ગયેલા યુવકોના ઘણા રોમાંચક સ્તૂપો આવેલા છે. જ્યારે તે સૈનિક યુવકોના વૃદ્ધ માતા-પિતાઓ, નાના બાળકો, અનાથ પત્નીઓ કે જૂના મિત્રો વગેરે આવે છે અને જે સાદરભાવે અને દુઃખી દિલે એ સ્તૂપ અનિમેષ દૃષ્ટિએ જોતાં ઉભા રહે છે તે દૃશ્યને તો ખ્યાલ કરવું જ રહ્યું છે. આ જાતના અનેક વિવિધ ભાવો અને વિચારો એ સમાધિસ્થાનમાં હરરોજ મહાસમુદ્રના મોજાઓની માફક, ઉછળ્યા માર્યા કરે છે

આ બધું જોઈ જોઈને મનેં શું શું થતું હતું તે અહિં શી રીતે લખાય ? આ પ્રજા જેમ જીવતાં જાણે છે તેમ મરતા પણ તેટલી જ સરસ રીતે જાણે છે. આ પ્રજા જીવિતને જે આનંદથી ઊજવે છે તેમ મૃત્યુને પણ તે જ આનંદથી ઊજવે છે અને એથી આપણને જેમ મૃત્યુનો મહાભય લાગે છે તેમ એ પ્રજાને નથી લાગતો. આપણું આખું જીવન જ લગભગ ભયમય થઇ રહેલું છે. નિર્ભય દશાની આપણને કલ્પના જ થતી નથી. આપણને ખાવામાં ભય, પીવામાં ભય, સૂવામાં ભય, બેસવામાં ભય, ચાલવામાં ભય, બોલવામાં ભય, લખવામાં ભય, ઉદ્યોગમાં ભય, આરામમાં ભય—જ્યાં જુઓ ત્યાં ભય ભય ને ભય જ આપણે અનુભવીએ છીએ. ખરી રીતે તો આપણને આપણા જીવવામા પણ ભય જ લાગે છે. એ ભયની છાયાએ જ આપણને નિઃસત્ત્વ, નિરુદ્યમી અને પ્રાણવિહીન બનાવી દીધા છે. આ પ્રજાએ ઘણે અંશે ભયને જીત્યો છે એમાં જરા યે શંકા નથી. એક આઠ વર્ષનો અબોધ બાળક પણ જેટલો અહિં નિર્ભય માલુમ પડે છે તેટલો આપણે ત્યાંનો એક મોટો નેતા પણ નથી દેખાતો. જ્યાં સુધી આપણામાથી એ આત્મઘાતક ભય દૂર નથી થતો ત્યાં સુધી આપણો અધઃપાત અટકવાનો નથી.

આમ પર્યુષણાના બેસતા દિવસે મેં અહિં શુ જોયું તેનો તમને કાંઇક ખ્યાલ આપવા આ લખું છું. દશ્ય જીવનના દરેક ભાવ અને દરેક વિચાર પર આ પ્રજાએ ઘણો પ્રકાશ પાડ્યો છે અને મનુષ્યત્વની મહત્તાને સારી પેઠે સમજી છે. આ પ્રજાની સરખામણીમાં આપણું દશ્ય જીવન એટલે ઐહિક જીવન તો ઘણું હલકા પ્રકારનું છે એમાં બહુ અતિશયોક્તિ નથી જ. પારમાર્થિક દષ્ટિએ જેમ આપણા મને આ પ્રજા નાસ્તિક છે તેમ વ્યાવહારિક દષ્ટિએ આ પ્રજાના મને આપણે નાસ્તિક એટલે કર્તવ્યશૂન્ય છીએ. આપણે આપણી જાતને આસ્તિક સમજીએ છીએ પણ ખરી રીતે આપણે અંધ આસ્તિક છીએ. આપણી અસ્તિકતામાં આપણને જ શ્રદ્ધા નથી તો પછી બીજાઓને તો કયાંથી જ હોય; અને તેથી ખરી રીતે આપણે વ્યાવહારિક અને પારમાર્થિક બંને રીતે નાસ્તિક છીએ. આપણે ઐહિક જીવનનો પણ આનંદ લઇ નથી શકતા અને પારમાર્થિક જીવનને પણ સાધી નથી શકતા. હું આ બધા વિચારો મારા પોતાના જીવનના સિંહાવલોકન પરથી જ વધુ સ્પષ્ટ રીતે સમજી રહ્યો છું. જે વસ્તુ અને જે વિચારને હું મનથી ચાહું છું તેને આચરણમાં નથી મૂકી શકતો અને જે આચરણમાં છે તેને હું અંતરથી નથી ઇચ્છતો. જીવનની આ દશા નાસ્તિકતા સિવાય બીજું શું સૂચવે છે ? પણ આ બધી પરિસ્થિતિ આપણી પ્રજાની અજ્ઞાનતાને આભારી છે. એ અજ્ઞાનતા કયારે દૂર થશે તેની કશી જ સમજણ નથી પડતી. અહિં આવીને મને તો આપણા ભવિષ્ય માટે વધારે ને વધારે દુઃખ જ થતું જાય છે. જ્યાં સુધી અહિંની પરિસ્થિતિનું પ્રત્યક્ષ જ્ઞાન ન હતું ત્યાં સુધી આપણી હીન દશા એટલી બધી ખેદકારક નહોતી લાગતી, પરંતુ અહિંનું જ્ઞાન થયા પછી આપણી અજ્ઞાનતા ઘણી કલેશકર જણાઈ રહી છે. કુદરતે અને ધર્મે આપણને અહિંના કરતાં, અનેક રીતે ઘણી સુંદર વસ્તુઓ આપી છે પરંતુ આપણી જડતા એ સુંદર વસ્તુઓનો કશોય સુંદર લાભ આપણને નથી લેવા દેતી. આપણી ભૂમિ સુંદર જળ વાયુથી પૂર્ણ છે પણ આપણી પ્રજાનું આરોગ્ય નિકૃષ્ટતમ છે. આપણે ત્યાં ફળદ્રુપ જમીન અનાકૃષ્ટ પડી છે છતાં આપણા કરોડો માણસો ભૂખે મરે છે. આપણે ત્યાં સંતોષપૂર્વક જીવન ગાળવાની ઘણી સુલભ સામગ્રી

છે છતા આપણી પ્રજા રીબાઈ રીબાઇને મરી રહી છે. આપણો ધર્મ આપણને મહાન શાંતિ આપવાનું સામર્થ્ય ધરાવે છે છતા આપણું આખું પ્રજાજીવન અસંતોષ અને અશાંતિથી પરિપૂર્ણ છે. અહિં એથી બધુ ઉલટું છે. પ્રાકૃતિક વાતાવરણ પૂર્ણ અનુકૂળ ન હોવા છતા પણ આ પ્રજાનુ આરોગ્ય ઉત્કૃષ્ટતમ છે. બહુ થોડી જમીન અને તે પણ બહુ થોડી ખાદ્ય સામગ્રી આપી શકે છે છતા એક પણ મનુષ્ય ભૂખે મરતુ નથી. જીવન જીવવાની વસ્તુઓ ઘણી મોંઘી હોવા છતા આખી પ્રજા એક સરખી રીતે આનંદ અને ઉલ્લાસથી જીવી રહી છે. અહિંનો ધર્મ પ્રજાના જીવનમા આજે કશો વધુ ભાગ લેતો નથી કે કોઈ ખાસ પ્રેરણા આપતો નથી છતા પ્રજા સુખ અને શાંતિને યથેષ્ટ સેવી રહી છે. આપણે સ્વકર્મ અને આત્મબળનુ સતત રટણ કરીએ છીએ છતા આપણો આખો કુટુબ-પરિવાર ઉદ્યોગહીન હોઇ માત્ર કુટુંબના એક જ કર્તાહર્તાના પુરુષાર્થ ઉપર જીવતો હોય છે, ત્યારે અહિં કર્મ કે આત્મબળની કશી કલ્પના વગરનો સમજ-શક્તિ ધરાવનાર એકેએક સ્ત્રી-પુરુષ અને છોકરો છોકરી પોતાના જ પુરુષાર્થ ઉપર જીવે છે અને પ્રગતિ કરે છે. આમ આ પ્રજાના જીવન સાથે આપણા જીવનની સરખામણી કરતા બહુ બહુ વિચારો અને તરંગો આવ્યે જ જાય છે. પણ આ બધા લખાણનો અર્થ એમ નહિ સમજવો કે અહિં હવે બધી જ પૂર્ણતા આવી ગઇ છે. અહિં જે અપૂર્ણતા અને અશાંતિ છે તે આપણા કરતા યે કદાચિત વધુ ભયકર હશે પણ તે બીજી જાતની છે. આપણે તેની સામુ જોઈ આપણી જડતાને પોષવી એ આત્મઘાતીપણું છે. એથી આપણો નાશ વધુ જલ્દી થશે. તેથી હું તો એ જ દૃષ્ટિએ વિચાર કરૂં છુ. બાકી અહિંના વિચારકો હવે એમ પણ કહેવા લાગ્યા છે કે યુરોપના ઉત્કર્ષનો હવે લગભગ અંત આવતો જાય છે અને એશિયા, જેમા આપણો દેશ ગુરુપદે છે, તેનો ઉષ કાળ સમીપ આવતો જાય છે. પ્રભુ એ કાળનું જલ્દી દર્શન કરાવે. અસ્તુ

મુનિ જિનવિજયજી

# ચન્દ બરદાઈનો પૃથ્વીરાજ રાસો

"ઇસ્લામી ઇતિહાસનવેશોને ન માનીએ, અંગ્રેજ ઇતિહાસનવેશો ન માનીએ, ચન્દ બરદાઈના પૃથુરાજ રાસાને તો માનીશું ને ?*" શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ ઉપરના વચનમાં અંગ્રેજ ઇતિહાસનવેશોને ઇસ્લામી ઇતિહાસનવેશો સાથે કેમ મૂકે છે તે સમજાતું નથી. કારણ કે અંગ્રેજોએ કાંઇ તે કાળના સ્વતંત્ર ઐતિહાસિક ગ્રંથો લખ્યા નથી. અંગ્રેજોએ અથવા બીજા આધુનિક ઐતિહાસિક લેખકોએ પૃથ્વીરાજ વિષે કે તે કાળના બીજા ઐતિહાસિક બનાવો વિષે જે કાંઇ લખ્યું હોય તે ઇસ્લામી ઇતિહાસો તથા પૃથ્વીરાજ રાસો, તત્કાલીન તામ્રપત્રો, સિક્કાઓ વગેરે બીજાં ઐતિહાસિક સાધનો ઉપરથી લખ્યું હોય એ સ્વાભાવિક છે.

પણ શ્રી. ન્હા. દ. કવિના ઉપરના વચનમાંથી પૃથ્વીરાજ રાસો, ઇસ્લામી ઇતિહાસો અથવા આધુનિક ઇતિહાસો કરતાં, ઇતિહાસ તરીકે વધારે વિશ્વસનીય છે એવો જે ધ્વનિ નીકળે છે, તે વિચારણીય છે. ચન્દ બરદાઈ પૃથ્વીરાજનો સમકાલીન, પૃથ્વીરાજનો મિત્ર અને એની સભાનો રાજકવિ હતો. એ ચન્દ બરદાઇએ જ પૃથ્વીરાજ રાસો લખ્યો છે એવી માન્યતા પ્રસિદ્ધ છે અને એ માન્યતાથી દોરાઇને, પૃથ્વીરાજ રાસાને ઝીણી ઐતિહાસિક દૃષ્ટિથી જોયા વગર તથા એ મહા ગ્રન્થ વિષે થયેલાં વિવેચનો જોયા વગર ઉપરનું વચન કહેવાયેલું છે. પૃથ્વીરાજ રાસા વિષે ઉપલી માન્યતા એટલા લાંબા કાળથી ચાલી આવે છે અને એટલી દૃઢ છે કે એમાં શંકા થવી જ મુશ્કેલ. ટૉડ સાહેબ જેવાએ પૃથ્વીરાજ રાસાને પૃથ્વીરાજનો સમકાલીન અને વિશ્વસનીય માનેલો, પણ એના વખતમા તામ્રપત્રો, સિક્કાઓ, વગેરે બીજાં ઐતિહાસિક સાધનો ઉપલબ્ધ ન્હોતાં. પણ હવે તો પુષ્કળ ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ થઈ છે અને પુરાતત્ત્વના સારા હિંદી વિદ્વાનોએ આ સામગ્રીનું મંથન કરીને મધ્યકાલીન રજપૂત રાજવંશોના ઇતિહાસ ઉપર પુષ્કળ નવો પ્રકાશ નાંખ્યો છે. આ હિંદી વિદ્વાનોના મત પ્રમાણે પૃથ્વીરાજ રાસો પ્રાચીન હિંદી મહાકાવ્ય તરીકે ગમે તેટલો ઉત્તમ ગ્રન્થ ભલે હોય પણ ઇતિહાસ તરીકે વિશ્વસનીય નથી.

પરંપરાથી ચાલી આવતી માન્યતા વિરૂદ્ધ આવું વિધાન કોઈ એમને એમ માને નહિ, પણ પૃથ્વીરાજ રાસામાં આપેલી, પૃથ્વીરાજ સંબંધી, એના પૂર્વજો સંબંધી તથા તત્કાલીન બીજા રાજવંશો સંબંધી હકીકતો બીજાં અસંશયિત પ્રમાણોથી તપાસતાં ખોટી ઠરે છે, એમ જોયા પછી પૃથ્વીરાજ રાસો પૃથ્વીરાજના સમકાલીન કવિનો રચેલો હોવા વિષે શંકા પડે તો નવાઈ નહિ.

ચન્દ બરદાઇ, ઉપર કહેલી ઐતિહાસિક શંકાને ન ગણીએ તો, હિન્દીનો આદિ કવિ ગણાય છે અને પૃથ્વીરાજ રાસો હિંદી મહાભારત ગણાય છે. પૃથ્વીરાજ રાસામાં

* 'ભારતીય ઇતિહાસનાં કેટલાંક લક્ષણો' એ નામનાં શ્રી. ન્હા. દ. કવિનાં તા. ૨૩ જાનેવારી ૧૯૨૭ ભાષણમાં પા. ૧૯૭ જુઓ.

પૃથ્વીરાજ ચૌહાણનું જીવન વૃત્તાન્ત મુખ્ય છે, પણ પૃથ્વીરાજના પૂર્વજો સંબંધી તથા પૃથ્વીરાજને તે કાળના જે જે રાજાઓ સાથે લડવું પડેલું તે રાજાઓ સંબંધી પણ પુષ્કળ વાતો રાસામાં લખેલી છે. રાસો સંવાદ રૂપ છે. કવિ ચન્દની પત્ની પ્રશ્ન કરે છે અને કવિ એનો ઉત્તર આપે છે એ રીતે આખો ગ્રંથ લખેલો છે.

જો વિશ્વસનીય હોત તો ઉત્તર હિંદુસ્તાનના ઈ. સ. બારમી સદીના ઇતિહાસ માટે પૃથ્વીરાજ રાસો એક અમૂલ્ય પુસ્તક ગણાત, પણ આ મહા ગ્રંથ વિશ્વસનીય નથી. ઇતિહાસ તરીકે રાસામાં અશ્રદ્ધા થવાનાં કેટલાંક કારણો નીચે આપ્યાં છે.×

૧ પૃથ્વીરાજ રાસામાં પૃથ્વીરાજનો જન્મ સમય સંવત ૧૧૧૫ આપેલો છે તથા મૃત્યુ સમય સંવત ૧૧૫૮ આપ્યો છે. પણ પૃથ્વીરાજનું મૃત્યુ શાહબુદ્દીન ગોરીને હાથે ઇ. સ. ૧૧૯૩ માં હાર્યા પછી થયું છે એટલે કે વિ. સ. ૧૨૪૯ માં થયું છે, અર્થાત ચન્દ કવિએ આપેલી સાલો ખોટી છે એમ માનવું પડે છે. શ્રીયુત મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યા નામના હિંદી વિદ્વાને રાસાના 'વિક્રમ સાક આનન્દ' એ પદના આધારથી નવા આનંદ સંવતની કલ્પના કરી છે. આ આનન્દ સંવત વિક્રમ સંવતમાંથી ૯૧ બાદ કરવાથી મળે છે એમ તેઓ કહે છે અને રાસોમાં પૃથ્વીરાજના જન્મ વગેરે માટે આપેલી સાલો આનંદ સંવતની છે એમ માનવાથી રાસાની સાલો સાચી ઠરે છે એમ શ્રી પંડ્યા દલીલ કરે છે. પણ રાસામાં આપેલી બધી સાલો આનંદ સંવતથી પણ મળતી રહેતી નથી અને રાવ બહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા જેવા સમર્થ હિંદી પુરાતત્ત્વજ્ઞ તો આનંદ સંવતની વાત કલ્પિત છે એમ સ્પષ્ટ કહે છે. (જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૫ અં. ૨ પા. ૨૦૦)

૨ પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે જે વખતે પૃથ્વીરાજના પિતા સોમેશ્વર ચૌહાણ સાંભરી દેશની રાજધાની અજમેરમાં રાજ્ય કરતા હતા તે વખતે અનંગપાલ તોમર દિલ્હીમાં અને વિજયપાલ કનોજમાં રાજ્ય કરતા હતા. હવે કોઈ કારણથી વિજયપાલે દિલ્હી ઉપર ચડાઈ કરી. એટલે અનંગપાલે દૂત મોકલીને સોમેશ્વર પાસે મદદ માગી. સોમેશ્વર લશ્કર લઈને દિલ્હી ગયા અને અનંગપાલ તથા સોમેશ્વરે મળીને દિલ્હીનો બચાવ કર્યો. આ રીતે જો કે કનોજના રાજા વિજયપાલ એ વખતે ઉત્તર ભારતમાં ચક્રવર્તી પદ ભોગવતા હતા, એની પાસે ઘણી મોટી સેના હતી, તથા એમણે દિગ્વિજય કર્યો હતો છતાં એમનાથી દિલ્હી જીતાયું નહિ. હવે અનંગપાલને પુત્ર નહોતો. પણ ફક્ત બે કન્યાઓ હતી, મોટી કન્યાનું નામ સુરસુન્દરી અને નાનીનું નામ કમળા હતું. દિલ્હીપતિ અનંગપાલે મોટી કન્યા સુરસુન્દરી, વિજયપાલથી ડરીને તેને આપી અને નાની કમળા સોમેશ્વરને આપી. આ કમળાને પેટે પૃથ્વીરાજનો જન્મ થયો. કનોજના રાજા વિજયપાલને જયચન્દ નામનો પુત્ર થયો. જે વિજયપાલના મૃત્યુ પછી કનોજની ગાદીએ બેઠો. પણ આ જયચન્દ સુરસુન્દરીને પેટે જન્મ્યો હતો કે વિજયપાલની કોઈ બીજી રાણીના ગર્ભથી તે રાસામાં કહ્યું નથી.

× પ્રખ્યાત હિંદી માસિક 'સરસ્વતી'ના ૧[illegible]ના [illegible] જાન્યુઆરી ૧૯૨[illegible]ના અંકમાં છપાયેલા શ્રી અમૃતલાલ શીલના લેખમાંથી મળ્યા મુદ્દાઓ લીધા છે.

૩ હવે દિલ્હીના રાજા અનંગપાલ વૃદ્ધ અવસ્થામાં જ્યારે બદરીનારાયણની જાત્રા કરવા નીકળ્યા ત્યારે એમણે પોતાના દૌહિત્ર પૃથ્વીરાજને દિલ્હીનું રાજ્ય આપી દીધું. એ વખતે પૃથ્વીરાજની ઉમ્મર બાર વર્ષની હતી. અનંગપાલના મંત્રીઓને થોડા સમય માટે પણ પરદેશી પૃથ્વીરાજને દિલ્હીનું રાજ્ય સોંપી દેવાની વાત યોગ્ય ન લાગી. પણ અનંગપાલે મંત્રીઓનું કહેવું ન ગણકારી પોતાનું રાજ્ય પૃથ્વીરાજને સોંપ્યું અને પોતે બદરીનારાયણ ગયા. અનંગપાલ જાત્રાએ ગયા પછી થોડા વખતમાં જ પૃથ્વીરાજે દિલ્હીના મોટા મોટા જૂના રાજપુરુષોને રજા આપી અને અજમેરથી પોતાનાં સગાંઓને બોલાવી રાજ્યમાં મુખ્ય મુખ્ય અધિકાર ઉપર તેઓને ગોઠવ્યા. આ અજમેરી અધિકારીઓએ દિલ્હીવાળાઓ ઉપર જૂલમ કરવા માંડયો એટલે જૂના અધિકારીઓએ તથા ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ બદરીનારાયણ જઈ અનંગપાલ પાસે કકળાટ કર્યો. પરિણામે અનંગપાલ દિલ્હી પાછા આવ્યા પણ પૃથ્વીરાજે એને શહેરમાં પેસવા ન દીધા. અને કાંઇક ધન આપી પાછા બદરીનારાયણ મોકલી દીધા.

૪ પૃથ્વીરાજના પિતા સોમેશ્વરે પૃથ્વીરાજને બાલ્યાવસ્થામાં જ એકસો આઠ સાથી આપ્યા હતા. આ બધા સાથીઓ સાહસિક અને શૂરવીર હતા. રાસામાં આ "અષ્ટોત્તર સૂર" ની ખૂબ પ્રશંસા કરી છે. આ સાથીઓના જોર ઉપર મુસ્તાક રહીને પૃથ્વીરાજ કોઇને ગણતા નહિ અને જરા કારણ મળતાં ગમે તે રાજા સાથે લડી પડતો.

૫ પૃથ્વીરાજને ઉપર પ્રમાણે દિલ્હીનું રાજ્ય મળ્યું ત્યારે અજમેરમાં એના પિતા સોમેશ્વર રાજ્ય કરતા હતા; પાછળથી જ્યારે સોમેશ્વરને ગુજરાતના રાજા ભીમે મારી નાંખ્યા ત્યારે અજમેરનું રાજ્ય પણ પૃથ્વીરાજને મળ્યું.

૬ વિજયપાલ કમધ્વજ એક વખત દિગ્વિજય કરતા કરતા ઉડીસાના કટક નગરમાં પહોંચ્યા, ત્યાં કટકના રાજા સોમવંશી મુકુન્દ દેવે પોતાની પુત્રી વિજયપાલને ભેટ આપી તેની સાથે સલાહ કરી. વિજયપાલે આ કુમારી પોતાના પુત્ર જયચંદને પરણાવી અને તેને પેટે સંયુક્તા અથવા સંજોગિની જન્મી. આ સંયુક્તા જ પોતાના પિતાના તથા પતિના કુળના નાશના કારણ રૂપ થઇ.

૭ સોમેશ્વરના મરણ પછી પૃથ્વીરાજે દિલ્હીને પોતાની કાયમની રાજધાની બનાવી. ત્યાંથી જ શાહબુદ્દીન ગોરી સામે લડવા પૃથ્વીરાજ ગયા. અને પૃથ્વીરાજના મરણ પછી સંયુક્તા દિલ્હીમાં જ સતી થઇ.

પૃથ્વીરાજ રાસામાં આપેલી પૃથ્વીરાજ ચરિત્રની મુખ્ય વાતોનો ઉપર ટુંકો સાર આવ્યો છે. હવે એ વાતો સાચી છે કે ખોટી એ એક પછી એક જોઇએ.

ક. ૧ પૃથ્વીરાજને અનંગપાલ તોમરે દત્તક લીધાથી પૃથ્વીરાજને દિલ્હીની ગાદી મળી એ રાસાનું કથન નીચેનાં પ્રમાણોથી ખોટું ઠરે છેઃ—

દિલ્હીમાં જે ફીરોજશાહની લાટ નામથી ઓળખાતો અશોક સ્તંભ છે, તેના ઉપર અશોકના લેખ નીચે વિ. સં. ૧૨૨૦ નો એક સંસ્કૃત લેખ છે. આ લેખમાં પૃથ્વીરાજના પિતા સોમેશ્વરના મોટા ભાઇ ચોથા વિગ્રહરાજ વીસલદેવના દેશવિજય સંબંધે લખ્યું છે કે "વિન્ધ્યાચલથી હિમાલય સુધી સર્વ દેશોને જીતીને અમે તેઓ પાસેથી કર લીધો છે તથા

મુસલમાનોને આર્યાવર્તમાંથી પાછા કાઢીને ભારતને ફરી આર્યભૂમિ કરી છે વગેરે" (મૂળ શ્લોકો ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧ પા ૨૪૪ મા છાપેલા છે)

આ લેખથી વિ સ ૧૧૨૦ (ઇ. સ ૧૧૬૩) પહેલા તરતમા ચોહાણ રાજા વીસલદેવે દિલ્હી પોતાને તાબે કર્યું હતુ અર્થાત એ પછી ગાદીએ આવનાર સોમેશ્વરના વખતમા દિલ્હી ચોહાણોના હાથમા જ હતુ, એમ સિદ્ધ થાય છે. અલબત્ત ચોહાણોએ અજમેરને જ રાજધાની રાખી હોય અને દિલ્હીમા કોઈ સામંત રાખ્યો હોય એવો સંભવ છે સમકાલીન મુસલમાન ઇતિહાસકારોએ પૃથ્વીરાજને અજમેરનો રાજા કહ્યો છે દિલ્હી સાથે પૃથ્વીરાજને કાઇ સબધ હતો કે નહિ એ તેઓ કહેતા નથી

તબકાતે નાસિરીમા દિલ્હીનો રાજા ગોવિન્દરાય હતો એમ લખ્યુ છે અને ફિરસ્તાએ પિથૌરાનો ભાઇ ચામુડરાય દિલ્હીનો રાજા હતો એમ લખ્યુ છે× શાહબુદ્દીન અજમેર પછી દિલ્હી પર ચઢેલો લઇ જાય છે, એમ મુસલમાન ઇતિહાસો કહે છે

રૂ ૨ રાસામા નસાના સવત ને આનદ સવત ગણીએ તો, પૃથ્વીરાજ ઇ સ ૧૧૪૮ મા જન્મ્યા, અને બાર વર્ષની ઉમ્મરે એટલે ઈ સ ૧૧૬૦ મા તેને દિલ્હીનું રાજ્ય મળ્યુ એમ લખ્યુ છે પણ ઉપર કહેલા અશોકસ્તમ્ભ વાળા લેખ ઉપરથી ઇ સ ૧૧૬૩ મા તો સોમેશ્વરના મોટા ભાઇની દિલ્હીમા સત્તા હોવી જોઈએ વળી પૃથ્વીરાજના જન્મ પહેલા એટલે ઈ સ ૧૧૪૮ પહેલા સોમેશ્વરે દિલ્હીના અનંગપાળને મદદ કર્યાની તથા એની પુત્રી કમલાદેવીને પરણ્યાની વાત પણ સભવિત નથી કારણ કે સ ૧૧૪૮ મા સોમેશ્વર નહિ પણ એના પિતા અર્ણોરાજ અજમેરની ગાદી ઉપર હતા, પછી ઉપરના લેખ પ્રમાણે સંવત ૧૧૬૩ મા ચોથા વિગ્રહરાજ વીસલદેવ ચોહાણ અજમેરના રાજા હતા, તે પછી 'પૃથ્વીરાજવિજય' તથા 'પ્રબંધકોશ' પ્રમાણે તેના પુત્ર અમર ગાગેય ગાદી ઉપર બેઠા, તે પછી વીશલદેવના ભાઈ જગદેવના પુત્ર બીજા પૃથ્વીરાજ ગાદી ઉપર બેઠા અને તે પછી સોમેશ્વર ગાદીએ આવ્યા

હવે સ ૧૨૨૬ (ઈ સ ૧૧૬૯) નો એક ઉત્કીર્ણ લેખ પૃથ્વીરાજ બીજાનો મળ્યો છે અને સ ૧૨૨૬ ના ફાલ્ગુનનો સોમેશ્વરનો બીજોલ્યાનો પ્રસિદ્ધ શિલાલેખ છે એટલે ઇ સ ૧૧૭૦ માજ સોમેશ્વર અજમેરની ગાદીએ બેઠા છે એટલે ઈ સ ૧૧૪૮ પહેલા સોમેશ્વરે અનગપાલને મદદ કરી હોવાનો સંભવ નથી વળી પૃથ્વીરાજની માતુ નામ રાસામા કમલાદેવી લખ્યુ છે, પણ હમ્મીર મહાકાવ્યમા કર્પૂરદેવી નામ છે તથા પૃથ્વીરાજના સમયમા (ઇ સ ૧૧૯૨ મા) લખાયલા પૃથ્વીરાજ વિજય+ નામના મહાકાવ્યમા

---

* જુઓ Elliot's History of India Vol II

× Elliot's History of India Vol II p 295-296 અને Brigg's Farishta Vol I p 171-173

\+ કાશ્મીરી કવિ જયાનકના લખેલ પૃથ્વીરાજ વિજય નામના મહાકાવ્યની એક અપૂર્ણ અને ત્રુટિત પ્રત બુલ્હર સાહેબને કાશ્મીરમાથી મળી હતી, જે પૂના ડેક્કન કૉલેજના પુસ્તકાલયમા રાખવામા આવી હતી આ કાવ્યની આ સિવાય બીજી એક પણ પ્રતિ મળી નથી પણ એની ઐતિહાસિક ઉપયોગિતા જોતા પ ગૌ ટી ઓઝા એનુ સશોધન કરી છપાવવા યત્ન કરે છે આ કાવ્ય વિષે વિશેષ માહિતી માટે જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૫ અ ૨ મા પૃથ્વીરાજ વિજય ઉપર લેખ.

સોમેશ્વરે ત્રિપુરીના હૈહયવંશી રાજા નરસિંહદેવની કન્યા કર્પૂરાદેવી સાથે લગ્ન કર્યું અને કર્પૂરાદેવીથી તેને પૃથ્વીરાજ તથા હરિરાજ બે પુત્રો થયા એ રીતે વર્ણન મળે છે. એટલે રાસાની કથા કલ્પિત ઠરે છે.

क ૩ સોમેશ્વરનો પિતા અર્ણોરાજ અજમેરનો એક મહા પ્રતાપી ચૌહાણ રાજા હતો. એને ત્રણ રાણીઓ હતી. પ્હેલી મારવાડની કન્યા સુધવાના ગર્ભથી જગદેવનો તથા વિગ્રહરાજ વિસલદેવ (૪ થા) નો જન્મ થયો. બીજી ગૂજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની પુત્રી કાંચનદેવીને કાંઇ સંતાન ન હતું, અને ત્રીજી કુમારપાળની બ્હેન દેવળદેવીને પેટે સોમેશ્વરનો જન્મ થયો. સોમેશ્વરની બાલ્યાવસ્થા ચાલતી હતી તે વખતે અજમેરમાં અર્ણોરાજને મારીને સુધવાના પુત્રોએ ગાદી દબાવેલી હોવાથી સોમેશ્વર મોસાળમાં પ્હેલાં સિદ્ધરાજના હાથમાં અને પછી કુમારપાળના હાથમાં મોટા થયા. અને પિતૃઘાતી જગદેવના પુત્ર પૃથ્વીરાજ બીજાના મરણ પછી અજમેરની ગાદીનો દાવો કરનાર અર્ણોરાજના વંશનું બીજું કોઇ ન હોવાથી સોમેશ્વર પોતાના બાળપુત્રોને લઇને અજમેર ગયા. (જુઓ પૃથ્વીરાજ વિજય સર્ગ ૭ તથા ૮) મતલબ કે મોસાળના આશ્રયમાં પડેલા સોમેશ્વરે દિલ્હીના રાજાને કાંઈ મદદ કરી હોવાનો સંભવ જ નથી. ટુંકામાં પૃથ્વીરાજના જન્મ સંબંધી તથા દિલ્હીની ગાદી અનંગપાળ પાસેથી મળ્યાની રાસાની આખી વાત કલ્પિત લાગે છે. પૃથ્વીરાજ વિજયમાં અને હમ્મીર મહાકાવ્યમાં× લગભગ સરખું વૃત્તાન્ત છે, અને એ વૃત્તાન્તને સોમેશ્વરના તથા બીજા ચૌહાણ રાજાઓના ઉત્કીર્ણ લેખો, મોટે ભાગે ટેકો આપે છે.+ ખાસ કરીને સોમેશ્વરના વિ. સં. ૧૨૨૬ ના શિલાલેખમાં આપેલી વંશાવળી ચૌહાણોના ઇતિહાસ માટે અતિ ઉપયોગી છે. એ લેખમાં પૃથ્વીરાજના પિતા સોમેશ્વર જ પોતાના ઓરમાન મોટા ભાઇ વિગ્રહરાજે દિલ્હી જીતી લીધી હતી એમ કહે છે. ટુંકામાં રાસામાં અનંગપાળે પૃથ્વીરાજને દત્તક લીધાની તથા દિલ્હી આપ્યાની વાત માની શકાય એમ નથી.. રાસાને ચૌહાણોની ટુંકી વંશાવળીની પણ સાચી ખબર નથી. સોમેશ્વર પ્હેલાં એ વંશમાં ચાર વિશલદેવ નામના અને ત્રણ પૃથ્વીરાજ નામના રાજાઓ થઇ ગયા છે. રાસાને એક જ વિશલદેવની તથા એક જ પૃથ્વીરાજની ખબર છે, જેથી ઘણો ગોટાળો થયો છે. ટાડ રાજસ્થાનમાં પણ આ ગોટાળો ઉતર્યો છે.

क ૪ સોમેશ્વર વિ. સં. ૧૨૩૬ (ઇ. સ. ૧૧૭૯) માં મરણ પામ્યા. હવે પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે ગુજરાતના રાજા ભોળાભીમને હાથે સોમેશ્વર માર્યો ગયો, પણ એ વાત માની શકાય એવી નથી. કારણ કે ભોળોભીમ ઘણું કરી એ જ વર્ષે અણહીલવાડની ગાદીએ બેઠો હતો અને હજી તદ્દન બાળક હતો. (જુઓ મુંબઇ ગેઝેટીઅર

× હમ્મીર મહાકાવ્ય વિ. સં. ૧૪૬૦ માં જૈન સાધુ નયચંદ્રસૂરીએ લખ્યું છે. પૃથ્વીરાજના મરણ પછી એનો પુત્ર રણથંભોરમાં રાજા થયો. એનાથી પાંચમી પેઢીએ હમ્મીર રાજા થયો. આ ચૌહાણ હમ્મીરના યશ ગાવા માટે હમ્મીર મહાકાવ્ય લખાયું છે. આ હમ્મીર સુલતાન અલ્લાઉદ્દીનનો સમકાલીન, મહા શૂરવીર રાજા હતો; [ સમય વિ. સં. ૧૩૪૨ થી ૧૩૫૮ ] આ હમ્મીર મહાકાવ્યમાં ચૌહાણ વંશની પૂરી વંશાવળી આપી છે.

+ પ્રબન્ધ કોષના અન્તમાં આપેલી વંશાવળી પણ ઘણે ભાગે પૃથ્વીરાજ વિજય, હમ્મીર મહાકાવ્ય તથા ઉત્કીર્ણ લેખોમાં આપેલી વંશાવળી સાથે મળી રહે છે.

ગ્રં ૧ ભા ૧ પા ૧૯૬ ) વળી ગુજરાતના રાજાને મહત્તા આપનારી એવી વાત બની હોય તો પ્રબધ ચિંતામણી વગેરેમા નોધાયા વગર ન જ રહે

ક ૫ સોમેશ્વરે પૃથ્વીરાજને ૧૦૮ સાથીઓ આપ્યાની વાત પણ ગપ્પ લાગે છે કારણ કે સોમેશ્વરના મરણ વખતે પૃથ્વીરાજની ઉમ્મર નાની હતી અને તેની માતા કર્પૂરદેવી રાજ્ય સભાળતી હતી, એમ પૃથ્વીરાજ વિજય કહે છે ( જુઓ સર્ગ ૮, ૯ )

ક ૬ પૃથ્વીરાજનો દિલ્હી સાથે શો સબધ હતો એ પૃથ્વીરાજ વિજયમા કે હમ્મીર મહાકાવ્યમા તો લખ્યુ જ નથી અને મુસલમાન લેખકો તો પૃથ્વીરાજને અજમેરના રાજા જ ગણે છે. શાહબુદ્દીન સામે લડવા માટે પૃથ્વીરાજ અજમેરથી જાય છે× ફિરસ્તામા દિલ્હીના રાજાને પૃથ્વીરાજનો ભાઇ કહ્યો છે અને એનુ નામ ચામુડરાય આપ્યુ છે. પણ પૃથ્વીરાજના ભાઇનુ નામ તો હરિરાય છે એ આપણે બીજા પ્રમાણોથી જાણીએ છીએ તબકાતે નાસિરીમા દિલ્હીના રાજાનુ ગોવિન્દરાય નામ આપ્યુ છે પૃથ્વીરાજના પુત્રનું નામ હમ્મીર મહાકાવ્યમા ગોવિન્દરાજ આપ્યુ છે ફિરસ્તા વગેરે મુસલમાન ઇતિહાસો પાછળથી લખાયા છે એટલે નામની ગરબડ થઇ હોવાનો સભવ છે પણ શાહબુદ્દીન સામેના યુદ્ધ વખતે અજમેરના રાજા પૃથ્વીરાજની વતી દિલ્હીમા એનો ભાઇ હરિરાય સામન્ત તરીકે હકુમત ચલાવતો હોય એ સભવિત છે.

ક ૭ વિજયપાલ કમધ્વજના દિગ્વિજયની તથા કટકના રાજાની પુત્રી ભેટ મળ્યાની વાત પણ કલ્પિત લાગે છે કનોજના રાજા વિજયચદ્ર ( જેને રાસામા વિજયપાલ કહેલ છે ) ના તથા તેના પુત્ર જયચદ્રના જે ઉત્કીર્ણ લેખો મળ્યા છે તેમા ક્યાય આ દિગ્વિજયનો ઉલ્લેખ નથી વળી રાસામા અન્યત્ર ( સમય ૨૦માંમા ) એ વખતે પૂર્વમા સમુદ્રશિખરગઢમા જેનુ રાજ્ય સમુદ્ર સુધી ફેલાયલુ હતું એવો વિજયપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો, અને તેની પુત્રી પદ્માવતીનુ કુમાઉંના રાજા કુમોદગણિ સાથે વેવિશાળ થયુ હતુ, છતા પદ્માવતીનો પત્ર આવવાથી વિવાહ સમય પ્હેલા ૫-૭ દિવસે જઇને પૃથ્વીરાજે પદ્માવતીનું હરણ કર્યું વગેરે કથા છે. આ કથા માટે કે સમુદ્રગઢના યાદવ રાજ્યના અસ્તિત્વ માટે બીજો કોઇ પુરાવો નથી

ક ૮ હવે સયુક્તાહરણની વાત જોઇએ પૃથ્વીરાજે અનેક રાજાઓની કન્યાઓનું, અનેક રાજાઓ સાથે યુદ્ધ કરીને હરણ કર્યાની ઘણી વાતો રાસામા લખી છે મોટે ભાગે આ વાતો કલ્પિત છે એમ ઉપરના દાખલાઓથી લાગે છે એ પ્રમાણે જ સયુક્તાહરણનુ હોવુ જોઇએ સંયુક્તાહરણની કથા એટલી પ્રસિદ્ધ છે કે અહીં ઉતારવાની જરૂર નથી શ્રી અમૃતલાલ શીલ કહે છે કે " જો કે મુસલમાન લેખકોએ સંયુક્તાહરણનુ વૃત્તાન્ત લખ્યુ નથી, પણ એ સમયના કાવ્ય નાટકોમા એનો ઉલ્લેખ મળે છે, માટે આખી વાત કલ્પિત નહિ કહી શકાય, પણ રાસામા જે વિસ્તૃત વર્ણન છે તે ઐતિહાસિક હોવામા શકા પડે છે " શ્રી અમૃતલાલ શીલને, પૃથ્વીરાજનો રાસામા જ વર્ણવેલો સ્વભાવ જોતા એ ૭ મહિના સુધી સયુક્તા સાથે અત પુરમા પડ્યો રહે એ

× Elliot's History of India Vol II भारत के प्राचीन राजवंश भा. १ पा २५७

અસંભવિત લાગે છે અને આ વર્ણનમાં ઈ. સ. ૧૭ મી સદીમાં બનેલા' બનાવની ગંધ આવે છે માટે તેઓ એને પ્રક્ષિપ્ત ગણે છે. બીજી તરફથી શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ સંયુક્તા હરણની આખી વાત કલ્પિત માને છે, કારણ કે પૃથ્વીરાજ વિજયમાં કે હમ્મીર મહા કાવ્યમાં એ નથી. વળી કનોજના રાજા જયચંદ્રે જો, રાસામાં કહ્યું છે તેમ, રાજસૂય યજ્ઞ કર્યો હોત તો એનાં મળી આવેલાં ૧૪ તામ્રપત્રોમાં કે બે લેખોમાં ક્યાંક તેનો ઉલ્લેખ હોત. ( જુઓ 'સરસ્વતી' માર્ચ ૧૯૨૮ ના અંકમાં 'કનૌજ નરેશ ઉપર કરવામાં આવેલા મિથ્યા આક્ષેપો' નામનો લેખ ).

ઈ. સ. ૧૧૯૩ માં શાહબુદ્દીન ગોરીને હાથે હાર્યા પછી પૃથ્વીરાજનું શું થયું એ વિષે ઇસ્લામી ઇતિહાસ લેખકો એક વાત લખે છે અને પૃથ્વીરાજ રાસામાં બીજી વાત લખી છે. ( અપૂર્ણ )

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

# પરિષદમાં સાહિત્યનું સ્થાન

( એક તુલિકા પાટવ )

૧

મહાત્માજીના એક ભક્તનો એવો આદર્શ છે કે એક મંદિર ચણાવી તેમાં રેંટિયાના આકારનું થાળું ગોઠવી તેમાં મહાત્માજીનું બસ્ટ ગોઠવી રોજ તેની બે વાર પૂજા કરવી. એ ભક્ત ખાદી પહેરી શકતા નથી, કાંતવાનો તેમને અવકાશ નથી, અસહકાર વિષે કાંઇ જાણવા માંગતા નથી, માત્ર મહાત્માજીના ભક્ત થવામાં જ માને છે. એ મંદિર જો ખરેખર ચણાય તો તેમાં મહાત્માજીનું સ્થાન ક્યાં હશે ? કવિવર ટાગોરે ઇશ્વરને પ્રશ્ન કર્યો હતો કે અહીં તારી પાદુકા સમક્ષ બેસી હું પૂજા કરૂં છું પણ તું ક્યાં છે ? એક વિલક્ષણ પુરુષે કોઇ નાનાં સ્વામીનારાયણનાં મંદિરમાં જઇને ત્યાં સહજાનન્દજીનું સ્થાન ક્યાં છે એમ પૂછ્યું હતું. આ અને આવા અનેક દાખલા ઉપરથી સિદ્ધ થઈ શકે કે તત્ત્વને બદલે વસ્તુને મહત્ત્વ અપાય ત્યાં તત્ત્વનો વિનાશ થાય.

૨

એક લાલીઓ લોલક લઇને ઘડિયાળીને ત્યાં ગયો અને ફરિયાદ કરી કે લોલક ચાલતું અટકી ગયું છે. ઘડિયાળીએ ઘડિયાળ જોવા માગ્યું ત્યારે લાલીઆએ દલીલ કરી કે ખુદ ઘડિયાળને કશી હરકત આવી નથી માત્ર લોલક જ અટકી ગયું છે. આ દૃષ્ટાંત ઉપહાસ કથા તરીકે મૂક્યું નથી કેવળ પરિણામદર્શી લોકો વારંવાર આવી ભૂલ કરે છે. આજે ઘડિયાળ વિષેનું જ્ઞાન ધરાવનાર વર્ગને લાલીઆનું અજ્ઞાન હાસ્યજનક લાગે પણ બીજા લાલીઆને તે જેમ ઉપહસનીય લાગ્યું નહિ હોય તેમ સામાન્ય અજ્ઞાનના ઇતર વિષયોમાં કેટલા ઉપહસનીય લાલીઆઓ હશે ?

૩

જીવનવિકાસનું એક સાધન સાહિત્ય છે, સાહિત્યવિકાસનું એક સાધન પરિષદ છે, પરિષદવિકાસનું એક સાધન બંધારણ છે એટલું સ્વીકાર્યા પછી એ પ્રશ્નો રહે છે કે બંધારણે પરિષદનો વિકાસ કેટલો સાધ્યો, પરિષદે સાહિત્યનો વિકાસ કેટલો સાધ્યો, સાહિત્યે જીવનનો વિકાસ કેટલો સાધ્યો ?

નડિયાદમાં ભરાયેલી છેલ્લી પરિષદમા હાજરી આપનાર પૈકી જેઓએ પ્રમુખશ્રીના ભાષણ વખતનો કોલાહલ જોયો હશે, નિબંધોનું વૈવિધ્ય જોયું હશે, સારા નિબંધોની સંખ્યા ગણી હશે, વિષયવિચારિણી સમિતિમાં કયા પ્રકારની ચર્ચાને પ્રાધાન્ય મળ્યું હતું તે અનુભવ્યું હશે, સાહિત્યમા ઉન્નત સ્થાન ધરી ચૂકેલાની સાથે ઇતર જનોની. સંખ્યાનો મુકાબલો કર્યો હશે તેમને ઉપરના પ્રશ્નોનો ઉકેલ મુશ્કેલ નહિ લાગે.

૪

કોઇને એ પ્રશ્ન થયેલો દેખાતો જ નથી કે શુદ્ધ સાહિત્યની મર્યાદામા શું શુ આવી શકે. દરેક માણસ પોતે જે લખી શકે તે સર્વ શુદ્ધ સાહિત્ય એ જો તેની વ્યાખ્યા કરવામા આવે તો સાહિત્યને પરિષદ સમક્ષ આવનાર લેખો એટલા વધી જાય, વિષયો એટલા વિવિધ બને, વક્તાઓની સંખ્યા એટલી મોટી થાય, વિભાગીય પ્રમુખો એટલા બધા નિમવા પડે, કે પરિણામે પરિષદની બેઠક ત્રણને બદલે ત્રીસ દિવસની કરવી પડે, રીપોર્ટને બદલે એનસાઇક્લોપીડીયા છાપવી પડે, મંડપને બદલે પરિષદનગર વસાવવુ પડે, આશરે દશ લેખકે એકને હિસાબે પ્રમુખ ગણતા પ્રમુખો માટે જ એક થિયેટર રોકવુ પડે અને પાંચ સાત છાપખાના વસાવવા પડે. એ સર્વ છતા સાહિત્યને એ પ્રવૃત્તિ કેટલી ઉપકારક બને તે કોયડો તો ઉકેલવાનો જ રહે.

તે જ પ્રમાણે પરિષદનું સ્વરૂપ કેવું હોવું જોઇએ, તેનું કાર્ય શું હોવું ઘટે, તે વિશે પણ અનેક પ્રકારના વિચારો પ્રવર્તે છે. કેટલાકને મન પરિષદ એક જાતનો મેળો છે. કેટલાકને મન એ વિશિષ્ટ જ્ઞાતિનો સમારંભ કે જમણવાર જેવો ઉત્સવ છે. કેટલાકને મન એ ડીબેટીંગ સોસાયટી છે. તેમ ઘણાને મન એ ઘણુ ઘણું છે એટલે જ એ ખાસ કશું નથી.

૫

જ્યા માત્ર નિબંધો જ વચાય પણ પૂરા સંભળાય કે સમજાય નહિ, જ્યા પ્રમુખોનાં માત્ર વ્યાખ્યાનો જ થાય, જ્યા ઠરાવો થાય પણ તેનો અમલ થઇ શકે એવું હોય નહિ, એ પ્રકારની નિષ્ક્રિયતા મૃત્યુ સમી છે. જો પરિષદ માટે બધાને સદ્ભાવ હોય, જો તેમા સક્રિય ભાગ લેવાનો ઉત્સાહ હોય, જો સાહિત્યનો ઉત્કર્ષ સાધવાની લગની હોય તો એ સર્વ મનોવૃત્તિનું કૃતિમા પર્યવસાયન થવું જ જોઈએ. મહાત્માજીના ઉપદેશો ક્રિયામા ઉતારવાને બદલે જે તેમની છબીની પૂજા આરંભે, ગામમા પૂર આવ્યું હોય ત્યારે યથાશક્તિ મદદ કરવા જવાને બદલે પૂર ઉપર જે કવિતા લખવા માંડે, વગેરે પ્રકારના બનાવોમા કાર્ય ન કરવાની મનોદશા વ્યક્ત થાય છે.

૬

પરિષદ નિષ્ફળ થઇ એ વાક્ય થોડા સમયથી પ્રચુર થયું છે. પણ તે ખોટું છે. રકાબી ફૂટી ગઇ એમ કહેવામાં રકાબી ઉપર જ કર્તૃત્વનો જેવો મિથ્યારોપ છે તેવોજ પરિષદ ઉપર લાદવામા આવે છે. વસ્તુતાએ અમે પરિષદ નિષ્ફળ કરી એમ જ પ્રામાણિક રીતે કહી શકાય; અને ઉપરનું લખીને જે વસ્તુસ્થિતિ પ્રદર્શિત કરવાનો યત્ન થયો છે તે જો ખરી હોય તો એ દશામાં પરિષદ નિષ્ફળ થાય એ જ તેનું અનિવાર્ય પરિણામ હોઈ શકે.

સાહિત્ય પરિષદને સફલ કરવી હોય તો, અત્યારે પરિષદને મુખ્ય સ્થાન આપીને સાહિત્યને પરિષદના સાધન જેવુ બનાવાયું છે તે સ્થિતિ ઉલટાવીને સાહિત્યના વિકાસ માટે સાધન બનાવવું જોઇએ.

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

# અમેરિકાના પત્રો

## પત્ર ૧૩ મો

ગ્લુસ્ટર માસ,
તા. ૮–૧૦–૨૮

સ્નેહી ભાઇશ્રી,

આટલાન્ટિક મહાસાગર, આનિસકોમ્બ અને ઇસેકસથી વીંટળાયેલી ટેકરી પરથી આ પત્ર લખું છું. એક બાજુ સાગર છે અને આસપાસ આનિસકોમ્બ અને ઇસેકસ ફરી વળી છે. એ બે નદીઓની ધારે ધારે નાનકડી ટેકરીઓ લીલીછમ ઘટાઓથી ઢંકાઈ ગઈ છે. સાંજના જ્યારે સૂર્ય આથમે છે ત્યારે દરિયાના પાણીને અનેક રંગોથી રંગતો એ લીલીછમ ટેકરીઓ પાછળ એવા તો લાલ ભૂરા રંગો પાથરે છે કે આબુના સૂર્યાસ્તનું સ્મરણ થાય છે. છતાં આબુના સૂર્યાસ્ત કરતાં યે અહીંઆ એક વિશેષ મનોહરતા છે અને તે દરિયાનાં ભૂરા ચિત્રપટની. સૂર્યનારાયણની સપ્તરંગી પીંછી આ ભૂરા ચિત્રપટ પર અવનવી ભાત પાડે છે અને મનુષ્યકૃત ઉત્કૃષ્ટ ચિત્રો આ ચિત્રની આગળ ઝાંખાં લાગે છે.

અમેરિકનોના રિવાજ મુજબ અમે પણ અમારી ' વેકેશન ' ભોગવવા આ જગ્યાએ આવ્યા છીએ અને અમારા મિત્ર ભાઇ મજુમદારને અંગે મિસિસ ટેયલરના અમે બન્ને મહેમાન છીએ. અમેરિકન કુટુમ્બમાં કુટુમ્બના એક માણસ તરીકે અમને આ પહેલો પ્રસંગ છે અને એથી અમેરિકન કુટુમ્બની આંતરિક વ્યવસ્થાનો આ અમારો પ્રથમ પરિચય છે.

મિસિસ ટેયલર અમેરિકન મિશનરીનાં પુત્રી છે અને હિન્દુસ્તાનમાં જન્મેલાં છે. તેમને ત્રણ બાળકો છે—પીટર, ટૉમ અને જુડીથ. જુડીથને એક બાઇ મિસિસ વિલ્સન સાચવે છે. તેઓ પોતે અમેરિકન છે અને એક સ્કૉચમેનને પરણેલાં. પોતાના પતિની નોકરીને અંગે આઠેક માસ હિંદુસ્તાનમાં ગાળ્યા પણ પતિ અકસ્માતને લીધે મરણ પામ્યા અને એથી તેઓ પોતાને વતન અમેરિકા પાછા ફર્યાં છે અને સ્વેચ્છાએ વૈધવ્ય સેવે છે

બીજાં એક મિસિસ હિલ છે. તેઓ તેમના પુત્ર પીટર અને પુત્રી બારબેરા સાથે અહીં હવાફેર માટે આવ્યાં છે. મિસિસ માટર્સ મિસિસ હિલનાં સંબંધી છે અને એમનાં બાળકોની માતાવત્ સંભાળ રાખે છે.

આ ઉપરાંત ભાઇ મજુમદાર, ત્રિકમલાલ અને હું. મિ. ટેયલર અને બીજાઓ આવે જાય છે, પણ સ્થાયી–સ્થાયી કહી શકાય તો ?—આટલાંજ માણસો છે.

સાધારણ રીતે રાતના અમે બધા મોડા સુઇએ છીએ. એટલે સવારમાં સૂર્યનાં કિરણો અમને ઉઠાડે નહિ ત્યાં સુધી કોઇને પથારીમાંથી ઊઠવાની ઇચ્છા થતી નથી. માત્ર બાળકો જેઓ આઠ વાગ્યા પહેલાં પથારી ભેગા થાય છે તેઓ જાગી ગયાં હોય છે અને ગરબડ કરવાની મના હોવાથી ધીરે સાદે અંદર અંદર ઘુસપુસ કરતાં સંભળાય છે. સવારમાં ૮–૮॥ વાગ્યે ઉઠી દાતણપાણી કરી સૌ નાસ્તો લે છે. નાસ્તામાં મમરા કે "ઘઉંની ધાણી કે કૉર્નફ્લેક–જેને અહીં ' સીરીઅલ ' ( Cerial ) કહે છે–દૂધની સાથે નાના મોટા સૌ

કોઈ લે છે અને તે ઉપરાંત નારંગી, પીચ કે કેળા જેવું એકાદ ફ્રુટ અને ટોસ્ટ લે છે બાળકો પણ પથારીમાથી ઉઠીને આ દૂધ પીઆ બાદ રમવા લાગી જાય છે અને કા તો દરિયાકાઠે ન્હાવા નીકળી પડે છે અથવા તો બીજી રમતે ચઢે છે અમે પણ બેથિંગસુટ ( ન્હાવાનો પોશાક ) પહેરી દરિયાકાઠે ફરવા નીકળી પડીએ છીએ અને બે-ત્રણ કલાક ફરી, દરિયાના શિતળ જળમા સ્નાન કરી, ઘેર આવીએ છીએ

સાધારણ રીતે આ દેશમા ખુલ્લા પગ રાખવાનો નિષેધ છે પણ દરિયાકાઠે આ રિવાજને અભરાઇએ ચઢાવવામા આવે છે સ્ત્રીઓ તેમ જ પુરુષો માત્ર શરીરના વચલા ભાગને ઢાકી બેફિકર ફરે છે અને એમા મર્યાદાનો ભગ રજ માત્ર પણ કલ્પવામા આવતો નથી એ પોશાક પહેરી ઘરમા ફરવાનો પણ બાધ હોતો નથી અને કેટલાક તો એ પોશાક પહેરી જમવામા પણ બાધ ગણતા નથી હું આ એટલા માટે લખુ છુ કે આ લોકોની સ્થળસમયાનુસાર વર્તન રાખવાની વ્યવહારૂ બુદ્ધિનું આપણા ભાઇઓને ભાન થાય અહીંના સામાજિક રિવાજો આપણા રિવાજોની જેમ અક્કડ નથી પણ મુલાયમ છે અને અહીંના લોકોને તે સ્થળસમય જોઇ વાળતા આવડે છે કેટલીક વાર તે જરૂર કરતા વિશેષ વળાઇ જતા હશે, છતા તેમની મુલાયમ સુવાળપને લીધે તેઓ આકરા થઈ પડતા નથી.

સવારમા ઉઠીને દરેક જણ એક બીજાને Good Morning ( ગૂડ મોર્નિંગ ) થી અભિવદે છે અને રાત્રે Good Night ( ગૂડ નાઇટ ) કહ્યા પછી જ છૂટા પડે છે આ રિવાજ એટલો બધો પ્રબળ છે કે ભાઇ ત્રિકમલાલ અને મારી વચ્ચે પણ આ Good Morning અને Good Night ની પ્રથા શરૂ થઇ ગઇ છે અને ઘેર આવ્યા પછી તમારા સૌના સહવાસને લીધે એ ટેવ ભૂલાઇ જશે એના આશ્વાસનથી હાલ તો એને જેમની તેમ રહેવા જ દઇએ છીએ

બાળકોને માટે જમવાનો સમય એક કલાક આગળ હોય છે સાજના તેઓ સાત વાગ્યે જમી નિયમિત આઠ વાગ્યે પથારી ભેગા થઇ જાય છે આ સમય પહેલા તેમના પર કોઇ જાતનો દાબ અહીંઆ નથી તેઓ મરજીમા આવે તેમ લાકડાના ઘોડા કુદાવે છે, બદૂકોના બ્હાર કરે છે, ઘર માડે છે અને ભાગે છે, સતાકૂકડી ખેલે છે અને દરિયાકાઠે ન્હાવા જાય છે વચમા વચમા ભૂખ લાગે ત્યારે સફરજન કે બિસ્કીટ ખાતા જાય છે પણ રમતમા ભગ પડવા દેતા નથી આપણા બાળકોની માફક અહીંના બાળકોને પણ રાજાપાઠ બહુ જ પસદ છે અને તેઓ મૂછો રગે છે, ફેંટા બાધે છે અને હાથમા બદૂક લઇ કેટલા યે અદશ્ય સિપાઇઓનો સહાર કરે છે તેમના રમકડાઓના જાતજાતના જનાવર જેવા કે ઊટ, ઘોડા, ડુક્કર, હાથી, મગર વગેરે છે અને વહાણો તો તેઓ જાતે જ બનાવે છે અને તેને સઢ પણ ચઢાવે છે પણ એકલા વહાણોથી તેમને હવે સતોષ નથી તેમણે વિમાનો બાધવા શરૂ કર્યા છે અને દરેક બાળકની પાસે પોતાનું બાધેલુ એકેક વિમાન છે આ વિમાનો ઘણા નાના હોવાથી તેઓ તેમા બેસીને ઉડી શકતા નથી આથી તેઓ એ વિમાનને લઇ મોટરમા બેસે છે, અને વિમાનનો પખો પવનથી ચકકર ચકકર ફરે છે ત્યારે મોટરની ગતિ સાથે વિમાનને વાક આપી, પોતે જાણે કેમ વિમાનમા જ ન બેઠા હોય એવો દેખાવ કરે છ

આ બધી બાળચેષ્ટાઓ છે, પણ આમાથી જ ભવિષ્યના લિન્ડનબર્ગ અને ટેની પાકે છે માબાપો આ બાળરમતોને પોષે છે અને પોતે હાથમા કમ્પા લઇ વિમાન બાધવા

લાગી જાય છે. કુહાડા, પાવડી, કરવત, હથોડી, પીંછી વગેરેનો ઉપયોગ આ બાળકો નાનપણથી જ શીખે છે અને મૂળાક્ષર આવડે તે પહેલાં યે ચિત્રોથી જ આ વહાણો બાંધતાં અને વિમાનો બનાવતાં તેઓ શીખી ગયા હોય છે. મોટર હાંકતાં શીખવું એ તો તેમને માટે રમત છે. આપણે ત્યાં ખેડુતનો દીકરો જેટલી સહેલાઇથી બળદને હાંકે તેટલી સહેલાઇથી તેઓ મોટરને હાંકે છે. ચૌદ-પંદર વરસના કેટલા યે છોકરાઓ ભર રસ્તે મોટર હાંકે છે, જો કે તેમને લાયસેન્સ નથી હોતું છતાં યે ઑફિસથી મોટરને ઘેર પાછી લઇ જતાં તેઓ અચકાતા નથી. સ્ત્રીઓ પણ ઘણીખરી મોટર હાંકી જાણે છે અને ૫૦–૬૦ વર્ષની વૃદ્ધ સ્ત્રીઓ પણ આંખે ચશ્માં ચઢાવી, દૂરથી રસ્તે જનારને ભૂંગળાથી ચેતાવતી, મોટર હાંકતી જોવામાં આવે છે. કહે છે કે પુરુષો કરતાં સ્ત્રીઓ ભૂંગળાનો વિશેષ ઉપયોગ કરે છે, પણ તેઓ એકસીડન્ટ કે અકસ્માત પણ પુરુષો કરતાં ઓછા કરે છે.

રાત્રે સૂતી વખતે માતા દરેક બાળકને Good Night kiss કરે છે અને વખત હોય તો કોઇ પરીની વાર્તા કહે છે. ઘણાં બાળકો આવી વાર્તા સંભળ્યા વિના ઉંઘતા જ નથી, આથી માતા નહિ તો બીજું કોઇ તેમને એ વાર્તા સંભળાવે છે અને તેઓ ઘસ-ઘસાટ ઉંઘી જાય છે. ટૂંકામાં, જે નિયમિતતા માણસોના જીવનમાં છે તે બાળજીવનમાં પણ દેખાય છે અને તેમને ગમે કમને પણ તેનું પાલન કરવું પડે છે.

ટેબલ પર સ્ત્રી-પુરુષો સૌ સાથે બેસીને જ જમે છે અને રાંધેલી તમામ વાનીઓ ઘરની બાઇ રકાબીમાં પીરસી દરેકને પસાર કરે છે. કોઈને કામવશાત્ મોડું થાય તો તેની રાહ જોઇ રાંધેલી ચીજોને ઠંડી પડવા દેવામાં આવતી નથી, પણ નિયમિત સમયે છરી કાંટા અને સૌ કોઈ ટેબલ આસપાસ પોતપોતાને સ્થાને ગોઠવાઈ જાય છે.

જમતી વખતે કાંઇને કાંઈ વાતો કરવાનો અહીંઆ રિવાજ છે. આપણા જૂના વિચારના કુટુમ્બની જેમ મૂંગા મૂંગા જમવાનો અહીં શિષ્ટાચાર નથી. આથી નવા મહેમાનોની ઓળખાણથી માંડીને પ્રિન્સ ઑફ વેલ્સ સુધીના તમામ વિષયો ટેબલ પર ચર્ચાય છે અને વાર્તાનો હેતુ મુખ્યત્વે વિનોદ હોવાથી ચર્ચાસ્પદ, ગંભીર વિષયોની ચર્ચા બીજી વાત કાઢી ઘરની બાઇ દબાવી દે છે. વાર્તામાં નાનામાં નાના ટુચકા અને મર્માળાં વાક્યોની ઝડી જામે છે અને એમાં મર્મ હોય કે ન હોય છતાં યે હસવું એ શિરસ્તો છે. તમે એ વાક્ય સાંભળ્યું હોય કે ન સાંભળ્યું હોય, છતાંય તમારે બધાની સાથે હસવું તો જોઇએ જ, નહિ તો તમને બધા ઘુવડ ધારી બેસે ! ભલે ૧૦૦૧ મી વાર એ મશ્કરી તમે સાંભળો, છતાં યે તમે જાણે તે પહેલી જ વાર સાંભળતા હો એવી રીતે તમારે હસવું જોઇએ, એ અહીંની સભ્યતા છે. ભલે મશ્કરીમાં કંઇ દમ જ ન હોય, સાવ સૂકી હોય, જેઠ માસના ખાખરાનાં પાન કરતાં યે સૂકી હોય, છતાં યે તમારે બધાં માંભળે તે રીતે હસવું તો જોઇએ જ. આપણી ન્યાતો જમતી હોય ત્યારે માંખોના ગણગણાટ જેવો જે ગણગણાટ થાય છે તેવો ગણગણાટ નહિ પણ મુક્ત હાસ્યનો કિલકિલાટ અહીંઆ દરેક ટેબલ પર સંભળાય છે. બાળકોને માટે જુદું ટેબલ છે. તેમના ટેબલ પર એ જ કિલકિલાટ સંભળાય છે અને એક બીજાની ચીજોને જૂદાં જૂદાં નામો આપી, તેની ઓળખ કરવાના હેતુથી તેને ચાખી જોતાં બાળકો ટેબલને અને આખા ઘરને ગજાવી મૂકે છે. અહીંઆ મારામારી નથી, પડાપડી નથી, બીજા કરતાં કંઇક વધારે લેવાની અધીરાઇ નથી—માત્ર પોતાના ભાગની

ચીજો હસતાં હસતાં ખાવાની અને પોતે આનંદ પામી આસપાસનાંઓને આનન્દ પમાડ-વાની ઉત્કંઠા છે. જો મશ્કરી ખીજે અવસરે ક્લેશ ઉપજાવે તે ખાતી વખતે ગળી જવાય છે અને સૌ આનંદથી છૂટા પડે છે.

જો ટેબલ પર જુદા જુદા માણસો જુદે જુદે સમયે એકઠા થતા હોય ત્યાં આવી જાતનો વાર્તા વિનોદ આનન્દ આપે છે, પણ એક જ કુટુમ્બના એના એ જ માણસોને શિષ્ટાચારને ખાતર આ ધારા ચાલુ રાખવા પડે છે ત્યારે જાણ્યેઅજાણ્યે અનેક વાર કહેવાઇ ને કૂચા થઇ ગયેલા ટૂચકા કાન પર પડે છે અને એથી સહેજ કંટાળો ઉત્પન્ન થાય છે એમ અનુ-ભવીઓનું માનવું છે. કેટલાકને આથી આ રિવાજ પ્રત્યે એક જાતનો અણગમો ઉત્પન્ન થયો છે અને તેઓ બુદ્ધ ભિક્ષુકોની માફક શાંતિપૂર્વક ખાવાને તલસે છે, પણ તે વિચાર અહીંના વાતાવરણને લીધે અમલમાં મૂકી શકાય તેવો નથી. દાખલા તરીકે, ગમે તે માણસની સાથે ઓળખાણ થતાં વેંત જ હાથ મિલાવવાનો રિવાજ અહીંઆ સામાન્ય છે. મિસિસ ટેયલર કહે છે કે એ રિવાજ કરતા દૂરથી હાથ જોડી નમસ્કાર કરવાનો આપણો રિવાજ વધારે hygienic (આરોગ્યદષ્ટિવાળો) છે, કારણ કે ગમે તે માણસના ગમે તેવા હાથને હાથમા પકડવા કરતા તેને દૂરથી નમસ્કાર કરવામાં વધારે આરોગ્યદષ્ટિ છે. જો કે અહીંનાં માણસો હાથ ધૂએ છે અને સ્વચ્છ રાખે છે, છતા યે રિવાજને ખાતર ગંદા હાથને પણ હાથમા લઇ હલાવવો પડે છે. આ દૃષ્ટિ આપણને એકદમ ન સૂઝે તેવી છે, છતા યે એક કલાપ્રિય સ્ત્રીની આ રિવાજ પ્રત્યે શી દૃષ્ટિ છે તે જાણવા જેવી તો છે જ.

ઓળખાણ થતા ઓળખાણ થનાર વ્યક્તિઓનાં બન્ને જમણા હાથો ભેગા થાય છે અને તેમા જાતિભેદ નથી પળાતો. તમે પાસે પાસે ઉભા હો તો હાથ ભેગા કરવા એ અહીંનો શિરસ્તો છે અને સ્ત્રી અને પુરુષો સાવ સ્વાભાવિકતાથી હાથ ભેગા કરી How do you do? Glad to see you. (હાઉ ડુ યુ ડુ ? ગ્લૅડ ટુ સી યુ*) કહી છુટા પડે છે. ખાસ કરીને પુરુષે પુરુષ જ્યારે હાથ મિલાવે છે ત્યારે હાથનું દબાણ જ્યાદેહ હોય છે અને હાથનો પંજો ઢીલો નહિ પણ મજબૂત રાખે છે અને બે પહેલવાન જાણે મિત્રભાવે હાથ મિલાવતા હોય એવી લાગણી થાય છે. ઢીલા પોચા હાથવાળાને આવું દબાણ બહુ પસંદ ન પડે તેવું છે, છતા બે તન્દુરસ્ત માણસોને આવી રીતે, ભારપૂર્વક હાથ મિલાવવાથી એક પ્રકારનો આનંદ આવે છે. કહેવાની જરૂર નથી કે સ્ત્રીઓ સાથે હાથ મિલાવતી વખતે આવું દબાણ પુરુષ વર્ગ તરફથી વપરાતું નથી. માત્ર હાથમા હાથ લેવાની વિધિ જ અનુસરાય છે. આપણા દેશમા કોલેજના યુવકો ઘણી વાર અંદર અંદર મિત્રભાવે હાથ મિલાવે છે પણ તે સ્ત્રીઓની માફક કોમળતાથી. એમના હસ્તમિલનમા જોર કે દબાણ નથી હોતું, ચેતન નથી હોતું, માત્ર વિધિ જ હોય છે. મર્દોનો સાચો હસ્તમિલાપ તો અહીંઆ અમેરિકનો એક બીજાને હાથ પકડી જોરથી હલાવે છે ત્યારે નજરે પડે છે. આપણામાથી ઘણાના મનમા હસ્તમિલન વિષે સહેજ કોમળતાનો ખ્યાલ હોય છે, તેઓમાંથી કેટલાક એમના સ્ત્રીઓ જેવા કોમળ, સુંવાળા હાથને જરા મજબુત, રીઢા કરે અને મર્દોની જેમ હાથ મિલાવતાં શીખે એ હેતુથી જ આટલું લખ્યું છે.

અહીંઆ ખાણું ખાધા પછી સીગારેટ પીવાનો લગભગ સામાન્ય રિવાજ છે અને છેવટનું Deserts (મીઠું ખાણું) આવતા પહેલાં સૌ સીગારેટ ચેતાવી ધૂમાડા કાઢે છે.

* કેમ છો ? તમને જોઈને આનંદ થયો.

ટેબલ પર બેઠેલા સૌ કોઇ આ ધૂમાડાના વાદળથી વીંટળાઈ જાય છે; અને લગભગ બધા જ સીગારેટ પીતા હોવાથી એક બીજાની પરવાનગી માગવા જેવું ઝાઝું રહેતું પણ નથી. પહેલાં સ્ત્રીઓની પરવાનગી મગાતી, પણ હવે તો ઘણીખરી સ્ત્રીઓ પણ સીગારેટ પીતી થઈ ગઈ છે એટલે તેમની પરવાનગી માગવા જેવું રહ્યું જ નથી. માત્ર દીવાસળી સળગાવીને તેમની બીડી પહેલાં સળગાવી આપવી પડે છે, પછી તમારી ધ્યાનમાં આવે એટલી તમે પીધા કરો. તમે લકી સ્ટ્રાઇક પીતા હો તો ઓલ્ડ ગોલ્ડ કેવી છે એ જોવાને બ્હાને તમે બીજી બે-ચાર સીગારેટનો ધૂમાડો કાઢો તો કાંઈ નવાઇ નહિ. ખાવાની ચીજો સાથે સાથે સીગારેટ પણ મીજબાન રાખે છે એટલે તમારી પેટી ખલાસ થઇ ગઇ હોય તો તેની ચિંતા કરવા જેવું તમારે રહેતું નથી.

માત્ર આશ્ચર્ય તો એ છે કે પુરુષોની માફક જ સ્ત્રીઓ પણ તમારી ઉપર ધૂમાડાનાં વાદળ હડસેલે છે. અને પુરુષને તો તમે સાનમાં સમજાવી શકો પણ સ્ત્રીને એમ ન સમજાવાય. એ પણ ઘણા પીનારાઓની માફક એમ જ માનતી લાગે છે કે એને પોતાને એથી આનંદ આવે છે એટલે બીજાઓને પણ એથી આનંદ આવવો જ જોઇએ. કાચી વયનાં બાળકોને સીગારેટ વેચવાની અહીંઆ બંધી છે, છતાં કેટલાક ગમે ત્યાંથી સીગારેટ લાવી, નદી કિનારે ધૂમાડાના ગોટ કાઢે છે. સીગારેટ પીવી એ અહીંનો 'National vice' છે, અને પીનારાઓ એક-બે સીગારેટ નહિ, સીગાર નહિ પણ પેટીઓની પેટીઓ એક જ દિવસમાં ખલાસ કરે છે. આથી નિર્જન જંગલમાં પણ સીગારેટની જાહેર ખબરનાં પાટીઆં નજરે ચઢે છે અને સીગારેટની દુકાનો પણ ઠેર ઠેર નજરે પડે છે. Lucky Strike, Camel, Old Gold, Chesterfield, Three Kings, Sweet Caperole, Navy Cut, વગેરે અહીંની પ્રસિદ્ધ બનાવટો છે અને દેશપરદેશમાં એનો બહોળો ઉઠાવ છે.

અમારા મિત્ર ભાઈ મજુમદાર અને મિસિસ વિલ્સનને મેં કુટુમ્બનાં માણસોમાં ગણાવ્યાં છે, જો કે ખરી રીતે જોતાં તેઓ બન્ને કામ કરનાર નોકરો છે. છતાં નોકર તરીકે રહેવાથી તેઓ કુટુમ્બનાં માણસ મટી જતાં નથી. દરેક નવા આવનાર સાથે બીજાઓની જેમ તેમની પણ ઓળખાણ કરાવવામાં આવે છે અને બીજાઓની જેમ તેઓ પણ એક જ ટેબલ પર સૌની સાથે બેસીને જમે છે. આ અહીંની સભ્યતા છે. ઇંગ્લેન્ડમાં એ શકય નથી, આપણા દેશમાં અશકય છે, પણ અહીંઆ તે સામાન્ય છે. હું આને આ દેશની સૌથી મોટી સંપત્તિ સમજું છું. માનવનું ગૌરવ આ દેશમાં જેવું સચવાય છે તેવું પૃથ્વીના પડ પર બીજા કોઈ દેશમાં નહિ સચવાતું હોય. સૌ મનુષ્ય સમાન છે તે જીવનમાં અહીં જોવા મળે છે. "મિ. મજુમદાર, ચ્હામાં લીંબુ જોઇશે કે દૂધ?" "મિસિસ વિલ્સન, તમે ચ્હા લેશો કે કૉફી?" એ વિનય જોઈ ઉંચનીચ અને મોટાનાનાના ભેદમાં ઉછરેલા માણસનું હૈયું હાથમાં રહેતું નથી. મિસિસ ટેયલરે હિંદુસ્તાનમાં કેટલા યે ખ્રિસ્તી નોકરો પર હુકમ ચલાવ્યો હશે, પણ અહીંઆ તો તે નોકરોને મ્હેમાનની જેમ જ રાખે છે અને અજાણ્યાંને તો ખબર પણ નથી પડતી કે એમાં નોકર કોણ અને મ્હેમાન કોણ?

પફ પાઉડર લગાડી મ્હોંમાંથી સીગારેટના ધૂમાડા કાઢનાર અને માત્ર લૂગડાં ઘરેણાંની વાતો કરનાર સ્ત્રીઓને જોઈ તમને પ્રથમ તો એમ જ લાગે કે સ્ત્રીસ્વભાવ સર્વત્ર સરખો છે અને મગજને તસ્દી પડે તેવા ગંભીર પ્રશ્નોનો વિચાર સ્ત્રીઓ કદિ કરવાની જ નહિ. પણ વિશેષ પરિચયમાં આવતાં તમારો એ પૂર્વાભિપ્રાય બદલાવા માંડે છે અને ખાણું ખાધા

પછી ઘરના ધીરે તાપે બળતા અગ્નિ પાસે બેસી તાપતાં તાપતાં જ્યારે કોઈ ગંભીર પ્રશ્નની ચર્ચા નીકળે છે ત્યારે સીગારેટને દેવતામાં નાંખી હૃદયના ખરા ઉકળાટથી બોલતી એ સ્ત્રીના શબ્દો તમને ચમકાવે છે અને ભાન કરાવે છે કે એ સીગારેટની અને શણગારોની રાખની નીચે જ્ઞાનનો અગ્નિ ધગધગે છે.

બીજી આડીતેડી વાતો પરથી લડાઈની વાતો નીકળી અને ન્યૂયોર્કના ગ્રાન્ટ મેમોરિયલ પર મિસિસ માટર્સ ઉતરી પડી. એને લાગ્યું કે ગ્રાન્ટ સાહેબનું બાવલું એ ગ્રાન્ટ સાહેબનું નહિ પણ અંદરઅંદરના કલહ (Civil War)નું બાવલું છે અને તેને દૂર કરવું જોઇએ. એ દિવસો સંભારી રાખવાથી દેશને ફાયદો નથી પણ નુકશાન છે. કોઇએ દલીલ કરી કે એ તો ગુલામીના વિધ્વંશનું સ્મારક છે. તો એને માટે અબ્રાહમ લિન્કનનું બાવલું કયાં નથી? ગુલામીની પ્રથાની જડ ઉખેડનાર તો એ લિન્કન હતો, ગ્રાન્ટ નહિ. પોતાના વિચારબળથી લિન્કને એ પ્રથા પર જે કાપ મૂકયો તે ગ્રાન્ટની તલવારે નથી મૂકયો. છતાં જગતમાં શા માટે તલવારનાં સ્મારકો ઉભાં થાય છે અને હિંસક વૃત્તિને પોષણ અપાય છે?

એ સ્મારકની પાછળ ખર્ચેલા પૈસા ગરીબ, અજ્ઞાન લોકોને કેળવવામાં ખર્ચ્યા હોય તો વધારે લેખે લાગે એમ મિસિસ માટર્સે જણાવ્યું એટલે તુરત જ મિસિસ વિલ્સને ટાપસી પૂરી કે કલકત્તામાં વિકટોરિયા મેમોરિયલના મકાનનો ઉપયોગ ત્યાંના લોકોને કેળવવામાં કર્યો હોય તો એ ગરીબ દેશના પૈસાનો વધારે સદુપયોગ થાય. પણ યુદ્ધમાં જ માનનારા મુત્સદ્દીઓ તલવારબાજોનાં બાવલાંઓ ઉભાં કરે છે અને નાનાં બાળકોમાં બચપણથી જ યુદ્ધની ભાવનાઓનાં બીજ રોપી યુદ્ધની સંસ્થાને ચિરંજીવ બનાવે છે. મિસિસ માટર્સના હાથમાં હોય તો તે આવા તલવારબાજોનાં બાવલાં જ્યાં હોય ત્યાંથી ઉઠાવી લે–આમાં આપણા નીલ સાહેબનું બાવલું પણ ઉડી જાય–અને એને બદલે વિશ્વબંધુત્વ અને શાંતિના ઉપાસકોનાં બાવલાં સ્થાપે. કારણ કે ઉગતી પ્રજાની આગળ યુદ્ધના ખૂનખાર આદર્શને બદલે શાંતિનો નવો આદર્શ ધરવાની જરૂર છે અને એ માટે શાળાપાઠશાળાઓમાં સિપાઈ, સેનાની, બંદૂક, તલવાર, તોપો, લડાયક જહાજો, વિમાનો વગેરેનો સદંતર બહિષ્કાર થવો જોઇએ છે. મિસિસ માટર્સ કહે છે કે એ પોતાના બાળકના હાથમાં સિપાઇનું રમકડું પણ રહેવા નથી દેવાની, કારણ કે એ એને ખૂની સિપાઇ બનાવવા માગતી નથી.

આ અમેરિકન યુવતિની શાન્તિ માટેની ભાવના અને એને તુરત જ અમલમાં મુકવાની વૃત્તિ જોઇ અમને સાનંદાશ્ચર્ય થયું અને લાગ્યું કે પોતાના વિચારોને અમલમાં મૂકવાની તત્પરતામાં જ પાશ્ચાત્યોની અને ઇતર મહાન પુરુષોની મહત્તા રહેલી છે. કારણ કે ખાલી વિચારો એ તો પાણીના પરપોટા છે; એ જ્યારે વેગ કરી પહાડ પરથી નીચે પડે છે ત્યારે જ બળ ઉત્પન્ન થાય છે અને એ બળથી જગત ચાલે છે.

ગઈ કાલ સાંજે અમે મોટર લઇ જંગલમાં પેઠા. આસપાસ લીલીછમ ઘટાઓ હતી અને વચ્ચે વચ્ચે ચોતરફ વૃક્ષોથી રક્ષાયેલ ખેતરો હતાં. વાયોલેટ, ડેઇઝી, હનીસકલ, સનફલાવર વગેરે જાતજાતનાં રંગબેરંગી ફુલોથી વનશ્રીની શોભા અનુપમ હતી અને આપણાં ફુલોના જેવી મઘમઘતી નહિ છતાં મધુર ખુશબો હતી. વચ્ચે વચ્ચે ખેડૂતોના ( ઝુંપડાં નહિ પણ ) બંગલાઓ હતા અને ઘોડા, ગાયો, મરઘા, તુર્કી વગેરે અહીંના ખેડૂતોને ઉપયોગી જનાવરો હતાં. આગળ જતાં અમે ગ્લુસ્ટરમાંથી ઇસેક્સમાં દાખલ થયા અને નદીના કિનારા પર મોટાં વહાણો તૈયાર થતાં જોયાં. ગ્લુસ્ટર અને ઇસેક્સ દરિયા કિનારાનાં બંદરો છે—બોસ્ટનથી બે કલાકને જ અંતરે છે. ગ્લુસ્ટર માછલીઓના ધંધા માટે મશહૂર છે ત્યારે ઇસેક્સ વહાણ બાંધવાના રોજગાર માટે પ્રસિદ્ધ છે. અમે જે વહાણો જોયાં તે તમામ

ઓકવૂડનાં જ હતાં. વહાણના ખીલા પણ ઓકવૂડમાંથી જ બનાવ્યા હતા અને પાટીઆં ખૂબ જ જાડાં અને મજબૂત જોઇ જોઇને પસંદ કર્યાં હતાં. જે વહાણું તૈયાર થતું હતું તે આશરે ૧૦૦ વાર લાંબું અને ૨૦ વાર પહોળું હતું. બીજાં વહાણો રંગાઇને તૈયાર થઈ ગયાં હતાં અને તેમનાં નામે કોતરાઈ ગયાં હતાં. આગબોટના આ જમાનામાં આ ઉદ્યોગ હજુ પણ ટકી રહ્યો છે અને સૃષ્ટિના અંત પર્યંત ટકી રહેશે એ નિર્વિવાદ છે.

ત્યાંથી આગળ અમે શિકાગોના સરોવર પર ગયા. ' ચંદ્રકાન્ત 'માં કેટલાં યે સુંદર સરોવરનાં મોહક વર્ણનો વાંચ્યાં છે અને એના સૌંદર્ય વિશે અનેક રમ્ય કલ્પનાઓ કરી છે. પણ એ કલ્પનાઓથી યે પર એવું આ શિકાગોનું સરોવર હતું. ચારેગમ લીલીછમ વનશ્રી અને વચમાં નિર્મળ, મીઠું પાણી જોનારનાં નયનોને અને મુખને બન્નેને ઠારે છે. તટ પરનાં વૃક્ષોની ઘેરી ઘટા આપણાં વૃક્ષોની જેમ કેડમાંથી લચીને જળને ચુમ્બન કરતી નથી પણ ટટ્ટાર સંત્રીની જેમ ઉભી છે અને પોતાની છાયારૂપી પાંખથી જળને નીલવર્ણું રંગે છે. સરોવરમાં વિહાર કરવા માટે નાની નાની નૌકાઓ છે અને તે કલાકના રૂપિયાના દરે જોઇએ ત્યારે મળે છે. યંત્રનૌકા ( motor boat ) સહેલાણીઓને લઈ આખા સરોવરમાં ઘૂમે છે ત્યારે કોઇ જબરો મગરમચ્છ પાણીને ડહોળતો ન હોય તેમ પાણી કિનારા પર હિલોળા મારે છે અને શાંત સરોવરમાં ખળભળાટ થઇ રહે છે. કિનારા પરનાં વૃક્ષોની ડાળીએ દોરડાં બાંધી, એના પર લાકડાંનાં પાટીઆં ગોઠવી ઝૂલતા હિંચકા પર બાળકો અને મોટેરાંઓ હિંચે છે અને પછી પાસેના જ રેસ્ટોરાંમાં જઇ કોઇ ઠંડું પીણું પી કે આઇસ્ક્રીમ ખાઇ થાક ઉતારે છે. શનિવારે તો આ સરોવર પર લોકોની મેદની જામે છે અને યંત્રનૌકા એ દીર્ઘાકાર સરોવરમાં માથાદીઠ ૭ આના લઇ કેટલા યે ફેરા કરે છે. રાત્રે નાચગૃહમાં જોડાંઓ નાચે છે અથવા તો એકાદ નાનકડી નૌકા લેઈ, જ્યોત્સનામાં જળ-વિહાર કરે છે. જો કે આ સરોવર વસ્તિથી દૂર છે, છતાં યે પાસે જ એક નાની રેલગાડી દિવસમાં બે વાર પસાર થાય છે અને સરોવરની શાન્તિનો ભંગ કરે છે. સરોવરને સ્વચ્છ રાખવા માટે કચરાની પેટીઓ ગોઠવવા જેટલી ઝીણવટ બતાવનાર લોકો આ રેલગાડીનો અને યંત્રનૌકાનો ઘોંઘાટ કેમ સહી લેતા હશે ? એકલી મોટરના ઘોંઘાટથી તેમને સંતોષ નહિ થતો હોય શું ? કદાચ આપણને લાગે તેવો ઘોંઘાટ તેમના કાનોને નહિ લાગતો હોય, છતાં યે કુદરતની શાંતિના શીળા સ્પર્શથી સ્વર્ગીય સુખ અનુભવનાર મનને આ કર્કશ ધ્વનિ ખટકે છે અને રંગમાં ભંગ કરે છે.

ગઈ કાલે સાંજે આકાશમાં અમે ઉત્તરધ્રુવ પ્રકાશ ( The Northern Light ) જોયો. આ પ્રકાશ પૃથ્વીના ઉત્તરાર્ધમાં વસતા લોકોને જ દેખાય છે. તે આકાશગંગા જેવો ઝાંખો હોય છે પણ સર્ચલાઇટની માફક તેનાં કિરણસમૂહો આકાશમાંથી ફુટી નીકળે છે અને ઝળહળતા અનેક તારાઓની માફક પૃથ્વીને પ્રકાશથી રેલે છે. જાણે કોઇ સ્વર્ગીય નાટકની તૈયારી થતી ન હોય એવું દૃશ્ય લાગે છે. શહેરમાં વસનારાઓ એમના વિજળિક દીવાઓની ભભકને લીધે આ ઝાંખા પ્રકાશને બરાબર નિહાળી શકતા નથી. ચંદ્રની જ્યોત્સના પણ તેમની અંજાયલી આંખોએ ફીક્કી લાગે છે, પણ ગામડાંઓમાં કે દરિયાકિનારે રહેનાર માનવો કુદરતની આ લીલા જોઇ એની સાથે એકતાર બને છે અને સરજનહારની અનંત શક્તિનું ભાન કરે છે.

લિ. નંદલાલના પ્રણામ

દાવરને પણ "સ્પુનર સાહેબ થાપ ખાઈ ગયેલા" લાગે છે. તટસ્થ દૃષ્ટિએ અને બીજા પુરાવાઓ સાથે તુલના કરીને જોવાથી ડૉ. સ્પુનરની ઘણી દલીલો એવી જ ભ્રાન્ત દેખાય છે. દા. ત. સીક્કાઓ વિષે જુઓ—

શ્રી. દાવર લખે છે કે "મૌર્ય રાજાઓના સમયના સીક્કા આપણને જડતા નથી." આ વાક્યનો અર્થ મૌર્ય રાજાઓના નામના સીક્કા નથી મળતા એમ હોય તો એ બરાબર છે. પણ મૌર્ય રાજાઓના સીક્કાઓ નથી મળતા એમ જ હોય તો એ ખોટું છે. આ દેશમા મૌર્ય સમય પ્હેલા લગભગ ત્રણસો વર્ષથી સીક્કાઓ પ્રચલિત હોવાના પુરાવા મળે છે.[3] આ દેશના એક છેડાથી બીજા છેડા સુધીમા સર્વત્ર મોટા જથ્થામા મળી આવતા 'પંચ માર્કડ' નામથી ઓળખાતા આપણા જૂનામા જૂના સીક્કાઓ પણ ઇ. સ. પૂર્વે ચોથા અને ત્રીજા સૈકામા આ દેશમા સ્થાપિત થઇ ગયા હતા, અને એનો એ વખતે પણ પ્રચાર જોતા ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકમા એનો વપરાશ શરૂ થયો સભવે છે, એમ નિષ્કશાસ્ત્રી બ્રાઉન કહે છે.[૪] આ પ્રાચીન સીક્કાઓમાના કેટલાક ઉપર સૂર્યની, ગોધાની, ઝાડની વગેરે નિશાનીઓ મળે છે એ સાચી વાત છે. વળી વાયવ્ય પ્રાતમા પાડવામા આવેલા ઇ. સ. પૂર્વે બીજા પ્હેલા શતકના કેટલાક સીક્કાઓની છાપમા પરદેશની–માત્ર ઇરાનની નહિ પણ ગ્રીસ, ઇરાન વગેરેની–અસર છે એમ નિષ્કશાસ્ત્રીઓ કબુલ કરે છે. પણ એ જ અરસામા પાચાલ, અયોધ્યા, કૌશામ્બી, મથુરા વગેરેમા પાડવામા આવેલા સીક્કાઓમાં પરદેશી અસર એ જ વિદ્વાનોને નથી દેખાતી; અને ઘોડો, હાથી, ઝાડની ડાળી વગેરે ચિહ્નોને મી. બ્રાઉન તો શુદ્ધ ભારતીય (purely Indian) ગણે છે.[૫] એટલે ગોધાને, કે સૂર્યને જોઇને ઈરાનની અસર માનનારા–અરે એ સીક્કા પાડનારાઓને પણ ઈરાની કહી દેનારા તો એકલા ડૉ. સ્પુનર જ છે, અને સ્પુનરનો એ મત પુરાતત્ત્વવિદોમા માન્ય થયો નથી એમ એ પછી પ્રસિદ્ધ થયેલા બ્રાઉન જેવાના પુસ્તકોથી સિદ્ધ થાય છે. છતાં શ્રી દાવરે આ વિષયને શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિકોણથી ન જોતા માત્ર ડૉ. સ્પુનરનાં ચશ્માથી જોયુ એ આશ્ચર્ય લાગે છે.

ભવિષ્ય પુરાણોક્ત મગ બ્રાહ્મણોની જે હકીકત શ્રી. દાવરે ડૉ. ભાડારકરના "વૈષ્ણવીઝમ એન્ડ શવીઝમ'માથી ઉતારી છે એ વિષે ખાસ કહેવા જેવું કાઈ નથી. આ મગ બ્રાહ્મણો હિન્દમા કયારે આવ્યા એ સંબંધમા પણ ડૉ. ભાડારકરનો તથા દાવર સાહેબનો પોતાનો જે તર્ક છે તે સંભવિત જણાય છે પણ મિ. કે. એન. સીતારામના શ્રી હર્ષવર્ધન અને તેના પિતા તથા પિતામહ તેમજ વરાહમિહિર પણ મગ બ્રાહ્મણના વશજ હતા એ તર્ક તો ડૉ. સ્પુનરના તર્કો જેવો જ નિરાધાર છે. મગ બ્રાહ્મણોએ આ દેશમા સૂર્યપૂજાનો પ્રચાર કર્યો, સૂર્યમંદિરોમા પૂજારી તરીકે મગ બ્રાહ્મણો રહેતા અને મગ બ્રાહ્મણો પરદેશી–ઘણું કરી ઇરાની–હોવા જોઇએ એવું માનવામા વાધો નથી. પણ જે જે સૂર્યભક્ત હોય તે પારસી

---

3 These two classes of coins are computed to have been in circulation as coins at least as early as 600 B. C. (The Coins of India, by C. J. Brown p. 14.)

૪ જુઓ Ibid p. 17.

૫ જુઓ Ibid p. 20.

હોવા જોઇએ એવું વિધાન સ્વીકાર્ય નથી. મગ બ્રાહ્મણોએ સૂર્યપૂજાને નવું જોર આપ્યા પછી વૈદિક કાળમાં યે સૂર્ય દેવની માન્યતા હોવાથી ઘણા હિન્દુઓએ સૂર્યપૂજા સ્વીકારી હશે. વલભી વંશના રાજાઓ મોટે ભાગે માહેશ્વર હતા છતાં એ વંશનો એક રાજા ધરપટ્ટ આદિત્યભક્ત હતો એમ એ વંશના ઉત્કીર્ણ લેખો કહે છે. તો શું એ વંશને ઈરાની ઠરાવશો? એક વખત કોઇ ધર્મનો પ્રચાર થઇ ગયો પછી એ ધર્મના પાલન ઉપરથી એ ધર્મ પાળનારના વંશ વિષે કાંઇ પણ અનુમાન થઇ શકે નહિ. મુસલમાનો બધા, આરબ નથી કે ખ્રીસ્તીઓ બધા, યાહુદીઓ નથી.

ખરી રીતે તો શ્રી હર્ષવર્ધન, "મિ. સીતારામ માને છે તેમ, પરમાદિત્યભક્ત ન હોતા પણ પરમ માહેશ્વર હતા. એના મોટા ભાઇ બૌદ્ધ હતા, એના નજીકના ત્રણ પૂર્વજો આદિત્યભક્ત હતા પણ એ વંશનો મૂળ પુરુષ પુષ્પભૂતિ શિવભક્ત હતો,"[૧] એટલે શ્રી હર્ષવર્ધનને મગ બ્રાહ્મણનો વંશજ ઠરાવવા માટે આદિત્યભક્તિની દલીલ અર્થહીન છે એ સમજાશે. વરાહમિહિર માટે પણ સૂર્યભક્તિની દલીલ સિવાય કોઈ પુરાવો નથી. એના પિતાનું નામ આદિત્યદાસ હતું એ સાચી વાત, પણ એનાં પુસ્તકોમાં "પોતાના મગ બ્રાહ્મણ પૂર્વજો વિષે વરાહમિહિરે ઇશારા કર્યા છે" એમ મિ. સીતારામનું કથન શ્રી. દાવર ઉતારે છે પણ એ ઇશારા કયા પુસ્તકમાં છે? આવા ઇશારા વરાહમિહિરના ગ્રંથોના બીજા અભ્યાસીઓના જોવામાં આવ્યા હોય એવું દેખાતું નથી.

અહીં ફરી કહેવું જોઇએ કે શ્રી. દાવરના લેખ ઉપર ટીકા કરવાનો મારો ઉદ્દેશ નથી. પણ આવો સરસ વિષય પસંદ કર્યો અને ઇ. સ. પૂર્વે છઠ્ઠાથી ઇ. સ. સાતમા શતક સુધીમાં પારસીઓ અને હિંદુઓ વચ્ચે પુષ્કળ સંબંધ રહ્યો છે અને એ સંબંધની ઘણી ઐતિહાસિક નિશાનીઓ મળે છે (જેમાંની કેટલીક શ્રી. દાવરે નથી નોંધી) તો થોડી વધારે મહેનત લઇને, ડૉ. સ્પુનરને ન્યાય આપવાનો લોભ છોડી દઇને, આ સંબંધની ઐતિહાસિક હકીકતો સંપૂર્ણ વ્યવસ્થાથી મૂકી હોત તો વાંચનારને વધારે સારું ઇતિહાસદર્શન થાત એમ મને લાગે છે. એમના જેવા પાસેથી આપણે એવી આશા જરૂર રાખીએ.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી



૧ જુઓ બંસખેડ અને મધુવનનાં હર્ષનાં તામ્રપત્રો અને ફૈંચ ૨: પ્રિયદર્શિનામાં શ્રી. કે. હ.

# સ્વૈ ર વિ હા ર

આપણા ધર્મો તો ચાલુ જમાનાની બદલાયલી સ્થિતિને અનુકૂળ નથી થતા, પણ આપણા દેવો ચાલુ જમાનાની નવી શોધોનો લાભ લે છે તેમ જણાય છે. ગઇ ગણપતિ ચોથને દિવસે જે ગણપતિઓ કરવામા આવ્યા હતા તેમાના કેટલાકને કાંડે રિસ્ટવૉચ–કાંડા ઘડિયાળ હતી. હમણા અમદાવાદમા કેળવણી સ્ત્રીમંડળ તરફથી શિક્ષણ સપ્તાહ ઊજવવામા આવી તેમા એક છોકરાને કૃષ્ણ કરેલો હતો અને તેના મુગટમા વીજળીનો દીવો મૂકેલો હતો. હવે મને લાગે છે કે દેવોને નૈવેદ્યમા ઊનાળામા આઇસક્રીમ, શિયાળામા જિન્જર અને કપડામા પણ એ પ્રમાણે ઋતુને અનુકૂળ ફેરફારો કરાય તો સારૂં. કૃષ્ણને નાનપણમા મોરપીંછ વિના બીજું નહિ મળેલું હોય પણ અત્યારે આપણને તો ખોટા મોતી, ચળકતા પીતળપાના, વીજળીની બત્તીઓ સર્વ મળે છે તો તેનો શા માટે ઉપયોગ ન કરવો ?

એ સપ્તાહ ઠીક ઊજવાઇ તેથી સહકારી અસહકારી શિક્ષકો અધ્યાપકો અને કેળવણીમા રસ લેતા સામાન્ય જનો ઠીક ભેગા થયા. ખાતાના સરક્યુલરો નિયમો વર્ગો ચોપડીઓ વગેરેના ઘોકડામા રહી જિંદગી ગાળનાર મહેતાજીઓ બે ઘડી છુટ્ટી હવામા બહાર આવ્યા. અને જો કે બિચારા મહેતાજીઓ પોતાના ઇન્સ્પેક્ટરો વગેરેનું ઉપરીપણું ક્ષણ પણ વીસરી સમાનભાવે મળી શકતા નહોતા છતા કંઇક પણ બેઠા પાણી હાલ્યા ખરા.

સપ્તાહમા એક વાત હમેશા ધ્યાન ખેંચતી હતી. ફીમેલ ટ્રેનિંગ કૉલેજની શિક્ષકવિદ્યાર્થિનીઓ બરાબર અમુક વખત થાય એટલે ઊઠી જતી હતી. આમા તેમની સંસ્થાની નિયમિતતા વખાણવી કે નિયમની જડતાથી આશ્ચર્ય પામવું એ સમજાતું નથી. હું સ્ત્રીઓ શિક્ષક થાય તેના પક્ષનો છુ. છતા આ સંસ્થાને માટે હું કદી બહુ આશાવાદી થઇ શકતો નથી. પહેલુ તો એ કે બિચારી જે સ્ત્રીઓ જીવનમા આશાભંગ થઇ હોય—એક કે બીજે કારણે—તે જ આમા જોડાય છે. ન્હાનાલાલ કવિએ ઉષામા પ્રશ્ન પૂછ્યો છે કે મહેતીજીઓ વિધવા જ કા થતી હશે ?—શબ્દો બરાબર નહિ હોય પણ સ્વૈરવિહારમા સાથે ચોપડી રાખવાના અને જોવાના મેં સમ ખાધા છે. ફરવા જતા એ ભાર કોણ વેંઢારે ? !—છતા એ પ્રશ્ન સમાજને કે ખાતાને હજી નથી થયો. એટલે સ્ત્રી કેળવણીમા મેં ઉલ્લાસવાળી શિક્ષિકાઓ બહુ ઓછી જોઇ છે. તેમા વળી સાભળ્યુ કે ઘણીને તો કોંગ્રેસની પણ ખબર નથી હોતી ખેર ! પણ આ ટ્રેનિંગ કૉલેજમા તેમને રાખવાની રીત પણ મને તો બહુ જ જડ લાગે છે. અમુક અમુક દિવસે શિક્ષકવિદ્યાર્થિનીઓને ફરવા લઇ જાય છે ત્યારે સાથે સાથે આગળ પાછળ પટાવાળા પણ રાખે છે, અને શિક્ષિકાઓને બબ્બેની હારમા બરાબર ચલાવે છે. ઢોર પણ રસ્તે છૂટા ગોવાળ વિના ચાલે છે, અને ગોવાળ હોય તો પાછળ રહે છે, આગળ રહેતો ની પણ આ તો હમેશાં પટાવાળો હોય જ, અને તે પણ આગળ. તેમને રક્ષણની જરૂર જ ય, તો તેમના કોઇ અધિકારી બાનુ તેમની આગળ ચાલે તો શું ખોટુ ? કે ના, હજી વીસમી સદીમા, શિક્ષણ સંસ્થામા પણ,

न स्त्री स्वातन्त्र्यमर्हति ।

અને તેના રક્ષણને માટે પણ પુરુષ જ જોઇએ–અને પછી પટાવાળો હોય !

એક ભાષાનો ગોટાળો જોયો? Lady-students, Lady-teachers એનું ગુજરાતી શું? 'સ્ત્રી-વિદ્યાર્થી', 'સ્ત્રી-શિક્ષક', આ જૂના શબ્દો છે. તો પછી આ શબ્દોની વ્યાકરણમાં જાતિ (લિંગ) કઇ? સ્ત્રી-વિદ્યાર્થી આવ્યો કે આવી? આનો કદાચ એમ ફડચો કરાય કે સ્ત્રી-વિદ્યાર્થીને બદલે વિદ્યાર્થિની અને એવી જ રીતે બીજાને માટે શિક્ષિકા કહીએ. પણ કોઈ બાઈ પ્રમુખ થાય તો તેમને કઈ રીતે સંબોધન કરવું? પહેલા બે દાખલામાં સ્ત્રી-શિક્ષક અને સ્ત્રી-વિદ્યાર્થી બન્ને નર જાતિના શબ્દો છે એમ હું માનું છું. અને ત્રીજા દાખલામાં પ્રમુખ સાહેબ એ 'બાઇ સાહેબ' ની પેઠે માનાર્થે બહુવચનમાં વાપરી શકાય કે 'પ્રમુખ સાહેબ આવ્યાં.' પણ હજી એક પ્રશ્ન રહી જાય છે. પુરુષને માટે કહી શકીએ 'શ્રીમાન પ્રમુખ સાહેબ', તો બાઇને માટે 'શ્રીમતી પ્રમુખ સાહેબ' કહી શકાય? વાંધો એ આવે કે 'પ્રમુખ સાહેબ આવ્યાં' એમ કહેતાં °સાહેબ માનાર્થે બહુવચન છે ત્યારે 'શ્રીમતી' એકવચન છે, અને 'શ્રીમતાં બાઈ સાહેબ' સારૂં લાગતું નથી, મશ્કરી જેવું લાગે છે. 'સાહેબ' શબ્દની સાથે શ્રીમાન જેવો સંસ્કૃત શબ્દ શા માટે જોડવો એમ કોઇ કહે પણ તે ખરો ખુલાસો નથી. અહીં નહિ તો એ મુશ્કેલી બીજે કયાંક પણ આવીને ઊભી રહેશે. નવા જમાનામાં નવા સ્મૃતિકારની જરૂર છે તે કરતાં નવા વ્યાકરણકારની વધારે જરૂર છે.

અને ખરેખર કેટલાક હિન્દુ વિચારકો માને છે કે હિન્દુઓએ નવી સ્મૃતિ કરવી જોઇએ. પણ અત્યારે રૂઢિ જે પ્રાચીન પરંપરાને લીધે માન્ય થાય છે, તે પરંપરા વિના નવી સ્મૃતિને માન્ય શી રીતે કરાવશો? નવી સ્મૃતિ કરવાના અધિકારીઓ કોણ? તે પળાવવાને સત્તા શી? જો કાયદાનો ઉપયોગ કરો તો તો પછી કાયદો જ શા માટે ન ઘડવો? અને આપણા અર્ભણ અજ્ઞાન વર્ગોમાં એ સ્મૃતિનો ફેલાવો શી રીતે કરવો? આવડા મોટા અજ્ઞાન હિન્દુ સમાજને એક સ્મૃતિને માટે એકમત કરી તેનો ફેલાવો કરી રહેવા આવશો ત્યાં તે સ્મૃતિને જ ફરી ફેરવવાનો સમય આવી લાગ્યો હશે. ઇસપની વાતમાંના ચન્દ્રને કપડાં સીવડાવવા જેવું છે. આજે પરમાણું નાખો, ત્યાં કાલે તો પાછો વધ્યો હોય કે ઘટયો હોય!

ઉત્સવો પણ, દુઃખની પેઠે, એકલા આવતા નથી, ઉપરાઉપરી આવે છે. સપ્તાહ પૂરી થઇ ત્યાં આચાર્ય આનંદશંકરભાઈના પ્રમુખપણા નીચે એ જ મકાનમાં બીજો ઉત્સવ. ઉત્સવની પત્રિકામાં પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ અને ઉર્દુ ટ્રેનિંગ ક્લાસ બન્નેના હેડ માસ્તરોની સહી! કાર્યક્રમમાં પણ સ્તુતિથી માંડીને સર્વત્ર વારાફરતી એકેક સંસ્થાના દેખાવો! એક પણ રહી શાનો જાય? ત્યારે ભાઇ બે જુદા જુદા પ્રમુખો શા માટે ન કર્યા?

પણ આ પ્રશ્ન આમને પૂછવાનો જ નથી? ઉર્દુ ટ્રેનિંગ ક્લાસની જ શી જરૂર છે? તેમાં કેટલા ભણે છે? કેળવણી ખાતાના મુસલમાન અધિકારીઓનાં જ ફરજંદો કેટલાં એમાં ભણે છે? એ તો સરકાર માબાપે હિંદુ મુસલમાનોને સમાન રાખવા આ યોજના કરી છે. તેમને સમાન રાખવા છે, એક નથી થવા દેવા. ત્રાજવાનાં બે સામસામાં પલ્લાંમાં રાખવા છે, અને વધે તેમાંથી 'બે બિલાડીઓ અને વાંદરા'ની પેઠે બચકું ખાઈ જવું છે. યુરોપમાં નાની પ્રજાનો પક્ષ કરીને ઇંગ્લંડે પોતાની સત્તા કાયમ રાખી છે, અને અહીં નાની કોમોનો પક્ષ કરીને એમ જ કરવું છે. નહિ તો મુસલમાનભાઇઓને ગુજરાતમાં રહેવું છે, ગુજરાતી

બોલવું છે, ગુજરાતી બોલતા હિંદુઓ જોડે વહેવાર કરવો છે, અને તેમને ઉર્દુની નોખી જરૂર શાને હોય ? ગુજરાતીઓ જોડે નહિ ભળ્યાથી, ગુજરાતી નહિ શીખ્યાથી જ મુસલમાન ભાઇઓની સંખ્યાના પ્રમાણમાં તેમનામાંથી ગુજરાતી સાક્ષરો અને સ્વતંત્ર વિચારકો નથી થતા. પારસીઓ જેટલા પણ તેમનામાં લેખકો નથી. ઉર્દુ શીખવું હોય છતાં નોખી નિશાળ શા માટે જોઇએ ? અને આ વાત પ્રજા તો જાણે છે. ઉર્દુ કલાસની સંખ્યા જ તે કહી આપે છે. પણ મુસલમાન નેતાઓને જુદી સંસ્થાઓ જોઇએ છીએ. અને તેથી પણ વધારે સરકારને તે જોઇએ છીએ—અને સરકારનો સત્યાગ્રહ ગાંધીજીથી પણ વધારે છે. ગાંધીજી કહેતા હતા કે એક વિદ્યાર્થી હશે ત્યાં સુધી તેઓ વિદ્યાપીઠ ચલાવશે, તો સરકાર એક પણ વિદ્યાર્થી ન હોય તો પણ સંસ્થા ચલાવે એવી છે. જ્યારે મુસલમાન અધિકારીઓ પોતે કહે કે હવે તો અમારે આ સંસ્થા નથી જોઇતી ત્યારે જુદી વાત ! પણ એ શા માટે એમ કહે ? સાંભળ્યું છે કે કેળવણી સંબંધી અભિપ્રાયો છૂટથી દર્શાવવા કેળવણી ખાતાના અધિકારીઓને અભય વચન આપ્યું છે ! જોઇએ છીએ કે આ વાત કેટલા કહે છે ? અને સરકાર કેળવણીમા વધારે ખરચ થયાની બૂમો પાડયા કરે છે. મને લાગે છે કે સરકારની એ જ પૉલીસી છે. તેને વધારે ખરચ કરવું છે અને ખરચની બૂમો પાડવી છે.

× × ×

ઘણાઓ માનતા નથી, પણ અઘરી વાત સમજવી સહેલી પડે છે અને સહેલી વાત સમજવી અઘરી પડે છે. તમને આ નહિ સમજાય કારણ કે આ સત્ય ઘણું સહેલું છે. અત્યારે મંગળ પૃથ્વીથી કેટલો છેટો છે તે હું નથી જાણતો. તે જાણવું અઘરૂં છે પણ કોઈ મને કહેશે તો મને તરત સમજાશે કે ' હા તે એટલો દૂર છે.' પણ એક સહેલી વાત લો. કે આપણે બધા પરતંત્ર છીએ. વાત સહેલી છે પણ કેટલાં યે વરસથી તે આપણને સમજાતી નહોતી. ગાંધીજીએ કહી ત્યારે થોડી થોડી સમજાઈ, હજી ઘણાને નથી સમજાઈ. જૂના ભક્તો હમેશ કહેતા હતા કે ' ભાઈ બધાને મરવાનું છે ' પણ કોઇને સમજાતું નહોતું, અત્યારે પણ સમજાતું નથી. પણ હવે આપણે એ ન સમજવાનો નિશ્ચય કર્યો છે અને સાચું કહીએ છીએ કે ' ભાઇ એ વાત જ ન કર. ' અત્યાર સુધી હિન્દુ સમાજને એટલી સીધી વાત નથી સમજાતી કે ઢેઢ પણ માણસ છે, હિન્દુ છે, તેને અડી શકાય, વિધવા પણ સૌની પેઠે પરણી શકે, એક નાતનો માણસ બીજી નાતની સ્ત્રીને પરણી શકે. એમ કહીએ એટલે તરત સામું પુછે છે કે " પણ એમ એક નાતનો માણસ બીજી નાતની સ્ત્રીને પરણી જ કેવી રીતે શકે ? વિધવા પરણી જ કેવી રીતે શકે ? " તમે એને પરણી બતાવશો તો પણ તે માનવાનો નથી. સરકાર પણ સમજી શકતી નથી કે હિંદ સ્વરાજને માટે લાયક થયું છે. તમે સ્વરાજ લઇ બતાવશો તો પણ તે સમજવાની નથી.

હમણાં ઇંગ્લાંડના માણસે એક નવી શોધ કરી છે. તે એ કે ઇંગ્લાંડમાં પુરુષનો પહેરવેષ અગવડવાળો છે, શરીરના વિકાસને અટકાવનાર છે, પવનની આવ-જાને રોકનાર છે, અને ઘણે ભાગે ન ધોઇ શકાય તેવો છે. મોજાં પહેરણ વગેરે ધોવા આપાય છે પણ ગરમ કોટ પાટલુન અને વારકુટ ધોવા અપાતાં નથી. સ્ત્રીઓના વસ્ત્રો ખુલ્લાં, સુતરાઉ અને ધોવા અપાય એવા છે. તે ભાઈ વળી લખે છે કે ઉનાળામાં તો સ્ત્રીઓનાં ખુલ્લાં અને છુટાં પહોળા વસ્ત્રો પુરુષોનાં કપ્પડ કોટ કરતાં ઘણા વધારે અનુકૂળ છે. વળી તે ભાઇ લખે છે

કે આ પહેરવેશના કાયદાને લીધે સ્ત્રીઓના શરીરનો વિકાસ પુરુષો કરતાં વધારે સારો થાય છે અને તે ભય દર્શાવે છે કે રખેને કસરતમાં અને રમતગમતોમાં સ્ત્રીઓ પુરુષો કરતાં આગળ નીકળી જાય ! કેટલાં વરસોથી આવો પહેરવેશ પહેરે છે ત્યારે આ જ આટલી ખબર પડી. હિંદુ ધોતિયાં પહેરનાર ભાઈઓને અમે મુબારકબાદી આપીએ છીએ. સ્ત્રીઓ કરતાં તેમનો વિકાસ ઓછો હોવાની વાતથી તેમણે બ્હીવાનું નથી.

અને અંગ્રેજોને ખબર પડે છે તે પછી એકાદ સૈકે કે વહેલામાં વહેલી ૩૦–૪૦–૫૦ વરસે આપણને ખબર પડે છે. એટલે અંગ્રેજો તેમના પહેરવેશનો ફેરફાર કરી નાંખશે તે પછી અરધે સૈકે આપણે તેમનાં કોટપાટલુન ઉતારીશું. આપણે ત્યાં એમના કરતાં ઘણી વધારે ગરમી પડે છે પણ તેથી આપણે નહિ સમજવાના. ઉલટા અંગ્રેજો પોતાનાં કપડાંમાં ફેરફાર કરી જૂનાં કપડાં અહીં મોકલી આપે તો આપણે એ સેકન્ડ હેન્ડ કપડાં વેચાતાં લઈ બે ઘડી સહેલ મારી લેવાના. અંગ્રેજોએ કઠણ કૉલરો હમણાં આ ગરમીને લીધે છોડી દીધા, પણ આપણે ત્યાં તો ઉલટા ઠાકરડા, મુંબઇના માછીમારો, કેટલાક મુસલમાનો વગેરે ઊંચા કઠણ કૉલરો પહેરતા જાય છે.

× × ×

અમદાવાદમાં સંમતિવય કમિશન આવ્યું ત્યારે વળી વ્યાખ્યાનમાલા ચાલી. વચમાં શ્રીયુત મુનશીજી આવી ગયા તેમણે પણ એક વ્યાખ્યાન આપ્યું.

નામદાર જોશી અને શ્રીયુત મુનશીજી બન્નેનાં વ્યાખ્યાનોમાં મને એક સામ્ય લાગ્યું.

જગતમાં સર્વવ્યાપી તત્ત્વ તો છે ઉષ્મા. દરેક પદાર્થમાં તે ઓછીવત્તી છે. બિલકુલ ઉષ્મા ન હોય એવો કોઈ પદાર્થ નથી. પણ માણસે પોતાના શરીરની ઉષ્માથી એક દ્વંદ્વ રચ્યું: ઊનું–ટાઢું. પોતાથી વધારે ગરમ તે ઊનું, અને પોતાથી ઓછું ગરમ તે ટાઢું અને પછી ઊનું અને ટાઢું બે વિરોધી હોય એમ કલ્પ્યું. નામદાર જોશીનું ' આદર્શ અને વ્યવહાર 'નું ધોરણ એવું જ હતું. જગતમાં ખરી વાત તો એક અનંત કર્તવ્ય કર્મોની છે. પણ પછી દરેક માણસ પોતે કરી શકે તેને વ્યવહાર, અને ન કરી શકે તેને ખોટો આદર્શ માની, પછી વ્યવહાર અને આદર્શ વચ્ચે વિરોધ માનવા માંડે છે. તે જ રીતે હમણાં સાહિત્યમાં વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય એવાં બે ખોટાં વિરોધી જોડકાં ઉત્પન્ન થયાં છે. ખરી વાત તો એ છે કે સાહિત્યના અનેક પ્રકારના અધિકારીઓ છે. પણ માણસે, પોતે સમજી શકે તેટલું લોકભોગ્ય અને પોતે ન સમજી શકે તે વિદ્વદ્ભોગ્ય એવા બે ભાગો પાડી નાંખ્યા અને પછી લોકભોગ્ય અને વિદ્વદ્ભોગ્ય બે પ્રકારની વચ્ચે વિરોધ કલ્પ્યો. ડાક્તરી વિદ્યામાં તો કંઈક નૉર્મલ જેવું છે, પણ સાહિત્યમાં દરેકનું નૉર્મલ જુદું હોવાથી દરેક જુદી જુદી રીતે આ પ્રકારો પાડવાનો.

પણ મારાથી એમ કેમ કહેવાય કે મુનશીજીએ પોતે ન સમજે તેવા સાહિત્યને માટે વિદ્વદ્ભોગ્ય શબ્દ વાપર્યો હશે ? તે ન સમજે એવું કશું હોઈ શકે ? કદાચ તેઓ પોતે નિડર રીતે એમ કહે કે અમુક હું નથી સમજતો, અથવા સમજવાની નથી દરકાર કરતો, પણ તેમાં તેમને તો નુકસાન થવા સંભવ નથી કારણ કે તેમનું સાક્ષરત્વ સિદ્ધ છે, પણ તેઓ જે વિષય વિશે એમ કહે તે વિષયને બિચારાને જગતમાં પછી સ્થાન મળવું અશક્ય થઇ પડે !

પણ આ મુશ્કેલીમાંથી તેમણે બધાને બચાવી લીધા વ્યાખ્યાનની શરૂઆત એવી કરી કે આ વિદ્વદ્‌ભોગ્ય અને લોકભોગ્ય એ વિભાગો ખોટા છે, અને અંતે એમ કહ્યું કે કેટલાક તો એવા હોવાના—૯૦ ટકા એવા હોવાના કે જેમને સાચું સાહિત્ય સમજવાનું નહિ, તેઓ ડિટેક્ટિવ વાર્તાઓ વાંચવાના, અને તેમણે બીજા થોડા રસજ્ઞો પાસેથી કાવ્યનો અભિપ્રાય જાણીને માની લેવો જોઈએ ઓમાર ખય્યામની પેઠે તેઓ પણ

Came out by the same door,
As in (he) went

જે બારણેથી પેઠા તે બારણેથી બહાર નીકળ્યા અને બહાર નીકળતાં મુખની દિશા તો બદલાય જ ને ! એટલે વિરુદ્ધ ઉક્તિ થઇ જાય !

મને લાગે છે કે મુનશીજીને માત્ર વિદ્વાન શબ્દની સાથે જ વિરોધ છે તેઓ બાહોશ કાયદાશાસ્ત્રી છે અને કાયદાની દલીલોમાં 'વિદ્વાન મિત્ર'નો અર્થ 'મૂર્ખ શત્રુ' જ થાય છે તેથી તેમને 'વિદ્વાન' શબ્દ ઉપર કંટાળો આવ્યો હશે હજી મૈત્રી વિશેના એમના વિચારો જાણવાનો પ્રસંગ નથી આવ્યો

શ્રોતાઓમાંથી ઘણા બૂમો પાડતા હતા કે મુનશીજીએ તે દિવસના ભાષણથી અમારી બુદ્ધિનું અપમાન કર્યું ! હું તેમને ખાત્રી આપવા માગુ છુ કે તેમનો ઇરાદો જરા પણ અપમાન કરવાનો નહોતો તેમની ઇચ્છા માત્ર થોડાં 'સમાર્જક વિધાનો' (sweeping generalizations) કરીને શ્રોતાઓને ચકિત કરી ખુશ કરવાનો હતો વિદ્વદ્‌ભોગ્ય શબ્દ શોધનાર માણસમાં મૂર્ખતાની પરિસીમા હશે એવું મોટું વિધાન તેમણે કર્યું છતાં શ્રોતાઓ ખુશ ન થાય તો તેમાં 'કોનો વાક ?'

× × ×

સાહિત્ય પરિષદ ભરાઈ

આપણે હિંદુ ભાઇઓમાં એક રિવાજ છે એક માણસ બીજાને ત્યાં મળવા જાય તો પેલો યજમાન મહેમાનની ખાતરબરદાશમાં જ એટલો બધો વખત કાઢી નાખે કે બે ભેગા બેસીને વાત જ ન કરી શકે ખરૂં તો વાતચીત કરવી મળવું એ જ છે પણ તે જ ન બને, માત્ર ખાવાનું બની શકે પણ કેટલીક નાતોમાં તો ખાવાનું પણ ન બની શકે, શું રાંધવું, કોને ન્હોતરવા, કોને ટાળવા, વગેરે પ્રશ્નોથી નાતના કજિયા ઉભેળાય અને ખાવું ખાવાને ઠેકાણે રહે મને લાગે છે આ સાહિત્ય પરિષદો છેલ્લી સ્થિતિએ પહોંચી છે મળાતું હોય, વાતચીત થતી હોય તો તે ઉત્તમ પ્રકારની પરિષદ, વાતચીત થાય અને માત્ર ખવાય કે ગવાય તે મધ્યમ, પણ આ તો માત્ર લડી જ શકાય છે ! કેટલાક મહારથીઓ તો શું વંચાય છે તેના પર ધ્યાન રાખવાને બદલે માત્ર કોને મત આપવા, કેવી રીતે મત મેળવવા તેનો જ વિચાર કર્યાં કરતા હતા અને લડવાની જગા કરવાને માટે બીજા બધા કામો બંધ કરવા પડતા હતા ! ખેર ! પણ આપણે હિંદુઓ તો પ્રારબ્ધવાદી રહ્યા. પરિષદ બિચારી ૨૩ વર્ષની યુવતી થઇ છે સ્ત્રીના પાના જેની સાથે પડ્યા હોય તે ખરા ! હવે કાંઇ ફેરવાય છે ? પરિષદ યુવતીને કહીએ કે

પડ્યું પાનું સુધારી લે !

કેટલાક પત્રકારોએ નડિયાદ પરિષદની ટીકા કરી કે સાહિત્ય વિભાગના અધ્યક્ષને માટે કશી વ્યવસ્થા નહિ કરેલ તેથી તેમને તંબુમાં સૂઇ રહેવું પડેલું હું પૂછું છું, કોઇએ

એ અધ્યક્ષને પૂછ્યું કે ભાઈ તમારી ખરદાશ ખરાબ થયેલી કે કેમ ? નડિયાદને અને એ અધ્યક્ષને બેને કશું વાંકામાં ન પડ્યું હોય તો વચમાં ત્રીજાને એટલું બધું શું લાગી આવ્યું તે મને સમજાતું નથી. પણ કેટલાકને એમ જગતના કાજી થઇને ડહાપણ કરવાની ટેવ પડી હોય છે. નડિયાદમાં શરૂઆતમાં જ ગવાએલું બાલાશંકરનું કાવ્ય

જગત કાજી થઇને તું વહોરી ના પીંડા લેજે

તેમણે નહિ સાંભળ્યું હોય ? ખેર ! મારે શું ?

કદાચ એ ટીકાકારોને એમ લાગ્યું હોય કે અધ્યક્ષને પૂછીએ તો તે કાંઇ ખરદાશની ખામી ઓછી જ બતાવે ! એ અધ્યક્ષમાં એટલું બધું સૌજન્ય હોય એ તો હું આજે જ જાણું છું અને સાહિત્ય પરિષદની ચર્ચામાં આટલું બધું સૌજન્ય કોઇનું સ્વીકારી લેવાય એ મને તો ગુજરાતનાં, સાહિત્યનાં, પરિષદનાં અને સાહિત્ય વિભાગના અધ્યક્ષનાં અહોભાગ્ય લાગે છે. નડિયાદની સાહિત્ય પરિષદે કેવું કામ કર્યું એ સંબંધી ભલે ગમે તેમ કહેવાય પણ આ સૌજન્યની લહાણી કાંઇ જેવી તેવી નથી !

સ્ત્રીઓ માટે મને ઘણું માન છે છતાં આ જાતની ભૂલ કાઢવાની રીતને હું સ્ત્રીબુદ્ધિ કે બૈરક બુદ્ધિ જ કહું છું. લગ્નમાં આપણી સ્ત્રીઓ બધું થઈ રહ્યા પછી ગાય છેઃ

ખારી કૂઈનાં પાણી પાયાં, ખરે બપોરે કાઢ્યાં જો !

અને ગમે તેવા દૂરનાં સગાંની ખરદાશની ભૂલ કાઢી ખોટાં મહાભારત યુદ્ધો લડે છે. મને આની નીચે પણ સ્ત્રીબુદ્ધિ જ લાગે છે. કદાચ પરિષદ યુવતી ગણાય છે, કલા સ્ત્રીલિંગ શબ્દ છે માટે એમ થતું હશે !

પણ મને એક બીજો વિચાર આવે છે. પરિષદની વ્યવસ્થા સારી નહોતી એમ હું એ કરતાં વધારે સારી રીતે સાબીત કરી શકું એમ છે. વિષયવિચારિણી સમિતિનું કામ એટલું બધું મોડે સુધી ચાલતું હતું કે પરિષદની સ્વાગતસમિતિએ મંડપમાં જ બધાને સૂવાની વ્યવસ્થા કરવી જોઇતી હતી. એમ કરવાથી લાંબા વખત સુધી વિષયો ઉપર વિચાર થઈ શકત અને તેથી કેટલીક વ્યક્તિઓના અને બાબતોના ખુલાસા થયા છે તે કરતાં વધારે સંતોષકારક રીતે થાત. આ તો ઘણાને **मनकी मनमां समाईरे** જેવું થઇ ગયું હશે અને તેથી તેમને વર્તમાનપત્રોમાં કે આવતી પરિષદે એ સઘળું કહેવું પડશે. આ પ્રમાણે મંડપમાં સૂવાની વ્યવસ્થા કરવાને બદલે સ્વાગત ખાતાએ માત્ર સાહિત્યવિભાગના અધ્યક્ષને જ ત્યાં સૂવા દીધા અને બીજા બધાને માટે એવી વ્યવસ્થા ન કરી આપી તેમાં સ્વાગત સમિતિની વ્યવસ્થાની ભયંકર ખામી છે એટલું જ નહિ પણ સાહિત્યવિભાગના અધ્યક્ષ તરફનો પક્ષપાત પણ છે.

× × ×

શરદુત્સવો આવ્યા અને ગયા. આપણે ત્યાં જેમ સ્ત્રીઓનું ખાસ કાવ્ય કે ગીત સાહિત્ય છે તેમ એવા સાહિત્યના ઉત્પાદક ખાસ કવિઓ પણ છે. સાહિત્યમાં પણ માગ અને ઉત્પન્નનો અર્થશાસ્ત્રનો નિયમ લાગુ પડે છે તે ઘણી સારી વાત છે.

આ નવા કવિઓનો ફાલ સ્વીકારતાં પહેલાં બહેનોને મારી એક બે ચેતવણી છે. અત્યાર સુધીના રાસો જોવાનો મારો તો અનુભવ એવો છે કે જે જે રાસો જૂના રાહે લખાયા છે તે જ માત્ર ગાવામાં 'ચગે છે'—સફળ થાય છે. કારણ કે જૂનો કવિ માત્ર

રાસ કે ગરબા કે ગરબી—કોણ જાણે આનો શો ભેદ છે!—માત્ર લખતો નહોતો પણ ગાતો હતો અને તે પણ ફરીને તાળીઓ પાડીને કૂદતો કૂદતો ગાતો હતો શ્વાસ ક્યારે પૂરો થાય, તાળી ક્યાં પડે ત્યારે સારી લાગે, લીટી કેટલી લંબાવાય, કયા ગીતમાં કેટલું ઝડપથી ફરવું જોઈએ, એ બધું તેને સ્વાનુભવથી આવડતું હતું અને તેથી તે જેવો જોઈએ તેવો જ રાગ અને તેવું જ ગીત લખતો હાલના કવિને તાલની પણ ખબર નથી હોતી, નૃત્ય તો તેને માત્ર જોતા આવડે છે—અરે તે પણ નથી આવડતુ. નવા કવિને નૃત્ય જોતા આવડતું હોત તો તો તેણે હલકી ગણાતી કોમોના રાસો જોયા હોત ! પણ તેને તો આમાનું કશું જ આવડતું નથી કવિઓને મારી ખાસ ભલામણ છે કે રાસો લખવા પહેલા તેમણે રાસો લઈ જોવા જોઈએ.

પણ નવો કવિ તે સિવાય જૂના કવિની પરંપરા બરાબર પાળે છે. જૂના રાસોમા એકાદ લીટી અર્થહીન સુંદર હોય અને પછી તો માત્ર 'પીતળ લોટા' અને 'તાંબા રે દૂધીએ,' રાગમા ખખડયા કરે જેમ તૂંબડીમા કાકરા નાખીને આપણે ખખડાવીએ તેમ ગીતમા માત્ર શબ્દો ખખડતા હોય. અર્થ બર્થ માર્યો જાય. હાલનો કવિ પણ તેમ જ કરે છે ચંદ્રિકા, તારલા, મેહુલો, સુધા, અમૃત (બન્ને જુદા લખું છુ કારણ કે અહીં માત્ર શબ્દનું જ પ્રયોજન છે, અર્થનુ નહિ) અંધકાર, સરિતા, આકાશ, ચાંદની, પાલવ, છેડલો, અલબેલડી, સાહેલડી, વગેરે વગેરે વગેરે શબ્દોને એક રાગમા નાખી, બ્હેન જેમ ભાઈને લૂણ ઉતારે તેમ, તે શબ્દોને ખખડાવે છે. અને તેમાથી કેવો સુંદર 'ધ્વનિ' નીકળે છે. માટે એ સર્વ ધ્વનિકાવ્યો છે! આવું એક ધ્વનિકાવ્ય હુ પણ કેમ ન કરૂ? હવે શરદ તો ગઈ માટે વસંતનુ કરૂ.

(રાહ 'આવ્યો આષાઢ' એ કાવ્યના મૂળનો)

આવ્યો વસંત આજ સતનિયા ઘૂમે
લીમડે લીલી લીંબોળી કે લટકે લૂમે ઝૂમે રે.
પીતળ લોટા જળે રે ભર્યા રે
કડ સુધી કુમે ભરેલે કે નાથના નેહે ઘૂમે રે
ચંદ્ર ડોલશે ને સખી તારિકા રે ડોલી
રમણે ચઢેલી અલબેલી કે અંદર ને બારડોલી રે.

વગેરે વગેરે વગેરે.

કેટલાક માણસો આવા કાવ્યો ઉપર આક્ષેપ કરે છે કે આ ગીતો કે રાસોમા માત્ર પોચી પોચી જ વાત આવે છે, આધુનિક જીવનમા જે મરદાનગી આવવી જોઈએ તે આવતી નથી. એ આક્ષેપ ખોટો કરવા માટે 'બારડોલી' શબ્દ શ્લેષથી મૂકયો છે.

આ કાવ્ય વસન્તોત્સવમા કે ગમે તે ઉત્સવોમા પણ નીચે સહી કરનારની રજા સાથે ગાવાની છૂટ છે. પણ આમાથી કેટલી કડીઓ ગાવી છે, કેટલા શબ્દો ગાવા છે, કયે રાગે, છેવટે 'રે' રાખવું છે કે 'લોલ', કઈ જગાએ અને કેટલી બહેનોએ, લોટાથી કે ઘડાથી કે હાડાથી દીવા લેવાની છે વગેરે સર્વ બાબતની પહેલેથી કર્તાની પરવાનગી લઈને જ ગાવું. લહાણીનો નમૂનો મોકલી પહેલેથી પસંદ કરાવવો.

"સ્વૈરવિહારી"

# હેન્રી બર્ગસન

બુલોના પરગણુની હદની નજીક પારીસને એક છેડે ઘોડદોડની પાસે વિલા મોંટમો-રેન્ત્રી નામનો એક લત્તો છે. ત્યાં ઘણું ખરૂં સાહિત્યપ્રેમી માણસો જ રહે છે. ગલીઓમાં બૂમો પાડી કોઈ પણ ચીજની ફેરી કરવાની સખ્ત મનાઇ છે; ભીખારીઓને ત્યાં જવા દેવામાં આવતા નથી; ગાડીઓ અને મોટરકારોને ધીમેથી હાંકી જવાનો હુકમ છે. ત્યાંનાં ઘણાં ખરાં ઘરોને ફરતી કમ્પાઉન્ડની દિવાલ ઊંચાઈમાં ઘણી નાની છે, તેથી રસ્તે ચાલતા લોકો ઘરની પરસાળને જોઇ શકે; પરંતુ આપણા ફિલસુફનું ત્રણ મજલાવાળું મકાન વેલીઓની ઊંચી વાડને લઇને દૃષ્ટિથી તદ્દન ઢંકાઈ જાય છે. ઘરની આગળ વરંડા છે, અને બારીઓમાં પડદા નાંખેલા છે. સારી ઋતુમાં હેન્રી બર્ગસન બહાર વરંડામાં બેસે છે, અને નહિ તો એના અભ્યાસના ઓરડામાં![1]

એના પોતાના જીવનમાં ખ્યાસ ધ્યાન ખેંચે એવા કોઇ બનાવો નથી. એના વિચા-રનો સ્રોત એ જ એનું જીવન છે. તોપણ ૧૮૫૯ માં એક બનાવ તો બન્યો જ. પારીસમાં એ વર્ષના ઑક્ટોબરની ૧૮ મી તારીખે આપણો ફિલસુફ જન્મ્યો હતો. વિદ્યા-ર્થિજીવનમાં એને દરેક વિષયમાં રસ પડતો, અને એ લાઇસી કૉન્ડોર્સેમાં શિક્ષક તરીકે હતો ત્યારે પણ વિજ્ઞાન લેવું કે ફિલસુફી તેનો એ નિર્ણય કરી શક્યો નહતો.

૧૮૮૨ માં એક ઇનામના મેળાવડા વખત એને બોલવાનું હતું. સમસ્ત જ્ઞાનના ક્ષેત્ર તરફની જે દૃષ્ટિ કેળવવાનો જીવનમાં એણે પ્રયત્ન કર્યો છે તે વિશે જ એ વાત કરે છે. “ મનુષ્ય જેમ શરૂઆતમાં માનતો હતો તેમ આપણામાં પણ બધું જાણવાની સરલ મહત્ત્વાકાંક્ષા હોવી જોઇએ. જ્યાં સુધી આપણે બીજાં તમામ સત્યો સાથેનો સંબંધ જાણ્યો નથી ત્યાં સુધી આપણે એક સાદા સત્યને પણ પીછાની નહિ શકીએ. માત્ર પથરાઓને જોયાથી ઘર કેવું છે તેનો તમને શું ખ્યાલ આવી શકશે ? અને છતાં ઘરમાં માત્ર પથરા જ હોય છે. ઘર બાંધવું એ પણ એક રચનાત્મક કાર્ય છે; દરેક પથરાને ઓળખવાની એમાં જરૂર નથી, પણ તેનું સ્થાન આખા ઘરમાં શું છે એ જ જાણવું જરૂરનું છે. . . . . આખી વસ્તુ તરફ જો આપણે પહેલેથી લક્ષ નહિ આપીએ, જો માત્ર આપણે ભાગલાઓને જોયા કરીશું, તો કદાચ આપણે વધારે ઝીણવટથી જોઈ શકીએ એ ખરૂં, પણ આપણે શું જોઇએ છીએ એનો ખ્યાલ આપણને કદી આવી નહિ શકે. મારૂં બને તો જ્યારે બીજાં બધાં વિજ્ઞાનોનો વધારે અભ્યાસ કરવાની કોઇને જરૂર ન હોય, ત્યારે જ હું તેને અમુક શાખાનો ખાસ અભ્યાસ કરવાનો કહું. ’

. અને આનું નામ જ ફિલસુફી. હેન્રી બર્ગસને સત્તર અઢાર વર્ષ સુધી પોતાના આ વિચારને પુષ્ટિ આપ્યાં કરી; સમસ્ત જ્ઞાનને પોતાના ક્ષેત્ર તરીકે સ્વીકાર્યું, અને એ સતત

---

૧ રજાઓમાં જીનીવાની પશ્ચિમમાં સ્વીટ્ઝરલૅંડમાં આવેલા એના પોતાના બંગલામાં એ રહેવા જાય છે. એક બાજુ લે-મૅાન નામનું સરોવર અને બીજી બાજુ માઉન્ટ બ્લૅાંક, એ બેની વચ્ચે મુસાફરોની એક હોટેલ ત્યાં છે છતાં એને પૂરેપૂરી શાંતિ મળે છે. (ઇ૦ ૧૯૧૪ નું આ વર્ણન છે.)

પરિશ્રમને અંતે, વિજ્ઞાનની જેટલી જેટલી સ્વીકૃતિઓ છે એ તમામને સમસ્ત જ્ઞાનના ક્ષેત્રની દૃષ્ટિએ જોઇને, એણે પોતે જીવનતત્ત્વ કેવુ છે તેનુ નિરૂપણ કર્યું

જ્ઞાનનું ક્ષેત્ર હાલ એટલુ તો વિશાળ થઇ ગયુ છે, કે એના બધા તત્ત્વોને સુસગત કરી, એનો સમન્વય કરવો તે લગભગ અશક્ય લાગે છે ફિલસુફીમા હવે સપૂર્ણ લાગે તેવા, બધી બાજુથી બધ ઘર જેવા તત્રો ( Systems ) કે દર્શનો હવે ગ્યાતા નથી, અને હેન્રી બર્ગસનની ફિલસુફીમા આવા તત્રની ગધ પણ નથી

બર્ગસનને ૧૯૨૭ નુ નોબેલ પ્રાઇઝ આપવામા આવ્યુ છે તે પોતે ફિલસુફ છતા સાહિત્યનું ઇનામ એને શા માટે આપવામા આવ્યુ હશે એ પ્રશ્ન સહેજે ઉભો થાય તેવો છે ફિલસુફીના ક્ષેત્રમા એનુ સ્થાન અદ્વિતીય છે, અત્યાર સુધીની ફિલસુફીનો અભ્યાસ કર્યા છતા એના લખાણોમા પ્રાચીન ને અર્વાચીન લેખકો વિશે અતિશય ઓછા ઉલ્લેખો છે ફિલસુફીના ક્ષેત્રમા એણે નવુ જ પ્રસ્થાન કર્યું છે વિચારના ક્ષેત્રમા જ્યારે બધા લોકો જૂના ચોકઠામા જ ફર્યા કરતા હતા, ત્યારે એ તમામને તોડી ફોડી, જીવનના સ્વતત્ર જલ જેટલો જ વિચારને પણ એણે મુક્ત કર્યો એ ઓછી નવાઇની વાત નથી આથી ફિલસુફીના જેટલા જેટલા જૂના પ્રશ્નો હતા એનુ નિરાકરણ કરવાની જરૂર પણ રહેતી નથી કારણ એ પ્રશ્નોનો ઉદ્ભવ જ ખોટી રીતે થયો છે એમ બર્ગસને બતાવી આપ્યુ છે આ પરિણામો સાબિત કરવા માટે બર્ગસને વિજ્ઞાનની જ પદ્ધતિ પકડી

વિજ્ઞાનમા પહેલા તો અમુક અવલોકનો કરી કે તેના ઉપર પ્રયોગો કરી જે પરિણામો નીપજી આવે તેના પરથી તર્ક બાધી તે તર્ક કે શેધ અનુભવની દૃષ્ટિએ ખરો છે કે ખોટો તેનો નિર્ણય કરવાનો હોય છે અનુભવમાથી જે વિગતો મળી આવતી હોય તે વિગતો સાથે તર્ક બધબેસતો ન આવે તો તેને ખોટો ગણી ફેંકી દેવામા આવે છે ફિલસુફીમા ઘણો જૂનો એક પ્રશ્ન એ છે કે માણસ પોતાના કાર્યોમા સ્વતત્ર છે કે પરતત્ર? ચારી યમીમાસા મનુષ્યની જવાબદારી તેને શિર નાખવા, માણસ સારા ખોટા કર્મો કરતી વખતે સ્વતત્ર છે એમ કહે છે, ભૌતિક વિજ્ઞાન બાહ્ય જડ પદાર્થોનો અભ્યાસ કરતા કરતા, મનુષ્ય સ્વભાવનું નિરૂપણ કરવા જતા એમ કહે છે કે 'માણસ પણ કુદરતનું એક અગ છે, અને કુદરતમા જો કાર્યકારણનો સિદ્ધાન્ત સર્વવ્યાપી હોય, તો તે મનુષ્યને પણ લાગુ પડે અને તેથી મનુષ્ય તેના આચરણમા પરતત્ર ગણાય એટલે કે સારૂ અથવા ખોટુ પસદ કરવા માટે તે સ્વતત્ર નથી' ફિલસુફીના ઇતિહાસમા ઘણા ફિલસુફોએ આ પ્રશ્નનો ઉત્તર આપતા એક અથવા બીજો પક્ષ લીધો, અને કેટલાકે તો કુદરતની દૃષ્ટિએ મનુષ્ય પરતત્ર છે એમ કહ્યુ અને નીતિને દૃષ્ટિએ એને સ્વાતત્ર્ય બક્ષ્યુ [૨] આવી પરિસ્થિતિમા બર્ગસને વિચાર કર્યો કે કદાચ બન્ને પક્ષો ખોટા હોય અને સત્ય કોઈ ત્રીજી જ જગ્યાએ હોય' કારણ કાર્ય–કારણના સિદ્ધાન્તને આપણે આપણા ચિત્ત ઉપર લાદીએ ત્યાર પહેલા આપણુ ચિત્ત કેવુ છે તેનો આપણને પૂરેપૂરો ખ્યાલ હોવો જોઇએ જ્યા એકની એક વસ્તુ અથવા બનાવ ફરી વાર બની શકતો હોય ત્યા જ કાર્ય–કારણનો સિદ્ધાન્ત લાગુ પાડી શકાય ઉદાહરણ તરીકે પૃથ્વી દર વર્ષે પોતાની

---

૨ કાટ વિશે આમ કહી શકાય એના દ્રષ્ટિબિંદુ પ્રમાણે કા તો વિજ્ઞાન ખોટ છે અને નહિ તો નીતિ ખરી નથી છેવટે તો તે વિજ્ઞાનને જ અમુક પ્રકારના માયાવાદમા ડૂબાડી દે છે

કક્ષામાં તેની તે જગ્યાએ આવે છે,[૩] અને સૂર્યની આસપાસ ગ્રહો અમુક રીતે જ ફરે છે તેથી ગુરુત્વાકર્ષણનો નિયમ યોજાઈ શકાયો. પરંતુ જ્યાં તેની તે પરિસ્થિતિ બીજી કોઈ વાર પ્રાપ્ત થતી જ ન હોય ત્યાં અમુક કારણો અમુક કાર્ય ઉપજાવી કાઢે, એમ કહી શકાય જ નહિ. કારણ એવા પ્રવાહમાં હર હંમેશ અવનવું સર્જન થયા જ કરે છે. આવો પ્રવાહ આપણી ચેતનાનો છે.

૧૮૮૬ માં બર્ગસન ગ્લેર્મોન્ત-ફેરન્દમાં હતો, ત્યાં સુધી પોતે ખાસ કયો વિષય લેવો તે વિષે નક્કી કર્યું નહોતું. ભૌતિક વિજ્ઞાન, અને જીવન શાસ્ત્રનો અભ્યાસ કરતાં કરતાં, તેના મૂલભૂત સિદ્ધાંતો એને ચિત્તશાસ્ત્રમાં લઈ ગયા. બર્ગસનને રોજ નિયમિત ફરવા જવાની ટેવ હતી; ત્યાં એક દિવસ ફરતા ફરતાં આપણા ચિત્તના ખરા સ્વભાવ વિશે એને એક પ્રેરણા થઈ આવી. (Concrete Duration), અને તે વખતે જ " અશક્ય " અને " નિષેધ " નો શો અર્થ હોઈ શકે તેનો ખયાલ તેના મનમાં ઉતરી આવ્યો.

પ્રાચીન ગ્રીસમાં એક ફિલસૂફ થઇ ગયો. તે એમ કહેતો કે 'આપણે એની એ નદીમાં બે વખત પગ મૂકી શકીએ જ નહિ, કારણ નદીનાં પાણી તો વહ્યાં જ જાય છે.' જીવન પણ એક નદીના સ્રોત જેવું છે. એકની એક પળ ફરી કોઇ વાર એની એ રીતે આવતી નથી. ધારો કે એક પુસ્તક આપણે ફરી વાર વાંચીએ તો તેને બીજી વાર વાંચીએ છીએ એ જ કારણને લઇને એ નવું પુસ્તક છે. પહેલી વારના વાચનમાં જે સમજ નહિ પડી હોય તેની સમજ પડશે, જે વિગતોએ પહેલાં ધ્યાન નહિ ખેંચ્યું હોય તે ધ્યાન ખેંચશે, એટલે કે આપણા ચિત્તના સંસ્કારોને સંગ્રહી રાખવાના મૂળ સ્વભાવને લઇને, એકની એક વિગત ફરી વાર આપણા જીવનમા ઉગી આવે તો પણ પહેલાંના સંસ્કારને લઇને એના એ પ્રત્યક્ષનો અર્થ પણ બદલાઇ જાય છે, અથવા વધારે સ્ફુટ અથવા દૃઢ થાય છે. આપણી ચેતનાનો પ્રવાહ આવી શુદ્ધ ગતિ રૂપ છે; અને ગતિ પોતાના સ્વભાવથી જ અવિભાજ્ય છે.[૪] જ્યારે કોઇ ગતિમાન્ પદાર્થ એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે અને જે પ્રદેશમાથી એ વસ્તુ પસાર થઇ એના વિભાગો

---

૩ પૃથ્વીની તમામ પ્રકારની ગતિ જો આપણે ગણત્રીમાં લઇએ, તો તો પૃથ્વી કદી પણ આકાશમાં તેની તે જગ્યાએ આવી શકે જ નહિ ! Precession of Equinoxes અને સૂર્યની પોતાની હરક્યૂલસ તરફની ગતિ–આ બધું ધ્યાનમાં લઈએ તો. પણ આપણા પ્રાથમિક વિચાર માટે આટલું બસ થશે.

કાર્ય કારણના સિદ્ધાન્ત વિશે જો આપણે આખા વિશ્વને ગણત્રીમાં લઈ એ તો તો તેની તે પરિસ્થિતિ, આપણી ચેતનાના પ્રવાહની માફક, બીજી કોઈ પણ વખત પ્રાપ્ત થઈ શકે જ નહિ; પરંતુ વિજ્ઞાનની જ દૃષ્ટિથી આ બધું સાબીત કરવા કરતાં, બાહ્ય વિશ્વમાં કાર્યકારણનો સિદ્ધાન્ત ખરો હોય તોપણ આપણા ચિત્તના બંધારણને લઇને તે ત્યાં ખોટો પડે એ પદ્ધતિ બર્ગસન પોતે સ્વીકારે છે. Time and Free will ( ૧૮૮૯ ) કાલ અને ઇહાનું સ્વાતંત્ર્ય

ભૌતિકશાસ્ત્રીઓ જે રીતે Causation અને Uniformity of nature માં માને તે રીતે બર્ગસન આપણા ચિત્તની વૃત્તિઓ વિશે માનતો નથી. પણ તે Creative Cause માં માને ખરો. પણ તે તો સ્વતંત્ર જ રહ્યું. ઈશ્વરને તે ઉત્પાદક કારણ તરીકે માને છે.

૪ બર્ગસનની ગતિ વિશેની આ દલીલ ટુંકાવવી અતિશય અઘરી છે. બર્ગસનનું Duration કાલનો વ્યક્તિને જે રીતે અનુભવ થાય છે, અને જે રીતે સ્થલનું એને ભાન થાય છે તેનું નિરૂપણ આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદની બહુ જ નજીક જાય છે.

આપણે કરીએ છીએ, ત્યારે આપણે ગતિના વિભાગો કરતા નથી, પણ માત્ર ખાલી આકાશના ભાગલા પાડીએ છીએ. આ દાખલામાં શુદ્ધ ગતિ, અને આકાશના જે પ્રદેશમાંથી ગતિમાન પદાર્થ પસાર થાય છે એ બે વચ્ચે જે ભેદ પાડવામાં આવ્યો છે તે આપણે આપણી સાધારણ વિચારપદ્ધતિમાં પાળતા નથી. પરંતુ થોડો વિચાર કરીશું તો સમજાશે કે શુદ્ધ ગતિનો આવિર્ભાવ ખાલી ત્રણ પરિમાણવાળા આકાશમાં શક્ય જ નથી. આઈન્સ્ટાઇનની જેમ આપણો બર્ગસન પણ એમ કહે કે પદાર્થની ગતિ દિક્–કાલના ચાર પરિમાણવાળા વિશ્વમાં જ થાય છે.

આટલા વિચાર બાદ આપણને સમજાશે કે એક તરફ ખાલી આકાશ, અને તેમાં રહેલી એક બીજાથી ભિન્ન એવી સ્થિતિ છે; વચ્ચે દિક્–કાલ બન્નેને સમન્વિત કરનાર ગતિમાન પદાર્થો આવે; જ્યારે બીજે છેડે આપણી ચેતનાનો કાલમાં જ ગતિમાન્ એવો શુદ્ધ અવિરત પ્રવાહ આપણે અનુભવીએ છીએ. આકાશમાં એક બીજાથી ભિન્ન સ્થિતિ (positions) છે તેથી સરવાળા બાદબાકીના વ્યાપાર શક્ય થાય છે, અને ગણિતને તેમાં સ્થાન છે. ગતિમાન્ પદાર્થોનું નિરૂપણ કરવા જતાં આપણે તેની ગતિને એક બાજુ રાખી, આકાશના જેટલા ભાગમાંથી તે પસાર થાય છે, તેટલાના ભાગલા પાડી ગણત્રી કરી આપણે ગતિનો જે શુદ્ધ ગુણ છે તેને છોડી દઇને ગણિત અને વિજ્ઞાનનાં ચોકઠામાં તેને ઘસડી લાવીએ છીએ. આવી જ વૈજ્ઞાનિક પદ્ધતિને લઇને આપણે આપણી ચેતનાના પ્રવાહનું નિરૂપણ કરવા જતાં એની જે શુદ્ધ ગતિ છે તેને આપણે દિક્‌ના પટ ઉપર આરોપિત ( project ) કરીએ છીએ, અને જે શુદ્ધ કાલના સ્રોતમાં બની ગયેલા બનાવો છે તે બધા જાણે સમકાલિન હોય તેમ માની લઈ, એકી સાથે દિક્‌માં રહેલા જુદા જુદા પદાર્થોનું નિરૂપણ કરવામાં જે પદ્ધતિ આપણે પકડીએ છીએ તે જ પદ્ધતિ આપણે આપણી ચેતનાને પણ લાગુ પાડીએ છીએ એટલે કે કાર્ય કારણના સિદ્ધાંત અનુસાર ચેતનાના તમામ ફેરફારોને સમજાવવા મથીએ છીએ. પરતુ આપણું જીવન સ્વતન્ત્ર છે તેમાં શુદ્ધ સર્જનને અવકાશ છે, અને તેથી જ તે સ્વતંત્ર છે.

એક તરફ આ અસંખ્યગણું ભાગી શકાય તેવું ખાલી આકાશ, અને તેમાં પ્રસરેલું દ્રવ્ય, ( Extended matter ), બીજી તરફ આપણા ચિત્તના અવનવા સર્જનનો શુદ્ધ પ્રવાહ એ બે ક્યાં અને શી રીતે જોડાએલાં છે ? આ કુટ પ્રશ્નને પણ બર્ગસન ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ જ હાથમાં ધરે છે. આપણા ચિત્તમાં દરેકે દરેક અનુભવના અથવા તો ( અનુભવનું પૃથક્કરણ ન થયું હોય તો ) દરેકે દરેક ક્ષણના સંસ્કારો સંગ્રહાઇ રહે છે તે ક્યા ? આનો ઉત્તર આપતાં પહેલાં બર્ગસને કેટલાએક માનસિક અને મગજના વ્યાધિઓનો અભ્યાસ કર્યો; એફેઝીઆ ( Aphasia ) નામનું દર્દ થાય છે તેના ઘણા કેસો તપાસ્યા. એ દર્દ ઘણી જુદી જુદી રીતે દેખા દે છે. દર્દી વાંચેલું સમજી શકે, પણ બોલી ન શકે. બોલેલું સમજી શકે, પણ લખેલું વાંચી ન શકે; અથવા સાભળેલું સમજે પણ બોલી ન શકે વગેરે, વગેરે. આવા કેસોની વિગતોનું પરીક્ષણ કર્યા બાદ બર્ગસન એવા સિદ્ધાન્ત પર આવે છે કે શુદ્ધ સ્મૃતિ–સંસ્કાર એકઠા થઇ રહે તે–આપણા ચિત્તનો જ ધર્મ છે[૫] મગજ તો માત્ર સ્મરણવ્યાપાર માટે જ કદાચ ઉપયોગી થઇ પડે છે;

૫ અહીં શુદ્ધ સ્મૃતિ અને સ્મરણવ્યાપાર એ બે વચ્ચે ભેદ પાડ્યો છે. જુઓ ' સ્મૃતિ ' પરનો નિબંધ લેખકનો દક્ષિણામૂર્તિ ત્રૈ. પુ. ૧ અંક ૨.

એટલે કે આપણા જીવનના તમામ ફેરફારો મગજમાં આલેખાએલા હોતા નથી. અલબત્ત ચિત્ત અને મગજ વચ્ચે સંબંધ છે જ. પરંતુ એક ખીલી ઉપર કોટ લટકાવ્યો હોય તો તેની અને કોટની વચ્ચે સંબંધ છે જ. કારણ જો ખીલી પડી જાય તો કોટ પણ પડી જશે; પરંતુ તેથી કંઈ કોટ એટલે ખીલી જ એમ આપણે નહિ કહી શકીએ. ![૬] કંઇક આવો જ સબંધ આપણા ચિત્ત અને મગજ વચ્ચેનો છે. મૂળમાં દરેકે દરેક માનસિક વ્યાપાર શારીરિક વ્યાપાર સાથે જોડાએલો હતો, પરંતુ જેમ જેમ ચિત્તથી લક્ષ આપવાની શક્તિ શારીરિક વ્યાપારોથી સ્વતંત્ર થતી ગઇ,[૭] તેમ તેમ માનસિક જીવન વધારે ને વધારે સાર્થક (અર્થવાળું) થતું ગયું. " કોઈ નાટકમાં પાત્રોના આવવા જવાથી જેટલું તે નાટક સમજી શકાય તેટલું મગજનો અભ્યાસ કરવાથી આપણે આપણા ચિત્તને સમજી શકીએ.........જો આપણું જીવન માત્ર એક મૂક દશ્ય ( pantomime ) હોય, તો બધું જ; અને જો તે એક ગંભીર નાટિકા હોય તો કશું જ નહિ. "[૮]

એક તરફ આપણી સ્વતંત્ર સર્જન શક્તિ છે, બીજી તરફ કોઈ વાર એ શક્તિના આવિર્ભાવને મદદ કરતું, કોઇ વાર એના સબળા પ્રયત્નોને છુંદી મારી તેના ઉપર ચડી બેસતું જડ દ્રવ્ય છે; એક બાજુ ચેતનાના સ્વતંત્ર પ્રયત્નો છે, બીજી બાજુ તેને એક રીતે વ્યક્ત કરતી, બીજી રીતે દાબી મારતી ટેવની પરતંત્રતા છે; એક તરફ વ્યક્તિ બીજી તરફ એની પરિસ્થિતિ: જીવનનો આગળ વધતો સર્જનસ્રોત અને તેના તે જીવનનો ઓટ બતાવતું જડ દ્રવ્ય !—બર્ગસનની ફિલસુફી આવી છે! એની ફિલસુફીની તમામ રેખાઓ આટલા નાના પરિચયમાં આપી શકાય તેમ નથી.[૯] એના "સર્જનાત્મક વિકાસવાદ"[૧૦] માં જેમ મૂળ જીવન એક હતું પણ પાછળથી જુદા જુદા માર્ગે તેનો આવિર્ભાવ કે વિકાસ થતો ચાલ્યો, તેવી જ રીતે બર્ગસનનો વિચારવિકાસ પણ જુદી જુદી દિશામાં ફંટાય છે. એ એકત્વવાદમાં ( monism ) માનતો નથી: ફિલસુફીના ક્ષેત્રમાં, કોઇ કોઇ શરૂઆતમાં એક તત્ત્વ હતું, અને અંતે પણ એક જ તત્ત્વ સાચું છે એમ માને છે; કોઈ બીજા નૈતિક અથવા પ્રમાણગત આવશ્યકતાને લઇને ભવિષ્યમાં વિશ્વની સાધના રૂપે એક તત્ત્વને સ્થાપે છે; બર્ગસનની ફિલસુફી પ્રમાણે શરૂઆતમાં જ માત્ર જીવન તત્ત્વ એક હતું અને પછી જેમ જેમ જડ દ્રવ્ય ઉપર તે વિજય મેળવતું ગયું તેમ તેમ તેમાં વિભાગ પડતા ગયા, અને ભવિષ્યમાં વ્યક્તિત્વ જેમ

૬ આ અવતરણ શબ્દશઃ ઉતાર્યું નથી, મને યાદ આવ્યું તે પ્રમાણે ઉતાર્યું છે. ખીલી અને કોટની ઉપમા બર્ગસનેજ વાપરી છે.

૭ Mind Energy : ચિત્તશક્તિ-બર્ગસનનુ સૌથી છેલ્લું પુસ્તક.

૮ Matter & Memory : દ્રવ્ય અને સ્મૃતિ.-(૧૮૯૬)

૯ તેમ તે તેટલી સહેલી પણ નથી. કોઈ કોઈ વાર તો આંતરનિરીક્ષણ કરતાં કરતાં એ આપણને એટલે ઊંડે લઈ જાય છે કે આપણને તમ્મર આવે અને થાકી જઇએ.

૧૦ Creative Evolution (૧૯૦૭) આ પુસ્તક લખવા માટે તેણે પહેલાં તો જીવનશાસ્ત્ર અને વિકાસવાદનો પૂરેપૂરો અભ્યાસ કર્યો; અને જ્યારે માત્ર ભૌતિક સિદ્ધાન્તોને લઈ ને જીવન વિકાસ અત્યારે છે તેવો થયો છે-એવા ડાર્વિનના વિકાસવાદથી સંતોષ ન થયો ત્યારે એકાંતમાં જઇ એણે મનન કર્યું અને તમામ સ્વીકૃતિઓ ભૂલી જવાનો પ્રયત્ન કરી, માત્ર પ્રયોગો અને પરિણામોને જ લક્ષમાં રાખી તેણે આ પુસ્તક લખ્યું.

વધતું જશે તેમ, એક જ બિંદુમાથી નીકળતી લીટીઓ લાબી થાય ને એક બીજાથી વધારે દૂર જતી જાય તેવી રીતે, જાતિ જાતિ વચ્ચે અંતર વધતું જશે જીવન તત્ત્વ અને જડ દ્રવ્ય વચ્ચેનો સબધ આ જગ્યાએ બરોબર સ્ફુટ થતો નથી, એક જગ્યાએ બર્ગસને એમ પણ કહ્યુ છે કે વિકાસ થતા થતા એક કાળ એવો પણ આવે કે શરીર સિવાય એકલું ચિત્ત જ પોતાની મેળે જીવ્યા કરે ।

ધર્મની લાગણી (Religious Emotion) વિષે એ એમ માને છે કે "જુદી જુદી વૃત્તિઓની સાથે મળી જઇને એને કોઈ વાર પોષણ મળ્યુ છે જ્યારે કોઇ વાર એ તેમનામા ગોટાઇ ગઇ છે, તો પણ તે સ્વભાવે જ સાદી છે, અને બીજી કોઈ પણ લાગણીની સાથે એને કશુ સામ્ય નથી કદાચ એમ દલીલ કરવામા આવે કે એટલી સાદી લાગણીનો વિકાર થઇ શકે નહિ, તોપણ કદાચ મરી તો જઇ શકે...જ્યારે કોઈ પણ વસ્તુ અવલબનને માટે એને નહિ મળે ત્યારે તે ખસુસ ઓગળી જશે. પરતુ આમ વિચાર કરવામા ભૂલ એ થાય છે કે ધર્મની લાગણીના આધાર રૂપ જે વસ્તુ છે તે થોડે અશે તો એ લાગણીની પહેલેથી જ હયાતી ધરાવતી હોય છે....તેથી એ વસ્તુ વિશેનો આપણો ખયાલ જેમ જેમ વધારે ઊંડો થતો જાય તેમ તેમ ધર્માનુભવ વધારે સ્પષ્ટ થતો જાય."

બર્ગસને પોતાની ફિલસુફીનું કોઈ પણ પ્રકારનુ તત્ર રચવાનો પ્રયત્ન કર્યો નથી વિજ્ઞાન, જીવનશાસ્ત્ર, ચિત્તશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનમા ભટકતા તેના વિચારોને લઈને કોઈને એમ નવાઇ પણ લાગે કે એને સાહિત્યનુ નોબેલ પ્રાઇઝ શાથી આપવામા આવ્યુ હશે? ઉપર જે કઈ રૂપરેખા દોરેલી છે તે તો માત્ર એની ફિલસુફીનું હાડપિંજર જ છે ઉપરના દરેકે દરેક સિદ્ધાન્તનુ જ્યારે તે નિરૂપણ કરે છે, ત્યારે એની ભાષા અને વિષયને હાથ પર લેવાની પદ્ધતિમા દરીઆની સપાટી પર સ્વતંત્ર રીતે ફરફરતી પવનની લહેરોના જેટલી તાજગી દેખાય છે.[11] આ ઉપરાત એની ફિલસુફીનો મૂળ સિદ્ધાન્ત એ છે કે ખાલી તાર્કિક બુદ્ધિ તો આપણી આજુબાજુ વિશ્વના જીવનનો જે સ્રોત વહે જાય છે તેમા પથરા નાખી, બંધ બાધી, માત્ર આપણા શરીરના નિર્વાહને અર્થે તેને જાડી રીતે જકડી બાધી દે છે પરંતુ આપણી પાર્થિવ પ્રવૃત્તિઓને છોડીને આપણે જો બુદ્ધિને એકાગ્ર કરીએ અને તેની પ્રેરણા વડે જો વિશ્વને અને આપણા જીવનને નીહાળીએ તો જ આપણે તેનું ખરૂ સ્વરૂપ પારખી શકીએ આ પ્રેરણા તે બુદ્ધિહીન સાહજિક પ્રેરણા નથી, પણ સમસ્ત ચિત્તના વિશ્વ સાથેના સમભાવનું પરિણામ છે દ્રવ્યના નિરૂપણમા બર્ગસન જેમ ગ્રીક ફિલસુફ એરીસ્ટોટલની નજીક આવે છે તેમજ અહીં પણ એની પ્રેરણા એરીસ્ટોટલના શુદ્ધ ચિન્તન રૂપ ઈશ્વરની[12] નજીક આવી રહે છે. પ્રેરણામા કલાત્મક પ્રતિભાનો પણ સમાવેશ થાય છે. જીવનતત્ત્વ સાથે પ્રેરણાત્મક એકતા, અને સર્જન એ બે એની ફિલસુફીના મુખ્ય પાયા છે, અને એથી જ બર્ગસનની ફિલસુફી કલાકારોને ઘણી રીતે પોષક નીવડી છે

આજથી લગભગ દસેક વર્ષ પહેલા શ્રી રવીન્દ્રનાથ ઠાકુર યુરોપ ગયા હતા, ત્યારે તેમની સાથેની મુલાકાતમા તેણે કહેલુ, કે "કેટલાયે વર્ષના ફીલસુફીના અને વિજ્ઞાનના અભ્યાસ પછી જીવનતત્ત્વ કેવું છે તેની મને જે થોડી ઘણી ઝાખી થઈ છે, તે જ દૃષ્ટિ તમે કવિની પ્રતિભા અને શક્તિથી મેળવી છે."

---

[11] બર્ગસનનું ગદ્ય અંગ્રેજી તરજુમામા પણ અતિશય પ્રવાહી છે.

[12] Aristotle's god as "Theoria"

બર્ગસનની ફિલસુફીની જે ઊંડી અસર થઈ છે તેનું એક બીજું પણ કારણ છે. ઓગણીસમી સદીને અંતે વિજ્ઞાન બહુ આગળ વધી ગયું હતું, અને ફિલસુફી પાછળ રહી ગઈ હતી. બર્ગસન આ ગાળો પૂરી દે છે, અને વિજ્ઞાન જેટલે દૂર ગયું હતું તેટલે સુધી તે ફિલસુફીને લઈ જાય છે. ચારિત્ર્ય મીમાંસામાં એને ખાસ કશું કહેવાનું નથી; કારણ સારા ખોટાના ધોરણને ભાતિક વિજ્ઞાનની જેમ ચોક્કસ પાયા પર મૂકી શકાય તેમ નથી. આ દૃષ્ટિબિંદુથી એની ફિલસુફી કેટલાએકને ઊણી લાગે; કેટલાએકને એનો સાપેક્ષવાદ કે જીવન એટલે જે-હરહંમેશ-બદલાયા-જ-કરે તે સિદ્ધાન્ત એકતરફી લાગે અને તેને પૂર્ણ કરવા માટે શાશ્વત કાલથી પોતાનાજ શુદ્ધ સ્વરૂપે રહેતા તત્ત્વની જરૂર લાગે; પરંતુ બર્ગસન આ તમામ નિર્ણયો ભવિષ્યને સોંપી દે છે. તેણે પોતે જણાવ્યું છે: "એક ફિલસુફ તરીકે મારે હવે કંઇ કહેવાનું રહેતું નથી; કારણ હું સમજું છું તે પ્રમાણે ફિલસુફીની પદ્ધતિ અનુભવ ( આંતરિક તેમજ બાહ્ય ) ઉપરજ ઘડાએલી હોય છે. તે પદ્ધતિ પ્રમાણે આવા અનુભવને થોડે અંશે પણ એક બાજુ મૂકીને એકે ય સિદ્ધાન્ત આપણે ઘડી શકીએ નહિ."

અમેરિકા, જર્મની અને સ્વીડનના કેટલાએક લાયબ્રેરીઅનોએ ૧૯૧૨ માં ગણત્રી કરી હતી કે ત્યાર સુધીમાં બર્ગસન પર ૪૧૭ પુસ્તકો અને નિબંધો પ્રસિદ્ધ થયા હતા. આમાં છાપાઓમાં આવેલા લેખોને તો ગણત્રીમાં લીધા નથી. એનાં પુસ્તકોનાં અંગ્રેજી, જર્મન, ઇટાલીઅન, રશીઅન, સ્વીડીશ, મેગીઆર અને ડેનીશ એમ ઘણી ભાષાઓમાં ભાષાંતરો થયાં છે. બર્ગસન ૧૯૦૦ માં કોલેજ દ ફ્રાન્સમાં આવ્યો ત્યારથી જ તેને પોતાને જરૂર લાગે તેટલોજ સમય વિદ્યાર્થીઓને આપવાની તેને છૂટ હતી; અને હવે તો લગભગ સીત્તેર વર્ષની વયે અથાગ પરિશ્રમ પછી મેળવેલી જીવન તરફની દૃષ્ટિથી એ આપણી દુનિયાને જુએ છે.

પ્રાણજીવન વિ. પાઠક

# જ્ઞાનગોચરી

## ૧ મજુર ચળવળનો ઇતિહાસ

મી. માર્ડી જોન્સ એમ. પી. 'ફોરવર્ડ'માં 'હિંદુસ્તાનમાં મજુર ચળવળનો ઇતિહાસ' આપે છે. તેના સાર નીચે મુજબ છેઃ—

હિંદુસ્તાનની પ્રકૃતિને આજના સાચાકામના કારખાનાની પદ્ધતિ કેટલે અંશે અનુકૂળ છે તે વિષે તેમને શક છે, અને હિંદુસ્તાન સ્વતન્ત્ર થાય તો કા તો આ પદ્ધતિનો તે ત્યાગ કરે અથવા પોતાના ગામડાઓને અનુકૂળ થાય એવા તેમા મોટા ફેરફારો કરી નાખશે. અને એ રીતે સામ્રાજ્યવાદી મુડીદારોની ગણત્રીઓને ખોટી પાડશે. હિંદુસ્તાન એ ખેતીપ્રધાન દેશ છે અને તેને બ્રિટીશોની સત્તા પસંદ નથી. આટલુ પ્રાસ્તાવિક જણાવી તેઓ ઇતિહાસ શરૂ કરે છે.

અત્યારે જે કારખાનાની નવી પદ્ધતિ હિંદુસ્તાનમા છે તે લગભગ ૬૦ વર્ષ પહેલા શરૂ થએલી. ત્યાર પછી કાપડનો ઉદ્યોગ, રેલવેના વિસ્તાર અને ખાણોના કામ દ્વારા તે શીઘ્રતાથી વિકાસ પામી. ૧૮૭૮ મા આખા હિંદુસ્તાનમા ફક્ત ૫૩ મિલો હતી અને તેમા લગભગ ૩૦,૦૦૦ માણસો કામ કરતા હતા; આજે લગભગ ૩૪૦ મિલો છે અને લગભગ સાડા સત્તર લાખથી વધારે માણસો કામ કરે છે. આ ફક્ત સુતર અને શણના ઉદ્યોગની જ વાત થઈ. 'કેલિકો' નામ કાલીકટના કાપડ ઉપરથી આવ્યુ છે અને હિંદુસ્તાનની હાથશાળો હજી પણ આખી દુનિયામા ઝીણામા ઝીણી મસલીન તૈયાર કરે છે.

રેલ્વેનું કામ પણ હિંદુસ્તાનમા મોડુ શરૂ થયુ છે, અને અત્યારની મોટી લાઇનો શરૂઆતમાં લશ્કરી પ્રયોજન માટે તૈયાર કરવામા આવી હતી. અને ત્યારપછી તે દેશના ઔદ્યોગિક વિકાસનું એક મોટું સાધન થઇ પડી છે. આજે હિંદુસ્તાનમા ૩૮,૫૦૯ માઇલની રેલ્વે છે. આમાં લગભગ આઠ લાખ માણસો કામ કરે છે.

કાપડમા કામ કરતા મજુરોની સ્થિતિ ખાણોમા કામ કરતા મજુરોથી કોઇ પણ રીતે સારી નથી. રેલ્વેમા કામ કરતા મજુરોની સ્થિતિ પણ એવી જ છે. ફક્ત સરકારી રેલ્વેમા કામ કરતા મજુરોને કાંઇક રહેવા કરવાની સગવડ ઠીક હોય છે. સૌથી પહેલો કારખાનાને લગતો કાયદો ૧૮૮૧ મા થયો તે પહેલા મજુર વર્ગની જે અતિશય ખરાબ સ્થિતિ હતી તેની સામે કેટલાક માણસોએ પોકાર ઉઠાવ્યો હતો, પણ તેના ઉપર કોઈએ ધ્યાન આપ્યુ નહતુ. સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની પાસે ૧૨ થી ૧૬ કલાકનું દિવસે કામ લેવામા આવતુ અને થોડાક આના વધારે આપી રાત્રે પણ તેમને કામ કરવા લલચાવતા. તેમની સહીસલામતી, તબિયત કે નીતિ માટે ભાગ્યે જ કોઈ દરકાર રાખતુ. આ બાબતમાં જેવું ઇંગ્લાંડમા હતું તેવુ જ આ મજુરોને પણ અનુભવવું પડયુ.

૧૮૮૧ નો કાયદો એ મિલમાલેકોના સખ્ત વિરોધ સામે થઇને પસાર કરવામા આવ્યો હતો. પણ આ કાયદો દુઃખ દૂર કરવાના ઉપાય તરીકે બહુ કામનો નહતો, ફક્ત નૈતિક દૃષ્ટિએ એનું મહત્વ હતુ.

બીજો કારખાનાને લગતો કાયદો ૧૮૯૧ મા પસાર કરવામા આવ્યો. આ કાયદો એ મજુરોના દુઃખ દૂર કરવાનું પહેલું પગથિયુ કહેવાય. ૫૦ થી વધારે માણસો કામ કરતાં હોય એવાં કારખાનાને આ કાયદો લાગુ કરવામા આવ્યો અને પ્રાંતીય સરકારોને ૨૦ થી વધારે માણસો રોકતા કારખાનાઓ માટે પણ તેનો ઉપયોગ કરવાની છૂટ આપી. આ કાયદાથી દરરોજ બપોરે કામ બંધ રાખવાનું તથા સાપ્તાહિક રજાઓ આપવાનું નિમંત્રણ થયું. સ્ત્રીઓના કામ કરવાના કલાકની મર્યાદા ૧૧ ની થઈ અને કામ

કરી શકે એવા છોકરાઓની ઉમર ૯ થી ૧૪ ની નક્કી કરવામાં આવી. અને તેઓ માટે અજવાળું હોય ત્યાં સુધી ૭ કલાક કામ કરવાની મર્યાદા બાંધવામાં આવી. પણ આ કાયદામાં યે સરકારી નિરીક્ષણની કાંઈ ઉપયોગી થાય એવી વ્યવસ્થા હતી નહિ. અને તેથી આ કાયદો પણ બહુ ઉપયોગી નીવડ્યો નહિ.

પછીનાં ૨૦ વર્ષો સુધી મજુરોની સ્થિતિ ઘણીજ ખરાબ રહી અને થોડીક સુધારક સંસ્થાઓએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા. આખરે ૧૯૧૧ માં ત્રીજો કારખાનાનો કાયદો કરવામાં આવ્યો, આ કાયદાની કાંઈક અસર થઈ કહેવાય. આ સમયે થોડા આખા દિવસ કામ કરનારા નિરીક્ષકો નીમવામાં આવ્યા અને તેઓની દેખરેખથી ધીમે ધીમે કેટલાક નાના દોષો દૂર થયા, અને કારખાનાં અને ખાણોમાં આરોગ્યની દૃષ્ટિએ કેટલાક ફેરફાર થયા, અને કામ માટે નક્કી થયેલા કલાકોના નિયમનું પણ વધારે સારી રીતે પાલન થવા માંડ્યું. પણ છોકરાઓને અને નાનાં બાળકોને અર્ધો અર્ધો દિવસ બે મિલોમાં કામ કરવાની દુષ્ટ નીતિ ખૂબ વધી પડી. આ અનિષ્ટ મહાન વિગ્રહ પછી લાંબા કાળે દૂર થયું. આજે પણ હિંદુસ્તાનમાં ઘણી મિલોમાં એ દુષ્ટ નીતિ ચાલે છે અને છોકરાઓનાં નામનાં બરાબર પત્રકો નહિ હોવાથી મિલમાલિકો તે અટકાવી શકતા નથી. આ ખરાબ સ્થિતિ વધારે સરળતાથી ચાલુ રહેવાનું એક કારણ એ છે કે એ છોકરાઓને સ્વભાષા દ્વારા કેળવણી આપવાનાં સાધનો થોડાક અપવાદો બાદ કરતાં નહિ જેવાં છે. ૧૯૧૪ થી ૧૯૧૮ ના વિગ્રહના સમયમાં હિંદુસ્તાનનાં આધુનિક ઉદ્યોગોનો ખૂબ વિસ્તાર થયો અને હજારો ખેડુતોને જાણે જુલમથી કારખાનાઓમાં કામ કરવા ખેંચી લાવવામાં આવ્યા. વિગ્રહ પછી ત્રણ કારણોને લીધે કામદાર સંઘો (Trade-Unions) અને કારખાનાંઓમાં કામ કરતા મજુરોની સ્થિતિ સારી કરવાને કાયદાઓ અસ્તિત્વમાં આવ્યા. સૌથી પહેલું કારણ આજીવિકાનું ખર્ચ ઘણું વધી ગયું એ હતું. મિલ અને ખાણોમાં કામ કરનારાઓ અજ્ઞાન અને ગરીબ હતાં તોપણ તેઓએ સમૂહમાં કામ કરવાની પદ્ધતિ સ્વીકારી અને એમના તરફ જે અમાનુષી વર્તન રાખવામાં આવતું તે માટે એકદમ હડતાલો પાડવા માંડી. આમાંની ઘણી હડતાલો સફળ નીવડી. પગારમા કંઈક વધારો થયો અને કામ કરવાની પરિસ્થિતિમાં કેટલાક નાના સુધારા પણ થયા. આ અરસામાં મિલમાલિકો અને કોલસાની ખાણોના માલિકોએ ઘણો મોટો નફો કર્યો હોવાથી તેમને વધારો કરી આપવાનું કામ બહુ કઠણ ન લાગ્યું.

બીજું કારણ ૧૯૧૯ ની વૉશિંગ્ટન કન્વેન્શન સમક્ષ અને ત્યાર પછીનાં એવાં બીજાં સંમેલનો સમક્ષ પોતાની શોચનીય આર્થિક સ્થિતિ રજુ કરવાની હિંદુસ્તાનને સગવડ આપવામાં આવી તે હતું. આથી બ્રિટનને અને હિંદુસ્તાનની સરકારને શરમને માર્યે પરિસ્થિતિ સુધારવા માટે કાયદાઓ સુધારવાની ફરજ પડી. મિ. એન. એમ. જોશી જેવા બીજા પ્રતિનિધિઓએ આ સગવડનો લેવાય એટલો લાભ લીધો. આ સંમેલનોના નિયમ પ્રમાણે હિંદુસ્તાનની સરકારને કામદારોના સંઘો કબુલ કરે એવા જ પ્રતિનિધિઓ મોકલવાની ફરજ પડી. આથી ૧૯૨૦માં 'ઇંડિયન ટ્રેઇડ યુનિયન કૉંગ્રેસ' સ્થાપવાની પ્રેરણા મળી. આની આઠમી બેઠકમાં જ્યારે મિ. માર્ટીન જેન્સે ભાષણ આપ્યું ત્યારે તેમણે જણાવ્યું કે હિંદુસ્તાનમાં લગભગ ઘણા ઉદ્યોગોના કામદાર સંઘો સ્થપાયા હતા. અને હિંદુસ્તાનની પરિસ્થિતિને અનુકૂળ પડે એ રીતે તે સંઘોને કેમ દોરવા એનું તે કૉંગ્રેસને ભાન ન હતું.

ત્રીજું કારણ એ હિંદુસ્તાનને બક્ષેલા રાજકીય સુધારા હતા. જો કે આ સુધારાથી બક્ષેલી સત્તા ઘણી સંકુચિત હતી તો પણ મજુરોની સ્થિતિ સારી કરવા માટે ઘણા મહત્ત્વના કાયદાઓ પસાર કરવામાં આવ્યા. એક વાર જો હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવામાં આવે અથવા તે છીનવી શકે તો મજુરોની સામાજિક સ્થિતિ સુધારવાની ચળવળ ખૂબ જોરથી ચાલે.

હિંદુસ્તાનની નવી પાર્લામેન્ટે વૉશિંગ્ટન કન્વેન્શનના નિયમો સ્વીકાર્યા અને ૧૯૨૨ થી એક પછી એક કારખાના અને ખાણોના કાયદાઓમાં ઝપાટાબંધ સુધારા કરવા માંડ્યા. પરિણામ એ આવ્યું છે કે છેવટનાં સાત વર્ષમાં મજુરોની સ્થિતિ સુધારવા માટે મોટું પગલું ભરવામાં આવ્યું છે. હિંદુસ્તાનની પાર્લામેન્ટની જેમ સત્તા વધશે તેમ તેમ તે સુધારાઓને વધારે પરિણામદાયી બનાવી શકશે પણ મુખ્ય પ્રેરણા તો કામદારો તરફથી જ આવવી જોઈએ. તેઓએ વધારે વ્યવસ્થિત સંઘો

રચવા જોઇએ અને પોતાના વર્ગમાથી જ પોતાનું ઔદ્યોગિક અને રાજકીય કામકાજ કરવા માટે અગ્રેસરો ઉત્પન્ન કરવા જોઈએ.

હિંદુસ્તાનના કામદાર ધીમે ધીમે પોતાની અવ્યવસ્થતા, ગરીબાઈ, અજ્ઞાનતા, અને વહેમમાથી બહાર નીકળતા જાય છે. હજી તેમને ઘણુ કરવાનુ છે. તેઓને બરાબર રીતે વ્યવસ્થિત થતાં લાખો કાળ લાગે પણ હિંદુસ્તાનની મજુર ચળવળ એક એવું બળ છે કે જેની ગણના હિંદુસ્તાનની સરકારે તેમ જ રાષ્ટ્રીય પક્ષે ગભીરપણે કરવી પડશે.



## ૨ આપણી પ્રાચીન સંસ્કૃતિ

અલાહાબાદ યુનિવર્સિટીના પદવીદાન સમારભ વખતે સર જગદીશચદ્ર બોઝે એક મહત્ત્વનું ભાષણ આપ્યુ છે. તેમાથી કેટલાક ફકરા નીચે આપીએ છીએ:

વર્તમાનના મૂળ ભૂતમા હોય છે, અને જે વસ્તુના ઉદયથી ભારતીય પુનરુજ્જીવનને પ્રેરણા મળશે તે કાઈ તદ્દન બહારની ચીજ નહિ હોય પણ રાષ્ટ્રસ્મૃતિમા રહેલ સસ્કાર હશે. × × ×

કુદરતના વિજ્ઞાનમા પ્રગતિ કરવાની હિન્દુસ્તાનની શક્તિ વિષે ઘણીવાર શકા કરવામાં આવે છે. એમ કહેવામા આવ્યુ છે કે વિજ્ઞાનની ચોક્કસ પદ્ધતિ એ કેવળ પાશ્ચાત્ય હતી અને તેથી આપણી રાષ્ટ્રીય સસ્કૃતિને એ પર જેવી છે. આ કલ્પના પાયા વિનાની છે કારણ કે એમ માનવાને ઘણા પ્રમાણો છે કે પ્રાચીન ભારતવર્ષમા એવા વર્ગો હતા કે જે તેમના સશોધનમા પ્રાયોગિક પદ્ધતિઓનો ઉપયોગ કરતા. હિંદના વૈદ્યકિય જ્ઞાનના સપ્રદાયનો સાચો ઇતિહાસ હજી લખાવો બાકી છે. એ વાત નિઃસશય છે કે તેઓને શરીરના વિવિધ ધર્મોની સ્પષ્ટ કલ્પના હતી અને આ કલ્પના ઘણી વાર બીજા દેશોના સમકાલીન જ્ઞાન કરતા વધારે આગળ હતી તેઓએ જે અજાયબ ભરેલી પદ્ધતિનો વિકાસ કર્યો હતો તે પ્રાયોગિક પદ્ધતિના તેમના ધૈર્યપૂર્વક અનુસરણની સાક્ષી પૂરે છે. વળી એવા પણ પ્રતિસ્પર્ધી સપ્રદાયો હતા કે જેઓએ વનસ્પતિના અને ધાતુઓના ગુણોના વ્યવસ્થિત અધ્યયનમા પ્રાયોગિક પદ્ધતિનો વિકાસ કર્યો હતો. મદ્રાસ યુનિવર્સિટી તરફથી 'એન્શ્યન્ટ હિંદુ સીસ્ટમ ઑફ મેડિસિન' (પ્રાચીન હિંદુ વૈદ્યકિય પદ્ધતિ) ના ઉપર એક વિવેચનાત્મક લેખ માટે એક ઇનામ નક્કી કર્યું હતુ. આ ઈનામ માટે બધી વિદ્યાપીઠોને પ્રયત્ન કરવાની છૂટ હતી. આ ઈનામ બક્ષવાનુ મને માન આપવામા આવ્યુ હતુ તમે પણ અહીંઆ કશક એવું કરો એ ઈષ્ટ છે.

વિજ્ઞાન નથી પૂર્વનુ કે નથી પશ્ચિમનું, પણ તે આન્તર રાષ્ટ્રીય અને વ્યાપક છે. એમ છતા યે હિંદુસ્તાન તેની બૌદ્ધિક ટેવથી અને પરપરાગત આવેલી શક્તિઓથી વિજ્ઞાનની પ્રગતિમા મોટો હિસ્સો આપવાને માટે ખાસ લાયકાત ધરાવે છે. જ્વલત પ્રતિભા જે અવ્યવસ્થિત, પરસ્પર વિરૂદ્ધ વસ્તુઓના ગોટાળામાથી વ્યવસ્થા ઉત્પન્ન કરી શકે છે તેને યોગના અભ્યાસથી નિયત્રિત રાખી શકાય, અને આ નિયત્રણ ચિત્તને ધૈર્યપૂર્વક સત્યની શોધમા વળગવાનુ બળ આપે છે

× × ×

ડાર્વિનના કેટલાક અનુયાયીઓએ કુદરતના લોહીઆળા દાંત અને પજા ઉપર ભાર મૂકયો છે. તેઓએ જીવનમા રહેલા વિરોધ ઉપર ભાર મૂકયો છે. પણ મારી સસ્થામા થયેલા નવા સશોધનોએ જીવનપટમા રહેલા ઘણા સવાદો વ્યક્ત કર્યા છે. વિરોધ એ એક જ જીવનનો નિયમ છે એ ભ્રામક વિચારે વિજ્ઞાનના ક્ષેત્રમા પણ વિજ્ઞાનનો વિનાશક રીતે ઉપયોગ કરવાની હોડાહોડ કરાવી છે. સયમના બળના અભાવે સસ્કૃતિ આજે વિનાશની અણી ઉપર મૂઝી રહી છે પણ વિરોધ એ એક જ કામ કરે છે એમ માનવું એ કુદરતના નિયમને ખોટી રીતે સમજવા બરોબર છે કારણકે વિકાસની મહાન પ્રક્રિયામા પરસ્પર સહકાર એ તેનાથી વધારે મહત્ત્વનો છે.

મારી સમક્ષ જે યુવાન વિદ્યાર્થીઓને હુ જોઉ છુ તેઓ આપણી મહાન પ્રાચીન સસ્કૃતિનો નિર્બળતા કે નિષ્ક્રિયતાથી નાશ નહિજ થવા દે.

### (૩) આયાત કરેલાં કાપડનું હિંદી કાપડની નીપજ સાથ સરખાવતાં ઘટેલું પ્રમાણ

| વરસ. | ૧૮૯૭ | ૧૯૦૬ | ૧૯૦૯ | ૧૯૧૨ | ૧૯૧૪ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૭ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પરદેશી કાપડ | ૨૦૦ | ૨૪૬ | ૨૦૦ | ૨૪૩ | ૩૨૦ | ૧૦૮ | ૧૫૧ | ૧૦૯ | ૧૫૯ | ૧૭૮ |
| હિંદી મીલોનું કાપડ | ૩૫ | ૭૦ | ૮૨ | ૧૧૩ | ૧૧૬ | ૨૨૦ | ૨૭૨ | ૨૯૨ | ૩૦૬ | ૩૫૭ |
| હિંદી હાથની શાળોનું કાપડ | ૭૮ | ૧૦૮ | ૧૧૧ | ૧૦૪ | ૧૦૭ | ૧૬૪ | ૧૫૮ | ૧૭૩ | ૧૭૨ | ૨૨૫ |

### (૪) આયાત કરેલા બધા માલની કિંમત ( ૧૯૨૬-૨૭. )

| | |
|---|---|
| બધા દેશો... | રૂપિયા ૨ અબજ ૩૧ કરોડ. |
| ગ્રેટબ્રિટન... | રૂપિયા ૧ અબજ ૧૦ કરોડ. |

### (૫) હિંદુસ્તાનની રેશમી અને ગરમ કાપડની આયાત

| | ગરમ કાપડ કરોડ રૂપિયા | રેશમી કાપડ કરોડ રૂપિયા. |
|---|---|---|
| બ્રિટન... | ૨ | ૦.૦૯ |
| ચીન...... | ... | ૧.૨૩ |
| જાપાન... | ... | ૧.૩૭ |
| બીજા દેશો... | ૨.૧૭ | ... |

### "બ્રિટીશ માલ ખપાવવાને આપણે હિંદનો કાબુ રાખેલો છે!"

૧૯૨૫થી ઇંગ્લાંડના સ્વદેશ ખાતાના વઝીર વિલિયમ જોનસન હીકસ જણાવે છે કે:-

"આપણે કાંઇ હિંદીઓના લાભ માટે હિંદુસ્તાન જીત્યું નથી. મીશનરીઓની સભામાં એમ કહેવાય છે કે, હિંદીઓની ઉન્નતિ કરવાને આપણે હિંદુસ્તાન જીત્યું છે એ તદ્દન ઢોંગ છે.

"ગ્રેટબ્રિટનનો માલ ખપાવવામાં બજાર તરીકે, આપણે હિંદુસ્તાન જીતેલું છે. આપણે હિંદને તલવારથી જીતેલું છે, અને તલવારથી તેનો કબજો જાળવી રાખશું.

"હિંદુસ્તાનનો કબજો, હિંદનાં લોકોનાં ભલાં માટે આપણે રાખીએ છીએ એવું કહેનારો હું દંભી નથી.

"આપણે હિંદુસ્તાનનો કબજો સામાન્ય રીતે બ્રિટીશ માલ ખપાવવાનાં અને ખાસ કરીને લેંકેશાયરનું કાપડ ખપાવવાનાં સૌથી સરસ બજાર હોવાથી જાળવી રાખ્યો છે."

"શહેનશાહત એટલે હિંદી રૈયતનું ધન હરણ કરવાનું સાધન"

આ મુજબ શહેનશાહત એ હિંદી રૈયતનું ધન હરણ કરવાનું સાધન–અને હિંદી ઉદ્યોગોનો નાશ કરવાનું સાધન છે.

કસ્ટમની જગાતો, કરન્સી અને રેલ્વેનાં નોલ મારફત અન્યાયી વેપાર તેનું નામ શહેનશાહત.

શહેનશાહત એટલે કે દેશમાં દીવાની અને લશ્કરી ખર્ચાળુ અમલદારો.

આથી બ્રિટનના શહેનશાહતના હેતુનો નાશ કરવા માટે તમારે બ્રિટીશ માલનો બોયકોટ કરવો જોઈએ. તમારી શક્તિ મુજબ તમે હાથવણાટની ખાદી અગર સ્વદેશી મીલનું કાપડ અગર તો બ્રિટીશ સિવાયનું કોઇબી કાપડ–સ્વરાજ્ય મળે ત્યાં સુધી વાપરી શકો છો. બોયકોટ લીગમાં જોડાઓ. રૂ. ૩ ભરી બોયકોટ માસિકનાં ઘરાક થાઓ–લીગને કોંગ્રેસ હાઉસમાં લખો.

[ મુંબઇની બોયકોટ લીગ તરફથી ] વા૦

---

# ગુપ્તચરની લોકચર્ચા

**મહેરબાન સાહેબ,**

આજે ઘણા મહિના પછી આપને આ પત્ર લખું છું. આપને મેં પ્રથમ પત્ર લખી મોકલ્યો હતો તે આપે લોકચર્ચામાં છાપી મને ઉપકૃત કર્યો હતો. ત્યાર પછી આપે મને અનેકવાર લખવા નિમંત્રણ આપેલું, મારો પત્ર 'પ્રસ્થાન'ના વાચકોને ગમેલો ઈત્યાદિ કહી મને ફરીથી લખવાનું આકર્ષણ કરવાનો આપે અનેકવાર પ્રયત્ન કરેલો; અને છતાં એક ગમારની જેમ આપના જેવાના દબાણને હું વશ ન થએલો એનું કારણ આપના તરફ મને ભક્તિ ઓછી છે એ તો આપ નહિ જ માનો, કે હું મિથ્યાભિમાની છું એમ પણ આપ નહિ માનો; અને મારા તરફથી આપને ખાત્રી આપું છું કે એટલો વખત હું ઉંઘતો પણ ન હતો. ત્યાર પછી આપના સેવક ગુપ્તચરની જાળમાં અનેક માંછલાં પકડાયાં છે. પણ તે બધાનું મેં આપને જાણી જોઇને પ્રદર્શન ન્હોતું કર્યું. આપના સ્વૈરવિહારમાં હું જણાવી શકું એના કરતાં વધારે મનોહર રીતે અને વધારે સચોટ રીતે વસ્તુસ્થિતિનું ગૂજરાતને દર્શન થાય છે અને તેથી હું રાજી થતો હતો. આમ છતાં આપનો આગ્રહ સતત રહેવાથી આ પત્ર આપને લખવા હું પ્રેરાઉં છું; તેમાંથી તમને જે યોગ્ય લાગે એ તમારા વાંચકો આગળ મુકશો.

હું લખવાનો વિચાર કરૂં છું ત્યારે શું લખવું એમ કેટલાક નવા પ્રેમમાં પડેલા યુવાન યુવતિઓને એકબીજાને પત્ર લખતી વખતે થાય છે એમ મને નથી થતું. મને તો આ લખું કે તે લખું એમ લખવા યોગ્ય અનેક વિષયો–પ્રશ્નો મુંઝવે છે. હું બહુ વિનયી નથી એ તો આપ જાણો છો; એટલે મારી ખોડ વિચારની દરિદ્રતાને લીધે છે એમ કબુલ નહિ કરૂં; તે બધી વિચારની વિપુલતાને લીધે છે, એમ હું તટસ્થ નમ્રભાવે આપને જણાવું

છું. આથી કદાપિ, શ્રી નરસિંહરાવ સાહેબે એક વાર તટસ્થપણે લખ્યું કે કુસુમમાલાથી આધુનિક ગૂજરાતી કવિતાનો આરમ્ભ થાય છે એ આપને યાદ આવશે. પણ હું કોઈનું અનુકરણ કરવાનું પસંદ કરતો નથી એ આપ જાણો છો.

આપણા જીવનનો સૌથી મોટો પ્રશ્ન રાજકીય છે. આપણે આ પરચક્રની આફતમાંથી કયારે મુક્ત થઈશું–કેવી રીતે મુક્ત થઇશું એ આપણને સૌથી વધારે મુંઝવે છે. માણસે જ્યારથી સમાજમાં રહેવાનું સ્વીકાર્યું—મારી આમ લખવાની રીતથી આપ એમ ન માનશો કે રૂસો કે એવા બીજા કોઇને અનુસરી હું એમ માનું છું કે પહેલાં માણસ સમાજ વિના રહેતો હશે અને પછી સમાજમાં રહેવા લાગ્યો ઇત્યાદિ; આ તો ફક્ત એક લખવાની રીત છે. સમાજમાં જ્યારથી માણસે રહેવાનું સ્વીકાર્યું ત્યારથી સૌથી પ્રથમ સંભાળવાની વસ્તુ દરેકને માટે સમાજ થઇ પડ્યો; અને સમાજમાં એ શાસનનો ભાગ દરેકને હેરાન કરતો હોવાથી–બીચારા તપસ્વીઓનેએ એમના તપનો છઠ્ઠો ભાગ રાજાને આપવો પડતો !—એ સૌથી વધારે સંભાળવાની વસ્તુ રહી. આ શાસનની વ્યવસ્થા કુદરતની અનેક વસ્તુઓની જેમ કેટલાક અંશે પોતાની જાતે જ ઘડાતી આવી છે, કેટલાક અંશે માણસે સમજણપૂર્વક પ્રયત્ન કરી ઘડેલી છે. પણ એ ઘટનાઓમાં એક વસ્તુ કુદરતના નિયમની જેમ એ તરી આવતી દેખાય છે કે જેમ કુટુમ્બમા શાસન કુટુમ્બના જ માણસનું હોવું જોઇએ તેમ સમાજમાં પણ સમાજના જ માણસ અથવા માણસોદ્વારા શાસન થવું જોઇએ. સમાજ બ્હારથી માણસો આવે અને સમાજ ઉપર શાસન ચલાવવા પ્રયત્ન કરે, પણ સમાજ સ્વસ્થ ત્યારે જ થઇ શકે કે કાં તો એ બ્હારનાને કાઢી મૂકે કે કાં તો એ બ્હારના દેશનાં બંની જાય. પણ જેમ શરીર, ડાક્ટરો કહે છે તે પ્રમાણે, foreign body સંઘરી શકતું નથી, અને તેને બ્હાર કાઢવાના પ્રયત્નની વેદના અનુભવે છે તેમ સમાજ પણ બાહ્ય અંશો સંઘરી શકતો નથી; અને જ્યાં સુધી તેને બ્હાર કાઢી શકે નહિ કે પોતાનો કરી શકે નહિ ત્યાં સુધી તડફડાટ માર્યા કરે છે; અને જેમ પગમાં કાંટો વાગ્યો હોય અને આખું શરીર અસ્વસ્થ થઇ જાય તેમ સમાજને પણ થઈ જાય છે. અત્યારે આપણી એ દશા છે. આપણા સમાજ ઉપર પરદેશના સમાજનું શાસન છે; આ સમાજને આપણે અત્યાર સુધી કરતા આવ્યા છીએ તેમ આપણામાં સમાવી શકવાના નથી. મુસલમાનોએ પણ આપણા દેશમાં રહી–આપણા દેશના થઈ–આપણા ઉપર રાજ્ય કર્યું; અને એ સ્થિતિનો લાભ લઇ આપણા સમાજે તેમને અપનાવવાનો પ્રયત્ન પણ શરૂ કરી દીધો હતો. ધાર્મિક બાબતોમાં સાધુ સંત ફકીરોએ–ગુરુ નાનક આદિ જેવાના પ્રવચનોએ આ પ્રયત્ન આદર્યો હતો. શાસનમાં–મોગલોની દીર્ઘ દૃષ્ટિએ પણ સમાજના માણસોને અતિ મહત્વના સ્થાન અપાવ્યાં હતાં. અત્યારે કોઈ હિંદી સેનાધિપતિ થવાનું સ્વપ્ન ન સેવી શકે; મોગલ જમાનામાં એ સિદ્ધ થઇ ગયું હતું. પણ આ ક્રિયા પૂરી ન્હોતી થઇ એ પ્હેલાં વિધિએ અજબ પલટો લીધો; અને આપણને પરદેશમાં રહી રાજ્ય કરવા ઇચ્છતા સમાજના પંજામાં મુકી દીધા. આ લોકોને આપણે કદાપિ પણ આપણા કરી શકવાના નથી, અને તેથી તેમને તો કણ્ટકની જેમ બ્હાર જ કાઢવા [illegible] આપણું ધ્યેય Dominion status કે Independence હોવું જોઇએ એને [illegible] આમાંથી મળી રહેશે. પણ એ તો આડી વાત થઇ. હું એ [illegible] છું કે ઉપર પરચક્રની આફત હોવાથી આપણે કોઇ પણ કાર્યમાં [illegible] નઈ

આપણા દેશમાં જે અસ્વસ્થતા છે તેનું સૌથી મોટું કારણ મને આ લાગે છે. આપણે એ કાંટો કાઢવાની અતિ દુઃખદ ક્રિયા કરવામાં રોકાએલા છીએ; પણ દુઃખ થશે એટલા માટે કાંઇ કાંટાને શરીરમાં રહેવા દેવાય ? આ સાથે આપણા સમાજશરીરની બીજી પીડા મુસલમાનોને અપનાવવાની અધૂરી રહેલી ક્રિયા છે. આ ઉપરથી આપ એમ ન માનશો કે મને અંગ્રેજો ઉપર દ્વેષ છે કે મુસલમાનો ઉપર પ્રેમ છે. હું તો નિરીક્ષણથી મને સમજાએલા સમાજના કુદરતી નિયમો આપને જણાવવા પ્રયત્ન કરું છું. બાકી રાગદ્વેષ તો આપણે જેને ઓળખતા હોઇએ એના ઉપર થાય; અને હું બધા અંગ્રેજો કે મુસલમાનોને ઓળખવાનો દાવો કરતો નથી. અને એમ પણ ન માનશો કે મને અંગ્રેજી કે ઇસ્લામી સંસ્કૃતિ ઉપર ઐકાન્તિક–જૈન દર્શનનો આ શબ્દ ઘુસાડી દેવા માટે માફી માગી લઉં છું–રાગ કે દ્વેષ છે. મને અંગ્રેજી સંસ્કૃતિની ઘણી ચીજો ગમે છે; ઉ. ત. કીટલીમાંથી ચ્હા પીવાની ઇત્યાદિ, અથવા શેક્સપીઅર, મીલ્ટન, શેલી આદિની ઉપાસના; તેમ જ ઇસ્લામી સુફી કવિઓની કવિતા–અથવા સુન્નત કરવાનો રિવાજ. હું બન્નેનો ખાસ કરીને અંગ્રેજી અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિવેચક દૃષ્ટિએ અભ્યાસ કરનાર છું એ તમે જાણો છો. પણ આ તો મને કુદરતના નિયમ જેટલું ચોક્કસ લાગે છે કે અંગ્રેજી સત્તાને કાઢે જ છુટકો છે, જ્યારે મુસલમાનોને અપનાવે જ છુટકો છે. આપણો સમાજ આ બે પ્રયત્નોના throes દર્દમાં છે. તેથી આપણે અસ્વસ્થ છીએ; અને તેથી આપણે બીજું કાંઈ પણ સારી રીતે કરી શકતા નથી. અને તેથી જ આપણી કોઇ પણ સામાજિક પ્રવૃત્તિ જેમાં આ બે બાબતો નહિ આવી જતી હોય તે નીરસ જણાવાની. આનો એક રમુજી દાખલો આપું. મારે મારા ચિરંજીવી—ને હિંદુસ્તાન વિષે કાંઇક માહિતી આપવી હતી. એ હિન્દુસ્તાનને ચ્હાય એવું કાંઇક જણાવવું હતું. હું મુંઝાઇ ગયો. પ્રત્યેક ક્ષણે મારા મનમાં એ વિચાર અન્તરાય રૂપે આવતો કે હિન્દુસ્તાન પરતંત્ર છે. હું એને શું કહું ? છેવટે એક જોડકણું જોડી આપ્યું તે તમારી ઝીણી વિવેચક બુદ્ધિ આગળ રજુ કરૂં છું

અમારો દેશ હિન્દુસ્થાન
અમોને તે માટે બહુ માન
અત્યારે એના પર જો કે પરદેશીની આણ
તો પણ તેને દૂર કરીને ગાશું યશના ગાન.
અમારો દેશ—ઇત્યાદિ.

તમે કહેશો કે તમે અત્યારથી તમારા છોકરામાં દ્વેષનું ઝેર રેડ્યું. જો એમ હોય તો હું લાચાર છું. પણ આ વાત આપણા બાળકને જણાવ્યા વિના ચાલે ? તે રાષ્ટ્રીય લેબલવાળી સંસ્થામાં ભણે કે સરકારી લેબલવાળી સંસ્થામાં ભણે, પણ તેને આ બે બાબતો ખાસ જણાવવાની જરૂર નથી કે અત્યારે પરદેશીની આણ છે અને તે દૂર કર્યા પછી જ આપણે દેશનાં એટલે કે આપણાં પોતાનાં યશોગાન ગાઇ શકીશું ? હું ફરીથી કહું છું કે અંગ્રેજી રાજ્યને દૂર કરવું કે પોતાનું કરવું કે સ્વરાજ્ય મેળવવું–આમાંથી કાયદાની બારીમાં જે ઓછામાં ઓછું આવે–એ રાગ દ્વેષનો સવાલ નથી–એ કુદરતના નિયમનું પાલન છે. અસ્તુ. મેં મારા કાગળની શરૂઆતમાં કહ્યું તેમ, તમને નજરમાં રાખી લખવા બેસું છું ત્યારે એક વિચાર પૂરો લખાયો નથી હોતો ત્યાં બીજો ધક્કો મારે છે.

આપણે મૂળે સડેલા હોઇએ તો પછી અગ્રેજો આપણા ઉપર રાજ્ય કરે એમા એમનો શો વાક? આપણો ભૂતકાળ અને વર્તમાન સ્થિતિ તપાસું છું ત્યારે એમ થાય છે કે આપણે આપણા વિષે જે 'યશોગાન' કરીએ છીએ તે કેટલા સાચા છે? સૌથી પ્રથમ આધ્યાત્મિકતા. આપણે શુ ખરેખર આધ્યાત્મિક છીએ કે હતા? એટલે કે બીજી કોઇ પ્રજા કરતા વધારે? સોક્રેટિસે સત્યને માટે ઝેર પીધુ હતુ. આપણા દેશમા એ જન્મ્યો હોત તો એવો પ્રસંગ આવતા તે સંસારનો ત્યાગ કરી સંન્યાસી કે શ્રમણ ભિક્ષુ થઇ જાત' આ વિષે હું વધારે નથી લખવા ઇચ્છતો. આપણી પીડા આકસ્મિક નથી. બાકી હું પણ એ તો કહી શકું છુ કે અઢારમી સદી પ્હેલાની સદીઓમા હિન્દુસ્તાનને પ્રાપ્ત થએલા જ્ઞાન, ભકિત અને કલાના ધન બીજા કરતા ઓછાં નથી. પણ આપણે સમાજ તરીકે બીજાઓ કરતા એ બધાનો એવો ઉપયોગ કર્યો કે—એમનો ઉપયોગ નકર્યો—જેથી આપણે પરતંત્ર થઈ ગયા. અસ્તુ. હું મીસ મેયો જેવા માટે સામગ્રી તૈયાર કરવા નથી ઇચ્છતો. આપણે આપણા દોષો વગર લખે દૂર કરવાના ઉપાય શોધવા જોઇએ, નહિ તો પરદેશીઓ તેમનો ઉપયોગ આપણને વધારે દબાવવા કરશે.

મેં આપને વચન આપ્યું હતું કે મેં ન જોયુ હોય અથવા ન અનુભવ્યું હોય એવું મારે તમને આ કાગળોમા લખવુ નહિ. ઉપરના વિચારો મેં જે કાઇ જોયું છે તે ઉપરથી ઉપજેલા છે, તે તમને યોગ્ય લાગશે કે નહિ તે હું જાણતો નથી. પણ હવે કેટલીક વ્યકિતઓ ઉપર આવુ છુ. પણ આથી તમે ગભરાશો નહિ. હું કોઇને માઠું લગાડી 'પ્રસ્થાન'ની હસ્તી કે પ્રચારને જોખમમા નહિ નાખું.

તમે એકવાર કહેતા હતા કે દેશી રાજ્યોના દીવાનો—એટલે કે નાગર દીવાનો—(તમારામા હજી એટલુ unconscious નાગરપણુ હશે એમ તમે એકવાર કબુલ કર્યું હતું) કુશળ દીવાનો હોવા ઉપરાંત મોટા વેદાન્તીઓ પણ હોય છે. અને એક બાજુ બ્રહ્મજ્ઞાનના ઉહાપોહ અને બીજી બાજુ તેમની ગજ્ખટપટની ડુબકીઓનો સમન્વય કે પૃથક્કરણ કરતા કહ્યું હતુ કે તેઓ વેદાન્તની માયાનુ પૂર્ણપણે તેમના વ્યવહારમા અનુસરણ કરે છે, અને એ રીતે ચિત્તનુ અલૌકિક સ્વાસ્થ્ય સાધી દીર્ઘાયુષ ભોગવે છે. દાક્તરો માને કે ન માને પણ હું તો માનુ છુ કે ચિત્તનું સ્વાસ્થ્ય—કોઈ પણ બાબત ઉપર ખળભળાટ નહિ—એ દીર્ઘાયુષનું એક કારણ છે તમે કહેલુ કે આ નવા જમાનામા એ species ઓછી થતી જાય છે. મેં તમને બીજા ધર્મોના—કેસરના મોટા ચાંલ્લાવાળા વેપારી શ્રીમંતોના, કે ભકત અમલદારોના દૃષ્ટાંત આપી કહ્યુ કે એ species જરા પણ પોતાના વિસ્તારમા ઓછી થઇ નથી. શુ આજે સરકારી નોકરીમા અંગ્રેજી અમલદારો કરતા પણ બ્રિટીશ સલ્તનતને વફાદાર રહેનાર વેદાન્તીઓ નથી? તેઓ શું આજે નીસાસો મૂકી એમ નથી કહેતા કે 'ભાઇ આ તો માયા છે, અને જ્યા સુધી સંસારમા હોઇએ ત્યા સુધી માયાને અનુસરવું જોઇએ' અને પછી તમારૂ અને એમના મનનું સમાધાન કરી વેદાન્તની ઝીણવટમા નથી ઉતરતા. જેમ મોક્ષ સાધવા માટે અર્થ અને કામ વિષે તટસ્થતા કેળવવી જોઇએ તેમ અર્થ સાધવા માટે ધર્મ અને કામ માટે તટસ્થતા કેળવનારા આપણા દેશમા ઘણા મહાપુરુષો છે. તેઓ મુમુક્ષુઓ હોય છે. પણ આ તો જુના પ્રકારની પરંપરા. વેદાન્ત આદિ એવી દેશી જૂની ચીજમા ન માનતા તદ્દન નવી શૈલીના પણ મહા પુરુષો—અને આ પ્રકાર

ખાસ ૨૮ થી ૪૦ અને કોઇક ૬૦ વર્ષની ઉમ્મરમાં ખાસ જણાય છે—ક્યાં ઓછા છે ? તેઓ યૂરોપીય સંસ્કૃતિનાં વિવિધ અંગોના ઊંડા અભ્યાસીઓ હોય છે. તેઓ જૂના વેદાન્તીઓ કરતાં રાષ્ટ્રીયત્વને વધારે સમજનારા–માનનારા હોય છે. કેટલાકના વિચારો તો બહુ ઉત્કટ કોટિના હોય છે. પણ તેઓ પણ બ્રહ્મ અને માયાનું પૃથક્કરણ કરી કાં તો સરકારી નોકરી, કાં તો વકીલાત કે કાં તો વેપારના નામે પરદેશી વેપારીઓની દલાલી કરતા હોય છે. તમે જો જૂના વેદાન્તીઓનો ઉપહાસ કરો છો ત્યારે આમનો શા માટે નથી કરતા ? કારણ તમે અને હું એ પ્રકારમાં આવી જઇએ છીએ માટે ? પણ તમે તો પોતાને તેમ જ બીજાને હસી શકે એ હાસ્યને જ ખરો હાસ્યરસ માનો છો. આશા છે કે તમારો સ્વૈરવિહાર આ નવા જમાનાના આદર્શવાદીઓની મનઃસૃષ્ટિમાં પણ વિહાર કરશે. આનાં અનેક નમૂના તમને જાણીતા છે એટલે હું દાખલા આપી તમને ચીડવીશ નહિ.

આ કંટાળો આપે એવી સામાન્ય બાબતોમાંથી નીકળી હું હમણાં નડિયાદ મુકામે ઉજવાએલી સાહિત્ય પરિષદ વિષે તમને કાંઇક લખું ? પણ તમે તો તેના એક વિભાગના પ્રમુખ એટલે મને છુટથી લખતાં સંકોચ થાય છે. પણ કેટલીક વાતો જે પ્રમુખો નથી જાણતા હોતા તે અમારા જેવા ટોળામાં બેસનારા જાણી શકે છે; અને તમે મારી ટેવ તો જાણો છો. હું સભાઓમાં ભાગ્યે જ કાંઇ સાંભળવાના ઇરાદાથી જાઉં છું. હું તો સભામાં એકઠા થએલા માણસો શું કરે છે તે જોવા જાઉં છું–અને નાટકો પણ રંગભૂમિ જોવા નહિ પણ પ્રેક્ષકવર્ગ જોવા જાઉં છું. મેં તમને એકવાર સભામાં જવું અને દારૂ પીવો એ બે સરખાં છે એમ સાબીત કરી આપ્યું હતું તે યાદ છે ? દારૂ પીવાથી માણસ જેમ ભાન ભૂલે છે તેમ સભામાં એકઠા થએલા માણસો group–mind સંઘચિત્તની અસર નીચે આવી ભાન ભુલે છે. વધારે વિગત માટે જુઓ પ્રો. મેકડુગલનું Group–mind. એટલે હું સંઘમાં આવી સંઘચિત્તથી હંમેશ મુક્ત રહેવાનો વિલક્ષણ પ્રયત્ન કરૂં છું. પણ હું સાહિત્યપરિષદમાં તો, કબુલ કરૂં છું કે, સાંભળવા આવ્યો હતો; સાહિત્યની મદિરા પીવા આવ્યો હતો; અને જીંદગીમાં પ્હેલી વાર સાહિત્ય પરિષદ સાંભળવા બ્હારગામ ગએલો. સાહિત્યપરિષદ પૂરી થઇ અને ઘેર આવ્યો ત્યારે મને થયું કે આ હું શું કરી આવ્યો ? હું તે સાહિત્યપરિષદમાં જઇ આવ્યો કે બંધારણ–ઝઘડા–પરિષદમાં જઇ આવ્યો ? આપણા ગૂજરાતના સાક્ષરો સાહિત્ય પરિષદનો આ અર્થ કરતા હશે ? તમે જાણો છો કે હું ગૂજરાતી સાહિત્યથી, કમનસીબે, બહુ ઓછો પરિચિત રહી શકું છું. એટલે મને શંકા થઇ. સાહિત્ય સિવાય સાહિત્ય પરિષદમાં બીજી બાબતો જોવા–જાણવા મળે; સાહિત્ય નહિ. તમે કહેશો કે અમારા પ્રમુખોનાં વિદ્વત્તાભર્યાં ભાષણો ! હું કહીશ કે તમારા ભાષણોની અમને શ્રોતા વર્ગને કાંઇ જ પડી ન હતી. નડિયાદે પોતાના નિશાળીઆવર્ગને સાહિત્યપરિષદનો લાભ લેવાની તક આપી તમ પ્રમુખોનાં ભાષણો સાંભળવાની પણ તક છીનવી લીધી. અને બીજે દિવસે પેલાં પાંચ મીનીટીઆં ભાષણો ! જેમ સ્વજનને સ્વજનનો ઉપહાસ કરવાનો હક હોય તે ન્યાયે સાહિત્યપરિષદને સાહિત્યનો ઉપહાસ કરવાનો હક્ક હશે. પણ ધારો કે તમે સાહિત્ય આપવાની સગવડ કરી હોત તો પણ અમારી શ્રોતાઓની જિજ્ઞાસા એ દિશામાં નહતી. અમારે તો ખાસ એ જાણવું હતું કે સાહિત્યપરિષદરૂપી ત્રેવીશ વર્ષની યુવતિના–આ રૂપક હું નથી આપતો, સ્વાગતસભાના અધ્યક્ષનું રૂપક છે–પતિ હવે કોણ થવાના છે ? લોકો

કહેતા કે એ મુંબાઈમાં ગઈ ત્યારે મી. મુનશીએ પોતાની કલાથી તેને પોતાની કરી લીધી. હવે નડિયાદમાં એ કોની થવાની છે એ જ અમારી જિજ્ઞાસાનો મુખ્ય વિષય હતો; અને છેવટે સમાધાનીપ્રિય અમારા મોટા પ્રમુખ સાહેબે જ્યારે તે નક્કી કરવા એક કમીટી નીમી ત્યારે અમને અત્યંત નિરાશા થઈ. આ અમારો સાહિત્ય પરિષદનો અનુભવ. મારે આ લખવું ન હતું પણ તમે મને મારો અનુભવ જણાવવા આગ્રહ કર્યો એટલે જણાવું છું. અને હવે એક સૂચના કરું છું: સાહિત્ય પરિષદ બે રીતે મળવી જોઈએ. પ્રથમ એક સ્થળે બખારા ચર્ચવા—અને પછી બીજા સ્થળે સાહિત્ય ચર્ચવા. આથી બન્ને પક્ષને ફાયદો થશે એવી આશા છે. બાકી મોટા માણસોને જે નાના રૂપમાં જોયા તે વિષે હું કાંઈ નહિ લખું.

પણ હવે બહુ થયું. આટલો લાંબો કાગળ વાંચવાની તમે ધીરજ રાખો—અને તે પણ હિંદુસ્તાનના રાજદ્વારથી તે સાહિત્યપરિષદ સુધીના વિષયો ઉપર અભિપ્રાય આપતો કાગળ વાંચવાની તમે ધીરજ રાખો એવી આશા રાખવી એ તમારી સુજનતાનો દુરુપયોગ કરવા બરોબર છે.

હું માનું છું કે આ કાગળ વાંચી હવે પછી તમે ગુપ્તચરને કાંઈ પણ લખવાનું કહેવાનો આગ્રહ નહિ રાખો, કારણ કે તમે એક મિત્ર કરતાં 'પ્રસ્થાન'ના ગ્રાહકોના હિતની વધારે દરકાર રાખો એવા છો છતાં જો પસંદ પડશે તો વળી કાંઈક આપવા પ્રયત્ન કરીશ.

આ પત્રને આપના ગમે તે વિભાગમાં મુકશો; યોગ્ય ન લાગે તો ન મુકશો. મુખ્યત્વે એ આપને ઉદ્દેશીને લખ્યો છે. લોકચર્ચા, સ્વૈરવિહાર, વિચારચંક્રમણ, અમેરિકાના પત્રો આદિ ગમે તે વિભાગમાં મુકશો.

લી૦ તમારા નમ્ર સેવક
ગુપ્તચરના સલામ

---

# લોકચર્ચા

## (૧) કરાંચીનું ગુજરાતી સમાજજીવન

મુરબ્બીશ્રી રામનારાયણભાઈ,

'લોકચર્ચા' માટે કરાંચીના ગુજરાતી જીવન વિષે કાંઈક માહિતી આપવાની આપની સૂચના માથે ચડાવી હવે ત્રણ માસના જાતઅનુભવ પછી કાંઈક લખવા હિંમત કરું છું. આપણા ગુજરાતી ભાઈઓનું સમાજજીવન નીરખવા કેટલાક પર્વોની ઉજવણી જોઈ, ગરીબ મેળાવડાઓમાં ગયો અને અન્ય રીતે એનો જેટલો ખ્યાલ મેળવાય તેટલો મેળવ્યો. ત્યારબાદ એ વિષે યોગ્ય રીતે કહી શકાય એમ લાગ્યું તેથી થોડો વિલંબ પછી આ લખું છું.

કરાંચીની વસ્તી બે લાખ પંદર હજાર જેવી સેન્સસમાં ગણાઈ છે. પણ મારા ધારવા મુજબ એ પછી આઠ વર્ષમાં ઠીક ઠીક વધારો થયો છે. આ વસ્તીના થોડા ભાગ

આપણા ગૂજરાતીઓ છે. એ પ્રમાણમાં પણ ઠીક ઠીક વધારો થયો લાગે છે પરંતુ વસ્તીના કરતાં અહિંના જીવન પર ઘણી વધારે અસર આપણા ગૂજરાતીઓએ પાડી છે. મારા એક મિત્રે અહિં ઉચ્ચારેલું કે હું તો અહિં સિંધીઓને જોવાને અપેક્ષા રાખતો હતો પણ અહિં તો જ્યાં જુઓ ત્યાં ગૂજરાતીઓ જ છે. એ સાવ સાચું છે. કરાંચી સિંધી છે તેના કરતાં ગૂજરાતી વધારે છે. પ્રો. મલકાની કહે છે કે કરાંચી સિંધી જેટલું જ ગૂજરાતી છે. સંદરથી માંડીને શહેરના દરેક લત્તામાં જ્યાં જુઓ ત્યાં ગૂજરાતીઓ વસેલા છે. એમની મોટી વસ્તી રણછોડ લાઇન અને નાનકવાડામાં છે. અહિં વેપારની ભાષા ગૂજરાતી ગણાય છે. વેપારીઓમાં આગેવાની ભર્યો ભાગ પડાવતા કચ્છી ગૂજરાતીઓ છે. કારીગર વર્ગ તો મોટા ભાગે ગૂજરાતીઓનો જ છે. આ કારીગર વર્ગમાં સોની, દરજી, સુથાર, કડીઆ, મોચીનો સમાવેશ થાય છે. સિંધીઓ ગૂજરાતી ભાષા સમજી અને કેટલીક વાર બોલી જાણે છે (એટલા પ્રમાણમાં આપણા ગૂજરાતીઓ સિંધી જાણતા નથી. 'શા માટે જાણવી પડે ?' એમ એ કહે છે.) ગૂજરાતી શાળાઓની મોટી સંખ્યા અહિં છે એટલું જ નહિ પણ અહિંનાં સિંધી બાળકોની કેટલીક શાળામાં ગૂજરાતી શીખવાય છે. આવી શાળાઓ old town-(ઓલ્ડ ટાઉન) જ્યાં મૂળ કરાંચી શહેર હતું અને જ્યાંના ગીચ રસ્તા અમદાવાદની ગલીઓની યાદ આપે એવા છે ત્યાં છે. અહિંનાં સિંધી બાળકો ગૂજરાતી ભાષા શીખે છે. આ ઉપરથી અહિંના જીવન પર આપણા ગૂજરાતીઓની કેટલી અસર થઇ છે તે સહેજે સમજી શકાય એમ છે.

ગૂજરાતી ભાષાના શિક્ષણ પરથી ઉતરી અહિંની ગૂજરાતી બોલી વિશે બે શબ્દો લખવા મન થાય છે. હું આવ્યો ત્યારે શરૂઆતમાં એક બે શબ્દો તો ખાસ ધ્યાન ખેંચે એવા લાગ્યા. કોઇ ચીજ બગડી ગઈ હોય, કયાંક ગોટાળો થઇ ગયો હોય, તો એ લોકો 'whole sale (હોલ સેઇલ) રોળો થઇ ગયો' એમ બોલતા દિવસમાં દશ વાર સાંભળતો હતો. 'રોળાઇ ગયું' એના અર્થમાં જ એ વાપરતા હશે એમ વિચાર્યું પણ એનો અર્થ ઘણો વિશાળ થતો જોયો. સિંધીઓ આ જ શબ્દ ઘણી વાર વાપરે છે. 'ખપે' 'જોઇએ'ના અર્થમાં તો કચ્છીઓ પહેલાંથી જ વાપરે છે એ અમદાવાદથી જાણતો હતો પણ અહિં સામાન્ય શુદ્ધ ભાષાના પ્રયોગમાં કેટલાક ભાઈઓ એ શબ્દ વચ્ચે વાપરી દે છે. 'મહેમાન'ને બદલે 'મિજબાન' પ્રચલિત છે. ભાષાના આ પ્રયોગો વિશે મને ગમ નથી. ફક્ત હું તો જે શબ્દોએ ધ્યાન ખેંચ્યું તે વિષે જ લખું છું.

કરાંચીનાં ગૂજરાતી છાપાંઓ વિશે નિર્દેશ કરવો યોગ્ય લાગે છે. સરવાળે એમની ભાષા મને શુદ્ધ લાગી નથી. દેશપરદેશને લઇને ભાષામાં જે ફેરફાર થાય તેનાથી તો ભાષા સમૃદ્ધ થાય પણ અહિંનાં પાક્ષિકો અને દૈનિકો વાંચતાં તેની ભાષા દુર્બળ લાગી. અહિંનું લોકપ્રિય છાપું 'હિતેચ્છુ' છે જે શ્રી હરિલાલ ઠાકર કરીને એક લુહાણા ગૃહસ્થ ચલાવે છે અને તેમની કરકસર અને કાર્યશક્તિથી તેઓ તેમાં સારી કમાણી કરે છે એમ સાંભળ્યું છું. મારે દિલગીરી સાથે જણાવવું જોઈએ કે આ છાપું જોડીઆ બજારના કણીઆઓની 'રસવૃત્તિ' પોષવા પ્રયાસ કરતું ઘણી વાર જણાય છે. એમાં 'રસકટોરાભંગ'નું એક કોલમ આવે છે તેમાં અને બીજાં કોલમોમાં ફોજદારી કેસોનાં વર્ણનો છપાય છે. પણ અહિંના એક બીજા છાપા 'સિંધવર્તન'માં તો હદ જ વળે છે એના કરતાં એ સારૂં જ છે અને ગૂજરાતની અને હિંદની આગળ પડતી પ્રવૃત્તિઓ વિષે ઠીક ઠીક માહિતી આપે છે. આ છાપામાં

ભાષાની શુદ્ધિ જળવાતી નથી એ જોઇ તાજેતરના ગૂજરાતના સાહિત્ય ને કળાના ધામમાંથી આવેલા મારા જેવાને ખોટું ન લાગે?

હવે અહિંના ગૂજરાતી સમાજજીવનનો ખ્યાલ આપતા કેટલાક ઉત્સવો વિષે બે બોલ કહું. મારા આવ્યા પછી જન્માષ્ટમીનો ઉત્સવ આવી ગયો અને લોકમાન્ય તિલકની પુણ્યતિથિ અને 'ગાંધી જયંતી' ઉજવાઇ. 'શ્રેયસ્સાધક મંડળ'ના ઉપેન્દ્ર ભગવાન અહિં આવ્યા અને ગયા. આ બધા ઉત્સવો અને મેળાવડાઓમા ભાગ લીધા પછી મારા મન પર સારી છાપ પડી નથી એમ દુઃખ સાથે કબુલ કરવું પડે છે. એક ઉત્સવમા આચાર્ય ગિદવાણીને નોતરવામા આવ્યા હતા. તેમને આપણા એક ગૂજરાતી આગેવાને ગૂજરાત વિદ્યાપીઠને યાદ દેવડાવી કહ્યુ હતું કે ગૂજરાતીઓ પ્રત્યે શ્રી. ગિદવાણીને પક્ષપાત હોય જ, ત્યારે એના જવાબમા શ્રી ગિદવાણીએ કહ્યુ હતું તે શબ્દો આપણા અહિંના ગૂજરાતી જીવનને ઠીક લાગુ પડે છે તેમણે કહ્યુ 'તમે મને ગૂજરાત યાદ દેવડાવો છો પણ ક્યા છે એ ગૂજરાતની પ્રબળ રાષ્ટ્રીય ભાવના, ક્યા છે એ સાહિત્ય સંગીત અને કળાના પુનરુદ્ધારની નિશાનીઓ અને 'નવજીવન'માંથી નવચેતન મેળવતા નરનારીઓ?' આની સાથે સાથે મારે એટલું કહી દેવુ જોઇએ કે જો કે અહિંના ગૂજરાતીઓને એક સરકારી સાચા નાયકની જરૂર છે અને તેઓ સંસ્કારિતામા કાંઇક પછાત હશે છતા અહિંના સિંધીવર્ગના પ્રમાણમા રાષ્ટ્રીય ચળવળોમા ઘણા આગળ વધેલા છે. અહિંના ખાલીકદાના હોલમા રાષ્ટ્રીય ઉત્સવો થાય છે તેમા આપણા ગૂજરાતીઓ જ મુખ્યત્વે નજરે પડે છે અને આગળ પડતો ભાગ લે છે. અહિં એક રાષ્ટ્રીય (આપણા ત્યાના ધોરણ મુજબ એને અર્ધ સહકારી કહી શકાય) શાળા ભારત સરસ્વતી મંદિર છે તેમા ગૂજરાતી બાળકો જ ભણે છે અને તેનો વહીવટ ગૂજરાતીઓ જ કરે છે. રાષ્ટ્રીય ભાવના આપણા ગૂજરાતીઓમા પ્રબળ છે અને બારડોલીની લડતે એ વધુ પ્રબળ કરી છે. જ્યારે સિંધીઓનુ આકર્ષણ ક્લીફ્ટન (જે અહિં ચોપાટી જેવું હવાખાવાનું સ્થળ છે અને જ્યા કોઈક વાર યુવક અને યુવતીઓના સંવનન થાય છે એવુ એક આમિલ યુવાને મને કહ્યુ હતું) મા છે.

ગૂજરાતીઓમા નવચેતન રેડનારી પ્રવૃત્તિઓની નોંધ અહિં લેવી જોઇએ અહિં 'ગૂજરાત કુમાર સંઘ' સ્થપાયો છે અને તેના પ્રાણ ભાઈશ્રી કરસનદાસ માણેક જેઓ આપણી વિદ્યાપીઠમા હતા તે છે. કુમારસંઘમા કાંતણ, ટૉલ્સ્ટોયની કથાઓનું વાચન અને બીજી પ્રવૃત્તિઓ થાય છે. જૈન મિત્રમંડળ અને બીજી જ્ઞાતિઓના અનેક મંડળોએ પુસ્તકાલય અને વાચનાલયો કાઢ્યા છે અને તેથી ઠીક પ્રગતિ થાય છે.

ગૂજરાતીઓની રસવૃત્તિ પ્રગટ કરતા રાસો અહિં સાભળવાના મળ્યા ગાંધી જયંતિને દિવસે તો ખાલીકદીના હૉલમા બાળાઓએ રાસ કર્યા અને કરાચીની પ્રજાને હેરત પમાડ્યા ભારત સરસ્વતી મંદિરના બાળકોએ રાસ સુંદર રીતે કરી બતાવ્યા હતા. જન્માષ્ટમી વખતે અમારા ભંગીભાઇઓમા રાસ થાય છે તે જોવાને કેટલાક ગૃહસ્થોને નોતરવાનું મન થતુ હતું આ ભંગીઓ પોરબંદર અને કાઠિયાવાડના ગામડાંમાથી આવે છે અને એમની સ્ત્રીઓ સુંદર ગરબા લઈ શકે છે એ જોઇ ખૂબ સંતોષ થયો.

આપણા ગૂજરાતીઓ પોતાના જ અલગ લત્તાઓમા રહે છે એટલે એમના પર અહિંની ખાસ દેખાય એવી અસર પડી લાગતી નથી કાઠિયાવાડના જુદા જુદા ગામોમાથી

જેઓ અહિં આવેલા છે તેઓએ પોતાના જુના રીતરિવાજો કાયમ રાખ્યા છે અને તેમના કપડામાં અમદાવાદની ફેશનોની ખરાબ નકલ થઈ જણાય છે. બૈરાંઓ તેઓ એમના ઘેરવાળા ચણિયા અને કમખા જ પહેરે છે. કચ્છી ભાઇઓ વેપારી છે, પણ તેઓએ પણ તેમના જુના રીતરિવાજો કાયમ રાખેલા છે.

સુધારકો અહિં નજરે પડે છે. ગયા અઠવાડિયામાં Age of Consent Committee અહિં આવી હતી તેની સમક્ષ પ્રોફેસર બૂચે ઘણી સરસ જુબાની આપી હતી. પણ સરવાળે અહિંનું ગૂજરાતી જીવન જૂના વિચારનું ગણાય. શ્રી. ઉપેન્દ્ર ભગવાન આવેલા ત્યારે એક ઉત્સવમાં હું ગયો હતો ત્યાં એમના ભકતો જોયા. એમની આરતી ઉતરતી હતી તે જોઇ, ' વંદે માતરમ્ ' ની જ ઢબવાળું ' વંદે સદ્‌ગુરુમ્ ' એ ગીતથી થતી શરૂઆત સાંભળી ત્યારે આ બાબતનો ઠીક પરિચય થયો.

અહિં સાહિત્ય અને કળાનું કેન્દ્ર થીઓસોફીકલ સોસાયટી ગણાય છે. એના પ્રાણ શ્રી. જમશેદ મહેતા એક ગૂજરાતી છે, પણ એના ' star strings ' (સ્ટાર સ્ટ્રીંગ્સ) નું એક કોન્સર્ટ થયું હતું તેમાં ગયો ત્યારે ત્યાં બંગાળી, મરાઠી, હિંદી, અંગ્રેજી ગીતો સાંભળ્યાં! ગૂજરાતીને સ્થાન ન જોયું! રવિબાબુનું રાષ્ટ્રીય ગીત અને ' ગૉડ સેવ ધી કીંગ ' ના સરકારી ગીતથી આ કોન્સર્ટની શરૂઆત થઇ. તેનો ખુલાસો શ્રી. જમશેદે આપતાં કહ્યું કે એમના કલાકારો એ બન્નેને ઇશ્વરસ્તવન માને છે અને તેથી તે ઉભા થઈ પહેલાં ગાવાનાં છે!

છેવટે મારે એક બાબત દુઃખ સાથે જણાવવાની રહે છે. અહિંના ગૂજરાતીઓ ધનિક છે, એમાં કારીગરો છે, ઠીક ઠીક કમાતા મજુર ભાઇઓ છે પણ કેળવણીમાં આપણા ભાઇઓ ઘણા પછાત છે. અહિંની કોલેજમાં ગૂજરાતીઓ છે તે મુખ્યત્વે અમદાવાદ ભણીથી એન્જીનીઅરીંગનો અભ્યાસ કરવા આવે છે. એક ગૂજરાતી ભાઇએ દુઃખ સાથે અહિંના ગૂજરાતીઓ વિષે આમ કહ્યું હતું: ' કરાંચીમાં કચ્છીઓ સાહસ ખેડવા આવ્યા અને ધન કમાયા. બીજા વખાના માર્યા આવ્યા કે ધંધો શોધવા આવ્યા. તેઓ કારીગર અને કારકુન બન્યા. એમનાં બાળકોને શિક્ષણ જોઇએ ના? તેથી શિક્ષકો થોડાક આવ્યા. બાકી અહિં ઉંચી કેળવણી લેવાની કે આગળ વધવાની કોઇને પડી નથી. ' આ વર્ણનના વધારે પડતા રંગો બાદ કરી હું કહેવા માગું છું, કે આપણે સાહસમાં અને વેપારમાં આગળ વધીએ તેની સાથે કેળવણીમાં આગળ હોઇએ તો કેવું સારૂં?

જીવણલાલ ચાંપાનેરીઆ
અર્થશાસ્ત્ર વિશારદ.

## (૨) ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસિયેશન: કરાંચી

ગુજરાતી જાણનાર સ્નાતક ભાઇઓએ પોતાનું ખાસ મંડળ સ્થાપ્યું છે. ગુજરાતી ભાષાએ દેવાળું કાઢ્યું હોવાથી એ ભાઇઓએ પોતાનાં મંડળનું નામ " ધ ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસિએશન " એવું આપ્યું છે! જે બી. એ. પદવીધારીઓ ગુજરાતી ભાષા લખી, વાંચી, બોલી જાણતા હોય તેઓ જ આ મંડળના સભ્ય થઈ શકે એવી એની એક

ક્ષમ છે. એના મંત્રીઓ, પ્રમુખ ઉપપ્રમુખ સઘળા ગુજરાતી ભાષાના ઘણા સારા જાણકાર છે જ્યાં એ મંડળનું નામ અંગ્રેજી રખાયું છે. અને સઘળું કામ—કાર્યવાહક સમિતિનું અને અહેવાલ રજુ કરવાનું—અંગ્રેજીમા જ ચાલે છે! ગુજરાતી વિદ્વાનો, આચાર્યો આમ પોતાની ભાષા માટે અભિમાન ન ધરાવે અને જાણે ગુજરાતી ભાષા રંડાઇ હોય તેમ સઘળું કામ અંગ્રેજીમા ચલાવે એ જાણી ખરે જ ખેદ થાય છે.

આ મંડળે ટુંક મુદ્દતમા ભાષણની દૃષ્ટિએ સારૂં કામ કર્યું કહેવાય. વર્ષ દરમિયાન 'નૃત્યકળા', 'હિંદુ નાટ્યકળા', 'શિક્ષણનું ધ્યેય', 'વેકસીનેશન', 'શિવાજી' વગેરે વિદ્વત્તાભર્યા વિષયો પર હિંદુ અને પારસી ભાઇઓએ આ મંડળ તરફથી ભાષણો કર્યા હતાં. પ્રો. અ. ક. ત્રિવેદી, ડૉ. નાયક અને ડૉ. રાણીના અત્રે આવતાં તેઓને આ મંડળ તરફથી માન આપવામા આવ્યું હતું. આ મંડળીના હાલ બાવન સભ્યો છે. નવી ચુટણી ૨૯ મી જુલાઇએ થઇ હતી.

નવી ચુટણી પછીનુ પહેલું ભાષણ "વિનોદશાસ્ત્ર" પર મુબઇવાળા રા. જદુભાઈ ખંધડીઆએ કર્યું હતું. વિનોદ શું, હાસ્ય શું, હસવુ કેમ આવે છે, હાસ્યના કેટલા પ્રકાર વગેરે દાખલા સાથે રસીલું ભાષણ એ ભાઇએ કર્યું હતુ.

**આંતર રાષ્ટ્રીય દિવસ**—જગતભરમા એક દિવસ એવો નક્કી કરવો કે તે દિવસે વિચાર કરી શકાય, લાગણી બતાવી શકાય અને પરસ્પર સુખ, આબાદી અને ફતેહ પ્રચ્છી શકાય. આખા જગતમા એક વેળા પળાય એવો એક તહેવાર નક્કી કરવો. અત્રેના પારસી રહીશ (ઇંગ્લાંડમાં અભ્યાસ કરી આવેલા) ડૉ. પેશોતન સોરાબજી ગુલબાઇ હુબાશે આ વિચારને અમલી રૂપ આપવા દેશ પરદેશ ખૂબ પ્રયાસ કર્યો હતો. લીગ ઑવ નેશન્સના 'અંડર સેક્રેટરી' અને બીજાઓએ એમના વિચાર સાથે ઘણું મળતાપણુ બતાવ્યું હતુ. કરાચીમા એની ચળવળ કરવાનું એમણે શરૂ કર્યું અને ઇશ્વરકૃપાથી અત્રેના સેવક રા. આત્મારામ ઍડવાણી એમને મળી આવ્યા. આ ચળવળને ઇન્ટરનેશનાલિઝમ કે બોલ્શેવિઝમ કે કમ્યુનિઝમ સાથે કોઇ જાતનો સંબંધ નથી એવી ડૉ. પેશોતન ખાતરી આપ્યા પછી કહે છે કે કમ્યુનિસ્ટસ તો પ્રજાનો નાશ કરીને માનવજાત સાથે મિત્રતા બાંધવા માગે છે, અમે લોકો તો પ્રજાનો નાશ કર્યા વિના સઘળાને એક કરવા માગીએ છીએ.

આ 'આંતર રાષ્ટ્રીય દિવસ' ને જાહેરાત આપવા ખાસ જલસો અત્રેની થીઓસૉફીકલ સોસાઇટીના હૉલમા કરવામા આવ્યો હતો. આંતર રાષ્ટ્રીયતાની વાતો જ્યાં આ જલસો માત્ર બઇરાઓને (ખાસ આમંત્રણથી) માટે જ ખુલ્લો હતો. જાહેરને માટે એ ખુલ્લો નહોતો. એ જલસામા એ સંબંધી વિવેચન થયા હતા અને જુદા જુદાં રાષ્ટ્રની ધ્વજાઓ ઊડતી કરી ખાસ ગાયનો ગવાયા હતા.

નરીમાન સોરાબજી ગોળવાળા

# નોંધ

## લાલા લજપતરાયનું અવસાન

લાલા લજપતરાયનું અવસાન તા. ૧૭-૧૧-૨૮ ના દિવસે હૃદય બંધ પડી જવાથી થયું. આ બનાવના ખબરથી દેશહિતમાં રસ લેતી હિન્દુસ્થાનની જનતાનું હૃદય ધ્રુજી ઉઠ્યું છે. દૈનિક પત્રોમાં લોકનાયકો ગણાતા મોટા માણસોના ઉદ્ગાર આવ્યા છે. તેમાંથી એક બાબત એ તરી આવે છે કે સૌને લાલાજીનું અવસાન ન મનાય એવી ચકિત કરનારી બીના લાગી છે. સામાન્ય માણસો જેમના ઉદ્ગારો છાપામાં નથી આવતા એમની સાથે વાતચીત કરતા પણ એ જ બીના તરી આવે છે. લાલાજી મરે કેમ? આ અનુભવ સ્વજનના મૃત્યુ જેવો છે. સ્વજનના મૃત્યુને માનતા વાર લાગે છે. લાલાજીના મૃત્યુએ તે લોકના કેવા સ્વજન બની ગયા હતા એ વાત સચોટ રીતે વ્યક્ત કરી છે.

આવા પ્રસંગે એમના વિષે કાંઇક લખવું એવો સાધારણ રિવાજ ગણાય. પણ એવા મહાન પુરુષના જીવનની એમ ઉતાવળથી સમાલોચના કરી મુકવામાં એમને અન્યાય થાય અને વાંચકોને જાણવા જેવું, શીખવા જેવું બહુ આપી ન શકાય. માટે એમના જીવન અને વિચારો વિષે આગામી અંકોમાં લખવાનું મુલતવી રાખી અત્યારે એક જ બાબત ઉપર અમારા વાંચકોનું ધ્યાન ખેંચીશું. લાલાજી આખા ભારતવર્ષના એટલે કે દેશહિતમાં રસ લેતા ભારતવર્ષના લોકોના સ્વજન શી રીતે થયાં? જેમ કુટુમ્બનો કોઇ વડો આખા કુટુમ્બનાં હિતનો સતત વિચાર કર્યા કરે છે અને તે માટે પ્રયત્ન કર્યા કરે છે અને તેથી કુટુમ્બ માટે તે આવશ્યક થઇ પડે છે અને તેના જવાથી કુટુમ્બ જેમ થોડા સમય માટે પાંગળું થઇ જાય છે તેમ લાલાજી વિષે થયું લાગે છે. લાલાજીએ આખા દેશને પોતાના કુટુમ્બ જેવું ગણ્યું હતું, એ મમતાથી જ સતત એના હિતનો એમણે વિચાર કર્યો હતો, એના દુ:ખે દુ:ખી થયા હતા, એને સુખી કરવા અથાગ મહેનત કરતા હતા. જુવાનીથી મૃત્યુ સુધી એમણે દેશ માટે કેટલું સહન કર્યું હતું તે સુપ્રસિદ્ધ છે. દેશહિતની કોઈ પણ એવી ચળવળ ન હોય કે જેમાં લાલાજી ઓતપ્રોત ન હોય. આથી એમના મતને મળતા હોય કે ન હોય તો પણ કોઇ નવું કામ કરનારને એમનાં મતનો વિચાર કર્યા વિના ચાલે તેમ ન હતું. આથી એમનું દરેક દેશહિતચિન્તકના આત્મામાં જાગતા દેવનું સ્થાન હતું. આથી જ તેઓ નાના મોટા સૌના સ્વજન હતા. આવાઓનો શરીર પડવાથી અન્ત આવતો નથી! લોકોમાં રેડાએલું એમનું ચૈતન્ય અમર રહે છે. ખરેખર ગાંધીજી સાચું જ કહે છે: "લાલા લજપતરાય મૃત્યુ પામ્યા! લાલાજી અમર રહો!

ર.

## નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ

ઑક્ટોબર, તા. ૨૬-૨૭-૨૮ ત્રણ દિવસ નડિયાદ મુકામે નવમી સાહિત્ય પરિષદ ભરાઈ. આ પરિષદમાં મુખ્ય પ્રમુખ શ્રી. આનંદશંકરભાઇનું તથા વિભાગીય પ્રમુખોનાં ભાષણો વંચાયા—અને તે પણ અધૂરા—એ સાહિત્ય પરિષદનો સાહિત્ય અંશ. બીજા દિવસના પાંચ મીનીટીઆ ભાષણોને 'સાહિત્યનું ફારસ' એવું નામ આપી શકાય. બાકીનો

બધો ભાગ બંધારણ ચર્ચામા ગયો. સાહિત્ય પરિષદ માટે બંધારણ અવશ્યક છે, પણ બંધારણ સાહિત્ય પરિષદ માટે છે, નહિ કે સાહિત્ય પરિષદ બંધારણ માટે. છેલ્લી પરિષદ મુબાઇમાં ભરાઇ ત્યારથી આ વિલક્ષણ ખટપટ ઉભી થઇ છે. પ્હેલાની સાહિત્ય પરિષદોમા ઝગડા હશે–પણ તે સાહિત્ય માટે, હ્રસ્વ ઇ દીર્ઘ ઈની જોડણી માટે અને સાહિત્યકારો માટે. હવે જો સાહિત્ય પરિષદમા ઝગડા કરવા જ હોય–અને મૃચ્છકટિકમા વિદૂષક કહે છે તે પ્રમાણે–**ष्फलहो हि गामसमागमो** કજીઓ કર્યા વિના ઉઠે એવી મંડળી દુર્લભ છે–તો તે સાહિત્ય માટે જોડણી માટે સાહિત્યકારો માટે થાય એ ઈષ્ટ છે, પણ બંધારણ માટે આટલુ બધુ તોફાન, આટલી બધી ખટપટ થાય એ તો અમને વિલક્ષણ લાગે છે.

સાહિત્ય પરિષદમા આ જ કારણથી દરેકના મ્હોડા ઉપર એક જાતનુ વૈલક્ષ્ય હતું પ્રમુખ સાહેબ જે તેમની સમયોચિતતા માટે જાણીતા છે તેમના મુખ ઉપર પણ એ જ વૈલક્ષ્ય દેખાતુ હતું તેના કાર્યવાહકોના મુખ ઉપર પણ એ જ ભાવ પ્રતીત થતો હતો આ બધાનું અમને એક જ કારણ લાગે છે અને તે એ કે સૌ કોઇ મનમા એમ સમજતુ હતુ કે આ સાહિત્ય પરિષદ સાહિત્યનો આસ્વાદ લેવા, સાહિત્યને સમૃદ્ધ કરવાના ઉપાયો ગોઠવવા નથી મળી આ સસ્થા ઉપર કોનું પ્રભુત્વ રહેશે એ વિચારથી સૌ મુઝાતા હતા.

સાહિત્યપરિષદે અનેક લાભ કરે એવા ઠરાવો પસાર કર્યા છે, પણ એ ઠરાવો પ્રમાણે અમલ થાય તો લાભ થાય. પણ હાલ કોઇને એનો અમલ કરવાની નવરાશ હોય એમ લાગતુ નથી ઉદાહરણ તરીકે ગૂજરાત યુનીવર્સીટી માટેનો ઠરાવ સાતમો. આ વિષે રા. રા. મુનશી આદિએ પહેલા થોડીક ધમાલ કરી હતી, અને એમની બીજી, ધંધાથી ઇતર પ્રવૃત્તિઓની જેમ ધમાલ કરી પાછી નિદ્રાવશ થઈ ગઇ. કોઈ પણ નાનું મોટુ કામ કરવા માટે તન્નિષ્ઠ ચિત્ત જોઇએ એ વાત હજી આપણા કાર્યકર્તાઓના ગળે ઉતરી નથી.

આઠમો ઠરાવ આ પ્રમાણે છેઃ 'ગુજરાતમા ઉચ્ચતર સ્ત્રી કેળવણી માટે એક વિદ્યાલય સ્થાપવા ગૂજરાતમા કેળવણીમા રસ લેતા ભાઇઓ અને બ્હેનોને આ પરિષદ ભલામણ કરે છે." આ ઠરાવ ઘણો ઉપયોગી છે. પણ તેનો અમલ થાય ત્યારે. અત્યારે અમદાવાદમા એક મહિલા પાઠશાળા ચાલે છે, અને બીજે સ્થળે પણ એવી સસ્થાઓ છે આ સંસ્થાઓ આર્થિક તેમ જ બીજી જાતની મદદના અભાવે જ શોષાય છે નવા સ્ત્રીવિદ્યાલયો સ્થાપવાનો ઉદ્દેશ સ્તુત્ય છે. પણ જે હયાત છે તેમને નિભાવવાની–સારા કરવાની પણ જરૂર છે. સાહિત્યપરિષદે આને માટે કાંઈ કર્યું હોત તો તેના ખાતે એક સારૂ કામ જમે થાત. આજે મહિલાપાઠશાળા આદિ, સંસ્થાઓ મહારાષ્ટ્રને અનુકૂળ થાય તે રીતે ઘડાએલી પ્રા. કર્વેની મહિલાવિદ્યાપીઠના ધારા ધોરણે ચાલે છે. ગૂજરાત સ્વતન્ત્ર રીતે પોતાની મહિલાવિદ્યાપીઠ સ્થાપી ગુજરાતની સ્થિતિને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરી સ્ત્રી કેળવણીનો પ્રચાર કરી શકે. એક રીતે વિચારતા ગૂજરાત યુનીવર્સીટી કરતાં અમને આ કામ વધારે જલદીથી કરવા જેવું લાગે છે. પુરુષ કેળવણી કરતા દેશહિતની દૃષ્ટિએ સ્ત્રીકેળવણી ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ એ મત બીજાને છેક જતો લાગે, પણ એમા ઘણું ઔચિત્ય છે એમ અમને લાગે છે. સાહિત્યપરિષદ્દ્વારા કામ કરવાની આજે જે મંડળના હાથમાં સત્તા છે તેઓ આના માટે કાંઈક કરશે તો તેની હયાતિ કૃતાર્થ થઈ ગણાશે.

ઠરાવ નવમો વિવિધ મંડળોની સ્થાપના કરવા માટે છે. આ પછી તુરત જ અમદાવાદમાં ખાનગી રીતે ચાલતા એક અભ્યાસીઓના મંડળે જાહેર રૂપ પકડયું છે. તેનું જૂનું નામ મજલિસે ફલસુફી એટલે તત્વજ્ઞાનના અભ્યાસ માટે સભા એવું હતું. તેણે વધારે સારૂં ફારસી જાણનાર એક ગૃહસ્થની સલાહથી 'ફીલસુફોની મજલિસ' એવું વધારે મોટું નામ ધારણ કર્યું છે. એના એક સ્થાપકે તેનો એવી રીતે બચાવ કર્યો હતો કે ફીલસુફનો મૂળ અર્થ જ્ઞાનનો પ્રેમી એવો થાય છે અને તેથી એવું નામ રાખવામાં મિથ્યાભિમાન નથી. અસ્તુ. આ સભા જો જ્ઞાનના શુદ્ધ પ્રેમથી કાંઇ કામ કરશે તો તેના નામનો કોઇ ઉપહાસ નહિ કરે. આ મંડળની સ્થાપના માટે પ્રવૃત્તિ તો સાહિત્યપરિષદ પ્હેલાં થઈ હતી. તેના ઠરાવથી એને સારૂં સમર્થન મળ્યું છે.

ઠરાવ સત્તરમો ઇતિહાસના સાધનોના સંરક્ષણ માટે છે. આ બાબતમાં બીજા પ્રાન્તો સાથે સરખાવતાં ગૂજરાતની સ્થિતિ શોચનીય છે. ગૂજરાતમાં ગાંધીજીની પ્રવૃત્તિથી જેમ કેટલાંક આવશ્યક નવાં અંગ જેવાં કે વ્યાયામ, સંગીત આદિ પ્રચાર પામ્યાં તેમ તેમની પ્રવૃત્તિથી ગૂજરાત વિદ્યાપીઠના આશ્રય નીચે એક પુરાતત્વ મંદિરની પણ સ્થાપના થઇ. પણ એમાં પણ પૂરતા ધનના અભાવે ઇતિહાસના સાધનોનું સંરક્ષણ કરવાનું કામ જોઇએ તેટલું થઈ શક્યું નથી, જો કે તે સાધનોનો ઉકેલ કરવાનું કામ તેણે યથાશક્તિ કર્યું છે. આ વિષય ઉપર ગૂજરાતના રહેલાણી ધનિકો ધ્યાન આપશે તો બોલ્શેવિઝમનો અતિવાદ કરવા માટે તેમને એક કારણ મળશે.

*

## ખેતીવાડીનું બીજું પ્રદર્શન

મુંબાઈ ઈલાકાનું ખેતીવાડીનું બીજું પ્રદર્શન સર લેસ્લી વિલ્સનના હાથે તા. ૧૭–૧૧–૨૮ ના રોજ ખુલ્લું મુકાયું છે. તે પ્રસંગે તેમણે કરેલા ભાષણમાંથી એક બે બાબતો નોંધવા જેવી છે. ગૂજરાતની છેલ્લી અતિવૃષ્ટિથી થએલા નુકશાનનો ઉલ્લેખ કરતાં લોકોએ અને સરકારે મળી કેવી રીતે કામ કર્યું તેનો નિર્દેશ છે. સરકારના પબ્લીક હેલ્થ ડીપાર્ટમેન્ટના ખાસ વખાણ છે. અને જે ત્વરાથી ગૂજરાતે પોતાનો ઘા રુઝાડી દેવા પ્રયત્નો કર્યા છે તેનો ઉલ્લેખ છે. ગુજરાતમાં અતિવૃષ્ટિથી પડેલી આફતનો વિચાર કરીએ છીએ ત્યારે લોકોને મદદ કરનાર તરીકે ઘણાખરા ગૂજરાતીનાં મનમાં સૌથી પ્હેલા શ્રી વલ્લભભાઇ યાદ આવે છે. ગવર્નર સાહેબને એ નામ યાદ ન આવે એ પ્રજા અને સરકારના માનસ વચ્ચે કેવો સંબંધ છે તેનો એક નમુનો છે. બારડોલી બાબતમાં સરદાર વલ્લભભાઇએ સરકારને હેરાન કરી એ જ એનું મુખ્ય કારણ હશે એવી કલ્પના થઈ શકે છે. પણ ગવર્નર સાહેબ પણ એવી બાબતોથી પર ન જઈ શકે એ પ્રજાએ વિચારવાનું છે. આપણા જૂના ગ્રંથોમાં ઘટીતિઓ ૭ ઈતિઓ મહાન ઉપદ્રવો ગણાવ્યા છે; તેમાં અતિવૃષ્ટિનો જેવો એક ઉપદ્રવ છે તેવો પરચક્રનો પણ છે. પરચક્રનો ઉપદ્રવ આપણા માથે દીર્ઘકાળથી ચાલે છે. વલ્લભભાઇને તો આ બધી ઈતિઓ સામે થવું હોય એટલે પર સરકારના પ્રતિનિધિ એમનું નામ શી રીતે લઈ શકે? અસ્તુ

નામદાર ગવર્નર સાહેબે એમના ભાષણના છેવટના ભાગમાં આ પ્રદર્શનના ઉદ્દેશો સંબંધી વાત કરી છે: "આ પ્રદર્શનનો એક હેતુ એ છે કે જમીનના માલીકો અને ખેડનારાઓને એ સમજાવવું કે જ્ઞાન અને અનુભવની મદદથી શું શું કરી શકાય છે." આ પ્રયોજન જો ખરેખર સિદ્ધ થતું હોત તો અમને ઘણો આનંદ થાત. નામદાર ગવર્નર સાહેબ યોગ્ય

સમજાવવા અનેક અમલદારો સ્પર્ધા કરતા હોય. બિચારા ખેડુતોને અને અમારા જેવા સાધારણ માણસોને કોણ કશું સમજાવે? વળી જ્યાં જ્યાં એકલી અંગ્રેજીમાં લખેલી તખ્તીઓ હોય ત્યાં બિચારો ખેડુત શું કરે? અમુક યંત્ર ત્યા શા માટે છે, અમુક પાક શાથી ખગડેલો છે, અમુક વસ્તુનો કેવી રીતે ઉપયોગ છે, તે કોણ કોને સમજાવે? એટલે ગામડામાથી મોકલેલા બિચારા ખેડુતોને અને અમારા જેવાને થોડો ઘણો તમાશો જોવાનો લાભ મળ્યો એ સિવાય ખેડુતની દૃષ્ટિએ ભાગ્યે જ બીજું કાઇ હિતકારી પ્રયોજન સિદ્ધ થયું હોય

આ ઉપરથી અમે એમ કહેવા નથી માગતા કે આ પ્રદર્શન તદ્દન નિષ્પ્રયોજન હતું. એમા ખેડુત સિવાય બીજાઓને ઘણા લાભ થાય એમ હતું, તે લાભો અહીં ગણાવવાની જરૂર નથી. પણ જ્યાં સાધારણ રીતે ખેડુતો પાસે પેટીયું મળે એટલી યે જમીન ન હોય ત્યાં આ મોટા દિગ્ગજો જેવા સાચાઓ શા કામના એનો વિચાર કરતા હતા ત્યા કોઇકે કહ્યું કે આપણા દેશી રાજ્યો છે ને? આ રીતે પરદેશી વેપારીઓ અને દેશી રાજ્યો વચ્ચે મારી આપલે થશે.

છતા આ પ્રદર્શનનો નિશાળના શિક્ષકો ધારે તો પોતાના વિદ્યાર્થીઓ માટે કાંઇક ઉપયોગ કરી શકે; ખાસ કરીને દેશી રાજ્યોના માંડવાઓમા ગૂજરાતના તે તે ભાગની જે પેદાશ રજુ કરેલી હતી તે ભૂગોળ જાણતા વિદ્યાર્થીઓને રસપૂર્વક બતાવી શકાય. પ્રાચીન કવિઓના હંસની જેમ દૂધ અને પાણી જુદું પાડવા પ્રયત્ન કરીએ તો આટલું દૂધ એમાંથી નીકળી શકે. બાકી ત્યાં ચોખ્ખું દૂધ પીવાની પ્રેક્ષકો માટે સારી સગવડ હતી, અને અમદાવાદના સાબરીઆના દૂધથી કંટાળી ગયેલા માટે એ એક, પૈસા હોય તો, સારી તક હતી.

**પંડિત મોતીલાલ નેહરૂએ** સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય અને સંસ્થાનિક સ્વરાજ્ય એ બે ધ્યેયો માટે પોતાનો ખુલાસો જાહેર કરી પ્રાન્તિક સમિતિઓ પાસેથી કલકત્તાની મહાસભા માટે પોતાના પ્રમુખપદની યોગ્યતા માટે ફરી પાછા મત માગ્યા હતા. ગૂજરાત પ્રાન્તિક સમિતિ અને બીજી સમિતિઓએ પોતાની સર્વાનુમતે સંમતિ આપીને મોતીલાલનું સમર્થન કર્યું છે. આ ઝઘડો ન ઉઠયો હોત તો સારુ, પણ ઉઠયો એટલે પંડિતજીને ફરી ચુંટવા એ જ યોગ્ય હતું. બાકી સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવા જે પ્રયત્ન કરવો પડશે એનું માપ વિચારતા એમ લાગે છે કે એટલું કરવાની જો તૈયારી હોય તો શા માટે સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય નહિ? અને જો એ તૈયારી ન હોય તો આ બધો ઝગડો શું કરવા? ખરી વાત અત્યારે કાર્યક્રમની છે; ધ્યેય વિષે બધાએ અંતઃકરણમા સંમત છે.

**બારડોલી તપાસ સમિતિનું** કામ વેગથી ચાલ્યું છે. તેના સાચા અહેવાલો 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ'માં આવે છે. શ્રી ભુલાભાઈ દેશાઇ જેવા સુપ્રસિદ્ધ અને બાહોશ ધારાશાસ્ત્રી દેશના વકીલ થયા છે એ સદ્ભાગ્ય છે. અમલદારોએ પણ ખંતથી કામ કરવા માંડયું છે એમ અહેવાલો ઉપરથી લાગે છે. યોગ્ય પરિણામ આવશે એવી આશા રાખવી અયોગ્ય ન ગણાય. આગામી અંકોમા 'પ્રસ્થાન' માટે પણ ત્યાંથી ખાસ માહિતી આવશે એવી ઉમેદ છે.

# પ્રસ્થાનના ગ્રાહકોને

૧ (અ) તમે જો સં ૧૯૮૫ ના લવાજમના રૂપિયા પાંચ મોકલ્યા હોય, તો ભેટના ટપાલ ખર્ચના ૦-૮-૦ મોકલી તમારે કયો સેટ જોઈએ છે તે લખી જણાવશો. ટપાલ ખર્ચ નહિ મળ્યું હોય તેમને ભેટ રવાના થશે નહિ

(બ) તમે રૂા ૫-૮-૦ મોકલ્યા હોય પણ કયો સેટ જોઇએ છે તે ન લખ્યું હોય, તો હવે તરત જ લખી જણાવશો જેથી જોઇતો સેટ મોકલી શકાય.

૨ તમે જો સં ૧૯૮૫ ના ચૈત્ર સુધીના ગ્રાહક હો, તો બાકીના ૭ માસના લવાજમના રૂા ૩-૮-૦ તથા ભેટના ટપાલખર્ચના ૦-૮-૦ મોકલી તમારે જોઇતો સેટ મગાવી લેશો, નહિતર પાછળથી મનપસંદ સેટ નહિ મળે અને જે બાકી હશે તેમાંથી જ મળશે

આ વર્ષથી ગ્રાહક નંબર બદલાયા છે અને તે ત્રણ વર્ષ સુધી ચાલુ રહેશે. માટે એ નંબર નોંધી રાખજો અને પત્રવ્યવહાર કરો ત્યારે અચૂક ગ્રાહક નંબર જણાવશો

વ્યવસ્થાપક, '**પ્રસ્થાન**'

---

# પ્રસ્થાનના વાચકોને

જણાવવાની રજા લઇએ છીએ કે આપ ગુજરાતી સાહિત્યનાં કોઇ પણ પુસ્તકો મંગાવો તેમાં આપને ટપાલખર્ચ બચાવવો હોય અને કોઈ પણ ઠેકાણે પ્રકટ થએલાં પુસ્તકો ફક્ત એક જ ઠેકાણેથી મંગાવી પૂરેપૂરો સતોષ મેળવવો હોય તો ફક્ત અમોને એક જ વખત લખી જોશો.

મુંબઇ ખાતે અમોને નીચેની સંસ્થાઓની એજન્સીઓ ફક્ત ટુંક સમયમાંજ મળી છે તેજ અમારી પ્રતિષ્ઠા.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન, ભાવનગર
શ્રી પુસ્તકાલય સ. સ. મંડળ લી વડોદરા
ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ
એમ. સી. કોઠારી, વડોદરા
પ્રસ્થાન કાર્યાલય: અમદાવાદ
ગુણસુંદરી માસિક

એ ઉપરાંત ગાંડીવ સાહિત્ય મંદિર, ગુજરાતી પ્રેસ, અમદાવાદ તેમજ અન્ય કોઇ સ્થળે પ્રસિદ્ધ થએલ તદન નવાં પુસ્તકો ગ્રાહકોની સગવડતા ખાતર પહેલાં મગાવીએ છીએ.

આપે ગુજરાતી સાહિત્યના કોઈ પણ પુસ્તકની જાહેરખબર ગમે તે જગ્યાએ વાંચી હોય છતાં તે જ પુસ્તકો અમારી પાસેથી મંગાવવાથી આપને અવશ્ય લાભ થશે કારણ કે, બહારગામથી એકાદ પુસ્તક પણ વી. પી થી મંગાવનારને અમો વ્યાજબી કમીશન દરેક પુસ્તક ઉપર કાપીને વી પી કરીએ છીએ એટલે પોસ્ટેજ લગભગ માફ થવા જાય છે,

ફક્ત એકવાર લખી તો જુઓ ?

**આર. આર. શેઠની કં.** પ્રીન્સેસ સ્ટ્રીટ, **મુંબઈ નં. ૨**